# સમાલોચક

પુસ્તક ૨૫ સુ, ] જાન્યુઆરી, ઈ. સ. ૧૯૨૦ [ અંક ૧.


## નિવેદન. 21,239


લેખક—રા. રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી.


સમાલોચકને માસિક થયે આજ ૭ વર્ષ પુરા થયા અને આ અંકથી તે સાતમા વર્ષમા પ્રવેશ કરે છે એ ૭ વર્ષની ટુંકી ગણાય એવી કારકીર્દીમા સમાલોચકે પ્રાંતના ચેતનમય જીવનમા કેટલો અંશ આપ્યો છે અને કેટલો નથી આપ્યો તેનો હિસાબ તો અમ્હારા પ્રિય વાચકો ઉપરાંત અન્ય જનો જ કરી શકશે સમાલોચકે બહુ કાર્ય કર્યું છે એ માન્યતા અમ્હારી—સચાલકોની નથી પણ હજી બહુ બહુ કાર્ય બાકી છે એ માન્યતા છે, તેમ અમ્હારા આદર્શ પુરેપુરા સિદ્ધ થઈ શકે નહિ ત્યા સુધી અમ્હારૂ મન શાંત પડે નહિ,—અમ્હારા હૃદયને સંતોષ મળે નહિ એ અમ્હારી ગમે તેવી પણ એક સમજ છે આ ૭ વર્ષમા સમાલોચકે અતિશય ભારે અગવડો વેઠી છે નફો પાઈનો ના કરતા હજારોનો વ્યય કર્યો છે પણ અમ્હને આશા છે—શ્રદ્ધા છે કે એ વ્યય ધર્મની દૃષ્ટિએ ઇષ્ટ પણ ફળ લાવી નીવડશે ગુજરાતમા અભ્યાસકો અને સાહિત્યમાટે પોતાનો જીવ પાથરી નાખે એવી વ્યક્તિઓ ક્રમભાગ્યે આજે મળી પણ મુશ્કેલ થઇ પડી છે અમ્હે અને આ માસિકના ગ્રાહકબન્ધુઓ સંતોષ પામીએ એવા પ્રકારના શિષ્ટ અને સરકારી લેખો અમ્હને મળી શકતા નથી—અમ્હારા પ્રયાસો આ દિશામા ચાલુ હોવા છતા પણ જોઇએ તેટલો એને સત્કાર મળતો નથી ઘણે સ્થળેથી લેખકો તરફથી તો 'અમ્હને સમય નથી' એ શિવાય અન્ય ઉત્તર ભાગે કાંઈ સાંભળવામાં આવતુ નથી અમ્હે ફરી ગુજરાતના શિક્ષિતવર્ગ સમસ્તને આ નવા અંકથી હૃદયથી આમંત્રણ આપીએ છીએ અને આશા રાખીએ છીએ કે નવા વર્ષમા શિષ્ટ અને સરકારી અને ઉપયોગી લેખો અમ્હને એ મોકલી આપશે

પ્રાંતના અને દેશના અનેક ભાગમા ચિરસ્થાયી ઉપયોગી ભાગ ભજવી શકે અને ગુજરાતીઓને મોહપ્રદ નીવડે અને ચેતનમય કરે તેમ ત્હેમના હૃદયને ઉન્નત અને શુદ્ધ સંસ્કૃત કરે એવા રાજકીય, સામાજીક ઔદ્યોગિક ને શાસ્ત્રીય લેખો લખવા તરફ ગુજરાતી ભાઈઓ પોતાનુ લક્ષ્ય ફેરવશે એવી અમ્હને આશા છે ગુજરાતીઓએ સાહિત્યની સેવા કરતી વખતે દેશપ્રતિના ધર્મકર્તવ્ય સિવાય બીજુ લક્ષ રાખવુ જોઇતુ નથી અલબત, એ સત્ય છે કે આર્થિક ભૂખમરો વેઠીને સાહિત્યસેવા કે દેશસેવા સાધ્ય નથી પણ અમ્હારૂ

માનવુ છે કે જેમને પ્રભુએ સારી આર્થિક સંપત્તિ આપી છે અને સારા અનુકૂલ સંજોગોમા જેમને મૂક્યા છે, તેવા શિક્ષિત જનોમાથી ઘણાએ પોતાના પ્રાંતની સાહિત્યસેવા-દેશસેવા કરી શકે એવા ગુજરાતમા હજીય છે ગુજરાતને આ આમંત્રણ અમ્હે કરીએ છીએ તે એ સ્વીકારશે એવી આશા છે •

ગયે વર્ષે સમાલોચકના કાર્યવ્યવહારમા-એના લેખો અને ચિત્રોમા સતતતાથી વિવિધતા સચવાઈ નથી, કોઇ આગળાને વેટે ગણાય એ સિવાય સ્વતન્ત્ર લેખો નથી વિગેરે ન્યૂનતા જો કે લાગી જાય એમ છે, છતા પણુ સાથે એ વાત પણ નક્કી છે કે સમાલોચક તેના પહેલાના વર્ષ કરતા ઉતરતી દશામા તો નથી જ રહ્યુ એના નિયમિતપણામા જે અસાધારણ ભગ પડ્યો છે તે મહુ ખોટુ થયુ છે એ વાતનુ અમ્હને પુરેપુરૂ ભાન છે પણ એના કારણમા એક જ મુખ્ય કારણ છે અને એ એ છે કે છાપખાનામા જોઇતા કામદારો મળતા નથી

સમાલોચકના અમ્હારા ગ્રાહકવર્ગને વિદિત કરવાની આ સ્થળે અમ્હને જરૂર લાગે છે કે ગયા જાન્યુઆરી માસથી સમાલોચકની છપામણી અને તેના કાગળોના ખરચમા ગયા વર્ષ કરતા ત્રીસ ટકાનો વધારો ઓચિંતો થયો છે છાપખાનાવાળાઓએ કામદારોને અસાધારણ મોઘવારીને લીવે અસાધારણ મોઘાઈ આપવી પડી છે અને તે બોજો આપણા જ ઉપર સ્વાભાવિક રીતે પડે આમ ત્રણ વર્ષમા ત્રણ ગણી છપામણી મોઘી થઇ છે, અને હજી એ વધતા વધતા ક્યા અટકશે એ કહી શકાતું નથી બીજી પાસથી કાગળો સોંઘા થશે એવુ લાગતુ હતું, તેમા પણ ઉલટો વધારો થતો જાય છે આથી અમ્હારે એપ્રીલમાસથી બહાર પડતા અંકથી માસિકનુ લવાજમ વધારવુ પડશે એથી અમ્હને મહા દુખ થાય છે પરન્તુ સમાલોચક વેઠેલી આર્થિક અગવડોથી વધારે અગવડ હવે વેઠી શકાય તેમ નથી આમ વધારેલા લવાજમ સાથે વર્તમાનમા તો નહિ પણ **બનતી પહેલી તકે** ગ્રાહક બન્ધુઓને કંઇક વધારે સંતોષ મળે એવી વ્યવસ્થા કરવાનો અમ્હે વિચાર કરીએ છીએ અમ્હે સમાલોચકના નિરંતર નિર્વાહ માટે અમ્હારા ઉદાર ચરિત ગ્રાહકબન્ધુઓ અને ગુજરાતના શિષ્ટ લેખકોની સદા સાહાય્યની અપેક્ષા રાખીએ છે

આ નવો અંક પ્રગટ કરતા આજ ત્રણ માસ પાણીના વેગે સરી ગયા છે તે માટે અમ્હે અત્યંત દિલગીર છીએ જાન્યુઆરીના આ અંક સાથે જ ફેબ્રુઆરીનો અંક પોસ્ટ થાય છે અને બનતી તાકીદે માર્ચ અને એપ્રીલના અંકો પ્રકટ કરીશું, પણ છાપખાનાની મુશ્કેલીઓમાંથી મુક્ત થઇશુ તેમ તેમ ગ્રાહકબન્ધુઓ આ વિલમ્બ માટે ક્ષમા આપશે એવી વિનતિ છે આ અંક બહાર પાડતા પણ નિયમ કરતા વધારે ખર્ચ થશુ છે, પણ તે સાથે ભવિષ્યમા સમાલોચક તેની પૂર્વવત્ નિયમિતતા સાચવી રાખવામા સફળ નીવડશે એ અમ્હારી આશા છે પણ આ સંબધમા અમ્હારા કાર્યની સાગોપાગ સિદ્ધિ માટે ગ્રાહકો તરફથી સંપૂર્ણ મદદની પ્રથમ જરૂર છે અંક બહાર પાડતા થયેલા વિલમ્બ માટે અમ્હે સર્વ બાન્ધવોની ક્ષમા માગીએ છીએ અન્તમા સમાલોચકના કાર્યને યશ મળો અને થોડીસી પણ પ્રાંત-દેશસેવા કરવા એ શક્તિમાન બનો એ અભિલાષ દર્શાવી અત્રે જ વિરમિએ છીએ.

---

# બાદશાહી ઢંઢેરો.

લેખક—રા. રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી.

"In the march towards the goal there will be need of perseverance and of mutual forbearance between all sections and races of my people in India I rely on the new popular assemblies to interpret wisely the wishes of those whom they represent and not to forget the interests of the masses who cannot yet be admitted to franchise to co operate with my officers for the common good in sinking unessential differences and in maintaining the essential standards of a just and generous Government Equally do I rely upon my officers to respect their new colleagues and to work with them in harmony and kindliess and to find in these new tasks a fresh opportunity to fulfill, as in the past their highest purpose of faithful service to my people A new Era is opening Let it begin with a common determination among my people and my officers to work together for a common purpose I therefore, direct my Viceroy to exercise in my name and my behalf my Royal clemency to political offenders in the fullest measure which in his judgment is compatible with the public safety

—The Royal, Proclamation, 23rd December 1919

ડીસેમ્બર મહિનાનું છેલ્લુ અઠવાડીયુ હિન્દની પ્રજાને જાગૃત અને કર્તવ્યપરાયણ કરી નઈ આનન્દના અવનવા ઓધમા ન્હાઈ ધોઈને દેશપ્રેમની દિક્ષા લેવાનુ ઘણુ પુણ્યવતુ આમ ત્રણ કરે છે એ પ્રથા આજ ચોત્રીસ વર્ષથી આ દેશમા ચાલુ થઈ ગઈ છે અને દેશના સદ્‌ભાગ્યે એ પ્રથામા દરવર્ષે અલૌકિક ચેતન પુરાતુ જાય છે હિન્દની પ્રજાએ સરથાપન કરેલી હિંદી રાષ્ટ્રીય પરિષદ્ પોતાનુ મહાપુણ્યવાન્ અધિવેશન પ્રતિ વર્ષે આ છેલ્લા અઠવાડીયામા હિન્દના અમુક અમુક ભાગમાં ભરે છે તે પ્રમાણે ગયા વર્ષ—૧૯૧૯ના ડીસેમ્બર માસમા—અમૃતસરમા—દુખી પંજાબના અમૃતસરમા—ભરવામા આવ્યુ હતુ તે પ્રસગ પહેલાં ફક્ત બે જ દિવસ પૂર્વે હિન્દના ઇતિહાસમા એક સ્મરણીય પ્રસગ બન્યો હતો એ પ્રસગ તે નામદાર સમ્રાટ્‌શ્રીનો બાદશાહી ઢંઢેરો હતો એ ઢંઢેરો દુખી આત્માઓને સાન્ત્વન આપનારો હતો એ ઢંઢેરો અપૂર્વ છે એવુ અમ્હે કહી શકતા નથી—સ્મરણીય છે એટલુ જરૂર જ કહી શકીએ તેમ છે ત્હેને હૃદયથી અમે સત્કારીએ છીએ અને હૃદયથી આશા રાખીએ છીએ કે નામદાર સમ્રાટ્‌શ્રીએ જે કોમળભાવથી જે જે જુદી જુદી ઇચ્છાઓ જેને જેને માટે—પછી તે, પ્રજાની અંદર વસતી માટે હો કે રાજ્યના અધિકારીઓ માટે હો કે ગમે તેને માટે એ—દર્શાવી હો—તે સર્વે જન એનો ખરા સાત્વિક ભાવથી સ્વીકાર કરી સામ્રાજ્યના એકન્દર હિતને

અર્થે એમની આ પવિત્ર ઇચ્છાઓ પાર પાડવા પોતાથી બનતું આ કરશે. એમા શકાને સ્થાન જ નથી

સમ્રાટ્શ્રી પોતાના બાદશાહી ફરમાનમા હિન્દના વાઇસરૉયસાહેબને કહે છે કે રાજ્યની સુલેહશાન્તિમા અડચણ ના આવે એવુ એમને લાગે તો તેઓ તેના રાજદ્રોહી જનોને સમ્રાટ્શ્રીના નામથી મુક્તિ આપવી બાદશાહી ફરમાનની આ એક બહુ મૂલ્યવાન કલમ છે-બાદશાહ શ્રીમાને આ ઇચ્છા બહુ પ્રશસાપૂર્વક દર્શાવી છે અને તેમની ઇચ્છાને અનુસરીને પજાબના એપ્રીલના તોફાન વખતે સજાને પાત્ર થયેલા અનેક નાગરિકોને ફરી મુક્તિ આપી છે અમ્હે ઇચ્છીએ છીએ કે બાદશાહ શ્રીમાને સર્વ જનોને-આ સર્વ અપરાધીઓને પોતે જ મુક્તિ આપી હોત અને વાઇસરૉય સાહેબની ઉદારબુદ્ધિ ઉપર એનો નિર્ણય કરવાનુ સોપ્યુ ના હોત તો વધારે સારૂ થાત-પ્રજાને તેથી વધારે સતોષ થાત નામદાર વાઇસરૉય સાહેબનો પ્રજાપ્રત્યેનો પ્રેમ ગમે તેટલો હોય પ્રજાને તેમના કાર્યમા વિશ્વાસ નથી અને વિશ્વાસ આવી શકે તેમ પણ નથી વિશ્વાસ પ્રેમથી મેળવાય છે-બલાત્કારથી નહિ આ બાદશાહી ફરમાની રૂએ પણ હજી ઘણા મહાજનો મુક્તિ મેળવી શક્યા નથી અને મુક્તિ આપવામા પણ નામદાર વાઇસરૉય સાહેબ બની શકે તેટલા ધીમે ધીમે પ્રયાસ કરે છે અને મુક્તિ આપવાના ઘણી અચકાય છે અને ગલ્લાતલ્લા કરે છે એ તો દેખીતી જ વાત છે જરા ઉડા ઉતરીને જોવાથી આ સહજ સ્હમજાય તેમ છે બાદશાહના ફરમાનને આમ કંઇક જુદી જ દૃષ્ટિથી જોવાય છે

સમ્રાટ્શ્રી પ્રજાને કહે છે કે ભૂતકાળને ભૂલી નવેસરથી પગલાં માંડો અને અધિકારીઓને કહે છે કે પ્રજાની તરફ મિત્રતાથી વર્તજો સામ્રાજ્યના સુલેહભર્યા વ્યવહારમા રાજા પ્રજાનો મિત્ર સબધ ખરે જ અગત્યનો છે એ મહાસૂત્રનુ પરમસત્ય રાજ્યના અધિકારી મહાશયો તો ઘણુંખરૂં જ ભૂલી જાય છે, અગર તો જાણીને એનુ પરિપાલન કરવા અનિચ્છા રાખે છે સુલેહ, શાન્તિ અને સુરાજ્યના પવિત્ર નામે દેશના શાન્તજીવનમા અનેક પ્રકારના કટકો વેરાય છે અને પ્રજાની ઇચ્છાઓનો વોળે દિવસ અનાદર થાય છે પ્રજા એ બધુ બધુ સાખે છે પણ દુખને મર્યાદા હોય છે, કોઈ વખતે એ મર્યાદાનુ ઉલ્લઘન છુટક છવાઇ રીતે થાય છે અને તેનુ આરોપણ દેશસમસ્તને માથે થાય છે અધિકારીઓના દુશાસનને કાયદાઓથી રક્ષણ મળે છે પછી તે ગમે તેવા ભયકર પરિણામ લાવનાર નીવડે તો પણ અને બીજા પક્ષે છુટક છવાયા દુષ્ટ લોકોના છમકલાને અને પ્રજાના હિતાવહીઓને એક ત્રાજવે તોળતા તોળતા અશાન્ત જીવન દેશમા ઉભુ કરાય છે નામદાર બાદશાહ શ્રીમાન્ આ પ્રકારના જીવનમા હવે મિત્રતા અને સહકાર ઇચ્છે છે અને પ્રજા જરૂર એનો સ્વીકાર કરશે બાદશાહના પવિત્ર ફરમાનને જરૂર જ તાબે થશે-એ ફરમાન અમ્હારે શિરસાવન્દ્ય છે નથી ફક્ત જણાતું એનુ પરિપાલન અમ્હારા દેશના સરકારી અધિકારીઓમા અમ્હે એમ પુછીએ છીએ કે રાજ્યના ફરમાનનુ ઉલ્લઘન કરનાર અધિકારીને અને પ્રજાજનને એક સરખો જ ન્યાય મળશે ખરો ?

આમ આ બાદશાહી ઢંઢેરાનુ મુખ્ય લક્ષણ રાજદ્વારી કેદીઓને મુક્તિ આપવાનું છે હિન્દીજનોને પોતાની પ્રિય માતૃભૂમિના સાંગોપાંગ ઉદ્ધારના સાધન સ્મરણ કરીને સાધનાના જન્મસિદ્ધ હક્ક—અધિકાર છે નવા રાજકીય સુધારા એ માગના વાહક બનશે એ નિ સશય છે પણ એ ફક્ત વાહક જ બનશે પુરી સિદ્ધિ ક્યારે મળે છે—મળશે અને એ મળતા—મેળવતા હિન્દવાસીઓને કઈ કઈ જુદી જુદી પરિસ્થિતિઓમાંથી કેવી કેવી રીતે પસાર થવુ પડશે એનો ખ્યાલ આણવો તો મુશ્કેલ જ છે કારણ કે હજીએ હિન્દ પુરેપુરી રીતે લાયક થયુ છે અને બાલક અવસ્થામાંથી પુખ્ત ઉમ્મરે પહોચ્યુ નથી એવી માન્યતા નામદાર સમ્રાટ્શ્રીથી માંડીને આપણા પોતાના સુપ્રસિદ્ધ દેશનાયક લૉર્ડ સિન્હા પણ ધરાવે છે એ આપણા દેશનુ એક પરમ દુર્ભાગ્ય છે પણ દેશનો સુપ્રસિદ્ધકાળ જતો બેઠો છે ને પુરેપુરો જશે જ એવી આશા છે હજી આપણા દેશજનો પોતાની જ વ્યવસ્થા કરવા લાયક નથી એ માન્યતા અમ્હારી તો નથી જ એ અમ્હારે માનપૂર્વક જણાવવુ પડે છે લૉર્ડ સિન્હા જેવા રાજકુશળ મહાત્માને પોતાનામા વિશ્વાસ નથી એ કેટલુ આશ્ચર્ય! અમ્હે ઇચ્છયુ હતુ કે જ્યારે હવે બાદશાહી ઢંઢેરો બહાર પડ્યો ત્યારે હિન્દની પુરેપુરી લાયકાત તો સ્વીકારવામા આવશે જ

ચાલુ વર્ષની આ ભરમા નાગપૂરમા જ્યારે આપણી રાષ્ટ્રીય પરિષદનો વાર્ષિક સમારભ મળશે ત્યારે નામદાર પાટવી કુવરશ્રી હિન્દની મુસાફરીએ આવશે સુધારા કહીએ તો—નવા રાજકીય સુધારા પ્રમાણે આવતા જાન્યુઆરી માસમા દિલ્હી ખાતે ભરનાર નવી વડી ધારા સભાનુ ખાત મુહૂર્ત એ પુણ્યવતા રાજદીપકના મગલ હાથે થશે એ ઘણુ ઉત્તમ થશે અમ્હને એ ક્રિયામા હિન્દનુ ભાવિ કાંઈક ઓર જ રીતે ઝગહળતુ દીસે છે નામદાર સમ્રાટ્શ્રીએ પાટવી કુવરશ્રી આ સમયે અત્રે પધારનાર છે એ મગલ સમાચાર બાદશાહી ઢંઢેરામા જણાવ્યા છે હિન્દીજનો આ રાજકુલદીપક કુમારશ્રીને અતરથી સત્કારશે એ નિ સશય છે એ ખાત-મુહૂર્ત સમયે અમ્હે ઇચ્છીએ છીએ કે બાદશાહ શ્રીમાન્ હિન્દીજનોના બાકી રહેલા દુ ખનુ એક સામટુ નિવારણ કરશે હિન્દીજનોના કરુણ દુ ખોની ગણત્રી થઇ શકે તેમ નથી પ્રજા દુ ખો—મહાદુ ખોમા ન્હાઈ રહી છે ત્રાસથી થરથરી રહી છે ભૂખે અને તરસે તરફડીઆ મારતી મરી રહી છે લક્ષ્મી—હીન બની કગાલ અને દરિદ્ર થઇ ઝુરી રહી છે એની બાથ પકડવામા અને એ ત્રાસને નિવારવામા સમ્રાટ્શ્રીનો જયજયકાર છે, સામ્રાજ્યનો વિશ્વવિજય છે

# હિંદનાં અભિલાષ.

લેખક ——રા. નલિનીકાન્ત.

હરિગીત

૧.

સ્મરતા સખા ! ભારતતણા, ઇતિહાસના આદર્શને,
આજે મહા અવનત દશા, નિરખી નયન અશ્રૂ ખરે, .
શી ભવ્યતા, શી દિવ્યતા, ગૌરવ ભર્યો ભારત હતો,
જનનત કીર્તિ શૌર્યથી, આ વિશ્વને અજવાળતે.

૨.

કેના હતા શરીરને, વળી ભક્ત ભારતભૂમિના,
સેવાપરાયણ રહી સદા, નિજ પ્રાણ પણ જે અર્પતા,
આન્તર વિશુદ્ધિ-વીર્યને, આત્મા તણી શક્તિ વડે,
નરવીરના ચારિત્ર્યથી, ભરપૂર આ ઇતિહાસ છે

૩.

એ વીર ને સત્પુત્રની, જનની અમારી ભારતી,
દુર્દૈવ હા ! અને મહા, દુખ દીનતા પામી રહી,
માનવ જીવનનુ કેન્દ્ર હા ! સ્વાતન્ત્ર્ય ખોવાયુ અને,
સમૃદ્ધિ શક્તિ હીનરે ! આજે અમારો હિન્દ છે

૪.

દીન દીન છે ત્હોયે સખા ! સ્વમાન કે શીખેલ છે,
ને તેથી હા ! ઉન્નત થવા, કે યત્ન કોડે આદરે
ચાહે પરસ્પર બન્ધુને, સેવા સ્વીકારી સર્વની,
શિક્ષા પ્રચારે દેશમા, અનુપમ સખા ! સ્વાતન્ત્ર્યની,

૫.

મનથી—વચનથી—કર્મથી, દૃઢ ઐક્યતા ધારી અને,
સ્વદેશ સેવા યજ્ઞમા, સર્વસ્વ જે અર્પણ કરે,
ભારત ભૂમિને વિશ્વમા, સ્વરાજ્યથી શોભાવશે,
એવા પ્રભુ ! અભિલાષ ક્યારે, હિન્દના પૂરા થશે

૧ ૦

# પ્રિયતમ ! વીસરશો ક્યારે ?

લેખક—રા ગિરિજાશંકર મ. ભટ્ટ.

સ્નેહપૂર્ણ ઓ ઉદાર પ્રિયતમ ! વીસરશો ક્યારે ?
પુષ્પસમા ઉરના પમરાટે, મઘમઘશો ક્યારે ?

૧.

સતાવ્યું કુમળું હૈયું મ્હેં, વચન કુડા કહીને
રક્ત ચૂસતી રૂઢીજાલનમાં, અંધ બદ્ધ થઇને
બુદ્ધિહીન થઈ, ઉરહીન થઇ, પજવ્યા મ્હેં તમને
ઓનો ઓનો, ક્ષમશો સૌ એ વીસરી જઈ ક્યારે ?
સ્નેહપૂર્ણ ઓ ઉદાર પ્રિયતમ ! વીસરશો ક્યારે ?
પુષ્પસમા ઉરના પમરાટે, મઘમઘશો ક્યારે ?

૨.

સ્નેહભાન પ્રિયઅંતર કેરા ના પરખ્યા અહ, મ્હે
ભર્ગ વર્યના ઉરમેઘને ઝીલ્યા નહિ કદિ મ્હેં
સમસ્નેહને, આત્મદાનને, ઉચ્ચ ગૃહિણીપદને—
અજ્ઞાની સમજી નહિ હું તો બાલિશતા ભરએ
સ્નેહપૂર્ણ મુજ ઉદાર પ્રિયતમ ! વીસરશો ક્યારે ?
પુષ્પસમા ઉરના પમરાટે, મઘમઘશો ક્યારે ?

૩.

રસભર જીવન આપ તણું પ્રિય ! વિદ્યાનકૃતને—
કટુ રસથી ઉભરાવ્યું મ્હેં તો, કંકાસ કરી કરીને
સમય વીત્યો, તક પણ ગઇ વીતી, ઉર્મિ કળી નહિ મ્હેં
આત્મશત્રુ હું બની ખરેખર, હિત નવ ન્યાળ્યું મ્હેં
સ્નેહપૂર્ણ ઓ ઉદાર પ્રિયતમ ! વીસરશો ક્યારે ?
પુષ્પસમા ઉરના પમરાટે, મઘમઘશો ક્યારે ?

૪.

શૃંગારો અવિકાવિક ઇચ્છ્યા, વસ્ત્રો ઇચ્છ્યાં મ્હેં
લલિત સુકોમળ કાયતણા પ્રિય ! લાલન ઇચ્છ્યાં મ્હેં

રૂઠી રૂઠેલ હું જ્ઞાનવિહોણી શું વધુ કહું તમને ?
પતિદેવ ! ઉરથી નવ ઇચ્છી જીવનશોભા જે
સ્નેહશૂન્ય મુજ જીવન એવું વીસરશો ક્યારે ?
પુષ્પસમા ઉરના પમરાટે, મઘમઘશો ક્યારે ?

૫.

અમૃત તરસી આંખ આજ મુજ કે નિરખે જૂદું
પ્રાણસખા ! અંતરહિન્દોળે ઝુલવવા ઇચ્છું
હસિત તમારૂં વદનકમળ પ્રિય ! વળી હસતું ઇચ્છું
એ અંતરની ઉંડી ઇચ્છા ફલિત થશે ક્યારે ?
પશ્ચાતાપે પીડિત પ્રિયાને ક્ષમશો સૌ ક્યારે ?
પુષ્પસમા ઉરના પમરાટે, મઘમઘશો ક્યારે ?

૬.

સૌ ભૂતભ્રમણા ગઈ પ્રિય ! મારી, જોયું મનમાંહે
ભવ્ય ભવિષ્યતણાં સ્વપ્નોમાં, રાચું વર્તમાને
સંસારે પ્રિય ! સ્વર્ગ ઉતારૂં, અમૃત સિંચું ને
પણ એ સૌ કરવાને પતિજી ! બલ દેશો ક્યારે ?
સ્નેહપૂર્ણ એ ઉદાર પ્રિયતમ ! વીસરશો ક્યારે ?
પુષ્પસમા ઉરના પમરાટે, મઘમઘશો ક્યારે ?

---

* 'સમાલોચક' ના સન ૧૯૧૮ ના ફેબ્રુઆરી ના અંકમાં મણિલાલ જ દવે ના 'મધુરા ! વીસરશો ક્યારે ?' નામક કાવ્યરથી સૂચિત

કમળાના પત્રો ૬ ૨–૦–૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

# મુજ પ્રિયતમ એ અભિલાપ !

લેખક–રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડયા. બી એ, એલએલ બી

( જય જય ગરવી ગુજરાત–એ છાયા )
મુજ પ્રિયતમ એ અભિલાપ !
મુજ જીવનનો એ શ્વાસ !

લેખ લખુ કે, કાવ્ય રચુ કે, ભાષણ આપુ અનેક,
કાર્ય કરૂં કે જનહિતકારી–જાગે મ્હારો દેશ
—મુજ પ્રિયતમ

"સ્નેહ અને સેવા"–એ મંત્ર ગામેગામ ગજાવુ,
મન્દ બનેના હિન્દુસ્તાનને ચેતનભરત બનાવુ
—મુજ પ્રિયતમ.

સેવાયજ્ઞો કૈ આરંભે દેશભક્ત યજમાન,
દેશયજ્ઞમા નમ્ર જીવન આ હું ય કરૂં કુરબાન
—મુજ પ્રિયતમ.

શેઠ મહાસુખભાઇનો બગીચો,
વિસનગર,
તા ૨ ૧૨ ૧૯૧૯

---

* Marriage forms under Ancient Hindu Law. As 12 N M. Tripathi & Co Bombay.

# પ્રાસંગિક વિચાર.

લેખક—રા. રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી.

## ૫. હિન્દુ-મુસલમાનની એકતા.

જમાના પહેલાથી અને સૈકાઓ થયે મુસલમાનરાજ્યસત્તા હિન્દમાં જામી ગઇ હતી. મુસલમાની રાજ્યોની અસરથી હિન્દને કેટલાક સારા નરસા લાભાલાભ થયા છે તેમાંનો મુખ્ય એક ગેરલાભ એ હતો કે મુસલમાન બાદશાહો અને મુસલમાન પયગમ્બર-ધર્મોપદેશકોએ પોતપોતાના સમયમાં હિન્દુધર્મને કાફર ધર્મના વિશેષણો આપ્યાં હતાં અને હિન્દુઓને કાફર કહી હિન્દમાં ન-મુસલમાન વસતી સ્હામે ધર્મયુદ્ધ માંડ્યાં હતાં. દેશમાં આવા ધર્મના નામે અનેક અત્યાચારો હિન્દુજ્ઞાતિ ઉપર વર્તાવવામાં આવ્યા હતા. પરિણામે હિન્દુ-મુસલમાન ભાઇબંધના સમ્બન્ધે રહેવા કરતાં દુશ્મનના કડવા સમ્બન્ધમાં આજ વર્ષોથી જીવતા રહ્યા છે અને આ કાળી ટીલીના પ્રતાપે હિન્દનું ઘણું દુર્ભાગ્ય વધ્યું છે એ ઉપર તો આસુ જ વર્ષે છે. મુસલમાની રાજ્યસત્તા ગયા પછી પણ થોડાઘણા પ્રમાણમાં આ સદીઓનો ઝેર જીવતો રહ્યો છે અને એ મટાડવાના પ્રબલ પ્રયાસો યોજાયા નથી, અને અંગ્રેજી રાજ્યસત્તાના આ સમયમાં પણ એ સ્થિતિ બંધ પડી નથી. અંગ્રેજી રાજ્યાધિકારીઓને એ ચાલુ સ્થિતિમાં લગાણ પાડવાનું ગમ્યું નથી—અને ગમે નહિ એ પણ સ્વાભાવિક જ હતું. પણ ન જાને જાનકિનાથ પ્રાત રાકે કિં ભવિષ્યતિ પ્રભુની અલૌકિક ગતિને સ્હમજનાર વ્યક્તિ કોઈ કાળા માથાનો માનવી હોઇ શકે નહિ. આજ ત્રણચાર વર્ષથી મુસલમાનભાઇઓની દૃષ્ટિમાં સાત્વિકતા પ્રવેશ પામી છે. હિન્દભૂમિને પોતાની સાચી માતૃભૂમિ માનવા એમની બુદ્ધિએ અલૌકિક પ્રેરણા કરી અને હિન્દના સર્વાંગી કલ્યાણમાં જ એમની કોમ સમસ્તનું શ્રેય છે એ સત્ય વાતની ઉંડી પ્રતીતિ એ દેશજનોને થઈ. અને બુદ્ધિમાનોને એક વસ્તુનું ભાન થતાં શું નથી થતું? એ પ્રતીતિ થતાંની સાથે જ એમણે હિન્દુભાઇઓ સાથે સહકાર કરવાના કહેણ મોકલ્યાં. હિન્દુભાઇઓએ એ મિઠા કહેણનો બહુ ઉદાર ભાવથી સ્વીકાર કરી લીધો અને સ્વરાજ્યના પન્થે જવાના પવિત્ર કાર્યમાં સાથે જ પગલાં ભરવા માંડ્યાં. એ પગલાં ક્યાં કેવી રીતે અટકશે એની કલ્પના કોઈ જ કરી શકે એમ નથી. આ પવિત્ર અને કલ્યાણકારી સ્વરાજ્ય-યાત્રાના યાત્રાળુઓના સમન્ધ વધારે ગાઢ થાય તે માટે મહાત્મા ગાંધીજીએ મુસલમાનભાઇઓના ખિલાફતના પ્રશ્નને હિન્દના રાષ્ટ્રજીવનનો પ્રશ્ન ગણ્યો અને મુસલમાનભાઇઓ સાથે હિન્દુભાઇઓએ પણ એ પ્રશ્નને પોતાનો ગણ્યો. વળી પંજાબના નાદીરશાહ માયકલ ઓડવાયર સાહેબની જોહુકમી સત્તાએ જલીયાનવાળા બાગમાં હિન્દુ-મુસલમાનભાઇઓની કતલથી રેડાયલા લોહીનું દઢ એકીકરણ કર્યું. મુસલમાનભાઇઓના અને હિન્દુભાઇઓના સહમરણ સાથે વળી સહભોજન પણ થયાં અને મુસલમાનભાઇઓએ હવેથી હિન્દુઓની પવિત્ર ગાયમાતાના વધ નહિ કરવાના આકરા સોગંદ લીધા.

અને કરોડો હિન્દુભાઇઓના હૃદયને શાન્તિ આપી-ત્હેમના પવિત્ર આશીર્વાદ લીધા આ સોગદ ચિરંજીવ બને આમ જે ઉદાર ભાવ આપણા મુસલમાનભાઇઓએ આજ દર્શાવ્યો છે તેથી સમસ્ત હિન્દુસમાજ સદાની એમની ઋણી બની છે આ પવિત્ર એકીકરણમાં વળી એક નવુ સત્ત્વ માગરોળની સુવિખ્યાત ગાદીવાળા મહાત્મા પીર મ્હોટામીયા સાહેબે બહુ અભિનન્દનને યોગ્ય ઉમેર્યું છે અને એ એ છે કે 'દરેક જણે એક એક ગાય રાખી તેનું પાલન કરી તેનો વેલો વધારવો' આ સૂચના ઘણી ઉપયોગી અને ઘણી હિતાવહી છે આ પીર મ્હોટામીયા સાહેબ એક વિદ્વાન્ છે અંગ્રેજીમા બી એ સુધીનો એમણે અભ્યાસ કર્યો છે એમ જણાવવામા આવે છે એ સાગ સમ્કારી બુદ્ધિશાળી ધર્મગુરૂ છે આપણા હિન્દુધર્મોપદેશકોમાથી કેટલાયે આ ઉપદેશ હિન્દુભાઇઓને દીધો ? અને કેટલા સખી હિન્દુગૃહસ્થોએ આ વાતનુ પાલન કર્યું ? હિન્દુભાઇઓ ધારે તો ઘણુ કરી શકે એમ છે, પણ હિન્દુભાઇઓને જોઈએ તેવા ધર્મોપદેશકો નથી અને જે છે તે ધર્મના નામે સમાજમા આજ વિઘ્નના કટકો ફેંકે છે અગર તો ઉદાસીન રહે છે જ્યા સુધી હિન્દુધર્મોપદેશકો જગતની જાગૃતિને-જગતની અનેકાનેક પ્રવૃત્તિને સ્હમજવા પ્રયત્નશીલ નહિ બને ત્યાસુધી હિન્દુસમાજનો ઉદ્ધાર અધુરો રહેશે અને જોર મેળે ન જાગે ધર્મના નામે થતા અનેક પાખંડો વધશે અસ્તુ આમ સૈકાઓથી સળગી રહેલી હિન્દુ-મુસલમાન હોળી હવે સમવાની અણી ઉપર છે એથી ઘણુ આશ્વાસન મળી શકે એમ છે એ બન્નેની રાખમા તનખો રહી જાય નહિ એ જોવાનુ કામ બન્ને કોમના દેશનાયકો-સમાજસેવકો અને સૌથી અગત્યના ધર્મોપદેશકોનુ છે સમાજ તો અધશ્રદ્ધામા ગબડે છે એને દોરનાર આ નાયકો જેમનુ સુકાન ફેરવશે તેમની દિશામા આ ઐક્યનુ નાવ હંકારાશે-' હિન્દુ-મુસલમાનની જય ' ચિરંજીવ બનો ! ' હિન્દુ-મુસલમાન ' સાચા અને શુદ્ધ હિન્દીજના બનો ! પ્રભુના અને પયગમ્બરોના અનેકાનેક શુભ આશીર્વાદો આ બન્ને જાતિઓ ઉપર ઉતરો એ મેહેરબાની કયો હિન્દીજન નહિ દર્શાવે ? એક સાચા હિન્દુજન તરીકે અને હિન્દીજન તરીકે અમ્હે આ મુસલમાનભાઇઓના બન્ધુકૃત્યને માટે ત્હેમને અભિનન્દન આપીશુ આ બાબ્ધરીમા જ હિન્દુભાઇઓનુ દેશકર્તવ્ય સમાયુ છે

૨. દલપતરામ જયન્તિ

ક દ ડા ના નામે સુપ્રસિદ્ધ આ કવિ દલપતરામને કયો ગુજરાતી નથી જાણતો ? સૌ જ જાણે છે અને જાણી રહેશે જ્યા સુધી ગુજરાતનો ગુજરાતી જીવતો હશે ત્યાં સુધી તા ૨૧ મી જાન્યુઆરી ૧૯૨૦ ના દિવસે આજથી સો વર્ષ પૂરા કવિ દલપતરામનો જન્મ થયો હતો, એ દલપતરામનો યુગ હતો જ્યારે ગુજરાત શુદ્ધ જ હતુ, જ્યારે ગુજરાતીઓ કોઇક કોઇક વિષયમા તો વધારે સશક્ત હતા કવિ દલપતરામના યુગથી કહેવાય છે કે ગુજરાતની ઉન્નતિ શરૂ થઈ આ કથન ઘણે અંશે સત્ય હશે ગુજરાતનો એવો ઇતિહાસ સત્તાવાર રીતે મોજુદ નથી એટલે એ કથનને પુરતું સત્ય કહી શકાય તેમ નથી ગુજરાતને જાગતુ દીપાવે એવા તો ઘણા

ગુજરાતના પનોતા પુત્રોએ જન્મ લીધો છે પણ ગુજરાતે એમની કદર બહુ ઓછી કરી છે એ ગુજરાતને માટે કેવળ શરમાવનારૂં જ છે નથી કોઈ મહાન્ ગુજરાતીના કીર્તિસ્તંભ કે સ્મારકો-અને નથી કોઇએ એ સ્મારકોની અગત્ય વિચારી એના અનેક કારણોમા એક મુખ્ય કારણ એ લાગે છે કે ગુજરાતના જે ગુજરાતીઓ આવા સત્કાર્યોના સાધકો બની શકે એમ છે, એમાની કેટલીક વ્યક્તિઓમા પ્રાન્તના આવા મહાજનો માટે જેટલી કર્તવ્યબુદ્ધિ નથી તો દેશ આખો પોતાના મહાજનોની કિંમત આંકવામા ઘણો પછાત છે આ કથન કેવળ સત્ય જ છે. કેટલા ગુજરાતીઓની જયન્તિઓ મતનતાથી ઉજવાઈ? કે કેટલા ગુજરાતીઓના સ્મારકો સ્થપાયા? કે કેટલા ગુજરાતીઓના કીર્ત્તિસ્થંભો ઉભા થયા?—લગભગ શૂન્ય જ આવી શૂન્યાકાર સ્થિતિમા યે કવિ દલપતરામનુ સ્મરણ જયન્તિના રૂપમા ગુજરાતે ગઇ તા ૨૧ મી જાન્યુઆરી ૧૯૨૦ ના રોજ યોગ્ય રીતે કર્યું છે—જો કે એ પુણ્યસ્મરણીય જયન્તિ સમસ્ત પ્રાન્તમા એક સરખી રીતે ઉજવવા માટે કોઇ જાતની વ્યવસ્થિત યોજના કરાઈ નથી એટલે અમુક સ્થળોએ જ આ ક્રિયા કરાઇ હે દલપતરામની સેવા અપૂર્વ તો ન હતી પણ સ્મરણીય અને ચિરાયુષ તો છે જ જુની ગુજરાતી વાચનમાળાના અભ્યાસકો દલપતરામને કેમ ભૂલી શકે? એ વાચનમાળાની સરળ, બોધક અને નીતિથી ભરપુર કવિતાઓ આજે ક્યા છે? સરળતા સાથે સુન્દર એ કવિતામા હતા એ સરળતામા બુદ્ધિના ઉંચા ચમત્કાર હતા—એમા ગેયતા હતી સુમધુનાનિસ પણ હતા અને ગુજરાતીઓને રહેજે ગમી જાય એવી એ કવિતા હતી આવા કવિની જયન્તિ—એમની સોની જન્મતિથિ ઉજવી ગુજરાતે પોતાનુ ઋણ ઠીક વાળ્યુ છે ગુજરાતને તે માટે ધન્યવાદ ઘટે છે કારણ આજકાલ ધન્યવાદની ભુખ બધાંને બહુ લાગે છે આ જયન્તિની ક્રિયા મુંબાઇમા આર્યસમાજના મન્દિરમા ગુજરાતના સાહિત્યવિનાસી રા કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીના પ્રમુખપદે ઉજવાઈ હતી કમનસીબ ગુજરાતના કે આ દિવસે સન્ધ્યાકાળે ફક્ત સાઠેક ગુજરાતીઓ દલપતરામની જયન્તિના ઉત્સવ ટાણે પધાર્યા હતા મુંબાઇમા જ્યા લાખો ગુજરાતીઓ વસે છે ત્યા ગુજરાતના એક મહાપુત્રની જન્મતિથિના ઉત્સવકાળે ફક્ત સાઠેક ગુજરાતીઓ હાજર રહે એ ચણુ જ શોચનીય ગણાય તે દિવસના મુખ્ય વક્તા જાણીતા વૃદ્ધ સાક્ષર રા નૃસિંહરાવ દીવેટિઆ હતા હાજર થયેલા ગુજરાતીઓ પુરા ઉત્સાહથી—કવિ દલપતરામના જીવનપ્રસંગો કે ત્હેમની સાહિત્યસેવાના ગુણકીર્તનો સાંભળવા—આવ્યા હતા પણ એ ઉત્સાહ નિરાશામા પલટાયો એક તરફથી હાજરી બહુ જ થોડી તો બીજી તરફથી કવિ દલપતરામ સમ્બન્ધમા કોઈ સારા ઉલ્લેખ થયા નહિં. ભેગા થયેલા ગુજરાતીઓ આમ નિરાશ થયા ગુજરાતમાં ગુજરાતીઓ કેટલા ઉત્સાહી અને આશાભર્યા હોય છે તેનુ આ દૃષ્ટાન્ત ખરે જ સ્મરણ રાખવા યોગ્ય છે અમ્હે ઇચ્છીએ છીએ કે ભવિષ્યમા જ્યારે જ્યારે આવા પુણ્યવતા પ્રસંગો આવે ત્યારે ગુજરાતીઓ વધારે ઉત્સાહી બનશે અને કવિ દલપતરામની જયન્તિની માફક ન્હાનકડું નાટક નહીં ભજવે જે થોડુ પણ થયુ છે તે માટે તો ધન્યવાદ જ ઘટે છે ગુજરાતના આવા મહાપુરૂષોના સ્મારકો આપણે ત્યા ક્યારે ક્યારે કેવી રીતે રચશે? આવા મહા ગુજરાતીઓના જીવનપ્રસંગોમાથી

ઉગતી નવી પ્રજાને બોધપ્રદ શિક્ષાઓ મળે કે હેમના જીવનના સુન્દર તારતમ્ય નરી પ્રજામા સમજણથી ઉતારી શકે એવા અગ્રગીન કાર્યોની યોજના આવશ્યક નથી શુ ? કવિ દલપતરામ જેવા એ યુગના કે આ યુગના દેશસેવકો, સાહિત્યસેવકો, સમાજસેવકો અને દાનેશ્વરી મહાજનો તો ભુજની જ સખ્યામા જન્મે છે અને એમનાં મહાકર્મો હેમના સ્મારકો તરીકે ચિરજીવ જ છે એવી માન્યતા ઘણાક ધરાવે છે અને તે ખરૂ છે છતાં એ બીજા પક્ષે એમને દેશસેવકો વિગેરે જન્મી ગયા છે કે જેમના સ્મારકોની અગત્ય પણ એટલી જ છે. આ સૂચના ભુલવા જેવી નથી પણ કોઈ ઉદાર સસ્થાએ તરત હાથમા લેવા જેવી છે સ્વરાજ્યની ઉદાત્ત ભાવનાથી રગાયેલા ગુજરાતમા આવા સત્કાર્યમા શુ મદદ મળવી અશક્ય છે ? અમ્હે ઈચ્છીએ છીએ કે દલપત રામની જ્યતિની માફક ગુજરાતના બીજા મહાજનોની જયતિઓ અવસર પ્રાપ્ત થયે ગુજરાતીઓ જરૂર યથેચ્છ ઉત્સવથી અને સ માનપૂર્વક ઉજવશે અને ગુજરાતના જીવનમા એક નવુ સુન્દર તત્વ ઉમેરશે

૩ 'નવો યુગ' અને તેની શરૂઆત.

ગત વર્ષના અતભાગે નામદાર સમ્રાટશ્રીએ નવો યુગ હવે હિન્દમા પ્રવર્ત્ત છે એવુ મંગળ વચન ઉચ્ચાર્યું છે અને તેનો ઉપયોગ અંગ્રેજ અધિકારી બિરાદરો કેટલી રાજભક્તિથી કરે છે તેના બે દૃષ્ટાન્તો અત્રે નોંધવાની અમ્હને જરૂર લાગે છે

૧ પ્રસિદ્ધ 'બોમ્બે ક્રોનિકલ' ના તા ૨૩ મી જાન્યુઆરીના પત્રમા નોટ્સ ઑફ ધી ડે ના શિર્ષકનીચે છપાયુ છે કે—

"જન્મભૂમિ"ની સત્તાથી એક ગૃહસ્થ લખે છે કે મિ નેવીની ઈગ્લાડથી આવેલા એક સદ્ગૃહસ્થ છે ધધે સોલીસીટર છે અને પજાબમાં પજાબના લશ્કરી કાયદાના તોફાન સામે પ્રીવિકાઉન્સીલને કરવામા આવેલી અપીલો સમ્બન્ધમા જાતમાહિતી મેળવવા એ આવ્યા છે અમૃતસર કૉંગ્રેસમા એ ગયા હતા ત્યારે તા ૨૫ મી ડીસેમ્બરે જનરલથી ૨૦ લશ્કરીઓએ મિ નેવીના ઓરડામા ઓચિતા પ્રવેશ કરી તેમને પુછ્યુ કે 'તમે એક ગોરા હોઇને જનરલ ડાયર અને જલીઆનવાળા બાગમા તેની સાથે ગયેલા માણસો સામે પુરાવો એકઠો કરવાનુ સાહસ કેમ ઉપાડો છો ?' આ પૈકીના એક લશ્કરીએ તો મિ નેવીને કહ્યુ કે 'મેં તો પરમેશ્વર ઉતરતા ૨૦ દેશીઓને એક નડાકે ગોળીથી ઠાર માર્યા' મિ નેવીનુ સુભાગ્ય કે આ લશ્કરી ટોળીએ તેમના કબજામાના કીમતી કાગળીઆઓ પડાવી લીધા નહિ એક અંગ્રેજ સોલીસીટર સ્હામે, હિન્દમા વસતા એક અગ્રેજ સદ્ગૃહસ્થ સામે આમ વાઘ-બકરીનો ખેલ ભજવાય એ એક નોંધવાલાયક વાત છે જે વેળાએ નામદાર રાજનો ઢંઢેરો પ્રગટ થયો છે તે જ વખતે આવી જોહાકી આચરાઈ એ શુ નવાઈ જેવુ નથી ? જે વેળાએ શાહી ઢંઢેરા ઉપર સહી થાય અને સર્વને માફી આપવામાં આવે તે વખતે આવો કરુણ-રસિક બનાવ બને એનો શો અર્થ ?"

મિ નેવીની જેવા એક ચુસ્ત અગ્રેજ ગૃહસ્થના સમન્ધમા જે આ પ્રસગ બન્યો છે અને એ વાત ઉપર સ્હેજમા જ જે ઢાકપિછોડો થઇ ગયો છે એ ખરે જ આપણને શર

* સસારદર્પણ (નાટક) રૂ ૦-૧૨-૦ એન એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુબાઇ.

માવનાર છે મિ નેવીલીની સાથે જે અંગત પરિચયમાં આવ્યા હશે તેમણે એમને માટે શો અભિપ્રાય બાંધ્યો હશે તેની અમ્હને ખબર નથી પણ અનુમાન તો સ્હેજે થઇ શકે એમ છે— અમ્હારા પોતાના નહિ જેના અલ્પ સમાગમના અનુભવે—કે મિ નેવીલી એ એક ઉમદા ખમીરના બાહોશ અંગ્રેજ ગૃહસ્થ છે. આ લેખકને પોતાને મિ નેવીની સાથે અમૃતસરથી લાહોર સુધી દોઢ કલાકપર્યંત એક જ ડબામાં મુસાફરી કરવાનો પ્રસગ મળ્યો હતો અને બીજા પ્રસગે તો સ્હેજ વાતચિતનો પણ પ્રથમ પ્રસગે એ અંગ્રેજ ગૃહસ્થ બીજા અંગ્રેજ સૈનિક સાથે ડાયરના અને ઓડવાયરના દુષ્કૃત્યોની ચર્ચા કરતા હતા અંગ્રેજ સૈનિક ડાયરના વકીલ હતા અને નેવીલી ત્હેમની દલિલના સચોટ રદિઆ આપી એમને મહાત કરતા હતા એ વાતચિતમા લાભ મળ્યો હતો એ થોડા ઉપરથી એટલુ તો અનુમાન કરી શકાય કે મિ નેવીલી ઉમદા વિચારના એક શાણા અંગ્રેજ છે શરીરે કદાવર અને ભરાઉ છે અને તેજદાર છે બહુ ઓછા બોલા પણ અર્થભરી વાણી ઉચ્ચારનાર કાયદાશાસ્ત્રી છે અને હિન્દ માટે સાચી મમતાભરી લાગણીથી ભરેલા છે આવા અંગ્રેજ ગૃહસ્થની સલામતી પણ બેપરી અંગ્રેજી રાજ્યમા જોખમમા પડે છે અને તે પણ અંગ્રેજી સિપાઈઓથી એ કેટલુ શોચનીય ? આપણા દેશભાઇઓએ આ આપણા વકીલસાહેબને આમ, બમતી પડેલી મુશીબત સામે કશાયે ઉપાયો લીધા નથી એ ઓછુ શરમભર્યું નથી

હવે બીજો દૃષ્ટાન્ત—

૨ કરાચીના જાણીતા નાગરિક પ્રૉફેસર ટી એલ વાસવાનીનો એક પત્ર તા ૨૮ મી જાન્યુઆરી ૧૯૧૯ ના 'ક્રોનિકલ'મા પ્રગટ થયો છે એ ગૃહસ્થને સરકારી મહેલમા ગાર્ડન પાર્ટીમા પધારવાનુ આમત્રણ મોકલવામા આવ્યુ હતુ પ્રકૃતિ બરાબર નહિ હોવાના કારણથી મિ વાસવાની પાર્ટીમા ગયા નહિ પરતુ એપ્રીલના તોફાનમા કાયદાની ચુગાલમા ખોવી દેવામા આવેલા મિ મરીવાળા અને મિ દુર્ગાદાસ કેદમાથી છુટીને આવતા હતા ત્હેમના સત્કાર માટે પોતે સ્ટેશનપર ગયા હતા આથી કરાચીના એસીસ્ટટ કમિશનર સાહેબ મિ. ગીનિડે આઇ સી એસ ની અધિકારીપણાનુ ઉગ્ર સ્વરૂપ પૂરૂં પ્રકાશમા આવી ગયુ અને મિ વાસવાની મિ મરીવાળા અને મિ દુર્ગાદાસ જેવા રાજદ્રોહી માણસો સાથે સમભાવ બતાવવા માટે ધમકી આપવાનુ એ અધિકારીએ નવા યુગમા યે વ્યાજબી જ ધાર્યું નામદાર સમ્રાટ્શ્રીના આ રાજભક્ત નોકરોની ભક્તિ માટે હવે શુ કહેવાનું બાકી રહ્યુ ? આ નવા યુગમા યે હજી હિન્દીજનોના સ્વતત્ર કાર્યોપર કેટલી જોહુકમાઇ ચલાવાય છે તેનો આ તાજો જ દૃષ્ટાન્ત છે મિ વાસવાની સબન્ધનો આ પ્રસગ ખરે જ અધિકારીઓને શરમાવનારો છે. એ ગૃહસ્થે મિ ગીનિડેને આપેલો ઉત્તર અહિ નોંધવા જેવો છે—

*"As I told you personally, I am not a politician, but I will be ready in the future, as I have been in the past, to snub all efforts which would hamper freedom & harass public life in the*

*Province ' Let me assure you, Mr Shillidy, that the administration is a body without a soul which looses the secrets of a moral ideal and stands on the side of reaction Let me assure you, further, that there are inside moral forces and values which are engaged in an effort to purify, protect and enrich our public life Not the policy you advocate but the Moral Ideal will decide the fate of Sind, and even if my body be in chains, my life should hold no higher in chains, my life should hold no higher preveleege than to bear witness to my ideals "*

મુંબાઇ ઇલાકાના નામદાર ગવર્નર જ્યોર્જ લોઇડ આવા અપકૃત્યો સ્હામે શો ઉપાય યોજે છે એ પણ જાણવા જેવુ જ છે આ નવા યુગમા આપણે એટલીએ આશા રાખીએ કે નવા યુગમા હવે અધિકારીઓ અને અંગ્રેજ બિરાદરો પોતાના દૃષ્ટિકોણ બદલશે અને હિન્દના સુનાનો નરકની ડરનાશ ભરી લાગણીને તિલાંજલિ આપશે તે પણ વધારે પડતી છે એવુ આવા દૃષ્ટાન્તોથી સ્હેજે લાગી જાય છે નામદાર લૉર્ડ ચેમ્સફર્ડની સરકાર ધારે તો સરકારી અમલદારો અને અંગ્રેજ બિરાદરો સ્હામે અટકાયત મુકી શકે પણ એ ના જ બની શકે એવી વાત બને એમ કેમ ધારી શકાય !

૮. સ્વાગતમ્-લૉર્ડ સિન્હાને અને બીજાઓને.

ચાલુ માસની તા ૧૫ મી ના રોજ આપણા દેશના એ મ્હોટા પ્રસિદ્ધ રાજદ્વારી પુરૂષ લૉર્ડ સિન્હા પોતાની જન્મભૂમિમા ફરી પધાર્યા છે આ મહાન્ હિંદીજનની દેશસેવા બેશક ભગીરથ છે એ મહાજનના અધ્યક્ષપણા નીચે ૧૯૧૫ મા મળેલા રાષ્ટ્રીય પરિષદના અધિવેશન વખતે એક યાદગાર પ્રસંગ બન્યો હતો એ પ્રસંગ એ હતો કે કૉંગ્રેસના બંધારણમા મુખ્ય ફેરફારો કરવામા આવ્યાં અને પરિણામે મિ ટિળક અને ત્હેમના અનુયાયીઓ કૉંગ્રેસમા પ્રવેશ કરી શક્યા લૉર્ડ સિન્હાના જીવનચરિત્રની રેખાઓ ટાંકવાનું અત્રે પ્રયોજન નથી પણ એ મહાજને ગણતર્વર્ષની પોતાની સ્થિતિ દરમિયાન-અધિકારપદ ઉપરથી પોતાની માતૃભૂમિને માટે જે ઉમદા સેવા કરી છે, તે માટે એમને ધન્યવાદ આપવાનુ અને જન્મભૂમિમા સ્વાગત કરવાનુ અત્રે પ્રયોજન છે એ પ્રયોજન ધર્મકર્તવ્ય-દેશકર્તવ્ય છે એમના બધા અભિપ્રાયો સાથે જો કે અમ્હે સમત થઇ શકતા નથી હાઉસ ઑફ લોર્ડ્સમા હિન્દી રાજકીય સુધારાના કાયદા વખતે એમણે ઉચ્ચારેલા શબ્દો ખરે જ હિન્દી રાષ્ટ્રીયદૃષ્ટિથી અમ્હને સુખન વાચા જેવા લાગે છે એ મહાજન કહે છે કે,

*" Nor do I assert that official Government have pursued systematically, or even frequently, a policy of flouting the wishes of the non-official members They have done nothing of the kind, I believe that, so far as has been consistent with the discha-*

*rge of their responsibilities to Parliament, the Government in India and the Secretary of State in this country have been "studiously careful to pay increasing deference to the wishes the representatives of the people in the "Councils" " India is not yet fully equipped for complete self Government, and I will not be so rash as to attempt to predict when she will be "*

ઉપરના વાકયોમા એ એક વાત એ કહે છે, કે હિન્દની સરકારની રાજનીતિ હમેશાં એવી બની નથી કે જ્યારે એણે પ્રજામતને તરછોડી કહાડયોં હોય બીજી વાત એ છે કે લૉર્ડ સિન્હા માનતા નથી કે હિન્દ સપૂર્ણ સ્વરાજ્ય માટે હજી પુરી રીતે તૈયાર છે, તેમ એ એ પણ કહી શકતા નથી કે એ કયારે તૈયાર થશે આ વાકયોમા અમ્હને તો સત્ય જણાતુ નથી લૉર્ડ સિન્હાનો આ અભિપ્રાય હોઇ શકે પણ દેશસમરતનો અભિપ્રાય જુદો જ છે હિન્દીસરકારે પ્રજામતનો તિરસ્કાર કર્યો છે એના સખ્યાબધ દૃષ્ટાન્તો હિન્દનો વર્તમાન ઇતિહાસ આપી શકે એમ છે આ બે દૃષ્ટાન્તો સિવાય નામદાર લૉર્ડ સિન્હા મુબાઇમા ઉતર્યાં ત્યારે લૉર્ડ ચેમ્સફર્ડ સાહેબને ત્હેમણે જે અભિનન્દન આપ્યા હતા જે સાથે પણ અમ્હે સમમત થઇ શકીએ તેમ નથી આ આખા દેશને એ મહાન્ અધિકારીનો બહુ કડવો અનુભવ થયો છે અને હિન્દીજનોના સ્પષ્ટ અભિપ્રાય તો રાષ્ટ્રીય પરિષદમા સ્હમજાયા જ છે હિન્દીજનોને ગળે આવી કૃત્રિમ મીઠાશની ગોળીઓ ઉતરી શકે એમ નથી નામદાર લૉર્ડ ચેમ્સફર્ડ સાહેબની સરકારનો હિસાબ જગતની દરબારમાં લેવાશે અમ્હે ઇચ્છીએ છીએ કે લૉર્ડ સિન્હાજેવા જવાબદાર રાજદ્વારી પુરૂષો આવા અભિપ્રાયો જાહેરમા ઉચ્ચારતા બધ રહે તો બેશક વધારે ડહાપણભર્યું ગણાશે હિન્દને મન ઉતરી ગયેલા ને ખારા થઇ પડેલા આ અધિકારીઓની ખોટી પ્રશસા અસહ્ય છે બીજી બધી વાતો બાજુએ મુકીએ તો પણ હજારો નિર્દોષ હિન્દીભાઇઓની કતલ જ હિન્દીઓના મગજ અશાન્ત કરવા બસ છે આ મૃત્યુ પામેલા અમ્હારા ભાઇઓ માટે જેણે દુખનો સ્હેજ પણ શબ્દ ઉચ્ચાર્યાં નથી કે જેમને માટે એણે કાંઇ જ કર્યું નથી એટલુ જ નહિ પણ એ કતલને માટે ગુન્હેગાર ગણાય એવા અમલદારોને કાયદાથી રાહત આપવાની જેણે જરૂર જોઇ છે એવા મનુષ્યને માટે હિન્દ સારા શબ્દો તો ઉચ્ચારી જ શકે એમ નથી

લૉર્ડ સિન્હાની પોતાની રાજભક્તિ કરતા અમ્હારી રાજભક્તિ જરાકે ન્યૂન નથી પણ અમ્હારા આશીર્વાદોની કિંમત અમ્હને વધારે છે, અમ્હારા સ્વાગતમત્રો સ્હેજમા આપી શકાય તેમ નથી, હિન્દના હિન્દીજનો પોતાના અને પારકા વચ્ચે પાળ બાંધી શકે એવા બુદ્ધિશાળી છે. અમ્હને બહુ ખેદ થાય છે કે હિન્દવાસીઓના હ્રદય હજી પણ પુરા હિન્દી બન્યા નથી

ઇંગ્લાંડના પ્રવાસે કૉંગ્રેસ તરફથી ગયેલાં બીજાં પ્રસિદ્ધ પુરૂષ—આપણા જાણીતા ગુજરાતી જન ધી ઑ મિ વિઠ્ઠલભાઇ પટેલ છે એ ગૃહસ્થની ઓળખ ગુજરાતને કરાવવાની જરૂર રહી

નથી, એમણે તો હિન્દમા આજે નામ કર્યું છે કૉંગ્રેસના સેક્રેટરી તરીકે હિન્દી રાજ્યીય સુધારાના ખરૂ ! સમ્બન્ધમાં જોઇન્ટ કમિટિ પાસે સાક્ષી આપવા એ ગયા હતા. નામદાર પટેલે પોતાના સત્કાર્યોથી ઈંગ્લાડમા સારી ખ્યાતિ મેળવી છે એથી ગુજરાતે અભિમાન લેવાનુ છે ગુજરાત ત્હેમને આજ સત્કારે છે અને આશા રાખે છે કે હિન્દની પરમસેવામા એ સતતાથી મચ્યા રેહે અને ગુજરાતની કૂખને દીપાવે

ત્રીજા જાણીના પુરૂષ મિ ભૂપેંદ્રનાથ બસુ છે ઈંડીયા કાઉન્સીલના એ એક માનવતા સભાસદ છે લૉર્ડ સિન્હાની સાથે એમણે પણ નવા સુધારાના કાયદાના બધારણમા અગત્યનો ભાગ લીધો છે અને હિન્દના મત્રીજી મિ મોન્ટેગુને એમણે પણ સારી મદદ આપી છે આમ આ ત્રણે હિન્દી ગૃહસ્થોને ત્હેમના દેશબન્ધુએ પ્રેમથી સત્કારે છે લૉર્ડ સિન્હાને અને મિ. બસુને મુબાઇએ તો યોગ્ય સન્માન આપ્યુ છે લૉર્ડ સિન્હાએ શારીરિક અને માનસિક વ્યથાઓથી પીડિત હોવા છતા પણ જે મૂલ્યવાન્ સેવાઓ કરી છે તેની કદર યોગ્ય રીતે મુબાઇએ કરી છે પણ લૉર્ડ સિન્હા તરફ બગાળી પ્રજાજનોએ જે વર્તન ચલાવ્યુ છે તે નિન્દ્ય અને તિરસ્કારને પાત્ર છે આપણા દેશજનોના ગુણકાર્યોની કદર કરવામા આપણે આટલા પછાત રહીએ કે ત્હેમના તરફ નાલાયક રીતે વર્તીએ એથી વધારે શરમાવાનુ આપણે માટે શુ હોઈ શકે ? એ નિન્દ્યકર્મમા જે અગ્રેસરો હતા તે ભલે વધારે ડાહ્યા ગણાતા હોય પરન્તુ અમ્હારી દૃષ્ટિએ તો એમની નાલાયકાત જ ગણાય છે અમ્હે એવા વર્તનને અનુમતિ આપી શકીએ તેમ નથી બગાળી પ્રજાએ શરમાવુ જોઇએ લૉર્ડ સિન્હાથી એ પ્રજાએ મગરૂર થવા જેવુ છે અમ્હે આ સર્વે હિન્દપુત્રોને અત કરણથી સ્વાગત કરીએ છીએ પ્રભુ ત્હેમની દેશસેવાના બીજા અનેક શુભ પ્રયાસોમા સાથે રહો અને હિન્દસેવાના આ ભક્તોઉપર ત્હેમના પુરા આશીર્વાદ ઉતરો

૫ મુબાઈમા હડતાલનો યુગ.

જાન્યુઆરી ૧૯૨૦ ની પહેલી તારીખથી જ મુબાઇની સો મીલોના કામદા વર્ગે કામે ચ્હડવાની ના પાડી અને હડતાલ શરૂ કરી એમની માગણીઓમા સત્યાશ ઘણો હતો મીલમાલેકોની હઠી વર્તણૂકે બન્ને પક્ષમાં મમત વધાર્યો અને પરિણામે જાન્યુઆરીની છેલ્લી તારીખ નજીક આવી પહોંચતાં સુધી પણ આ પ્રચડ હડતાલ ચાલુ રહી છે મુબાઈના ઇતિહાસમા આ એક સ્મરણીય પ્રસગ બન્યો છે પ્રથમ તો મીલ માલેકોએ કામદારોને કહ્યુ કે ત્હમારી માગણીઓને , વ્યવસ્થિત રૂપમા મુખ્ય યોગ્ય મનુષ્યોદ્વારા રજુ કરવામા નહિ આવે અને ત્હમે એકદમ કામે નહિ ચ્હડા તો અમ્હે કાઈ જ સાંભળનાર નથી આનીઆ વાત વધારે સારા સ્વરુપમા મુકાઈ શકી હોત અને મજુરોં તરફ દુશ્મનાઈની રીતનો અખતિયાર કરવા કરતા જરા ન્હાપણથી વર્તવામા આવ્યું હોત તો હડતાલ આટલા લાબા સમય સુધી પહોંચત નહિ પણ મુબાઇના મીલ માલેકોનો મ્હોટો ભાગ સરકારી બ્યુરોક્રેટ કરતાં પણ વધારે ખરાબ છે એ કહેવાતા જ 'માલેકો' છે એ વાતનુ એમને ભાન નથી કે એમના શેર હોલ્ડરો એ તરફ એમનુ ધ્યાન ખેચી-કાન પકડી પકડી

એનુ ભાન કરાવતા નથી આ લોકો એજન્ટો છે ભાગીદારો અને આડતીઆઓ છે માલીકો તો બધા શેર હોલ્ડરો છે ઉપર કહ્યુ તેમ શેરહોલ્ડરો મીલોના કાર્યભારમા રસ લેતા નથી અને આ એજન્ટો સ્વચ્છંદી રીતે વર્તે છે ઑફિસોમા બીનજરૂરી મ્હોટા પગારો અપાય છે ત્યારે બીજી તરફથી કામદારોની રોજી નજીવી હોય છે મીલોમા કામ કરતા કામદારો અને બીજી વ્યક્તિઓના પગારના ધોરણમા અને ઑફિસના મહેતાજીઓના પગારના ધોરણમા ઘણો ફેર રખાય છે આવી હડતાલનુ મુખ્ય કારણ શુ છે અને તેના શા ઉપાય યોજવા જોઇએ એ વાત ઉપર આ એજન્ટોએ બહુ દુર્લક્ષ આપ્યુ છે 'ન ભૂતો ન ભવિષ્યતિ'ની આ અસહ્ય મોંઘવારી અને એ મોંઘવારીમા—બળતામા ઘી હોમનાર સરકારી કંટ્રોલખાતાની કામદારી એ મુખ્ય કારણ છે આ મોંઘવારીમા પચીસ પચાસ કે સો રૂપીઆના દરમાયામા એકથી વધારે કુટુમ્બીજન પોતાનો વ્યવહાર કેમ નિભાવી શકે ? મુબાઈના આ મીલ એજન્ટોના ધનિક પુત્રો લાખોના પાણી કરે છે, એમના સ્ત્રીસંતાનોને કિમતીમા કિમતી કપડા અને જવાહીર જોઇએ છે, એમને પોતાને પણ મોટરોની ધમાચકડીમા ફરવાનુ જોઇએ છે, કપડા પહેરવા અને કાગળો વાચવા તપાસવા માટે ત્રણસોચારસો રૂપીઆના પગારદાર સેક્રેટરીઓ વિગેરે ઘણુ ઘણુ જોઇએ છે, અને મધ્યમવર્ગના એમના કામદારોને કે ગરીબ, મજુર વર્ગને કશુ જ જોઇતુ નથી—એમને તો જે મળ્યુ તેથી સતોષ માનવો જોઇએ આ કેવી ઉદાર સમજ છે ! આમ હડમારીથી રીબાઈ રીબાઈને પ્રજાનો આ વર્ગ આજ ભુખે મરી જાય છે અને પરિણામે આમ હડતાલો પડે છે સર નારાયણ ચદાવરકરે આ ગરીબ લોકોની વ્હાર કરી ખરે જ મહા સત્કૃત્ય કર્યું છે સર નારાયણની સાથે મિ બેપ્ટીસ્ટા આદિ અન્ય સજ્જનોએ જે લોકસેવા કરી છે તે માટે ત્હેમને સર્વે અભિનન્દન ઘટે છે

ગરીબ વર્ગના બાળકોને વિદ્યા આપી શકાતી નથી—ખાવાનું અન્ન આપી શકાતુ નથી—પહેરવાને વસ્ત્રો આપી શકાતા નથી—જીવન જીવવાને જીવ ૧ આપી શકાતું નથી પણ અજ્ઞાન અપાય છે, ભૂખમરો છૂટથી પથરાય છે, નગ્ન રખાય છે અને મૃત્યુના પાશમા ફેંકાય છે, આમ પોતાના જ જાતલાભઓની કગાલ સ્થિતિથી જાણીતા હોવા છતા પણ ત્હેમને કગાલ રાખવામા આવે છે અને તેમા ઘટાડો કરવાને ઠેકાણે વધારો કરવામા આવે છે આ સ્થિતિ તદ્દન દયાજનક અને કરૂણાથી ભરપુર છે મીલોના કામદારોની માગણીઓ કુલ પદર હતી તેમાનો મ્હોટો ભાગ તો ત્હેમણે ગયે વર્ષે પણ માગ્યો હતો છતા આ ધનાન્ધ લક્ષ્મીવાનોએ ત્હેમનો અનાદર કર્યો છે, અને પરિણામે આજ મુબાઈમા ભયકર ઉત્પાત ઉભો કર્યો છે એ માગણીઓ નીચે પ્રમાણે છે—

૧ કપડાલત્તા અને ખાધખોરાકના ભાવો હેઠા પાડવા સરકારને વિનતિ કરવી
૨ રોજીમાં કાયમનો ૫૦ ટકાનો અને તત્કાળ ૩૫ ટકાનો વધારો કરવાની
૩ કામના ૮ કલાક અને ૧૦ કલાક રાખવાની
૪ વાર્ષિક બોનસો સમયસર આપવાની

૫ એક મહિનાની નોટીસ આપી નોકરીથી ફારેગ થવાની.
૬ રવિવારે અને તહેવારના દિવસોએ રોજી સાથે કામ બંધ રાખવાની
૭ દર મહિનાની તા. ૧૫ મી એ પગાર ચુકવવાની
૮ સારી નોકરી બજા વાના સર્ટીફિકેટો આપવાની
૯ અકસ્માતોના બદલા આપવાની
૧૦ કપડાં તથા અનાજ, મળતણ આદિ પડત ભાવે ખરીદવાની અનુકૂળતા કરી આપવાની
૧૧ મફત વૈદ્યકીય મદદ પુરી પાડવાની
૧૨ સોધા અને સુખાકારીવાળા રહેવાના મકાનો પુરા પાડવાની માગણી
૧૩ મદવાડના દિવસોએ રોજી આપવાની
૧૪ એક મહિનાની હક્કની રજા આપવાની
૧૫ હડતાલના દિવસોનો પગાર આપવાની,

આ માગણીઓ પૈકી કેટલીક કલમો તો તાત્કાલિક જ પાળી શકાય તેમ છે છતા પણ તેનો અમલ કરવાની જરૂરીઆત મીલ એજન્ટોએ જોઈ નથી આશા છે કે આ લ્હડાઇનો અન્ત હવે જલદીથી આવશે અને મુમ્બાઈનો આ વ્યાપાર રોજગાર ફરી તેની નિયમિત સ્થિતિમા મુકાઇ જશે મજુરોની માગણીઓ સર્વાશે વ્યાજબી જ છે એવુ અમ્હે કહી શકતા નથી. જો કે એટલુ તો અવશ્ય કહેવુ પડશે કે એ માગણીઓ જરૂરી છે સમય એટનો બધો બારીક છે અને અસહ્ય મોઘવારીથી આ ગરીબ પ્રજાવર્ગ એટનો પીડિત છે કે એમને જેટલુ અપાય તેટલુ આપવુ જોઇએ ધનિકો ભૂલી જાય છે કે એ ગરીબ કામદારોના ઉન્હા પરસેવાથી ત્હમારા ધનના વૈભવો સચવાય છે, ત્હમારા ઓસનાનોના ઘટિત-અઘટિત અનેક તેનામોના સાધનો ત્હમે પુરા પાડી શકો છો, તેમ ત્હમારી મ્હોટી સાહેબીઓ પણ એમને જ આભારી છે ત્હમારા સ્વરાજ્યના મહા મ્હોટા દુંદુભિનાદ જયા સુધી આ ગરીબોની આન-રડીઓ હારશો નહિ ત્યાસુધી અરણ્યરૂદિતમ્ રહેશે ઘણા જનો કહે છે અને વાત મુદ્દે સાચી પણ છે કે આ ગરીબવર્ગનો પૈસો જુદી જુદી જાતના વ્યસનોમાં ખરચાય છે પણ એ સર્વ સત્ય નથી એ ગરીબવર્ગમા કેટનાક તો એવા સાધુજનો છે કે જેમના ઉન્નત હ્રદયો પામે આ લક્ષ્મીવાનોમાંના ઘણા પાણી ભરે છે જો એમનો પૈસો દારૂ અને વ્યભિચારમા ખરચાય છે તો બીજી તરફથી એમના જ પરસેવાથી ભેગી કરેલી લક્ષ્મી કેટના લક્ષ્મીવાનો એવા જ પાપાચરણોમા અને બીજા ઉડાઉ ખર્ચોમા વેરી નાખે છે? એક અભણ અને બીનસસ્કારી ગરીબ મજુર જેટલો દયાને પાત્ર છે તેટલો નહિ પણ બલ્કે વધારે એ શિક્ષિત અને સસ્કારી લક્ષ્મીવાન એવા જ દુરાચરણ આચરે તો મહાશિક્ષાને પાત્ર છે. આ દલીનથી કોઇ પુરવાર કરવા કહે કે ગરીબોના પૈસા આમ આડે રસ્તે જાય છે માટે એમને તો જોઇની જ રકમ આપવી તો એ કથન અમ્હે માન્ય કરી શકતા નથી કારણ તેમા ન્યાય નથી ગરીબોને વિદ્યા-ધર્મ અને સસ્કાર આપો, ત્હેમના નિરસ જીવનને સાચા મનુષ્યજીવન જીવવા સાધનો આપો અને પછી આપણે જેટલી ફરિયાદ કરીએ તે વાજબી ગણી શકાય, તે પહેલા નહિ આમ ગરીબ વર્ગની સ્થિતિ સુધારવાનું કામ સરકારનું અને દેશના લક્ષ્મીવાનો અને વિદ્વાનોનુ છે એ જ આવી હડતાળો બંધ કરવાનું પ્રથમ સાધન છે આર્થિક વિટમ્બણાઓમા મજુર વર્ગની

સાથે મધ્યમવર્ગની સ્થિતિ પણ કફોડી જ છે નથી એ વર્ગ મજુરી કરી શકે એમ કે નથી એ વર્ગ લક્ષ્મીવાનોની માફક સુખવૈભવો ભોગવી શકે એમ એમનો વિચાર શું કરવો જોઈતો નથી? આ વર્ગને જે ભૂખમરો વેઠવો પડે છે તેનું વર્ણન કરી શકાય તેમ નથી આ વર્ગોને માટે સ્હેલા વાના ન્હાના સોઈવાળા સસ્તા ભાડાના મકાનો, તેમના નિત્યના ખોરાકની સસ્તાઈ અને જીવનના પ્રસંગોમા ભોગવવી પડતી હાડમારીઓને દૂર કરી આપવી એ જેટલું આજ જરૂરનું છે તેટલું બીજું કશું નથી મીલો અને મુંબાઈની બીજી ઔદ્યોગિક સંસ્થાઓમા કામદારોએ હડતાલ પાડી છે એવી જ નહિ પણ બલ્કે વધારે ગભીર સ્વરૂપમા ફરી આ સ્થિતિ ઉભી થાય તો અમ્હે આશ્ચર્ય પામીશું નહિ કારણ પ્રજાનો જે વર્ગ આ મુશ્કેલીઓ દૂર કરી શકે એમ છે તે જ આ વિપત્તિઓ ઉભી કરવામા કારણભૂત હોઈ ઉદાસ અને બેફિકર છે. નામદાર સરકારે પણ આ વિષયમા હવે ઘટતું કરવાની જરૂર જ છે લોકોનો નિત્યનો ખોરાક દુધ-ઘી અને ઘઉં ચોખાની કિંમત સાધારણ માણસના ગજા ઉપરાંત ગઈ છે અમ્હે જાણીએ છીએ તે પ્રમાણે ગરીબ વર્ગ ઉપરાંત મધ્યમ વર્ગના પણ એવા ઘણા કુટુંબો છે કે જેમણે આજ વર્ષ બબ્બે વર્ષથી શાકભાજી લગભગ છોડી જ દીધાં છે, ઘરના ન્હાના બાળકોને દુધ અને ઘી ભાગે બે ત્રણ વખત અઠવાડીઆમા આપી શકે છે અને જેમના અંગ ઉપર આજ બબ્બે ત્રણત્રણ વર્ષથી જીર્ણ થયેલા કપડા હજી ઉતરી શકતાં નથી કયા લક્ષ્મીવાનો-એ દેશના ખૂણામા રખડી પોતાના દેશભાઈઓનાં દારૂણ દુ ખ જોયા છે અને રડ્યા છે? એક કુટુંબમા ચાર માણસો હોય અને તેને મુંબાઈમાં રહેવાનું હોય તો બસોથી જેટલો પગાર ઓછો મળે, તેટલો ભુખમરો વેઠવો પડે છે એ વાતની ખાત્રી તો મુંબાઈના ખૂણેખૂણામા રહેતા આવા મધ્યમ વર્ગના માણસોને મળ્યાથી જ આવી શકે એમ છે છે કોઈ ગરીબનો બેલી કે આ વિપત્તિઓમાથી તેમને બચાવે? લોકોને પડી ગયેલી આદતોના ભાવે બહારથી જેટલો આડમ્બર દેખાય છે તેથી ઘણા વિશાળ પ્રમાણમા ઘરમા ભૂખમરો વેઠાય છે એ તો નિ સશય જ છે ટૂંકમા આ દારૂણ સમયની વિષમતાનો વિચાર બહુ ગભીરપણે કરવાનો ધર્મ પ્રત્યેક જવાબદાર વ્યક્તિનો છે અને એ વાત ઉપર જેટલું દુર્લક્ષ્ય અપાશે તેટલી મુશ્કેલીઓ વધતી જશે દેશસેવાનો આ એક મહાન પ્રસગ છે અને એનો નિર્ણય જેમ બને તેમ જલદીથી અવશ્ય થવો જોઈએ છે

### ૬. પુનામા ફરજીયાત કેળવણી અને રા. ટિલક.

તા ૨૨ મી જાન્યુઆરી ૧૯૨૦ ના 'સર્વન્ટ્સ ઑફ ઇન્ડિયા' ના અંકમા જણાવવામાં આવ્યુ છે કે પુનાની મ્યુનિસીપાલીટી અત્યારે એક મ્હોટી મુઝવણમા છે ફરજીયાત કેળવણીનો કાયદો પસાર થઈ ગયો છે અને હવે દરેક મ્હોટી મ્યુનિસીપાલીટીઓને તે કાયદાપ્રમાણે પોતાની હકુમતમા એનો અમલ કરવાનો હક્ક મળ્યો છે અત્યંત ખેદનો વિષય તો એ છે કે આ કાયદાને મજુરી મળે આજ ઘણો સમય પસાર થઈ ગયો છે છતા એનો લાભ લગભગ નહિ "જ જેવો લેવાયો છે તેના કારણો ઘણા છે મુખ્ય કારણ મ્યુનિસીપાલીટીઓ પાસે દ્રવ્યના સાધન સબળ નથી સરકારી મદદ જોઈએ તેવી સગીન નથી મુંબાઈ જેવી મ્યુનિસીપાલીટીને બધો ખર્ચ કરવાનો અવકાશ મળે છે પણ ત્યાંયે

શહેરની સ્વચ્છતા અને શિક્ષણ સચવાતા નથી. પુનાની મ્યુનિસીપાલીટી પાસે આજ એ પ્રશ્ન ઉભો થયો છે કે નવા કાયદાની રૂએ છોકરાઓ અને છોકરીઓને બન્નેને ફરજીયાત કેળવણીનો કાયદો લગાડવો કે છોકરાઓને એકલાને જ ? નામદાર પરાંજપેના સામાજિક વિચારો ઘણા આગળ પડતા છે ત્હેમના અનુયાયીઓ ઘણા છે ત્હેમણે બન્નેને માટે આ કાયદો અમલમા મુકવાની જરૂર જણાવી છે બીજા પક્ષે રા ટિલક છે એમણે એકલા છોકરાઓને માટે જ આવો અમલ કરવા સૂચવ્યુ છે રા ટિલકના રાજકીય જીવનના સિદ્ધાન્તો વિચારમા ઘણા આગળ પડતા છે પણ ત્હેમના સિદ્ધાન્તો-વિચારો અને આચારોમાં સામ્યતા ઘણી ઓછી છે એવુ અમ્હારૂં માનવુ છે અને સામાજિક વિચારોમા એ ખેંચાયા ખેંચાય છે એ અમ્હારી બીજી માન્યતા છે ઉપરાંત અમ્હને એ પણ શકા છે કે એ પોતાનુ હૃદય પોતે બરોબર સમજી શકતા હશે કે કેમ ? વ્યક્તિઓની અંધપૂજા એ અમ્હારૂં સૂત્ર નથી મનુષ્યને દેવની કક્ષામા મુકવા જેટલું સાહસ અમ્હે કરી શકીએ એમ નથી એટલે અમુક વ્યક્તિએ અમુક દિશામાં અમુક વખતે દેશસેવાના મહાયોગ સાધ્યા છે એટલા માટે એ વ્યક્તિ મનુષ્યાવતારે દેવ છે અને દેવના જેટલી પૂજાને યોગ્ય છે એ અમ્હારી માન્યતા નથી એ માન્યતામા અમ્હને મહા પરતત્રતા લાગે છે અને પરતત્રતાના પાશમા અમ્હે પડવાનું પસદ નથી કરતા એટલે રા ટિલકના અનુયાયી તરીકે જ ગ્હેવાનુ અમ્હારૂં કર્તવ્ય નથી એ.કર્ત્તવ્ય હોવાની માન્યતા પરતત્રતાની પોષક હોઈ ભૂલ ભરેલી છે રા ટિલક અને રા કેલકર પ્રજાની ઉન્નતિમા આમ ભગાણ પાડે છે છોકરાઓ સાથે જ છોકરીઓને આ ફરજીયાત કાયદો લાગુ કરવાની શી જરૂર છે એ પ્રશ્ન જ એમના મગજમા કેમ ઉભો થયો હશે તે સ્હમજાવુ મુશ્કેલ છે અમ્હારી પાસે વિગત નથી એટલે પોતાના બચાવમા એમની દલીલો શી છે તે અમ્હે જાણતા નથી પણ એ દલીલો ગમે તેવી હોય તો પણ અમ્હારૂં હૃદય તો એ જ કહે છે કે આ કાયદો બન્નેને લાગુ કરવો જ જોઇએ પ્રજાની ઉન્નતિ એમાં જ છે સ્ત્રીઓની સાંગોપાગ સસ્કૃતિ બીજા કયા માર્ગે સાધ્ય હોઇ શકે ? શિક્ષણના પદ્ધતિક્રમમા આવશ્યક ફેરફાર કરવા હોય તો ઠીક છે પણ છોકરાઓ સાથે એમને પણ લાભ આપવો નહિ એ દલીલમાં વજુદ નથી એમા અર્થ નથી અમ્હે આશા રાખીએ છીએ કે પુનાના નાગરિકો-સ્ત્રીઓ અને પુરૂષો-દક્ષિણના આ મહારાજ મ્હામે પુરા જોસથી-પુરા શૌર્યથી ઝુબેશ ઉઠાવવામા પાપ 'નહિ માને પણ કર્ત્તવ્ય માનશે અને આ કાયદો અમલમાં મુકાશે ત્યારે જ પુનાના સ્વાતંત્ર્ય અને સ્વરાજ્યવાદીઓએ પોતાના કલ્યાણમાર્ગમા પ્રથમ પગલુ માડ્યુ ગણાશે પ્રભુએ આ કસોટીની ક્ષણ આપી છે નામદાર પરાંજપે અને ત્હેમના પક્ષને પુનાના નાગરિકોએ એકમનથી અને તનથી સમગ્ર સાહાય્ય આપવી જોઇશે ત્યાંની સ્ત્રીઓએ જાહેરસભાઓ મારફતે પોતાની જાતિના કલ્યાણ અને સસ્કૃતિને અર્થે જે વેગભરી પ્રવૃત્તિઓ માડી છે તે માટે ત્હેમને અભિનન્દન આપીશુ પુનાવાસીઓનો આ પ્રસગ હિન્દસમસ્ત આજે બહુ બારીકાઇથી નિહાળે છે સ્વરાજ્યની લાયકાત-નાલાયકાતનો નિર્ણય આ પ્રશ્નની ઉગ્ર ચર્ચાપર આધાર રાખે છે નામદાર પરાંજપેને અમ્હે ધન્યવાદ આપતા વિજય ઇચ્છીએ છીએ બીજા પક્ષને માટે દયાજનક હાસ્ય આવે છે રા. કેલકર જેવા આગ્રહી સ્વરાજ્યવાદીઓ—સમાજવાદીઓના હૃદય પણ આજ અન્યનુ નિરીક્ષણ નથી કરી શકતા એ ઓછું દયાજનક છે શુ ?

---

# વીર–પ્રતિજ્ઞા.

લેખક–રા. હરિનારાયણ ગિરધરલાલ આચાર્ય, બી એ

જ્યારે દેશની નિન્દિત પ્રથાનો કાટ હું જડમૂળ કહાડું,
દેશ સુધારાની અત્યુત્તમ ધર્મપ્રથા પ્રસરાવું
તો હું ઋષિસન્તાન કહાવું
નહિ તો વિષ ખાઉં–મરૂં–પણ ઋષિકુલકલંક ન થાઉં

અવિદ્યાતિમિરમસ્ત ભારતમાં વિદ્યાદીપ પ્રકટાવું,
પીડ઼ાદીન સહુ દેશબન્ધુને કર્તવ્યમાર્ગે લગાવું
તો હું ઋષિ સન્તાન કહાવું –નહિં.

સન્તાનો સહુ બલવીર થાવા બ્રહ્મચર્ય પ્રવીર બનાવું,
ઉચ્ચ શિક્ષા દેશહિતની સહુ બન્ધુને ભણાવું
તો હું ઋષિસન્તાન કહાવું –નહિં.

કલા, શિલ્પ, વિજ્ઞાન આદિની ઘરઘર ધૂન મચાવું
કરી કર્મિષ્ઠ ભારતીપુત્રોને પરની આશ તજાવું,
તો હું ઋષિસન્તાન કહાવું –નહિં.

શોધી શોધી સહુ હિત વાતોને સર્વ સ્થળે પ્રસરાવું,
કર્તવ્ય બળના શિખર ચ્હડેલા દેશ સહુ હરાવું,
તો હું ઋષિસન્તાન કહાવું –નહિં.

પ્રેમ–શૌર્ય અંકિત જીવનની સ્થાપણ હાં શિખવાવું,
દિવ્ય જ્યોતિ પિતૃ પદવીની ઝળહળતી પ્રજળાવું
તો હું ઋષિસન્તાન કહાવું–નહિં.

"પ્રભુમય જીવન"–"જીવન એ પ્રભુ"–"દેશ–પ્રભુમય" ભાખું,
દિવ્ય આ દેશ સમર્થ ઇશમય કરતા દેહ પ્રજાળું,
તો હું ઋષિસન્તાન કહાવું –નહિં.

દાન–દયા–તપ–પ્રેમ–સત્યથી ભારતીને શણગારૂં,
શ્રદ્ધા–શૌર્ય–સ્વધર્મ–ઐક્ય–સ્વાર્પણ–પ્રસાદ–ધરાવું
તો હું ઋષિ સન્તાન કહાવું –નહિં.

વિશ્વ મહિં ભારતી કીર્તિનો સિંહનાદ ગરજાવું,
પ્રેમ–આહુતિ સ્વદેશ–યજ્ઞમાં હોમી માત રિઝાવું,
ખરે તો ભારતી પુત્ર કહાવું –નહિં.

# નીતિ પરત્વે છુટક વિચારો.

લેખક—રા. કલ્યાણનાથ જેઠાભાઈ બક્ષી

૧ "આત્મરક્ષણ" જે પ્રાણીમાત્રનો સ્વભાવસિદ્ધ ધર્મ છે તે જ સર્વ નીતિનો પાયો જણાય છે

પચેન્દ્રિય ઇતર પ્રાણીયો પામે "આત્મરક્ષણ"ના જે સાધન છે તે ઉપરાંત મનુષ્યનું વિશેષ સાધન "મનન શકિત" હથીયાર છે આને જ કોઈ "અતઃકરણ" કહે છે ને કેટલીક વાર "બુદ્ધિ" પણ કહે છે

૨ મનુષ્યનુ "આત્મ" આમ ઉભયાત્મક થાય છે, (૧) ઉપર કહેલું, અને હિંદુ ધર્મ સિદ્ધાન્ત પ્રમાણે જન્માન્તરમા કાયમ રહેનારૂ "અતઃકરણ" તથા (૨) જે તે સમયનુ એ અતઃકરણના આધાર રૂપ "સ્થૂલ શરીર"

"રક્ષણ" એટલે, કોઈ અતરાય ન નડે તો સ્વાભાવિક વધવા વિકસવાનો જે સભવ છે તે પ્રમાણેનુ વધતું વિકસતુ જવુ અસ્તિત્વ, માત્ર પ્રાસગિક સુખાનુભવ નહિ

૩ આત્મરક્ષણ"મા ઉપયોગી સર્વ શક્તિઓ તથા ગુણો પ્રાપ્ત કરવા તે નીતિ, તેમાં ખામી રાખવી તે અનીતિ

૪ જેથી આત્મનુ ઉભય અશે રક્ષણ થાય તે શ્રેષ્ઠ કર્તવ્ય, જેથી માત્ર અતઃકરણનુ રક્ષણ થાય તે મધ્યમ કર્તવ્ય અને જેથી સ્થૂલ શરીરનુ જ રક્ષણ થાય તે કર્તવ્ય કનિષ્ટ

૫ જે કરવાથી અથવા જે કરતાં અટકવાથી, અતઃકરણ બગડે અથવા તેનો વિકાસ થતો અટકે તેવુ કશુ, સ્થૂલ શરીરના ભલાં માટે પણ, કરવુ નહિ કે કરતા અધકચરુ નહિ

૬ સર્વ આહાર વિહાર વ્યાપારોમા ઉપરના નીતિ નિયમોનો ખ્યાલ રાખવો

૭ સામાજીક જીવન પણ "આત્મરક્ષણ"ની સફળતા માટે ક્રમશ ગુથાતુ જણાય છે જે પ્રસગે અને જેટલો સમય, ન્હાના મ્હોટા જે કોઇ સમાજમા, પોતાપણુ ઉદ્ભવે અથવા સ્થાપવામાં આવે તે સમાજ–દંપત્ય, કુટુબ, ધર્મ, રાષ્ટ્ર જાતિ, મડળ, સમષ્ટિ–પણ આત્મ તથા તેનુ વ્યક્તિની પેઠે, ઉભય અશો છે ઉપર કહેલા ક્રમથી, "રક્ષણ" તે પણ "આત્મરક્ષણ"

૮ સામાજીક વ્યક્તિ બધાય ત્યા દરેક માણસ જે છુટી વ્યક્તિ તરીકે "પૂર્ણાંક" હતો તેણે અશ–અવયવ રૂપ–અપૂર્ણાંક બની જવુ જોઇએ આખા સ્વભાવવાળાઓનો કદી પણ સારો કાર્યસાધક સમાજ બધાય નહિ.

૯ જેમ શરીરના સર્વ અવયવો આખા જીવનના સાહાયક બને છે તથા જેમ પ્રત્યેક પ્રાણી પોતાના સર્વ અગોને વ્યાધિ રહિત સબળ રાખવા મથે છે, તેથી જ વ્યવહાર સમજ નથી તેના અગભૂતોનો પરસ્પર રહેવો જોઇએ

૧૦ જેમ દરેક માણસ પોતાનુ અસ્તિત્વ જાળવવામાં જરૂર પડે તો, અવયવનો ભાગ આપવા તત્પર હોય છે, તે જ પ્રમાણે જ્યા સામાજીક અસ્તિત્વ જાળવવામા જરૂર થાય ત્યા તે સમાજમા અગભૂતો એ અર્પણ થઇ જવા તત્પર બનવુ જોઇએ આ પણ કેવળ આત્મરક્ષણ જ છે

૧૧ જેમ દરેક માણસને મોટા થવાની, વધવાની સ્વાભાવિક ઇચ્છા રહે છે, તે જ પ્રમાણે પ્રત્યેક સમાજને પણ હોવી જોઇએ, છતા જેમ શરીરના ભલા સારૂ ગ્રહણ કરેલો ખોરાક પચે નહિ તો કહાડી નાખવો એ જ નીતિ છે અને તે રાખવાથી રોગ ઉત્પન્ન થવાનો ભય છે, તે જ પ્રમાણે સમાજે પણ પોતાના વધવાના પ્રયત્નોમા ધ્યાન રાખવા એ સામાજીક નીતિ છે રાજનીતિના બોધમા, સાધારણ નીતિ કરતા જે જે બાબતમાં ભિન્નતા જોવામા આવે છે તે, ઘણે ભાગે, આ વિચાર ઉપર ઘડાયલી સમજાય છે

૧૨ શરીરરક્ષણમા જેમ નિરૂપયોગી મુડદાલ અંશોનો ત્યાગ કરવામા આવે છે (મુડદાલ નખ, વાળ, મળ, મૂત્ર વગેરે) તથા ઉપયોગી વા ઉપકારક માનીને ગ્રહણ કરેલા પદાર્થો આમેજ ન થાય વા હાનિકારક નીવડે તો, તેનો પણ ત્યાગ કરવામા આવે છે, તે જ ધોરણ સમાજશરીરના રક્ષણમા પણ લાગુ છે

૧૩ જેમ વ્યક્તિઓના સમાજ બંધાય છે તેમ સમાજોનુ પણ જોડાણ સદા સર્વદા ઇષ્ટ છે, અને તેની અંતિમ મર્યાદા કોઇ મનુષ્ય તેવાં ઐક્યથી અલગ ન રહે એ જ હોઇ શકે, આમ છતાં, તેવુ ઐક્ય થયા વિના માની લઇને કોઈ સમાજ પોતાની નીતિ રચવા જાય તો, તે સમાજના રક્ષણમા વિઘ્નો ઉભા થાય

ન હોય તે માની લેવુ એ અસત્ય હોઇને, તેના વિઘ્નો અસત્યમાથી નીકળે છે એ સ્પષ્ટ છે

૧૪ દરેક મનુષ્યે ખ્યાલ રાખવો જોઇએ કે પોતા જેવી બીજી વ્યક્તિઓને પણ પોતાના જેવુ જ "આત્મરક્ષણ" ધર્મ છે, અને પ્રત્યેક સમાજે એ જ ધ્યાન અન્ય સમાજો સબન્ધે રાખવો જોઇએ, અર્થાત્, એક બીજાને ઉપદ્રવ કરવાનો આત્મરક્ષણમા સમાવેશ થતો નથી તેથી તેવો ઉપદ્રવ અનીતિ છે

૧૫ આથી વધુ ઉંચી નીતિ વ્યવહારમા આવતી નથી, કોઇકોઇવાર કથનમા આવે છે ખરી, પરતુ તેવે પ્રસંગે એ કથન કહેનાર પોતે ઠગાતો હોય છે અથવા બીજાને ઠગતો હોય છે,

૧૬ દેશ, કાળ અને પરિસ્થિતિ પરત્વે નીતિની સમજ બદલાતી રહે છે તે પણ પોતાપણાની વધ ઘટ કે રૂપાન્તરથી થતુ સમજાય છે

૧૭ "આત્મરક્ષણ"મા ખરી ઉપકારક બે નીતિ જણાય છે, (૧) સત્યપરાયણતા અને (૨) અહિંસા, આ બેમા પણ અહિંસાને અપવાદ હોઇ શકે, પરતુ સત્યને નહિ સત્યના બોધમા જ્યા જ્યા અપવાદ દાખલ થયેલા નજરે પડે ત્યા ત્યા તપાસી જોતા તેમા "પક્ષપાત" એટલે રાગદ્વેષ હશે

૧૮ જે જે ગુણ સ્વભાવને નીતિ લેખવામા આવે છે તે બધાના આધારમા ઉપરની સમજણ રહેલી દેખાય છે

સમાજમા, વર્ણવિભાગથી, સામાજીક હિતની પ્રવૃત્તિઓની વ્યવસ્થા થાય છે, તથા એક એક વ્યક્તિ જીવનનો ક્રમ આશ્રમ વ્યવસ્થાથી ઉન્નત કરાય છે—તે પણ આત્મરક્ષણના અનુષ્ઠાનમાથી સહજ ઉગી નીકળેલા પ્રબધ હોય એમ ભાસે છે

૧૯ મનુષ્યોએ રચેના નીતિ–નિયમોમા બદ ઇરાદા વિના ગુન્હો નહિ, પણ વિશ્વનિયમોમા તો અજ્ઞાન શિક્ષણીય છે ન્હાના મ્હોટા બધા દુ ખોનુ મૂળ ન્હાનુ મ્હોટુ અજ્ઞાન જ, અને ન્હાના મ્હોટા બધા સુખોનુ કારણ ન્હાનુ મ્હોટુ જ્ઞાન જ હોય છે

૨૦ સૃષ્ટિના નિયમો પદાર્થોના ગુણો વગેરેની માહિતી પણ જ્ઞાન છે, તેથી તે શ્રેય સાધનમા વિરોધી હોઈ શકે નહિ બાહ્ય નજરે જોતા તેમા વિશ્વમેના છે માટે તેથી વિમુખ રહેવુ એ પણ અનીતિ

૨૧ આ વિશ્વનો વહીવટ એકદર સત્ય તથા ન્યાયનીતિ ઉપર જ કોઈ અપરિમિત શક્તિથી થાય છે, તેમા સશય નથી, આમ છતા જ્યારે ને ત્યારે અસત્ય તથા અન્યાય અલ્પકાળ (જે માણસને વખતે એક આખી જીદગી જેટલો લાબો થઈ પડે તેટલો કાળ) ફાલી જવાનો અવકાશ પણ છે, માટે જીવન વ્યવહારમા પ્રસગે પ્રસગે અસત્ય તથા અન્યાયથી બચવાનો પુરૂષકાર આવશ્યક છે

૨૨ એક ભાગવાથી બીજુ વધુ સારૂ બનતુ હોય અથવા એક હલકુ ભાગવાથી બીજા ઉચ્ચનો નિભાવ થતો હોય, ત્યા સૃષ્ટિમા ભાગ ફોડ થયા જ કરે છે, આથી બોધ મળે છે કે માણસે પોતાની સત્તામાહેની વ્યવસ્થામા પણ એ ધોરણે અર્પણ કરવુ કરાવવુ, થઇ જવુ એ કર્તવ્ય છે

૨૩ આત્મરક્ષણની આ નીતિ પાળવામા જે કૃત્યો અનિવાર્ય હોય તે, ભલે સામાન્ય સમાજમા હિસારૂપ દેખાય તો પણ, પાપરૂપ કે અહિસા ધર્મના ભગરૂપ નથી એવુ હૃદય-બળ રાખવુ જોઈએ

૨૪ સમાજના કામ કરવામા જે વિષયનુ જરૂર પુરતુ જ્ઞાન ન હોય તેમા આપણાથી, જાણ્યે કે અજાણ્યે, વિપરીત અસર નિપજાવાય નહિ એ વાતનો બહુ ખ્યાલ રાખવો

૨૫ જે તે વેળાના કર્તવ્યમા પોતાની શરીર મન, વિદ્યા અને અનુભવની સર્વ શક્તિ કામમા લેવી, અને તેમ કર્યા પછી શરતે જ ઇશ્વરની સાનુકૂળતા માગવી

૨૬ સહજ એટલે ઇશ્વરસૃષ્ટ સબન્ધો અને માણસે પોતે બાધેલા સબન્ધો વચ્ચે પસદગીનો પ્રસગ આવે ત્યારે, સહજ સબન્ધોનો પ્રથમ હક ગણવો

૨૭ આવશ્યક થાય તે કરતા વધુ સમ્બન્ધોમા જોડાવુ નહિ

૨૮ અગણિત પૃથક પૃથક સમ્બન્ધોમા મૂકાવુ થાય છે, તો કોઈ એક સમ્બન્ધના અગત્ય કર્તવ્ય બજાવતી વેળા અન્ય સમ્બન્ધોને બને તેટલા મનથી અલગ રાખવા

૨૯ સાભળેલુ, ધારેલુ અને પ્રત્યક્ષ કરેલુ, એ વચ્ચેના તફાવત હમેશાં કાળજીથી ધ્યાનમા રાખવા આ બધાને સરખાં વજનદાર ગણવા કે ગણાવવાના દોષથી બચવુ

૩૦ કર્તવ્ય બજાવવામાં ગાઈ દેખાડવાની ઉર્મિઓને રોકવી જોઇએ

૩૧ અન્યને કે દોષ થઇ જાય તે જ્યારે અન્યના હિત વિરૂદ્ધ હોય ત્યારે તે સામેથી તેની પાસે પ્રગટ કરવામા ની ર કરવી નહિ

૩૨ અન્યના પ્રતિકૂળ વર્તનનુ કારણ સદિગ્ધ હોય ત્યારે, નિર્દુષ્ટ કારણની કલ્પના થઈ શકે ત્યા સુધી, દુષ્ટ કારણ નહિ સ્વીકારવા આગ્રહી રહેવુ

૩૩ ન્હાની વાતે ની ઉપેક્ષા કરવી, પણ પોતાના ધર્મનીતિના સ્થાયી નિયમોમા બાધ આવે તેવા સ્થળ કે સમ્બન્ધ, તેમ થવાની પૂર્વે, છોડી દેવાય એવી જાગૃતિ રાખવી

૩૪ કોઈ પણ પ્રસગે આરોપ મૂકાયાવિના બચાવ કરવાનો ઉદ્યમ કરવો નહિ, તેમ આરોપ મૂકાયા પછી બચાવ કરવામા કાળક્ષેપ કરવો નહિ

૩૫ કરી શકવાની, એટલે યોગ્ય સમયમા કરી શકવાની, ખાત્રી વિના કોઈ કામ માથે લેવુ નહિ, કોઇ-કોઇ ચીંધે ત્યારે ના કહેતા કરતા, હા કહીને ન કરાય તે દોષ મ્હોટો સમજવો

૩૬ કહેવા કરતા કરી દેખાડવાની અસર વધુ સારી ને ઉંડી થાય છે, એ નિયમનુ ભાન નિત્ય વ્યવ્હારમા પણ વણુ સાર્થક છે

૩૭ માથે લીધેલુ દરેક કામ શક્ય હોય તેટલુ સત્વર ઉકેલવુ

૩૮ વચન તથા મૌન્ય પણ, પ્રિય અને સુદર કરવા જતા, અનૃત બની જાય નહિ, તે બહુ સભાળવુ

૩૯ પ્રસગ વગરની વાતો કરવાની ટેવથી બચવુ

૪૦ બની ગયેલા અનુકૂલ પ્રતિકૂલ બનાવોથી નિપજતા ( જેથી દબાઇ જવાય તેવા ) હર્ષ શોકથી બચવુ, પરતુ અનુભવ અફલ ન થાય તે માટે જરૂરનુ થાય તેટલુ એ બનાવોનુ ચિન્તવન અવસ્ય કરવુ

૪૧ ભવિષ્યના, દૃષ્ટિમર્યાદાની અદરના, સભવિત પ્રતિકૂળ બનાવો પૈકી જે અનિવાર્ય જણાય તેનો ધક્કો ઓછો લાગે તેવા ઉપાય લેવા પૂરતુ, અને જે નિવાર્ય જણાય તે અટકાવી દેવાના ઉપાય લેવા પૂરતુ, ભવિષ્યનુ ચિન્તવન પણ કર્તવ્ય છે

૪૨ ' શબ્દ પ્રમાણ "થી થતો બોધ માનવામા તે બોધની યથાર્થતા વિના બીજા કશાથી દોરવાઇ ન જવાય એવી સાવધતા રાખવી

"પ્રત્યક્ષપ્રમાણ"નો બોધ સ્વીકારવામા, જે તે પ્રસગે ઉપકારક થતી શકિત હોય તે સર્વ જ્ઞાનેન્દ્રિઓ કામમા લેવી જોઇએ

' અનુમાનપ્રમાણ"નો આશ્રય લેતા, અન્ય વિકલ્પનો અવકાશ ન રહે તે જ નિર્ણય ગ્રહણ કરવો

૪૩ "જ્ઞાનમાર્ગ"ના અતિશયમા સર્વાત્મભાવ સ્ફુરવાને બદલે "અહભાવ" જાડો થાય છે,

"ભક્તિ"ના અતિશયમા, પ્રભુને સ્વતત્રને બદલે અતત્ર ( તત્ર રહિત ) કરી દેખાય છે, ને પછી પોતાથી પણ તેવા બનાય છે

"કર્મકાન્ડના ' અતિશયમા, વિશ્વનિયમોનુ અભાન કે અનાદર થાય છે,

અને આ ત્રણે અતિશયો કર્તવ્યબુદ્ધિનો ધ્વસ કરે છે, માટે આ અતિશયોથી બચવુ

૪૪ નીતિના સેવનથી ઉન્નતિ અને તેના ભગથી અવનતિ, વ્યક્તિની તેમ જ સમુદાયની, અવશ્ય થાય છે પરતુ તેમ થવામાં લાગતો સમય નિયત થઈ શકતો નથી અને તેના ગાળામા માણસ લોભ લાલચથી અનીતિમા પડી જાય છે

---

આત્મનિમજ્જન રૂ ૧-૦-૦ એન. એમ ત્રિપાઠી એન્ડ કપની, મુબાઈ

# એક અદ્ભુત બાલિકા.

( એક ઐતિહાસિક ચિત્ર )

લેખક–રા સાકરલાલ અમૃતલાલ દવે, બી. એ,

[ દુનિયાના મોટા માણસોની એક યાદી બનાવીએ અને તેમણે કરેલા મોટા કૃત્યો ગિયારીએ, તો આપણને માલૂમ પડશે કે ફ્રાન્સ દેશમા ડૉમ્રેમી ગામમા જન્મેલી જોન નામની બાલિકાના ચરિત્રથી મનુષ્યહૃદય જેટલુ ઉન્નત થાય છે તેટલુ બીજા કોઈના ચરિત્રથી થતુ નથી તે બાલિકા પૂરા ઓગણીસ વર્ષ પણ જીવી ન હતી અને તેનુ સઘળુ માહાત્મ્ય બે ટૂકા ઉજ્જ્વળ વર્ષમા દીપી નીકળ્યુ હતુ, છતા યે બે વર્ષમા તો દુનિયાની એક અદ્ભુત બાલિકા તરીકે તે ચિરંજીવી થઇ ગઇ

તેના ચરિત્રથી ફ્રાન્સ, અને ઇંગ્લડ સુદ્ધા ચોખ્ખુ ઉઠ્યુ હતુ, તેના ચરિત્રથી રાજાઓના હૃદય કપી ઉઠ્યા હતા અને સામાન્ય જનસમૂહના હૃદય ઉન્નત થતા હતા, તેની દૂરે દૂરે લશ્કર રણક્ષેત્રમા કૂદ્યા હતા, અને મોટા વિજય પ્રાપ્ત થતા હતા તેણે પોતાના દેશને દુ ખદરિયામાંથી તાર્યો અને તેમા આશા અને શ્રદ્ધાના કિરણ પ્રસાર્યા અને આ બધાના બદલામા આ અનુપમ બાલિકાને જીવતી બાળી દેવામા આવી, અને તેની ભ ભડ બળતી, ચિતાની આસપાસ બેસી લોકો ટગટગ જોઈ રહ્યા

આ આખી કથા ઇતિહાસની કથાઓમા ઘણી અગ્રહેર ગણાય છે,—છતા તે મોટામા મોટી કથા છે, રૂવા ઉભા કરે એવી વાર્તા છે, કરુણરસથી ભરપૂર દુ ખમય વૃત્તાન્ત છે, અને યૂરપના છેલ્લા હઝાર વરના ઇતિહાસમા ન મનાય તેવી, છતા સાચામા સાચી, હકીકત છે, અક્ષરે અક્ષર સાચી છે આ ગ્રામ્ય બાલાના જીવનની એકે એક કથા પ્રતિજ્ઞાપૂર્વક લીધેલા શપથથી સાબિત થએલી છે, અને એવી ચોક્કસ અને ભરોસાદાર કથા યૂરોપના ઇતિહાસમા બીજી એકે નથી ફ્રાન્સના દફતર આ કથાની સત્યતા પુરવાર કરે છે, અને આ ગભીર અદ્ભુત કથામાં એક એવી અદ્ભુતતા આપણે જોઇએ છીએ કે ક્ષણભર આપણને એમ જ થાય છે કે સાક્ષાત્ મહાન્ પ્રભુનો જ હસ્ત, પામર મનુષ્યો વાચે તેટલા માટે, આ કથા રચે છે ]

પ્રભુએ ફ્રાન્સ દેશમા મ્યૂઝ નદીને તટે વસેલા ડૉમ્રમી ગામમા પાચસો વર્ષ પૂર્વે જોનને આ પૃથ્વીપર અવતાર આપ્યો હતો તેણે તેને ૧૯ વરસમા પાછી પોતાની પાસે બોલાવી લીધી હતી એક ઇશ્વરી જ્યોતને લીધે તે આપણા માનવ ઇતિહાસમા સ્થાન પામી એક અદ્ભુત ચમત્કારની પેઠે તે ફ્રાન્સની દૃષ્ટિ આગળ એકાએક ખડી થઇ ૫૯ આજ સુધી પણ તે ફ્રાન્સના સ્મરણપટ પર તરવરે છે, અને એક સમય પ્રેરક બળ તરીકે પ્રવર્તે છે

તેના જન્મ વખતે ફ્રાન્સમાં દારૂણ યુદ્ધ મચી રહ્યુ હતુ, પરતુ તે યુદ્ધ અન્તગત કુસપનુ હતુ ઇ સ ૧૪૧૫ માં એજિનકોર્ટના યુદ્ધસમયના ફ્રાન્સની આપણે જ્યારે વાત કરીએ

હતો પોતાને બાવાજીવાનુ અચ્છી રીતે મજે ત્યા સુધી ફ્રાન્સનુ સત્યાનાશ વળે, તો પણ તે તરફ નજર સરખી કરે એવો ન હતો

તેથી કરીને ફ્રાન્સનુ જીવન, લશ્કરમા કનનની પેઠે, હિંદોળે ચડયુ હતુ હથિયારબંધ માણસો શહેર તથા ગામડામા ધૂરી પડતા અને લટફાટ ચલાવતા દેવળના શિખરે ચડી છોકરાઓ આખો[1] દહાડો સિપાઈઓની રાહ જોયા કરતા જર્મની જવાના ધોરી રસ્તા પર ડૉમેમીનુ ગામડુ આવ્યુ હતુ, અને પિતાના ખેતરમા ઘેટા બકરાના ટોળા સાથે અથવા ગાયના સમૂહમા બેઠી બેઠી અગર માતા સાથે બારીએ બેસી સીવતી સીવતી આપણી જોન યુદ્ધની વાતો સાભળતી હતી ફ્રાન્સ અગ્રેજ રાજાને તાબે થયુ ત્યારે જોન આઠ વર્ષની હતી હેન્રી પાચમો મરણ પામ્યો અને ફ્રાસના અધીશ્વર તરીકે એક અગ્રેજ બાળક ગાદીએ આવ્યો ( ૧૪૨૨ ), ત્યારે જોનને દસ વર્ષ થયા હતા

## ૨.

## જોનને મળેલો દિવ્ય સંદેશ.

જોન ફ્રાન્સને ચહાતી હતી—ફ્રાન્સના નાના નાના દેવળોને તથા તેના મોટા મદિરોને તે ચહાતી હતી ફ્રાન્સના વીરપુરુષોને તથા સન્તોને તે ચહાતી હતી, ડૉમ્રેમી પાસેનુ દેવળ, તે દેવળના ઘટ, તથા નજીકનુ ઓક વૃક્ષનુ ઝૂથ—એ સૌને તે ચહાતી હતી વિશેષ કરીને, જૂના દેવળની બારીઓમાથી આવતુ તેજ તથા તેમા બિરાજેલી સેઇન્ટ માઈકેલ તથા સેઇન્ટ માર્ગરેટની મૂર્તિઓ તેને અતિશય પ્રિય હતી

આ બધી વસ્તુઓ જોનને મન સપૂર્ણ વાસ્તવિકતાથી ભરપૂર હતી તેને દિવ્ય સ્વપ્ન દેખાયુ અને સ્વર્ગમાથી આવતા અવાજ સભળાયા શુભ્ર અને તેજસ્વી સન્તોની મૂર્તિઓ તેને દેખાઈ અને તેને બોલાવતી હોય એમ લાગી અને એક દિવસ તો તે અવાજ સાભળી તે પોતાના બાગમા ફરતી ફરતી ચમકી ઉઠી "બિચારા ફ્રાન્સની વ્હારે ધા, રાજકુવર (ડૉફિન) પાસે જા, દુષ્ટ દરબારથી તેને બચાવ, અને રીમ્ઝમા તેને રાજ્યાભિષેક કર"—આવુ આવુ તે સાભળવા લાગી. " હે પ્રભુની પુત્રી, ચાલ, તૈયાર થા હુ તારી સાથે આવુ છુ ' આવો દિવ્ય સ્વર તેને કાને પડયો, અને ધ્રૂજતી કપતી જોન આશ્ચર્યચકિત થઇ કારણ કે તે નિર્દોષ ગ્રામ્ય બાળા રાજગાદીના પ્રપચથી તદ્દન અજાણ હતી

જોનના બાગ પાસે થઈને જતા ગામડિયા લોક ત્યા શો અદ્ભુત ચમત્કાર ચાલી રહ્યો હતો તે વિષે કઇ જ જાણતા ન હતા મહાસકટમા પીડાતા ફ્રાન્સની દયા તથા દેશમા પેઠેલા શત્રુઓનો તિરસ્કાર જોનની દૃષ્ટિએ પડતા દિવ્ય સ્વપ્ન તથા દિવ્ય સન્દેશ સાથે ભળ્યા, અને ધીરે ધીરે તેની ખાતરી થઈ કે આ બધુ પ્રભુનુ જ કામ હોવુ જોઇએ તેના જીવનમા સ્વર્ગીય તેજ પ્રગટયુ મનુષ્યની આસપાસ અને તેની સત્તાથી પર–પ્રવર્તતી ગભીર શક્તિઓ તેના હૃદયમા વેગભેર ચાલવા લાગી, અને પરિણામે આ ગ્રામ્ય બાલિકાનુ મુખ દિવ્ય તેજથી ઝળહળવા મડ્યુ. તે પૃથ્વીપર પગ મૂકીને ચાલતી હતી, છતા તેને લાગતુ કે હુ કોઇ બીજી જ

[1] લલિતના કાવ્યો રૂ ૧–૦–૦ એન એમ ત્રિપાઠી એન્ડ કપની, મુબાઇ

દુનિયામાં છુ આટલા સૈકાં, પછી સિંહાવલોકન કરતાં આપણને લાગે છે, કે તે સંકટના સમયે સર્વ દુખિયારા મનુષ્યોમા આ બાલિકા દિવ્ય અંશથી વધારે અંકિત હતી તેને શ્રદ્ધા હતી કે સન્તો દ્વારા પ્રભુનું વચન સમજાય છે, અને એ શ્રદ્ધાને બળે તેણે અદ્‌ભુત પરાક્રમ કર્યું

ઇતિહાસની શુષ્ક હકીકતથી જોનનું વર્તન સમજાતું નથી સમજવાનો યત્ન કરતાં ઇતિહાસ ઉંધો ચતો થઈ જાય છે જે બન્યુ તે આપણે માન્યે જ છુટકો છે આ પોળ વરસની બાળા ફ્રાન્સને બચાવવા, લથડતા રાજાને ગાદીપર દૃઢ બેસાડવા, કિલ્લાઓમાથી અંગ્રેજને નસાડવા, અને પ્રજાઓમા ફ્રાન્સની પ્રજા પણ ઉન્નત થાય એવો દિવ્ય માર્ગ બતાવવા કટિબદ્ધ થઇ આ મહાપરાક્રમ સિદ્ધ કરવાનું તેની પાસે એક જ સાધન હતું—ઇશ્વરશ્રદ્ધા. અને તે અમૂલ્ય સાધન વડે તેણે ઇષ્ટસિદ્ધિ કરી પાચસો વર્ષ વીતી ગયા છે, તોપણ આજે જોન ઓવ્ આર્કનું નામ ફ્રાન્સના હૃદયમાં જાદુઈ બળ જગાડે છે, અને એક જોનની ખાતર આજે પોતાનો બધો અમૂલ્ય ભડાર, રસ્તાઓમાંનો કળાનો વૈભવ, સઘળી બેંકમાનુ ધન, તેમ જ બીજુ બધુ દ્રવ્ય ઓવારી નાખવાને ફ્રાન્સ તૈયાર છે જોનનુ સ્મરણ ફ્રાન્સને આજે એટલું બધુ મીઠાશભર્યું અને મૂલ્યભર્યું લાગે છે

જોન કશાથી ડગે એવી ન હતી—તેણે કર્તવ્ય પારખ્યુ હતું અને તે સિદ્ધ કરવાને તત્પર થઇ તેના પિતાએ કહ્યુ "હું તને આ મ્યૂઝ નદીમા ડૂબાડી દઈશ, પણ સૈનિકો સાથે ઘોડે-સવારી કરવા દઇશ નહિ" પછી જોન ગામના મુખી પાસે ગઇ, અને બોલી "મ્હાર ડૉફિન પાસે જવુ છે, અને તેને રાજ્યાભિષેક કરવો છે" મુખીએ પોતાના એક મિત્રને સૂચવ્યુ કે આ છોકરીના કાન આમળી એને ઘેર પાછી કાઢી મૂકો

## ૨
## નિર્દોષ બાલિકા અને નિર્લજ્જ દરબાર.

પરતુ જરાએ ગભરાયા વિના જોન પાછી આવી તેણે પોતાના કાકાની સલાહ લીધી, કાકાએ મુખીની સલાહ લીધી, મુખીએ પાદરીની સલાહ લીધી, પાદરીએ જોન જોડે પૂછ-પરછ કરી, અને અન્તે આ ઇશ્વરી બાલિકામા પાદરીને ભૂત ભરાયેલુ લાગ્યુ પરતુ કોઇ પ્રભુની મશ્કરી કરવા સમર્થ નથી ડાહ્યા માણસના ડહાપણને ટકોર મારવાને પ્રભુ સદા નિર્દોષ સાહજમા જ પ્રગટ થાય છે આખરે મુખીએ બે સોબતિયા સાથે જોનને ડૉફિનના દરબારે મોકલી પોતાની પવિત્રતાના રક્ષણને અર્થે જોને છોકરાનો વેષ લીધો ત્રણે જણ ઘણી વસમી વાટ કાપતા ચાલ્યા "પ્રભુ મ્હારો માર્ગ સરળ કરે છે," તેણે કહ્યુ, "હું આને જ માટે જન્મી છુ" આખરે તેઓ દરબારે આવ્યા

આખા યુરપમા દુષ્ટમા દુષ્ટ દરબાર આ હતો સાતમા ચાર્લ્સ જેવા ક્ષુદ્ર, નીચ રાજાનો ઉદ્ધાર જોન ઑવ્ આર્ક જેવી સાધ્વીને હાથ થયો, તેનુ કારણ જગતના અન્ત સુધી કોઈ કળી શકવાનું નથી આપણામાના ઘણાને ત્રાસદાયક લાગે છે કે આવી દિવ્ય બાલિકાનુ તેજ ચાર્લ્સ જેવા અધમ મનુષ્યની આસપાસ પસરાયુ ચાર્લ્સ છેલછટાકિયો હતો તેમ જ મૂર્ખ

હતો, તેના ગોઠિયા હલકા ને વરણાગિયા હતા, દરબારમા મહારના ભપકાવાળી સ્ત્રીઓને એકઠી કરી એશઆરામમા તેઓ બધા પોતાનુ જીવન ગાળતા હતા માર્ક ટ્વેઈનના કહેવા પ્રમાણે "દરબારમા ચાર્લ્સ પાખાવાળા ગાજર જેવો શોભતો હતો" તે તંગ કપડા પહેરતો, એક ફુટ લાબી અણીવાળા બૂટ પહેરતો, કિરમજી મખમલનો ઝભ્ભો ઝગાવતો અને લટકતા પીંછાવાળી નમગોળ ટોપી પહેરતો પીંજેના' કુતરાને થામતો, પોતાના રગબેરગી વેષથી રગની પેટી જેવો દેખાતો આ વિચિત્ર પુરૂષ–ફ્રાન્સની હામી કરતો રાજકુવર–રાજપદે હતો અને આવુ રાજપદ પ્રાચીન વહેમી વખતમા અખિલ લોકમતને એકત્રિત કરવા સમર્થ હતુ

જોનની આખી કથામા એ વાત આપણે ખૂબ યાદ રાખવાની છે અધમ આત્મની ખાતર જોને આ બધુ કર્યું ન હતુ—ફ્રાન્સના રાજાની ખાતર કર્યું હતુ રાજા એ ફ્રાન્સનુ કેન્દ્ર હતુ, હૃદય હતુ, અને ફ્રાન્સનો ઉદ્ધાર એ હૃદયના ઉદ્ધાર સિવાય અશક્ય હતો એમ જોનને ભાસ્યુ હતુ તેથી રાજ્યને માટે તેણે રાજાને બચાવવા યત્ન કર્યો. પોતે ગાદીનો કાયદેસર વારસ છે કે નહિ તેનુ પણ તે ક્ષુદ્ર કુવરને ભાન ન હતુ, પરતુ જોનને તે વિષે કંઈ ચિન્તા ન હતી જોનનો પાકો નિશ્ચય હતો કે ઉચ્ચ ભાવનાઓને માટે પોતાનુ જીવન અર્પણ કરનાર જ રાજપદને યોગ્ય છે, અને જો ડૉફિનનુ જીવન અજવાળી શકાય, તો પ્રભુ તેને રાજપદે બેસાડશે અને પોતે તે કાર્યમા નિમિત્ત થશે

૩

## જગજ્જ્યોતિની પતાકા.

અને પછી, બે દિવસ રાહ જોયા બાદ તેઓ જોનને રાજકુવર પાસે લઈ ગયા તે હવે સત્તર વરસની થઈ હતી, અને તે છવીસ વર્ષનો હતો તે ગ્રામ્ય બાળા દરબારમા પેઠી તે વખતે સોના ઉનમટાઉ તથા ફક્કડોની ઠઠ્ઠામશ્કરી સભરાતી હતી, પણ તે તરફ લક્ષ દીધા વગર જોન રાજાને પગે પડી "સૌમ્ય ડૉફિન, પ્રભુ તમારૂ જીવન અજવાળે" તે બોલી, એટલે ડૉફિને જોનનુ ટિખળ કર્યું "હુ રાજા નથી," તે બોલ્યો, "રાજા તો પેલા બેઠા" પરતુ જોન છેતરાય તેવી ન હતી "સૌમ્ય કુવર, તમે જ રાજા છો, બીજો કોઈ નહિ," તેણે કહ્યુ "હુ બાલિકા જોન છુ સ્વર્ગના રાજાએ અને તમારી પાસે મોકલી છે, અને કહેવડાવ્યુ છે કે રીમ્ઝ નગરમા તમારો રાજ્યાભિષેક થશે" અને પછી તેણે રાજાને એક બાજુએ લઈ જઈ તેના કાનમા એક છાની વાત કહી, જેથી ચાર્લ્સની સપૂર્ણ ખાતરી થઈ કે જોન સાચા હૃદયની અને પ્રભુપ્રેરિત બાલિકા છે ચાર્લ્સની એક ઘણી છાની વાત હતી, અને જોનના વચનપરથી તે વાત તે સમજતો હોય એમ સ્પષ્ટ જણાયુ

પરતુ જોનના વચન પર અચૂક શ્રદ્ધા રાખનાર રાજકુવર પોતાના મૂર્ખ અને ભપકાદાર દરબારીઓથી બ્હીતો હતો તેઓ પોતાની મશ્કરી કરવા લાગ્યા તે તેનાથી ખમાયુ નહિ અને પાદરીઓ, સૈનિકો, અમીરો, અને બાનુઓ સૌ તે ભિખારી ગ્રામ્ય બાળાને તુચ્છકારવા લાગ્યા અને હસવા લાગ્યા એક પાદરી બોલ્યો "તુ કહે છે ને કે પ્રભુ ફ્રાન્સને બચાવશે,

ત્યારે હવે લશ્કરની શી જરૂર છે ?" જોન બોલી "હા, માણસોએ લડવું તો જોઇએ જ, વિજય આપનાર પ્રભુ છે " એક બીજા પાદરીએ જોને સાભળેલા દિવ્ય સ્વરોની હામી ભરી પૂછ્યુ " તે કઇ ભાષાના સ્વર હતા ?" જોને ઉત્તર દીધો "તમારી ભાષા કરતા તે ભાષા ઘણી સારી હતી " તેઓએ જોનને કહ્યુ "તુ કઇ ચમત્કાર બતાવે તો ખરી," ત્યારે તે બોલી "હુ અહીં ચમત્કાર બતાવવા આવી નથી મને ઑર્લિઅન્સ નગરે લઈ જાઓ "

તેમણે ધાર્યું હશે કે આ છોકરી બહુ હોશિયાર છે પણ આખરે એમ જાહેર કરવામાં આવ્યુ કે "આ બાલિકા ઘણી ભલી છે" એ ધ્યાનમા રાખી રાજાએ તેનો ઉપયોગ કરવાનુ નક્કી કર્યું છે આ વખતે ઑર્લિઅન્સને અગ્રેજોએ ઘેરો ઘાલ્યો હતો અને આસપાસના જબરા અગ્રેજ કિલ્લાઓ રીમ્સ જવાના માર્ગમા પડતા હતા એ કિલ્લાઓમાથી અગ્રેજોને હાંકી કાઢી ઑર્લિઅન્સનો ઘેરો ઉઠાવવાનુ કામ પ્રથમ જોનને સોંપવામા આવ્યુ સોનેરી ફીતવાળો એક સફેદ વાવટો જોનને આપવામા આવ્યો, તેના ઉપર ક્રાઇસ્ટ ભગવાનની છબી ગૂંથેલી હતી આ જગજ્જ્યોતિની શુભ્ર પતાકા જોને પોતાના હાથમા સકળ યુદ્ધોમા રાખી હતી રાજાએ તેને એક તલવાર આપવા માડી, પણ તેણે કહ્યુ કે ફ્લાણા દેવળમાં વેદિ પાછળ એક તરવાર દાટેલી છે તે મને આણી આપો નોકરો ત્યા ગયા અને જોયુ તો એક તલવાર દાટેલી માલુમ પડી, તે લઇ જોનને આપી એમ કહે છે કે જેટના યુદ્ધમા જોન અગ્રેસર થઈ લડી, તેમાના કોઇમા પણ તેણે કદી તલવારનો ઘા કર્યો ન હતો

રાજાના સઘળા સૈન્ય જોનને સોપવામા આવ્યા બધા સેનાની અને સેનાધિપતિ તેના હાથ નીચે મૂકવામા આવ્યા, અને ૧૪૨૯ ના એપ્રિલમા તે સકળ સૈન્ય સમેત ઑર્લિઅન્સ પર ચડી શુભ્ર અને પ્રકાશિત કવચ ધારેલી જોન ખરેખર એક દિવ્ય આકૃતિ બની હશે, ગામડીઆ લોકે તેના વસ્ત્રના છેડાનો સ્પર્શ કરવા તેના ઘોડાની આસપાસ ભીડ મચાવી દીધી તે ભલા નિર્દોષ લોકને જોનને મરણ પર્યંત તેનામા અચળ શ્રદ્ધા હતી, પરતુ સેનાધિપતિઓ અને પાદરીઓ તેના માર્ગમા આડે આવતા, અને તેને પજવતા ને દુ ખી કરતા ઑર્લિઅન્સ જવાનો અમુક માર્ગ જોને પસદ કર્યો હતો, પણ સેનાધિપતિઓ તેને છેતરી બીજે રસ્તે લઇ ગયા, તે વાત જોને જાણી ત્યારે બોલી "પ્રભુની સલાહ તમારી સલાહ કરતા વધારે સમર્થ છે"

૬

## બાલિકાના દર્શનથી અગ્રેજોનુ પલાયન.

ઑર્લિઅન્સ પહોચતા જોને ઇંગ્લેંડને એક પત્રદ્વારા જણાવ્યુ કે "પ્રભુના ફ્રાન્સમા તમે જે જે સારા નગર બળાત્કારે પડાવી લીધા છે તે સર્વની કૂંચીઓ મોકલી દો, અને અમારુ રાજ્ય છોડી કૃપા કરી ચાલ્યા જાઓ આ કહેવુ નહિ માનો, તો મારે મારો ઉપાય શોધવો પડશે, અને ફ્રાન્સમા છેલ્લા હજાર વર્ષ દીઠો ન હોય એવો જબર દસ્ત કોલાહલ મચાવવો પડશે સ્વર્ગનો રાજા મારી વહારે ચડશે અને તમારા સકળ





જોન–પોતાને દ્રોહ દેનાર નગરમાં –જેણે પોતાને દ્રોહ દીધો હતો તે નગર ઉપર તિરસ્કાર ભરી દૃષ્ટિ ફેંકે છે.
( રૂએન શહેરના એક પુતળાપરથી )

સૈન્ય કરતા વધારે બળ દેશે પરંતુ તમે બુદ્ધિ પ્રમાણે ચાલશો તો હજી પણ આપણે સૌ એક જ છીએ, અને ખ્રિસ્તી ધર્મને માટે ફ્રેન્ચ લોકો જે મહાકાર્ય કરવાના છે તેમા તમે પણ સામેલ થશો." અંગ્રેજોએ, ફ્રેન્ચ સેનાધિપતિઓની પેઠે, જોનને હસી કાઢી, તે નહીં માખણ બનાવનારી બાલિકાને યુદ્ધમા પડવાનુ આ દાન દીધુ, અને કહેવડાવ્યુ કે તુ છાની-માની તારી ગાયો ચરાવવા પાછી જા

પરંતુ ઑર્લિઅન્સના ઘેરામા જોન સાથે અંગ્રેજોએ માત્ર વાગ્યુદ્ધ જ કર્યું લશ્કર લઈ જોન તેમના પર ધસી, યુદ્ધ ઘડીમા આમ તો ઘડીમા તેમ ડગવા લાગ્યુ, પરંતુ જોન પર બંદૂક ફોડવાની અંગ્રેજોની હિંમત ચાલી નહિ શુભ્ર કવચધારી આ તેજોમય મૂર્તિને જોતાં વાત તેઓ ચકિત થઈ કંપવા લાગ્યા તેની આસપાસ બાણ ઉડવા લાગ્યા અને પોતાને હાથે જ પોતાના શરીરમાથી એક શર ખેંચી કાઢતા તેણે વેદનાને લીધે ચીસ પાડી, પરંતુ સોનેરી કિનારવાળો સફેદ વાવટો ધારણ કરનાર આ શુભ્ર મૂર્તિના દર્શને કિ,નામાના અંગ્રેજ તોપચીઓ તો ભયભીત થઈ ગયા હશે આખા લશ્કરને સહેલાઇથી તે કોટ સુધી લઇ ગઈ તે લશ્કર અંગ્રેજોપર તુટી પડ્યુ, તેથી અંગ્રેજ સેના નાસભાગ કરતી વિખરાઇ ગેઇ

આ તદ્દન અણધાર્યો બનાવ બન્યો. ઘાયલ થયા પછી એક દ્રાક્ષની વાડીમા આરામ લેતી જોન બેઠી હતી ત્યાં તેણે પોતાના લશ્કરને પાછા જવાની વાત કરતુ સાંભળ્યુ તત જ તે ઘુંટણીએ પડી, પ્રભુની સ્તુતિ કરવા લાગી, અને પછી ખાઇને કાંઠે પોતાની ધજા રોપી બોલી "ધજાનુ કપડ કોટની દિવાલને અડકે ત્યારે મને કહેજો" 'જોન", તેઓ બોલી ઉઠ્યા, "અરે, અડે છે!" "ત્યારે, ચાલો, આગળ ધસો! ફતેહ! ફતેહ! ' જોન બોલી અને ઘેરો ઉઠ્યો સાત મહિનાનો ઘેરો આઠ દિવસમા ઉપાડી નાખ્યો ડોમ્રેમીની જોન તે ઑર્લિઅન્સની બાલિકા બની ('ઑર્લિઅન્સની બાલિકા' એ નામથી જોન પ્રખ્યાત થઇ)

## ૫.

## જોનના મુખમાથી નીકળેલુ એક અત્યન્ત ગ્લાનિકારક વેણ.

વાયે વાત ફેલાણી આખા ફ્રાન્સમા જયજયકાર થઇ રહ્યો રાજા તથા તેના છેલબટાઉ દોસ્તો સ્તબ્ધ બની ગયા પાદરીઓએ તો વાત માની નહિ સેનાધિપતિઓનાં મ્હો બંધ થઇ ગયા જોને રાજાને રીમ્ઝ તરફ કુચ કરવાનું કહ્યુ પણ બધાના પેટમા બીક હતી રાજા લાંબી લાંબી સલાહ લેતો બેસે, પણ જોને બારણું ભાંગી નાખ્યુ અને અંદર આવી કહ્યુ "ઉમદા ડૉફિન, તમે શા માટે આમ સભા ભરી વિલંબ કર્યા કરો છો?" આ ગ્રામ્ય બાલાનો સપાટો જોઈ દરબારીઓનો મિજાજ ગયો ઑર્લિઅન્સનો ઘેરો ઉઠાવ્યો તો પણ તેમને પતીજ પડી નહિ ડૉફિન બોલ્યો 'ઉતાવળ શી છે?' તે વખતે જોનના મુખમાથી એક અત્યન્ત ગ્લાનિકારક વેણ નીકળી ગયુ "હું એક વરસ જ જીવવાની છુ, મારી જેટલી મદદ લેવાય તેટલી લઇ લો."

ખરેખર, તે એક જ વરસ જીવી ટ્રૉય પહોચ્યો ત્યારે અંગ્રેજ કિલ્લા પર હલ્લો કરવાની ડૉફિનની હિંમત ચાલી નહિ જોને ધીરજ આપી, અને કહ્યું "પ્રભુ કરશે તો ત્રણ દિવસમા આપણે ગમ સર કરીશુ હે ડૉફિન, કાલે સવારે તમે આ ગામના રાજા થશો' અને,

ખરેખર, સવારે બાલિકાના દર્શન થતા જ અંગ્રેજો ટ્રૉય છોડી નાસી ગયા *પછી શૅર્લૉન સર થયુ, દરવાજા તેમને માટે ખુલ્લા જ હતા, અને ડૉમ્રેમી નજીક જ હોવાથી ત્યાના ગામડિયા લોક જોનના પરાક્રમની વાત સાચી છે કે ખોટી તેની ખાતરી કરવા ત્યા આવી પહોચ્યા જોનનો ઘોડો રાજાના ઘોડાની સાથે જ જોઇ, જોનને વિજયપતાકા ફેરવતી જોઇ, તેઓ તેની પાસે ટોળે મળ્યા, અને પૂછવા લાગ્યા "જોન, જોન, તને બીક લાગતી નથી?" "દ્રોહીઓ સિવાય બીજા કોઇની મને બીક લાગતી નથી," જોને ઉત્તર વાળ્યો, અને નિર્ભય રીતે આગળ ધસવા લાગી આનુ યુદ્ધ ૭ અઠવાડિયા ચાલ્યુ, અને લગભગ દરરોજ જોન નવો નવો વિજય મેળવતી હતી જોને કદી હાર ખાધી નહિ

૬.

## વિજય મુહૂર્ત.

આખર રીમ્ઝ પહોચ્યા, અને રાજ દરબાર સહિત આશ્ચર્યમુગ્ધ નગરમા પેઠો ધર્મશાળાની બારીએથી બે દિઙ્મૂઢ ગામડિયાઓ એકી ટશે જોયા કરતા હતા એક હતો જોનનો કાકો, અને બીજો હતો જોનનો બાપ,–જે બાપે એમ કહ્યુ હતુ કે મારી જોન લશ્કરમા જાય તેના કરતા હુ તેને આ નદીમા ડુબાડી દઉં તે વધારે સારૂ આ નવો દેખાવ જોઈ જોનના બાપને તો કોઇ બીજી દુનિયા જેવુ જ ભાસ્યુ હશે રીમ્ઝના મન્દિરમા જોન રાજાની પાસે ઉભી રહી, ઘુટણિયે પડી પ્રભુની પ્રાર્થના કરવા લાગી, અને આસુ સારતે સારતે બોલી "હવે પ્રભુની ઇચ્છા સિદ્ધ થઈ"

રાજાને અભિષેક કરવામા આવ્યો જોનનુ સ્વપ્ન ખરૂ પડયુ પ્રભુનો સન્દેશ તેણે અમલમા મૂકયો, અને હવે પોતાના કામથી પરવારી એટલે તેણે પાછા ઘેર જવાની ઇચ્છા કરી ફ્રાન્સ દેશને ફરીથી રાજા મળ્યો, અને તે જોઇ જોન તૃપ્ત થઇ રીમ્ઝથી ડૉમ્રેમી પાછુ જવુ એટલી જ હવે જોનના હૃદયની ઇચ્છા હતી

પરતુ રાજા તથા તેના ગોઠિયાઓને હજી જોનનો ખપ હતો, અને કદાચ ચાર્લ્સ છેક નગુણિયો નહિ હોય રાજ્યાભિષેક થયા પછી તેણે જોન જે માગે તે આપવાનુ કબૂલ કર્યુ તેણે ધાર્યું હોત તો ઘોડાઓની ફોજ, નોકર ચાકરથી ભરપૂર મહેલ અથવા ફક્કડ સોનેરી કપડા તેને મળત પરતુ તેણે શુ માગ્યુ હશે? તમે શુ ધારો છો? તેણે વરદાન માગ્યુ કે "મારા ડૉમ્રેમીમાથી તમારે બિલકુલ કર લેવો નહિ" આટલુ જ તેણે માગ્યુ, અને દરબારે તે તરત જ કબૂલ કર્યું જે ચોપડામા સઘળા શહેર તથા ગામના કર નોધવામા આવે છે, તેમા તમે જોશો તો ૩૬૦ વરસ સુધી ડૉમ્રેમી ગામની સામે બિલકુલ કરનો આકડો માલૂમ પડતો નથી, માત્ર આટલા શબ્દ લખેલા છે—"બાલિકાની ખાતર કર માફ છે"

પરતુ જોકે જોનને વરદાન આપ્યુ, તો પણ રાજાએ તેના હૃદયને મોટો ધોકો પહોચાડ્યો અધમ ચાર્લ્સ પોતાના મૂર્ખ ગોઠિયાઓ સાથે સતોષ માનવા લાગ્યો, અને વધારે દઢ થવાના કાંઇ પણ ઉપાય તેણે લીધા નહિ રાજાના નામથી તેને પરમ સતોષ થઇ ગયો રંગેરગ રાજા થવુ એ રગેરગ મૂર્ખ માણસના નસીબમા ક્યાથી હોય?

* ઇંગ્લંડનો ઇતિહાસ ૨ ૧–૮૦ એન એમ ત્રિપાઠી એન્ડ કપની, મુંબાઇ

૭.

### અધમ ચાર્લ્સ.

જો ચાર્લ્સનું ચલણ હોત, તો કદાચ જોન પાછી ડૉમ્રેમી જાત, પણ વિજયપર વિજયથી ઉશ્કેરાએલા સેનાધિપતિઓનો વિજયલોભ હજી પૂરો થયો ન હતો ઘર છોડ્યા પછી આજે પહેલી જ વાર જોન સંશયમાં પડી અને વિચારમૂઢ બની ઇશ્વરી સ્વર પ્રમાણે તેણે બધુ સિદ્ધ કર્યું હતુ અને હવે એ સ્વર સ્પષ્ટ સંભળાતા ન હતા છતા તે આગળ ચાલી, અને આખરે પારિસને છોડાવવાનો તેણે નિશ્ચય કર્યો સ્વાસોં તેને શરણે આવ્યુ, ચૅટો થિએરી પણ નમી પડ્યુ, અને આ વખતે જે અધમ ચાર્લ્સ રિમ્ઝમાં જોન માગે તે આપવાને તૈયાર હતો તેણે શત્રુ સાથે ખાનગી સલાહ કરી અને પોતાના લશ્કરનો દ્રોહ કર્યો જોન પારિસ જઇ પહોંચી ત્યારે રાજા સાત માઇલ દૂર નીરાંતે બેઠો હતો, અને રાતોરાત તેણે પારિસ પર હલ્લો કરવામાં પોતાના લશ્કરને ઉપયોગી થઈ પડે એવો એક પૂલ તોડાવી નખાવ્યો હવે, પારિસ માટેની લડાઈમા અણીને વખતે, તેણે પોતાના સરદારોને પાછા બોલાવી લીધા અને જોનને એકલી મૂકી.

આવુ નીચ કૃત્ય કોઈ પણ રાજાએ ભાગ્યે કર્યું હશે પરતુ ફ્રાન્સની ગાદીએ બેઠેલુ આ પુતળુ અધમાધમ હતુ જોનને માલૂમ પડ્યુ કે હુ એકલવાઈ છુ રાજાની આજ્ઞા માની સરદારો ચાલ્યા ગયા હતા. આ ક્ષણ સુધીમા જોને કદી હાર જ ખાધી ન હતી રાજાએ તેનો ત્યાગ કર્યો તેથી જ હવે તેનુ નસીબ પલટાયુ રાજાને તથા રાજ્યને બચાવવુ એટલુ જ તેનુ દિવ્ય કાર્ય હતુ, અને રાજાને બચાવી તેણે રાજ્યને બચાવ્યુ હવે તે સેઇન્ટ ડેનિસના દેવળમા ગઈ, અને ત્યાની વેદિપર તેણે બખ્તર ઉતારી નાખ્યુ પોતાનુ કાર્ય પરિપૂર્ણ થઇ ગયુ હતુ

હજી પણ જેણે પોતાનો ત્યાગ કર્યો હતો, તેવા રાજાનો જોન ત્યાગ કરવા તૈયાર ન હતી તેણે રાજગઢમાં રહેવાનું કબૂલ કર્યું, અને ચાર્લ્સે પોતાનો અમનનો દુષ્ટ દરબાર શરૂ કર્યો દરબારીઓએ છેક જ નીચ થઈ એક બીજી છોકરી ઉભી કરી, અને તેની મારફત દુષ્ટતા આચરવા માંડી પરતુ જોને દરકાર કરી નહિ છતા તેને લાગ્યુ કે હવે આ દરબારમા મારી શુભ્ર વિશુદ્ધિ કાયમ રહી શકશે નહિ, તેથી એક દિવસ એકાએક ગઢ છોડી ચાલી નીકળી કોઇને રામરામ કરવા ગઈ નહિ આખા દરબારમા એક પણ પુરુષ એવો ન હતો કે જેને જોનના બૂટ બાંધવાનો પણ અધિકારી ગણી શકાય, અગર જોનના ચરણે ચપાએલી ભૂમિપર ચાલવાને લાયક ગણી શકાય જાણ્યા પ્રમાણે જોને ફરીથી ચાર્લ્સનુ મોઢુ જોયુ નહિ

પરતુ આ કથામા વળી એક વાર જોન ને ચાર્લ્સના નામ સાથે નખવા પડે છે કૉમ્પી એન આગળ અધમ ચાર્લ્સ જોખમમા આવી પડ્યો હતો આ જ જગાએ થોડીવારપર જોને પાસે ઉભેલા બાળકોને શોકાવેશમા કહ્યુ હતું, "મારો દ્રોહ થયો છે, મને વેચી દીધી છે, હવે મને મારી નાખશે હું તમને વીનવુ છુ કે મ્હારે માટે પ્રભુની પ્રાર્થના કરો, કારણ કે હવે થોડા વખતમા મારા રાજા તથા રાજ્યને હું સહાયતા કરતી અટકી પડીશ" ખરેખર કરુણ રીતે આ શબ્દ સાચા પડ્યા છતા તેણે જે અધમ પૂતળાને અભિષેક કર્યો હતો, તેને બચાવવા ખાતર પોતાનો છેલ્લો પ્રાણ પણ આપ્યો તરત જ તે કૉમ્પીએન તરફ ધસી તે નામર્દ રાજાને મદદ કરવા લશ્કર ઉભુ કર્યું અને ત્યા યુદ્ધના ઘમસાણમાં તે ઘેરાઇ ગઈ અને દ્રોહીઓએ તેને ઘોડેથી નીચે ધૂળમા ઘસડી પાડી —અપૂર્ણ

---

# પરદેશ જનારા હિંદીઓને સૂચના.

લેખ૦—ના. જયકૃષ્ણ નાગરદાસ વર્મા, બી એ, એલએલ બી

યૂરોપીય યાત્રીનો અંત આવતાં જ સ્વાભાવિક રીતે લાંબા સમય પર્યંત મંદ પડી ગહેલી અનેક પ્રકારની પ્રવૃત્તિઓ પુનઃ સતેજ થઇ છે અને આ પ્રવૃત્તિઓમાંની એક નિઃશંક હિંદીઓની પરદેશયાત્રા છે. જર્મન સબમરીનોના ભયને લીધે તેમ જ મહાયુદ્ધે ઉભા કરેલ અન્ય અનેક અંતરાયોના કારણે પરદેશ જનારા હિંદીઓની સંખ્યા યુદ્ધના સમયમાં નહિ જેવી જ હતી, અને તે પ્હેલાં પણ ગણ્યા ગાંઠ્યા જ એ સાહસ ખેડતા હતા, પરન્તુ અત્યારે એ પરિસ્થિતિ બદલાઈ ગઈ છે. ભારતવાસીઓએ જાણે પ્રથમના એ મંદતા અને સાહસના અભાવનું એકસાથે આ ઉતાવળે સાટુ વાળવાનો સંયુક્ત સંકલ્પ કર્યો હોયની એમ સહજ અનુમાન થઇ શકે છે. હિંદની રાજકીય પરિસ્થિતિ પણ આ સંયોગો માટે કેટલેક અંશે જવાબદાર છે. બ્રિટિશ-હિંદને રાજકીય હક્કો આપવા સંબંધી ખરડો હિંદી પ્રધાને પાર્લામેન્ટમાં રજુ કર્યા પછી અનેક અમૂલ્ય તેમ જ નિર્માલ્ય, સાચા અને કહેવાતા હિંદી લોકનાયકો રાજકીય આંદોલનો પ્રસારવા રાજભૂમિ-ઇંગ્લાંડની યાત્રાએ સીધાવ્યા છે. ઉપરાંત અનેક હિંદી વિદ્યાર્થીઓ પણ પરદેશની પંકાતી યુનીવર્સીટીઓની વિધવિધ ઉપાધિઓ સંપાદન કરવાનો અભિલાષ ધરાવી પરદેશયાત્રા માટે તત્પર થયા છે. આ સંયોગોને લીધે પ્હેલાં કદી પણ નહિ જોયેલી એટલી મોટી સંખ્યામાં હિન્દીઓ જળમાર્ગે પરદેશ તરફની મુસાફરીના સાહસ ખેડે છે. આવી પરિસ્થિતિ જોતાં તેમની સફર વધારે સફળ અને સુખદાયી નીવડે એવા હેતુથી કેટલીક ઉપયોગી સૂચનાઓ અત્રે આપવી ધારી છે. આશા છે કે આ કાર્ય અસ્થાને વા અયોગ્ય તો નહિ જ મનાય. ખાસ કરીને આ સૂચનાઓ સ્વાનુભવ-સિદ્ધ હોવાને લીધે અને એવી સૂચનાઓ અન્ય કોઇ પ્રવાસવર્ણનના પુસ્તકમાં મેં નહિ ભાળવાથી હિંદી બંધુઓના ઉપયોગાર્થે અત્ર તે દર્શાવવાની લાલસા રોકી શકાતી નથી. એમાંની થોડી ઘણી પણ મારા દેશબંધુઓને કોઈક દિવસ ઉપયોગી થઇ પડશે તો માનીશ કે મારો શ્રમ સફળ થયો છે.

દરિયાની મુસાફરી જેમણે કદી અનુભવી નથી એવા યુવાન હિંદી વિદ્યાર્થીઓને પ્રથમ તો દરિયાઈ બીમારીમાંથી બચવાના ઉપાયો સૂચવવા જોઇએ. ઘણાઓને આ પ્રકારની માંદગી મુસાફરીના પ્રથમ દિવસથી જ જણાવા માંડે છે અને બીનઅનુભવી તેથી એટલો બધો કંટાળી જાય છે કે દરિયાઇ સફરનું સાહસ ખેડવા માટે એ માંદગીના સમયમાં અત્યંત પશ્ચાત્તાપ કરે છે અને સ્વાભાવિક રીતે સ્નેહી સંબંધીઓનું અને વ્હાલા વતનનું સ્મરણ તેને પ્રતિપળ થાય છે. વળી જ્યારે સ્ટીમરનો અંગ્રેજ ડોક્ટર તેની સ્થિતિ તરફ સહાનુભૂતિને બદલે બેદરકારી બતાવે અને જોઇતી સલાહ વા ઔષધ યથા સમય ન આપી શકે ત્યારે આ માંદગી વધારે અસહ્ય થઈ પડે છે. સફરની શરૂઆતના દિનોમાં અમારી કેટલેક અંશે આવી જ સ્થિતિ હતી અને એ દિવસો અત્યારે જ્યારે પુનઃ સાંભરી આવે છે ત્યારે ખરેખર કમકમાટી

---

સરસ્વતીચંદ્ર ભાગ ૧ લો રૂ ૨-૮-૦' એન એમ ત્રિપાઠી એંડ કંપની, મુંબાઇ.

છૂટે છે આ માંદગીનો ભોગ થનારને ચક્કર આવે છે, વારવાર ઉલ્ટીઓ થાય છે અને તેનો જીવ ચુંથાય છે આવી સ્થિતિમા કાંઇપણ ખાવાની રૂચી થતી નથી અને આખો દિવસ સુઈ રહેવાનુ જ મન થાય છે ખાસ કરીને દરિયો વધારે તોફાની હોય અને સ્ટીમર અત્યંત ઝોલા ખાતી હોય ત્યારે આ બિમારીનુ જોર અત્યંત વધી જાય છે એ દૂર કરવાનો ઉપાય રહેવો છે, પરન્તુ તે યોજનાને માટે હૃદયમા દૃઢ હિમ્મત રાખવાની ખાસ આવશ્યકતા છે આ માંદગીની અસર જણાતા જેટલી મને તેટલી અંગની કસરત આપવી જોઇએ અને ખાદ્ય પદાર્થો પેટમા ટકી ન શકતા હોય છતા રૂચી પ્રમાણે ખાવાને ચૂકવુ ન જોઇએ અંગકસરત માટે ડેકપર ખુલ્લી હવામા ચાલવાથી ઉલ્ટીની અસર સત્વર નરમ પડી જાય છે અને સ્ટીમર ઝોલા ખાયછે કે સ્થિરતાથી ચાલે છે તે ભૂલી જવાય છે માત્ર એક બે દિવસ આ ઉપાયો ધ્યાનપૂર્વક કામે લગાડ્યાથી એ અરસામા મુસાફર સ્ટીમરના ઝોલાથી ટેવાઇ જાય છે અને બધી માંદગી ધીમે ધીમે દૂર થઇ જાય છે આ ઉપાયો ઉપરાન્ત ખાસ એ પણ ધ્યાનમા રાખવુ જોઇએ કે પાચન ક્રિયા બિલકુલ મંદ પડવા ન દેવી જોઇએ કબજીઆતના જેઓ ભોગ હોય તેમણે 'લીવર સોલ્યુશન" અથવા "ફ્રુટ સોલ્ટ" નો ઉપયોગ કરવાને ચૂકવુ જોઇએ નહિ

માંસાહારની જેમને આદત ન હોય અથવા જેમને એ ખોરાક પ્રતિ ખાસ ઘૃણા હોય એવા મુસાફરોએ કોઈ પણ રીતે ગભરાવાનુ કારણ નથી અલબત્ત, સ્ટીમરમા જે ખોરાક સાધારણ રીતે અપાય છે તે મુખ્યત્વે કરીને માંસાહારીને જ અનુકૂળ આવે એવો હોય છે પરન્તુ જેમને એ ખોરાક ન લેવો હોય ન તેમને માટે બીજી વ્યવસ્થા સ્હેલાઇથી થઈ શકે છે આવી વ્યવસ્થા કરવાનુ કંપની કે તેના અમલદારો સાધારણ રીતે તો માથે લેતા નથી છતા એવા મુસાફરોની સારી જેવી સંખ્યા હોય તો અપવાદરૂપે ક્વચિત્ એ પ્રકારની જુદી ગોઠવણ તેઓ કરી આપવાને લલચાય છે અમારી સફર દરમ્યાન સુભાગ્યે આવા મુસાફરોની સંખ્યા લગભગ બાર જેટલી હતી એટલે સ્ટુઅર્ડે જુદી વ્યવસ્થા કરી આપવાની તત્પરતા બતાવી હતી તેની આવી તત્પરતા છતા થોડી ઘણી જાતમહેનતની પણ આવશ્યકતા રહે છે એટલુ નહિ પણ નાણાનો પણ થોડો ઘણો વધારે ભોગ આપવો પડે છે અમે અમારા "કેબીન બોય' દ્વારા, મુસાફરી અંતે એક પાઉંડ આપવાનુ ઠરાવી એક ખલાસી સાથે ભોજનની વ્યવસ્થા કરી લીધી હતી આ ખલાસી આવશ્યક વસ્તુઓ સ્ટીમરના કોઠારમાથી "સ્ટુઅર્ડ" પાસેથી લેતો હતો અને તેમાથી દાળ, ભાત અને મેંદાની ચપાટી બનાવીને, દરરોજ બપોરે એક વાગ્યે "લંચ"ને સમયે અને સાંજે સાડા ૭ વાગ્યે "ડીનર" સમયે અમારા "કેબીન બોય" સાથે અમારી "કેબીન"મા મોકલી આપતો હતો આ વસ્તુઓ ઉપરાન્ત ક્વચિત્ કાંદાની કચુંબર, ક્વચિત્ કાકડી કે કેબેજ અને ટમેટાની ચટણી પણ પ્રાપ્ત થતા સિવાય એક શાક-મુખ્યત્વે બટાટાનુ હમેશા મળતુ હતુ આ ચીજો ઉપરાંત અથવા તેમાં બન્ને કોઈ ખાસ ચીજ ખાવાની ઇચ્છા થાય અને તે ખલાસી પકાવી જાણતો હોય તો સ્હેલાઇથી તૈયાર કરાવી શકતા હતા અલબત્ત ખલાસીના હાથે તૈયાર થયેલી ચીજોમાં ઘરની ચીજો જેવો

સ્વા૦ તો ન જ આવે, પરંતુ જીવન ટકાવી રાખવા અને રહેનારથી પચાવી શકવા માટે એ ચીજો કોઈપણ રીતે ખરાબ ન હતી વળી ધીમેધીમે એ ખોરાકની ટેવ પડી જતા એમા પણ કેટલીક અને સ્વાદ જણાવા માંડે છે આ ચીજોનો વધારે સ્વાદથી ઉપભોગ કરવો હોય તો ઘેરથી નીકળતી વેળા સાથે અથાણુ, કે પાપડ જેવી વસ્તુઓ બાંધી લાવવી જોઇએ અમે એવી કેટલી આહ્લાદક વસ્તુઓ સાથે લાવેલા હોવાથી બે ત્રણ મિત્રો સાથે મળીને ભાગ દરિયે એ પ્રિય વસ્તુઓનો ઉપભોગ કરતા ત્યારે અપૂર્વ આનંદ જામતો હતો ઉપરાંત અમે તેઠ થોડીક મીઠાઈ, ચેવડો અને ફળ પણ ભેળા લીધા હતા, જે અમને ઘણો સારો સમય સુધી ચાલ્યા હતા એટલું ધ્યાન રાખવુ જોઇએ કે આ ચીજો બજારમાથી ખરીદવાને બદલે ઘેર ખાસ તૈયાર કરાવેલી હશે તો વધારે સમય ટકી શકશે આ સૂચનાનો ઉપયોગ કરનારને માંસાહારની જરા પણ બીતિ નહિ એમ હું સ્વાનુભવથી હિમ્મતપૂર્વક કહી શકુ છુ

ઉપર્યુક્ત બે સૂચનાઓ તો કદાચ અન્ય સ્થળેથી પ્રાપ્ત થઈ શકશે પરંતુ હવે પછીની સૂચનાઓ અત્યંત દુર્લભ છે કડવા અનુભવોને પરિણામે જ એ પ્રકારના જ્ઞાનની પ્રાપ્તિ થઇ છે, તેમ છતા તેનો લાભ દેશબંધુઓને આપતા જરાપણ ક્ષોભ થતો નથી ઉ ટા આનંદ અને સંતોષ ઉપજે છે પ્રત્યે૦ વાચકને સુવિદિત હશે કે ગામ હોય છે ત્યા ઢે૦ વાડો પણ હોય છે, અર્થાત્ એક પ્રજા ગમે તેટલા મહાન ગુણો ધરાવતી હોય છતા તેમાં કેટલાક મનુષ્યો એવા પણ મળી આવે છે કે જેઓ એ મહાન ગુણોથી સર્વથા વંચિત જ રહ્યા હોય, એટલુ જ નહિ પણ ઉલટા અનેક દુર્ગુણોથી ભરેલા હોય સંસ્કૃતિને શિખરે પ્હોચેલી યુરોપીઅન પ્રજાઓ અનેક મહાન ગુણો ધરાવે છે અને તે સર્વમા આંગ્લપ્રજા પ્રથમ પંક્તિએ ગણાય છે એ મહાન ગુણોને પ્રભાવે જ એ મહાન પ્રજા અત્યારે સમસ્ત જગતપર પોતાનો પ્રભાવ પ્રસારી શકી છે તેમ છતા એટલુ તો સત્ય છે કે પ્રજા તરીકે તે જે ગુણો ધરાવે છે તેનાથી ઘણાખરા મનુષ્યો વ્યક્તિ તરીકે વંચિત રહે છે અમીરી ખાનદાનના ગૃહસ્થ તરીકેના સંપૂર્ણ લક્ષણો ધરાવતા મનુષ્યો મોટી સખ્યામા જેમ દગ્ગોચર થાય છે તેમ એ લક્ષણો વિનાના મનુષ્યોની પણ સર્વથા ખોટ તો નથી જ જણાતી અમારા દુર્ભાગ્યે સફર દરમિઆન આવા હલકી પંક્તિના મનુષ્યો અમને કંઇક મોટી સખ્યામાં મળ્યા હતા, અલબત્ત ન્યાયને ખાતર કહેવુ જોઇએ કે ત્રણચાર વ્યક્તિઓ આ સમૂહમા અપવાદરૂપ હતી પ્રત્યેક હિંદી જાણતો હશે કે આવા સફેદ ચામડીના મનુષ્યોને સાધારણ રીતે હિંદીઓની કાળી ચામડીની ઘણી જ સૂગ આવે છે હિંદીઓ ભલેને સામાજીક સ્થિતિમા અને લક્ષણોમા અત્યંત ઉચ્ચ પંક્તિના હોય, પરંતુ નિજ દેશમા ધાબી-મોચીની સામાજીક સ્થિતિ ધરાવનારા આ 'સાહેબો'ને મન તેઓ 'કુછ બિસાતમા' નથી સ્ટીમરના બીજા વર્ગમા સાધારણ રીતે જે યૂરોપીઅનોનો સહવાસ થાય છે તેઓ, અનેરા અપવાદો સિવાય, બહુધા આવા પ્રકારની સૂગથી ભરેલા હોય છે યૂરોપના મહાભારત યુદ્ધ પ્હેલા પણ સ્થિતિ કંઈક આવી જ હતી અને યુદ્ધના કડવા અનુભવે તે દૂર કરવાને બદલે વિજયના નિશાથી વધારે ગંભીર બની છે યુદ્ધના

સમયમા હિદીવીરોએ બ્રિટિશ મહારાજ્યની બજાવેલી અમૂલ્ય સેવાને લીધે આ સૂચના દર્શન જવલ્લે જ થતા અણીને સમયે ફ્રાન્સના રણક્ષેત્રમા રૂધીર વ્હેવડાવનાર રાજ્યભક્ત હિદી મહાવીરોના દેશબધુ માટે તે સમયે કઇક સન્માનની લાગણી હતી, પરતુ વિજયપ્રાપ્તિ થતા જ હિદી વીરોના આત્માઓની જેમ એ સન્માનની લાગણીએ પણ સ્વર્ગગમન કર્યુ હોય એમ લાગે છે અને જૂની આદત પુન વધુ જોરમા દગોચર થાય છે

અમારો આખો હિદી સમૂહ સફર દરમિઆન કેટલેક અશે આ સૂગનો ભોગ થયો હતો, અને એ કડવો અનુભવ માત્ર મુસાફરો તરફથી જ નહિ પરતુ સ્ટીમરના એક સાધારણ અમલદાર, કહો કે નોકર તરફથી થવાનો પણ પ્રસગ બન્યો હતો મોટા અમલદારો તેમ જ પ્રથમ વર્ગના યુરોપીઅનો મુસાફરો આવી સૂગ ધરાવતા કે નહિ તે સબધી નિશ્ચયપૂર્વક અગત અનુભવના અભાવે કાંઈ પણ કહી શકતો નથી સાધારણ અગ્રેજ માટે એમ કહેવામા આવે છે કે સ્વાભાવિક રીતે તે કઇક અતડો (*Reserved*) રહે છે પરતુ સામો માણસ જો તેના સહવાસ માટે ઇચ્છાપૂર્વક પ્રથમ પ્રયત્ન કરે તો પરિણામે તે ઉત્તમમા ઉત્તમ મિત્ર થઇ રહે છે અમારા યુરોપીઅન સાથી મુસાફરો આ નિયમમા અપવાદો હતા અને તેથી તેમના સહવાસમા આવવાના હિંન્દી સમૂહના પ્રયત્નો સર્વથા નિષ્ફળ થયા એટલુ જ નહિ પણ તેમને વ્યક્તિગત અપમાન પણ સહન કરવા પડ્યા સુભાગ્યે હિદી મુસાફરો એટલી મોટી સખ્યામા હતા કે સયુક્ત થઇ અમે તેમના નિદ્ય વતનનો યથાર્થ પ્રત્યુત્તર વાળવા શક્તિમાન્ થઇ શક્યા અને અમારૂં સ્વમાન જાળવી શક્યા તેમની એ સૂગ માત્ર વ્યક્તિગત નથી પણ આખી હિન્દી પ્રજા માટે છે એમ માની અમારૂં સ્વમાન ઘવાયુ અને દેશના તેમ જ દેશજનોના ગૌરવના રક્ષણને ખાતર અમે રહેવાઇથી ઐક્ય સાધી શક્યા એવા કડવા અનુભવો મેળવવાનો પ્રસગ અન્ય કોઇ હિદી બધુને મુસાફરી દરમિઆન બની આવે તો તેણે દેશના ગૌરવ અને સ્વમાનનુ રક્ષણ કેવા ઉપાયો વડે કરવુ તે કદાચ અમારી કથનીમાથી શીખી શકાશે એમ ધારી આ પ્રયત્ન કર્યો છે આ વર્ણનમા અમે કયી શીપીંગ કપનીની કયી સ્ટીમરમા સફર કરી હતી તે ખૂલ્લા નામે જણાવવામા નહિ આવે આથી એમ સમજવાનુ નથી કે સત્ય વાર્તા પ્રકટ કરતા અમે કોઈ પણ રીતે ભય પામીએ છીએ તેથી ઉલ્ટુ એ નામો ગુપ્ત રાખવાનો અમારો હેતુ શુભ છે કારણ કે એકાદ ક્ષુદ્ર અમલદારની મૂર્ખતા માટે આખી કપનીને કાઇ પણ સહન કરવુ પડે એમ અમે બિલ્કુલ ઇચ્છતા નથી

સૌથી પ્રથમ બીજા વર્ગના મુસાફરોની રહેણી કરણી સબધી કઇક ઉલ્લેખ કરીશુ અને તે પછી નિરાંતે ઉપર્યુક્ત અમલદારની વર્તણકની વિસ્તારવાર ખબર લઇશુ આ સમૂહમાં પુરૂષોની સખ્યા નાની હતી પણ સેંકડોની ગરજ સારે એવી હતી યુવાન સ્ત્રીઓની અને બાળાઓની સખ્યા પ્રમાણમા કઇક મોટી હતી વૃદ્ધ સ્ત્રીઓ અને નાના બાળકો પણ હતા, પણ તેમને પ્રસ્તુત વિષય સાથે ઝાઝો સબધ નથી બાળકો માટે એટલુ જ કહેવુ બસ થશે કે તેઓ પણ તેમના માતપિતાના દુર્ગુણો ધરાવતા હતા, જોકે એ દુર્ગુણો હજી સપૂર્ણપણે

વિકાસ પામ્યા નહતા પુરુષોમા માત્ર એક જ અપવાદરૂપ ગૃહસ્થ હતો, જે હિંદીઓ સાથે વિનય અને સન્માનપૂર્વક વર્તતો બાકીના બીજા–લગભગ સર્વ તુર્કીમીજાજના, કાળી ચામડી માટે સુગ ધરાવનારા અને ગૃહસ્થતાના લક્ષણ વિનાના હતા તેમની દિનચર્યા હલકા ખવાસની સ્ત્રીઓ સાથે ગાનતાન અને નાચમા મશગુલ રહેવામા, બીર, વ્હીસ્કી અને બ્રાંડીની બાટલીઓ ગટગટાવવામા, તેમ જ પ્રસંગ આવ્યે હિંદી મુસાફરોને કનડવામા જ સમાઈ જતી યુવાન સ્ત્રીઓ અને હજી વયમા આવતી બાળાઓ નીતિ કે લજ્જા મર્યાદાની દરકાર રાખ્યા વિના હસાહસ અને પ્રેમચેષ્ટાઓ કરવામા તેમ જ દારૂ પીવામા સમયનો સદુપયોગ કરતી ગમે તેવા પુરુષો સાથે ભેળાવામા અને ગમે તેટલી–ગમે તે પ્રકારની તેમની સાથે છુટ લેવામા તેમને હરકત કે અતરાય નહતા, તેમને લજ્જા પણ ન હતી કેટલીક સ્ત્રીઓને તો 'સીગારેટ" ફુકતા પણ અમે જોઇ છે અને સાભળ્યા પ્રમાણે હલકા કુટુબની સ્ત્રીઓ જ એ છુટ લેછે આ સર્વ વેટાળા જોતા સત્ય કહીએ તો અમારા સમૂહમાના ઘણાને તેમના કહેવાતા સુધારા માટે ઘૃણા ઉપજતી હતી અને એ લોકો યૂરોપીઅન સમાજની હલકામા હલકી પંક્તિના હશે એમ સહજ અનુમાન થતુ હતુ હિંદજનનીના દુર્ભાગ્યે અમારા સમૂહમાથી બે હિરા ઝળકી ઉઠયા હતા અને સફેદ ચામડીથી તેમ જ નિર્લજ્જ ચેષ્ટાઓથી આકર્ષાઇ એ સ્ત્રીઓ અને બાળાઓ સાથે ભેળાઇ હલકા પ્રકારનો આનદ પ્રાપ્ત કરવા ઉદ્યત થયા હતા તેમના સુભાગ્યે પણ સ્વમાનના ભોગે આ "વરરાજાઓ" પોતાના હલકા પ્રયત્નોમા સફળતા પ્રાપ્ત કરી શક્યા નહિ આ યૂરોપીઅન સ્ત્રીઓ અને બાળાઓને કાળી ચામડીની સુગ એટલી બધી લાગતી હતી કે પ્રત્યેક પ્રયત્નના પરિણામે તેમને અપમાન જ સહન કરવુ પડતુ હતુ છતા આશ્ચર્ય તો એ થતુ કે ગેંડાની ચામડી ધરાવનારા આ વીરનરો (?) ને તેની અસર જરા પણ થતી નહિ તેમને મન સ્વમાન જેવુ કાંઈ પણ અસ્તિત્વમા ન હતુ દેશના ગૌરવનુ તેમને સ્વપ્ન પણ આવ્યુ નહિ હોય આ અપમાનો સહન કરવામા ઉલટો તેમને કાંઇ અપૂર્વ આનદ થતો હોય એમ લાગતુ હતુ પ્રભુ જાણે તેમની વિવેકબુદ્ધિ કેટલી બધી ભ્રષ્ટ થઇ હશે, તેમની નૈતિક અધોગતિ કેટલી હદ સુધી પ્હોચી હશે!

યુરોપીઅન સમૂહની આ પ્રકારની વર્તણુક અમારા "વરરાજાઓ" સિવાય પ્રત્યેક હિંદી હૃદયમા સાલતી હતી, અને તેનો ગૃહસ્થ તરીકે માનભરી રીતે કેમ જવાબ વાળવો અને દેશના ગૌરવનુ અને સ્વમાનનુ કેવા ઉપાયે રક્ષણ કરવુ તે સબંધી ગભીર વિચારો થઇ રહ્યા હતા યરોપીઅનોનુ આંધળુ અનુકરણ કરી અપમાન સાટે અપમાન કરવાનો ઉપાય હિંદી–સસ્કૃતિમા ચોપાય ા હિંદી સમૂહને રૂચ્યો નહિ અમારે અમારી ગૃહસ્થતાને તેમની જેમ તિલાંજલી આપવી ન હતી અને તેમ છતા સ્વમાનનુ રક્ષણ કરવુ હતુ અમારે તેમને બતાવી આપવુ હતુ કે હિંદીઓના હૃદયમા પણ માનાપમાનની લાગણીઓ અસ્તિત્વ ધરાવે છે, છતા અમે મ ાપ૨ કાણુ ગખીને યોગ્ય રીતિએ અને નહિ કે તેમની જેમ મગજનુ સમતોલપણુ

સાક્ષરજીવન ૩ ૨– –૭ ગેન એમ નિપાણી એન્ડ કંપની, મુંબાઈ

ખોઇ દઇ, લફંગા બનીને યથાર્થ જવાબ આપી શકીએ છીએ આખરે ગંભીર વિચારને પરિણામે નિષ્ક્રિય પ્રતિરોધ- સત્યાગ્રહ કરવાનો ઉપાય સૌથી ઉત્તમ લાગ્યો અને સર્વ હિંદીઓએ સંયુક્ત થઇને કમતીરના જુલમનને વધારી લીધો હવેથી પ્રત્યેક હિંદી તેમનાથી અલગ રહેવા લાગ્યો અને "નરરાજાઓ" સિવાયના બીજા સર્વએ તેમની સાથેનો સર્વ પ્રકારનો વ્યવહાર ત્યાગી દીધો વળી વધારે અસરકારક રીતે આ પ્રતિરોધ દર્શાવવાના એક બે ખાસ યોગ્ય પ્રસંગો સાધ્યા આ અનુભવ અમને થયો તે પહેલાં કેટલાક દિવસોથી પ્રથમ વર્ગના સંગીતાલય ( મ્યુઝીક રૂમ ) માં સંગીતના એક જલસો ઉજવવાની અને રમતગમતોનો પણ એક સમારંભ કરવાની ગોઠવણો અને વિચાર થઇ રહ્યા હતા અમારામાંનો દરેક જણ આ સંગીત-જલસામાં અને રમતગમતોમાં ભાગ લઇ આનંદ મેળવવાને સ્વાભાવિક રીતે જ ઉત્સુક હતો, પરંતુ આખા સમૂહે અપૂર્વ ઐક્ય સાધી માતૃભૂમિના ગૌરવને ખાતર અને સ્વમાનના રક્ષણને માટે એ આનંદનો ભોગ આપવાનો દૃઢ નિશ્ચય કર્યો છેવટે નક્કી કરી રાખેલી રાત્રિએ સંગીતનો ઉત્સવ ઉજવાયો અને "નરરાજાઓ" સિવાય આખો હિંદી સમૂહ તેમાંથી ગેરહાજર રહ્યો તેને બદલે અમારી તરફના "ડેક" પર અમે સર્વએ ભેગા મળી સ્વદેશ સંગીતથી આનંદ મેળવ્યો કેટલાક બંગાળી અને ગુજરાતી બંધુઓએ યથાશક્તિ સંગીતનો લાભ આપી દેશબંધુઓની સેવા બજાવી અને 'વન્દેમાતરમ્' નો જયઘોષ કરી 'સ્વર્ગાદપિ ગરિયસી' જનની જન્મભૂમિના ડંકા બીજા ગોખ્યા આ પછી પ્રત્યેક આગાડીએ નાચ્યો કે સંગીતનો જલસો ઉજવાતો પણ અમારામાંથી કોઇ પણ તેમાં ભાગ લેતો નહિ અને માતૃભૂમિમાટે એટલો સ્વાર્થત્યાગ કરવામાં પ્રત્યેક હિંદી મગરૂરી માનતો પરિણામે યુરોપીઅન સમૂહે અમારી લાગણીઓ જાણી અને તેમના તે પછીના વર્તનમાં પણ તે અનુસાર પૂરેપૂરો તો નહિ પણ ઘણો ફેરફાર થયો, છતાં સઘળાં કારણોને લીધે એટલું તો સહજ અનુમાન થઇ શકે છે કે અંદરખાને તેમના હૃદયમાં 'કાળા" હિંદીઓ પ્રતિનો તિરસ્કાર અત્યંત વધી ગયો હશે રમતગમતોનો સમારંભ તો છેવટે થવા પામ્યો જ નહિ અને તે કદાચ હિંદી સમૂહના આ નિશ્ચયને આભારી હશે એમ માનવાને પણ ઘણા કારણો છે

હવે કંઇક વધારે અગત્યના વિષય પ્રતિ આપણી દૃષ્ટિ ફેરવીએ યુરોપીઅન સમુહના વર્તને જે લાગણીઓ હિંદી હૃદયમાં ઉત્પન્ન કરી હતી, તેમને સ્ટીમરના બીજા વર્ગના "સ્ટુઅર્ડ" તરફથી વધુ પોષણ મળ્યું શરુઆતમાં તો તેણે પણ એવો જ મિજાજ અને રુઆબ બતાવ્યા કે એના બીજા ભાઇઓથી એ જરાપણ ગાંજ્યો જાય એમ નથી એણે અમને સાબિતિ આપી બીજા સાધારણ મુસાફરોના વર્તનના પ્રમાણમાં "સ્ટુઅર્ડ"-ની આ વર્તણુક અમોને વધારે અસહ્ય જણાઇ કારણ એ હતું કે તેનો અમોને પગને પગલે ખપ પડતો અમારી મુસાફરી તરફની સર્વ સગવડો સાચવવાનો કાર્યભાર તેને શિરે હતો અને તે વાંકો થાય તો અમારા ઘણા હક્કો ડુબવાની ભીતિ રહેતી હતી સુભાગ્યે તેના વર્તન સંબંધી ફરિયાદ પણ હિંદી સમૂહમાં વ્યક્તિગત નહિ પણ સર્વ સાધારણ

હતી, એટલે તેનો ઉપાય પણ એકતા સાધી અસરકારક રીતે યોજવાની સર્વને અત્યંત સુગમતા થઈ પડી અમારો પ્રથમ ઉપાય નિષ્ક્રિય પ્રતિરોધ આ સબંધી સત્વર ધાર્યું પરિણામ નહિ લાવી શકે એવી કેટલાકને ભીતિ રહેતી હતી, એટલે પછી બાબ ચઢાવવાનો ઉપાય જ કાર્યમાં યોજ્યો આ ઉપાય પણ યોગ્ય હતો એમ પરિણામે સિદ્ધ કર્યું પ્રત્યેક યુરોપીઅન બ્હારથી ગમે તેવો તુંડમીજાજી દેખાતો હોય છતાં તેનામાં એક અજબ ખામી ભરેલી હોય છે, જ્યારે તેને બતાવી આપવામાં આવે કે જેની સાથે તે આ પ્રકારનું નિંદ્ય વર્તન ચલાવી રહ્યો છે તે માણસ તેનાથી કોઇ પણ રીતે ગાજ્યો જાય એમ નથી અને ઉલટું ધારે તો તેને નુકસાન કરી શકે એમ છે, ત્યારે તે અત્યંત નમ્ર પડી જાય છે અને એક ગૃહસ્થ તરીકેના સર્વ લક્ષણો ધારણ કરે છે આ ખામીને લીધે જ તેઓ હિંદી યોદ્ધાઓ પ્રતિ સન્માનની દૃષ્ટિથી જોતા હતા, કારણ કે તેઓએ તેમની વીરતા જોઈ હતી અને તેથી તેમના હૃદયમાં એવી ભીતિ રહેતી હતી કે ત્રણ પાંચ કરવા જઇશું તો માર ખાધા વિના છુટકો નહિ થાય આ પ્રકારની ખામી અને ભીતિનો ભોગ અમારા "સ્ટુઅર્ડ" સાહેબ પણ હતા અમારે તેને એટલું જ બતાવી આપવાનું હતું કે અમે તેનાથી સવાયો તુંડમીજાજ રાખી શકીએ છીએ અને ધારીએ તો તેને ઘણું નુકસાન કરીએ એવી શક્તિ ધરાવીએ છીએ તેમ છતાં અમે થોડો સમય રાહ જોઇ, પાંડવોના રાજસૂય યજ્ઞમાં શિશુપાલ તરફથી અપમાન સહન કરતા ભગવાન શ્રી કૃષ્ણે જે ધૈર્ય અને ઉદારતા દાખવ્યા હતા તેના ઇતિહાસપ્રસિદ્ધ ધૈર્ય અને ઉદારતાનો અમે પણ યથાશક્તિ પરિચય આપ્યો કેટલોક વખત સુધી આ સાહેબનો તમાશો જોયો પણ આખરે ધૈર્ય ખૂટી ગયું અને નક્કી કરી રાખેલો ઉપાય યોજ્યો

ઉપર્યુક્ત વર્ણનથી "સ્ટુઅર્ડ"ની વર્તણૂક કેવા પ્રકારની હશે તે વિગતવાર જાણવાને વાચકનું હૃદય તલપી રહ્યું હશે અને એથી વધુ તેનું પરિણામ શું આવ્યું તે જાણવાને તે ઉત્સુકતાથી અધીરા થઇ રહ્યા હશે આ ઉત્સુકતા અને અધીરતા થોડો સમય દબાવી રાખવાની ખાસ વિનતિ છે એ વિગતોના વર્ણનમાં ઉતરતા પ્હેલાં "સ્ટુઅર્ડ"ની સ્થિતિ અને તેના કાર્યભાર સબંધી થોડોક ઉલ્લેખ કરવો આવશ્યક છે સાધારણ રીતે "સ્ટુઅ."નો દરજ્જો સાદા શબ્દોમાં કહીએ તો રસોયાઓના ઉપરીનો અને કામદારીનો હોય છે પરંતુ આ સાહેબમાં સાધારણ રસોયાની લાયકાત પણ ન હતી ભંડારી તરીકે કોઠારમાંથી રાંધવાનો સામાન કાઢી આપવો એ તેનું મુખ્ય કામ હતું ઉપરાંત "બાર (*Bar*) જ્યાં સોડા અને લેમોનેડ આદિ પીવાની વસ્તુઓ ભરી રાખવામાં આવે છે તેના વેચાણની વ્યવસ્થા કરવાની ફરજ એને શિરે હતી સિવાય હલકા નોકરો-પીરસનાર, 'કેબીન' સાફ કરનારા વગેરે-પોતાની ફરજો યથાસમય અદા કરે છે વા નહિ તેની દેખરેખ રાખવાનું કર્તવ્ય પણ તેને સોંપાયું હતું ટુંકમાં કહીએ તો મુસાફરોની સર્વ સગવડો પ્રતિ તેને ધ્યાન આપવાનું હતું, અને એ રીતે એક સાધારણ નોકર જેવો જ તેનો દરજ્જો ગણી શકાય આવા દરજ્જાનો માણસ એક નોકર તરીકે વિનયપૂર્વક-

અમારી સાથે વર્તવાને બદલે અમારે માથે ચડી બેસવાનો પ્રયત્ન કરે એ કયાં સુધી સહન કરી શકાય એ સહજ વિચારી લેવાય એમ છે આ "સ્ટુઅર્ડ" બીજા વર્ગના મુસાફરોની સગવડ માટે હતો જ્યારે તેનો ઉપરી અધિકારી પ્રથમ વર્ગના મુસાફરોની સગવડના પ્રતિ ધ્યાન આપતો, અને એની વિરૂદ્ધની ફરિયાદો પણ સાભળતો આવી કેટલીક વ્યક્તિગત ફરિયાદો પણ થઇ હતી અને તેમા અમારા 'સ્ટુઅર્ડ' મહાશયને ઘણો સારો સરપાવ મળ્યો હતો પહેલા વર્ગનો "સ્ટુઅર્ડ" આ ફરિયાદો દૂર કરવાનો યોગ્ય ઉપાય ન યોજે તો પછી "ચીફ્ ઑફીસર" અથવા "કેપ્ટન" પાસે જવાનુ રહેતુ હતુ અને છેવટે "કેપ્ટન" પણ સાભળ વાની દરકાર ન કરે તો સ્ટીમર કપનીના એજન્ટો પાસેથી દાદ મેળવવાનો છેલ્લો ઉપાય મુસાફરોને હાથ હતો પરતુ અમારે એની હદ સુધી જવાની આવશ્યકતા ન હતી માત્ર ધમકીથી જ અમારી મતલબ પૂરેપૂરી સરી ગઈ હતી

પ્રથમ તો તેની વાતચીત કરવાની ઢબ જ નિરાળી હતી હમેશા માથુ ફેરવીને જ, બે ટકારીથી તે વાત કરતો અને સીધા વા વિનયભર્યા શબ્દોમા પ્રત્યુત્તર આપતો નહિ મુસાફરોની આધારભૂ માગણીઓ પ્રતિ દિવસો સુધી ધ્યાન આપવાની એ મ્હેરબાનને પ્હેલા તો ફુરસદ ન હતી ઘણી વધુ દરજ્જાવતમા યૂરોપીઅનોની તરફનો તેનો પક્ષપાત અમને સાલતો ભોજનાલયમા 'બાર'ની વ્યવસ્થામા અને બરફ આદિ ઉપયોગી વસ્તુઓ પૂરી પાડવામા આ પક્ષપાત ડગલે ને પગલે અમે અનુભવતા એટલુ જ નહિ પણ કેટલીક વેળા હિંદી મુસાફરોનુ ખુ નુ અપમાન કરવાને પણ ચૂકતો નહતો ભોજનાલયમા અમુક ચીજો ઓછા પ્રમાણમા તૈયાર કરાવી હોય તો તેનો પ્રથમ લાભ યુરોપીઅનોને આપવામા આવતો હિંદી મુસાફરે એક ચીજ માગી હોય તો તે 'છતમા નથી' એવો જવાબ તેને વારવાર મળતો જ્યારે તે પછી તરત જ યૂરોપીઅનો માટે તે જ ચીજની છત વધી જતી "બાર" ની વ્યવસ્થામા હિંદીઓના 'ઓર્ડરો' પ્રતિ યૂરોપીઅનોની સગવડો સચવાયા પછી જ ધ્યાન અપાતુ અને "ઓર્ડર" પ્રમાણેની ચીજો મેળવતા કદી કદી અર્ધો કલાક કે કલાક ખોટી થઇ રહેવુ પડતુ જ્યારે યૂરોપીઅનોને તે તરત જ મળતી હતી હિંદી મુસાફરો સત્વર લાવવાનુ કહે ત્યારે તેમને "ધીરજ ધરવાના" અમૂલ્ય પાઠ વિના મૂલ્યે "સ્ટુઅર્ડ" સાહેબ શીખવવાને તત્પર રહેતા બરફના સબધમા પણ એવો જ પ્રકાર ચાલતો બરફ બનાવવાનો માત્ર એક નાનો સાચો સ્ટીમરપર હતો જેમાથી બરફને પૂરો પાડી શકાતો નહિ, એટલે હિંદીઓને ઉપર્યુક્ત- "છતમા નથી" એવો જવાબ મળતો જ્યારે તે જ પળે અમારી નજર આગળ યૂરોપીઅનોને મનમાન્યા પ્રમાણમા મળતો 'સ્મોકીંગ રૂમ'મા હિંદીઓ સૂતા હોય વા સ્ટેજ આડા પડ્યા હોય તો સાહેબના 'મગજે' લોહી ચડી આવતુ અને તરત મનાઇ હુકમ ફરમાવતા પરતુ યૂરોપીઅનોને રાત્રિ દિવસ નાગા થઇને સૂઇ રહેવા દેવામા તેને જરા સરખો પણ વાધો જણાતો નહિ ટુકમા કહીએ તો પ્રત્યેક બાબતમા હિંદીઓ સાથે એ મીજાજથી અને બે ટકારીથી વર્તતો અને યૂરોપીઅનો માટે અત્યત પક્ષપાત બતાવતો

વાત કરી હતી પ ણ અમને પણ હવે મીજાજ ખોવાની અને જેવા સાથે તેવા થવાની આવશ્યકતા જણાઇ સ્હામી અમે પણ ધમકી આપી કે જો આ ફરિયાદો સબંધી તેની તરફથી સંતોષકારક જવાબ નહિ મળે તો આ વાત તેના ઉપરીઓ પાસે લઈ જવામા આવશે અને તે પણ તેના જવાબ તુમાખી-ભર્યા બતાવશે તો છેવટના ઉપાયો તરીકે સ્ટીમર કંપનીના એજન્ટો અને હિંદના વર્તમાનપત્રો તૈયાર છે જ્યાં ખ ને નામે બધી વાત જાહેરમા મૂકાશે આમ થતા સુધી વાત પ્હોંચે તો પરિણામે સ્ટીમર કંપનીને કેટલુ નુકસાન થાય અને તેની પોતાની નોકરી કેટલો સમય ટકી શકે તેનો વિચાર કરતા તેને ખરેખર ધમકમાથી ઉપજી હશે છેવટે અમારી મક્કમતા જોઈ તે એવો તો નરમ ઘેંસ જેવો થઈ ગયો કે હવે પછીથી દરેક બાબતમા વિનયપૂર્વક વર્તવાનુ અને સંતોષ આપવાનુ વચન આપ્યુ તેમ જ પક્ષપાત સબંધી ફરિયાદ પણ સમૂળ દૂર કરવાની તેણે અમને ખાત્રી આપી આ વચન જો તે પાળે તો આગળ પગલા નહિ ભરવાની ઉદારતા દાખવવાનો અમે પણ નિશ્ચય કર્યો અને તે અનુસાર જ અમે કંપનીના કે "સ્ટુઅર્ડ" ના ખુલ્લા નામો આપવાનો પ્રયત્ન કર્યો નથી

છેવટે એક રમુજી પણ આ સાથે સબંધ ધરાવતો પ્રસંગ વર્ણવી આ નાની કથનીની પૂર્ણાહુતિ કરીશુ ઉપયુક્ત પ્રસંગ બન્યા પ્હેલા કેટલીક વેળા ભોજનાલયના આચાર પાલન સબંધી "સ્ટુઅર્ડ" અમારામાના કેટલાકને ભાષણ આપવાનો પ્રયત્ન કર્યો હતો એક વેળા ભોજનની મેજ પર દુધની તગાશ જણાઇ ત્યારે હિંદીઓ તે પી જાય છે એવી ગર્ભિત સૂચના કરી અમારા એક સાથીને તેણે કહ્યુ કે ભોજનાલયના આચાર (*Tall manners*) થી અનભિજ્ઞ છે આ ધૃષ્ટતાનો જડબાતોડ જવાબ અમારા બધુએ સ વર જ વાળ્યો કે "હિંદીઓએ તારા આ સફેદ પાણી કરતા હજાર દરજ્જે વધારે સારૂ દુધ હિંદમા પીધુ છે અને આચારો તો યુરોપીઅનો કરતા પણ વધારે કાળજીથી તેઓ પાળે છે" ખરેખર હતુ પણ તેમ જ બીજા વર્ગના યુરોપીઅન મુસાફરો પોતાના સમાજના આચાર પાલનમાં અત્યંત બેદરકાર રહેતા જ્યારે હિંદીઓ તે માટે બનતી સર્વ કાળજી રાખતા હિંદીઓ જ્યારે સંપૂર્ણ પોશાકમા પોતાની 'કેબીન" માથી બ્હાર નીકળતા ત્યારે યૂરોપીઅનો અર્ધ નગ્નાવસ્થામા આખો દિવસ 'ડેક' પર ફરતા અને એવી જ સ્થિતિમા ભોજનાલયમા વિના સંકોચે જતા એક જણ તો અપૂર્વ રિવાજ બનિ ચાલી અને બટન ખૂલા મળી એક ખાખી ખમીસ અને ઘુંટણ સુધીની ખાખી પાટલુન માત્ર પ્હેરી રાખતો પગમા મોજાનુ નામનિશાન મળે નહિ માત્ર શરમને ખાતર ફાટતા તૂટતા સ્લીપર્સ પ્હેરતો અને એ હાલતમા જ ભોજનાલયમા પણ જતાને શરમાતો નહિ "સ્ટુઅર્ડ" જ્યારે અમારા આચાર સબંધી વાંધો લીધો હતો ત્યારે આ ગૃહસ્થ (!) ને કાંઇ પણ કહેવાની તેણે આવશ્યકતા જોઈ નહતી આ પક્ષપાત જોઇ અમારી ફરિયાદોની યાદીમા એક બાબત તરીકે એ વાત પણ દાખલ કરી હતી અને "સ્ટુઅર્ડ"ને અમે ધમકી આપી કે જો તેને સંપૂર્ણ પોશાકમા બ્હાર ફરવાનુ અમે ખાસ કરીને ભોજનાલયમા આવવાનુ કહેવામા નહિ આવે તો અમે પણ બધા અમારા ધોતીઆ પ્હેરીને જ ફરીશુ

અને ભોજનાલયમા પણ તેજ સ્થિતિમા આવીર્શુ " સ્ટુઅર્ડ " ને ભીતિ લાગી કે આ લોકો પોતાની ધમકી કાયમા યોજી બતાવશે, જો કે અમારામાથી કોઇનો પણ એવો વિચાર હતો નહિ તેણે તરત જ પેલા માણસને આ સબધી ચેતવણી આપી પ્હેલા તો તેણે પણ જાતપ જઇ બેદરકારી બતાવવાનો ડોળ કર્યો પરંતુ જ્યારે અમારી ધમકી સાભળી ત્યારે ડઘાઇ થઈ ગયો તે જ સાજે ફ્લેનલમાં લાબીપાટલુન અને મોજા-બુટમા સજ્જ થયલો તેને જોઈ અમારૂ હસવુ અમે રોકી શકતા નહતા આ પરિણામથી અમને પ્રત્યેકને એક પ્રકારનો અપૂર્વ આનદ અને સતોષ થયો એક યૂરોપીઅનને તેના સમાજના આચાર પાલનના પાઠ શીખવતા હિંદના સુપુત્રોએ માતૃભૂમિનુ પ્રાચીન ગુરૂપદ અને ગૌરવ જાળવી રાખ્યુ તે જોઈ કયા હિંદી ઉલ્લાસ નહિ થાય ? મહાત્મા ઈસુ ખ્રિસ્તના પૂજ્ય ગુરની પુણ્યભૂમિના સતાનોએ તેના અનુયાયીઓને શિક્ષણ આપના ઇતિહાસની પુનરૂક્તિ કરી અને સ્વમાનના રક્ષણ સાથે માતૃભૂમિની કીર્તિને પણ વધુ ઉન્નત બનાવી હિંદી બધુઓ આ લેખનો સદુપયોગ કરી તેમાથી સ્વમાન રક્ષણના અને જન્મભૂમિનુ ગૌરવ વધારવાના અમૂલા, અનેરા પાઠો શીખશે તો લેખક પોતાને કૃતકૃત્ય માનશે હિંદીઓએ આવા પ્રસગોમા મૂઝાતા હૃદયમા માત્ર દૃઢ હિમ્મત જ રાખવાની છે અને ગૌરવથી માથુ ફેરવી યૂરોપીઅનોને બતાવી આપવાનુ છે કે તેઓ પણ ધારે તો શેરને માથે સવાશેર થઇ શકે છે અલબત્ત જ્યા વિનયની આવશ્યકતા હોય ત્યા વિનયપૂર્વક વર્તવાના પાઠ સસ્કૃત હિંદીઓને શીખવવા પડે તેમ નથી, પરંતુ વિનય અસ્થાને નથી તે જોવાની ખાસ કાળજી રાખવી જોઇએ પ્રત્યેક હિંદી આ પ્રમાણે દૃઢતાથી સ્વમાનનુ રક્ષણ કરવા તત્પર થશે અને આવા પ્રસગોમા સર્વ ભેદભાવ ભૂલી ઐક્ય સાધશે તો સંપૂર્ણ વિશ્વાસથી કહી શકુછુ કે ભારતઉપાની ઝાખી ઝાખી તો અત્યારથી જ સર્વ ભારતવાસીઓ કરી શકશે

વદેમાતરમ્

---

# ઉષા—"સ્વરાજ્ય પ્રતિજ્ઞા."

## (પ્રથમ ખંડ)

લેખક—ગ રોઠ પુરૂષોત્તમ વિશ્રામ માનજી.

(ચાલુ સચિત્ર ઐતિહાસિક વાર્તા)

પ્રકરણ ૧૫ મુ

### અત્યાચાર.

ખરકો તુરગ ન નિપજે, મજે અતિમે સાજ,
ફુવડ હોય ન પદમની, કગના બને ન બાજ
કગના બને ન બાજ, કાથ કચન ન હોવે,
મસ્ટ ગનેમે હાર, જઈ જગનમે ખોવે
કથે શુ કવિયા કાન, સ્વભાવ ન પલટે નગરો,
સજે અતિમે સાજ, તુરગ ન નિપજે ખરકો

---

પુષ્ટ રહે પર કષ્ટ મેં, એહી દુષ્ટ સુભાય
આક જ નાતા ગ્રીસ્મમે, હરે ઓર દુ ખ પાય

---

પર યાદ રખ દગાબી રહે ખાની ન જાયગી!
તુઝકો હિ આખ્મે, તેરી કરની મિનાયગી!

---

"*When man take sinfal means to avoid a cal a mity,*
*That may very often brings it*"

ક્રોધથી ને, નિરાશાથી ભરેલો ને છ્છેડાયના નાગ પેઠે ફુંફાગ મારતો સરફોઝ દેશમુખના આવાસ પાસે આવી પહોચ્યો ત્યાં રાત્રિ ઘણી વીતી ગઈ હતી ઘરની બાહ્ય સ્થિતિ પરથી લાગતુ હતુ કે સર્વે નિદ્રાધીન થયા છે ઘરના દરવાજા બધ હતા દરવાજાપર જોરથી હાથ અફાળનો સરફોઝ બરાડયો —

"જીના ! ઓ જીવા !! હરામખોર ક્યા મરી ગયો? આમ મેમાનોનું સ્વાગત થાય છે કે? હજુ હું આ યો નથી એ ખબર નથી શુ? ઉઘાડ જલ્દી ઉઘાડ!"

"જી, જી," કરતા ધ્રુજતા જીવાએ દરવાજા ખોલ્યા ને ભભડનો તતડતો સરફોઝ અન્દર ગયો "હરામખોર પાજી, ક્યા મરી ગયો હતો? મ્હારી રાહ જોઇ બહાર બેસતા શુ થતું હતું? ચાલ, ઉતાર મ્હારાં વસ્ત્રો! ત્હારા માનીને કહેતા દેજે! આવી વ્યવસ્થા રખાય છે કે? ક્યા છે, ક્યા છે મ્હારા શિપાઇઓ—કરીમબક્ષ શુ કરે છે?"

---

• પતિવ્રતા સતિઓ (સચિત્ર) રૂ ૩--- એન એમ. ત્રિપાઠી એન્ડ પની, મુબાઇ.

હાથ જોડતો ધ્રુજતો ઉભો બોલી ઉઠ્યો —"હજુર, ક્ષમા, ક્ષમા ! કરીમબક્ષ સાહેબ બધા સિપાઇઓ સાથે આ બાગોના મશાક ખાનામાં જરા ખાંગો પાણી લેવા ગયા છે- સાહેબ!" એટલામાં તેના આ શબ્દોની સાક્ષિ પૂરતા હોય એમ આમેથી બીભત્સ-અર્થ બીનસ મ્હોટે



તે હાલ્યાચાલ્યા વિના તેના તરફ જોઈ રહ્યો —પૃષ્ઠ ૫૦

ઉચ્ચારાયના દારૂડીઆઓના શબ્દો તથા મ્હોંએથી ખીખીના અવાજો તેને કાને પડ્યા. તે તિરસ્કાર અને ક્રોધથી ત્યાં જોઈ રહ્યો જરા હસ્યો સર્જખાનનો સખ્ત હુકમ હતો-બાદશાહી તાકિદનું ફરમાન હતું—કે માપનના ગામોમાં ચોકી માટે-રક્ષણ માટે રહેલા સૈન્યોએ સત્યતાથીસ

માન મયા થી વર્તવુ-મોગને ત્રાસ આપવો નહીં-તેમનો છ૭ ક વો નહીં વિગેરે આ મુસાફરખાનુ દેશમુખના ઘરની સામે આવેલુ હોવાથી આ અવ્યવસ્થાની-આ ગભરાની ફરિયાદ દેશમુખ પોતે કરાય કરે-અત્યારે આ નવીન સમધથી તેના માન વધ્યા હતા, અને તેની ક્રિયા તે પરિણામે પોતાને સખત કષ્ટ પ. પણ મળે-આ વિચાર આવ્યો— 'તરત તે તરફજ, જાનપર ગયા વગર જે ખગ!" આ શબ્દો તેણે મનમા જ ઉચ્ચાર્યા લણુ ભર વિચાર આવ્યો કે એકદમ ત્યા જઈ તેમની ખૂબ ઝાટકણી કાઢી અટનવવા પણ નસીબને-ભાવિને કાઇ જુદુ જ રચવુ હતુ-કે આ વિચાર તેના મનમા ઉદ્ભવવો અને સામેથી દરવાજો ઉઘાડી દેશમુખનુ અ દર આવવુ એ બે બનાવ એક જ પળમા બન્યા દેશમુખે આ યુવાનને અ દર આવવા માનથી આમત્રણ કર્યું સ નાજી તરત તેની સામે અ દર ગયો કડવાની લાગણી તેના હૃદયમા સમી ન હોતી અને પોતાના પ્રતિપક્ષી બાઝ ને એક વખત મળવુ અને તેને પોતાની સાથે લડના ઉશ્કેરવો, કિંવા પોતે અત્યારે પણ તેના ક તા ઉચ્ચ દરજ્જાનો ઉ ખાખી તેનુ અપમાન કરવુ—એ તીવ્ર ઉત્સાહ તૃપ્ત કરવાના વિચારથી તરત દેશમુખ સાથે અ દર ગયો

માઝ ૮ર અને મુરો૭ બન્નેએ આ મેમા ી માન આપ્યુ તેણે મગરૂખીથી હોઠ ચનાવી તિરસ્કારવી તેમના તરફ નજરે કરી મુરોજી—યુવાન ઉદ્ધત મુસાફરથી આ સખાણુ ની, તેણે ક્રોધથી મુઠીઓ વાળી તેનો ચ્હેરો રક્તવર્ણો થયો ક્રોધ નાગના દાતથી હોઠ કરડ્યા પણ બાજીરાવ-રગીનો મોટો-માગ્યવ આ અપમાન ખાઈ ગયો જાણે કાઈ બ નુ ન હોય તેમ બેદરકારીથી હસતો બો યો -" આવો, આવો, રાવસાહેબ બેસો "

પોનાનો ગુસ્સો ભગીરથ પ્રયત્નથી શમતો થોડીવાર પછી મુધોજી બોલ્યો -" સાહેબ, મહેરબાની કરીને આ સામેના મુસાફરખાનામા ગાઅડ મચાવી રહેલા તમારા સિપાઈઓને સાન દેવા ફરમાવશો કે ? અમારા માતુ શ્રીની તબિયત સારી નથી, અને આ લોકોની ગડ બડથી તેમની નિ ને ખલેલ થાય છે "

સરદારજીએ મગરૂબીથી ઉત્તર આપ્યો -" એ લોકો હવે મુસાફરખાનામા વધુ રોકાશે નહી આજ આખો દિવસ બિચારાઓએ એક પગે પહોરો ભર્યો છે-તો તેમનો થાક ઉતારવા જરા ગમ્મત તો કરવી જોઈએ તેઓ કાઈ હેવાન નથી, માણસો છે તમારી માતુ શ્રી જરા શાતિ ધ ે તો એ કલાકમા સૌ શાંત થઈ જશે અને તેમને નિદ્રા આવશે સવારના જોઈ એ તો મોડા ઉઠે"

" અર સાહેબ, કાઈ નહી, કાંઇ નહી હજી કાઇ બહુ મો થયુ નથી " દેશમુખ પોતાનો પુત્ર કઇ ઉદ્ધત જવાબ આપે ધારી વચ્ચે બોલી ઉઠયો -" હુ કે મ્હારા પુત્રો કોઇ પણ આ બહાદુરોની નિર્દોષ રમતમાં વચ્ચે પડવા માંગતા નથી પણ "

"પણ શુ ?' ઉદ્ધતાઈથી વચ્ચે સરદારજીએ પુછ્યુ .

"એટલુ કે અંત્યારે તે મુસાફરખાનાની સભાળ માટે બે યુવાન બાળાઓ જ છે " આજીજીવે નાતપણે કહ્યુ-" બે યુવાન બાળાઓ તેમના પિતાએ આજ સવારે વ્હેમપરથી

પકડી ગયા બાળાઓ એકલી છે તેઓ એક તો સ્ત્રીજાત અને તેમનો કોઇ રક્ષક ન મળે માટે સાહેબ, અત્યારે તમારે આ શિપાઇઓને ત્યાં ધિંગામસ્તી કરતા બંધ કરવા જોઇએ, અને આગલી મોડી રાત્રે તે મુસાફરખાનું બંધ કરાવવું જોઇએ, એ જ અમારી માગણી છે"

સરફોજીએ ડોકું ઉંચું કર્યું અને મ્હોટેથી ખડખડ હસ્યો -"વાહ, આ બદખોરોના પક્ષમાં બોલતાં શરમ નથી આવતી? તેમને તો શૂળીએ ચ્હડાવવા, ઝાડપર લટકાવવા એ ફરમાન ભૂલી ગયા?"

"પણ અમે તો આ નિરાધાર બે બાળાઓ માટે કહીએ છીએ!" મુધોજી બોલી ઉઠયો તેનો અવાજ દબાયલા ક્રોધથી ગુંજતો હતો

"હા, ખરે જ આ બહાદુર શિપાઇઓની જરા નિર્દોષ રમત ગમતમાં તમારે વચ્ચે શું કરવા આવવું જોઇએ? બે યુવાન બાગા-સુંદર બાળાઓ હે-તમારા અધિકારપાત્ર ગામમાં જવલે જ મળે છે-વાહ, ત્યાં જઇ એક વખત તે મુગ્ધાઓના દર્શન કરવાની મ્હારી પણ ઇચ્છા થાય છે"

તે ઉઠ્યો, શરીર મરડી બગાસું ખાધું મુધોજી ક્રોધથી લાલ લાલ થઈ ગયો તેની આંખોમાં ધિક્કાર-ક્રોધથી અગ્નિ વરસવા લાગ્યો તે કુદરતી રીતે તેના જોમમાં ઉભો થયો દાંત કચકચાવ્યા સરફોજીએ તિરસ્કારથી તેના તરફ જોયું, અને તેના જાડા ઓઠો તિરસ્કારના હાસ્યથી પ્હોળા થયા તેણે ખભા ચિડવ્યા, અને મનમાં ને મનમાં તે હસ્યો બીજી જ પળે મુધોજી ઉછળ્યો તેનાપર કુદવા જતો હતો ત્યાં શાંતિથી આ સર્વ દેખાવ જોઇ રહેતા બાજીરાવે તેના ખભા જોરથી "હા, હા!" શાંત, શાંત!' કહેતા પકડ્યા અને તેને અટકાવ્યો મુધોજીનો આ ઉભરો સરફોજીએ પણ જોયો, પણ તેથી જરા પણ તેણે ભયની લાગણી દેખાડી નહીં તેની તિરસ્કારના હાસ્યવાળી મુદ્રા, તેમ તિરસ્કારવાળી આંખો તેમની તેમ જ રહી તે હાલ્યા ચાલ્યા વિના તેના તરફ જોઇ રહ્યો બાજીએ મુધોજીને જોરથી તેની જગ્યાએ બેસાર્યો દેશમુખ આખો બનેનો દયાર્દ્ર મુદ્રાથી પોતાના પુત્ર સામે અને સરફોજી સામે જોઇ રહ્યો હસતા સરફોજી બોલ્યો —

"દોસ્ત, ત્હારા ક્રોધથી કાંઇ વળ્યું નહીં આજ સદીઓ થયા તમે માનળાઓ દબાયલા છો તમને અમારી સામે થવા કે આગળી સુદ્ધા ચીંધવા શું અધિકાર છે? હા, આ બે બાળાઓને હું આ મ્હારા શિપાઇઓની હેવાનીયતમાંથી જરૂર બચાવતે-પણ હવે નહીં જે પળથી તું મ્હારી સામે થવા તૈયાર થયો તે પળથી મ્હારા વિચાર ફર્યા-જોઇએ તેવો જુલમ તેમનાપર ગુજરે, પણ હું તે અટકાવીશ નહીં સમજ્યા? આ તમારી ઉદ્ધતાઇનું ફળ-સમજ્યા મહેરબાન! તમે અને""

વચ્ચે મુધોજી ક્રોધથી ઉશ્કેરાઇ બોલી ઉઠયો -"આ તમને છાજતું નથી તમે ઉચ્ચ કુળના મરાઠા વીર છે, અને આ બાળાઓ મરાઠાઓની પુત્રીઓ છે તેનું તો કાંઈ અભિમાન રાખો!"

"હ, તું મને શિક્ષણ આપનાર કોણ? હા, એ મરાઠાઓની પુત્રીઓ ખરી, પણ તે તુચ્છ-બળવાખોરની ઓલાદ-સમજ્યા મ્હોટું સન્માનીને મોતો તું અને ત્હારો આ ભાઇ,-હા, તેની

ઉદ્ધતાઇ માટે પણ મ્હારે હજુ સમાચાર લેવા છે, તે વખત આને જોનારે-સંભાળજે-શું કરૂં! લાચાર! આ દેશમુખ સાહેબની શરમ આવે છે નહી તો આ ઉદ્ધતાઇનુ ફળ હમણા જ આપતે તેઓ બાદશાહની વફાદાર પ્રજા—શાહના માનિતા—તેમની જ શરમ મારે છે દેશમુખ સાહેબ, સુરજી; આપ વફાદાર છો, શાહાણા છો આ તમારા બેઉ ઉદ્ધત છોકરાઓને ફરજ, વફાદારી, અને તેમના ઉપરીઓ તરફ માન ભરેલું વર્તન એવુ શિક્ષણ આપો—સમજાવો"

એટલુ બોલી, દેશમુખને જરા મગરૂબીથી નમી બહાર ચાલતો થયો તેના જતા પછી આ ત્રણુ જણુ એક બીજા સામે જોઈ રહ્યા એટલામા નીચેનો રસ્તાનો મ્હોટો દરવાજો ઉઘાડવાનો અવાજ તેમને કાને આવ્યો, તથા સરફોજીના જીવાને ફરમાવના કાઇ અસ્પષ્ટ શબ્દો કાને અથડાયા મુધોજી ઉઠ્યો માથાપર હાથ પછાડ્યો

'હા,-આ ચંડાળોને જીવતા રહેવા દેવા એ પણ પાપ છે શુ ઈશ્વર આટલો બધો અન્યાયી થયો છે! આપણી સામે છેક જ આંખો ફેરવી છે? પિતાજી પ્રણામ!" એમ કહેતો તેને કોઈ પણ અટકાવે તે પ્હેલા તો તે ઓરડામાથી બહાર ધસારાબંધ નીકળી ગયો

"બાજી, બાજી! જા, બાપુ! જા-આ ઉદ્ધત છોકરાપર નજર રાખ, કાંઈ આડું અવળુ ન વેતરે!"

"ફીકર ન કરો!" એમ બોલતો બેદરકાર રીતે બાજી પોતાના ભાઇની પૂઠે ચાલતો થયો

× * * *

મુસાફરખાનામા પગ મુકતા તે વખતે સરફોજીએ જોયેલો દેખાવ, ત્રાસ આપનારો દેખાવ-હાય, તે વખતના સાધારણ બનતા આવા બનાવો પૈકી જ હતો સરફોજી મરાઠો ખરો, પણ મુસલમાની દરબારમા ઉછરેલો મુસલમાનો જેવો જ થયો હતો ઐયાસીપણુ, ઝુહાકી, દોર, દામડોલપણું, એ સાથે મગરૂબી અને વ્યભિચાર એ સર્વ દુર્ગુણો તેની વીરશ્રીને કાટ લગાડતા હતા બાદશાહી ફરમાન સિપાઇઓના આવા આચરણોથી વિરૂદ્ધ હતું, એ સરફોજી સારી રીતે જાણતો હતો છતા અત્યારે આ દેશમુખ અને તેના પુત્રોનુ અપમાન કરવા આથી વધારે બીજુ કોઇ પણ સારૂં પગલુ ન હોતું એમ ધારતો, આ કાર્યમા એ વધારે ઉત્સાહથી સામેલ થયો આ કાર્ય-બે નિરાધાર બાળાઓનો ભોગ-ચાર દારૂથી મસ્ત થયેલા ઝનુની આખલા-શિપાઈઓ-વરૂઓના પંજામા બે બકરીઓ-તેમા સામેલ થવા માત્ર દેશમુખ અને તેના પુત્રોનુ અપમાન કરવાનો હેતુ એ જ લાગણીથી આ ક્રૂર સરફોજી તે ખંડમા દાખલ થયો

કરીમબક્ષ અને તેના બાર શિપાઇઓ-મુસલમાન શિપાઇઓ અત્યારે દારૂથી મસ્ત થઇ તૈયાર થયા હતા, તેમાના કેટલાક વચ્ચે બાંકોપર ઝોલા ખાતા બેઠા હતા, એકબીજાપર પડતા, વારૂણીના મદમાં એલફેલ બોલતા, ભાગ્યા તુટ્યા ગાયનો-બીભત્સ ગાયનો ગાતા, આળોટતા હતા કેટલાક હાથમા મદ્યના પ્યાલાઓ સાથે "પી, પી, જાન પીને-" વગેરે બોલતા, તે બાળાઓની અસભ્ય મશ્કરી ઠઠ્ઠા કરતા અનેક, ચાળાઓ કરતા ઉભા ડોલતા હતા. બધા વધુ દારૂ લાવવા મ્હોટે મ્હોટેથી બૂમો પાડતા હતા

" લાવ, લાવ, પ્યારીનાર લાવ ! ક્યુ એ સુન્દરી નહી હે સાની ? ક્યા ખડી હય !" કરીમબક્ષના આ શબ્દો ત્યા દાખલ થતા સરફોજીને કાને પડ્યા

તે બે સુંદર સુરત નવજવાઓ બિચારી ધ્રુજતી તે નાચ ખડના એક ખુણામા ભરાતી ઉભી હતી તેઓ એક બીજીને પકડી બેઉનું સામટુ જોગ એક બીજાને મદદરૂપ થશે એમ ધારતી સંકોચાઈ ઉભી હતી આ બેઉ અબળાઓ સુંદર હતી બેઉની ઉમ્મરમા બે ત્રણ વર્ષનો ફેર હતો તેમના ગૌરવર્ણ પાર્ટીદાર ચહેરા, તેમની મોટેરી આંખો, અત્યારે તેમના પર લટકતા ભયંકર મૃત્યુથી પણ વધારે ભયંકર ભયથી જાગૃત થયલી દેખાતી હતી તેઓ ધ્રુજતી હતી અને લાગ આવી બાજુના દરવાજામાથી નીચેના ભોંયરામા નાસી પણ ગઇ હોત, પણ પહેલેથી જ ત્યા બે દેવાનો ચોકી કરતા ખડા હતા પોતાના સરદારને દરવાજામાથી દાખલ થતા જોતા સૈનિકો એકદમ ચોકના-ઉભા-સલામી કીધી ફરામઅગની તે ધાવળ ઉઠી, તે ઉઠ્યો—તેને પોતાની અને પોતાના સિપાઇઓની આ નતીજાને માટે સખત ઠપકો મળશે એવી ધારતી નાગી-તે ઉઠ્યો-મા મા નીચે ઉભો રહી શક્યો, તેના ટાંગીઆ ધ્રુજતા હતા, સરફોજીએ તે ઉપર લક્ષ આપ્યુ નહી અને પૂર્ણ ભયથી એક બીજાને બાઝી ઉભેલી ધ્રુજતી કંપતી બે બાળાઓને પોતાની પાસે આવવા ફરમાવ્યુ

---

પ્રકરણ ૧૧ મુ

## અત્યાચારનુ પરિણામ.

( કુંડલીયા )

બના બ્હોત ન ફુલીયે, ખુદા ખમેગા નાહી,
ઔર જુલમ નવ કીજીયે, મૃત્યુ લોકકી માહી,
મૃત્યુ લોકકી માહી, તુજકો તુર્ત દીખાવે,
જેતા કરે ગુમાન, સોહી નર ખત્તા ખાવે —દીન દરવેશ

---

નશા દૌલતકા પડ અનતાનકો જીસ આન ચડા,
સરપે શયતાનકે એક ઔર ભી શયતાન ચડા

---

દુનિયામે જન ફરેબ કે, લાખોહી ખેલ ખેલે
મક્કા દગા, સીતમસે, દીયે સબ કરોડો ઝેલે
લાખો કરાયે ખુન, ઉજાડે હજાર મેલે,
આખિર નતીજા પાયા, કે સદામેં ભી સુરત ઝેને
ઔર કુછ ન હાથ આયા, ગીલે ખાકમેં અકેલે

---

કીડો નર્કનો નર્કમા, જન્મે ને મરી જાય,
તેમ વિષયનો જીવડો, વિષયમાં ગોથા ખાય

---

"એ છોકરીઓ અહીં આવો દારૂ લાવો-મને જોઇએ કે ઉત્તમમા ઉત્તમ દારૂ લાવો-મને એક એકાન્ત ખડમા લઈ જાઓ " સરફોજીએ કઠોરતાથી હુકમ કર્યો

• " સાહેબ, આપની સેવામા હાજર ! " મ્હોટી છોકરીએ ડગતા ડગતા ઉત્તર આપ્યો



કટારનાજો હાથ—સ્વામિએ—પકડ્યો ને ખંજર ખનનન કરતુ—પડ્યુ

—પૃ ૫૭

" ત્હારૂ નામ શું ? " " સાહેબ, ચની ' " અને ત્હારૂ ? " " રના, આપની દાસી, સાહેબ " એમ આ છોકરીઓએ એક બીજાને વળગતા એક પછી એક કહ્યું, અત્યારે એ બિચારીઓ

ભાગિનો ભોગ થઈ આ ભયંકર તોફાની સમુદ્રના વાહળામા સપડાઈ હતી. અત્યારે આ અનાથિનોર એની કોઈ ન હોતો

" અમારી હાથી, અમારી સેનામા હાજર નથી ! ચઢી જા, નીચેના ભૈયરામાથી ઝટ ઉચામા ઉચો દારૂ ૧૭ આન રબા, વાહ રબા શુ નામ છે- ધામ તેવુ રૂપ ખરે તુ રંભા જ છે. ચાન, મને એકાન્ત ખામા લઇ ચાન, ૯ ફરમાવુ તે વખતે તારુ મ્હોડુ ચૂપી મને ચુંબન કરજે, ત્હારા સુખનુ આસ્વાદન આપજે જો ગજી પામી આનદથી તારી નહી થાય તો ત્હારા બાપને સવારે ને સવારે શૂળીએ ગચાવીશ " એમ કહી આ ક્રૂર પિશાચ હસ્યો કમ્મરેથી તનવારનો પટો છોડયો તનવાર હાથમા લીધી, અને આ બે નિરભાગી બાળાઓને ગભરાવવા તે ઉત્તમ સાધન ધારી રભાની ઝાતીપર તે તનવારની ગેંચ જરા લગાડી-કે તે ગરીબ બિચારી સ્ત્રીઓએ ભયથી અને દુ ખથી ચીચીઆરીઓ પાડી આથી તેના સિપાઇઓ હેવાનીયતપણેથી મ્હોટેથી હસ્યા આ વખતે સરફરાઝના મનમાં આવ્યુ કે આ દેખાવ અત્યારે બાજીરાવ અહીં હોય અને જુવે તો તેની મગરૂરીને કેવા સખત ઘાઓ પડે-પોતાને તેઓથી પડેના ઘાઓનો કેવો બદલો જવાબ-આ ઉલ્હાસિત હેવાનીયત ભરેના અમાનુષી દેખાવનો દરેક દરેક બનાવ સન્તોષી આનદથી જોઇ રહ્યા ગભરાતી મુઝાતી ગરીબ બિચારી ચઢી નીચે ભોયરા તરફ નયડીના ખાતી ધ્રુજતી ઉતરી, કે બે શિપાઇઓ ભોયરાના દરવાજા બધ કરી ત્યા ઉભા પોતાના સરદારને ગમ્મતમા આ રીતે ભોળાતા જોઈ કરીમ-બક્ષ જે અત્યારે ઘણા આનદની લ્હેરમા આવી ગયો હતો તે મ્હોટે ઘાટે બગડયો,—અરે, અરે, તમે આ શુ કરો છો ? સરદાર સાહેબને દારૂ જોઇએ છે, અને તમે તો આ પરીને પૂરી મૂકી તે જ કયા બચેો દારૂ અદર પી જશે' માટે ઉઘાડો "

"હા, જમાદાર સાહેબ, એ આવે એટલી જ બોલી દરવાજો ઝટ ઉઘાડી દઈશુ સરદાર સાહેબને ખોટી નહી કરીયે એ તો એ પરી આવતા પ્રથમ અમે તેની પાસથી ઝર લેશુ આ શા બહાર નીકળે એટલી જ બોલી-સાહેબ, એ અમારે માટે તૈયાર થઈને જ આવશે-નાટ, ક્યા કહી હય !" આ સાભળી સૌ ખડખડ હસ્યા

"સમજ્યો, સમજ્યો !" કરીમબક્ષે વિકટ હાસ્ય કર્યું રાક્ષસ અનેનો વિશ્વાસ સર-ફરાઝ પણ હસ્યો તેણે ધાર્યું હતું તે કરના આ ધિક્કારયુક્ત અમાનુષિક દેખાવ તેને વધારે ઉશ્કેરનારો આલ્હાદક લાગ્યો તે બીજી છોકરી-રભાને તેણે ભયથી ફીકી પડી ગયની ધ્રુજતી કપતી જોઇ આ વખતે બાજીરાવ ત્યા હોય તો કેવી મજાહ પડે એમ તેને લાગ્યુ અને તે બિચારીની વધુ ઉશ્કેરાઈ તેમ ધ તનવારની અણી રભાના અગપર જરા જોરથી ખોસતા બોલ્યો -"ચાલ એ, હવે ત્હારો વારો આમ ડાચુ વકાસી જોઇ રહી છે શુ ? ચાલ, આ મુસાફરખાનામા સુરમા સુદર ઓરડો હોય ત્યા મને લઇ ચાલ "

તે ખડની પડોશમા મ્હોટા લોકો માટે ગણેલા ખડો પૈકી એક ઓરડો હતો, તે તેનો લાચારીથી દેખાડવો પડ્યો રભાજી હસ્યો

"કીમખ્વાબ, પેશી પરી તમારા બધા માટે છે અને આ કોમળાંગી રંભા–આ નાજુક પરી મ્હારે માટે છે જુઓ, એક કનાકમા મોઇને અન્દર મોકલજો કે આ ચમકતી આંખોવાળી રંડાને મ્હારી પાસથી લઇ જાય, હું એ વખતે એનાથી કંટાળી ગયો હોઇશ–પછી એ પણ તમારી છે" આ શબ્દો આ મનુષ્યમાંથી રાક્ષસરૂપ બનતા હેવાન થયના વિષયાંધ સરફોજીએ ઉચ્ચાર્યા અને બધાઓએ તાળીયો વગાડી મ્હોટેથી હાસ્ય કર્યું ગરીબ બિચારી આની બનેની રંભા તો ઉમગપર પડતી પડતી રહી ગઇ તેની આંખોમાંથી મોટા મોટાં અશ્રુબિંદુઓ ટપકવા લાગ્યા. સરફોજીએ તેનાપર હાથ નાખ્યો, અને તેને અરધી ઘસડતો, અરધી ઉપાડતો અન્દરના ખંડમાં ઘસડી ગયો તે ધ્રુજતી ઉભી, સરફોજીએ ક્રૂરતાથી તેના ગાલપર અને કાનપર ચીમટી તાણી 'અહાહા, માવાની ઘોડીને લાયકનો જ આ ઓરડો છે ને!" એ શબ્દો ઉચ્ચારી ખંડમાં ચોપાસ નજર નાખી, હસ્યો 'ત્હારા બડખોર બાપે, ઉપરીઓ તરફ કેમ માનથી વર્તવું, તેમની કેવી આગતાસ્વાગતા કરવી એ શીખવ્યું છે કે નહી?"

પોતાના આસુંઓ ખાળવા પ્રયત્ન કરતી રંભા બોલી–" સાહેબ, આ ગરીબ દીન બાળાપર દયા કરો હું આપને પ્રણામ કરૂં છું છેડો પાથરી પગે પડું છું"

"હા, હવે બગાબર " એમ બોલતો, દરવાજો બંધ કરતો તેને ધક્કો મારતો ઓરડા વચ્ચે પડેલા પારીવાળા ખાટલાપર લાંબો થઇ બેસતો બોલ્યો –'આવ રંભા, આવ દિલારામ, મ્હારા ખોળામાં બેસ ગભરા નહી જો, સારી રીતે મને ચુંબન કરશે, આનંદથી ચુમીઓ લેશે અને મને તું ગમગે તો તને મ્હારી પ્રિયતમા બનાવી શકીશ ગભરા નહી આવ પ્યારી રંભા, આવ! નાહક ડર મત !" એમ કહી વિષયાંધે વિષયવાસનાથી પોતાના હાથ લંબાવ્યા. રંભા ગરીબ ગાય જેવી રંભાના પગ થરથરતા બંધ ન થયા તેના અંગનો કંપ વધ્યો– પાછળે પગે ખૂણા તરફ હઠવા લાગી, અને ખૂણામાં ડરેલ બીકણ હરણી પેઠે ભરાઇ–ધ્રુજવા લાગી તે નિરાધાર લાચાર બાળાને વિચાર કરવાનું પણ ભાન રહ્યું ન હોતું તે મ્હો વકાસીને દુષ્ટ તરફ ફાટેલે નેત્રે જોઇ રહી "નાહક, ડર મત ઇધર આ! રંભા, સાંભળે છે કે નહી?" એમ ત્રીજી વખત ડરાવનાર હુકુમ કરનારા શબ્દો, કઠોર શબ્દો તેને ધ્રુજાવતા કાને પડયા. પણ અતિ ભયમાં પડેલી રંભા તો ત્યાંથી ખસી નહી

છેવટે "કેમ આવતી નથી કે? જો હમણા તમાસો દેખાડું છું!' એવા શબ્દો ઉચ્ચારતો ઉઠ્યો, તેનાપર ધસ્યો તે ગરીબ બીચારી બાળા ગુડળીયે પડી–'ઓ ઇશ્વર, મ્હારૂં રક્ષણ કરો! અરે, કોઇ આવો, આવો બચાવો!" એવી રાડ પાડી તેના ઉત્તરમાં બહારથી મ્હોટેથી હાસ્યનો પ્રતિઘાત થયા

'કોણ ત્હારા બાપ આવશે? કોની મગદુર છે કે અહીં અંદર આવે!" એમ બોલી દુષ્ટે તેણે પ્રાર્થના કરતા જોડેલા બે કોમળ હાથો જોરથી પોતાના હાથમાં પકડ્યા અને તેને જોરથી ખેંચતો ખાટલાપાસે ઘસડી લાવ્યો, અને ત્યાં તેને પડતી મુકી હાથ છૂટતા જ તેના પગ પાસે તે ફસડાઇ પડી તેને લાત મારતો ક્રૂરતાથી તે દુષ્ટ નરાધમ હસ્યો

એણો હાથ અથડાયો ને તે ચેત્યો—નરહર સ્વામિનુ લક્ષ્ય તેપર ન હોતુ આંખનો પલકારો
કે, તેણે પૂર જોરથી પાતાના જોગાનર વનુપર તેનો ધા કર્યો, અને તેના ડાબા હાથપર ઉંડો
ઝખમ કર્યો ખજર છેક હાથના હાડકા સુધી ઘુસ્યુ, અને કાંડાથી કોણી સુધીની ચામડી
ને સ્નાયુ ચીરી નાખ્યો આ ફટકો લગાવ્યો છતા તે જાણતો હતો કે ઘણું મોડુ
થુ હતુ તે ફટકો પુન મારવાની તેનામા શકિત રહી ન હોતી બીજી પળે તેના ગળાની
આસપાસ ઘણા જોરથી આગળા ન્યાય—દયા માટે, મદદ માટે બુમ પાડી શકયો નહી ગળામા
રગર કરતો કાઇ અવાજ નીકળ્યો અને સર્વ ભાન તેને તજી ગયુ

* * * * *

બહાર શુ બન્યુ તે તરફ આપણે લક્ષ આપીશુ બહારના ખડમા સિપાઇઓ ચદ્રીની રાહ જોતા
રહ્યા હતા ચદ્રા પરી—પ્યારી—દીલજાન વગેરે શબ્દો અને બીજા અશ્લીલ શબ્દો પોકારી
ને બોલતા હતા વાટ જોઇ કટાળ્યા—ચદ્રી ઉપર આવી નહી તેને, કોઈ નીચે જઇ લઇ
આવે એમ હતુ પણ નીચે મોકલવો કોને—નીચે જવાની મ્હોટી હતી—એક તો નારૂણી અને
બીજી તરૂણી—જે જાય તે ત્યા જ રહે—અને બીજા અહીં રાહ જોતા ના ખાતા રહે—અને હવું
કરીમબક્ષે કહ્યુ—'પહેલા હુ જાઉં છુ અને પછી વારા ફરતી તમારે એક પછી એક આવવુ'—એમ
કહેતો ચાર શિપાઇઓ લઈ કરીમબક્ષ સાહેબ દમામથી નીચે ઉતર્યા 'ચદ્રી—પ્યારી, પરીજાન'
કહી પોકારતા ખોખારો મારતા ભોયરામા દાખલ થયા—તો ત્યા કોઇ ન મળે પખી ઉડી ગયુ
હતુ, પિંજરૂ ખાલી હતુ જમાદાર સાહેબ અને આ ચારે શિપાઇઓ મ્હો વકાસી એક બીજા
સામે જોઇ રહ્યા સામે બારી ખુલ્લી હતી તે વાટે ઉપર જવાનો માર્ગ હતો તે વાટે તે ગધ
રહીને તેઓ ચઢ્યા, અને મુસાફરખાનાની પછીતના ભાગપર આવી પહોચ્યા—ત્યાં
ઓચિંતો કોઇએ તેમનાપર હલ્લો કર્યો, જોત જોતામા તો તેમને નીચે તોડી પાડી તેમના
હોશમા હુચા દઇ ચતુરભુજ કર્યા અને આ આભા બનેલા ખાનસાહેબો જુવે છે તો છ
સાત બુરખાવાળાઓ પોતાના પર રાક્ષસો પેઠે ઉભા છે

"અહીં બહારના ખડમા બાકીના સિપાઇઓ જમાદાર સાહેબની રાહ જોતા હતા દારૂના
ઘેનમા મસ્ત હતા—તેમની પણ એ જ દશા થઇ બુરખાવાળાઓના તેઓ કેદી બન્યા આ બુરખા-
વાળાઓનો ઉપરી એક ઉચો સાધુ હતો તે અદરના ખડમા ગયો હતો થોડીવારે તે
બહાર આવ્યો અને તેમનાપર તિરસ્કારયુક્ત નજર ફેરવી પોતાના સાથીઓને આ ગાફેલ
બેહાશ જેવા શિપાઈ ઓને છોડવા ફરમાવી પાસે પડેલા એક શિપાઇના માથાપર ટપલો મારી
ગાઢા અવાજે કહ્યુ —

"જાઓ કુત્તાઓ—આમ જ તમારા માલેકનુ અન ખાઇ પ્હોરો ભરો છો કે ! જાઓ,
અદર તમારો સરદાર સુવેનો પડ્યો છે, જાઓ !" એમ કહી સત્વર બહાર નીકળી ગયો
સિપાઇઓ ગભરાતા ડરતા ખુણાખા ભરતા અને સાધુમહારાજ પાછળ આ બુરખાવાળા બહાર
નીકળી ચાલતા થયા

---

જ૫ આપના ઑર્ડરમા સમાલોચકની નોંધ લેશો

સમાલોચકનું વાર્ષિક લવાજમ રૂ ૪,

હિન્દુસ્થાન બહાર શીલીંગ ૧૧॥ = રૂ. પોણા છ.

છુટક અંકની કિંમત રૂ. ૦-૮-૦

સમાલોચકની જાહેરખબરો હમેશા ઉત્તમ અને સ્થાયી ગ્રાહકો જ લાવી આપે છે. 'જાહેરખબર વિનાનો વ્યાપાર એ વ્યાપાર નથી.

વૈષ્ણવો અને સનાતનીઓને ખાસ ઉપયે   પુસ્તક !

થોડા વખતમાં બહાર પડશે ! !

બંગાળના આ પ્રસિદ્ધ દેશસેવક સાધુ પુરૂષ

# બાબુ અરવિંદ ઘોષના

નામથી કયો હિન્દીજન અજાણ્યો છે ?

આ વિદ્વાન નરરત્નના

વિદ્વત્તાભર્યા પંદર ઉત્તમ લેખોનો સંગ્રહ

# અરવિંદ ઘોષનું તત્વજ્ઞાન.

છપાય છે-થોડા વખતમા બહાર પડશે.

( તેમની સુન્દર છબીઓ તથા જીવનચરિત્ર સાથે )

લેખક,

રા. મોતીલાલ જેસાભાઇ મહેતા.

અગાઉથી ગ્રાહક થનાર પાસેથી

મૂલ્ય રૂપીઆ બે, પોસ્ટેજ ચાર આના વધુ

લખો — રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી,

૯, ગોરારજી ચાલ ન. ૨/૩૬,

સેન્ડહર્સ્ટ રોડ, ગિરગામ, મુંબાઈ.

Printed by K R. Mitra at the Manoranjan Press 3 Sandhurst Rd Girgaon Bombay
Published by Ramaniyaram Goverdhanram Tripathi, at Messrs N. M. Tripathi & Co's
Princess Street, Kalbadevi, Bombay

પ આપના ઑર્ડરમાં ગ્રમાસાચ્ચની નોંધ લેશો

## તમોને દેશી સાબુપર વિશ્વાસ નથી.

કેમકે મોટે ભાગે દેશી સાબુ વાપરતા તમારા શરીરની ચામડી તરડાઇ જાય છે,— પરન્તુ તમો જાણીને ખુશ થશો કે દેશી સાબુની એ બનાવટમાં અમારા રસાયન-શાસ્ત્રીઓએ મોટો સુધારો કરી આ નવો

સુગન્ધી

ગુગધી સાબુ.

# રેલ્વે સોપ.

બનાવી બહાર પાડયો છે કે જેની ઉત્તમ બનાવટ તમારા શરીરની ચામડી વાપરવાના ચાહને કાયમ રાખે છે તેથી—

# રેલ્વે સોપ.

કપડા ધોવાનો સાબુ વાપરો. કીમતમા કીફાયત. જલ્દી ઘસાય નહિ તેવો.

**ધી રેલ્વે સોપ મેન્યુફેકચરીંગ કું.**

પ્રિન્સેસ સ્ટ્રીટ—મુંબાઇ.

P 1
Oct 19

ના ળ મા ટે વા પ રો




શાં તિ મા ટે વા પ રો

(રજીસ્ટર્ડ.)

આખા હિંદુસ્થાનમા આ તેલ જેવુ તેલ મળે તેમ નથી અમારા તેલ માટે ઉપરનો ફોટો તપાસ્યો જોયા ફગારો નહીં

બાટલી એકની કીમત રૂ ૧, ટપાલખર્ચ જુદુ વધુ માટે લખો—ગામોગામ એજન્ટો જોઇએ છે સારૂ કમીશન આપીશુ લખો—

**વ્યવસ્થાપક, યોગબળ મંત્રાલય**

૧૦૮, ગીરગામ બેકરોડ—મુંબાઈ નં. ૪.

P 2
Oct 19

આપના ઑર્ડરમા સમાનો રની નોંધ લેશો.

# આયુર્વેદ વિજ્ઞાન.

(વૈદ્યકના વિવિધ વિષયો શાસ્ત્રીય રીતે ચર્ચતું માસિક.)

આરોગ્ય સમ્બન્ધી તથા વૈદ્યક વિષયક સામાન્ય જ્ઞાન મેળવવાની માણસ માત્રની ફરજ છે આવું વૈદ્યક જ્ઞાન મેળવવા માટે આરામ માત્ર સાધન આ માસિક છે ગુજરાતના ઉત્તમ લેખકોના લેખોથી ભરેલુ આ માસિક દરેક ગૃહસ્થે વાચવા લાયક છે

વાર્ષિક લવાજમ માત્ર રૂ ૨-૦-૦

---

यस्मिन् देशे हि यो जात तज्ज तस्योपध हितम् ।

સ્વદેશીનો આગ્રહ એ દેશની મોટી સેવા છે

ગુણકારક, કિફાયત અને શાસ્ત્રોક્ત વાઓ પૂર્ણ સત્વ અને શુદ્ધિ જળવાઈ રહે તેવા સચાઓથી, ઉત્તમ તાજી અને ખરી વનસ્પતિમાથી તૈયાર કરનાર

# ઝંડુ ફાર્માસ્યૂટિકલ વર્ક્સ લિ.

એલફીન્સ્ટન રોડ, મુંબાઈ

અમારી દવાઓની ખાતરી વૈદ્યો અને ડાક્ટરોએ વાપરીને કરેલી છે તેમાની કેટલીએક જેવી કે—

| | | |
|---|---|---|
| વાસાવલેહ ખાસી તથા દમને માટે ઉત્તમ | રતલની કી | રૂ ૦—૧૦—૦ |
| બૃહત્ મજિષ્ઠાદિ ક્વાથ રક્ત શુદ્ધિ માટે અક્સીર | ,, | ,, રૂ ૧—૪—૦ |
| આરોગ્યવર્ધની રસ ન ૧ લીવરના વ્યાધિ માટે ૧ તોલાની | ,, | રૂ ૨—૦—૦ |
| વસંત કુસુમાકર-મધુમેહ માટે | ,, ,, | ,, રૂ ૨૫—૦—૦ |

મુંબાઈની મુખ્ય ડીપો —

બહારગામ માટે —
ઉપરને સરનામે લખો.

કાળબાદેવી રોડ, જૂની મહાજન વાડી, ટેલીફોન ન ૨૨૦૭૯.
શાખા નમ્બર ૨, માટલી બંદરને રસ્તે ડબગર ગલીને નાકે.
શાખા નમ્બર ૩, બોરીબન્દર સામેનો સ્વદેશી સ્ટોર્સ.

આપના ઑર્ડરમા સમાચારકની નોંધ લખો

# અવશ્ય વાંચો

સ્વતંત્ર વિચાર શ્રેણીથી, શુદ્ધ ગુજરાતી
ભાષામાં લખાયેલાં કોઈપણ વિષયનાં
પુસ્તકો
શિષ્ટ અંગ્રેજી, બંગાળી, મરાઠી કે સંસ્કૃત
પુસ્તકોના અનુવાદો કે ભાષાંતરનાં
પુસ્તકો,
વાર્તાઓ, નવલકથાઓ, નાટકો,
કે
સાહિત્યના કોઈપણ વિષયનાં
રાજકીય સામાજિક સાંસારિક, ઔદ્યોગિક
પુસ્તકો, ના
કર્તાઓએ છપાવવા જવાનો કે
તેના પ્રકાશન માટે શોધ કરવા જવાનો શ્રમ
લેવો નહિ.
એ સંબંધમાં યોગ્ય માગણી સાથે પુરતી વીગતો
નીચેને ઠેકાણે લખી પુછાવશો તો
નિરાશ ઓછા થશો.

રમણીયરામ ગોવર્દ્ધનરામ ત્રિપાઠી,
મોરારજી ગોકુળદાસ ચાલ નં ૨, ૩૬,
સેન્ડહર્સ્ટ રોડ, ગીરગામ, મુંબાઈ

૧૫ આપના ઑર્ડરમાં લખાણ સહી નોંધ લેશો.

૫૮ પૃષ્ઠ. ] **સમાલોચક.** [ ૩ચિત્રો

अनुद्वेगकरं वाक्यं सत्यं प्रियहितं च यत्।
स्वाध्यायाभ्यसनं चैव वाङ्मयं तप उच्यते ॥ भ गी १७-१५

પુસ્તક ૨૫ સુ. ] ફેબ્રુઆરી, ઈ. સ. ૧૯૨૦. [ અંક ૨ જો.

તંત્રી—રા. અંબાલાલ બુલાખીરામ જાની, બી. એ.
રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા, બી. એ., એલએલ. બી.
પ્રકાશક—રા. રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી.

વિષય. વિષયાનુક્રમણિકા. પૃષ્ઠ.



---

વાર્ષિક લવાજમ રૂપીઆ ચાર,
હિન્દુસ્તાન બહાર શીલીંગ ૧૧॥=રૂ. ૫-૨૨-૦. છુટક અંકની કિંમત આઠ આના.
આ લવાજમ શરૂઆતમાં જ લેવામાં આવે છે







ચોતરીસમી હિન્દી રાષ્ટ્રીય પરિષદના પ્રમુખ,
પંડિત મોતીલાલ નહેરુ
( અમૃતસર, ઇ સ ૧૯૧૯ )

# સમાલોચક

પુસ્તક ૨૫ મું,] ફેબ્રુઆરી, ઈ સ ૧૯૨૦ [અંક ૭.

## અન્ત્યજોદ્ધાર

લેખ —રા ઠાકોર.

ઉત્સવ છે ઉત્સવ છે,
મહાજનો !
એ ગામી ગામી અન્ત્યજ બાન્ધવના
ઉદ્ધારનો આનંદો
ઉજવો આવા અનેક ઉત્સવો
પ્રત્યેક ગામના
આંગણે આંગણે !
શું છે આ ?
પ્રકાશના પુંજમાં ક્યાંથી આ
અંધકારના ઓળા ?
ઉન્નતિના ઉગતા રવિને કાજે
ગ્રહો વાડ ?
કપાવી જાગો એ અમા ।
ભાનિ ઉદયો પ્રતરિપુ ?
કાં આર્ય સંતાનોને ન્યાયની ભિક્ષા
યાચનામાં એ નથી મળતી ?
ગુંજતા હતા જે અમારા વીરોના
ન્યાયના ટંકારે વિશ્વના અહો,
નહોતો પ્રબોધ્યો પેલા
નૈષ્ઠિક બ્રહ્મચારી કૃષ્ણ ચંદ્ર ?
વિશ્વની સમાનતાનો મહા બોધ,
તો પછી શાને આ

કોટી કોટી અફસોસ છે !
શિરમણી તપસ્વીઓનો,
તે તેજવન્તો રામાયણ રચયિતા,
આદ્ય કવિ વાલ્મિકિ,
સાધ્વી સીતાનો સ્નેહ પિતા,
લખાયું છે કે હતો શૂદ્ર
અને મહા ભારતનો જન્મદાતા
ગીતાનો પ્રકાશક મહામુનિ વ્યાસ
શૂદ્રપુત્રીથી જન્મ્યો હતો
જ્વલંત, તેજવંત હતું ભારતનું
ઉજ્જ્વળ રત્ન યુગલ,
તે સીતાવર રામ અને લક્ષ્મણ
તેમણે ગ્રહ્યા હતા પ્રકાશ
વીરના વિજયોની ખાણ
વેશ્યાપુત્ર વસિષ્ઠથી
આજે શાથી તિરસ્કારાય છે ?
આ કોટી કોટી સનાતન ધર્મના
તુલસીપુજક સંતાનો ?
અષ્ટદશ દિને ધણધણતા
ગગન મંડળ વિરમ્યા અને
વીન્તીરે ડૂબેના સુરજ પ્રકાશ્યા
પ્રબંધનો જુવાળ શમ્યા પછી
કુરૂ વિજેતાએ આરંભ્યો
ક્ષત્રિયોચિત રાજસૂય યજ્ઞ
ત્યારે પક ના હતા ભૂદેવોને વારતે
શૂદ્રોએ પકવાન !
એકદા ભગવાન રામે
શૂદ્રી શબરીનાં આરોગ્યાં
અજૂઠ બોર ?
ને વૈષ્ણવોના મુગટમણિ
યદુનાથના લાડિલા
ગુજરાતના આદ્ય કવિ નરસિંહ મહેતાએ

ભીંડાયા હતા એકદા નિમનાં,
પ્રભુ ભક્ત શૂદ્રના
નથી નથી એ મહાજનો !
પ્રતિમા સ્પર્શાસ્પર્શની સ્થાન
બ્રહ્મપુત્ર કૌશિકે મેળ્યા હતા જ્ઞાનપાઠ
મિથિલાના ન થી
નાનિર્ગ કે દેવ વાણીઓએ
ન કર્યો તિરસ્કાર
તે સત્યવીર સૂર્યવંશી હરિશ્ચન્દ્રનો
એ રોતો એકદા શૂદ્રને
પ્રભાજન ! તેના કીર્તિદીપે તો
*ભારત ઉજળો છે*
આતિથ્ય કારણે એકદા
કર્યું ક્ષમાર્જનનું કંઇ
રૈસજ્જન મહાશયોએ
*એકાકી અતિથિ કારણે*
આજે તો મરે છે ભુખથી અને
જ્ઞાનતૃષાથી કોટી સહો ર !
ઓ ભાગ્ની સજ્જનો !
ભજગાય છે વિશ્વ વાણી,
' ઇસ હાથ દે ઉસ હાથ લે '
હમે જે તે ન્યાય તુલાની નિત્ય શક્તિ
*આગલ સામ્રાજ્ય પામેલી,*
તમ સમાન હકની યાચનાથી
શું નેશો ? ભારતીઓ, શું નેશો ?
વાવ્યા નથી, લણશો શું ?
દીધા નથી માગશો શું !
એ ઉન્નતિનો તારેન્દ્ર,
ન અર્પે મત્ય હસ્ત,
માગ્યા તો માતિકે અજુક હો !
માગ્યાં ન મળે એ માન
એ તો પ્રકાશ આત્મયત્નના,

જનનત જવાના સ્વાર્પણના હુતાશની
ભડકા છે એ તો આનંગરના,
અઘોર તપના
અમાન નથી પામતુ એવે શિખામા
મિહણુ પથ ન કરે મૃત્તિકા પાત્રે
એને તો જરૂર કનક તાન્નોની
હિન્દે સ્તનપાન કરાવ્યા છે,
અહર્નિશ ભૂદેવોને,
જનનત રાજબીજને
નીતિ નિપુણ વૈશ્યવીરોને
ને સેવાનિષ્ઠ શૂદ્રોને
એ તો સમ કોટી સતાનો છે,
એક જ જનનીના જાયા
ન સાખે માતા નિજ જાયાના
અપમાન, સહોદરથી એ
સમનત ભૂતમા
નીલ, શાત, ગભીર,
જનવી રી મહા પ્રજા જ્યાર
ત્યારે નૃત્ય તા હિંદીના મિનારા,
ને પાતળ તળ,
રોપ્યા'તા વિજય ધ્વજા સુવર્ણ સ્તભ,
મહા કાય ગિરિરાજની ચતુર્દિશે,
મધ્યાહ્ન ભાનુ તપતો
ત્યારે ભારતના ભાવિનો
કીર્તિ પતાકા ફરફરતી,
હમારી વિશ્વ ઉપર
ને તેને છાવડે રમ્યા હતા
ગ્રીસ ને મીસરના તત્વજ્ઞાની
શકર કૃષ્ણ ને બુદ્ધ
રસરાજ હતા આ સુભાગી દેશના,
આ દેશે જન્મ્યા હતા,
ચચ્ચાર તો પુણ્યશ્લોક

બળવંત, હનુમાન ને વાડીગે ભીમ,
એ અંગ અંગના તારલા,
આવી ઉગીને આથમ્યા,
આગીથી જ વહેતાં ઝરણે,
ધસ્યુ જેવા યોગીની જ્ઞાનતૃષા છીપી,
પણ ખુગી એ અવધે ખુગી
સ્વાર્પણના પુન્ય પુરા થયા
ન બળે ચાથી આત્માના પ્રભાસ
પાનગી બન્યા !
ટમી થઈ ઉદય ઉગા,
તપના મધ્યાહ્ન આથમ્યા,
ને જની આવી,
અમાસના અંધકાર જેવી,
પાપીના પાપશી,
ગત દીપે જન્મતા ધુમાડી,
ઉદય પછી અસ્તનો દૂરો,
આત્મવત્ ભૂતેષુનો મંત્ર
પુરો થયો ને વિસરાયો
અગીમ જલધીશી આર્ય પ્રજા,
મ નડાઇને બની,
શીમાડાના સગરીઆથી !
હે શ્રીષ્મે નુકાય !
વડાપે ઉભરાવ !
ભારતવાગીઓ કેમ ઉઠશો ઊગે
પાપ વિના સહોદરને લઈ?
મહાક્રાંતિ ફ્રાન્સની
ને ઉત્ક્રાંતિ રૂશાની
એના મૂળ અન્યાયે ભાળજો
અને આવે છે કોઈ કોઈ
નિર્દોષ, શહીદ
નથી આ પરમાર્થ સરીખડા તપુઓ,
કે એ તો નિમીક વનની,

તરૂ શાખાએ છુપેલો દાવાનળ,
જાણે ભૂગર્ભમાં લપાએલો,
મહા જ્વાલામય જ્વાળામુખી,
વા મેઘમા સતાતી પ્રખર વિદ્યુત,
નથી આ નિર્વાણ થતા
દીપકની શ્યામ ધુમરેખા,
એ તો ધરાતલથી ધુધવાતો,
સહસ્રમુખી અગ્નિ છે,
ધમના એ વિનાસ ન હોય મહાજનો!
આ તો આ ર્હાં લાગે છે
ધર્મમાયે ગોખ
ગોખને અતે સખ્યા
એ તો કાળજીનુ સત્ય છે
પ્રશ્ન આ છે!
અધોગતિ ગેણે આ?
પણ કોણે સાભળ્યુ
આદ્ય શક્તિનુ મહાનાદન?
નથી નથી એ કશુએ
ઓગળ્યો એ તો સ્વકર્મનો,
ફાલ ફાલ્યો વાવેના બીજનો,
નો તો ઉગી અક્ષાનિઓના સિદ્ધિ કાનમાયે
ઉત્કૃષ્ટ ક્ષેત્રે અને અમૃત સિચનેય
કંટક બીજે આમ્રમજરી
તે ન ઊગે ભિનતામા
મહા પ્રજાનો મહા ઉદય
ગત કાળે એ નિશ્ચિતે કર્યું
વર્તમાને એ જ અચળ છે
ભાવિ પણ સિદ્ધ કરશે
આ પરમ સૂત્ર
જાનુ શ્રુતિ કવન ઐક્યુષ્ય,
અતરેય મહી દ્દસ
ને સત્યનકતા નત્ય કામ ઝમાલ

આચાય મણિ અદ્વૈત સ્થાપક
શકરનેય બોલ્યા ત્રિપુરાગ્નિએ
ચાડાળ વેરો ,
હિંદનો–હિંદીઓનો
અમાવાસ્યામા ઝગમગતા પ્રકાશ તારા
ગૌરાંગ–રામમોહન, કેશવ ને દેવેન્દ્ર
આચમન કરાવ્યા છે ગગાજળના
આ પ્રાયશ્ચિતને પુરા કરવા
ને સૌ છેલ્લી સિંહ–મહર્ષિની ગર્જનાએ
ધણધણ્યુ ભારત !
દેશના ભાવિ ઉજળાના
દીધો પરમ મત્ર
ધર્મ પેલી પ્રાચીન આર્ય પ્રજાને,
સાધુ ધ્યાનસ્થ સરસ્વતીએ, ને
પેલા ગીતા વેલા તપસ્વી
મહાત્મા મોહનદાસ ગાધીએ
પણ એ મહાજનો !
હજુ ઉપાની અનવા દૂર છે
ન દેવાય એ પાપના પુજ
એક બે કે ત્રણ હાથે
પ્રચડ પ્રવતક એ વિશિષ્ટાદ્વૈતનો
મહાત્માઓમા મોટો રામાનુજે
ચાડ કાગી પૂજો મેલ્યા'તા ગુરુ કરી
હજુએ છે મદિર મૂર્તિ ચાણાળની,
તિરૂનલીમા સ્થાપેલી એ દેવે,
ને કોણ હતો એનો અનુજ,
ધર્મદાસ ને મહન્ત,
તિરુ–પ્પાન–આળ્વાર
શ્રીમતિ એદાના મા,
તિરુ–મગાઇ–આળ્વાર,
સૌ એ હતા શુદ્ર કે ચાડાળ
પ્રગટો સૌ નન્દો !

# અમૃતસર કૉંગ્રેસ.

લેખક—રા. રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી

ગયા ડીસેમ્બરમાસમાં કેટલાં નાગરીકોએ પંજાબીભાઈઓએ અને પંજાબી બ્હેનોએ અમૃતથી તરબોળ થયેલા પોતાના મુખ્ય વ્યાપારી મથક અમૃતસરમાં અનેક વિટંબણાઓથી ઘેરાયલા હોવા છતાં પણ પોતાના અનેક કુટુમ્બીજનોની ભયંકર કતલ અને ખુનરેજીના શોકમાં હોવા છતાં પણ, અને દેશદ્રોહી આત્મજનો અને પ્રાન્તના સરકારી ઓહોદારોનો પ્રબલ વિરોધ હોવા છતાં પણ ઉત્સાહપૂર્વકથી અને દૃઢતાથી ઉચ્ચ કર્તવ્યબુદ્ધિથી પ્રેરાઈને હિન્દી રાષ્ટ્રીય પરિષદના ચોતરીસમા અધિવેશનનો મહોત્સવ સમારંભ ઉજવ્યો હતો. આ સમારંભ અનેક કારણોથી ઇતિહાસમાં નામાંકિત રહેશે—હિન્દના રાજકીય જીવનનો એક ઘણો મહત્વનો અને અભિમાનને યોગ્ય પ્રસંગ ગણાશે. ૧૯૧૯ ના ગયા વર્ષના એપ્રીલ માસની નાદીરશાહીથી મહાત થઈ નિસત્વતા અને નિર્જીવતાના ભોગ થઈ પડવાને ઠેકાણે પંજાબવાસીઓએ પચાસ વર્ષની પ્રગતિ ફક્ત પચાસ દહાડામાં કરી અને હિન્દનો સ્વતંત્રતાનો ઇતિહાસકાર આમ આ સમયપ્રસંગોને ભૂલી જવાની હામ ભીડી શકશે નહિ એ નિશ્ચિત છે.

ઘણે સ્થળેથી—ઘણી દિશાઓ તરફથી આ અધિવેશનનું સ્થળ ફેરવવામાટે સૂચનાઓ થઈ હતી. એ સૂચનાકારોમાં કેટલાક દેશદ્રોહી આત્મજનો હતા, તો કોઈ પરતંત્રતાની બેડીઓમાં સ્વર્ગીય આનન્દ અને મોજ માનનારા હતા, તો કેટલાક જનો ભીરુતાને વશ હતા. આવા જનોના સૂચનોમાં દેશપ્રેમ હતો નહિ, આત્મભોગ અને પુરૂષાતન તેજ ન હતાં, પણ એ જનો કેવળ ઉપેક્ષાને જ યોગ્ય હતા. અમૃતસરવાસીઓએ આમ જે આત્મવિક્રમ બતાવ્યું છે તેથી દેશભરને ઘણો બોધ લેવા યોગ્ય છે. દેશસમસ્તના અભિનંદનને એ યોગ્ય છે.

અમૃતસરના આ રાષ્ટ્રીય સમારંભરૂપી મહાતીર્થયાત્રાએ હિન્દવાસીઓએ ઉલટથી ભાગ લીધો છે. દેશના ઉગ્રણમાંથી સાધારણ સ્થિતિના અનેક દેશબન્ધુઓએ ધર્મકર્તવ્યની ઉચ્ચ બુદ્ધિથી પ્રેરાઈને, અને પંજાબીભાઈઓના ભારી દુઃખમાં યથાશક્તિ સહાનુભૂતિ દર્શાવવા આ તીર્થયાત્રા કરી છે. પરિણામે અમૃતસરનું આ અધિવેશન અપૂર્વ રીતે સફલ નીવડ્યું. હતું કૉંગ્રેસના ઇતિહાસમાં આજ સુધી ના અનુભવેલું—ના કલ્પાયેલું રાષ્ટ્રીય—દેશજીવનનું અપૂર્વ ચેતન ત્યાં દૃષ્ટિએ પડતાં સાધારણ દેશપ્રેમીને અકથ્ય આનંદ થતો હતો. તો જે હિન્દવાસીના હૃદયમાં ચોવીસે કલાક અને નસેનસમાં ને પાસેપાસ દિવસ ‘હિન્દ હિન્દ અને હિન્દ’ જ થતું હશે તેઓના અન્તઃકરણમાં શા ઉર્મિભાવ રમમાણ કરતા હશે તેની કલ્પના વાચક દેશબન્ધુઓએ કરી લેવી. એ ભાવ સ્હમજવા પ્રભુ શક્તિ આપો.

તા. ૨૬ મી ડીસેમ્બર ૧૯૧૯ ની બપોરના એક વાગે આ મહાન સમારંભની બેઠક શરૂ થવાની હતી પરન્તુ, પંજાબમાં આ માસમાં સાધારણ રીતે વર્ષાઋતુ હોય છે તેમ

કૉંગ્રેસના અધિવેશન પૂર્વેના ચાર દિવસથી સારા પંજાબમાં વર્ષાદ વરસ્યો હતો પરિણામે અધિવેશનનો પ્રથમ દિવસ તા ૨૭ મીનો થયો. અમૃતસરના અને પંજાબસમસ્તના બન્ધુઓમા આ સમે અપૂર્વ આનન્દ અને ઉત્સાહ હતા નામદાર સમ્રાટશ્રીનો 'બાદશાહી ઢંઢેરો' આ જ વખતે પ્રસિદ્ધ થયો હતો તેની રુએ અમૃતસરના બહુપ્રિય લોકનાયકો ડૉ સત્યપાલ અને ડૉ કિચલુ ઉપરાત સારા પંજાબના બીજા અગ્રગણ્ય નાયકો પંડિત રામભુજ દત્ત ચાધરી, લાલા હરકિસનલાલ અને લાલા દુનિચન્દ વિગેરેને મુક્તિ મળી હતી તેથી પ્રજામા ઔર વિશેષ આનન્દ થયો હતો. કૉંગ્રેસના પ્રમુખ મહાશય પડિત મોતીલાલ નહેરુએ ગાંધીજી મદનમોહન માલવીયજી અને સ્વામી શ્રદ્ધાનદજી વિગેરે સાથે સહકાર કરી પંજાબવાસીઓના દુખી હૃદયોને જે અપૂર્વ સમભાવશીલ આશ્વાસન આપ્યા હતા, તે મહાન્ 'ઉપકાર' નો બદલો અમૃતસરીભાઇઓએ આ દેશપરદેશથી આવેલા અન્ય દેશબન્ધુઓએ એમને અપૂર્વ સ્વાગત આપી કર્યો હતો. પંજાબમા આપણા ગુજરાત જેવા મ્હોટા વિશાળ માર્ગો નથી પણ ન્હાની ગલીઓ છે આપણા ભાઈઓની સકુચિત ઉદાર વૃત્તિ નથી પરન્તુ આપણને ભેવડી શરમાવી દે તેવુ વિશાળ ઉદાર હૃદય છે આ સ્વાગત અવસરે આ ન્હાની ગલીઓના ન્હાના માર્ગોની બન્ને બાજુના એક કે બે માળના સખ્યાબધ ન્હાના ગૃહોની અટારીઓ પંજાબના સુંદર સ્ત્રીપુરુષ અને બાળકોથી જકડાઇ ગઇ હતી આ અટારીઓમાથી ગુજરાતની નિર્બલ અને કૃત્રિમ કોમળાંગી બ્હેનો દીસતી ન હતી પણ ગુલાબી લોહીથી જેમના શરીર સુન્દર અને ભવ્ય દેખાતા એવી તન્દુરસ્ત અને લાલચોળ પંજાબણ બ્હેનો હતી સાચા સૌન્દર્યથી, અને વીર્યવાન્ તેજની પ્રતિભાથી હિન્દનુ ગૌરવ સ્મરણ કરાવતી આ સાચી કોમળાંગી પંજાબીબ્હેનો હતી ગુજરાતના સ્ત્રીપુરુષોને તન્દુરસ્તીની સાચી પ્રતિમાઓ આ મળશે અમૃતસર એ પંજાબનુ એક મ્હોટુ વ્યાપારી સ્થળ છે ત્યાની વસતિમા મહેમાની કરવાનો બહુ અલૌકિક ગુણ છે ગુજરાતીભાઈઓ અને બ્હેનો શીયાળાની ઋતુઓમા બે માસ સુધી દર વર્ષે પંજાબની હવા લે તો ગુજરાતની શિથિલતા દૂર થાય આવા અમૃતસરીભાઇઓ અને બ્હેનોએ પડિત મોતીલાલ નહેરુનો જે અપૂર્વ સત્કાર કર્યો છે તે ખરે જ અભિનદને યોગ્ય છે કૉંગ્રેસના માનનીય પ્રમુખ મહાશયોને તે તે સ્થળની પ્રજા જે રીતે સત્કારે છે કે દેશની મહાન્ વ્યક્તિઓને પ્રજા જે ઉજ્જવલ ભાવથી સન્માન આપે છે તેથી મહાન્ રાજાઓ પણ શરમિન્દા પડી જાય એવુ બને છે અને એવો જ સત્કાર પડિત મોતીલાલ નહેરુને મળ્યો હતો કૉંગ્રેસના વિશાળ મડપની આસપાસ જે ભવ્યતા દિસતી હતી તેણે આખા સમારભને કાંઈ ઔર જ તેજ આપ્યુ હતુ દેશપરદેશથી-દૂરથી આવનારા અસખ્ય અતિથિઓની બધી અનુકૂળતાઓ સચવાય તે માટે કૉંગ્રેસના મંડપની પાસે જ અનેક તમ્બૂએ તાણ્યા હતા દૂરથી કોઈ રાજાની છાવણી પડી હોય-કોઇ વિજેતાનુ મ્હોટા સૈન્યનુ ગામ વસ્યુ હોય તેમ જણાતું હતુ પંજાબના ન્હાના મ્હોટા ગામોમાથી જુદા જુદા વ્યાપારીઓએ

ચોરા માચ્યા હતા અને હજારો લોકોની મેદનિ ત્યા ભેગી મળી હતી બીજી બાજુએ પંજાબના મીઠાઈવાળાઓએ પોતાની દુકાનો જમાવી હતી આમ કોંગ્રેસના મંડપના સ્થળની આસપાસ દસ દિવસ સુધી એક નવુ નગર વસી રહ્યુ હતુ

પ્રથમ દિવસે તા ૨૭ મીએ સ્હવારના દશ વાગ્યા પહેલા તો અગાઉ હજાર ખુરસીઓ ભરાઈ ગઈ હતી અને એક વાગે કોંગ્રેસની શરૂઆત થવા પહેલા કલાક દોઢ કલાક પૂર્વથી મંડપના દરવાજા બંધ કરવામા આવ્યા હતા પ્રતિનિધિઓને વધારે ટિકિટો આપવાનું બંધ કરવામા આવ્યુ હતુ અધિવેશનમા બાવીસેક હજાર દેશજનોની હાજરી હતી પંજાબી સ્ત્રીઓ ઉપરાંત ગુજરાતી, નજીવા પ્રમાણમા દક્ષિણીઓ, ગુર્જર બંગાળી ને મદ્રાસી સ્ત્રીઓ પણ હાજર હતી છેલ્લા ત્રણચાર વર્ષથી આ રાષ્ટ્રીય અધિવેશનમા આપણા ગુજરાતીભાઈઓ અને બ્હેનો સારા પ્રમાણમા હાજરી આપે છે અને દેશના રાષ્ટ્રીય જીવનમા ઉત્સાહથી રસ લે છે એ અભિનન્દનને યોગ્ય છે પણ આ ભાઈઓ અને બ્હેનોમા સાધારણ દ્રવ્યસંપત્તિવાન અને સાધારણ બુદ્ધિવાળા નવયુવાનોનો જ મ્હોટો ભાગ હોય છે ગુજરાતના મ્હોટાઓને અવકાશ મળતો નથી એ ખેદનો વિષય છે આ નવયુવાન દેશપ્રેમી બન્ધુઓના ઉદ્દાર ભાવ માટે આપણે ત્હેમને અભિનંદન આપીશુ અને ઇચ્છીશુ કે ભાવિ અધિવેશનોમા હજી પણ વધારે સારી સંખ્યામા એ હાજરી આપે અને આ હળી યોગ્ય માગ લેવા માટે સ્વતંત્ર રીતે પોતાના વિચારો દર્શાવવા અને આચારમા ઉતારવા-સમર્થ ગુજરાતીબન્ધુઓમાંથી યોગ્ય નેતાઓ પણ સાથે રહે

અધિવેશનની શરૂઆત રાષ્ટ્રગીતના મીઠા સંગીત સાથે થઈ અને તે પછી આર્યસમાજના પ્રખર વિદ્વાન અને અભિભાષાની સંધુ મહાત્મા મુન્શીરામજી-સ્વામી શ્રદ્ધાનન્દજી સ્વાગતકારિણી સભાના પ્રમુખપદેથી હિન્દના ઉગણમાથી બહુ શ્રમ વેઠીને રાષ્ટ્રીય બુદ્ધિથી પ્રેરાઈ આવેલા અનેક દેશજનોનો સત્કાર કરવા મહાનાદ સાથે ઉભા થયા સ્વામી શ્રદ્ધાનન્દજીની શ્રદ્ધા અપૂર્વ અને અલૌકિક છે પોતે સમર્થ વિદ્વાન અને કાર્યકુશળ-વ્યવહાર નિપુણ છે સ્વાગતકારિણી સભાના પ્રમુખ તરીકે એમણે આપેલુ ભાષણ એક દૃષ્ટિએ વિચારવા યોગ્ય છે એમા હિન્દવાસીને અપાયેલો મહાન્ સંદેશ છે એમા સાચા હિન્દીજનનું શુદ્ધ હૃદય છે સ્વાર્થ અન્યાય, જુલ્મની સ્હામે તેમા પ્રબળ પોકાર છે મનુષ્યની સકલ સમાજ માટે તેમા ઉચ્ચ વિશ્વપ્રેમ છે હિન્દવાસીને ત્હેમના કર્તવ્યનુ ભાન કરાવનો સુન્દર બોધ છે હિન્દના રાષ્ટ્રજીવનમા જામી ગયેલા બે મહાન્ પક્ષો ત્હેમા એક થવા ઘણી નમ્ર ભાવના દર્શાવી છે સ્વામિજી પંજાબની નાદીરશાહી ઉપર ઉન્હા અશ્રુ સારતા કહે છે કે, प्रजा अपना पैत्रिक प्रथाके अनुसार शिर आर पैरसे नंगी, अपने मा बाप हाकिमके पास, फरियादको दौडी । परंतु उसने पहलेसे ही फौज इकट्ठा कर रक्खी थी और उनको हुकुम दे दिया था कि यदि भूल कर, उसे मावाप समजनेवाली प्रजा, उसके मंदिरकी और चलनेका यत्न करे तो जैसे भी हो सके, उन्हे आगे बढनेसे रोका जाये। भोला निडरथी प्रजाने रुठे हुए बालककी तरह सरपीट कर आगे बढनेका यत्न किया, और प्रजाके पति सम्राट्

ज्ञान पचमके प्रतिनिधिओंने उनकी प्रथाको गोलिओसे भून डाल जहा स्वार्थका चारों ओर राज्य है वहाँ इस गिर हुए समयमें नि स्वार्थक्षमताका प्रकाश कैसे होना। नियम के नामपर विप्लव और शान्ति के नामपर अत्याचारका राज्य फैल गया। माशल्ल ने नर, नारी, बाल वृद्ध और युवा-सब को वेजान कर दिया। उस दिन माशल्ला का विजय हुआ और शान्ति फैल गइ, परन्तु वह स्मशान भूमि और कबरस्तानकी शान्ति थी-वह मौनकी शान्ति थी!—આમ દુ ખ સ્થિતિપર ગોઝના અશ્રુઓ સારના સ્વામિજીએ એક રાજભક્ત, દેશભક્ત વિશ્વભક્ત અને સૌથી વધારે પ્રભુભક્તના ઉદાત્ત હૃદયને વ્યક્ત કર્યું એક રાજનિ પ્ર નની ભરકર નન એ, તદ્દન બીનજવાબદાર, પ્રભુ અને પ્રભુતાને ના માનનાર, રાજ-મ્પ્રાટ્ને ના ઓળખનાર પોતાની સ્વચ્છ બુદ્ધિએ ચાલનાર અધિકારી કરે અને એના એ દર્પીલું કૃત્યને કાયદા-નિયમ નામને તદ્દન અયોગ્ય એવા અન્યાયી અને નિરકુશ કાયદા-રક્ષણ આપે એવી વ્યવસ્થા તો હિન્દમા આજે જ જોઇ, સાભળી અને અનુભવી સ્વામિજીએ આ સ્વચ્છદી અને નિયમ-વિપ્નની વ્યવસ્થા સ્હામે પોકાર ઉ। યો છે એમણે હિન્દસમસ્તનુ હૃદય વ્યક્ત કર્યું છે આગળ ચાલતા क्या सन्यासीको राजनैतिक आन्दोलनमें भाग लेना चाहिए? એ અર્વાચીન-અગાધુ પ્રશ્નનો ઉત્તર સ્વામિજીએ બહુ ઉત્તમરીતે આપ્યો છે 'જે, વિસથી મ્હેં પવિત્ર સન્યાસાશ્રમ સ્વીકાર્યો છે તે દિવસથી મારા સસારને હુ એક પવિત્ર સમજુ છુ મારા દિલના ધાને એક આમે જોઉંછ અને લોકલજ્જા છોડીને તે મેલા ગ છુ એ મ્હારૂ વ્રત છે' પવિત્ર ભારતવર્ષમા અસખ્ય સાધુ સન્યાસીઓ છે એ મહાન બળ તેઓને દિશા આપે, અને સમાજમા ઉચ્ચ દિક્ષામત્રો આપે, અને પોતાના સ્વદત્ત સ્વામિજીની માફક સમજે, અનુભવે અને આચારમા મુકે તો હિન્દના પુના તરિકે તેમનુ જન્મ્યુ ખરે જ સફળ નીવડે, સ્વામિ શ્રદ્ધાનદ જી આવુ આ દોલન જેવા સાધુ સન્યાસીઓમા એ ચેતન જાગૃત કરવા પ્રવૃત્ત થાય એ શુ ઇચ્છવા યોગ્ય નથી? ઉપરના પ્રશ્નના સીધા અને સરલ ઉત્તર પોતાના ભાષણમા સ્વામિજીએ આપ્યા છે એમનામા આત્મશ્રદ્ધાની ન્યૂનતા નથી પણ આત્મશ્રદ્ધાના પૂરજોરથી વહે છે આ દૃષ્ટિએ જોતા આ લેખ-આ ભાષણ ઘણુ કિમતી છે ભાગમા પણ મ_ અર્થવાન અને વિચારયોગ્ય છે

હવે બીજી દૃષ્ટિએ-રાજકીય દૃષ્ટિથી જોઇએ તો કાઇક નિરાશા ઉત્પન્ન થાય એવુ છે મોન્ટેગુ-સિન્હાના નવા રાજકીય સુધારાનો કાયદો પસાર થયો છે એ કાયદો ઘણો અરો અધુરો છે અસતોષ આપે એવો છે એ કાયદા સબધમા સ્વામિજીએ વિગતમા કશુ જ કહ્યું નથી. જોકે ટુકાણમા જણાવે છે-રહમજાઇ શકે છે કે એ પોતે તેથી સતુષ્ટ નથી સારી વાત છે પણ એટલુ બસ નથી રાષ્ટ્રીય દૃષ્ટિથી સમસ્ત વિનોથી એ વાતને પુરતી આપવાની જરૂર હતી દેશમા આજ બે મહાન્ પક્ષ પડ્યા છે અને હે એને મહાન્ કરી શકતા નથી કારણ એ જ કે એ ન્હાના-થોડી સખ્યાના પક્ષમાંનો મ્હોટો ભાગ અનરથી કોંગ્રેસનો પણ છે કોઈ વારમના માર્યા, કોઈ સેવ્યા ચેંચાયા, કોઈ પારકાની બુદ્ધિએ દોરાયા, એવા

કેટલાક જનો આ થોડી સંખ્યાની ન્હાની સંખ્યામાં છે અને રાજકીય સિદ્ધાન્તોમાં કેવળ મતભેદ છે માટે જ અમ્હે કૉંગ્રેસ સાથે સહમત થઈ શકતા નથી એવું વિચારદર્શન એ મિથ્યા આડંબર છે અંતર્થી જુદી લાગણીઓ છે એ લાગણીઓ સ્પષ્ટતાથી નિડરતાથી જણાવવાને એ નિર્બલ છે એવું અમ્હને લાગે છે અમ્હે ધણું ઇચ્છીએ છીએ કે અમ્હારું આ અનુમાન અસત્ય નીવડો સ્વામિજી આ ન્હાના પક્ષને પોતાની મનોવૃત્તિ જાગ્રત કરે છે બહુ સાચું કહે છે પણ એ કહેવું હવે જરૂરનું નથી જે નાગરિકોમાં-નેતાઓમાં ઔદાર્ય નથી, ક્ષમતા નથી, ધીરતા નથી, અહિંસતા નથી અને સર્વના કરતા પણ વિશેષ તો જે પોતાની માતૃભૂમિના કલ્યાણયજ્ઞમાં પ્રત્યક્ષ રીતે હાજરી નથી આપતા એટલું જ નહિ પરન્તુ અન્યને પણ હાજર ના રહેવા ઉત્તેજીત કરે છે એ અધર્મ જ ગણી શકાય-એ દેશદ્રોહ કહેવાય. અને આવા જનોને ઉપદેશ અને વિનંતીઓ શું અસ્થાને નથી? સ્વયમેવ જે જનો—પોતાની જ ઇચ્છાથી પ્રેરાઈને જે જનો—એ કૉંગ્રેસનો બહિષ્કાર કર્યો છે ત્હેમને આમન્ત્રણની હવે જરૂર ની હોય? સ્વયમેવ જેમણે ત્યાગ કર્યો છે ત્હેમને સ્વયમેવ ત્હેનો પુનઃ સ્વીકાર કરવાની છુટ છે સ્વામિજીએ આમ બે ત્રણ મુદ્દા ચર્ચ્યા છે એકંદરે લેખ. ભાષણ—સારૂં છે—વિચારને યોગ્ય છે ભાષણ પુરૂં થતાં મુંબાઈની ખાસ કૉંગ્રેસના માજી પ્રમુખ મહાશય મિ હસન ઇમામે દરખાસ્ત કરી અને અન્ય જનોએ ત્હેને અનુમોદન આપ્યું અને પંજાબની એકહૃદયથી સેવા કરનાર પંડિત મોતીલાલ નહેરુએ કૉંગ્રેસનું પ્રમુખપદ લીધું પંડિતજીની દેશસેવા પંજાબના પ્રકરણ પહેલા દેશમાં બહુ મશહૂર ન હતી એમના પ્રાંતમાં વિશેષ પ્રમાણમાં અને અન્ય સ્થળોએ કાંઈક ઓછા પ્રમાણમાં શિક્ષિત વર્ગમાં એક અનુભવી અને ચાલાક દેશસેવક તરીકે એ અનગત વિખ્યાત હતા પંજાબના પ્રકરણે એમને વધારે જાગૃત કર્યા એક નવયુવાનને પણ બે ત્રણ હારમાંની દે એટલા બળથી એમણે પંજાબની બાથ ધરી પરિણામે પંજાબ એમનું જન્મભરનું ઋણી બન્યું અને પંજાબની આ કૉંગ્રેસના અધિવેશનના પ્રમુખપદે પંજાબની અને બીજા પ્રાંતોની પ્રજાએ એમને ચુંટી કહાડ્યા એમની દેશસેવાનો યોગ બન્યો આમ મળ્યો પ્રજા નગુણી છે એવા કેટલાક દેશસેવકોના ઉદ્ગાર આમ અસત્ય ઠર્યા. પ્રજા જાગૃત છે- સ્હમજુ છે—વિવેક જાણે છે એ આચારમાં મુકી બતાવ્યું પ્રમુખ મહાશયની પસંદગી કરવા માટે દરખાસ્ત મુકતા અને અનુમોદન આપતા થયેલા ભાષણો નિશાળના છોકરાઓના શબ્દો હતા મિ હસન ઈમામ અને રા ભગતરામ કંઈક ઠીક બોલ્યા હતા ત્યારે અન્યને શું બોલવું એ સુઝ્યું નહિ ભૂતકાળની કૉંગ્રેસમાં આવી સ્થિતિ નહતી પંડિતજીનું ભાષણ અતિશય લાંબુ હતું અને પંજાબની દુર્ઘટ સ્થિતિનું વર્ણન અને નવા રાજકીય સુધારાના કાયદાનું નિરૂપણ એ એના મુખ્ય વિષય હતા પંડિતજીએ પોતાના ભાષણની શરૂઆતમાં જણાવ્યું હતું કે 'ત્હમારા સંખ્યાબંધ ભાઈઓના કરપીણ ખુનના ઉંડા શોકમાં ત્હમે આજે અહિં ભેગા મળ્યા છો, અને મ્હને તેના પ્રમુખ તરીકે ચુંટી કહાડીને ત્હમે મ્હને ત્હમારે

મુખ્ય ગોચક બનાવ્યો છે,' અને તે ખરૂ જ હતુ પંડિતજીને પંજાબની આ દુરાવસ્થાન, પ્રચંડ વિનાશથી જે તીવ્ર ઘા લાગ્યો હતો તેથી જ હેમણે પંજાબની મહામેવાનુ મત લીધુ હતું 'પંડિતજીનુ ભાષણ ઉપર કહ્યુ તેમ અનિશય લાબુ હતુ દિન ઉગે હિન્દના પ્રજાજીવનના પ્રશ્નોમા હજી પણ જ્યાદા ઉમેરા, થતા જાય છે, અને શતધા સુણાવેની મુશ્કેલીઓ, જરૂરી આતોનો નામદાર સરકાર ઉકેલ કરતી નથી એટલે સ્વાભાવિક રીતે પ્રજાજીવનના પ્રશ્નોની ગુચ વધારેને વધારે ગુથાતી જાય છે કૉંગ્રેસના પ્રમુખને અને કૉંગ્રેસના કાર્યક્ષેત્રને માથે આમ કામનો બોજો દિન ઉગે વધતો જાય છે આની સ્થિતિમા પ્રમુખ મહાશય પોતાના ભાષણમા બધા જ પ્રશ્નોની ચર્ચા કરી શકે એવુ માનવુ બરાબર નથી ઘણા અગત્યના મહાન્ પ્રશ્નો જ આવા સમે એ ભાષણના ખાસ મુદ્દા બની શકે અને તે જ ઉપર ચર્ચા થઇ શકે-બીજુ અસંભવિત છે પંડિતજીના ભાષણમા આવા મ્હોટા પ્રશ્નોની ચર્ચા હતી પણ વિષયોની પસંદગીમા બહુ વિવેક હતો નહિ અને ચર્ચાની લંબાણમા બહુ તેજ ન હતુ જો કે પંજાબના પ્રશ્નને અને સુધારાના પ્રશ્નને એમણે કેટલીક વજનદાર દલીલોથી ચર્ચ્યા હતા પંજાબની હાકેમશાઈ મૂળથી સડેલી હતી એ વાતની તરફ ધ્યાન ખેંચતા એમણે ખરૂ જ કહ્યુ છે કે *'But repression and terrorism have never yet killed the life of a nation, they but increase the disaffection and drive it underground to pursue an unhealthy course breaking out occassionally into crimes of violence And thus brings further repression and so the vicious circle goes on No one can but deplore violence and political crime But let us not forget that this is the direct outcome of continued repression It is due to the perversity of the executive which blinds itself to the causes of the discontent and; like a mad bull, goes about attacking all who dare to stand up against it'*
પંજાબના અમલદારોની આપખુદ નીતિનો લક્ષણોના જુદા જુદા ભેદ આમ બતાવવામા એમણે 'અમ્માગને ઉતારી પાડી છે' એવો આરોપ કેટલાક જનોએ મુક્યો છે એ આરોપ જેટલો અસત્ય અને નિર્મૂલ છે તે કરતા પણ વિશેષ તો-આરોપ મૂકનાર જનો હિન્દીએ પ્રજાની પ્રજાદૃષ્ટિએ પુરેપુરી અવગણનાને યોગ્ય છે પંજાબની દુરાવસ્થાથી જે હિન્દીજનનુ હૃદય સામી ઉઠે નહિ કે પંજાબીભાઈઓ અને બ્હેનો તરફ અનુકંપ અનુભવે નહિ એ હિન્દીજનના નામને સ્હેજે યોગ્ય નથી બંગાળાના ભાગના કરતાયે પંજાબનો આ પ્રશ્ન લક્ષનાર વિચારને યોગ્ય છે બંગાળાના ભાગલાનો પ્રશ્ન એ હિન્દ સમસ્તનો પ્રશ્ન ન હતો, એથી હિન્દસમસ્તને કોઇ જાતનું નુકશાન ન હતું પણ એ કેવળ પ્રાંતિક પ્રશ્ન હતો, એ પ્રશ્નને અંગે બંગાળામા સ્વદેશી અને બૉયકૉટ જેવા આંદોલનો બાબુ સુરેન્દ્રનાથ બૅનરજીના નેતૃત્વ નીચે પુર વેગથી પ્રેરાયા-જાગૃત બન્યા અને આના પ્રેરકો પંજાબનો પ્રશ્ન રોળાઇ શક્યો નહિ પંજાબીભાઇઓની તીનમા તીવ્ર

મહેન્દ્રાનો પણ અનાદર ન વો એમને ઠીક લાગ્યો એમની કરૂણાથી ક્લદમદ થયેલી અતિ કોમળ અને આત નિનનણીઓનો તિરસ્કાર કરવો જ ઠીક લાગ્યો એ શુ સૂચવે છે? પ્રજા બગાલના ભાગના વખતે જાગૃત હતી તે કરતા આજ સહસ્રગણી વધારે દ્દતાથી જાગૃત બની છે એ પ્રજાને પ્રગતિના માર્ગ દોરવાનું ધર્મકર્તવ્ય પ્રજાના નેતાઓને શિર છે એ ધર્મકર્તવ્યના સ્હમજનાર કે એ ધર્મકર્તવ્યનો અનાદર કરનાર પ્રજાના પ્રેમને પાત્ર ના બને તો એમા આશ્ચર્ય કશુ જ નથી પ્રજા એમા ભેદભાવ કરતી નથી ફક્ત સખેદ આશ્ચર્ય એ લાગે છે કે પજાબના પ્રશ્ને હજી હિન્દીજનોના હૃદયોને પુરા રોવડાવ્યા નથી પણ પડિત મોતીલાલજીએ પ્રમુખપદેથી પજાબના વિનાશને દેશની સહાનુભૂતિ અને આશ્વાસન આપ્યા છે જેમણે જલી ઞાનવાળા બાગને નજરે જોયો હશે, જેમણે પોતાના દેશબધુઓની નિર્દોષ કતલથી રેડાયલા લોહીથી રગાયલી લાલ ખૂની માટી જોઇ હશે, જેમણે મશીનગનોની ગોળીના ગોળીબારથી ઘાયલ થયેલી ભીંતોની સાક્ષી નજરે જોઇ હશે ત્હેમના હૃદયમાથી અગ્નિના ભડકા નીકળ્યા વિના રહે એમ નથી એમના ચક્ષુઓમાથી લોહી વરસ્યા વિના રહે એમ નથી હજી એ માટી, હજી એ ગોળીઓ, હજી એ પ્રચ ભીંતો અને ભવ્ય જલીયાનવાળા બાગ ત્યા મોજુદ છે ગર્વથી ઉભા છે કરૂણાથી ભરપુર આ ચિત્ર કોના હૃદય ના રોવડાવે? કયો હિન્દીજન ના રોઈ ઉઠે? અમ્હે તો માનીએ છીએ કે પડિતજીએ પોતાના ભાષણમા બહુ સયમ રાખ્યો છે પૂર્ણ ગભીરતા સાચવી છે અને હૃદયથી એ રડયા છે તે કરતા એમણે ઘણુ ઓછુ બતાવ્યુ છે પજાબની કતલથી ના રડી-કકળી ઉઠનાર હિન્દીજન હિન્દી નથી એવુ અમ્હારે બેધડક કહેવુ પડે છે જો કે પ્રભુના પ્રભુત્વમા માનનાર તરીકે અમ્હે આ ખુનરેજીમા હિન્દના સાગોપાગ કલ્યાણના ઉડા બીજ રોપાયલા જોઇએ છીએ યુદ્ધના ચાર વર્ષના સમયમા પજાબના સત્તાધિકારીઓએ પ્રજાઉપર જે ક્રમામથી રાજ્ય કર્યુ છે તેનુ વર્ણન પડિતજીએ એટલી જ સચોટતાથી આપ્યુ છે આવા સત્યકથનોથી અધિકારીઓ અને પ્રશસકો ભડકી ઉઠે એમા આશ્ચર્ય નથી આજસુધી અધિકારિઓની ગણત્રી એ હતી કે હિન્દની પ્રજા નિર્માલ્ય અને અશક્ત છે એને જેમ દબાવીશુ તેમ દબાશે-ચપાશે પણ પ્રસગ આવે હિન્દીપ્રજા પોતાનુ પુરાતન શૌર્ય, પુરાતન નિડરતા, પુરાતન દૃઢતા, અને પુરાતન આત્મભાન, આત્મગૌરવ અને કર્તવ્યપરાયણતાને જાગૃત કરી ચઢે એમ છે એ બતાવ્યુ છે પ્રભુની અમરતામા એકનિષ્ઠ ભક્તિવાળી હિન્દી પ્રજા આત્મભાનવાળી છે પડિતજીએ યોગ્ય કહ્યુ છે કે, *'unless we adhere to truth and discard fear we cannot get rid of the slave psychology, the outcome of generations of repression, which has been our sad inheritance'* સત્યને દૃઢતાથી વળગી રહેવુ અને ભયને તિલાજલિ આપવી એથી જ હિન્દનો કલ્યાણમાર્ગ ખુલ્લો થાય છે અને આમ આ સત્યકથનોના ઉપર મુકવામા આવતા આરોપ પુરેપુરી અવગણનાને જ યોગ્ય છે

બીજો અગત્યનો પ્રશ્ન એ હિન્દી રાજકીય સુધારાનો હતો પંડિતજીએ આ પ્રશ્નને ચર્ચતા પોતાનો અભિપ્રાય દર્શાવ્યો છે એ કહે છે કે, *The act is not based on the wishes of the people of India and its provisions fall short of the minimum demands made by the Congress'* આ કથનમા દેશનો સાચો ઉદ્ગાર છે નવા રાજકીય સુધારાનો કાયદો પ્રજામતને જોઈએ તેટનો અનુકૂળ નથી પ્રજા માગતી હતી તેથી એ૰ ઓછુ જ મળ્યુ છે આ કથન સામે એવી ફરિયાદ ઉઠાવવામા આવી છે કે દેશના કેટલાક ખૂણામાના કેટલાક જનો સરકાર સાથે નવા સુધારાના સબધમા સહકાર કરવાને ઠેકાણે વિક્ષેપ પાડશે આ ફરિયાદમાં સત્ય હોવાનું અમ્હને પણ લાગે છે પણ એનુ સ્વરૂપ જુદુ છે વિક્ષેપ તો ત્યા પાડવામા આવશે કે જ્યા હિન્દ અને હિન્દવાસીઓના અહિતના પ્રશ્નો ચર્ચાશે જ્યા માઇકલ ઓડવાયર જેના બીનજોખમદારી અમલદારોના અમાનુષી કર્મોને સરકાર અનુમતિ આપશે, જ્યા દેશના નરરત્નોને કે પ્રજાવર્ગની કોઇ પણ વ્યક્તિને અન્યાય થશે ત્યા બ્રિટીશ શહેનશાહતના સામ્રાજ્યમા હિન્દ અને હિન્દીજનોની જ્યા અવગણના કરવામા આવશે, જ્યા એમની પ્રતિષ્ઠાને અને હૃદયને પીડા પહોચાડવામા આવશે, જ્યા એમની પ્રભુદત્ત સ્વતત્રતા ઉપર છેદ મુકવામા આવશે, જ્યાં એમને અન્યાયની કૃત્રિમ બેડીઓમા પારકાના સ્વાર્થમાટે સ્વચ્છતાથી જકડવામા આવશે ત્યા બાકી હિન્દીજનો સામ્રાજ્યના પરમભક્ત છે સામ્રાજ્યવાદી છે જગતની પ્રજાઓમા હિન્દ સ્વતત્રપણે પોતાના પગઉપર ઉભા રહીને ઘૂમી શકે અને માનસિક, શારીરિક અને આર્થિક પરાધીનતાની બેડીઓમાથી મુક્ત રહી સ્વતત્રપણે જીવન જીવી શકે એવી સ્થિતિ ઉભી કરવી એ એનુ અને એના સન્તાનોનુ પરમ લક્ષ્ય છે અને એ લક્ષ્ય હિન્દવાનો ગમે તે ભોગે અને ગમે તે ત્યાગે સાધવા સમર્થ બનો એ અમ્હારી પરમ આશાપા છે' બાકી બીજી રીતે હિન્દની પ્રજાને આપવામા આવેલા નવા સુધારાઓનો અસ્વીકાર કોઇ કરી. શકે તેમ નથી રાજરાજેશ્વરની એ મહા આજ્ઞા છે અને એ આજ્ઞા સર્વ હિન્દીજનને શિરસાવન્દ્ય જ છે પણ એનો સ્વીકાર એટલે વિરોધ મોનવુ નહિ એવો અર્થ નથી, અમ્હે ખાઈશુ–આરોગીશુ–પચાવીશુ પણ તે સાથે જ નવા નવા પદાર્થોની જોરશોર આગ્રહી માગણી કરીશુ અને જ્યા સુધી અમ્હારા હૃદય પુરેપુરા સતુષ્ટ થયા નથી ત્યા સુધી અમ્હને જપ નથી વળવાનો–વળી શકે એમ છે જ નહિ પંડિતજીએ કહ્યુ છે કે *'If our lives and honour are to remain at the mercy of an irresponsible executive and military, if the ordinary rights of human beings are denied to us, then all talk of reform is mockery Better to breathe God's free air in rags than be a corpse in the finest raiment'* અધિકારી વર્ગના સહકાર અને વિક્ષેપની વ્યાખ્યા આ જ છે એ સિવાયની બીજી વ્યાખ્યા કોઇ પણ સાચા હિન્દીજનને માન્ય નથી વિક્ષેપ જ કરવાની ખાતર વિક્ષેપ એ સિદ્ધાન્તવાદી આ હિન્દમા

નથી જ એવુ કહેવામા અતિશયોક્તિ નથી અને *This spirit of Nationalism cannot rest content unless all our demands are acceeded to'* એ કહેવામાં કોઇ પાપ કરતુ નથી પંડિતજીએ આમ નવા સુધારા સબન્ધમા જે ઉદ્ગાર કહાડ્યા છે તે ઉપર કહ્યુ તેમ દેશના સાચા ઉદ્ગાર છે આ સબંન્ધમા અમ્હે અમ્હારા ગયા અંકમા જે કહ્યુ છે તે તરફ વાચકોનુ ધ્યાન ખેચીએ છીએ પંડિતજીએ આ બે મહત્ત્વના પ્રશ્ન ઉપરાત બીજા પ્રશ્નો ટુકામાં પતાવી નાખ્યા છે આ ભાષણ નામદાર સમ્રાટ્શ્રીના બાદશાહી ઢંઢેરા પહેલા લખવામા આવ્યુ હતુ કૉંગ્રેસ મળતા એ ઢંઢેરો પ્રગટ થયો પંડિતજીએ તે વખતે પણ ઢંઢેરાના બાદશાહી પ્રસગને યોગ્ય શબ્દોમા વધાવી શક્યા નહિ કે સુધારાનો કાયદો પસાર થઈ ગયો હતો અને સમ્રાટ્શ્રીની છેવટની સહિ પણ એનાપર થઈ ગઇ હતી એ વાતપર જોઈએ તેટલા ભાર[illegible] એમણે કૉંગ્રેસનુ ધ્યાન ખેચ્યુ ન હતુ કૉંગ્રેસના પ્રમુખનુ ધ્યાન કેમ આ બાજુ નહિ ખેચાયુ હોય એ જરાક આશ્ચર્ય પમાડે છે અસ્તુ એકદરે આમ પંડિતજીનું ભાષણ કેટલાક મુદ્દાઓથી ભરેલું હતુ પણ જોઇએ તેટલા ગૌરવવાળુ તેજદાર ન હતુ— છેલ્લા ત્રણેક વર્ષથી કૉંગ્રેસના પ્રમુખપદેથી અપાતા ભાષણોમા આ ન્યૂનતા બહુ સ્પષ્ટરીતે જણાઈ આવે છે

હવે કૉંગ્રેસે પસાર કરેલા ઠરાવો તરફ નજર નાખીએ આ ઠરાવોમા કેટલાક તો ઘણા જ ઉપયોગી હતા ઠરાવોની સખ્યા તરફ જોતા એ મ્હોટી હતી દક્ષિણ અને ઉત્તર આફ્રિકાના હિન્દવાસીઓની હાડમારી, પંજાબના એપ્રીલના તોફાન સમયની નાદીરશાહી અમલદારી વખતે મજાવગના મૂર્ખ માણસોના અપકૃત્ય સ્હામે નાપસદગી, હંટર કમિટી સમક્ષ પંજાબી નેતાઓને હાજર નહિ રહેવા દેવાની સરકારની આપખુદવૃત્તિ સ્હામે કૉંગ્રેસ કમિટીએ ઉપાડેલી સ્વતંત્ર તપાસ પદ્ધતિ તરફ કૉંગ્રેસની સહાનુભૂતિ અને અનુમતિ, નિષ્ઠુર હૃદયી જનરલ ડાયરની સ્હામે કાયદાની અદાલતમા ન્યાય થાય તેના પ્રથમ પગલા તરિકે તેની બરતરફી અને તે સાથે જ જલીયાનવાલા બાગની ખુનરેજીનો સત્તાવાર હેવાલ પ્રજા સમક્ષ અને નામદાર સમ્રાટ્શ્રીની સરકાર સમક્ષ મુકવામા જે અસહ્ય વિલમ્બ થયો છે તે માટે હિન્દી સરકાર અને પંજાબની સરકારને જવાબદાર ગણી, માયકલ ઓડવાયરની પંજાબની આપખુદ અને વિધ્વંસક રાજનીતિ અને હંટર કમિટી પાસે જનરલ ડાયરે કરેલી કતલ તરફ એણે અનુમતિ દર્શાવી હતી એ કથનની ઉક્તિ અનુસાર એની સ્હામે કાયદાની અદાલતમા ન્યાય થાય તેના પ્રથમ પગલા તરિકે આર્મી–લશ્કરી–કમિશનમા એની કરેલી નિમણુક રદ કરવાની માગણી, અને લૉર્ડ ચેમ્સફર્ડ આ દેશની પ્રજાનો વિશ્વાસ અને પ્રેમ ખોયા છે માટે તેમને પદભ્રષ્ટ કરવાની આગ્રહપૂર્વક સમ્રાટ્શ્રીને વિનતિ, એપ્રીલના તોફાનમા માર્યા ગયેલા અગ્રેજ કે હિન્દીઓના સગાસબન્ધી તરફ દિલસોજી અને જલિયાનવાલા બાગની પ્રજા માટે ખરીદી કરવી અને ત્યા એપ્રીલ માસમા માર્યા ગયેલા અસખ્ય દેશજનોનુ સ્મારક ઉભુ કરવુ અને એ સ્મારક માટે દેશના વિશ્વાસને અને પ્રેમને પાત્ર એવા દેશસેવકોનુ મડળ નીમવુ, વડી સરકારનું–સમ્રાટ્શ્રીની -

સરકારનું ખિલાફતના પ્રશ્ન સમ્બન્ધમા કેટલાક અગ્રેજ અધિકારીઓએ ધાન્ધલ કરેલી નીતિ વિરુદ્ધ ધ્યાન ખેંચી એ પ્રશ્નનો હિન્દી મુસલમાન ભાઇઓની લાગણીઓ તરફ સમભાવ દર્શાવી નિકાલ કરવો વિગેરે, તે ઉપરાંત પ્રજાકીય હકનુ જાહેરનામુ, મુસલમાનભાઇઓએ ગાયવધ નહિ કરવાના લીધેલા વ્રત માટે ઉપકાર દર્શન જેવા કેટલાક અગત્યના ઠરાવો પણ હતા પરન્તુ કૉંગ્રેસના કામને પુરેપુરૂં ઓજસ આપે એવા ઠરાવોમા નવા રાજકીય સુધારાનો ઠરાવ મુખ્ય હતો એ ઠરાવે કૉંગ્રેસમા ભેગા થયેલા અનેક દેશસેવકો અને કાર્યવાહકોમા અસાધારણ ખળભળાટ ઉભો કર્યો હતો કૉંગ્રેસના આ મુખ્ય ઠરાવમા રાજકીય સુધારાના કાયદાને હૉંમેગે *Disappointing*-ગાધીજીના શબ્દોમા ' નાઉમેદ કરે એવો '-કહેવામા આવ્યો હતો આ ઠરાવના પક્ષમા રા ટિળક, મિ ચિત્તરંજન દાસ, મિ. સત્યમૂર્તિ અને અન્ય ગૃહસ્થો હતા મહાત્મા ગાધીજી, પંડિત મદનમોહન માલવિયજી અને મિ ઝીન્હાએ આ શબ્દો વિરુદ્ધ અને ઉપરાન્ત એમા મિ મોન્ટેગુનો આભાર દર્શાવતા શબ્દો ઉમેરવા માટે હતા ત્રીજા પક્ષે મિસીસ બિસેન્ટ હતા એ એવુ કહેવા માગતા હતા કે આ કાયદાને અમ્હે સ્વાગત કરીએ છીએ અને ઉપરાત તેમાં મિ મોન્ટેગુ અને લૉર્ડ સિન્હા બન્નેના આભાર દર્શાવતા શબ્દો ઉમેરવા સૂચવતા હતા કૉંગ્રેસમા મિસીસ બિસેન્ટનો સુધારો આખે જોતાની સાથે જ કહી શકાય એમ હતુ કે એની કેવળ અવગણના જ થવી જોઇએ મહાત્મા ગાધીજીના સુધારામા મિ મોન્ટેગુના આભાર-દર્શનની વાત માન્ય થઇ શકે એમ હતી પણ 'નાઉમેદ કરે એવો' એ શબ્દો એમને બહુ ખુચતા હતા પ્રજાને એ શબ્દો તો ખાસ જોઇતા હતા અમ્હારો અગત મત એવો હતો અને છે-મહાત્મા ગાધીજીને માટે સપૂર્ણ માન હોવા છતા પણ કહેવુ પડે છે-કે, એમણે કૉંગ્રેસમા સ્વીકારેલી કાર્યપદ્ધતિ એમની પ્રતિભાને બહુ ગૌરવ આપે તેવી ન હતી મહાત્મા ગાધીજીએ મિ મોન્ટેગુમાટે જે આગ્રહ ધર્યો હતો તે કેવળ વ્યાજબી હતો અને અમ્હે જાતે મૂળ ઠરાવના મચાનકોએ મિ મોન્ટેગુનો ઉપકાર મુદ્રાયે દર્શાવવાની અગત્ય જોઇ નહિં એ અવિવેકી કાર્ય સાથે સહમત થઇ શકતા નહિ હોવાથી જ ગાધીજીના મતને અનુમોદન આપવુ યોગ્ય ધારતા હતા આપણા દેશનુ કથન છે કે સાચુ એ કહેવાય કે અપકારનો બદલો ઉપકારથી વાળે તો મિ મોન્ટેગુએ આપણા ઉપર અપકાર તો કર્યો જ નથી પણ જે કાંઈ કર્યું છે-પછી તે ગમે તે કારણોને વશ થઇ કર્યું હોય-પણ તે ઉપકાર જ છે અને એટલો ઉપકાર માનવાની પણ ઉદારતા આપણે દર્શાવી શકીયે નહિ તો એક સસ્કૃત અને ગૌરવાન્વિત પ્રજા તરીકેનો આપણો હક ફુન થાય છે-આપણે શરમાવુ પડશે અમ્હને બહુ દુ ખ થતુ કે મિ બિપીનચદ્રપાલ જેવા પ્રજાના પ્રભુત્વને પુરેપુરા માનનાર દેશસેવક પણ રા ટિળક અને તેમના અનુયાયીઓ મિ સત્યમૂર્તિ સાથે જોડાયા હતા રા ટિળક એ દેશમા આજ એક મહાન્ વ્યક્તિ છે અને એમના શબ્દેશબ્દો-અને પ્રત્યેક આચરણોના તોલન થાય છે રા ટિળકની દેશસેવાના આન્દોલનો બહુ વેગભર્યા છે પોતાના ઠરાવ ઉપર એમણે બહુ સ્પષ્ટ વિવેચન કર્યું હતુ અને અમ્હારે કહેવુ જોઇએ

કે એ બહુ સમયનાજીુ હતુ બહુ વિવેચન સાભળ્યા પછી પણ મિ મોન્ટેગ્યુના આભા દર્શન વિરુદ્ધ એ કેમ હતા એ સ્હમજાયુ નથી અમ્હને આ ચર્ચામા બહુ ગૌરવ લાગ્યુ નથી મિ સત્યમૂર્તિના આપણે ઉદ્ધત કરીએ એવા બીન-જવાબદાર અને કૉંગ્રેસને બેધડી ઠરાવે એવા વાગ્બાણોએ આ ઠરાવની કિંમત ઓછી કરી છે મહાત્મા ગાંધીજીએ પોતાનો સુધારો રજુ કરતા બેઉ બેએ પણ ઘણા જ ધૈર્યથી છતા હિંમતથી અને નિડરતાથી સારી ચર્ચા કરી હતી અમ્હે પરિણામ ધાર્યું હતું તે જ અને આવ્યુ અને કૉંગ્રેસમા બે પક્ષવચ્ચે મત લેવાનો પ્રસગ ઉભો થયો હતો છેવટે પણ આ બન્ને પક્ષે જે સમજુતિ કરી લીધી તેવી કૉંગ્રેસનું ગૌરવ અને કૉંગ્રેસની પ્રતિષ્ઠા અધિક થઈ છે કેટલીક દિશા તરફથી એમ આરોપ મૂકવામા આવ્યો છે કે મહાત્મા ગાંધીજીએ કશુ જ મેળવ્યુ નથી અને શ્રી ટિળકના પક્ષે જીત કરી છે અમ્હે આ માની શકતા નથી અમ્હારો આ અભિપ્રાય નથી અમ્હે આ સમાધાની અને આપ-લેની નીતિની પ્રશંસા જ કરીએ છીએ છતા પણ ચર્ચાની ખાતર મહાત્મા ગાંધીજી હાર્યા અને શ્રી ટિળક જીત્યા એવુ કબુલ કરીએ તો પણ શુ થયુ ? હાર અને જીત કોણે કોની વચ્ચે કરી ? એક ભાઈએ બીજાનુ કહેલુ સ્વીકાર્યું એક ભાઈએ બીજાની સાથે સહકાર યોજ્યો અને ભાઈ ભાઈને ભેટે કે એક ભાઈ બીજા ભાઈ માટે પોતાનુ સર્વસ્વ ત્યજે તો એમા નીચુ શુ જોવાનુ છે ? એમા હલકુ શુ છે ? અને તે પણ કદાચને હોય તોયે શુ ? સગા ભાઈ પાસે નીચા મુખે ઉભા રહેવામા નરમ નથી ભાઈભાઈચારો ભુલાયે તો આ દેશનું નખ્ખોદ ગયુ ભાઈ ભાઈઓમા રાગદ્વેષ અને દુશ્મનાવટ થશે તો આ દેશ પાયમાલ અને પરાધીન થયો અમ્હને આ સમાધાનમા મરદાની લાગે છે પુરુષત્વ જણાય છે તે માટે અમ્હે બન્ને પક્ષના નેતાઓને અત કરણથી અભિનદન આપીએ છીએ પંડિત માલવિયજીએ આ સમાધાનમા જે ઉપયોગી ભાગ લીધો છે તે ખરે જ સ્તુત્ય હતો અમ્હારા સ્વતંત્ર મત પ્રમાણે *Disappointing*-' નાઉમેદ કરે એવો-એ શબ્દો ઠરાવમા રાખવાથી જરૂર જ હતી તેમ મિ મોન્ટેગ્યુ સાથે લૉર્ડ સિન્હાનુ નામ દાખલ કરવાની પણ બહુ જરૂર હતી અને લૉર્ડ સિન્હાનુ નામ એમા નથી મુકાયુ એથી એ ઠરાવની કિંમત કરી જ નથી એમ કહીએ તો તે અસત્ય નથી શુ લૉર્ડ સિન્હાની દેશસેવા ઓછી હતી ? શુ લૉર્ડ સિન્હાએ આ દેશનુ કોઈ ભયંકર અહિત કર્યું છે ? શુ લૉર્ડ સિન્હા જે અધિકારપદ આજ ભોગવે છે તેથી દેશ સારાને અભિમાન લેવા જેવુ નથી ? શુ હિન્દીજનો પોતે જ પોતાના હિન્દી બન્ધુ પ્રતિ આટલું વૈમનસ્ય રાખશે ? કૉંગ્રેસે આ એક ભયકર ભૂલ કરી છે અને એ ભૂલભર્યા માર્ગે જવાની જે દેશસેવકોએ અધીરાઈ દર્શાવી છે તેનુ પ્રાયશ્ચિત્ત જરૂર જ તેમણે આપવુ પડશે કૉંગ્રેસના સમસ્ત કાર્યથી અત્યન્ત આનન્દ અને સંતોષ થાય એમ છે પણ સોનાની થાળીમા મેખ સમાન લૉર્ડ સિન્હાના આભારદર્શનનો ઉદ્ગાર સરખો પણ કરવામા આવ્યો નથી એ ઘણુ જ દુષ્કૃત્ય થયુ છે સુધારાના ઠરાવને આ પ્રમાણે બહુ ચર્ચવામા આવ્યો હતો અને એકદરે વ્યવહારનિપુણતાથી અપૂર્વ શાન્તિથી આ રાષ્ટ્રીય પરિષદનો સમારભ સફળ નીવડ્યો હતો.

---

હવે બે વાતો તરફ આપણા ગુજરાતીભાઈઓનુ લક્ષ ખેંચવાની અમ્હે જરૂર જોઇએ છીએ, એક તો એ છે કોંગ્રેસમા આપણા ગુજરાતીભાઇઓની હાજરી જો કે પ્રથમ કરતા બેશક વધારે જ હતી અને નિયમ જતા વધતા જશે એવી આશા રાખીએ છીએ, છતા પણ સૂચવવાની જરૂર છે કે કોંગ્રેસમા જવુ એ મોજશોખ નથી, વૈભવવિલાસ નથી પણ ભારતના કલ્યાણયત્નની વાર્ષિક તીર્થયાત્રા છે એ લીધયાના પુણ્યની ઉત્તેજક છે, ધર્મની સાધક છે હવે આ તીર્થયાત્રાએ જતા ગુજરાતીભાઇઓએ પરસ્પરનો સત્કાર અને અભેદવૃત્તિ સ્વીકારવા પડશે અમ્હને બહુ શોક થાય છે કે આ વખતના અધિવેશનમા ગયેલા આપણા ગુજરાતીભાઇઓમાના કેટલાક બહુ સકુચિતવૃત્તિ દર્શાવ્યા ઉપરાત સ્વાર્થના સચાનક બન્યા છે એક પ્રસગ આ હતો વિષયનિર્ણયાત્મક કમિટિ માટે ગુજરાત તરફથી પાચ સભ્યોની ચુટણી થાય છે આ ચુટણી વખતે રા રિનેટ બહુ અનુદાત્ત બની આપખુદવૃત્તિ દશાવી હતી એવુ સૂચવવામા આવ્યુ હતુ કે આ પાચ સભ્યોમાટે ગુજરાતના પાચ જીલ્લાઓ—અમદાવાદ ખેડા, પચમહાલ, ભરૂચ અને સુરત—એ દરેકમાથી એક એક સભ્યનુ નામ સૌ ગુજરાતીઓએ ભેગા મળી નક્કી કરી રા રિનક જે આ ચુટણી વખતે ભેગા મળેના પ્રતિનિધિમડળના મુખ્ય હતા તેમની પાસે રજુ કરવુ પણ ગુજરાતીઓમાં સત્યાગ્રહ અને સ્વરાજ્યના કેટલાક હિમાયતીઓ પોતે જ હઠ દુરાગ્રહના પોષક લાગ્યા છે એક સદ્ગૃહસ્થ તરફથી અમ્હને એવુ કહેવામા આવ્યુ કે આ યોજના પેશ જાય એમ નથી કારણ એક ગૃહસ્થને એમના બીજા મિત્રો સાથે વિષયનિર્ણયાત્મક કમિટિમા જવાનો બહુ લોભ હતો પરિણામે જ્યારે ચુટણી થઈ ત્યારે અમદાવાદમાથી ત્રણ, ખેડામાથી એક અને ભરુચમાથી એક એમ ચુટાયા પચમહાલ અને સુરતમાથી કોઈ નહિ જો કે ત્યાની પ્રજાના હિતમા ભાગ લે એવા ગૃહસ્થો અમૃતસરની કોંગ્રેસમા હતા, આ ચુટણીમા એ ઉમેદવાર પણ હતા પણ અમદાવાદના આ ગૃહસ્થોમાથી કોઈ એવો સ્વાર્થત્યાગી નીકળ્યો નહિ એટલુ જ નહિ પરન્તુ અન્ય જીલ્લાઓના આ ગૃહસ્થો મ્હામે ઉભા થયા આ ચુટણી બહુ અપ્રમાણિક રીતે થઈ હતી અને રા રિનકે એને પોષી હતી પણ આપણા ગુજરાતીભાઇઓ જ જ્યા દોષમા હતા ત્યા કોને શુ કહેવુ ? અમ્હે ઇચ્છીએ છીએ કે ભવિષ્યમા આવી સકુચિત દુષ્ટ મનોવૃત્તિને આ સજ્જનો પોષશે નહિ પણ શુદ્ધ ચારિત્ર્યથી અને પુરી ઉદારતાથી વર્તશે આપણા ગુજરાતીભાઇઓ દેશના આ સક્રાન્તિકાળમા અને પ્રગતિના યુગમા દિનપ્રતિદિન વધારે ઉત્સાહભર્યો ભાગ લેતા શીખે એ જેટલુ આવશ્યક છે તે કરતા વિશેષ તો પોતાના જીવનમા સહોદરરૂપી અન્ય ગુજરાતી બન્ધુઓ તરફ વધારે કોમળ ભ્રાતૃભાવ ધારે અને નિસ્વાર્થ અને દેશસેવાના બાહ્ય આડબર સાથે શુદ્ધ ધર્મભાવથી જીવનને ઉન્નત કરે એ છે દેશકલ્યાણના મહાયજ્ઞમા બીજા પ્રાન્તોસાથે પોતાની પણ આહુતિ કેવળ દેશકર્તવ્યની બુદ્ધિથી પ્રેરાઇને જ આપતા ગુજરાત શીખશે એ આશા વધારે પડતી ગણાય જ નહિ

---

# અલૌકિક પ્રેયસી.

લેખક—રા. ચિમનલાલ ભોગીલાલ ગાંધી.

( હરિણી વૃત્ત )

હૃદયભરા સ્નેહોર્મિના સખે! ક્યમ હાનવું?
પ્રણયરસના ભાવો શા હું કહું ત્યમ ના કહું?
તુજ ભુજનિધે પૂરાવાનું સદા ઉર આ ચહે,
તુજ હૃદયશું ભીડાવામાં જ સ્વર્ગ અનુભવે ૧
પ્રિયતમ! તને જોતાં હૈયું બહુ ધબકાર લે
હૃદયસરિતા તું સિંધુમાં ભળી જ જવા ચહે
તુજ દરશને અજાણું કંઈ રસામૃત દષ્ટિમાં,
નિરખી શકતી એના યોગે અદષ્ટ નવું હવાં ૨
મુજ હૃદયની નૌકાનો હા! સુકાનિ તું એકનો
મુજ જીવિતની ભાવિ આશા વસે તું મહીં જ હો
પ્રિયતમ! બધા યત્નો મારા, તને સુખ આપવા
તુજ હૃદયને સુખી જોવા સમુત્સુક ઉર આ ૩
તુજ વિરહમાં રોતાં રાત્રિ પ્રજાગરણે વીતે
નયન મીચું ત્યાં સામે તારી મનોહર મૂર્ત રહે
પડતી નવ એ કાંઇ ત્હોયે નિરાંત જરી ઉરે
ક્યરે દૂર થશે ભીક એવી ન ખોલતી ચક્ષુને ૪
અવધિમય આ ટુંકા ત્હારા વિયોગ સહાય ના
હૃદયમહિં કંઇ જવાના ઉંડે બહુ બહુ થાય હા
પ્રિયતમ! તદા જો ક્રૂરતા મનુષ્ય વિયોગમાં
પ્રિય જન તણા, આશા બ્હોણા, હશે દુખી કેટલા ૫
વિદૂર રહીને એ વ્હાલા તું સુબોધ દઇ રહ્યો
ઉપકૃતિ બધી સભારૂં ત્યાં ભરે દગ અશ્રુઓ
મુજ જીવન તું હું પે ત્હારી અલૌકિક પ્રેયસી.
હૃદયદ્વય આ અદ્વૈતેથી અભિન્ન કરો હરિ* ૬

---

* મેરી કૉરેલીની ઈન્નોસન્ટ નામક નવલકથામાંની નાયિકા ઈન્નોસન્ટના પોતાના ભેનફા પ્રિયતમ પ્રતિ શુદ્ધ સ્નેહના ઉદ્ગારો ઉપરથી સૂચિત

# હિન્દ અને વહાણુવટ.

લેખક - I હિમ્મતલાલ ગણેશજી અંજારીઆ, એમ એ એનએન બી

વીસમી સદીએ દુનિયાના કેટલાક ખ્યાલો ઉલટાવી નાખ્યા છે, અને પોતાને સર્વોત્કૃષ્ટ માનનારી પ્રજાઓની આંખ ઉઘાડી છે, તો પછી હિન્દને પણ નવનવા દશ્યો બતાવ્યા હોય તેમાં શી નવાઈ' હિન્દને માટે વીસમી સદીએ એક મોટો જ ઉપકારક વિચારપ્રદેશ ખુલ્લો મુક્યો છે, અને જગતને બતાવી આપ્યું છે કે 'વિશ્વવિખ્યાત' વિશેષણ જેમને ખરી રીતે લાગુ પડે તેવો પણ નર હિન્દ ઉપન્ન કરી શક્યો છે આજ સુધી 'હિન્દ' અને 'હિન્દુસ્તાન' એટલે માત્ર પરોપજીવી, આળસુ એદી, કુસંપમાં સડતો અને નાલાયકીથી દબાતો 'દેશ' અને 'પશુતુલ્ય માનવી' એમ જ સૌ સમજતા આપણે હિન્દીઓ પણ આપણા ધર્મ, સંસાર, નીતિ, કેળવણી હુન્નર કારીગરી, વગેરે ઉપર જે જે પ્રહાર કરવામાં આવતા, તે મુંગે મોઢે અને નીચે માથે સહન કરતા અને હિન્દી માથે જે જે ચીંથરા મુકાય તે એક કંગાળ નમાલી પ્રજા તરીકે ધારણ કરી લેતા હજી પણ કોઈ કોઈ મોહવશ વિચારકો હિન્દનું સઘળું જ ધિક્કારવા લાયક અને દૂર કરવા લાયક ગણતા હશે, પણ વીસમી સદીએ હિન્દના ટીકાકારોને વિચાર કરતા શીખવ્યું છે અને હિન્દના પુત્રને પોતાની આંખ ઉઘાડી, પોતાની સ્થિતિ જોતા શીખવ્યું છે અલબત્ત એ આત્મદૃષ્ટિથી આપણે કોઈ પણ રીતે ગર્વિષ્ઠ કે આત્મસંતુષ્ટ થવાનું નથી જે હિન્દી હિન્દનું બધું જ સારૂં જોઈ, માની, બેસી રહેશે તે હિન્દી હાલની જીવનસ્પર્ધામાં હાર ખાશે અને હિન્દને હલકું પાડવામાં મદદગાર બનશે હિન્દની હાલની દશા કોઈ પણ રીતે સારી નથી એ તો પહેલા સ્વીકારવું જ જોઈએ, પરંતુ હાલની સ્થિતિ સારી નથી, માટે ભૂતમાં કદી સારી ન હોતી, અને ભવિષ્યમાં સારી થવાની લાયકાત પણ નથી એમ માનવાને દેશદ્રોહી વિચાર તો ન જ સ્વીકારવો જોઈએ એમ વીસમી સદી પોકારીને કહે છે-અને છતાં કાન આડા હાથ રાખી તે સૂચક ઘોષણા ન સાંભળવી હોય તો સૌ સૌની ખુશીની વાત છે પરંતુ **ભૂતકાળની લાયકાત હિન્દે હિન્દની સ્વતંત્ર બુદ્ધિથી મેળવી હતી, તે બુદ્ધિ પાછી ખીલવી શકાય તેવી લાયકાત હજી પણ હિન્દમાં છે, માત્ર શ્રદ્ધા અને શ્રમ** એ બેની ખાસ જરૂર છે ભૂતકાળનો ઇતિહાસ આપણને શીખવી શકે છે કે હાલમાં જે જે જાતની નાલાયકી આપણને આરોપવામાં આવે છે તે તદ્દન જ પાયા વિનાની છે-ધર્મને નામે કેટલીક રૂઢીઓ જે દૃઢ સ્વરૂપ પકડી બેઠી છે તે કાલ પ્રમાણે ફેરવવાની જરૂર છે-એક યુગમાં જે સારૂં હતું તે સર્વ યુગમાં સારૂં હોય એમ માનવું જોઈએ નહિ, અને યુગે યુગે યુગધર્મે સ્વીકારેલી રૂઢીનો ત્યાગ કરવો પડે તો તે હિમ્મતથી અને શુભ હેતુથી કરવો જ જોઈએ

'વહાણવટું' વહાણવટીનો ધંધો અને વહાણ બાંધવા, ચલાવવા, ખેડવાની કળા— હિન્દીઓમાં પરાપૂર્વથી હતી એ સિદ્ધ કરવા કાંઈ બહુ મોટા લેખની કે પાસ પુરાવાની

જરૂર હોવી જોઇએ જ નહિ, જે દેશની સીમાનો મોટો ભાગ દરિયાથી, બધાયો હોય અને જે દેશમા વહાણો ઘણે દૂર સુધી જઇ શકે તેવી મોટી મોટી નદિઓ વહેતી હોય તે દેશના વતનીઓ-ખડ પ્રદેશના નહિ, તો કિનારા પ્રદેશના તો અવશ્યે જ, દરિયાના લાભ લેવામા અને તેમા હરવાફરવાની આવડત વિનાના હોય એ માનવુ જ મુર્ખાઇ ભરેલુ ગણાવુ જોઇએ વળી, જે હિન્દ દરેકે દરેક શાસ્ત્ર, હુન્નર, અને કળામા પહેલ કરનાર અને સારો વિજય મેળવનાર હતો તે હિન્દ તેના લાભની બાબતમા, જરૂરીયાતની બાબતમાં, ઉદાસીન હોય એ બને તેવુ જ ન હોતુ છતા પણ અધકારમય સદીઓના પ્રભાવથી આપણી દષ્ટિ એવી ટુકી થઇ ગઇ હતી કે હિન્દમા વહાણવટ વિષે ખરી માહિતી બગાળાના રા ગવાકુમુદ મુકરજીએ પોતાના તે વિષેના અગ્રેજી પુસ્તકથી ન હોતી આપી, ત્યા સુધી હિન્દની તે કળા વિષેની લાયકાત, ન હિન્દીઓ, કે ન પરદેશી, લેશ માત્ર પણ ધરાવતા, સ્વીકારતા હતા શ્રીયુત મુકરજીએ ભૂતકાળના પુરાવાઓથી બતાવી આપ્યુ છે કે ( ૧ ) વેદના કાળથી જ વહાણવટમા હિન્દીઓ પ્રવીણ હતા ( ૨ ) વહાણવટથી દેશને થતા લાભ અને મળતુ ધન એટલુ બધુ ધ્યાન ખેંચનારૂ હતુ કે ઇ સ પૂર્વે બીજા સૈકામા સિક્કાઓપર પણ વહાણની છાપ મારી તે ધંધાના ઉપકાર સ્વીકારાયા હતા ( ૩ ) હિન્દ દૂર દેશો સાથે વહાણદ્વારા વેપારથી જોડાયેલો હતો એટલુ જ નહિ, પણ ઘણા સૈકાઓ સુધી સમુદ્રનો એકહથ્થુ હાકેમ બની રહે હતો ( ૪ ) હિન્દવાનો પરદેશગમનથી વટલાતા નહિ, પણ પરદેશ સર કરતા, ત્યા રાજ્ય સ્થાપતા, અને હિન્દને મુકુટમણિ તરીકે સ્વીકારી જૂદા જૂદા દેશોમા તેનાં ખડણી રાજ્યો જમાવવા લાયકાત ધરાવતા હતા જાવામા ગુજરાતના-સૌરાષ્ટ્રના-અજીશક નામના રાજાએ પોતાનુ રાજ્ય સ્થાપ્યુ હતુ સુમાત્રા, બોરનીઓ, કમ્બોડિયામાં હિન્દીઓની સત્તા સર્વોપરી હતી ચીન, જાપાન સાથે દરિયાઈ વ્યાપાર સારા પ્રમાણમા ચાલતો અને તે વેપાર હાલ ચાલે છે તેવો કાચો માલ આપી, તૈયાર માલ લેવાનો ન હોતો, પણ તેથી તદ્દન ઉંધી જ પ્રતિનો હતો હિન્દના રેશમ અને રગો પરદેશમા એટના બધા વખણાતા કે દેશમા અઢળક ધનનો પ્રવાહ દર વર્ષે ચાલુ જ રહેતો હીરા, મોતી, સોનુ, તેજાના વગેરેની હિન્દની પેદાશ એટલી બધી હતી કે હિન્દની ધનપ્રાપ્તિ આખા જગતની આખમા ઇર્ષા ઉત્પન્ન કરતી રોમનુ સુવર્ણ હિન્દમા જગી જળધોધ પેઠે ઘણી આવતુ અને તે બધુ માત્ર કાચા માલની આવક તરીકે નહિ પણ હુન્નર કારીગરીની ઉંચી કરામતના ઢાળેલીવતની કિમ્મત તરીકે જ આવતુ*

* ઈ સ ના ૬ ઠા સૈકામા વરાહમિહિરે બૃહત્ સહિતામા કેટલાક રસાયણિક ઉદ્યોગો અને કૃતિઓનો ઉલ્લેખ કર્યો છે તે પરથી ત્માણી શકાય છે, અને પ્લિનિથી ટેવરનીયરના સમય સુધીમા પૂર્વ તેમ જ પશ્ચિમ દેશોમા હિન્દની બનાવટો બહુ માન પામતી હતી તેપરથી પણ સિદ્ધ થાય છે કે રસાયણિક અને બીજી કારીગરીમા હિન્દ ઘણી જ લાયકાત ધરાવતો હતો કમાવેલા ચામડા જૂદા જૂદા રગો વજ્રલેપ નામના લેપો, સુગન્ધી પદાર્થો, પુષ્પની સુગધીની બનાવટી કૃતિઓ ળી અને ધાતુઓને તૈયાર કરવાની કળા પાકા રગો અને ઉત્તમ કારીગરીવાળા વણાટ કામ આ અને એવી કૃતિઓ એ જ કળાથી આખી દુનિયામા હિન્દનો માલ જતો અને તેનો લાભ સરળ હિન્દને મળતો, જુઓ પાના ૧૮૦-૧૮૧-૧૮ The Indian shipping શ્રીયુત રાધા કુમુદ મુકરજી કૃત )

(૫) વહાણવટથી એકનો વ્યાપાર જ ચાલતો નહિ, પરન્તુ દુશ્મનની સાથે લડવામાં પણ વહાણો વપરાતાં, અને મોટી સંખ્યામાં વહાણોનો કાફલો એક સપાટામાં તૈયાર થઈ શકતો હતો. (૬) હિન્દીઓની શાસ્ત્રીય બુદ્ધિ નૌકાશાસ્ત્ર ઘડવામાં બહુ તીક્ષ્ણ હતી અને વહાણોનાં નામ, તે બાંધવાની કળા, તે ચલાવવાના માટેના નિયમો, અને રાજ્ય તરફથી વહાણો માટે વ્યવસ્થાનિયમ, એ બધામાં હિન્દીઓની શાસ્ત્રીય બુદ્ધિ બહુ જ તીવ્ર થઈ હતી યુક્તિકલ્પતરુ નામના પુસ્તકપરથી આપણે જાણી શકીએ છીએ કે વહાણોના મુખ્ય બે વર્ગો હતા સામાન્ય અને વિશેષ, સામાન્યમાં ક્ષુદ્રા, મધ્યમા, ભીમા, ચપલા, પટલા, ભયા, દીર્ઘા, પત્રપુટા, ગર્ભરા, મન્થરા એવા દશ, તથા વિશેષમાં દીર્ઘિકા, તરણી, લોલા, ગત્વરા, ગામિની, તરી, જંઘાલા, પ્લાવિની, ધારિણી વેગિની એવા દશ પ્રકાર હતા તે ઉપરાંત ઉન્નતા, અને તેમાં વળી ઊર્ધ્વા, અનૂર્ધ્વા, સ્વર્ણમુખી, ગર્ભિણી, મન્થરા એવા બીજા પ્રકાર પણ હતા આ બધામાં સફરની લંબાઈ, મુસાફરી કરનારની લાયકાત, અને વ્યાપાર, લડાઈ, કે મોજ એ માટેનો ઉપયોગ એ બધા પ્રમાણે જુદી જુદી રીતે બાંધકામમાં તફાવત રાખવામાં આવતો

વહાણવટ ઘધાની વ્યવસ્થામાટે ખાસ જુદાં ખાતાંઓ હતાં અને તેમાં પણ બહુ ઝીણવટથી બધા નિયમો ઘડવામાં આવતા અને અમલમાં મૂકવા માટે અંકુશો હોવા સાથે લોકોની લાગણીની પણ દરકાર કરવામાં આવતી એ પણ જાણી શકાય તેવું છે (૭) આ બધા ઉપરાંત ખાસ ધ્યાન ખેંચે તેવી હકીકત તો એ છે કે મુસલમાનો આવ્યા પછી તેઓ પણ હિન્દના મૂળ વતનીઓ સાથે એવા સેળભેળ થઈ ગયા જણાય છે કે મુસલમાનોના વખતમાં પણ હિન્દીઓની વહાણવટની સ્થિતિ ચાલુ જ રહી એટલું જ નહિ, પણ અતિવિકાસને અને વૃદ્ધિને પામતી રહી વહાણ બાંધવાની કળા કેટલી ઉંચી કોટિમાં પહોંચી હતી એ બતાવવાને લેફટનન્ટ કર્નલ વૉકર સાહેબે ઈ સ ૧૮૧૧ માં આપેલો અભિપ્રાય જ પૂરતો છે તે કહે છે કે ગ્રેટબ્રિટનમાં બાંધેલા વહાણ દર બાર બાર વરસે સમારવા, સુધારવા પડે છે, ત્યારે હિન્દમાં બનાવેલા વહાણ પચાસ વર્ષ અને તેથી પણ વધારે ટકી રહે છે 'સર એડવર્ડ હ્યુજીસ' નામના એક હિન્દમાં બંધાયેલા વહાણે આર વરસ તો એક સાધારણ વહાણ તરીકે કરી હતી છતાં તે પછી નીંગ સન્યમાટે તેને એક લડાયક વહાણ તરીકે ખરીદી લેવામાં આવ્યું હતું વર્તમાન કાળમાં એ કળામાં પ્રાવીણ્ય મેળવનાર લોકલજી વાડીયાના નામથી કોઈ મુંબાઈનિવાસી ભાગ્યે જ અજાણ્યું હશે

શ્રીયુત રાધાકુમુદ મુકરજીના પુસ્તકના વાચનથી હિન્દ અને હિન્દીઓની વહાણવટ માટે ઉંચો અભિપ્રાય બાંધ્યાવિના રહેવું નથી વેદકાળથી માંડી હિન્દના ઇતિહાસમાં એવો એક પણ દાખલો બતાવી શકાય એમ નથી કે જયારે હિન્દીઓ વહાણવટમાં પછાત રહ્યા હોય તેની સ્થિતિ તો માત્ર હાલહાલમાં જ આવી ગઈ છે, અને હિન્દીઓની નાલાયકી તેમનાપર ઠોકી બેસાડવામાં આવી હોય એવું જણાય છે અને કમભાગી હિન્દવાનો પોતાનાપર જે જે કાંઈ આરોપો આવે તે દીનભાવે સ્વીકારતા જ આવ્યા છે હિન્દ અને હિન્દીની આવી

દશા કેમ થઇ એ ઇતિહાસની સાથે આપણે ઝાઝો વખત ન ગાળીએ એજ ઇચ્છવા જેવુ છે આપણા બ્રાહ્મણો પરદેશગમનને પાપ ગણી કાઢે અને ભાટીયા અને વાણિયા જેવા દેશોદ્ધારક હિન્દીઓ શાસ્ત્રના અને ધર્મના અણસમજુતા અને અવાસ્તવિક અભિમાનથી બ્રાહ્મણોને પગને ચાલી અતિ પવિત્ર થવાની ઉત્કંઠા રાખે એ ખરેખર બહુ દીલગીર બનાવે તેવુ છે અમારા વાણિજ્યપ્રવીણ હિન્દવાનો બીજુ કાઇ નહિ કરતા માત્ર શામળભટ્ટની વાર્તાઓ વાચશે તો પણ જાણી શકશે કે કોઈ પણ હિન્દવાનને નૌયાન પ્રાયશ્ચિત્ત આપણા ગુજરાતમા કદી લાગતુ ન હોતુ અસ્તુ તે કારણ સાથે બીજા કાઇ કાઈ કારણ પણ વિચારકને મળી આવશે અને શ્રીમાન સરકાર તરફથી પ્રગટ થયેલા ઇન્ડસ્ટ્રીઅલ કમીશનના રીપોર્ટમા પણ ઇસારાથી એકાદ બે જણાવાયા છે પરતુ કારણો જાણ્યાથી, કે ભૂતકાળની આપણી ઉત્તમ લાયકાતનુ ભાન થયાથી, કાઈ પણ સગીન લાભ થવાનો નથી ઉત્તર સિવાય બીજી બધી સીમાએ સમુદ્રથી મર્યાદિત થયેલ હિન્દને ખડ કહો કે દેશ કહો—પણ તે મુલક એક જ છે, ભાષાની ભિન્નતા કે ધર્મની જૂદાઇ તે મુલકને વિભકત કરી શકે તેમ નથી તે મુલકમા વસનારા હિન્દુ, મુસલમાન, પારસીઓ વહાણવટમા તો એક સાથે જ કામ કરતા આવ્યા છે અને ભવિષ્યમા પણ કરી શકશે જે હિન્દનો કિનારો લગભગ બે અઢી હજાર માઇલની લબાઈ ધરાવે છે, અને જેનાપર પૃથ્વીના મોટા ગણાતા બન્દર આવી રહેલા છે, તે દેશની વસ્તીને વહાણવટનુ જ્ઞાન આપવા એક પણ ખલાસીની શાળા નથી, એક પણ વહાણ બાધવાનુ કારખાનુ નથી, એક પણ હિન્દીરક્ષિત સ્થળ નથી, એક પણ હિન્દી નૌકા નથી એ શુ ઓછુ નામોશીભરેલુ છે ? કિનારાનો સારો ભાગ દેશી રાજાઓના હવાનામા છે—શુ કોઇપણ દેશી રાજ્યને ખલાસીઓને માટે અને બીજા ઉત્સુક હિન્દીઓ માટે નૌજ્ઞાન આપનારી એક પણ શાળા ખોલવાની જરૂર જણાઈ નથી ? આપણી ઉદાસીન વૃત્તિથી આપણો કારીગરીમા અધમ દશા પામ્યા, આપણી નસીબવાદી વૃત્તિથી ખેતીના કામમા આગળ સુધારો કરી નથી શકતા આપણી મૂર્ખાઈથી જ વહાણવટ જેવા અતિ જરૂરી ધધા તરફ આપણે તદ્દન જ અધવૃત્તિ ધારણ કરી રહ્યા છીએ શુ, વીસમી સદી પણ હજી કોઇની આખ ઉઘાડી નહિ શકે ?

---

# વિજ્ઞાન મંદિર.

લેખક—રા નટવર એમ. વીમાવાળા.

## વિશ્વરચનાનો એક નવો સિદ્ધાંત

### ૧ પ્રોફેસર. એ. એસ. એડીંગ્ટનનો અભિપ્રાય.

ગયા મે માસની ઓગણત્રીશમી તારીખે સૂર્યનુ જે ખગ્રાસ ગ્રહણ થયુ હતુ તેનું નિરીક્ષણ કરવા એ વિખ્યાત બ્રિટિશ વૈજ્ઞાનિક મંડળોએ તૈયારી કરી હતી એક મંડળે બ્રાઝિલમાથી અને બીજાએ પ્રિન્સાઇપ ટાપુમાથી નિરીક્ષણ કર્યું હતુ અને તેપરથી જે સાર તારવી કાઢ્યો છે, જે મત બાંધ્યો છે તે હવે જાહેર કરવામા આવ્યો છે મંડળો એકમત થયા છે કે સૂર્યના ગુરુત્વાકર્ષણથી પ્રકાશના કિરણોપર અસર થતા, એ કિરણો સિધી લીટીમા પ્રવાસ ન કરતા વાંકા વળી જાય છે ટુંકામા પ્રકાશનેયે વજન છે. પ્રકાશને વજન છે, એ વાતની સભવિતતાનો તો વૈજ્ઞાનિકોએ કયારનોયે ખ્યાલ બાંધ્યો હતો. પરતુ તે વાત હજુ કોઈ પણ પ્રકારના પ્રયોગથી સિદ્ધ કરવાનુ બન્યુ ન્હોતું આપણે જાણીએ છીએ કે બંદુકની ગોળી, બંદુકમાથી છૂટ્યા બાદ તદન સિધી ન જતા વાંકી વળી જાય છે' પરતુ જેમ એની ઝડપ વધારે તેમ એનુ વળણ (*Swerve*) ઓછુ પ્રકાશની ગતિ એટલી તો ઝડપની છે કે આ પૃથ્વીપર તો એ એક લગભગ સિધી લીટીમાજ પ્રવાસ કરે છે એનુ જે વળણ છે, તે અતિ સૂક્ષ્મ હોવાથી માલમ પડી શક્તું નથી આને લીધે પ્રકાશને યે વજન છે એ ચોકસ પ્રયોગથી સિદ્ધ કરવા માટે સૂર્યની સહાય લેવી પડી સૂર્યનું આકર્ષણ પણ વધારે, અને પ્રકાશને પ્રવાસ કરવાનુ ક્ષેત્ર પણ બહુ વિશાળ મળે તેથી એ પ્રયોગ ચોકસ રીતે કરી શકાશે એમ માનવામા આવતુ હતુ અને તે ખરૂ પડ્યુ છે આને માટે સૂર્યના ખગ્રાસ ગ્રહણની જરુર હતી, જેથી સૂર્યની પાસે આવેલા કેટલાક તારાઓનો પ્રકાશ ( સૂર્ય ઢંકાઈ જવાને લીધે ) ઉપયોગમા લઈ શકાય એ પ્રકાશ સૂર્યના આકર્ષણને લીધે કેટલો વળી જાય છે તે વળણ માપી લેવામા આવ્યુ જે પ્રમાણે વિંધવાના નિશાનથી બંદુકને સ્હેજ ઉંચી તાકવી પડે છે તે જ પ્રમાણે ટેલિસ્કોપનેયે સ્હેજ વાંકો રાખવામાં આવ્યો આ વળણ બહુ સૂક્ષ્મ હતું—છે—અને તેને માપવા માટે પ્હેલેથી ઘણી જ લાંગી તૈયારીઓ કરવી પડેલી તથા બહુ નાજુક અને સૂક્ષ્મ યંત્રોનો ઉપયોગ કરવો પડ્યો હતો

પ્રકાશનુ વજન બહુ જ અલ્પ છે એટલું ઓછુ છે, કે આપણી પૃથ્વીપર પડતા સૂર્યપ્રકાશનુ કુલ વજન ફક્ત ૧૬૦ ટન જેટલુ જ છે ! [ પ્રકાશના ઘન ગાપ ( વૉલ્યુમ ) સાથે સરખાવતા એ એટલુ થોડુ છે ! ] જો આપણે કોઈ ઇલેક્ટ્રીક કંપની પાસે વજન પ્રમાણે પ્રકાશ ખરીદીએ, તો તે જરૂર આપણી પાસે ૧૦૦,૦૦૦૦૦ પાઉંડ શેર લેખે ભાવ આપણી પાસે માગશે કારણ એનાથી ઓછા ભાવ એને પરવડે જ નહિ અત્યાર સુધી ગુરુત્વાકર્ષણનો

નિયમ નિસર્ગની કેટલીક શક્તિઓપર બેઅસર છે એમ માનવામાં આવતું હતુ. પરન્તુ હવે પ્રકાશનાપર પણ એ કાયદો લાગુ પડે છે એમ માનવું પડવાથી-એ જ પ્રયોગ સિદ્ધ થવાથી ગુરુત્વાકર્ષણના નિયમના ધર્મોમા કઇક નવો જ ઉમેરો થાય છે પ્રકાશની ગતિના એ વળાંક વિષે બે અનુમાનો બે જુદા જુદા સિદ્ધાંતો અનુસાર પ્હેલેથી બાંધી મૂકવામાં આવ્યા હતા જે પરિણામો આ બે મંડળોએ નક્કી કર્યા છે તે પરિણામો પૈકી એ અનુમાનોમાનુ જે અનુમાન વધારે વળાંક બતાવતુ હતુ તેની સાથે બરાબર મળતા આવે છે આ પ્રમાણે જે સિદ્ધાંત આ નવા પ્રયોગથી ખરો ઠરે છે તે બહુ નવીન પ્રકારનો અને વિલક્ષણ છે

એ સિદ્ધાંત ઈ સ ૧૯૧૫ મા જ જાણીતા જર્મન વિજ્ઞાનશાસ્ત્રી પ્રો॰ એ ઇન્સ્ટીને શોધીને બ્હાર પાડ્યો હતો **ઇન્સ્ટીનનો આ સિદ્ધાંત, અઢીસો વરસ મજબૂતીથી ટકી રહેલ ન્યૂટનના સિદ્ધાંતોથી કેટલેક અંશે જુદો પડે છે** એટલુ જ નહિ પણ ભૌતિકશાસ્ત્રમા સ્થાન દેશ, કાળ અને દ્રવ્ય ( *Time, Space & Matter* ) ની જે વ્યાખ્યા આપાય છે તેમા પણ બહુ જ ક્રાંતિકારક સુધારાઓ દર્શાવે છે ન્યૂટનના સિદ્ધાંતો કાઇક ભૂલ ભર્યા હતા, એ તો ચોક્કસ થયુ હતુ જ એટલુ જ નહિ પણ એના સિદ્ધાંત પ્રમાણે ગણતરી કરવાથી બુધ-*Mercury*-ગ્રહની ગતિમાં કાંઇક જે ફેરફાર જોવામા આવતો હતો તેનો સંતોષકારક ખુલાસો મળી શકતો ન હતો ઇન્સ્ટીનના સિદ્ધાંતના બીજા ભાગો છે તે સત્ય જ છે એમ હજુએ કહી શકાય નહિ પરંતુ તેના સિદ્ધાંત પ્રમાણેની ગણતરી આ બન્ને નિરીક્ષણો સાથે મળતી આવવાથી હવે એના સિદ્ધાંત વિષે વૈજ્ઞાનિકો બહુ ગંભીર વિચારણા કરશે એમા કોઇ પણ પ્રકારનો શક નથી વિષય બહુ જ કઠિન છે અને ગણિતશાસ્ત્રના કેટલાક બહુ જ અઘરા વિભાગોનું અધ્યાપન અને સંશોધન કરવુ પડે એ જ છે તે સિવાય પત્તો ન લાગે—છતા યે સત્યની શોધમા મચ્યા રહેવુ જ જોઈએ

ઇન્સ્ટીનના સિદ્ધાંતથી વિજ્ઞાનશાસ્ત્રમા જે મોટા ફેરફારો થશે તેનો ખ્યાલ ટુકાણમાં આપવા માટે આટલુ જ જણાવવુ બસ છે, કે આપણને જે બધુ દેખાય છે તેમા આપણી કલ્પના કેટલી, અને મૂળ નિસર્ગના ધર્મ કેટલા તે ઇન્સ્ટીન બરાબર જુદા પાડે છે એ કહે છે કે દેશ અને કાળના જે ધર્મોનુ આપણે નિસર્ગમા આરોપણ કરીએ છીએ તે તો આપણી જ દૃષ્ટિમા છે અને નહિ કે ખુદ નિસર્ગમા આપણે દેશને કાળના ધર્મોવાળી એટલી બધી વસ્તુઓના સમાગમમા આવીએ છીએ કે નિસર્ગમા પણ એ ધર્મોનુ આપણે આરોપણ કરીએ છીએ* ઇન્સ્ટીન એ ધર્મો નિસર્ગના નહિ પણ આપણા દૃષ્ટિબિંદુના હોવાનુ જાહેર કરે છે વિશ્વરચનાને સત્ય સ્વરૂપમાં જોવા માટે આપણે આપણામાં ઘર કરી બેઠેલા આ કટલાક વિચારોને દૂર કરી નાખવા જોઇએ ( કે દરેક વસ્તુને દેશ અને કાલ હોય છે જ ) અને પછી નિરીક્ષણ કરવુ જોઇએ એમ થવે દેશ અને કાળ અદૃશ્ય થઇ જશે અને કાઇક

* " આત્મા પરમાત્માની રૂપરેષા કેવી રીતે દોરી શકે ' એ લેખમા આ બાબત વિષે વિચાર કરેલો હોવાથી આ લેખમા એ બાબત વધારે સ્પષ્ટતાથી ચર્ચવાની જરૂર લાગતી નથી-અનુવાદક

અતિ વિચિત્ર અને ગોટાળા ભરેલી કલ્પનાઓ ઉભી થશે અનન્ત એ પ્રમાણે નિરીક્ષણ કરવાથી ( એ કાંઈ સ્હેલી વાત નથી ) કુદરત બહુ વિચિત્ર અને વિરોધાભાસથી ભરેલી ભાસશે પરન્તુ ઇન્સ્ટીનના કહેવા પ્રમાણે જે ધર્મો નિસર્ગને ન હોવા છતાં આપણે તેનું તેમાં આરોપણ કરીએ છીએ તે દૂર થવાથી આપણું દૃષ્ટિબિન્દુ શુદ્ધ બને છે અને કુદરતના નિયમો બહુ જ સાદા અને સ્હેલા બની જાય છે અને અત્યાર સુધી નિસર્ગના જે કેટલાક ચમત્કારો–*Phenomena*–વચ્ચે કોઈએ સબન્ધ નથી એમ મનાય છે તે ચમત્કાર વચ્ચે ઓછો સબંધ માલમ પડે છે એવો એક સબંધ તે આ પ્રકાશ અને ગુરુત્વાકર્ષણની વચ્ચેના સબંધો છે અને તે હવે તો પ્રયોગસિદ્ધ થયો છે

૪. ડૉકટર એ. સી. ડ. લા. રૅમેલ્વિનનો અભિપ્રાય.

તા ૨૯–૫–૧૯ ને રોજે થયેલ ખગ્રાસ ગ્રહણ નિહાળવા જે મંડળો ઉપડ્યા હતા તેમણે તારેલી કાઢેલા પરિણામો નવેમ્બરની ૬ ઠી તારીખે રૉયલ અને રૉયલ એસ્ટ્રોનૉમિકલ સોસાઈટી–બન્નેની જોઈંટ સભા આગળ જાહેર કરવામાં આવ્યા હતા અને તેને બહુ જ રસ-પૂર્વક વધાવી લેવામાં આવ્યા હતા પૂર્વે થઈ ગયેલા અનેક નિરીક્ષણો પેઠે આનો હેતુ કાંઈ સૂર્યમાંના ખાડા ટેકરાઓનું નિરીક્ષણ કરવાનો ન્હોતો પરન્તુ પ્રકાશપર પણ ગુરુત્વાકર્ષણની અસર છે એમ જાહેર કરતા સિદ્ધાન્તનું સત્યાસત્ય નક્કી કરવાનો હતો અને જો તે સત્ય હોય, તો પ્રકાશની ગતિનું વલણ ન્યૂટનના અસલી સિદ્ધાંત પ્રમાણે છે, કે નવા જ જાહેર થયેલા ઇન્સ્ટીનના સિદ્ધાંત પ્રમાણે છે તે નક્કી કરવાનો પણ ઉદ્દેશ હતો

ઈ સ ૧૮૮૬ માં મેસર્સ માઈકલસન અને મોર્લેએ પ્રકાશની જુદીજુદી દિશામાં અમુક ચોક્કસ અંતર જવાની ગતિઓને માપી તે દ્વારા પૃથ્વીની આકાશતત્ત્વ *Ether* માંની ગતિ શોધી કાઢવા સારૂ પ્રયોગ કર્યો હતો પરન્તુ તેમાંથી તો એવો ગુંચવાડો ઉભો થયો કે પ્રકાશની એ બધી ગતિઓ જ એકસરખી હતી—તેમાં કાંઇ જ ફેરફાર ન્હોતો આથી એમ માલમ પડ્યું, કે આકાશતત્ત્વમાંની ગતિ પ્રમાણે દરેક વસ્તુની લંબાઈમાં કાંઈક અચોક્કસ ફેરફાર થાય છે એમ કહેવાય છે કે આ પ્રમાણે કુદરતની સઘળી શક્તિઓ, આપણે પૃથ્વીની આકાશી ગતિ શોધી કાઢીએ તેની વિરુદ્ધ પડીને કામ કરી રહી છે ઇન્સ્ટીને જોયું કે આ આવેલું પરિણામ ધ્યાનમાં લેતાં અત્યાર સુધીમાં ખરા માનવામાં આવેલા કેટલાક સિદ્ધાંતોમાં ફેરફાર કરવો પડશે અને તેથી એણે કાળજીપૂર્વક વિચારણા કરીને આ નવા પ્રયોગના પરિણામને પણ સંતોષકારક ખુલાસો આપે એવો એક નવો સિદ્ધાંત શોધી કાઢ્યો

એટલામાં તો એને વિજયની–એક બહુ સુન્દર નિશાની પ્રાપ્ત થઈ મરક્યૂરી–બુધનો ગ્રહ સૂર્યની છેક પાસે છે ને એની ગતિ પણ બહુ જ વધારે છે એનો ગ્રહપથ, (*orbit*) અનિયમિત ઈંડાકૃતિ છે અને બીજા ગ્રહોના આકર્ષણપરથી (ન્યૂટનના સિદ્ધાંત પ્રમાણે) ગણતરી કરતાં એની જે ગતિ થવી જોઈએ તેના કરતાં કાંઈક વધારે જ માલમ પડતી હતી ઇન્સ્ટીનને માલમ પડ્યું કે એના સિદ્ધાંત પ્રમાણે ગણતાં બુધની ગતિનો બરાબર ખુલાસો મળી આવતો હતો

અને આથી તેને ઘણો આનંદ થયો. ઘણાક ખગોળશાસ્ત્રીઓને જે બનાવે ગુચવાડામાં નાખી દીધા હતા તેનો યોગ્ય ખુલાસો મળી જવાથી ઘણાએક એનો સિદ્ધાંત કબુલ કરવાને તૈયાર થઇ ગયા છતા તેઓએ એના સિદ્ધાંતની આગળ કસોટી કરવાનો વિચાર કર્યો અને પ્રકાશપર ગુરુત્વાકર્ષણનો નિયમ અસર કરીને કેટલુક વલણુ ઉપજાવે છે તેની તપાસદ્વારા ઇન્સ્ટીનના સિદ્ધાંતને કસવાનો તેમણે નિશ્ચય કર્યો

પ્રકાશપથના આ વલણનો ખ્યાલ કાંઈ છેક નવીન નથી ન્યૂટન પોતે પણ એને સભવિત લેખે ગણાવી ગયો હતો અને ઇ સ ૧૭૯૫ મા કેવેન્ડિશ નામના વિજ્ઞાનશાસ્ત્રીએ એની ગણતરી પણ કરી હતી પરંતુ એ જમાના સુધીનો પ્રકાશને ઝીણા ઝીણા પરમાણુઓનો બનેલો માનવાળો આવતો હતો પણ એ સિદ્ધાંત તો ઓગણીસમી સદીમા રદ થઈ ગયો છે ને પ્રકાશ એ આકાશતત્ત્વમા તાજા તરીકે પુરવાર થયેલ છે આ મોજામા પણ *Energy* શક્તિ છે અને તે દ્રવ્યને *Matter* ને ગતિ આપી શકે છે એમ પણ સિદ્ધ થયુ છે આ પ્રમાણે ધૂમકેતુની પૂછડી સૂર્યની પાસેથી એકદમ ખસી જાય છે તેનુ કારણ આવા મોજા જ છે એમ માનવામા આવ્યુ છે છેલ્લા થોડા વરસમા વિજ્ઞાનશાસ્ત્રીઓએ *Theory* સિદ્ધાંત પ્રમાણે (પ્રયોગથી નહિ) સિદ્ધ કર્યું હતુ, કે પ્રકાશના મોજામા આ પ્રમાણે શક્તિ હોવાથી તેનાપર ગુરુત્વાકર્ષણની અસર થવી જોઇએ અને તેથી તેના પથમા કાંઇક વલણ થવુ જ જોઇએ આ સિદ્ધાંત ખરો છે એમ પણ લાગતુ હતુ, કારણ યૂરેનિયન (ધાતુ) ના કિરણોના પથમા આવા વલણના કાંઇક આછા નિશાન માલમ પડતા હતાં

ગ્રહણ વખતે લીધેલી તારાઓની છબીઓ, આગની આકૃતિઓ કરતા સ્હેજ આગળ ખસી આવેલી માલમ પડશે અને જેમ તારો સૂર્યની વધારે પાસે તેમ તેનુ તેની છબીનું— આમ ધસી આવવુ વધારે સ્પષ્ટ અને ચોખ્ખુ માલમ પડી આવશે

આ પ્રમાણે માપના પહેલા નિરીક્ષકોએ ત્રણ બાબતોની શક્યતા કલ્પી હતી —

(૧) બિલકુલ વલણ માલમ ન પડે

જે નિરીક્ષણો થયા છે તે બધાયે આ બાબત માટે તો નન્નો જ વાસે છે સ્હેજ પણ શંકા કે જરા પણ આનાકાની સિવાય, આ ધારણા તો ખોટી જ પડી છે એમ જાહેર કરવામા આવ્યુ છે

(૨) જે વલણ માલમ પડશે, તે ન્યૂટનના સિદ્ધાંત પ્રમાણે નીકળશે

ન્યૂટનના સિદ્ધાંત પ્રમાણે સૂર્યની છેક પાસેની ગણતરી લેતા $\frac{7}{8}$ સેકન્ડ [ એક કાટખુણાનો લગભગ ૩૭૪૦૦૦ મો ભાગ ! ] જેટલુ વલણ આવવુ જોઇએ પૃથ્વીની આસપાસમા તો આવી અસર બરાબર અસરકારક રીતે પ્રદર્શિત કરી શકે એવો એક જ ગોળો છે અને તે સૂર્ય છે પરન્તુ કમનશીબે એની બળતી જ્વાળા એની આસપાસ આવેલા બીજા નાના નાના ગોળાઓને આપણી દૃષ્ટિએ પડવા દેતી નથી પરન્તુ કોઇક જ વાર આવી સોનેરી તક મળી

જાય છે, કે એનો પ્રકાશ, ચન્દ્ર વચ્ચે આવી જવાથી ઢકાઈ જાય છે ગયા મે માસનુ ગ્રહણ આ પ્રમાણે આવા પ્રયોગ માટે ખાસ ઉપયોગી હતુ કારણ એ વખતે સૂર્યની છેક પાસે આર પ્રકાશવત તારાએ હતા નિરીક્ષણ કરતી વખતે આ તારાઓથી સૂર્ય ઘેરાયલો હતો ત્યારે જ ફોટો લેવામા આવ્યા હતા આગળથી લીધેલા સાધારણ ફોટાઓ ( જે વખતે સૂર્ય તારાઓની પાસે ન્હોતો ) ની સાથે આ ફોટાઓની સરખામણી કરવામા આવી

એવી ધારણા હતી કે, એ પ્રમાણે તારાઓનો પ્રકાશ સૂર્યના આકર્ષણથી વક્રતુ પામ્યો હોય, તો મોબ્રાન [ બ્રાઝિલ ] માંના એક કૅમેરાએ આનાથી સ્હેજ વધારે વક્રતુ બતાવ્યુ હતુ પણ એ કૅમેરાનુ ફોકસ બગડી ગયેલુ હોવાથી તેના વાળી ગણતરી પર ભરોસો મૂકી ન શકાય. વળી સૂર્યના તાપની એના સપાટ મિરરપર અસર થવાથી એની મદદથી લીધેલો ફોટો બરાબર નથી એમ નક્કી થયુ છે

( ૩ ) ત્રીજી શક્યતા એ હતી, કે વક્રતુ ઇન્સ્ટીનના સિદ્ધાતની ગણતરી પ્રમાણે એટલે કે ન્યૂટનની ગણતરીથી બરાબર બમણુ ૧$\frac{3}{4}$ સેકન્ડ જેટલુ આવે

મોબ્રાનમા બીજા સારા કૅમેરાની મદદથી જે પરિણામ તારવી કાઢવામા આવ્યુ હતુ તે, અને પ્રિન્સાઇપ આગળના નિરીક્ષકોની ગણતરી બન્ને આ ગણતરીને ટેકો આપે છે. અને એ તારાઓની ફોટોપ્લેટપરની પ્રતિમાઓ બહુ પાણીદાર અને સ્હેલથી પરિણામ દર્શાવી આપે એવી હોવાથી આ જ ગણતરી વિશ્વાસપાત્ર છે એમા શક નથી ગુરૂવારની સભામા એકત્ર થયેલ વિજ્ઞાનશાસ્ત્રીઓએ ઇન્સ્ટીનના સિદ્ધાતનો ગુરૂત્વાકર્ષણવિભાગ તો સત્ય સિદ્ધ થયો લાગે છે, એમ કબુલ કર્યું પણ એક બાબત ઇન્સ્ટીને સૂચવેલી તે ખરી પડી નથી આ બાબત સૂર્યની પ્રતિમાપરની કેટલીક લિટીઓ ખસવા વિષે હતી આ બાબત માટે મેસર્સ સૅંટ જ્હોન અને એવરશેડે ખાસ કાળજીપૂર્વક લક્ષ આપીને તપાસ કરી હતી પરતુ એમા કાંઈ વળ્યુ નથી

**પ્રો. એડીંગ્ટને પ્રિન્સાઇપ ટાપુ પરથી** ગ્રહણનુ નિરીક્ષણ કર્યું હતુ તેણે આ બાબત ખરી ન પડવાથી ઇન્સ્ટીને જે સાધનોથી પોતાનુ પરિણામ ગણ્યુ તેમાનુ એક સાધન લુલુ પડી જાય છે એમ કબુલ કર્યું, પણ સાથે કહ્યુ કે પરિણામ તો ખરુ નીવડ્યુ જ છે, એટલે આ બહુ મહત્વનુ નથી.

ડૉ ન્યુટૉને કહ્યુ, કે સૂર્યની આસપાસ આવેલા ઘટ્ટ વાયુઓ (*Gases*) મા આવવાને લીધે પણ તારાઓની ગતિમા *Refraction* વાંક થયો હોય—તેને લીધે યે ફોટામા ફેરફાર પડ્યા હોય

પરતુ આ બાબત પણ નિરીક્ષકોએ ધ્યાનમા લીધી હતી તેમણે નક્કી કર્યું હતુ, કે જો એટલો બધો વાયુ કોઇ વાયુ ત્યા હોય, તો પછી ઇ સ ૧૮૮૨ મા જે ધૂમકેતુ સૂર્યની પાસે થઇને પસાર થઈ ગયો તેની ગતિપર જરૂર ગંભીર અસર થતે જ પરતુ તેવુ કાંઈ તે વખતે જણાયુ નથી, માટે એ પ્રમાણે કોઇ વાયુ ત્યા હોય એમ સભવિત લાગતુ નથી

આ ઇન્સ્ટીનનો સિદ્ધાંત ન્યૂટનના સિદ્ધાંતને તોડી જ પાડે છે એમ કહેવુ એ મિનકુલ ભૂલ ભરેલુ છે, કારણ કે સાધારણ ગ્રહોની ગતિ વિષે તો બન્ને સિદ્ધાંતો એકમત છે ( અને નિરીક્ષણ અનુસાર હોવા જ જોઇએ ) માત્ર બુધગ્રહની ગતિની બાબતમાં તેઓ જુદા પડે છે ને ન્યૂટનની ભૂલ છે પણ તે બાબત વિષે તો આટલાં વરસ, ન્યૂટન પ્રમાણેની ગણતરીમા કાંઇ ફેરફાર કરવાની જરૂર હતી તે નિરીક્ષણદ્વારા નક્કી કરીને આ ગણતરી ગોઠવીને રાખી દીધી હતા એટલુ જ નહિ પણ બારના ટાઇકોમા દર્શાવવામા પણ આવે છે.

પણ જ્યારે કોઇક વસ્તુ કે ગોળો પ્રકાશ ના જેટલી ગતિથી—ઝડપથી પ્રવાસ કરે છે, ત્યારે તો C૫૨ બતાવ્યુ તેમ બન્ને સિદ્ધાંતોમા આસમાન જમીનનો ફરક પણ જાય છે હવે પ્રકાશને એક Electro-Magnetic ઇલેક્ટ્રો મૅગ્નેટીક તત્વ ગણવામા આવતુ હોવાને લીધે સર જોનેફ થોમ્સને બતાવ્યુ છે, કે આથી વિદ્યુત્-વિજળી વિષેના સિદ્ધાંતોમા કાંઇક ફેરફાર પડે ખરા

એમ તેમ પણ આ બધુ બહુ જ રસિક છે ઇન્સ્ટીનના સિદ્ધાંતપ્રમાણે સીધી લિટીઓ છે જ નહિ—હોય શકે જ નહિ આપણને સીધી લાગતી લિટીઓ મોટા મોટા જગી વર્તુળોના નાનાસરખા Arc ભાગ જ છે અને આપણે એવી દ્રષ્ટિમા સતત ચાલ્યા જઇએ તો આખરે પાછા ઉપડવાને સ્થળે આવીને ઉભા રહીએ

મિ ડી સિટરની ગણતરી પ્રમાણે પ્રકાશ એક સેકન્ડમા પૃથ્વીની સાત પ્રદક્ષિણા કરી શકે છે—એટલો તે ઝડપ ગતિવાળો છે, પણ એનુ વલણ ( (curvature-blend ) એટલુ બો, ઠ કે એક સ્થળેથી એના કિરણ શરૂ થાય તો તે આખુ યે વતુલ પૂરૂ કરીને ફરી પોતાને સ્થાને આવે તેટલામા આપણી પૃથ્વીના ત્રણ કરોડ વર્ષો વીતી જાય Circle of Space 'દેશવર્તુળ' એટલુ બધુ મોટુ છે આપણી પાર્થિવ દૃષ્ટિએ તો તે અનત નહિ તો બીજુ શુ નામ આપી શકાય? કારણ એ દેશવતુલની જે ત્રિજ્યા આપવામાં આવે છે તેને હિસાબે આપણ શમાની દૂરમા દૂર આવેલી વસ્તુ પણ આપણી ઠેકજ નજીકમા છે એમ જ લેખી શકાય

---

# વિક્રમોર્વશી.

( મહાકવિ કાલિદાસના સંસ્કૃત નાટકની ગદ્યાત્મક કથા )

લેખક—રા કાશીરામ અબાશંકર જાની બી એ

'દોડો રે! દોડો દેવતાઓના પક્ષપાતી જન છે કે ! આ આકાશમાર્ગ ગતિ કરી શકે તેના કોઇ અમારૂં રક્ષણ કરો રે, રક્ષણ કરો!



અપ્સરાઓએ આક્રંદ અને વિલાપની ચીસો પાડી

ગમનમાર્ગમા પ્રવાસ કરનારી મેનકા, રંભા, સહજન્યા વિગેરે અપ્સરાઓએ આક્રંદ અને વિલાપની ચીસો પાડી કોઇ શૂરવીર પુરૂષની સહાયની યાચના કરી આ જ વખતે દૈવયોગે ચંદ્રવંશી ચક્રવર્તી રાજા પુરૂરવા પોતાના સોમદત્ત નામના રથમા બેસી સૂર્યદેવની

વન્દના કરી સૂર્યમંડળમાંથી પૃથ્વી તરફ પાછો વળતો હતો. અબળાઓના આ શોકોદ્‌ગાર સાંભળીને આ ક્ષત્રિપુત્રે પોતાનો રથ ફેરવવા સારથિને આજ્ઞા આપી અને અપ્સરાઓ પાસે આવી તેમને આશ્વાસન આપવા માંડ્યું

"શાંત થાઓ અને ભયથી કંપો નહીં વિતેલી વાત સ્વસ્થપણે મને નિવેદન કરો. તમને કોણ સતાવે છે? કયા અધમ નરપશુથી તમારૂં રક્ષણ કરવાનું છે?"

રાજાના આવા વચન સાંભળી રંભા ગદ્‌ગદ કંઠે બોલી "અભિમાનથી ઉદ્ધત થએલા અસુરોના અત્યાચારથી અમારૂં રક્ષણ કરો, મહારાજ!"

રાજાએ આશ્ચર્યચકિત થઈ પૂછ્યું "પાપી અસુરોએ તમને શી પીડા કરી?"

"સાંભળો મહારાજ," મેનકા બોલી, "કારણ તપ કરનારથી ડરી જનારા ઇંદ્રનું જે કોમળ અસ્ત્ર-અમારી પ્રિય સખી ઉર્વશી-જે સ્વર્ગનું ભૂષણ છે અને જે પોતાના અવર્ણનીય સૌંદર્યથી લક્ષ્મીને પણ લજાવે છે તે ચિત્રલેખાની સાથે કુબેર ભગવાનના ભવનથી પાછી આવતી હતી એટલામાં હિરણ્યપુરના મુખ્ય કેશીદૈત્યે રસ્તામાં અધવચ્ચે એકાએક તેમને રોક્યા ને બન્નેનું હરણ કરી ગયો!"

રાજાએ પુછ્યું "એ પાપાત્મા કઇ દિશામાં ગયો તે જાણો છો?" સહજન્યાએ તુરત જવાબ આપ્યો 'ઇશાન દિશામાં" રાજા કહે, 'ત્યારે તમે શોકનો ત્યાગ કરો અને ધીરજ ધારો તમારી સખીને એ પાપીના પંજામાંથી થોડી જ વારમાં છોડાવી લાવું છું "

રંભા બોલી "ચન્દ્રવંશી રાજાઓ પરદુઃખભંજન કહેવાય છે તે યથાર્થ છે!"

રાજાએ પૂછ્યું "મારી વાટ જોતી તમો સૌ કયાં ઉભાં રહેશો?" અપ્સરાઓએ કહ્યું, "આ હેમકૂટ પર્વતના શિખર ઉપર અમો છીએ આપ ત્યાં જ પધારજો "

ઈશાન દિશામાં ત્વરાથી રથ હાંકવાનો હુકમ અપાયો અને જોતજોતામાં તે અદ્રશ્ય થઈ ગયો અપ્સરાઓ હેમકૂટના શિખરે જઇને ઉંડી આતુરતાથી રાજાને આવવાનો રસ્તો જોતી બેઠી થોડી વારમાં જ આકાશમાર્ગે ઘણે દૂર રથની ધજા દેખાવા માંડી અને મૂર્છા પામેલી ઉર્વશીને ખોળામાં રાખીને બેઠેલી ચિત્રલેખાને લઈને રાજા અને સારથી સહિત રથ આવી પહોચ્યો ઉર્વશીનું રૂપ ખરેખર અદ્વિતીય દેખાતું હતું અખિલ વિશ્વનું સૌંદર્ય એકત્રિત થઇને ઉર્વશી રૂપે જાણે ચિત્રલેખાના શરીરપર અવલંબી રહ્યું હોય તેમ લાગતું હતું રાજા એ સુકુમાર દેહલતા પર એકી ટશે જોઈ રહ્યો હતો ધીમે ધીમે ઉર્વશીની મૂર્છા ખસી જવા લાગી અને તે શુદ્ધિમાં આવી ગ્રહણથી મુક્ત થએલ મુખચંદ્ર પોતાની સખી તરફ ફેરવી મોહક નયને તેની સામે જોઇ તે બોલી, "બ્હેન, પોતાના દિવ્યચક્ષુના પ્રભાવથી મારી અવસ્થા જાણી લઇ ઇન્દ્રભગવાને પોતે જ મને તે દુષ્ટ દાનવના હાથમાંથી છોડાવી કે?" ચિત્રલેખાએ જણાવ્યું, "ના રે! સખી, મહેન્દ્ર ભગવાને નહીં પરંતુ તેમના જેટલા જ પ્રતાપી રાજર્ષિ પુરૂરવાએ " આ સાંભળી ઉર્વશીએ પુરૂરવા તરફ જોયું અને તે ક્ષણે જ રાજાના આકર્ષક

અને ભવ્ય દેખાવથી તે મુગ્ધ થઇ મનમાં બોલી, " અપકાર કરવા જતાં મુવા દૈત્યે મારા ઉપર ઉપકારજ કર્યો ગણાય કેમ કે તેને જ લીધે આ મહાત્માનો સમાગમ થવાનો પ્રસંગ મને પ્રાપ્ત થયો " પછી રાજાએ મધુર શબ્દોથી ઉર્વશીનુ આશ્વાસન કરવા માંડયુ એ કર્ણપ્રિય વચનો સાંભળી તે સુંદરી પોતાને ઉદ્દેશીને બોલી, "અરે ! આ શબ્દો અમૃતથી પણ મીઠા છે અને તેમા આશ્ચર્ય જેવુ પણ શુ છે ? ચન્દ્રમાથી તો અમૃત જ ઝરસે "

આ ક્ષણે રથ હેમકૂટના શિખર પર આવી ઉભો રહ્યો ચિત્રલેખાએ જગાડીને ઉર્વશીને રથમાથી ઉતારી પછી રાજા પણ નીચે ઉતર્યો પોતાની સખીઓને જોતા જ ઉર્વશીએ કમળ જેવા સરખા પોતાના હાથ લાંબા કરી કહ્યુ, "આવો, બ્હેનો, મને દૃઢ આલિંગન આપો તમને ફરી મળાશે એવી મને આશા જ નહતી સર્વે સખીઓ આનન્દસાગરમા મગ્ન થઇ પોતાની પ્રિયસખીને ભેટી મેનકાએ પુરૂરવાને આશિર્વાદ આપ્યા,"રાજર્ષિ, યુગના યુગ પર્યત પૃથ્વીનુ પાલન કરતા રહો " એટલામાંથી પૂર્વ દિશામા આકાશમાર્ગ વેગથી ઉતરતો એક રથ દેખાયો અને સર્વ તે જ દિશામા આતુરતાથી જોઇ રહ્યા જોતજોતામા ગંધર્વરાજ ચિત્રરથનો એ રથ નજીક આવી પહોચ્યો રથમાંથી ઉતરતા ઉતરતા રાજા પુરૂરવાને ચિત્રરથે અભિનન્દન આપ્યુ તે બોલ્યો, " ધન્ય છે ! મિત્ર, આપે આપના ઉર્જસ્વ પરાક્રમથી ભગવાન મહેન્દ્ર ઉપર પણ મોટો ઉપકાર કર્યો છે " " પધારો, મિત્ર ચિત્રરથ, પધારો " એમ બોલી રાજા ચિત્રરથ પાસે ગયો અને બન્ને પરસ્પર હાથ મેળવી એક બીજાને મળ્યા ચિત્રરથે કહ્યુ, " ઉર્વશીને કેશી હરી ગયો એવા ખબર મહર્ષિ નારદના મુખથી શ્રવણ કરી ઇંદ્રભગવાને ગંધર્વ સેનાને લઇને તેને છોડાવી લાવવા મને આજ્ઞા કરી માર્ગમા જ આપના યશોગાન કરતા કિન્નરોથી જાણ્યુ કે આપે ઉર્વશીને છોડાવી છે આપના આ ઉપકારને લીધે ભગવાન ઇંદ્રે આપને મળવાની ઉત્કટ ઇચ્છા દર્શાવી છે, ને તે માટે જ મને અહીં મોકલ્યો છે માટે ઉર્વશીને સાથે લઇને આપ પધારો '
પુરૂરવા વિનયપૂર્વક બોલ્યો, ' મિત્ર, ઇંદ્ર મહારાજના જ પ્રતાપથી મે દૈત્યો ઉપર વિજય મેળવ્યો છે અને તેનું બહુ માન ધરે છે પણ તેમો જ " ચિત્રરથે કહ્યુ "ખરેખર, વિનય એ જ પરાક્રમનુ ભૂષણુ છે ! " પુરૂરવા બોલ્યો મિત્ર, મહેન્દ્રને મળવાનો આ યોગ્ય સમય નથી તમે જ આ સુન્દરીને તેમની સમક્ષમા લઇ જાઓ અન્ય કોઇ પ્રસંગે હું મહેન્દ્ર ભગવાનને જરૂર મળીશ " ચિત્રરથની આજ્ઞા થતા જ સર્વે અપ્સરાઓ ઇંદ્રપુરી જવા માટે આકાશમાર્ગે પ્રયાણ કરવા મંડી ઉંચે જતા રસ્તામા અચાનક અટકી પડી ઉર્વશી બોલી, "સખી, ઉભી રહે ઉભી રહે મારી વૈજયતી માળા આ લતામાં ક્યાંઇ ભરાઇ ગઇ છે ! ! બ્હેન, જરા છોડાવ તો ! " ચિત્રલેખાએ ધીમે ધીમે માળાને લતાના બંધનમાથી છોડાવી તેટલો વખત ઉર્વશી અને રાજા એકેક તરફ અનિમિષ દૃષ્ટિએ જોઇ રહ્યાં રાજા મનમા બોલ્યો, " અહો, લતા ! તે મારાપર અતુલ ઉપકાર કર્યો, તે એ સ્વર્ગ સુન્દરીને અટકાવી તેથી મને થોડી વાર નેત્રસુખ મળ્યુ અને તેને પણ તેટલો વખત મને જોઇને શાંતિ થઈ "

હાજર જનાબી ચાપરી, " ઉપાય તૈયાર છે, ચાલો જ્યાએ પાકશાળામા પાચ પ્રકારની ભોજનસામગ્રીના ઢગ ને ઢગ પડ્યા હશે ત્યા જઇશુ કે તુરત એમેની ચાશ્ની જશે " રાજાએ હસીને કહ્યુ, "તારા મનમા રમી રહેલી ચીજો ત્યા હશે એટલે તને આનદ થશે, પરન્તુ મારી કીમત વસ્તુ ત્યા અલભ્ય જ રહેવાની અને તેથી મારૂ મનરજન શી રીતે થવાનુ ? "

પ-ના ના વિચાર માત્રથી મ્હોમા છુટેલુ પાણી ગળે ઉતારતો માણુવક બો યો, " પણ આપને ઉર્વશીએ જોયા તો છે ના ? " " વારૂ, પણ તેથી શુ ? " " તેથી એટલુ જ કે તે પોતે જ પૂછતી પુછતી આવશે એ સિદ્ધ જાણવુ " " ' ઉર્વશી દુર્લભ નથી ' એ તારો સિદ્ધાંત તે સ્નેહને લીધે પક્ષપાતથી બાધ્યો છે " વિદૂષકે કહ્યુ, " મિત્ર, તમારા આવા વચનોથી મારા મનમા કૌતુક જ થાય છે, જેવો કુરૂપપણામાં મારો જોગ મળવો મુશ્કેલ તેવો સૌન્દર્યમા ઉર્વશીનો મળવો મુશ્કેલ છે કે શુ ? " રાજાએ નિશ્વાસ નાખી જવાબ આપ્યો, " અરે, મિત્ર, એ સુન્દરીનુ પ્રત્યેક અવયવ કેટલુ મનોહર છે તેનુ યથાર્થ વર્ણન કરવુ અશક્ય છે છતા ટુકમા કહુ છુ ત શ્રવણ કર એ ઉર્વશીની સુકુમાર દેહલતા શણગારનો પણ શણગાર ને ભૂષણનુ પણ ભૂષણ છે રૂપના જેટલા ઉપમાન છે તેનુ પણ ઉપમાન તેનુ સાર્વ્ય છે "

વિદૂષક મશ્કરીને બોલ્યો, " દિવ્ય રસનો અભિલાષ રાખી ચાતક પ્રમાણે જ તમે તેની રાહ જોઇ રહ્યા છો તે એથી જ ત્યારે હવે કઈ તરફ જવા ધારણા છે ? " રાજાએ જણાવ્યુ, " પ્રેમાસક્ત જનને એકાંત સ્થળ શિવાય બીજુ કયુ સ્થળ ગમે છે ? માટે પ્રમદવન જવા ઇચ્છા છે " બન્ને જણા ફરતા ફરતા પ્રમદવન ગયા રાજાના ઉદ્વિગ્ન મનને શાતિ આપવા ખાતર વિદૂષક બોલ્યો, " મહારાજ, જુઓ, જુઓ વસતઋતુના આગમનને લીધે પ્રમદવનની શોભામા કેટલો બધો વધારો થયો છે ? માધવી લતાના મંડપમા ખીલેના ફુલોમા ભ્રમર મધુપાન કરે છે ! આ લતામડપ પણ તમને જ આવકાર આપવા આતુર થઈ રહ્યો દેખાય છે ! માટે પધારો, અને તેનુ આતિથ્ય ગ્રહણ કરો " બન્ને જણા અદર જઇ બેઠા

આ તરફ રાજાના વિરહથી ઉર્વશીની સ્થિતિ પણ એટલી જ દયાજનક થઇ પડી હતી રાજાને એકવાર પણ ' નયણા ભરીને નિરખવા'ની તેની તીવ્ર ઇચ્છા હતી અને તેથી પોતાની સખિ ચિત્રલેખાને સગાથે લઇને આકાશમાર્ગ તે પૃથ્વીપર ઉતરી ગગા યમુનાના સગમ પર આવેલા પ્રતિષ્ઠાનપુરના પ્રમદવનમા જ બન્ને જણીએ જઈ પહોચી અને બાજુ પર ઉભી રહી રાજા અને વિદૂષકનુ સભાષણ ગુપ્તપણે સાભળવા લાગી અસહ્ય વિરહ વ્યાકુળતાથી ઉર્વશીની હકીકત—તે અપ્સરાપરનો પોતાનો અગાધ પ્રેમ, અને તેના વિરહની વેદનામા પોતાના હૃદયમા થતુ અસાધારણ દુ ખ, વિદૂષકને રાજા નિવેદન કરતો હતો રાજાની વાત સાભળી ઉર્વશીના શરીરપરના રોમાચ ઉભા થયા તેણે ચિત્રલેખાને ધીમેથી કહ્યુ,

"બ્હેન ચિત્રલેખા, એમની આ વેદના હવે મારાથી જોઈ શકાતી નથી પણ એવુ કેમ? એની નજરે પણ હુ શી રીતે પડુ? ત્યારે હું એમ કરૂ કે–" 'શુ કરવાનુ કહે છે?" ચિત્રલેખાએ પૂછ્યુ "મારા મનની વાત એક ભોજપત્ર ઉપર લખી એમના ઉપર નાખુ" ઉર્વશીએ



જવાબ આપ્યો પોતાની સમતિ આપતી ચિત્રલેખા બોલી, "વાહ, તે તો સનથી ઉત્તમ યુક્તિ. ચાન ત્યારે તેમ કર"

ઉર્વશીએ નીચે પ્રમાણેના અર્થ વાળી કવિતા તે જ હાથે લખી કાઢી —

"પ્રિયતમ, આપ મારા પ્રેમના ભુખ્યા છો એવુ જાણીને જ જો હુ આપના પ્રેમની ઝખના કરૂ છુ એમ આપ માનતા હો તો તેવુ નથી કારણુ તેમ હોય તો કલ્પવૃક્ષના

કુંપળની શય્યા ઉપર પણ મને કેમ ચેન ના પડે ? અને નન્દનવનનો નીર્તન અને સુગંધી પવન પણ ભડભડ બળતા અગ્નિ જેવો મને કેમ લાગે ?"

આવા આશયવાળી કવિતા લખી ઉર્વશીએ ભોજપત્ર મન્મથ કેફ્યું તમામ ડોલતુ ડોલતુ તે નીચે આવી માણુવકના શરીર પર પડ્યું તરત જ તે ભયને લીધે બૂમ પાડી રૂદી ઉઠ્યો, "ઓ ! મારે ! આ નાગ સાપની કાચળી જેવું મને ભરખી જતા મારાપર ઓચીંતુ આવીને પડ્યુ ! અરે રે ! ! મારા બાપ ! આ શો ગજબ ! !"

રાજા ભોજપત્ર જોઇને બોલ્યો, "અરે, ગાંડા, એમ બુમો શુ પાડતા મરે છે ? એ સાપની કાચળી નથી પણ ભોજપત્ર છે એમા બ્હીવાનુ શુ આવી ગયુ ? જો, આ ભોજપત્ર ઉપર અક્ષરો લખેલા જણાય છે આવ, આપણે વાંચી જોઇએ"

રાજાએ ભોજપત્ર હાથમા લઈ વાચ્યુ અને વાચતા જ તેનુ અંત કરણ હર્ષથી ઉભરાઇ જવા લાગ્યુ શરીરપર પ્રસ્વેદ બિંદુઓ નીકળી આવ્યા અને તેના પડવાથી પત્ર ભીંજાશે એ બ્હીકથી રાજાએ ભોજપત્ર માણુવકના હાથમા આપી દીધુ આસપાસ જોવાની વિહ્વળતામા તે પોતાના હાથમાથી પડી ગયુ તેની માણુવકને ખબર પણ પડી નહીં

ઉર્વશીએ ચિત્રલેખાને કહ્યુ, "હવે તો સહનશીલતાની હદ થાય છે, બ્હેન, તિરસ્કરણી (અદૃશ્ય રહેવાની વિદ્યા) સંકેલી લઇ તુ એમની પાસે જા અને સામે ઉભી રહી એમને મારા મનની સ્થિતિ નિવેદન કર જા, જા આટલુ સખીકૃત્ય કર"

ચિત્રલેખાએ પોતાની સખિની ઇચ્છાનુસાર કર્યું અને રાજા સમક્ષ જઈ બોલી "મહારાજ, આપનો જયજયકાર થાઓ"

ચિત્રલેખાને જોઇ રાજા અપૂર્વ ઉત્સાહમા આવી ગયો અને બોલ્યો, "પધારો, ભગવતી, પધારો ગંગા અને યમુનાની માફક તમો બન્ને સખીઓને સાથે જોઇને મને અસાધારણ આનંદ થયો હોત તમે આવ્યા અને તમારી સખી ક્યા છે ?

ચિત્રલેખાએ હર્ષથી કહ્યુ 'મહારાજ, પ્રથમ વાદળી આવે અને પછી વિજળીના દર્શન થાય." આટલુ તે બોલી એટલે ઉર્વશી પણ છતી થઈ અને પાસે આવી રાજા પ્રત્યે બોલી, "જય જય મહારાજ !"

હર્ષ પામેલો રાજા બોલ્યો, "સુંદરી, જે જય શબ્દથી તે ભગવાન મહેન્દ્રવિના અન્ય કોઇને પણ ન વધાવે ન તે જ શબ્દથી મને વધાવ્યો એ જ મારો મોટો 'જય' હુ માનુ છુ"

આ પ્રમાણે વાત ચાલે છે એટલામા જ વિઘ્ન આવ્યુ અને વિરહનો પ્રસંગ ઉપસ્થિત થયો આકાશમાથી એક દેવદૂતનો અવાજ સભળાયો, "અરે ! ચિત્રલેખા ઉર્વશીને લઇને જલ્દી ચાલ ભગવાન ભરતમુનિએ અષ્ટરસથી ભરેલો જે નવિન નાટ્યપ્રયોગ શિખવેલો તે ઇન્દ્રભગવાન લોકપાલોની સાથે ભજવેલો જોવા ઇચ્છે છે માટે ઉર્વશીને સાથે લઇને આવી પ્હોચ"

ચિત્રલેખાનુ મન ખિન્ન બની ગયુ "મહારાજ, અમે તો પરાધીન છીએ આપ રજા આપો તો જઇએ નહીં તો મહેન્દ્ર ભગવાનના અપરાધમા આવી જઇશુ !"

આ દુ ખમય પ્રસગને લીધે નિરાશ થઇ રાજા બોલ્યો, "જાઓ, બને, જાઓ!! ઇન્દ્ર ભગવાનની આજ્ઞાની આણ આવવા માગી ઇચ્છિ । નથી પણ કોઇ વેળા યાદ તો કરજો !" "જેવી આજ્ઞા!" એમ બોલી ઉર્વશીને સાથે લઇ ચિત્રલેખા આકાશમાર્ગે સ્વર્ગમાં ચાલી ગઇ

ઉદ્વેગ અને શોકક્ષોભથી રાજાના મનમા તીવ્ર વેદના થવા લાગી વિદૂષકે તેના મનનુ સાન્ત્વન કરવા માટે ઘણા પ્રયત્ન કર્યા પણ સઘળા નિષ્ફળ ગયા કારણ કે માત્ર શબ્દોથી રાજાના મનનુ સમાધાન થવુ અશક્ય હતું શોકથી વિહ્વળ થઇ રાજા બોલ્યો, 'મિત્ર, ચક્ષુનુ દર્શનસ્થાન ગયુ તે ગયુ જ!! નાર દે, મને તે ભોજપત્ર હવે તો તેનુ દર્શન કરી મનની વાત કરી જોઉં!! તે વિના બીજો ઉપાય નથી!"

વિદૂષકના હાથમાથી પડી ગયેલું ભોજપત્ર પવનમા ઉડી કોણ જાણે ક્યા જઇ પડ્યુ હતુ એકદમ ચમકી તે બોલી ઉઠ્યો, "મારૂ બેટુ તે ગયુ ક્યા? અરે! મેં મહારાજને તો કોણ જાણે ક્યા પાળ્યુ!" રાજા કચવાણી બોલ્યો, 'ભલા માણસ તુ પણ કેવો મૂર્ખ છો એટલુ ય છે! હવે શોધ તો ખરૂ ગનરજાના કરવાનુ એક પણ સાધન પણ તે ગુમાવ્યુ " રાજા ઉત્કંઠાથી ગઢ જોતો ઉભો રહ્યો અને વિદૂષક આમ તેમ ફાંફા મારતો ભોજપત્ર શોધવા ગયો

ઘણી યુક્તિપ્રયુક્તિથી માણવક પાસેથી કઢાવેલી હકીકત નિપુણિકાએ દેવી ઉશીનરીને કહી રાણી બોલી, ' મહારાજ હાલમા ક્યા બિરાજે છે તેની તપાસ કર જોઉં " નિપુણિકા ગઇ અને થોડી વારે પાછી આવી બોલી, "પોતાના પ્રિય મિત્ર માણવક સાથે પ્રમદવનમા માધવિના મડપમા બેઠા છે "

આ સાભળી સખીને સાથે લઇ રાણી પ્રમદવનમા ગઇ ને લતામડપ નજીક આવ્યા એટલે બોલી "ચાલ વેલને ઓથે સતાઇને મહારાજ શુ વાત કરે છે તે સાભળીએ " આ જ વખતે માણવકના હાથમાથી પડી ગયેલુ ભોજપત્ર પવનમાં ઉડતુ ઉડતુ રાણીના પગ પાસે આવી પડ્યુ રાણીએ આશ્ચર્ય પામી કહ્યુ 'આ જૂના સાડીના ચીંથરા જેવુ શુ પડ્યુ? જોને શુ છે?"

નિપુણિકાએ તુરત તે લઇ લીધુ અને ચકિત થઇ બોલી, "આ તો ભોજપત્ર છે અને વળી તેનાપર કઈ અક્ષરો પણ લખેલા છે!!' રાણી બોલી, "તુ પહેલા જોઇ જા અને જાણવા જેવુ હોય તો વાચી બતાવ "

વાચીને નિપુણિકા બોલી, "માઈસાહેબ આ તો ઉર્વશીવાળી બાબતને લગતુ જ છે તેનુ મહારાજપર લખેલો આ પ્રેમપત્ર છે મને લાગે છે કે માણવક ભટ્ટજીની અસાવધાનથી એ આપણા હાથમા આવ્યો છે "

"ઉર્વશીનો પ્રેમપત્ર ? વાહ, ઠીક !! શુ, લખ્યુ છે તે વાચ જોઉ " નિપુણિકાએ પત્ર વાચી સભળાવ્યો એ સાભળી રાણી ઉગ્રતાથી બોલી, "ચાલો ત્યારે, આ નજરાણુ લઇને એ અપ્સરાના પ્રેમીને મળીએ " બન્ને જણીઓ લતામડપ નજીક જઇ પહોચી ત્યા માણવક ભોજપત્રની શોધ કર્યા કરતો હતો અને રાજા આતુર થઇ બેઠો હતો. રાણી ઓચીતી પાસે જઇ બોલી, "આ રહ્યુ તમારૂ ભોજપત્ર ! આર્યપુત્ર, આવી નકામી ચીજ માટે આટલી બધી ગડબડ ની ?" રાણીના આ વચન સાભળી રાજાની કેવી સ્થિતિ થઇ હશે તેનુ વર્ણન કરી શકાય તેમ નથી શરમને લીધે તેનુ લોહીજ ઉડી ગયુ હુ કરવુ તે તેને સૂઝયુ નહીં એકદમ ઉઠી તે રાણીના પગમા પડયો અને કાલાવાલા કરવા લાગ્યો, "દેવિ, હું તારો અપરાધી છુ આ દાસપર દયા કરો ક્રોધ પરહરો ! તમે રિસાઇ જાઓ તો હું નિર્દોષ હોઉ છતા દોષિત ગણાઉં "

રાણી મનમા બોલી, "આવા મનામણાથી ફુલાઇ જાઉ એવા ભોળા હૃદયની ભામિની હુ નથી મને ભય એટલો જ રહે છે કે જે નિર્દયતા હુ દાખવુ છુ તે બદલ પાછળથી મને પસ્તાવો થશે જ " આવો વિચાર કરી રાણી બોલી, "આર્યપુત્ર, એમા આપનો અપરાધ શાનો ? અપરાધ જ મારો કે હું આપની સામી ઉભી રહી નડતર કરી રહી છુ આ ચાલી હું તો "

માણવક બોલ્યા, ' અરેરે ! વર્ષા કાળની નદીની પેઠે અપ્રસન્ન સ્થિતિમા જ દેવી તો ચાલ્યા ગયા !"

એક ઉંડો નિઃશ્વાસ નાખી રાજા બોલ્યો, "મિત્ર, દેવી નાખુશ થાય એ સ્વાભાવિક જ છે આ પ્રસગે તેની વર્તણુક અયોગ્ય છે એમ મારાથી પણ કહી શકાય તેમ નથી હૃદયમા પ્રેમ ન હોય અને ગમે તેવા ઉપરના મીઠા વચનો બોલીએ તેનો ચતુરાના હૃદયમા કદી સ્પર્શ પણ થાય નહીં જે પ્રમાણે ઝવેરી રત્નનો કૃત્રિમ રગ તરત ઓળખી કાઢે છે તેમ પ્રેમ હિત મનુષ્યના પ્રેમવચનોની કૃત્રિમતા પ્રેમી પત્નીપાસે ખુલ્લી પડી જાય છે "

વિદૂષક હસીને બોલ્યો, "ગમે તેમ હોય પરતુ દેવી ગુસ્સે થઇ અહીંથી ચાલી ગયા તે આપને તો મનગમતુ જ થયુ ! કારણ કે આખો દુખતા આવી હોય તેનાથી દીવાની જ્યોત કેમ ખમાય ?"

રાજા દિલગીર થઇ બોલ્યો, "મિત્ર, એમ કેમ બોલે છે ? મારૂ મન જો કે ઉર્વશીમાં રમી રહ્યુ છે પરતુ દેવિઉપર મારો સ્નેહ તો તેવોને તેવો જ છે મારા કાલાવાલા પણ ગણકાર્યા વિના અહિંથી ચાલી ગઈ છે, માટે મારે પણ જરા કઠણ થવુ પડશે પછી શું થાય છે તે જોઇએ " માણવક એકાએક બોલી ઉઠયો, "હવે કશુ ને બાણુ બધુ જોયું ભૂખ્યા બ્રાહ્મણનો જીવ જાય છે તેનો ઉપાય કરો સ્નાન કરી ભોજન કરવાનો વખત પણ થઈ ગયો " રાજા ઉચે જોઇ બોલ્યો, " અરે હા ! ખરૂ છે મધ્યાહ્ન થયા ચાલ, ચાલ, જોઇએ "

—ચાલુ

# એ દિન.

લેખક—રા. દેશળજી પરમાર, બી એ

એક અમ એ દિન
હવે બસ
એ જ અમ એ દિન

હિન્દ દિન જહીં ધડકશે
સત્ય, સ્નેહ ને શૌર્ય
હિન્દ ભાન જહીં ઝળકશે
ઐક્ય, ન્યાય ઔદાર્ય હવે બસ. ૧

હિન્દ બાન તહીં જ બનશે
સુખી, શાન્ત, સ્વતન
તહીં જ દશ દિશ ગજશે
દિવ્ય સ્વરાજ્ય સુમન હવે બસ ૨

બન્ધુદન ભ' રક્ષાશે
અચલ અડગ મુજ માત,
સકટકારક શમવશે
સત્વર અસુર ઉત્પાત હવે બસ. ૩

આત્મમન અમ સમૂળ દગશે
રક દળીત્યમ દુ ખ
ઉચ્ચ દીધ સરન મળશે,
અટળ સુખ સન્મુખ હવે બસ. ૪

ત્હારે સહુ નહુ નદશે,
અનન્ત અનુપમ હિન્દ
પ્રજાસઘ અભિનન્દશે,
અખડ અમ આનન્દ હવે બસ. ૫

---

૨૧,૨૩૯

# એક અદ્‌ભુત બાલિકા.

લેખક—ગ સાકરલાલ અમૃતલાલ દવે, બી એ

( ગયા અંકથી અનુસંધાન )

## કેદનગી પછીના અતીવ દુઃખકારક દિવસ

અને હવે કંપરી*ના બનાવ પછીની અતીવ દુઃખકારક કથા તમારે સાંભળવાની છે. જોનને માટે કોઈએ ટચલી આંગળી સરખી ઉંચી કરી નહિ કોઈ પણ અધિકારીએ એને માટે એક પણ નામાળુ શબ્દ ઉચ્ચાર્યો નહિ અનેક વિજયો અપાવ્યા હતા, છતાં એક પણ સેનાધિપતિએ જોનને માટે પોતાની તરવાર ઉઘાડી નહિ ફ્રાન્સમાં પ્રેમગાર્યનો અશ્રુ ન્હોતો દરો તો તે અનાથ અને મૂક બની ગયો હશે જે જે નગર જોને ઉગાર્યા હતાં તે બધાં ય રડીને રહ્યાં, ટૂર શહેરની આખી પ્રજા રસ્તામાં ઉઘાડે પગે ચાલી; પરંતુ ફ્રાન્સનો અધિકારીગણ બિનદુરસ્ત ચુપ રહ્યો જોનને બેડી પહેરાવી એક પાંજરામાં પૂરવામાં આવી.

હા, ખરેખર તેને બેડી નાખી પાંજરામાં પૂરી તેમણે તેને અંગ્રેજોને વેચી રૂઆંમાં તેને લોઢાના પાંજરામાં પૂરી, તેના હાથ પગ તથા ગળું એક થાંભલે બાંધ્યું અને હલકા સિપાઈઓએ તેના ભણી ડોકિયાં કરી તેની મશ્કરી કરવા માંડી

તે વખતના જુના રૂઆંનો ખ્યાલ કરો—જુની ઢબના મહેલો, સુંદર ઘરો, ભવ્ય મોટું દેવળ,—અને ત્યાં આગળ ફુલ મારતા હાથિયારબંધ નોકરના ટોળેટોળાં, ગોખીન અને સુધડ પાદરીઓ, પારિસના શારદાપીઠના મોટા મોટા લોકો અને અંગ્રેજ શત્રુઓની સાથે ભળી ગયેલી ફ્રેન્ચ લોકની દેશદ્રોહી મંડળીઓ. ઠેર ઠેર દૃષ્ટિએ પડતી ટપો એ બધા લોક એક બાપડી છોકરીને મરણને શરણ કરવા એકઠા થતા હતા, પૃથ્વીપરની એક વિશુદ્ધતમ બાળાને અતિ ભયંકર અને ત્રાસજનક રીતે મારી નાખવાને ભેળા થતા હતા

અંગ્રેજ પ્રજાના ઇતિહાસમાં આ શરમભર્યું પાનું વાંચી મ્હોં નીચું નહિ ઘાલનાર અંગ્રેજ હાલ નથી, પણ અંગ્રેજોને ન્યાય ખાતર કહેવું જોઈએ કે જોન તેમની દૃષ્ટિએ શત્રુપક્ષની તો હતી જ જોને તેમને લડાઈમાં હરાવ્યા હતા અને તેમના કિલ્લામાંથી તેમને હડસેલી કાઢ્યા હતા રૂઆં આગળ અંગ્રેજોએ જોન જેવી નિર્દોષ બાળા પ્રત્યે જે ક્રૂર દુષ્ટતા બતાવી તે વિચારતાં આપણને શરમભરી કંપારી આવે છે, તો પછી સ્વદેશી બન્ધુઓએ જોનને શત્રુપક્ષમાં વેચી દીધી, અને ફ્રાન્સની આ દિવ્ય સુન્દરીનો ધીમો ત્રાસદાયક અન્ત લાવવામાં સહાયભૂત થઈ કશું કર્યું નહિ, તેમને માટે આપણે શું કહેવું? ફ્રાન્સે પોતાના રક્ષક—પ્રાણરક્ષક—ને આ પ્રમાણે વેચી, તેના કરતાં બીજું નીચ કામ શું હોઈ શકે?

---

* જેરૂસલેમની પશ્ચિમે ધર્માત્મા જીસસ ક્રાઇસ્ટને મારી નાખ્યા હતા તે જગા

---

બાપડી જોનને ૭ અઠવાડિયા સુધી 'પાંજરામા પૂરી રાખી જતા આવતા લોક ડોકિયા કરે એટલે તે એની તો પડે જ નહિ ભીંતમા બાકા પાડી તે શુ કરે છે તે જોવાતુ નાકામાથી અને ઉનાળામાથી તે શુ બોલે છે તે સાંભળવામા આવતુ આવી રીતે તેઓ લાગ જોખતા કે તેને શી રીતે ગુન્હેગાર ઠરાવાય? પછી તેને રુઆંના ગના દેવળમા ઘસડી ગયા, અને ત્યા તેની સન્મુખ ફ્રાન્સના સાઠ હોશિયાર માણસો આવી ઉભા

## ૯
## જોન ન્યાયાધીશો સમક્ષ

તે તેના ન્યાયાધીશ હતા તે વખતે પાદરીઓનુ જોર ઘણુ હતુ અને ધર્મના વિષયમા હાલના જેવી છૂટ ન હતી તમે તે ધર્મમા માનો નહિ અને તેમ ઉઘાડે છોગે કહેવાની હિંમત ધરો, તો તમને જીવતા બાળી દે ન્યાયાધીશોની વચ્ચોવચ મુખ્ય ન્યાયાધીશ બેઠો હતો તેની નીમણુક અંગ્રેજ રાજાના પ્રતિનિધિ વિન્ચેસ્ટરના સમર્થ ધર્માધ્યક્ષે કરી હતી તે સરન્યાયાધીશ એક રાક્ષસ જેવો હતો જોનને તેના જ દેશી-ભાઈઓને હાથે ગુન્હેગાર ઠરાવવી એવી અંગ્રેજોએ ચતુર યુક્તિ રચી હતી પરંતુ તે એક લુચ્ચાઈ હતી, ન્યાય નહિ આ કેસ ચલાવવામા આનન્દ માણનાર તે સરન્યાયાધીશનુ નામ બિશપ કાઉશન હતુ તે સ્વાર્થી મનુષ્ય હતો, અને પોતાના અંગ્રેજ ઉપરીઓની મહેરબાની મેળવવા ખાતર તેણે તે ગ્રામ્ય બાળાને લાંબા વખત સુધી રીબાવી અને પોતાની પશુતા દર્શાવી બધા ન્યાયાધીશો સાચા ધર્મને દબાવી નાખનારા પાદરીઓએ પોતે ઉભા કરેલા શાસ્ત્રોમા રચ્યાપચ્યા હતા, અને કોર્ટની સમક્ષ ઉભેલી બાળા આખા ફ્રાન્સમા વિશુદ્ધતમ હતી તે વાતની સરન્યાયાધીશને દરકાર પડી ન હતી તે તો મનમા હરખાતો કે જોનને દિવસે થાંભલે અને રાત્રે ખાટલાને પાયે એક પગે સાંકળથી બાંધવામા આવતી રુઆંમાં બધેરી આ ન્યાયની કચેરી આ પ્રમાણે જોનની મશ્કરી કરતી

પરંતુ જોન આ ક્રૂરતાને પહોંચી વળતી સૉક્રેટિસ જેવી શાન્તિથી તે ન્યાયાધીશો સમક્ષ ખડી થતી અને ઉત્તર દેતી વખતે તેના જેવી કંઈક ચાતુરી બતાવતી તે બધાની સામે તે પોતાનો જ અભિપ્રાય દર્શાવતી, અને કારાગૃહમાથી આવતા પણ તેનો બુદ્ધિ-ચમત્કાર ઓછો થયો ન હતો ફ્રાન્સના ખેતરમા પ્રેમથી રહેનારી, ફ્રાન્સને સ્વતન્ત્ર કરવા મથનારી આ બાળા ઘણા દિવસ કેદખાનામા સડી, તોપણ મોટા મોટા ન્યાયાધીશોની સમક્ષ જુબાની આપતાં તે બહાદુર ગામડિયણ છોકરી જરા પણ ગભરાતી ન હતી તેને નિઃસાર પ્રશ્નો પૂછી ગભરાવવાનો તેમણે ઘણો યત્ન કર્યો; સન્તો કેવા હોય, તેમના વાળ કેવા હોય, માથે મુગટ હોય કે નહિ, તેમનો વેષ કેવો હોય, તેમનો સાદ કેવો હોય, વગેરે, વગેરે પ્રશ્નો પૂછી તેને થકવી પરંતુ જોન ઉત્તર દેતી, કે સન્તોના સાદ સુન્દર નમ્ર અને મીઠા હોય, પોતે તે સારી પેઠે સમજતી હતી ત્યારે તેઓ પૂછતા કે શરીર વગર સાદ બોલે

ઈંગ્લન્ડનો ઇતિહાસ ૧ ૧-૮-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઇ

ની રીતે? તેના ઉત્તરમા જોન કહેતી કે "પ્રભુને પુછો" નજીવી નજીવી હજાર ઝીણી બાબતો વિષે તેને પજવી તે સેતાનોએ એક ક્ષુદ્ર વકીલની પેઠે તેને અનેક યુક્તિપ્રયુક્તિવાળા સવાલો પુછ્યા તેના ગ્રામ્ય જીવનના ઝીણાઝીણા બનાવો વિષે તેમણે પુછપરછ કરી, તેમણે તેને એક દુષ્ટ અપરાધીની રીતે કેનડગત કરી

તેમણે તેને કહ્યુ કે તુ તો ઠેલમટાઉ છે, કારણ કે એક બે વખત તેણે રાજાએ આપેલો સુન્દર પોશાક પહેર્યો હતો. તેને બધી સુન્દર ચીજો ગમતી હતી, અને આ પશુસમાન પામર પુરુષોએ કહેવાની હામ ભીડી કે ઑર્લિઅન્સની બાળા સુન્દર વસ્ત્રો પહેરે તે તો પાપ ગણાય તેમણે તેનાપર આત્મશ્લાઘાનુ તહોમત મૂક્યુ, કારણ કે રીમ્ઝ આગળ તેણે પોતાનો વાવટો ઉડાવ્યો હતો જોને લાગણીથી અને ગર્વથી ઉત્તર વાળ્યો "હા, મારા વાવટાએ ભાર ઝીલ્યો હતો, તે માનને પાત્ર થયો હતો!"

૭ દિવસ સુધી ઝાહેર રીતે કેસ ચાલ્યો, અને બિચારી જોનને રાતદહાડો બેડીઓ રહેતી, અને બધા પાદરીઓ તેમ જ સેતાનો તેને પજવતા તોપણ નહિ ડરનારી આ બાળા વિષે લોકમત બદલાને એમ લાગતુ હતુ એક વાર એક અગ્રેજ બોલી ઉઠયો "આ બહાદુર છોકરી અગ્રેજ કેમ ના જન્મી?" છતા હજી કોઈ તેની વહારે ચડયુ નહિ, અને કાઉશને ઝાહેર કર્યું કે હું તેના કેદખાનામા જરી તેની ખાનગી તપાસ કરીશ પોતાનુ કામ ખુની રીતે કરતા કદાચ તે રામ્માયો હશે, પરતુ જોન વારવાર ફરી ફરીને ઝાહેરમા દેખાતી હતી જોનને ઘણી ધમકી આપવામા આવતી કે તને રીબાવી રીબાવીને મારી નાખીશ, ત્યારે તે બોલતી 'હુ બીજુ કાઇ કહી શકુ એમ નથી, મેં ઉત્તર દીધો છે તે જ ફરીથી કહુ છુ, વિશેષમાં પ્રભુને પૂછો" તેના સાઠ ન્યાયાધીશો સમક્ષ ભરકચેરીમા તે બોલતી "શુ આ પ્રમાણે તમે મને સપડાવા માગો છો?" આખરે તેઓ તેને યાતનાલયx પાસે લઈ ગયા, ત્યારે તે એટલુ જ બોલી કે, "ખરેખર, તમે મારા શરીરના કકડા કરી નાખશો, તોપણ હુ બીજો કોઇ ઉત્તર દઇ શકનાર નથી" પણ તેર જણમાથી માત્ર બેએ જ તેના શરીરને યાતના દેવાનો અભિપ્રાય દર્શાવ્યો, તેથી તેમાથી તે બચી ગઇ, માત્ર આ જ ક્રૂરતામાથી તે બચવા પામી હતી.

૧૦

## જોનનો સ્વમાનભર્યો ઉત્તર.

જોન તથા તેના જજ સાહેબો વચ્ચે ત્રણ માસ યુદ્ધ ચાલ્યુ, અને પારિસના શારદાપીઠમા જજ સાહેબો નિર્ણય કરવાને ગયા હતા ત્યાંથી આખરે ચુકાદો આવ્યો. તેમા જણાવ્યુ હતુ કે "જોન ખૂની છે, પ્રભુની નિન્દા કરે છે, ક્રૂર છે, જૂઠી છે, તેનો કેસ સાધારણ જજ પાસે ચલાવવામા આવશે" નવ માણસો તેના ખંડમા છેલ્લી વાર તેને મનાવવાને એકઠા થયા ધર્માધ્યક્ષનું કહેતુ કબૂલ કરે તો હજી જોન બચી શકે જો જોન એમ કહે કે મેં પાપ કર્યું છે અને તે મનુષ્યોની પેઠે ઊંડા ખાડામા ઊતરે, તો તેઓ બચાવે દેવળના ઉપરીઓ કહે તે

x Torture-Chamber

સ્વીકારે અને પ્રભુનો ત્યાગ કરે, "જેન ખૂની છે, પ્રભુની નિન્દા કરે છે, ક્રૂર છે, જૂઠી છે" એવું કહેનાર પત્રપર પોતાની સહી કરે, તો તેઓ તેને મારે નહિ

આ નવ માણસને યોગ્ય ઉત્તર દેતી સ્વાભિમાનથી ઝળકતી જેનનુ મુખ જોવાની કોને ઇચ્છા નહિ થાય? તેણે કહ્યુ "આખર ઘડી હોય, ચિતા સળગી હોય, લાકડા ભડભડ બળતા હોય, મસાણિયો લાકડા ઓરનાને તૈયાર હોય, અને હું પોતે તે હોળીમા બળતી હોઉં, તો પણ મારે બીજુ કાઇ કહેવાનુ છે જ નહિ."

પેલા નવ જણાએ મનમા શુ ધાર્યું તે આપણે જાણતા નથી, પરતુ તે કારાગૃહમા એક જણના હૃદયમા પ્રેમશૌર્યનો તણખો રહી ગયો હતો તેનુ નામ ગિલ્બર્ટ મૅનશન હતુ, તે જેનનો કેસ લખનાર કારકુન હતો આ બહાદૂર કેદીના ધૈર્યથી તેનુ હૈયુ પ્રશસા વડે છલકાયુ હતું એક વાર કાઉન્સિલની સાથે જેનના ખડમા ખાનગી રીતે જવાની તેણે ના પાડી, કારણ કે તેમ કરવુ કાયદેસર ન હતું એક વાર તેણે પોતાની નોધમા લખ્યુ, કે જેને કહ્યું તેનાથી વધારે જ જુબાનીમા લખવામા આવ્યુ છે

અને અત્યારે, જેનના ખડમા બનેલા આ મહાન દૃશ્યને વખતે, ગિલ્બર્ટ મૅનશન પોતે માત્ર કારકુન છે તે વાત વળી એક એ વાર ભૂલી ગયો, અને પોતે એક મનુષ્ય છે એટલુ જ યાદ રાખી તેણે જેનના છેલ્લા ઉત્તરની સામે હાસિયામા પોતાની ટીકા લખી, કે— "*Responsio Superba*" અત્યુત્તમ ઉત્તર, જેનનો સ્વમાનભર્યો ઉત્તર

## ૧૧
## વર્ષ પૂરૂં થવા આવ્યુ.

જેનનું વર્ષ પૂરૂ થવા આવ્યુ આ પૃથ્વીપર હવે તેના છેલ્લા કલાક હતા તે દિવ્ય સ્વર્ગની રાહ જોતી હતી, પણ કઈ સમજાયુ નહિ તેનુ હૃદય વિહ્વળ બન્યુ

બ્રેડગેટનું પોતાનું ઘર તેને સાભર્યું હશે ઑર્લિઅન્સ, ટ્રૉય ને રીમ્ઝ આગળના ભવ્ય દિવસો તેને યાદ આવ્યા હશે, દરબારની બાજુઓ કોઇ વાર આનન્દથી તેના ગાલે ચુબન કરતી તેનું તેને સ્મરણ થયુ હશે વિજય વખતે વફાદાર દેખાતા સેનાધિપતિઓ તેની આખ આગળ તરવર્યાં હશે, હરખના આસુથી તેને અભિનન્દન દેતો લોકસમૂહ સભારીને તેની આખમા જરૂર પાણી આવ્યા હશે તેના શુભ્ર કવચને સ્પર્શ કરવા બાળકોને આગળ ધરતી માતાઓનું દૃશ્ય પુન વિચારતાં તેનું દેહુ આર્દ્ર બન્યુ હશે હવે નહિ સભળાતા દિવ્ય સ્વરનીવાટ જોતા એ બધુ તેને સ્વપ્નવત્ ભાસ્યુ હશે અને જે હૃદય જન્મથી માડી આજ સુધી સાચુ રહ્યુ હતું, જે હૃદય ભયના પ્રથમ જ્ઞાનથી આજ લગી નિર્ભય રહ્યુ હતું, તે તેનુ હૃદય હવે બ્હીનું થઇ ગયું લોક ગૂપચૂપ વાતો કરતા હતા કે પેલી ડાકણને જીવતી બાળી દેવાની છે, અને એ વાત ધીમે ધીમે જેનને કાને પડી એક દિવસ સવારે તેને વધસ્તભે લઇ જવામા આવી

પેલો સમર્થ વિન્ચેસ્ટરનો ધર્માધ્યક્ષ ત્યા બેઠો હતો, અને પેલો હલકો કાઉશન પણ ત્યા હતો, જેનને ભાષણ સભળાવવાને એક પ્રસિદ્ધ પાદરી પણ ત્યા આવ્યો હતો, અને જેન

વિરોની અદ્ભુત કથામા લગભગ છેલ્લી અદ્ભુત વાત એ વાચીએ છીએ કે જોને શાંત ચિત્તે પાન્ગીનુ ભાષણ સાભળ્યા કર્યું, અને માત્ર એક વખત વચ્ચે બોલી ઉઠી—અને તે પણ પાદરીના અપમાનમાથી રાજાને બચાવવાની ખાતર ! ચાર્લ્સની અધમતામા કાઈ બાકી ન હોતી. પોતાને બચાવનાર બાળાનો, તેણે ત્યાગ કર્યો હતો છતા જોનને મન તો તે ફ્રાન્સનો રાજા હતો, અને તેનુ રક્ષણ કરના પરાક્રમોની દિવ્ય બાળા મરતી વખતે પણ તેનો બચાવ કરવા તત્પર જ હતી આટલુ છતા પણ જોનના રક્ષણ અર્થ ચાર્લ્સે યત્કિચિત્ યત્ન પણ કર્યો નહિ

વળી એક વાર તેમણે જોનને દબાવવા માડી કે તુ કબૂલ થા શુ જોનને જિદગી વહાલી ન હોતી ? શુ તેને આગમા પડવાનુ ગમતુ હતુ ? શુ સ્વતત્રતાની મીઠાશ તેને રૂચતી ન હતી ? શુ પાદરી ધર્મમા તેને આસ્થા ન હોતી ? "જોન, તુ શુ કરવા મરે છે ?" એવા અવાજ લોકસમૂહમાથી સભળાતા હતા "જોન, તુ તારો જીવ કેમ બચાવતી નથી ?" તેનુ હૈયુ ભાગી ગયુ "મે જે કર્યું છે તે સારા માટે જ છે, અને તે કરવામા જ કર્યાનુ હતુ," એમ બોલતા બોલતા તે ઢળી પડી, અને આખરે મરતા પહેલા તે બોલી "હુ બધી વાત ઈશ્વરને તથા પોપને સોપુ છુ" પરતુ આ લોકોથી ઈશ્વર તો ઘણો દૂર હતો, દુષ્ટ ક્રાઉશન બે વાક્ય લખેલા લઈ ત્યા ઉભો હતો (૧) જોન કબૂલ કરે તો જન્મભર કેદની સજા, (૨) નાકબૂલ કરે તો જીવતી બાળી દેવી તેના મ્હો આગળ કાગળિયા ધરી તેમા સહી કરવાનો જોનને આગ્રહ કરવામા આવ્યો, અને આખર ઘડીએ જોને પોતાની સહી કરી ગિલ્બર્ટ મૅનરા ત્યા હતો, અને તેણે હાસિયામા નોધ કરી કે, "વાક્ય પુરૂ થયે જોને અગ્નિથી બ્હીને કહ્યુ "હુ પાદરીઓનો ધર્મ માનીશ"

છતા તેમણે તેને છોડી નહિ, ન્યાય આપ્યો નહિ, પણ પાછી કારાગૃહમા મોકલી અને તેમણે તેની સહીની ઉપર તેણે કબૂલ નહિ કરેલા એવા કાગળિયા ચોટી દીધા આ ધર્મગુરૂઓએ તેના નામ પર અસત્ય, જૂઠા વચન લખ્યા, આ ન્યાયાધીશોએ જૂઠુ કબૂલાત નામુ ઉભુ કર્યું

આ વાતની જોનને ખબર પડી, એટલે તેનુ ધૈર્ય પાછુ સતેજ થયુ તેણે બધાનો તિરસ્કાર કર્યો પોતાના નામપર મૂકેલાં જૂઠાણા તેને કબૂલ ન હોતા તેણે તેમને સ્પષ્ટ કહ્યુ, કે "મે કઈ ગુનાહની કબૂલાત કરી નથી જે મે કર્યું છે તે અગ્નિથી બ્હીને કર્યું છે"

## ૧૨.

## છેલ્લો દિવસ.

તેમને આટલુ જ જોઈતુ હતુ એ સાભળી ક્રાઉશન ખૂબ હરખ્યો અગ્રેજો બેઠા હતા તે ચોકમા જઇ તે હરખભેર બોલ્યો ! "વાહ ! વાહ ! હવે બેડો પાર" જોન તેની પાછળ પાછળ ચાલી—બિલાડીને મન હસવુ ને ઉંદરનો જીવ જાય

સવારે પાછા પેલા લોક જોન પાસે આવ્યા, અને અગ્નિના વિચારે વળી તેનુ હૈયુ ભાગી ગયુ "મારૂ શરીર કદી દૂષિત થયુ નથી, તેને આજ બાળીને ખાખ કરી દેશે ?"

તેણે દુ ખથી કહ્યું "અરે, મને સાન ચાર ફાંસી દો, પણ બાળી દેશો નહિ!" રૂઆંના જૂના બજાર ભણી જોનનું ગાડુ ચાલ્યુ, ત્યારે તેની પાછળ આશરે આઠસો અંગ્રેજ સિપાઈઓ ચાલતા હતા, છતા જોનને અસંભવિત લાગતુ હતુ કે વિશ્વનિયન્તા પ્રભુ વચ્ચે નહિ પડે "રૂઆં! રૂઆં!" તે નીસાસા નાખવા લાગી "શુ મારે અહીં મરવાનું?" જમીનને ઉંચી કરી ત્યા ખુરસીઓ તથા બાકડાઓ ગોઠવ્યા હતા, તેનાપર બેસી પાદરીઓ જોનને બળતી નિરખવાના હતાં, અને એક માચડો ઉભો કર્યો હતો, ત્યા ઉભો રહી જોનને એક પાદરી ભાષણ સંભળાવવાનો હતો આ જગાએ બધુ સરઘસ આવી પહોંચ્યુ ત્યા નીચે પ્રમાણેના હડહડતા જૂઠા શબ્દો મૂકવામા આવ્યા હતા, અને તે શબ્દો વિન્ચેસ્ટર તથા કાઉશને વખતો વિચાર કરી ગોઠવી કાઢ્યા હશે —

"બાલિકાને નામે પંકાતી જોન જૂઠી લોકને ગાળો દેનારી ભવિષ્ય ભાખવાનો ડોળ કરનારી, પ્રભુની નિન્દા કરનારી દુષ્ટ, વહેમી, મૂર્તિપુજક નિ ય વ્યભિચારિણી, પિશાચિણી, સ્વધર્મ તજનારી ધર્મમા તડ પાડનારી, પાખંડ મનવાળી "

આ લોકોએ જોનને આવી ઠરાવી અને જે તેનુ સાચુ સ્વરૂપ હતુ–દૈવીપર અવતરેલી પ્રભુની દૂતી–તેના જાણકારો હજ જ બોલ્યા નહિ તેણે માચડાપર ચડી એક ક્રૉસ માગ્યો, પરતુ તે પાદરીઓની ત્યા ક્રૉસ લાવવાની હિંમત ચાલી ન હતી પાસે ઉભેલા એક અંગ્રેજ સૈનિકે તરત જ એક લાકડી ભાગી તેનો ક્રૉસ બનાવી જોનને આપ્યો અંગ્રેજ સૈનિકે આપેલો એ વિચાર સુખમરણ છે જોનને મરણ વખતે પોતાની એકની એક આશાનુ ચિન્હ (ક્રૉસ) મળ્યુ છેવટ સુધી તેની શ્રદ્ધા હતી કે પ્રભુ મદદ કરશે આપણને એમ લાગે છે કે ડૉમ્રે મીના નાના દેવળમા એના સેઇન્ટ માઇકેલનુ તેણે ધ્યાન ધર્યું હશે, કારણ કે તે સાચા હૃદયથી બોલી ઉઠી 'સેઇન્ટ માઈકેલ! સેઈન્ટ માઇકેલ! સેઈન્ટ માઇકેલ! મારી વહારે ધાઓ! આ ઉચ્ચારે વિન્ચેસ્ટરનુ હૃદય વીંધાયુ અને કાઉશન સુદ્ધા રોયો

એ વાત જવા દો અગ્નિ સળગ્યો જે દુનિયાને હમેશને માટે જોને મગરૂર અને ઉમદા બનાવી હતી તે દુનિયા તરફ છેલ્લી નજર નાખતા જોનની આખમા આસુ આવી ગયાં અને જે હૃદય વિહ્‌વળ બની ગયુ હતુ તે પાછુ પરલોકની શક્તિઓએ જાગૃત કર્યું તેને અગ્નિમાથી આવતા સ્વર સંભળાયા તે બોલી "જે સ્વર મેં સાભળ્યા હતા તે ઇશ્વરના જ હતા હું છેતરાઈ નથી' આ તેના છેલ્લા વેણ હતા, પછી વિન્ચેસ્ટરના બહાદુર પાદરીએ તેની રાખ સીન નદીમા નાખી દીધી

## ૧૩

### જોનના મરણ પછીથી,

જોનની ચિતા સળગાવનારે એક પાદરી શોધી કાઢ્યો, અને તેના સમક્ષ પોતાનુ પાપ કબૂલ કરી પ્રભુની ક્ષમા યાચી ચિતામા એક લાકડુ વધારે મૂકવાની પ્રતિજ્ઞા લેનાર એક અંગ્રેજ પાસે જતા જ બ્હીને નાસી ગયો અગ્નિપાસે બેઠેલો એક પાદરી બોલી ઉઠ્યો.

"એ બાળાનો આત્મા જ્યા જાય ત્યા મારો પણ જાય તો કેવુ સારૂ!" ઇગ્લાડના રાજાનો એક મેજીસ્ટ્રેટ ક્રોધાવેશમા બોલતો બોલતો ચિતા પાસેથી ચાલ્યો ગયો "આપણા બધાનુ હવે આવી બન્યુ છે, કેમ કે આપણે એક સાધ્વીને બાળી દીધી છે !" પેલો અધમ ચાર્લ્સ તો જોન સળગતી હતી ત્યારે મોજશોખ કરતો હતો તેણે તેને માટે કઇ જ કર્યું નહિ, પરતુ વીસ વર્ષ પછી એને કોઇએ મહેણુ માર્યું કે તે ગાદી તો પેલી ક્રૂષકણ પાસેથી મેળવી હતી ને? ત્યારે તેણે જોનનો કેસ ફરી ચલાવડાવ્યો, તેને નિર્દોષ ઠરાવડાવી, અને તેનુ માહાત્મ્ય ગવડાવ્યુ પણ એ બધુ શાને માટે? પોતાની પદવીને—એના જેવા દુષ્ટની પદવીને—કલક ન લાગે તેટલા જ માટે પરતુ પેલો ગિલ્બર્ટ મૅનશન "પોકે પોક મૂકીને રોયો, અને એક માસ સુધી ચિત્ત શાન્ત રાખી શકયો નહિ" પછી કારકુન તરીકે પોતાને મળેલા પૈસાનુ એક પ્રાર્થના પુસ્તક ખરીદી લાવ્યો, અને તે વાચી જોનના આત્માના કલ્યાણ અર્થ પ્રભુની પ્રાર્થના કરતો

ક્રૉસ ઉપર પ્રાણ છોડનાર ક્રાઇસ્ટ ભગવાનની માફક રૂએઁ આગળ મૃત્યુવશ થનાર બાલિકાની કથા સપૂર્ણ થઇ મહાત્માઓનો જગતમા જયજયકાર છે!*

---

* ચિન્ડ્રસ મૅગેઝીનમાના સર આરથર મી ના અપ્રેઇ લેખ ઉપરથી 'ગુજરાત શાળાપત્ર'ના તત્રીએ નહિ સ્વીકારેલો લેખ—આ બ દવે

# એક યાત્રા.

લેખક-રા ચુનિલાલ વર્ધમાન શાહ.

કનાપી નામને રટતો, હું આવ્યો આજ તુજ દ્વારે
કનાપી! તેજ તુજ અભિધાનનું દેખું ન અત્યારે!   ૧
નથી તુજ રસતણો છાંટો પડેલો તાહરા પુરપર,
નથી વિદ્યારસિકતા કેરી લાગી આનતીય નજર   ૨
કનાને પી જનારા દેવ હે! તું કાવ્યના શોખી,
નગર તારૂં કના કે કાવ્ય પાતા નાખતું ઓકી!   ૩
કરી યાત્રા ઉમંગે તાહરી આ જન્મભૂમિની,
નિરખતા બેકદરદાની થતી આ આખડી ભીની   ૪
મન સતાપથી વિનાપ કરૂં આનાપ કાનીને,
થતું મનમાંહ્ય કે મેલું જગત આખું ગજાનીને!   ૫
કદાચિત્ માફ તું કરશે ખતા-એ-બેકદરદાની,
અને તું રેડશે સ્વર્ગેથી ધારા મિષ્ટ અમૃતની   ૬
પરન્તુ માફ કયમ કરશે ખુદા જે એક આનમનો?
ખતા એ તો ખના એક જ નિયમ છે એહ આમિતનો   ૭

# ઉષા—"સ્વરાજ્ય-પ્રતિજ્ઞા."

## (પ્રથમ ખંડ)

લેખક—રા. શેઠ પુરૂષોત્તમ વિશ્રામ માવજી.

(ચાલુ સચિત્ર ઐતિહાસિક વાર્તા)

પ્રકરણ ૧૭ મું

### વૈર-કીનો।

"ટાઢા શિતળ વનદહન, જળ પથરા વ્હેરત,
અબળા રૂઠી જો કરે, સો દૈવે ન કરત,
કયા અબળા નહી કરી શકે, કયા ન સમુદ્ર સમાય,
પાવકમેં કયા નહી જળે, કાળ કીને નહિ ખાય"

---

*"Misery and ignorance are always the cause of great evils Misery is easily excited to anger, & ignorance soon yields to perfidious counsels'* —*Addison*

---

*"These are the spidres of society*
*They weave their petty webs of lies & sneers,*
*And lie themselves in ambush for the spoil*
*The web seems fair, & glitters in the sun,*
*And the poor victim winds him in the toil*
*Before he dreams of danger or of death"*

---

"સિખના એત હી એરીયા, સિખકે બોયે ઝાર,
ફેન લાગા અગારકા, દુખીયા કે ગનહાર"

"સેતાન! સેતાન! ખૂની! સાલુડો!"

સકવારબાઈ પોતાના પ્રિયતમ અને સગાના મૃતદેહ પાસે ધ્રુજતા પગો, અને ઉગ્ર, સ્તબ્ધ મુખ સાથે રીબાઈ પડેલી ફાટેલે ડોળે જોતી ઉભી હતી, તેના પિતાએ સરફોજીનું એક ઉંચા સાધુએ મુસાફરખાનામાં કેવી રીતે ખૂન કર્યું હતું તે તેને કહ્યું હતું પિતાના એકે શબ્દને ખોટો ન માનતી આ મીઠુ મરચુ ભભરાવી ખૂબીથી વર્ણવેલું જે ચિત્ર તેણે એક ચિત્તે સાભળ્યુ હતુ તેના પિતાએ કહ્યું હતુ કે સરફોજી સા કોઇ બકખોરો છુપાયા છે તેની તપાસ

ઇગ્લડનો ઇતિહાસ રૂ ૧-૮-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

કરવા પોતાની ફરજ બજાવતો હતો, તેવામાં પાછળથી અંધાનાગા ખૂણામાથી એક ઉંચા સાધુએ ઓચિન્તો હલ્લો કરી આ વીરનું કરપીણ ખૂન કર્યું કરિમબક્ષ જમાદારે પોતાના બે ત્રણ સિપાઇઓ સાથે આ ખૂનીને જોયો તેને પકડવાને બેત્રણ સિપાઇઓ સાથે એ ધસ્યો, પણ ચંડાળ અંધારાનો લાભ લઇને ક્યા અલોપ થઈ ગયો

સરદારસાઇએ આજે આ પહેલ વહેલું કરપીણ ભયંકર કૃત્ય પ્રત્યક્ષ જોયુ, આ દુ ખ-લાગણીથી તેનું હૃદય સંતાપના અને વૈર-કીનાના કઠોર-કડવા વિચારોમાં ભળાયુ આ સર-ફોજી-તેનો મનનો વ્હાલો સરફોજી-તેનો પ્રિયતમ-તેની એક જ પ્રેમમૂર્તિ હતી-તેનો અન્ત થયો તે છાતકા હૃદયનો કે ક્રૂર મદભર્યો વ્યભિચારી દુરાત્મા હતો એવી તેને સ્વપ્ને પણ કલ્પના નહોતી તેનો વિશુદ્ધ પ્રેમી, એક વીર, ઉચ્ચ વિચારનો, સુશીલ યુવાન હતો એ તેની બાળપણથી કલ્પના-કોઇ અજ્ઞાત શત્રુએ આ ઘાત કર્યો-તે પણ રણના મેદાનમા નહી ખરા યુદ્ધમા નહી, પણ તેના પિતાએ કહ્યુ તેમ એક મુસાફરખાનામા, અંધારામા, દગાથી-કપટથી-આ કરપીણ ખૂન-ખૂન ઓચિંતા આ શાંતિનો ભંગ કરતા "ખૂન ! ખૂન ! સેતાન ! સેતાન ! ખૂની ! સાહુડો !" આ શબ્દો તેના દુ ખા આવેશથી ઉચ્ચારાયા, તેના પિતાએ આ ભયંકર બનાવનો હેવાલ પહેલેથી છેવટ સુધી હ હડના જુદાણાથી ભરપૂર રીતે તેને સભળાવ્યો હતો સરદારસાઇએ એક ચિત્તે તે સાભળ્યો અને ખરો પણ માન્યો પિતાપર વ્હેમ કેમ આવે ?-તે તેની ખરી બાજુથી તદ્દન અજ્ઞાત હતી આ દૃષ્ટિમા તેની સર્વ માયા-લાગણી પ્રેમ વાત્સલ્ય તેનાપર હતુ તેનો પિતા તેનો સર્વસ્વ હતો-તેના સર્વ પ્રેમનો મધ્યબિંદુ-ખરી ભક્તિથી તેના તરફ તે જોતી હતી !

ખરી રીતે બાદનને એક પ્રકારે સરફોજીના મૃત્યુના સમાચાર સાભળી સંતોષ થયો હતો તે તેના તરફની પોતાની પુત્રીની લાગણી જાણતો હતો તે એક કાંટો પોતાની મહત્વાકાક્ષામા તેને ખૂંચતો હતો અને તે આપોઆપ આ રીતે દૂર થયો અને વળી એક ઘાએ બે પક્ષી મર્યા-પોતાની પુત્રી સજેખાનના હુકમથી જેમના ઘરમા આપી તેમની હીલચાલપર છુપી રીતે દેખરેખ રાખી સર્વ ખબર પહોંચાડવાનો મુખ્ય હેતુ-અને તે વાટે જેમ કુટુંબપર રહેલ પુરાણુ વૈર લેવાનો મુખ્ય ઇરાદો-તેમાં આજ રાતના આ કરપીણ બનાવથી પોતાની પુત્રીની લાગણી ઉશ્કેરી તેને વધારે ઉત્તેજીત બનાવવી એ હેતુથી સવ સમાચાર ફેરવી જુ । રૂપમા પુત્રી સમક્ષ મૂક્યા તે શબ્દોમા નગાખોર ખૂની, જાસુસ એ શબ્દો એણે ભાર દઇ મૂક્યા, અને તે યોગ્ય ભયસૂચકતા વાપરી મૂકેલા હતા-તેણે ધારેલી અસર કરી તેની પુત્રી આ સમાચારથી ભડકી ઉઠી-તેના હૃદયપર પોતાના પ્રિયતમથી જુદા પડવાના હજુ તાજા ઘા હતા અને હજુ જરા તરા આશા પણ કદાચ હોય, પણ હવે તો આવી ભયંકર રીતે ઓચિંતી હમેશની તે જુદાઈ થઈ પોતાના ભાવિ ભર્તાપર તથા તેના કુટુંબપર તેના હૃદયમા ભડકી રહેલ કોપ, ઝનુનભરી ઇતરાજી, સંતાપ અત્યારે આ ચાતુર્યથી અને છળપ્રપંચથી સહેલાઇથી જપ્ત વૈર-કીનો લેવાની કઠોર ઇચ્છામાં ફેરવાઇ શકાય એમ હતું આ યુવાન બાળા જેની નસોમા વ્હેતુ શ્રોણીત અને જેનુ કુટુંબ

પોતાના ઉદ્દભવતા દરેકે દરેક મનોવિકાર–આવેશપૂર જોસથી તીવ્રતાથી લાગતા એવી લાગણી-વાળુ હતું–તેની આ યુવાન બાળા સામે અત્યારે રમાતી રમત ક્રૂર અને ભયકર હતી પણ કૃષ્ણાજી બાદલ પોતાની યોજના વચ્ચે દયા કે માયાને પણ આવવા દે એવો પુરૂષ ન હોતો–તેણે પોતાની પુત્રીના માનસિક અસહ્ય દુ ખમા, તેની નાડીઓ રગો વિદારવામા, અને તેને લગભગ સ્તબ્ધ–જડ કરી દેતા ભયમા, પોતાની મહાન યોજના–પ્રબળ ઇચ્છા–જેથે કુટુબ વેર લેવાનુ સખત વેર અને તે દ્વારે શિવાજીનો નાશ–એ પોતાની પ્રબળ ઇચ્છા–મહાન યોજનાનો પૂર્ણ વિકાસ–પૂર્ણ થવાની દરેક ખાત્રી જોઇ

"અજાયબ જેવુ છે, કાને જ મને સરફોજી કહેતો હતો કે આ ખૂની બડખોરો અધારામા પાછળથી ધા કરનારા છે સામે આવી લડવાની તેમની તાકાદ નથી"

'હા, તે સત્ય છે દીકરી! તુ હવે સમજી કે નહી? એ જ કારણથી આપણે આ ચડાવોને ધિક્કારીયે છીયે તેઓ દગાખોર છે નીચ છે અરે, આ ઘોરાના દરેકે દરેક જણ, સ્ત્રી, બાળક, પુરૂષ સર્વે એવા જ પાજી છે તેઓ આપણાથી ડરે છે ખુલ્લી રીતે મેદાનમા લડવાની તેમની છાતી નથી આ શહાજીનો ઉદ્ધત મૂર્ખ છોકરો પૂણામા જગલોમા અત્યારે છુપાતો સતાતો રખડે છે તેનામા શુ આપણા મહાન દળ સામે લડવાની છાતી છે? જો, એણે શુ કર્યું? બળવો ઉઠાવ્યો આ પ્રદેશમા સર્વને બળવાખોરો બનાવ્યા! સર્વને જાસુસો બનાવ્યા! તેઓ બધા ભીરૂ કાયર છે પાછળથી ધા કરનાર, અ ધારામા હલ્લો કરનાર ખૂની ધાડ પાડુઓ લૂટારાઓ છે બાયલા છે તેમનાથી ખુલ્લી રીતે આપણા બિજાપૂરી બાદશાહી વીરસૈન્ય સામે જરાપણ ઉભા રહી શકાશે નહી. તેમનામા મૂળ હિમ્મત જ ક્યા બળી છે? તેમને તો આ મૂર્ખા ઉછૃખલ છોકરાએ સરદારી લઇ હુકમો આપ્યા છે કે લાગ આવે ત્યા છાપા મારી આપણા વીર સરદારોને ઓચિતા સપડાવવા–મારવા! અને એ કામમા એ પિશાચો તૈયાર હુશીયાર–બસ–આજ સરફોજી ગયો–કાલ વળી બીજો જ કોઇ જશે–પરમ દિવસે વળી મ્હારો વારો આવશે–કોણ જાણે છે? શિવાજી અને તેની બડખોર ટોળી ખુની ધાડપાડુ છે આ ખૂનીઓ આજ છૂટા છે વળી તેમનો નેતા એક ઉચો સાધુડો નરહર સ્વામી કરીને કોઈ છે"

"હા, મ એના વિશે સાભળ્યુ છે હુ ધારુ છુ કે એ જ સેતાને આપણા સરફોજીનુ ખૂન કર્યું!" ધીમેથી સડનાર બોની

"હા, એ જ, વળી બીજો કોણ? શુ આપણા સિપાઇઓએ સાક્ષિ નથી આપી? તેઓએ આપણા જમાદારે તેને નજરે જોયો, આપણ જાસુસોએ પણ ખબર આપ્યા છે કે એ સેતાન સાધુના વેષમા સેતાન–આ શહેરમા ફરે છે પણ પકડાતો નથી–અહીં તેના સર્વ મિત્રો છે, તેઓ આ બિજાપૂરના એક સરદારના ખૂનીનુ ખુલ્લી રીતે સ્વાગત કરે છે"

"શુ તમે એમ ધારો છો કે જેને દેશમુખ અને મ્હારો ભાવિ ભર્તા એને સગ્રહે ખરા?"

હસતા હસતા બાદલ બોલ્યો—'ભોળી રે ભોળી, અરે, એ બધા એના જ છે દગાખોર બડખોર છે મળ સડેલુ ત્યા પછી પાક કેવો હોય? હા, કાન્હોજી જેધે અને આપણો જમાદાર

વફાદાર કહેવાય છે ખરા, પણ ત્યા બીજો પુત્ર છે–માતા છે–કાઈ કહેવાતુ નથી બહુ જ ગુચવણભર્યું છે "

" હુ માતા અમા ભવાનીની સ્તુતિ કરીશ કે એક વખત તે દુષ્ટને અને મને મ્હોડે મ્હોડ થવા દે !'

હવે બાદનની પક્કી ખાત્રી થઇ હતી કે પોતાની પુત્રી હવે પાછી હટશે નહી, પૂર્ણ ચોકશીથી તે પોતાનુ કાર્ય બજાવશે તેના પ્રિયતમના ખૂનથી તેનુ હૃદય પૂર્ણ સચેત બન્યુ હતુ તેને સખત ફટકો લાગ્યો હતો વૈરના ભભૂક તેના રોમ રોમમા ભડકી રહ્યા હતા તેના દરેક ખ્યાલ–વિચાર,–તેની દરેક ઈચ્છા અત્યારે વૈર–કીનો લેવા તનપી રહી હતી આજે બાદનને પૂર્ણ આશા આવી હતી પોતાની યોજના હવે જરૂર પાર પડશે

" પુત્રી, એક કહેવાનું રહી ગયુ આ શત્રુ–ખુની કોણુ તેને ઓળખવાની એક નિશાની છે "

" શુ ? "

" સરફ્રોજી પાસે કરિમબક્ષ દોડી ગયો ત્યારે તેના પ્રાણ ગયા ન હોતા તે ધીમે ધીમે બોલ્યો કે મરતા મરતા છેલ્લી ઘડીએ કમ્મરેથી મહામહેનતે ખંજર કાઢીને તે ખુનીપર ઘા કર્યો, તે તેના ડાબા હાથપર ઘુણા જો થી ભાગી આગળ લાગ્યો છે–ઘા ઘણો ઉંડો છે તે રૂઝતા ઘણો વખત લાગશે પુત્રી, આ વચનો તે બો યો અને તે ચડાળ ખુનીને ઓળખવાની આ નિશાની છે "

" હા, હુ એને ઓળખી શકીશ પાતાળમાથી પણ શોધી શકીશ "

પિતા અને પુત્રી એક બીજા સામે જોઇ રહ્યા અને થોડી પળ સુધી તેમના આત્મા–પોતાના દરેક આદર્શમા, દરેક લાગણીમા, દરેક અભિલાષામા, એકમેકથી ભિન્ન હતા–તે અત્યારે એક દરાન અરે, આ દશ્યમા મજા પિતાએ સતોષનો દમ ખેચ્યો તેણે હવે પૂર્ણ રીતે જાણ્યુ કે અત્યારે તે પુત્રી પોતાના કબજામા–પોતાની મુઠીમા પુરેપુરી રીતે આવી હતી–એક તદ્દન નાલાયક તુચ્છ મનુષ્ય–હડહડતા વ્યભિચારી દુરાત્મા માટે–તેના ખરા સ્વરૂપથી અજ્ઞાત રહી આ બાળાએ પોતાની સર્વ ઉમેદો, સર્વ આશાઓ વિશુદ્ધ પ્રેમ આપ્યો હતો, અને તેના વધને–આ કરપીણ બનાવને અત્યારે તે પૂર્ણ ધિ કકારથી અને ત્રાસ ક્રોધથી જોઈ રહી હતી આ બધુ તે સારીરીતે જાણતો હતો–તેો તેણે પૂરો લાભ લીધો, અને આ કોપેલી બાળા આ રૂકેલી અમના–પોતાની પુત્રી હવે પોતાની ઈચ્છા–વૈર લેવાની આકાક્ષા દરેક રીતે તૃપ્ત કરશે એમા તેને જરા પણ શકા રહી નહી

' પુત્રી, હવે આપણે એક બીજાને બરાબર ઓળખીયે છીયે ત્હારો આત્મા અને ત્હારી ચતુરાઈ–ચચળતા તને માગ દાખવશે ત્હારા લગ્ન કોઈપણ રીતે અટકી શકે એમ નથી બીજુ નજીકનું મુહુર્ત ન હોવાથી આઠમે દિવસે થવાનાં જ–આજ કારણોને લીધે તે બિલકુલ લબાવાય તેમ નથી લગ્નને બીજે દિવસે મ્હારે જવાનુ છે તાકિદના હુકમ આવ્યા છે ત્હારા શ્વશુરને ઘેર ગયા પછી ત્હારે ત્હારા ચક્ષુ અને કર્ણો ખુલ્લા રાખી તે સર્વેનો

* ઉષાકાન્ત ( સચિત્ર નવલકથા ) રૂ ૨–૦–૦ એન એમ ત્રિપાઠી એન્ડ ક પની, મુબાઇ

પ્રેમ ત્હારી તરફ ત્હારે ખેચવાનો છે યુક્તિસરૂ જાળ બીછાવવી છે-તેઓમા ભળી જવાનુ છે એક શબ્દ, એક સજ્ઞા કે ચિન્હ સુદ્ધા ત્હારે જાણે અજાણે પણ જણાવવાના હોવાનુ નથી મે નીમેલા માણસો ત્હને ગુપ્ત રીતે મળતા રહેશે તેમને ત્હારે દરેક જોયેલા પ્રસગોને સાભળેલા સમાચાર આપવાના છે સમજી ? કેમ કશુન છે બેટા ?"

"હા, હુ વચન આપુ છુ "

"શાબાસ જો, ખાનસાહેબનુ પકી રીતે માનવુ છે કે છુપા વેશમા શિવાજી અહીં આવ્યો છે જો એમ જ હોય તો બિજાપૂર સરકાર સામે કોઇપણ ભયકર કાવત્રુ રચાય છે. સબવાર, સાવધાનીથી સર્વે ખબર તુ આપજે, કામ વણુ નાજુક છે સાવચેત રહી સર્વે તપાસ રાખજે"

"હા, મ્હારા વેર ખાતર-આ સરફોજીના ખૂનનુ વેર લેવા બધુ કરીશ-જરૂર કરીશ સર્વે કરીશ "

"બસ, એ જ જોઇએ છે શિવાજીથી બીજી પાયરીએ પેલો ચડાળ મેતાન નરહરીયો સાકુડો છે તેનુ ડોકુ તો અવશ્ય ઉડવુ જ જોઇએ એ જ, એ જ મ્હારા વીર સરફોજીનો ખૂની-"

"હા, એ ભૂલુ એમ નથી "

'સરફોજીના ખૂનનો બદલો આ એકેએક ગૂડખોરના લોહી રેડાયાથી જ લેવાશે. તેનો આત્મા ત્યારે જ શાત થશે-આ વૈરનો અગ્નિ ત્યારે જ બુઝાશે-પુત્રી, યાદ રાખજે ત્હારા લગ્નને બીજે દિવસે તો હુ શિરવળ જઇશ આપણા બાદશાહે સનામતના હક્કનુ કાઈ પણ સાભળે-તો વગર ઢીલે મને ખબર મોકલાવજે તેમનુ અન્ન આજ પેઢીઓથી આપણી રગેરગમા છે, સ્વામિદ્રોહ સ્વપ્ને પણ કરવો નહી-તે માટે પ્રેમ, પ્રાણ સર્વે આપવા હમેશ તૈયાર રહેવુ, એ સૂત્ર ભૂલતી નહી જો કોઈપણ અગત્યના સમાચાર હોય તો તરત કોઇપણ બહાનુ કાઢીને પણ તરત આવતી રહેજે ત્હારૂ નામ બહાર પડશે નહી શત્રુઓ જાણી શકશે નહી અને આપણું કામ પાર પડશે વૈર પુરેપુરૂ લેવાશે "

"હા, એ સર્વે મ્હારા ધ્યાનમા છે પિતાજી ! આપ નિશ્ચિત રહો હુ આપની પુત્રી છુ-અને વધારે કઇ કહેવુ પડે તેમ નથી આ જગતમા આપ વગર મ્હારૂ બીજુ કોઇ પણ નથી મ્હારા હૃદયમા ભભૂકી રહેલ વૈરાગ્નિની જ્વાળાઓ આ આહુતિઓ અપાયાથી જ શાત થશે "

* * * *

આઠમે દિવસે-ઠરાવેલે દિવસે મકરાણખાનના અને બાજીરાવના લગ્ન થયા મ્હોટી ધામધુમ કરવામા આવી ન હોતી - સરફોજીના મૃત્યુથી બાદલ શોકમા હતો તેથી ધામધુમ વગર સાદાઇથી લગ્ન થયા તે વખતે માવળમાથી મ્હોટા મ્હોટાઓની પહેરામણીઓને ભેટણાઓ આવ્યા હતા ખુદ બિજાપૂરથી બાદશાહ તરફથી એક ખાસ સરદાર આ લગ્નમા ભાગ લેવા પહેરામણી-માનના વસ્ત્રો લઇ ખાસ ખનિતા સાથે આવ્યો હતો સર્જેખાન તથા આમિને, મ્હોટી ભેટો મોકલી હતી લગ્ન નિર્વિઘ્ને પસાર થયા બીજે દિવસે સત્કારગાર્થ સાસરે વિદાય થઇ તેનો પિતા શિરવળ તરફ રવાના થયો

---

Classical Poets of Gujarat Ans 6 0 N M Tripathi & Co, Bombay

 ૨૫ આપના ઑર્ડરમાં સમાલોચકની નોંધ લેશો

સમાલોચકનુ વાર્ષિક લવાજમ રૂ ૪,

હિન્દુસ્થાન બહાર શીલીંગ ૧૧॥ = રૂ. પોણા છ.

છુટક અંકની કિંમત રૂ. ૦-૮-૦

સમાલોચકની જાહેરખબરો હમેશા ઉત્તમ અને સ્થાયી ગ્રાહકો જ લાવી આપે છે. જાહેરખબરો વિનાનો વ્યાપાર એ વ્યાપાર નથી.

# સમાલોચકના

## જાહેરખબરના ભાવ.

| | | |
|---|---|---|
| એક આખુ પાનુ એક વખત માટે | રૂ | ૧૩ |
| અડધુ " " " | રૂ | ૭ |
| પા " " " | રૂ | ૫ |

—આ ભાવ બાર માસની બાંધી મુદતને જ માટે છે ઓછા વખત માટે કે ખાસ જગ્યા માટે ચાલુ ભાવ ઉપર પચીસ ટકા વધારે લેવામા આવશે

—કવર ઉપરના ખાસ ભાવ માટે રુબરૂમા મળવુ યા તો લખીને પુછાવવુ

—ઓછામા ઓછા ૭ માસ સુધી જાહેરખબર આપવી પડશે તેથી ઓછા વખત માટે લેવામા નહિ આવે

—બહારગામવાળાઓએ અડધા પૈસા પ્રથમ ઑર્ડર સાથે અને બાકીના પુરા પૈસા પ્રથમ ત્રણ મહિના પૂરા થયે આપવા પડશે તે પ્રમાણે બાકીની રકમ વખતસર નહિ મળે તો ચોથા મહિનાથી જાહેરખબર બંધ કરવામાં આવશે અને પ્રથમ આપેલા રુપીઆ પાછા આપવામા આવશે નહિ

—બાર માસની જાહેરખબરની એકત્ર રકમ પ્રથમથી આપનારને સાડાબાર ટકા વળતર આપવામા આવશે

—આ ભાવમા કમી કરવાની માગણી કોઈએ કરવાની તસ્દી લેવી નહિ વધતી જતી મોંઘવારીને લીધે આ ભાવ ગમે તે વખતે ફરી શકશે

—જાહેરખબરને લગતો તથા માસિક સબધી બીજો સૌ પત્રવ્યવહાર નીચેને જ સિરનામે કરવો

સમાલોચક ઑફીસ
મોરારજી ગોકુળદાસ ચાલ ન ૨૭૩
સેન્ડહર્સ્ટ રોડ, ગિરગામ, મુબાઈ
ડીસેમ્બર ૧૯૧૯

રમણીયરામ ગો. ત્રિપાઠી,
પ્રકાશક

# જીનતાન.



જીનતાન—ઉલટીને તરત જ બંધ કરે છે.

જીનતાન—પાચનશક્તિ માટે અકસીર છે.

જીનતાન—શક્તિ માટે એના જેવી એક પણ ચીજ નથી.

આખો વખત ખો ખો કરનારાઓએ જીનતાનનો તરત જ ઉપયોગ કરવો.

દરિયાની મુસાફરી કરનારા દરેક માણસો તંદુરસ્તી માટે જીનતાન પાસે રાખે છે.

જીનતાન—ગાનારાઓ અને ભાષણ કરનારાઓ પોતાના કંઠને માટે જીનતાનનો જ ઉપયોગ કરે છે

જીનતાનની એક બે ગોળીઓ પાનમાં ખાવાથી પાનનો અજબ સ્વાદ આવે છે ને મ્હોંમાંથી દુર્ગંધ દૂર કરવા માટે જીનતાન વાપરવાની ખાસ ભલામણ કરવામાં આવે છે




જીનતાનનું એક પડીકું આજે જ ખરીદો.

મોટું પડીકું ગોળી ફેન્સી ડબી સાથે રૂ ૧)

[illegible] પડીકું ટીનની ડબી સાથે ૦-૪-૦

નાનું પડીકું ફી ૦-૧-૦

સોલ એજન્ટસ—જીનતાન એજન્સી,

( જી આર ચૌબલ )

જુમામસજીદ, મુંબઈ.

દરેક આબરૂદાર વેપારીઓ જીનતાન વેચે છે

વૈષ્ણવો અને સનાતનીઓને ખાસ ઉપયોગી અપૂર્વ પુસ્તક !

થોડા વખતમા બહાર પડશે ! !

બંગાલના આ પ્રસિદ્ધ દેશસેવક સાધુ પુરૂષ

## બાબુ અરવિંદ-ઘોષના

નામથી કયો હિન્દીજન અજાણ્યો છે ?

આ વિદ્વાન નરરત્નના

વિદ્વત્તાભર્યા પંદર ઉત્તમ લેખોનો સંગ્રહ

# "અરવિંદ ઘોષનું તત્વજ્ઞાન.

છપાય છે-થોડા વખતમા બહાર પડશે.

( તેમની સુન્દર છબીઓ તથા જીવનચરિત્ર સાથે )

લેખક,

રા. મોતીલાલ જેઠાલાલ મહેતા.

અગાઉથી ગ્રાહક થનાર પાસેથી

મૂલ્ય રૂપીઆ બે, પોસ્ટેજ ચાર આના વધુ

લખો — રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી,

મોરારજી આલ્સ નં. ૨/૩૬,

સેન્ડહર્સ્ટ રોડ, ગિરગામ, મુંબાઈ.

Printed by K R. Mitra at the Manoranjan Press 3 Sandhurst Rd Girgaon Bombay
Published by Ramaniyaram Goverdhanram Tripathi at Messrs N M Tripathi & Co
Princess Street, Kalbadevi, Bombay

૧ આપના ઑર્ડરમાં સમાલોચકની નોંધ લેશો.

પંકાયલા, પુરાણા અને પ્રજાપ્રિય મશીન

પૉલીશની શરૂઆત કરનાર

અને આ ધંધાને એક ફેશનેબલ ધંધાની સપાટીપર લાવનાર

# ઝવેરી કાનજી માલજી



## આ નામ કોણ નથી જાણતું ?

પહેલા પાયોનીયર

હજી પણ કંઈ નવી કૃતિઓ.

નવા ઘાટ, નવા શણગાર, અને નવા અલંકારો

**તૈયાર કર્યા જ જાય છે!**

દુકાને પધારી તસ્દી લઈ જોશો તો

**જરૂર જ મોહશો!**

પરિણામે અમને ખટાવ્યા વિના

**છુટકો જ નથી!**

પછી આજે આવો કે કાલે!

## અબદુલ રહેમાન સ્ટ્રીટ, મુંબાઈ

ટેલીફોન નં. ૭૮૨

* આપના ઑર્ડરમાં સમાલોચકની નોંધ લેશો

# તમોને દેશી સાબુપર

## વિશ્વાસ નથી.

કેમકે મોટે ભાગે એવી સાબુ વાપરતા તમારા શરીરની ચામડી તરડાઇ જાય છે,—પરન્તુ તમો જાણીને ખુશ થશો કે દેશી સાબુની એ બનાવટમાં અમારા રસાયન-શાસ્ત્રીઓએ મોટો સુધારો કરી આ નવો

સુગન્ધી

સુગધી સાબુ.

# રેલ્વે સોપ

બનાવી બહાર પાડેલો છે કે જેની ઉત્તમ બનાવટ તમારા સ્હેજી ચીજને સાફ સાના બાહને કાયમ ગણે છે વળી—

# રેલ્વે સોપ.

કપડા ધોવાનો સાબુ વાપરો.

કીમતમા કીફાયત. જલદી ઘસાય નહિ તેવો.

ધી રેલ્વે સોપ મેન્યુફેકચરીંગ કંપની.

પ્રિન્સેસ સ્ટ્રીટ—મુબાઇ.






( રજીસ્ટર્ડ. )

આખા હિંદુસ્તાનમા આ તેલ જેવું તેલ નથી તેમ અમારા તેલ માટે ઉપરનો ફોટો તપાસવો જેથી ઠગાશો નહીં

મોટી એકની કીમત રૂ ૧, ટપાલખર્ચ જુદુ વધુ માટે લખો—ગામોગામ એજન્ટો જોઇએ છે, સારૂ કમીશન આપીશુ લખો—

**વ્યવસ્થાપક, યોગબળ મંત્રાલય.**

૧૦૮, ગીરગામ બેકરોડ-મુબાઈ નં. ૪.







લાલા લજપતરાય.

સમાલોચક

પુસ્તક ૨૫ મું, ]  માર્ચ, ઈ. સ. ૧૯૨૦  [ અંક ૩.

# પ્રાસંગિક વિચાર.

લેખક —રા. રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી.

## ૧. મિ. હોર્નિમેન અને હિન્દીસરકાર.

નામદાર સમ્રાટ્ શ્રીના શાહી ઢંઢેરાથી પ્રજામાં સ્વાભાવિક રીતે એવો ભાવ ઉત્પન્ન થયો હતો કે ભૂતકાળના પ્રમાદો સ્મરણમાંથી ભૂલાવી દઈ આપણા અમલદારમંડળો ભવિષ્યના વિચાર કરશે અને ભૂતકાળના દૃષ્ટિકોણ ફેરવશે તેમ પ્રજામાં–હિન્દની રાજનિષ્ટ પ્રજામાં–હવે પ્રેમભર્યા વિશ્વાસ અને સહકારના જે પવિત્ર કહેણ મોકલાયા છે તેનો સ્વીકાર પણ એ કરશે. પણ પ્રજાના કરતાં અમલદારવર્ગ વધારે જિદ્દી અને આપવડાઇનો લોભી છે વાત કરવામાં એ વર્ગ પુરતો નિષ્ણાત છે જ્યાં સુધી એમને પોતાને આગળી આપવાનો સમય આવી પહોંચ્યો નથી હોતો, જ્યાસુધી એમને પોતાને કોઇ ત્યાગ કરવા જેવો પ્રસંગ આવ્યો નથી હોતો કે જ્યાં સુધી એમના ઉપર નિરંકુશતાનું સામ્રાજ્ય રાજ્ય કરે છે ત્યાંસુધી એક તલભાર પણ એ ખમે તેમ નથી એના સંખ્યાબંધ દૃષ્ટાન્તો મળી આવે એમ છે પ્રજાને ત્યાગ કરવાનું કહેવામાં, સહકાર કરવાના બડા બડા મ્હોટા પાઠો ભણાવવામાં અને પ્રજાને રાજનિષ્ટ અને દેશપ્રેમી થવાનું કહેવામાં એ બહુ શૂરવીર છે અને એ પડી ગયેલી આદત એ છોડી શકતા નથી અને 'પડી ટેવ તે તો ટળે કેમ ટાળી? એ સૂત્રનું પુરેપુરૂ અવલંબન એ કરે છે મિ હોર્નિમેન તરફ જે નિષ્ઠુર વર્તન ગયા વર્ષના એપ્રીલમાં વર્તવામાં આવ્યુ છે તે હજી ભુલી જવાતુ નથી અમલદારવર્ગ કરતાં પ્રજા આવા જુલ્મના કાર્યો વધારે સતતતાથી સ્મરણમાં રાખી શકે છે અને ભુલી જવાનો પ્રસંગ આવતાં એટલી જ ત્વરાથી ભુલી જઈ શકે છે પ્રજાનો એ મહાગુણ છે મિ હોર્નિમેન શાહી ઢંઢેરા પછી હિન્દમા પગ મુકવા સ્વતંત્ર થશે એવી આશા સામ્રાજ્યવાદીઓએ રાખી હતી મિ મોન્ટેગુના ઇંગ્લાંડમાં ઉચ્ચારેલા શબ્દોએ અને દિલ્હી સરકારે ફેંકેલા બીરૂ આક્ષેપ પછી એ આશા ભૂલભરેલી હતી એ હવે સમજાયુ છે દૃષ્ટિકોણ ફરવાયો છે એ વાત આમ કેવળ અસત્ય અને મિથ્યા આડંબરવાળી છે એ હવે સમજાયુ છે મિ હોર્નિમેનની સામે મુકાયેલો પ્રતિબંધ જ્યાં સુધી સરકારે રદ કર્યો નથી ત્યાં સુધી અમ્હારી–આ દેશની આ સમજ રહેશે.

હિન્દના સ્વરાજ્યવાદી સન્તાનો સ્વરાજ્યવાદી હોવાના કારણે જ બંદીવાન રહે એ સ્થિતિ જ્યા સુધી આ દેશમા જોવામા આવશે ત્યા સુધી પ્રજામા શાંતિ નથી હિન્દના એકેએક સતાનને સારા વિશ્વમા એક મનુષ્ય તરિકેના પ્રભુદત્ત હકકથી ફરવાની જેટલી છુટ મળી છે તેટલી છુટથી એ ફરી શકે નહિ કે જીવન જીવી શકે નહિ ત્યા સુધી હિન્દમા સાચી શાન્તિની આશા રાખવી એ આકાશપુષ્પવત્ છે બહુ આશ્ચર્ય છે–બહુ ખેદ કરાવે છે કે હિન્દના ખાનદાનો પોતાની જ જન્મભૂમિમા પોતાના જ ગૃહમા આજ બન્દિવાનની સ્થિતિ એક અગર બીજા રૂપમા ભોગવે છે અને એમની સાથે મિ હોર્નિમેન જેવા એક અગ્રેજ ગૃહસ્થ પણ–એમણે હિન્દને પોતાનું ગણ્યુ–હિન્દીજનોને પોતાના સહોદર ગણ્યા અને હિન્દ અને હિન્દવાસીઓની સતત સેવા કરી એટલા જ માટે–આજ હિન્દમા હિન્દી સરકારની પરવાનગી વિના પગ મુકી શકે નહિ એવી સ્થિતિમાં છે મિ મોન્ટેગુએ મિ હોર્નિમેન સમ્બન્ધમા જે ખુલાસો કર્યો છે તે કર્તાં દિલ્હી સરકારના શબ્દોએ પ્રજાના હૃદયને વધારે ઉંડો આઘાત આપ્યો છે મિ હોર્નિમેનનામાં રાજદ્રોહ કે દેશદ્રોહ હોવાની વાતો કેવળ જુઠાણા જ છે તેત્રીસ કરોડની હિન્દી પ્રજાની એ માન્યતા છે ગણ્યા ગાંઠ્યા મૂઠીભર અમલદારો અને તેમના નાચે નાચનાર એંગ્લો ઇન્ડીયન પત્રકારો વિગેરે બીજુ ધારે છે એ ધારવુ ખોટુ જ છે જો મિ હોર્નિમેનની વર્તણુકમા કે તેમના વચનમા કે શબ્દોમાં રાજદ્રોહ જેવા દુષ્ટ તત્વ જણાયા હોય તો સરકારનું ઇષ્ટ કર્તવ્ય એ છે કે ન્યાયાસન પાસે તેમનો ન્યાય કરાવવો આ થઈ શકે એવી સિધી અને સરલ વાત છોડી આડા માર્ગના સ્વીકારથી 'દાળમા કાંઇ કાળુ છે' એવો ભ્રમ પ્રજામા ઉત્પન્ન થાય તો એમા શુ આશ્ચર્ય છે? ગમે તેમ હો પણ એ તો નિશ્ચિત જ છે કે મિ હોર્નિમેન સ્હામે હજી પણ મુકી રખાયેલો પ્રતિબન્ધ અન્યાયનો ભારે પોષક છે મુબાઇની સરકાર આજ એક ઉમદા ખમીરના ઉદાર અંગ્રેજી હાકેમના વડાપણા નીચે છે એ ઉદારચરિત હાકેમની ઉદારતા અને એક નિષ્ણાત રાજપુરુષ તરીકેની ચડાઇ ત્યારે સાર્થ થઈ ગણાશે કે જ્યારે મિ હોર્નિમેન જેવા સ્વતત્ર રાજ્યસેવકો અને દેશસેવકો એમના પ્રાન્તમા છુટથી ફરતા થશે–જીવન જીવતા રહેશે જ્યા સુધી આ બનતા જેવી વાતો બની નથી કે બનતી નથી ત્યા સુધી સહકાર–વિશ્વાસ–ઉદારતા વિગેરેના મૂલ્ય કોઇ કોડીનાં પણ નથી શાહી ઢંઢેરાની કિંમત આમ નજીવી થશે એવી આશા અમ્હે રાખી ન હતી પણ હિન્દમા બનવુ જોઇએ એ બનતું નથી–ન બનવાનુ તો દિવસ ઉગ્યે બહુ બહુ બન્યા જાય છે.

## ૨. 'નવા યુગની શરૂઆત' અને સર શિવસ્વામી આયર

સર શિવસ્વામી આયરના નામથી શિક્ષિત હિન્દીજનો અજ્ઞાત નથી વિનીત પક્ષના રાષ્ટ્રીય અધિવેશનના કલકત્તાના છેલ્લા પ્રસગે એમને પ્રમુખપદ આપવામા આવ્યુ હતું વિનીત-પક્ષના એ એક આગલી નેતા તરિકે સ્વીકારાયા છે એમના સબન્ધમા મુબાઇના 'ક્રોનિકલ' પત્રમાં 'હિન્દુ' પત્રે પ્રગટ કરેલું એક જાણવાયોગ્ય ચર્ચાપત્ર છપાયુ છે એમાં જણાવવામા આવ્યુ છે કે, જેવા પ્રસગોથી આપણે અજ્ઞાત નથી તે પ્રમાણે ગયા ફેબ્રુઆરીમા સર શિવસ્વામી

સ્ટ્રેઇટ સેટલમેન્ટસ જવા માટે રંગુનથી ઉપડ્યા,ત્યારે બર્મા મિલીટરી પોલીસના એક અધિકારી કેપ્ટન ચાઇલ્ડ્સે એમનો જે સત્કાર કર્યો હતો તેનુ વર્ણન આપ્યુ છે મેન્ડલે જતા સર શિવસ્વામી પહેલા વર્ગમા રાતે સુતા હતા તે વખતે આ અધિકારી સાહેબે એમને જગાડ્યા અને કોઇ સ્ત્રીને ત્યા બેસવુ હતું માટે આ જગ્યા ખાલી કરી જવા હુકમ કર્યો. એ વિવાદમા બન્ને વચ્ચે વિખવાદ થયો અને કેપ્ટન ચાઇલ્ડ્સે સર શિવસ્વામી તરફ બહુ અસભ્ય વર્તણુક ચલાવી ત્યાના લેફ્ટનન્ટ ગવનરસાહેબ આ બાબતમા તપાસ ચલાવે છે એવુ સાભળ્યુ છે સર શિવસ્વામી જેવા એક અગ્રગણ્ય હિન્દીજન તરફ આવુ વર્તન આ રાજ્યનો એક સાધારણ નોકર-અમલદાર ચલાવે એથી વધારે શરમાવનારૂ શુ ગણી શકાય? આશ્ચર્ય આ બધામા તો એ છે કે વિનીત પક્ષના કોઇ નેતાએ સરકારનું આ બાબતમા જોઇએ તેટલુ ધ્યાન જ ખેચ્યુ નથી હિન્દની સમાજમા નવા યુગના પ્રારંભકાળમાં જ અમલદારો કેટલી અસભ્યતા અને જોહુકમીની રીતે વર્તે છે તેના આવા દૃષ્ટાન્તો જો બારીકાઇથી તપાસાય તો પુસ્તક ભરાઈ જાય. સર શિવસ્વામી આયર જેવા પ્રસિદ્ધ હિન્દીજન કે મિ બેન્જામીન ગાઇમેન જેવા ઉમદા ખમીરના અંગ્રેજજનના આજ આવા વારા આવે છે તો ગરીબ રયતના સ્વજનોની શી હાલત થતી હશે તે શુ વિચારવા જેવુ નથી? રેલ્વેમા હિન્દની મુસાફરી કરતી વખતે ગરીબ હિન્દીજનો તરફ સાધારણ અંગ્રેજજનો કે મોહજરો જે રીતે વર્તે છે તે ખરે જ ખિન્ન કરાવે છે મોહજરો કે આ અંગ્રેજ બિરાદરો આખા ડબાના ડબા લઈ બેસે છે અને બીજા વર્ગ સુદ્ધામા પણ મુસાફરોને દાખલ થતા અટકાયત મુકે છે એ અમ્હારો જાતિ અનુભવ છે ' રંગુન મેલ ' આ વિષયપર ચર્ચા કરતા લખે છે કે,

Englishmen should realize now more than ever that they are here as servants of the people but in their humptious insolence they forget their position and assume superior airs which they want to maintain by brute force and by bad manners Let all such men beware that the days of salams are gone for ever and that they should adjust themselves to circumstances if they want to keep their position or if they refuse the sooner they pack off the better for them " આવા પ્રસંગોપર આથી વધારે શુ લખી શકાય? આવુ વર્તન અંગ્રેજ સો જરો જ વર્તે છે એમ નથી પરન્તુ દેશી સિપાઇઓ-દેશી મિલટરી અમલદારો પણ વર્તે છે એક દૃષ્ટાન્ત ગયા ડીસેમ્બર માસની આખરમા અમ્હે જ્યારે અમૃતસર કોંગ્રેસમા જતા હતા તે વખતનો એ પ્રસંગ છે મુંબાઇથી પાંચ વાગે નીકળતી પંજાબમેલના બીજા વર્ગમા અમ્હે મુસાફરી કરતા હતા અમ્હારી સાથે આપણા હિન્દ સેવકો-*Servants of India* રા દેવધર, રા દેવને અને રા દ્રોપદ પણ હતા અમ્હે ચાર જણ બીજા વર્ગમા હતા રા દેવધર સપ્પાકાળના સાત વાગ્યાથી ઘોર નિદ્રામા પડ્યા હતા વડોદરાના સ્ટેશને રાત્રે એક દેશી મિલટરી સિપાઇ અમ્હારા ખાના આગળ આવ્યા અમ્હે સવ જણ સુતા હતા એ

ગૃહસ્થે રેલ્વેના કાયદા કાનુન ઓળંગી અંદર પ્રવેશ કર્યો અને ગ દંનધરના પગ આગળ નીરાતે એ બેઠા અમ્હે જણાવ્યું કે આ ડબો રીઝર્વડ છે એ બ્હેરા જ રહ્યા અમ્હે શાંત થયા કારણ અમે ઉંઘવાની જોગમાં હતા રા દેવલેએ વિજળીનો દીવો ચેર ભોલ્યો પે ા ગૃહસ્થે દીવો પેટવ્યો અમ્હે ફરી ઘેર કર્યો એમણે પુન સળગાવ્યો રા દેવલેએ કહ્યું 'અમ્હારે સુવું છે ત્હમે જાણો છો કે આ ડબો રીઝર્વડ છે ત્હમારાથી અહિં બેગી શકાશે નહીં માટે કૃપા કરી ચાલ્યા જાવ' અમલદારીના અમને એમને ક્રુદ્ધ કર્યા એ તો અમ્હને *Divine Rights of King* રાજાના ઈશ્વરી હકક સ્હમજાવવા મંડ્યા પોતે સૈનિક હોવાથી એમને ત્યાં બેસવાનો હક્ક જ છે, વિગેરે કહેવા મંડ્યા અમ્હારે બહુ વાક્યુદ્ધ કરવું પડ્યું એમણે અમ્હને રાજાના નામે અને રાજાના અધિકારના નામે દમ ભીડાવવા માંડ્યો પણ અમ્હે કાયદો બતાવ્યો રણ મધ્યરાત્રે આમ બહુ મારામારી કરી રા દેવધરની નિદ્રાદેવીને ત્રાસ આપવાનું યોગ્ય લાગ્યું નહિં અને એ ગૃહસ્થે કબુલાત આપી કે 'ભાઈ, બીજા સ્ટેશને હું હવે ચાલ્યો જઈશ માટે મ્હારૂં માથું પકવો નહિ,' એટલે અમ્હે સૌ સુઈ ગયા વાચકો, વિચારશો કે આવી સ્થિતિમાં એક નબળો પોચો માણસ હોય તો તેની શી અવસ્થા થાય? ખરે જ, આવા પ્રસંગો ખેદ કરાવે એવા હોય છે રાજ્યના આવા ઉદ્ધત અમલદારોની ઉદ્ધતાઈથી અને અમલદારીના નિશાથી રાજાની સુખેચ્છાશાન્તિમાં જેટલો વિક્ષેપ પડે છે તેવો બીજાથી ઓછો જ પડવાનો સભવ છે પ્રભુના નામે જેમ કેટલાક અતિ ધર્મિઓ પાપાચરણની અવધિએ પહોંચતા પણ ચૂકતા નથી તેમ આવા સત્તાના મદમાં અંધ થયેલા અધિકારીઓ રાજાનાનામે પ્રજાને પીડે છે ને ત્રાસ આપે છે ચોરી સહિ કરનાર સ્હામે ફોજદારી કાયદો ઉભો છે ત્યાં રાજાના નામે ખોટો અમલ ચલાવનાર સ્વચ્છન્દતાથી વર્તવા સ્વતન્ત્ર છે, એ કેવળ અન્યાય જ છે

### ૩ સ્વાગતમ્—લાલા લજપતરાય

Lala Lajpatrai has throughout his life ever stood for the poor the famine stricken and the miserable Mr Lajpatrai has always been wolknowen for his indomitableness his deep sympathy with all and ardent patriotism which qualities have endeared him to all his countrymen"

લાલા લજપતરાયને ગઇ તા ૨૧ મી ફેબ્રુઆરી ૧૯૨૦ ના દિવસે સ્વાગત કરતા મુંબાઇની 'સ્ટુડન્ટસ બ્રધરહુડ'માં સર નારાયણ ચંદાવરકરે આ અંગ્રેજી શબ્દો ઉચ્ચાર્યા છે એ થોડા જ શબ્દોમાં ખરે કેવળ શુદ્ધ સત્ય રહ્યું છે લાલાજી એ પંજાબના વીર પુત્ર છે. એમના જન્મથી—પંજાબના બીજા પનોતા પુત્રોની માફક પંજાબની ભૂમિ પાવન થઇ છે ૧૯૦૭ માં લાલાજીને પંજાબની સરકારે દેશપાર કર્યા હતા અને એ કેદખાનામાંથી મુક્તિ પામીને ૧૯૦૭ ની કોંગ્રેસમાં એ પધાર્યા હતા તે સમયના ચિત્રપટનું નિરીક્ષણ કોઇપણ સ્વદેશાભિમાની જનના અંતરને અનેરી લાગણીથી ભેરે જ એમ હતું લાલાજીની શાંત, ગંભીર, દૃઢ અને પ્રતિભાશાળી મૂર્તિ તેમને જોનારના હૃદયમાં ચિરસ્થાયી સ્થાન લેતી હતી. સુરતે એ નેતાને તે વખતે અપૂર્વ સન્માન આપ્યું હતું. કોંગ્રેસના તુટ્યા પછીના ૧૯૧૪ ના

સાત વર્ષ પર્યંત એમનુ જીવન સામાજીક સેવાનુ હતુ હજી પણ એક દષ્ટિએ એમનુ જીવન રાજકીય ગણાય તેમ નથી ૧૯૧૪ મા લાલાજી યુરોપના પ્રવાસે ગયા અને ત્યાથી અમેરિકા ગયા કહેવાયુ હતુ કે દિલ્હી સરકારે એમના અહીં આવવા સ્હામે પ્રતિબધ મુક્યો હતો ગમે તેમ હતુ એના આરોપીઓના બચાવ આપણે હવે જોવાની જરૂર નથી ગમે તેમ થયુ પણ લાલાજીએ અમેરીકામા રહીને જે સ્વતત્ર અને આદર્શ જીવન ગાળ્યુ છે તેથી આપણા દેશને બેશક સગીન લાભ થયો છે અમેરિકાની ત્હેમની પ્રવૃત્તિઓમા હિન્દના કલ્યાણની ઉચ્ચ મનોભાવનાઓ જ સાક્ષાત્ય ભોગવતી હતી એ એમના અનેક અગ્રેજી લેખોએ અને એવી જ અન્ય સાહિત્ય પ્રવૃત્તિઓએ આપણને બતાવ્યુ છે-એ સૌ એમના સત્કર્મોની અપૂર્વ સાક્ષી પુરે છે અને એ સૌના બદલામા આપણે લાલાજી પાસે એવી ઇચ્છા દર્શાવીએ કે આપણે એવી આશા રાખીએ કે અમેરિકાના એમના સાત વર્ષના પ્રવાસનો ઇતિહાસ એ પુસ્તકરૂપે પ્રગટ કરે તો એમા આપણે ભૂલ તો નથી જ કરતા લાલા લજપતરાય જેવા નિડર અને સ્વાર્થત્યાગી દેશસેવકોના આવા પ્રસગો કે ત્હેમની પ્રવૃત્તિઓનો ઇતિહાસ આપણે જાણવો અત્યત આવશ્યક છે અમેરિકામા ત્યે ક્ષણ પણ હિન્દને-પોતાની પ્રિય જન્મભૂમિને-એ અર્ધો ક્ષણ પણ ભુલ્યા નથી-ભૂલી શકે એમ હતુ જ નહિ-અને તે કરતા પણ વિશેષ તો અમેરિકન લોકોમા હિન્દ અને હિન્દવાસીઓ માટે એમણે કોમળ ભાવ ઉભો કર્યો છે એ ઓછુ નથી આવા પરમ હિન્દહિતચિન્તક સ્વદેશબાન્ધવને સ્વાગત કરવા કોણ તત્પર ના રહે? સત્તા અને દ્રવ્યના લોભથી રાજ્યની કે દેશની સેવા કરવા અનેક જનો સ્હેજમા ઉભા થશે પણ કોઈ પ્રમાણના લોભથી રહિત બની કેવળ દેશકર્તવ્યની પ્રેરણાથી જ પ્રેરાઈને પોતાની માતૃભૂમિને માટે જીવ પાથરી નાખનાર તો લાલાજી જેવા ઘણા થોડા જ વીરપુત્રો હોય છે આ મહાન્ હિન્દજનની જીવનરેખા અને દોરીને કે તેમાથી મહાન્ સત્યો શોધીને પ્રજાની પાસે જીવનચરિત્ર દોરવાનુ આ સ્થલ નથી પરન્તુ અમે તો આ સ્વદેશબાધવની પરમ સેવાઓનુ સ્મરણ કરી ઘરે ઘરે હિન્દમા પાછા ફરતા ત્હેમનુ હૃદયપૂર્વક 'સ્વાગતમ્' કરવાનુ અતિ યોગ્ય અને ઇષ્ટ કર્તવ્ય સ્વીકારીએ છીએ લજપતરાયજીનો આ જીવનપ્રકાર હિન્દની ભૂમિ છોડીને જતા ઘણા હિન્દીજનોથી નિરાળુ હોઇ તેમા ભાન પાડે છે સ્વ દાદાભાઇ નવરોજીની પછી સતતતાથી અને નિષ્કામવૃત્તિથી દેશભક્તિથી જ પ્રેરાઇને જન્મભૂમિની પરમ સેવાઓ કરનાર લાલાજી તો પ્રથમ જ છે અને આવા સ્વદેશબન્ધુને હિન્દમા ફરી પગ મુકતાં હિન્દી જનો જેટલો સત્કાર આપે તેટલો ઓછો જ છે દૂર દૂરના પારકા દેશમા વસતા પણ પોતાની માતાની જન્મભૂમિ ઉપર વર્ષોના દારૂણ દુ ખથી રડી પડતા પજાબી ભાઇબ્હેનોને અપૂર્વ આશ્વાસન આપતા લાલાજીના લેખોએ ત્હેમની સહૃદયતામા કોઇ જુદો જ ભાવ પ્રેર્યો છે હિન્દીજનો બહુ યથાર્થ રીતે ઇચ્છે છે કે હિન્દના નવજીવનના જે આછા કિરણો અત્યાર ફેલાયા કરી રહ્યાં છે તે પ્રકાશમા વધારે તીવ્રતા આવે એટલા માટે લાલાજી

પોતાના જીવનક્રમનુ એક લક્ષ્ય એને પણ બનાવશે અને હિન્દીજનોને પોતાના રાષ્ટ્રજીવનમા જોઇતી અનેક સામગ્રીઓમા પોતાનો ભાગ એ દૃઢતાથી આપશે હિન્દે આવા પવિત્ર સરમરણોથી ઉત્તેજીત થઇ લાલાજીને જે સત્કાર આપ્યો છે તેમા અમ્હે અમ્હારો પુષ્પની કુળી પાખડીશો અલ્પ ભાગ આપીએ છીએ અને અંત કરણથી ત્હેમને સ્વાગતમ્ આપીએ છીએ લાલાજી નવપલ્લવિત ગુજરાતમા પધારે અને પોતાનો સદેશ આપે એ શુ ઇચ્છવા યોગ્ય નથી ?

લાલાજીની જીવનરેખામા એવા કેટલાક પરમ સત્યો સમાયા છે તેમ એમનામા એવા ઉદાત્ત ગુણો વિકાસ પામ્યા છે કે જેનો ઘણો સૂક્ષ્મ વિચાર દેશસેવાના મહામત્રથી જેમના હૃદય ઘોષ કરી રહ્યા છે તેમણે કરવો આવશ્યક છે સ્વાર્થત્યાગની વાતો કર્યાથી કે લેખ લખ્યાથી સ્વાર્થ ત્યાગ થઇ શકતો નથી કે દેશસેવાના મન્ત્રોચ્ચાર જ કર્યાથી દેશસેવા સાધ્ય નથી આથી અમ્હારી નમ્ર સૂચના છે કે હિન્દહિતચિંતક થવાની અપેક્ષા રાખના ન્હાના કે મ્હોટા જનોએ લાલાજીના જીવનની રૂપરેખા ઘણી સૂક્ષ્મતાથી તપાસવાની જરૂર છે

## ૪. બ્રિટીશ ગીયાના અને હિન્દીઓ.

ડૉ નૂમાનના નેતૃત્વ નીચે બ્રિટીશ ગીયાનાથી એક મડળ હિન્દુસ્તાન ગયા માસમા આવ્યુ હતુ બીજુ મડલ ફીજી ટાપુઓથી આવ્યુ હતું બન્ને તરફથી હિન્દી સરકાર પાસે એવી માગણી કરવામા આવી હતી કે તેમના દેશમા વસવાટ કરવાને હિન્દી જનોને યોગ્ય વ્યવસ્થા અમ્હે કરી આપીશુ અને હિન્દમાથી મજુરોને ત્યા લઇ જવા દેવા હિન્દની સરકારે આ સમ્બન્ધમા તપાસ કરવા માટે નિયમપ્રમાણે કમિટિઓ નીમી હતી હિન્દની જ દૃષ્ટિથી જોતા બીજા ગમે તેટલા અને ગમે તેવા બળવાન્ કારણો હોય તે છતા અમ્હારૂં એવુ માનવુ છે કે હિન્દે આ માગણીઓનો ઉપકાર સાથે નકારનો જ ઉત્તર વાળવો જોઇએ હિન્દ એ જગતના અન્ય દેશોને મજુરો પુરા પાડવાની ખાણ નથી અને હિન્દ મજુરો પુરા પાડી શકશે નહિં પરદેશની અનુકૂલતાઓ, સુખ, અને વૈભવ વિલાસો વિગેરે કેમ અને કેવી રીતે સચવાય એ જોવાનુ કર્તવ્ય હિન્દનુ નથી અત્યારની વર્તમાન સ્થિતિમા હિન્દની સાંગોપાંગ ઉન્નતિ માટે હિન્દ પોતાના એક પણ પુત્રને મજુરી કરવા માટે બ્હાર જવા દેવાની રજા આપી શકશે નહિ હિન્દની ઉન્નતિ એ એક હિન્દીજનનુ પ્રથમ લક્ષ્ય હોવુ જોઇએ અને હિન્દના કલ્યાણના ભોગે પરદેશનુ કલ્યાણ સાધવાની ધર્મવૃત્તિ હિન્દ અંગીકાર કેમ કરી શકે ? હિન્દમા અનેક નવનવા ઉદ્યોગવ્યાપાર ઉભા કરવાના છે નવા ધધા રોજગારને જન્મ આપવાનો છે નવાણી આર્થિક સપત્તિઓ સાધવાની છે અને એ સૌ નવા જીવનમાર્ગો માટે મજુરો અને કામદારો હિન્દને જોઇએ છે અને જોઇશે આવા સક્રાન્તિકાલમા હિન્દનો કામદાર વર્ગ પોતાના દેશની સેવા કરવાનુ મહાભાગ્ય છોડી દઇને બીજાની સેવાનું કહેણુ કેમ સ્વીકારી શકે ? બ્રિટીશ ગીયાના અને ફિજીમા સેરડીના પાક માટે મજુરો જોઇએ છે અને તે ખેડુત લોકો આ પ્રદેશો ગરમ છે અને યુરોપીયન લોકો ત્યાં વસી શકે એમ નથી બન્ને મડળોએ આથી અત્યારે તો એવી કબુલાત આપવા માડી છે કે ત્યા જતા હિન્દી

જનોને સારી વ્યવસ્થા કરી આપવામા આવશે અને ત્હેમને દુ ખ નહિ, પડે એની સભાળ લેવામા આવશે અમ્હે ઉપર કહ્યુ તેમ તે દૃષ્ટિથી આવી કબુલાતો હોવા છતા પણ એ કહેણના અસ્વીકાર જ ઘટે છે બીજી દૃષ્ટિએ-હિન્દના સ્વમાનની દૃષ્ટિએ-પણ એનો અસ્વીકાર જ ઘટે છે તેમ આવા સસ્થાનિકોના શબ્દો ઉપર હિન્દે વિશ્વાસ રાખવો એ ઇતિહાસને ભૂલી જવા જેવુ છે આ સસ્થાનિકો સ્વાર્થપામે બડી બડી વાતોના કહેનારા હોય છે સ્વાર્થ સધાયે વચન ભૂલી જવાય છે છતા પણ પુછીએ કે ત્યા વસવાટ કરનાર હિન્દીજનોને ત્યા રાજકીય હકો મળે છે? સફેદ ગોરી અને કાળી ચામડીના તફાવત શુ પુરી રીતે ભુલી જવામા આવશે? નિશાળોમા-કૉલેજોમા અને રાજ્યની ધારાસભાઓમા કે જાહેર સસ્થાઓમા ગોરાઓ સાથે-હિન્દીજનોની સમાનતા સ્વીકાર કરવામા આવશે? સરકારી નોકરીઓમા, ધધાવ્યાપારની ચડસા ચડસીમા ને રહેઠાણ અને વસવાટના લત્તાઓમા 'આ અમે અને તે ત્હમે'ની નીતિનો સ તર બહિષ્કાર કરવામા આવશે? ત્યા એક સ્વતત્ર શહેરી તરીકે મનસા-વચસા અને કર્મથી એક હિન્દીજન રહી શકશે? ઇતિહાસ જોનારને અને વાચનારને આ કબુલાતમા વિશ્વાસ રહી શકે તેમ નથી તેમ એમણે આ વાતનો તો ઉચ્ચાર પણ કર્યો નથી! એક આરૂઢ હિન્દીજન તરીકે અમ્હે ઇચ્છીએ છીએ કે કોઇપણ પ્રકારની કબુલાતો સ્વીકારીને પણ આ સસ્થાનોમા હિન્દના પુત્રો મજુરી કરવા જાય એ વિચારને પ્રત્યેક હિન્દવાસી તિરસ્કાર જ આપશે અને તેનો અસ્વીકાર જ કરશે સસ્થાનો તરફ રહેજપણ વલણ બતાવનાર હિન્દીજનો બીજે વિચાર કરતા પહેલા આ દૃષ્ટિબિન્દુથી લક્ષનાર વિચાર કરી જોશે એવી અમ્હે આશા રાખીએ છીએ પડિત માલવીયજીએ દિલ્હીની ધારાસભામાં જે વાધો ઉઠાવ્યો હતો તેની સાથ અમ્હે તો સપૂર્ણ સમત થઇએ છીએ હિન્દીજનો માટે પ્રેમ અને સાથે સન્માન વૃત્તિ જગતની અન્ય પ્રજાઓમા બહુ નજીવા પ્રમાણમા જોવામા આવે છે એ અનિષ્ટ અને સ્વાર્થાન્ધ નીતિનો બહિષ્કાર થયે અને હિન્દજનો તરફ જ્યારે પૂરતા સન્માનથી વર્તવામા આવશે ત્યારે જ આવા શબ્દોમા અમ્હને વિશ્વાસ અને શ્રદ્ધા આવશે. હિન્દીજનોનો મ્હોટો સમૂહ આજ આવા પરદેશીઓના ઉપર વિશ્વાસ રાખી શકે એમ નથી તેમ તેમના શબ્દોમાં કોઇ જાતની શ્રદ્ધા મુકી શકે તેમ પણ નથી આફ્રિકા-યુ૦ ઇંગ્લડમા અને તેથી વધારે અમ્હારી જ જન્મભૂમિમા હિન્દીજનોની શુ ઓછી કમનસીબ સ્થિતિ છે? જ્યાં સુધી સકળ ગોરી કહેવાતી પ્રજા આ હિન્દીજનો તરફ મીઠાશથી અને સભ્યતાથી વર્તન નહિ ત્યાસુધી મધુ તિષ્ઠતિ જિહ્વાગ્રેના આવા શબ્દોનો હિન્દીજનોએ કેવળ તિરસ્કાર જ કરવો ઘટે છે આ સિવાયનો બીજો અભિપ્રાય અમ્હારે માન્ય નથી હિન્દનો સ્વાર્થ અને હિન્દનુ ગૌરવ એ નકારથી જ સચવાશે પ્રજા આ પ્રશ્ન ઉપર બહુ ઉંડો વિચાર કરશે અને અગ્રેસરો સરકારી મહામડળોમા અને પ્રજાજનના સભામા હિન્દની જ કલ્યાણદૃષ્ટિ જાગૃત કરશે એવી આપણે વ્યાજબીરીતે આશા રાખીશુ

---

# સહકાર્ય અને તેની આર્થિક, સામાજીક તથા નૈતિક શકિત.

લેખક—રાવબહાદુર અંબાશંકર ઉત્તમરામ મલજી.

સહકાર્યનો ગુણ પ્રથમ સામાજીક છે અને તે કેળવવાથી આર્થિક અને નૈતિક પરિણામો જોઈ શકાય છે આ સહકાર્ય જ્યારે તેના ખરા સ્વરૂપમા ઉપયા પરિણામોને જન્મ દે છે, ત્યારે તેના ખોટા સ્વરૂપમા તે દુર્ગુણોની પણ જમાવટ કરી શકે છે આ જમાવટને આપણે બદમાશીનુ ટોળુ વ્યાજબી રીતે કહી શકીએ આ ટોળુ અત્રે દર્શાવવાની મતલબ ફક્ત દુર્ગુણોથી ચેતતા રહેવા પુરતી છે, કેમકે સારૂ પરિણામ લાવતા હમેશા ઘણી તકલીફ લેવી પડતા સાથે વખતનો પણ વ્યય બહુ કરવો પડે છે જ્યારે બુરૂ પરિણામ લાવવુ વધુ સહેલું કામ છે તે કાર્ય તો કોઇ ગાંડો માણસ પણ કરી શકે છે મકાન બાંધવામા કાર્યકુશળતા ઘણી જોઇએ છે, તોડી પાડવાને તેની જરૂરીઆત રહેતી નથી દુર્ગુણ લાવવાને સત્સગની જરૂર નથી ફક્ત તેની ગેરહાજરી જ બસ છે જ્યારે સદ્ગુણ સપાદન કરવા માટે સત્સગ હમેશા બન્યો રહેવાની અગત્યતા રહે છે

૨ સહકાર્ય એ હમેશા દુ ખના વખતમા સારો ભાગ ભજવી બતાવે છે દુ ખ કમી કરવાની સારી શકિત તેમા રહેલી છે વિચારની આપલે અને શકિતના બળાબળથી શુભકાર્યમા જે પરિણામ નીપજે તે હમેશા સારૂં જ હોઇ શકે એકત્ર બળનુ પર્યવસાન એ ફક્ત કલ્પના જ નથી અને કોઇપણ સદ્કાર્યના સબધમા તેને તેના ઉદ્દેશથી પણ કાંઇક જોસ મળે છે, કુદરત હમેશા તેની મદદ દેવા તૈયાર છે ફક્ત બુદ્ધિપૂર્વક પ્રયત્ન આદરવો જોઇએ છે

૩ સહકાર્ય યુરોપમા ફતેહમદ નીવડી ચુક્યુ છે અને ધિરાણહોજગારને સારૂ ઉત્તેજન દઇને વ્યાજના દરો કાબુમા લાવી શકેલું છે ત્રીશ ટકાના દર પાચ ટકાના કરી શકેલુ છે અને તેની ભલામણ બેધડક સારી હીંમતથી કોઇ પણ દેશકાર્ય માટે કરી શકાય તેવુ છે

૪ સહકાર્યના પેટામા નૈતિક કે સામાજીક અને આર્થિક કે દેશોન્નતિના સર્વ બીજ રહેલા છે સ્વરાજ્યનુ તે પહેલુ પગથીયુ છે અને અર્થશાસ્ત્રનો તે પહેલો પાઠ છે સૌજન્યતાની તે શાળા છે અને સત્યદેવ તેનો મુખ્ય શિક્ષક છે જે દેશમા વખતની કિમત નહી હોય અથવા જવાબદારીનુ ભાન ઓછુ હોય ત્યા તે સ્થિતિનુ સારૂ ભાન સહકાર પડે થાય છે જુમ્મેદારીઓને તે જાગૃત કરે છે ગયેલો વખત પાછો મળતો નથી વખતની કિમત નાણાથી જાદી છે લાખ લાખ કરતા પણ વધુ કિમતી છે તેનુ આમા રહેવાકૂ જ્ઞાન સચોટ મળી શકે છે નૈતિક ગુણો હમેશા કેળવણીથી અને સારા સહેવાસથી જ વધે છે અને સમાજને વધારવાનો આ ઘણો સારો યોગ છે

૫ જે પ્રદેશમા ધરતી અનુકૂળ જણાય ત્યા આ નામડળો દાખલ કરી શકાય છે અને તે જ્યારે આદર્શરૂપ બને છે ત્યારે આજુબાજુ તેની સુવાસનાઓ આ ફેલી રહેવાય છે તે માટે

બહુ જાહેરાત જોઈતી નથી જ્યા લોકો એક બીજાની સાથે હળી મળીને ચાલે છે, એક બીજાનો ભરોસો સારી રવેશે કરી શકે છે અને સ્વાશ્રયી બનતા શીખે છે, ત્યા રાજ્યની મ ્ ફક્ત ઉપરની દેખરેખ પુરતી જ જરૂરની છે રાજ્યની પ્રજામા આ ઉત્તમ સદ્ગુણો જ્યારે ઉદ્ભવે છે ત્યારે તે સદ્ગુણોના ભાઇબધા પણ પુઠ પુઠે તેમને મદદ કરે છે અને જ્યારે ગજ્યમાથી આવો સારો અધિકારી વર્ગ તૈયાર થાય છે ત્યારે તેની કોઇ રાજ્યથી અવગણના કરી શકાતી નથી દેશના સર્વ કાર્યમા તેમનો હીસ્સો વગર ોર થવે પણ કાયમ રાખેલી જ સમજવાનો છે

૬ જ્યાં પ્રજા આ પ્રમાણે તૈયાર થાય ત્યા સર્વ માગ સુલભ થાય છે સહકારથી માહોમાંહેનુ કાર્ય ઊકેલના ઉપરાત બીજુ પણ ઘણુ થઇ ન ે તેમ છે સભ્યતાના છેલ્લા મહાન દુન્યવી યુદ્ધમા પણ મિત્રરાજ્યોએ સાથે મળીને ઘ કરી બતાવ્યુ છે તે જગજાહેર છે વખત એવો આવી લાગ્યો છે કે આખી દુનિઆ પોતાના હકનો ખ્યાલ કરતી થઈ છે હવે તેમને ફક્ત પોતાની જવાબદારીઓનો સારો ખ્યાલ દેવાની જરૂર વવી છે અને તે જરૂરીઆત એ ગભીર ફરજ સમાન છે કાયદાના ઘટતા અ ્ગો નીચે આ ઠીનચાનને હમેશા દેશની કેળ નખીને મુખડે ધરવી જોઇએ

૭ સહકાર્યના કુડાળામાં કાઇ વિશ્વવિદ્યાલયની પ ની સપાદન કરનાગ જ દાખલ થઇ શકે છે તેવુ નથી સાક્ષર અને નિરક્ષર, ઉંચ અને નીચ, મિત્ર અને શત્રુ શ્રીમત અને ગરીબ એ સર્વેને આમા સ્થાન છે સ્વાથ સાથે પરમાથ સાધવાનુ તે ખરુ સાધન છ અને જનમેવાનો તે ચોખ્ખો નમુનો છે દેશને કોઇ પણ દિશામા આગળ વધારવાનુ તેમા કદી વટે નહીં તેવુ બળ છે આત્મશ્રદ્ધા એ તેનો ખરો સિદ્ધાત છે અને વિશ્વાસ એ આખી સસ્થાના સઘળા દ્વારની એક સામાન્ય કુચી છે પોતાને માટે સધા અને બધાને માટે પોતે એ આ ભ્રાતભાવ નાનો મુદ્દા લેખ છે

૮ સમાજ સુધારણા કરવી હોય સામાન્ય તે કેળવણીનો પ્રસાર કરવો હોય કે દેશની દરિદ્રતા અને ગરીબાઇ દૂર કરવા હોય અને પ્રજામત ખરેખર કેળવવો હોય તથા તેમની સર્વેની જુમ્મેદારી સારી રીતે જાગૃત કરવી હોય તો મને કહેવાને આચકો લાગતી નથી કે તે સર્વનો એક સરળ માર્ગ સહકારી મડળીઓ યોજવાનો છે

૯ નામદાર સરકારે આ દિશામા અત્યારસુધી જે કાય કર્યુ છે તે મ ્ ન આપણે તેમના ઋણી છીએ પરતુ કરવાનુ સઘળુ થઈ રહેલુ નથી ઘણુ બાકી છે નામદાર સરકાર આવી મદદ માથી દૂર થવાનું નથી કાતીલ મોંઘવારીને લીધે અને લોકોની રહેણી જેમ જેમ વધુ ખરચાળ થાય છે તેમ તેની યોગ્ય દવાઓ શોધી કાઢી તે બદનના જરૂરી ઔષધાલયો ઠામ ઠામ ઉભા કરવા જોઇએ પરીણામે જે કાર્ય કાયદાથી કે હથીઆરથી નહીં બને તેવુ સહકારથી બની આવેલું જણાશે સારા નીતિમાન અને સ્વાશ્રયી શહેરી પે ા કરવાનુ આ એક કારખાનુ છે અને તેમાથી પેદા થતું દ્રવ્ય યાને નીકળી આવતા સહાસિક નરો એ દેશનુ એક મોટામા મોટુ ધન છે-નામદાર શહેનશાહે આમા બહુ મોટુ ભવિષ્ય જોયુ છે અને કોણ કહી શકશે કે આ ચિકીત્સા ખોટી છે ?

---

# અખિલ ભારતની યોજના અને ભારતની સામાન્ય ભાષા.[1]

લેખક—રા અમૃતલાલ માધવલાલ શાસ્ત્રી.

કેળવણીની સમગ્ર ભારતની યોજના અર્થાત્ રાષ્ટ્રીય યોજના, પ્રાંતિક અને સ્થાનિક યોજનાથી વિશેષ પ્રકારની હોઈ બે દૃષ્ટિકોણથી વિચારી શકાય

(૧) ભાષાના દૃષ્ટિકોણથી, અને (૨) વિષયોના દૃષ્ટિકોણથી

રાષ્ટ્રીયભાષા —હિન્દની ભવિષ્યની રાષ્ટ્રીય ભાષાનો પ્રશ્ન આપણે બહુ સાવધાનીથી વિચારવો, અને કોઈ અજમાયશ દાખલ નિવેડો લાવવો, તે બહુ ઇચ્છાજોગ છે હિન્દુસ્થાની અને ઇંગ્રેજી એ બેમાંથી એકને આપણે પસંદ કરવાની છે બીજીને એટલે ઇંગ્રેજીને અવગણ કરવાથી જે જ્ઞાનનો આપણે ઝડપથી ફેલાવો કરવા ઇચ્છીએ છીએ તે કાર્યમાં મોટી અગવડ પડશે કોઈપણ પ્રકારની ઉંડી ચર્ચામાં ઉતર્યા સિવાય તેને હું નામંજુર કરીશ.

જો હિંદુઓ અને મુસલમાનો લીપિના સવાલપર અનુકૂળ તોડ આણી શકે તો હું ધારું છું કે આખો દેશ હિંદુસ્થાની ભાષાને હિંદની રાષ્ટ્રીય ભાષા તરીકે વિના વિલંબે કબુલ

[1] સ્વરાજ્યની સફળતા કાજે રાષ્ટ્રીય શિક્ષણથી પ્રજાના ચારિત્ર્ય અને શક્તિ ઘડવાની પ્રથમ જરૂર છે સ્વામી શ્રી શ્રદ્ધાનંદજીએ પોતાના ભાષણમાં જણાવ્યું છે કે 'સ્વરાજ્ય મેળવીને તે પચાવવું હોય તો પહેલી જરૂરની વાત એ છે કે પ્રજાના એકેએક બાળકને એવી તાલીમ મળે કે જેના વડે તેનો આત્મા દૃઢ બનીને પોતાના શરીર ઇંદ્રિયો અને મનનો માલીક-તેમને વશ કરે તેવો-બની શકે, આ વાત તો જ બની શકશે કે જો એક તરફથી રાષ્ટ્રીય શિક્ષણની પદ્ધતિ દાખલ કરીને પ્રજાનું શિક્ષણ પ્રજાના જ હાથમાં આવી જાય અને બીજી તરફથી પ્રજાના માતાપિતાઓ પોતાના શરીર ઇંદ્રિયો અને મનને શુદ્ધ કરીને પોતાના બાળકોની સામે ઉત્તમ દાખલો બેસાડે

વળી સુધારાની યોજનાથી શિક્ષણના વહિવટનું સુકાન કેટલેક અંશે પ્રજાને હસ્તક સોંપવામાં આવનાર છે એટલે રાષ્ટ્રીય શિક્ષણનો આરંભ કરવાની પ્રજાને તક મળશે આ કારણોથી દેશના નવીન યુગનો પ્રારંભ થાય તેની સાથે જ ભારતવર્ષની કેળવણીનું સ્વરૂપ, સ્વદેશી વિચારો ને સ્વદેશી સંસ્કૃતિને જન્મ આપે તેવું નિર્માણ કરવાનો પ્રશ્ન ચર્ચવાની અગત્ય છે શ્રીયુત લાલા લજપતરાયે ગયા ઑક્ટોબર માસના મૉડર્ન રિવ્યુમાં 'An all India scheme and all India language' એ મથાળાનો એક લેખ લખ્યો છે તે લેખનું આ ભાષાંતર છે એમાં આપણા દેશની આધુનિક કેળવણી કેવા પ્રકારનું પ્રજાતત્વ નિર્મિત કરે છે અને તેમાં કયા ફેરફાર કરવા આવશ્યક છે એ સંબંધી એ સમર્થ વિદ્વાનોના વિચારો આપીને વિસ્તારથી ચર્ચા કરેલી છે કેળવણીના પ્રશ્નમાં રસ લેનારાઓને આ લેખમાં જણાવેલા કેટલાક વિચારો મનન કરવા લાયક છે તેમ જ પૂર્વ અને પશ્ચિમના ઉપયોગી તત્વોના યથાયોગ્ય સંમેલનથી નવયુગના આત્માને રસભરિત કરવાને માર્ગસૂચક છે

—ભાષાંતરકર્તા

રાખશે હિંદુસ્થાનીને રાષ્ટ્રીય ભાષા સ્વીકારવાથી પ્રાંતની દેશી ભાષાઓને કશી અસર થતી નથી દરેક પ્રાંતની પ્રાથમિક શાળામા તે પ્રાંતની દેશી ભાષા મારફતે શિક્ષણ આપવુ જોઇએ વધારામા હિંદુસ્થાની એટલે રાષ્ટ્રીય ભાષાનુ જ્ઞાન હિંદુઓને દેવનાગરી લીપિમા, અને મુસલમાનોને ઉર્દુ લીપિમા મળવુ જોઇએ બાળકની જિંદગીના પહેલા ચાર વર્ષ દરમિઆન બીજી કોઇપણ ભાષાને અભ્યાસમાં ઘુસાડવી જોઇએ નહિ

લેખન, વાચન ને અંકગણિત સિવાય અભ્યાસના બીજા વિષયોમા (अ) સ્વદેશભક્તિનુ શિક્ષણ, (ब) આરોગ્યવિજ્ઞાન, (क) ચિત્રકામ, (ड) હિંદુસ્થાનની ભુગોળવિદ્યા, (इ) દુનીઆની પ્રાથમિક ભુગોળ, (फ) હિંદનો ઇતિહાસ અલબત્ત, સ્થાનિક તેમ જ પ્રાંતિક ઇતિહાસ અને ભુગોળ તો શિખવવા જ જોઇએ (ग) નાગરિકધર્મના મૂળતત્ત્વ, (ह) સગીત અને (आइ) નમુના બનાવવાનુ કામ, એનો સમાવેશ થવો જોઇએ

આખા હિંદુસ્થાનમાં બને ત્યાંસુધી એકના એક જ પાઠ્યપુસ્તકો વપરાવાં જોઇએ, સ્થાનિક અને પ્રાંતિક વિષયોનો સમાવેશ સ્થાનિક અને પ્રાંતિક પાઠ્ય-પુસ્તકોમા કરવો જોઇએ શાળાઓથી છાપવાનુ કામ એકલી સરકારને હસ્તક હોવુ જોઇએ. શાળાઓના વેચાણથી મળતો ખાનગી નફો દૂર થવો જોઇએ બધી પ્રાથમિક શાળાઓમાં પાઠ્ય-પુસ્તકો મફત પુરા પાડવા જોઇએ, અગર તો, મૂળ કિંમતે જ વેચાવા જોઇએ

ઉપલી સૂચનાનો અર્થ એવો નથી, કે બધા પાઠ્ય-પુસ્તકો હિંદુસ્થાનીમા જ હોવા જોઇએ એમ કદીપણ બનવુ જોઇએ નહિ તે બધા પ્રાંતની માન્ય થએલી દેશી ભાષામા, તેમ જ ઘણી સહેલી, સાદી ભાષામા હોવા જોઇએ.

દરેક પ્રાંતે તેની મુખ્ય દેશી ભાષાને શિક્ષણના સાધન તરીકે સ્વીકારવી જોઇએ સ્થાનિક ઉપભાષાદ્વારા શિક્ષણ આપવાના બધા પ્રયત્નોને દબાવી દેવા જોઇએ સ્થાનિક ઉપભાષાઓદ્વારા કેળવણી આપવાનો આગ્રહ આપણા રાષ્ટ્રીય-ઐક્ય સબધે હાનિકારક થઇ પડશે દુનીઆમાં ક્યાંએ એવુ બન્યુ નથી અને આ સૂચના ગમે તે વિભાગમાથી કરવામા આવે તો પણ આપણે તે પ્રતિ અણવિશ્વાસ દર્શાવવો જોઇએ

કેળવણીના સાધન તરીકે જે ભાષાઓની ચુટણી કરવામા આવે, તે જેમ બને તેમ બહુ થોડી અને બાળકોનાં શિક્ષણવિષયક કલ્યાણમાં ઉપયોગી નીવડે તેવી હોવી જોઇએ પ્રાંતિક અભિમાન અને રાષ્ટ્રીય ઐક્યની આરભેલી યજ્ઞવેદીપર કાર્યદક્ષતાના નિશ્ચિત ભોજનની આહૂતિ આપણે આપવી પડશે દાખલા તરીકે, બગાળાના લોકોની પ્રાથમિક કેળવણી માટે ઓતાની ભાષાના દરેકે દરેક ઔપભાષિક ફેરફાર સ્વીકારવાનો, અથવા 'બિહારી'ને ભાષાકોટિમાં ચડાવી દેવાના, અગર સયુક્ત પ્રાંતના આગ્રા જિલ્લામા વ્રજભાષા મારફતે જ અને બીજા જિલ્લાઓમા ત્યાંની જ દેશી ભાષાની મારફતે શિક્ષણ આપવાનો અથવા પંજાબના મુલતાન વિભાગમાં મુલતાની ભાષાદ્વારા શિક્ષણ આપવાનો,—અને એવી જ રીતે બીજો આગ્રહ કરવામાં આવે તો તે ન્યાયવિરુદ્ધ ગણાશે

પછીથી સરકારી ભાષાઓનો ઇંગ્રેજીનો અને દુનીઆની અર્વાચીન ભાષાઓનો પ્રશ્ન આવેછે સંસ્કૃત ભાષા વિષે મેં જે ટીકા કીધી છે તે એકસરખી રીતે અરબી અને ફારસી ભાષાને પણ બરાબર લાગુ પડે છે મારા અભિપ્રાય મુજબ, પ્રાથમિક શાળાના અભ્યાસ દરમિઆન પાઠના અર્ધા ભાગમા, અથવા બીજી રીતે કહીએ તો, પાચથી તેર વર્ષની શાળાની કાલ-મર્યાદામા છે ના ત્રણ વર્ષમા, ઇંગ્રેજી ભાષાનુ શિક્ષણ ફરજિઆત હોવુ જોઇએ

સાહિત્યનુ કેવળ ભાવનાપ્રધાન જ્ઞાન મળે તેના કરતા ભાષાના વ્યવહારોપયોગી અને ફળદાયી જ્ઞાનનો પાયો નખાયએવો ઉદ્દેશ હોવો જોઇએ

પ્રાથમિક ધોરણોના પાછના ભાગમા અર્વાચીન વિજ્ઞાના સામાન્ય મૂળતત્વોનો સમાવેશ થવો જોઇએ પાછના ભાગમા તેના અભ્યાસક્રમના બે ઐચ્છિક વિભાગ થઈ શકે અભ્યાસ પૂરો કર્યા પછી જેઓ જીંદગીમા પ્રવેશ કરવા ઇચ્છતા હોય તેમને માટે, અને વળી જેઓ ખેતીવાડી, વેપાર અને કળાવિજ્ઞાનનુ ઉંચી પંક્તિનુ જ્ઞાન લેવાની ખ્વાએશ ધરાવતા હોય તેમને માટે, અને બીજો વિભાગ, ઉંચી જાતની ઉદાત્ત કેળવણી લેવાનુ જારી રાખવાનો જેમનો ઈરાદો હોય તેમને સારૂ

બન્ને વિભાગમા ઇંગ્રેજી ફરજીઆત હોવુ જોઇએ પરન્તુ તે એક ભાષા તરીકે, નહિ કે, શિક્ષણના વાહન તરીકે પ્રાથમિક શાળાથી જ પોતાનો અભ્યાસ પુરો કરવાની ઇચ્છા હોય તેમને, અથવા ખેતીવાડી, વેપાર ને કળાશાસ્ત્રનુ ઉંચુ જ્ઞાન મેળવાનુ જારી રાખનારાને કોઇપણ સરકારી ભાષાનો અભ્યાસ કરવાની ફરજ પાડવી નહિ જો તેની ઇચ્છા હોય તો ઇંગ્રેજી ઉપરાંત, હાલની બીજી કોઇપણ ભાષા તે શીખી શકે પરંતુ, તેની મુખ્ય કાળજી જિંદગી સારૂ તૈયારી કરવાની હોવી જોઇએ, તેમ જ તે ઉપરાત, આ વખતે, તેનામા દેશનુ રાજ્યતંત્ર બુદ્ધિપૂર્વક સમજવાની શક્તિ આવવી જોઈએ

શાળાના અભ્યાસક્રમમા વિષયોની સખ્યા ઘણી છે, અને તેથી વિદ્યાર્થીઓનુ આરોગ્ય બગડે છે, તેમ જ તેઓ માત્ર જ્ઞાનને દાબીદાબી ભરવાના યંત્રતુલ્ય લેખાય છે એવી સામાન્ય ફરિઆદ હું હિન્દમાં હતો, ત્યારે મેં વારવાર સાભળી છે મારી અસર થઈ છે તે બાબતમા તો ફરિઆદ પાયાદાર છે જે કેળવણીથી શીખનારાઓની તદુરસ્તી બગડે, તેવી કેળવણી લેવા લાયક નથી, એવુ માનનારામાનો હું એક છુ પરન્તુ, દોષ નથી વિષયોનો કે વિષયોની સખ્યાનો, પણ જે પદ્ધતિને અનુસરી કેળવણી અપાય છે તે શિક્ષણશૈલી દોષયુક્ત છે

હિન્દુસ્થાનમા શિક્ષણની કળા બાળક અથવા બાળકીનું વ્યક્તિગત નિરીક્ષણ સ્વીકારતી નથી શિષ્યોના મગજમા ઘણી હકીકતોનો અને આકડાઓનો સગ્રહ કરવાની ઇચ્છા એક પ્રકારની યાન્ત્રિક ગતિ જેવી થઈ પડી છે વ્યક્તિગત છોકરો યા તો છોકરી માટી જેવી વસ્તુ છે એમ મનાય છે, અને શિક્ષક તેનો એક નમુના પ્રમાણે ઘાટ ઘડી, તેમા અમુક પ્રકારનો એક જ જાતનો કેટલોક માલ ભરી દે છે છોકરાઓ અને છોકરીઓ શાળા અને શિક્ષક માટે જીવન ધરાવે છે એવી ભાવના સર્વમાન્ય થએલી જણાય છે વિદ્યાર્થીઓના મન અને

સરસ્વતીચદ્ર ભાગ ૧ લો- રૂ ૨-૮-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઇ

શરીર કરતા પરીક્ષા અને વ્યવસ્થા માટે શિક્ષકો વધારે દરકાર રાખે છે ચોપડીના અમુક પાના આપેલા સમયમા પુરા કરવા, અને પરીક્ષક સાહેબ ગમે ત્યારે આવે તે વખતે વિદ્યાર્થી બધુ શીખવેલું યાદ રાખે છે એ સિદ્ધ કરી આપવુ, એવો ઉદ્દેશ તેની નજર આગળ ખડો રહે છે

કેળવણીની ખરી મતલબ એ છે, કે તેથી બાળકને વિચારશક્તિવાળુ અને કર્તવ્યપરાયણ મનુષ્ય થવામા સહાય મળે કેળવણીનો આ હેતુ હિન્દમા હજારે એક શિક્ષક સમજતો હોય, અથવા તેને સમજાવવામા આવ્યો હોય તે માટે મને સદેહ રહે છે મનુષ્ય એક પ્રાણી છે પરન્તુ તે વિચારશકિત ધરાવનાર પ્રાણી છે કેળવણીનો વિશાળ હેતુ એ છે કે તેને વિચાર-શક્તિવાળુ મનુષ્ય થવામા સહાય કરી ઘણે અશે જીવન વિચારશક્તિવાળુ અને ક્રિયાત્મક છે લેખન અને વાચન એ માત્ર મનુષ્યને વધારે સારા વિચારક અને વ્યવહારોપયોગી થવાને લાયક બનાવનારા સાધન છે સ્મરણશક્તિની કેળવણીથી અને નિયમિત વાચન-મનન વગેરેથી મનુષ્યજીવનનો નજીવો ભાગ રચાય છે આમ છતા હિન્દુસ્થાનની શાળાઓમા અને કૉલેજોમા, ઘણુ ખરૂ આવી જાતનુ જ શિક્ષણ આપી જાય છે ફકત એટલુ જ નહિ, પણ ઘણી નિશાળોમા અને કૉલેજોમા તો વિચારશક્તિ અને ક્રિયાત્મક જ્ઞાનને દબાવી નાખવામા પગલા લેવાય છે વિચારોની અને કાર્યોની સ્વતત્રતાને ઘણુ ખમવુ પડે છે, ત્યારે તાબેદારીને અને ગોખણપટ્ટીને ઇનામ મળે છે તેમ જ તેના વખાણ થાય છે

તપાસણી કરનાર અમલદારો નિશાળની તપાસ કરતી વખતે નિશાળની વ્યવસ્થા સબધી પોતાનો અભિપ્રાય દફતરે નોધવાનુ ભૂલતા નથી, પરન્તુ, તેઓ નિશાળનું શિક્ષણ બાળકોની વિચારશક્તિના વિકાસ તરફ દોરનારુ હતુ કે નહિ તે સબધી કોઈપણ પ્રકારની ટીકા લખતા નથી અલબત્ત, ક્રિયાત્મક જ્ઞાન તો શાળાના અભ્યાસક્રમમા લેખાતું જ નથી આંખ, હાથ અને મગજનો ઉપયોગ અનુક્રમે માત્ર છાપેલા અક્ષરો વાચવા, ચોપડી ઝાલવી અને જે શીખવ્યુ હોય તે યાદ રાખવુ એટલામા જ નહિ પણ કઈ ખીજામા છે એ વાત તો હિન્દુસ્થાનની શાળાની નજર બહારની વસ્તુ છે ઘણા કાળની જુની ને રદ થએલી રીતીએ ભાષાનુ શિક્ષણ અપાય છે હિન્દુસ્થાનના બધા વિદ્યાર્થીઓ ઇગ્રેજી ભાષાના પ્રાચીન પડિતો વિષે માહિતી ધરાવે એવી આશા રખાય છે વિદ્યાર્થી કેવુ મઝેનું, દોષ રહિત ને ભાષાની રૂઢિને અનુસરતું ( *Idiomatic* ) ઇગ્રેજી લખાણ કરી શકે છે તે જાણવાની એકપક્ષી દૃષ્ટિએ પરીક્ષામાં વર્તાય છે ઘણા વિદ્યાર્થીઓ વૈદકની, વેપારી, ઇજનેરી અને હુન્નર-ઉદ્યોગની બીજી શાખાઓની ઉચી પક્તિની કેળવણી જારી રાખતા અટક્યા છે કારણ કે તેઓ પોતાના પરીક્ષકને મુબઈ યુનિવર્સિટિની મેટ્રિકયુલેશની પરીક્ષામા 'બી' કહેવાતા પ્રશ્ન પત્રમા પુરતો સતોષ આપવાને નિષ્ફળ નીવડે છે

જે છોકરો સસ્કૃત ભાષાનો * અગ્રણી ભાષાનો પડિત થવા ચાહતો હોય તેણે પણ ઇગ્રેજી ભાષા અને સાહિત્યમા એમ એ થવા ઇચ્છતા વિદ્યાર્થી જેટલું કામ બતાવી પોતાના

* સરસ્વતીચદ્ર ભાગ ૨ જો રૂ. ૧-૮-૦ એન એમ ત્રિપાઠી એ. કપની, મુબાઈ

મી બર્ટ્રેન્ડ રસેલ પછી આગળ વધીને રાજ્યો અને દેવળો અસ્તિત્વ ધરાવતી વ્યવસ્થાના નિર્વાહણુ અર્થે પ્રજાકીય કેળવણીનો ઉપયોગ કેવી રીતે કરે છે, અથવા, બહુ થાય તો વ્યક્તિનો વિચાર કરે તો કેવી રીતે "પૈસા કમાવા" કે "આગળ વધવાની કળા" અથવા "સારો દરજ્જો પ્રાપ્ત કરવો" વગેરે વિષયોમા કેળવણીનુ ક્ષેત્ર મર્યાદિત કરે છે તે દર્શાવે છે

કેટલીક વસ્તુઓ હાલની કેળવણી પુરી પાડે છે, માટે બધા સુધરેલા દેશોમા તે હકીકત પ્રચલિત માર્ગે સપાદન કરવાનુ જારી રહેવુ જોઈએ એવુ રસેલ પણ બીજાઓની માફક ધારે છે, દાખલા તરીકે, લેખન, વાચન ને અકગણિતનુ પ્રાથમિક જ્ઞાન હાલ આ વિષયોમા અપાતુ વાસ્તવિક શિક્ષણ, કદાચ, જોઇએ એટલું નહિ હોય, તોપણ તે સ્પષ્ટ રીતે હરકત કરે એવુ તો નથી જ "સાક્ષાત્ નુકસાન કરે એવુ શિક્ષણ તો ઇતિહાસ, ધર્મ અને બીજા વિવાદયુક્ત વિષયોમા રહેલુ છે આ વિષયો નિશાળોને જારી રાખવાના હેતુને લગતા છે, અને એ હેતુઓ, નિશાળોને નિભાવી રહે છે કેમ કે એનાથી આ વિષય સબધી અમુક અભિપ્રાયો બાળકોના મનમા ભરી શકાય છે પ્રત્યેક દેશમા ઇતિહાસ એવી રીતે શિખવાય છે, કે તેથી તે દેશની વ્યર્થ અતિશયોક્તિ થાય પોતાનો દેશ હમેશાં સત્યને માર્ગે ચાલતો આવ્યો છે, અને બહુધા જયવત નીવડયો છે, તેમ જ લગભગ બધા મહાન પુરૂષો પોતાના દેશમા ઉત્પન્ન થયા છે અને બધા વિષયોમા પોતાનો દેશ અન્ય દેશો કરતા ચઢિયાતો છે, એવી માન્યતા રાખતા બાળકો શીખે છે* આ માન્યતા કેવળ પ્રશસાયુક્ત હોઇ તેમા સહેલાઇથી તલ્લીન થઇ શકાય છે, અને તે વિદ્યાર્થીના ઉત્તરકાલીન જ્ઞાનથી પણ ભાવનામાથી ભાગ્યે જ ખસેડી શકાય છે

એક સાદો ને સાધારણ દાખલો લઇએ વાટર્લૂની લડાઈની ખરી બનેલી હકીકતો પુરેપુરી તપાસીનાર અને બારીક નોંધોથી જાણીતી છે પરન્તુ ઇગ્લેંડ, ફ્રાસ ને જર્મનિની પ્રાથમિક શાળાઓમા એ લડાઇની ખરી હકીકતોને અતિશય વિસ્તારીને જુદી જુદી રીતે 'શિખવાય છે સાધારણ ઇગ્રેજ છોકરો માને છે, કે પ્રુશિઅનોએ લડાઇમા નહિ જેવો ભાગ લીધો સામાન્ય જર્મન છોકરો ધારે છે, કે વેલિગ્ટન વસ્તુત હારી ગયો હતો, પણ બ્લુચરના શૌર્યથી તેનો વિજય થયો હતો જો બનેલી હકીકતો સત્ય રીતે બન્ને દેશોમા શિખવવામા આવી હોત તો આટલા બધા પ્રમાણમા દેશાભિમાન વૃદ્ધિ થતે નહિ, યુદ્ધની ઘટનામા વિજય માટે આવો આગ્રહ બેમાથી એકે પ્રજા ન દર્શાવત, અને લડવાનો ઉત્સાહ ન્યૂન થઇ ગયો હોત આવુ પરિણામ આવતું અટકાવવુ જોઇએ પ્રત્યેક રાજ્ય રાષ્ટ્રીય અભિમાનને

* વિશ્વવિદ્યાલયોએ અને પાઠ્ય-પુસ્તકો માટે નિમાએલી સભાઓએ મજુર કરેલા હિદુસ્થાનના ઇતિહાસના ગ્રથોમા ભારતીય મહા પરાક્રમોની પ્રશસા થાય તેવી રચના નથી, ઉલટુ, તેનાથી વિપરીત ભાવ તરફ પક્ષપાત કરવામા આવે છે

એડિટર-એમ, આર મૉડર્ન રિવ્યુ

પુષ્ટિ આપવા ઇચ્છે છે, અને નિષ્પક્ષપાત ઇતિહાસોથી આ કાર્ય થઈ શકે નહિ એ વાતથી તે સારી રીતે વાકેફ છે અનાથ બાળકોને પરિનતન, ગોપન ને ઉશ્કેરણીદ્વારા ઇતિહાસનુ ગિક્ષણુ અપાય છે દુનીઆના ઇતિહાસ સબધી અસત્ય વિચારો ભિન્નભિન્ન દેશોમાં શિખવાય છે, તે એવી જાતના છે, કે તેથી કલહને ઉત્તેજન મળ છે અને દુરાગ્રહી રાષ્ટ્રીય અભિમાન ચાલુ ગખવાને ઉપયોગી થઈ પડે છે ”

સુદર શિષ્ટાચાર ( *Good form* )ના અનિષ્ટ વર્ણવતા તે ટીકા કરે છે,

“બાહ્ય શિષ્ટાચારના દોષ બે ગ્યળે ઉદ્ભવે છે પોતાની સાધુતા માટે તેનો સપૂર્ણ વિશ્વાસ, અને જગતમા વિચારશક્તિ, કળા માટે સર્જશક્તિ, જીવનને ઉપયોગી બળ અને પ્રગતિનુ મૂળ કારણ—એ સર્વથી શિષ્ટ દોષરહિત આચાર ને રહેણી વધારે ઇચ્છવાજોગ છે એવી તેની માન્યતા સપૂર્ણ વિશ્વાસ, એ પોતે જ, જેમનામા તે હોય છે તેમની બધી માનસિક પ્રગતિઓને રસાતળ કરવાને પુરતો છે, અને જ્યારે એ વિશ્વાસ જાતીય વિરોધ ગુણ અને અસભ્યતા—જેઓ લગભગ નિત્યની નિશાળ માનસિક શક્તિ સાથે સબધ ધરાવે છે—તેમની અપ્રતિષ્ઠા સાથે સકળાય છે, ત્યારે તેની સાથે સસર્ગમા આવતા બધાના વિનાશનુ તે કારણુ બને છે ‘ સુઘટિત બાહ્યાડબર’ એ પોતે જ નિ સત્ત્વ છે, અને અભ્યુદયને અર્થે અનુચિત છે, તથા જેમનામા એ નથી તેવા માણસો તરફ એનુ વલણ એવુ છે, કે તે નડે એ ઘણાનો અત આણે છે કે જેઓ કદાચ જીવતા રહ્યા હોત ”

અલબત્ત, આ ઉપરથી તેના કથનનો આશય એવો નથી, કે સૌંદર્યરહિત રચના અને અશિષ્ટ રીતભાત એ સદ્ગુણ છે તેનુ કહેવુ માત્ર એવુ છે કે અધિક પ્રકારના શિષ્ટાચારને અયોગ્ય મહત્ત્વ આપવાથી તે સકુચિત ને અકુશિત નીવડે છે

ધર્મના શિક્ષણથી થતાં અનિષ્ટો વિષે તે આથીએ વિશેષ ભાર દઇને જણાવે છે,

“સ્વતત્ર વિચાર કરતા શિખવવાને બદલે, બીજાઓ કહે તે ખરુ એવી બુદ્ધિને જન્મ આપવો સશયસ્થાનની તપાસ જાતે કરવા દેવી ને અતરાત્માની સ્વેચ્છાને ઉત્તેજન આપવુ, એના કરતાં, તેથી ઉલટુ, સદિગ્ધ વૃત્તાતો વિષે સ્વત સિદ્ધ અભિપ્રાયો ગ્રહણ કરવાની યુવાનોને ફરજ પાડવી, એવો અર્થ કેળવણીનો જ્યાંસુધી લેખાય છે, ત્યાસુધી સ્વતત્ર ઇચ્છાનો પ્રતિબધ અત્યાવશ્યક ને અનિવાર્ય છે કેળવણીએ સત્યની ઇચ્છાને ખીલવવી જોઇએ પણ અમુક પથ એ જ સત્ય છે એવા નિશ્ચયને કદાપિ ઉશ્કેરવો જોઇએ નહિ દેશો રાજ્યો અને રાજકીય પક્ષોની લડાયક વ્યવસ્થામાં માણસો જોડાય છે તે ધર્મોને લીધે જ ધર્મોમા અતિશય શ્રદ્ધા હોવાને લીધે લડવામાં હોશિયારી આવે છે જે વિષયોમા ભ્રાતિ એ જ બુદ્ધિવિષયક સ્થિતિ છે, તેમાં જેમને સપૂર્ણ નિશ્ચિતાર્થ ભાસે છે તેમને વિજયમાળ આરોપાય છે ધર્મોની માન્યતામા આવી અધશ્રદ્ધા ઉત્પન્ન કરવામા અને લડવામા પ્રેરેલી મતતત્ત્વ સિદ્ધ કરવાની શક્તિનો જન્મ આપવામાં, બાળકોની જીવનશક્તિને લપેટવામાં આવે છે, તેમ જ નવીન વિચારોની અભિવૃદ્ધિપર અકુશ મુકવાને તેનો નિષેધ કેવી રીતે થઇ શકે તેપર , ખાસ ધ્યાન આપવામાં આવે છે, ને આવી રીતે બાળકની સ્વતત્ર

નિરીક્ષણુ દૃષ્ટિને મર્યાદિત કરવામાં આવે છે આનું પરિણામ એ થાય છે, કે જેમનાં મન બહુ ચચળ નથી હોતા તેઓમા વિરૂદ્ધ પક્ષ વિષે તિરસ્કાર યા અરચિનુ પરિમળ જામી જાય છે, ત્યારે જે કોઈક થોડીક વ્યકિતઓના વિચારનો વિનાશ થઈ શકતો નથી તે વ્યકિતઓ વૈભવનો નિરસ્કાર કરનાર, બુદ્ધિબળમા નિરાશાજનક, ભૂતભરેલી રીતે દોષ દર્શી, જે કઈ વિદ્યમાન છે તે નિરર્થક છે એવી માન્યતા રાખવાના અધિકારી અને બીજાઓની ઉત્પાદક પ્રેરણાઓનો તેઓ સહાર કરે છે, તેનુ સ્થાન રોકનાને પોતાના તરફથી બીજુ સાહિત્ય આપવાને અસમર્થ હોય છે"

આજ્ઞાપાલન અને નિયમ વ્યવસ્થા વિષે તે કહે છે

"શિક્ષણનાં કામમા ગુથાએલા લોકો ઘણુ કરીને અમુક પ્રકારની માનસિક ટેવો બાળકોના મનમા ભરે છે આજ્ઞાનુવર્તન ને નિયમ બધારણ, ઐહિક ફળપ્રાપ્તિના જીવનપ્રયાસમા ક્રૂરતા, વિરોધી પક્ષના લોકો પ્રતિ તિરસ્કાર, નિર્વિવાદ અધશ્રદ્ધા અને ગુરુના જ્ઞાનનો નિષ્ક્રિય સ્વીકાર,—આના પ્રકારનુ માનસિક વલણ બહુધા સામાન્ય છે આ બધી વૃત્તિઓ જીવનથી વિરૂદ્ધ છે આજ્ઞાપાલન અને નિયમવ્યવસ્થાને બદલે આપણે સ્વાતંત્ર્ય અને પ્રોત્સાહનનુ રક્ષણ કરવા પ્રતિ લક્ષ્ય રાખવુ જોઇએ વિચારો પ્રત્યે અસહિષ્ણુતા રાખતા શીખવનાને બદલે, તે પ્રતિ ન્યાયનિષ્ઠા રાખતા શિખાય એવો પ્રયત્ન શિક્ષણ વડે થવો જોઇએ અવજ્ઞાને સ્થાને તેણે પૂજ્યવૃત્તિ અને પ્રતિપક્ષ શુ કહે છે તે સમજવાની બુદ્ધિ મનમા ઉતારવી જોઇએ બીજાઓના અભિપ્રાય વિષે, અવશ્ય હાજીહા તો નહિ જ, તો પણ, કલ્પિત અનુમાનોથી સયુકત થએલો હોય એવો, અને જેમા કારણોનુ સ્પષ્ટ પ્રત્યક્ષીકરણ થતુ હોય એવો વિરુદ્ધભાવ દર્શાવવો જોઇએ વિશ્વાસશીલતાને બદલે લક્ષ્ય એ હોવુ જોઇએ, કે તેથી ગર્ભિત શકાઓ ઉદ્દીપન થાય, મનની ચમત્કારિક ક્રિયા પ્રતિ પ્રેમ ઉપજે ને વિચારોમા ઉત્સાહ ને શૌર્ય વડે સસારમા વિજય મેળવવાની બુદ્ધિ આવે મનના વિષયોપ્રતિની દુલક્ષતાને લીધે, એકની એક સ્થિતિમાં પડી રહેવાની સતોષવૃત્તિ તથા રાજપ્રકરણી ભાવનામા પ્રત્યેક શિષ્યની ગૌણતા એ આ આપત્તિના તાત્કાલિક કારણો છે પરતુ આ બધા કારણોની નીચે એક વધુ પ્રધાન સારભૂત કારણ રહેલુ છે, તે એ છે, કે કેળવણીને, વિદ્યાર્થીઓ ઉપર અધિકાર ચલાવવાની એક ક્રિયાસાધક શક્તિ તરીકે લેખવામા આવે છે, પરતુ તેમના વિકાસને પુષ્ટિ આપનારા સાધન તરીકે કેળવણી ગણાતી નથી વિદ્યાર્થીઓ તરફ આદરબુદ્ધિની ખોટ છે તે આથી સ્પષ્ટ જણાઇ આવે છે. તેમના તરફ પૂજ્યવૃત્તિ રાખવાથી જ અગત્યના સુધારા સાધી શકાય એમ છે"

" સાધ્યનો નિરાળો ઉત્તમ ભાગ ઈચ્છવા યોગ્ય છે, અને તેમા આડે આવવાની જરૂર નથી"

"ભૂતભરેલી રીતે કરકસર કરવાને લીધે મોટા મોટા વર્ગો રાખવામા આવે છે, તેમ જ હદથી જાદે કામ, કરનારા શિક્ષકો રાખવામા આવે છે તેથી આજ્ઞાનુવર્તનની જરૂર પડે છે. જેમને શિક્ષણકાર્યનો અનુભવ નથી તેઓ કલ્પી પણ શકશે નહિ કે ખરેખરી પ્રગતિ

કરતી કેળવણીમા શક્તિનો કેટલો વ્યય થાય છે તેઓ ધારે છે, કે બેંકના કનાર્કની માફક જોઇએ તેટના કનાક કામ કરવાની આશા શિક્ષકો પાસેથી પણ રાખી શકાય છે આનુ ફળ એ થાય છે કે અતિશય થાક લાગે છે ને જ્ઞાનતતુઓ તરત ઉશ્કેરાય એવા નીવડે છે અને દિવસનુ તૈતર યત્રની માફક નિરકશપણે અદા કરવાની જરૂર રહે છે વળી આ કાયનો નિર્વાહ યત્રની માફક નિ ર આશ્ચાદનપણા શિવાય કદી થઇ શકે નહિ"

* * *

' નિશાળોમા હાલ જે નિયમ–વ્યવસ્થા જોવામા આવે છે તે ઘણી કષ્ટજનક છે, લગભગ બધી સિદ્ધિને અર્થે અમુક પ્રકારની નિયમ–વ્યવસ્થાની આવશ્યકતા છે અને જેઓ પરપરાની પદ્ધતિ મુજબની એ ની ઉગ્રચેષ્ટિઓ વ્યવસ્થાની વિરુદ્ધ પ્રતિક્રિયા કરે છે તેઓ કદાચ તેનું યથાર્થ મુ ય આકી શ તા નથી દૃ ો ઇચ્છેના હેતુ દરનાથી સિદ્ધ કરવાની અને માર્ગમા કેટલીક વસ્તુની ત્યાગ કરવાની તથા દુ ખ સહન કરવાની શક્તિઓમાથી જે પ્રકારની આતરિક નિયમ–વ્યવસ્થા ઉત્પન્ન થાય છે તે ઇચ્છાજોગ છે આનો અર્થ એ નીકળે છે, કે કલ્પનાશક્તિ તાબે આવેશશક્તિએ હેતુ એટલે કે જે વર્તમાન રીતે દૃષ્ટિ સમાઈ ન હોય એવે અવસરે પણ વિશાળ, ઉત્પા ક કલ્પનાએ દર્શનગત કાય કરવુ એના સિવાય ગભીર મહત્ત્વાકાક્ષા–ભને તે સારી હો વા માઠી હો–તેને ક્રિયામા મૂકી શકાય નહિ તથા કોઈપણ સગત આવેશ પ્રધાનપદ ભોગવે નહિ આવા પ્રકારની નિયમ–વ્યવસ્થાની અગત્ય છે પરન્તુ તે દૃ દેશી પોતાની પ્રબળ ઇચ્છાથી જ ઉદ્‌ભવી શકે છે, અને કેળવણી આવી ઇચ્છાને પુષ્ટિ આપે (જો કે હાલની કેળવણી તો ક્વચિત જ એવુ કરે છે) તો માત્ર કેળવણીથી જ તેનો જન્મ થઈ શકે છે આવા પ્રકારની નિયમ–વ્યવસ્થા સ્વતન્ત્ર બુદ્ધિથી જ નીપજે છે, પણ કોઈ બાહ્ય અધિકારથી તેમ બની શ તુ નથી ઘણી નિશાળોમા જે નિયમ–વ્યવસ્થા મેળવવાનો પ્રયત્ન થાય છે તે આ જાતની નથી; અને આ જાતની નિયમ–વ્યવસ્થા મને અનિષ્ટરૂપે ભાસતી નથી "

તે વિચારની બીરૂતા વિષે પોતાના વિચારોનો ઉપસહાર કરે છે, તે પ્રમાણે

" માણસો જાણે પૃથ્વીપર કશાથી બીતા ન હોય તેમ વિચારોથી બીએ છે–સર્વ નાશ અને કદાચ મૃત્યુથી વિશેષ–બીએ છે વિચાર એ ઉપયોગી, જડમૂળથી ફેરફાર કરે એવો સહારક અને ભયાવહ છે વિશેષ અધિકાર, સ્થાપિત સસ્થાઓ અને એશઆરામી ટેવો માટે વિચાર દયાશૂન્ય છે અધિકાર પ્રતિ વિચાર નીતિનિયમ રહિત, ઉછૃખલ ને નિ સ્પૃહ છે અને અનેક યુગોથી અનુભવેલા ડહાપણ પ્રતિ તે પ્રમાદી છે વિચાર નરકના ખાડામા દૃષ્ટિ નાખે છે ને ભયભીત થતો નથી તે મનુષ્યને પ્રતીતિના ગહન ઉંડાણથી ઘેરાએલા બળહીન સૂક્ષ્મ બિંદુ તરીકે જુએ છે એમ છતા, તે પોતે જાણે વિશ્વને પ્રભુ હોય તેમ અવિચલ રહી ગર્વિષ્ઠપણે વર્તે છે વિચાર મહાન્, શીઘ્રગામી અને સ્વતત્ર છે તે વિશ્વનો પ્રકાશ છે, ને મનુષ્યનું મુખ્ય ગૌરવ છે "

નિરીક્ષણ દૃષ્ટિને મર્યાદિત કરવામાં આવે છે આનું પરિણામ એ થાય છે, કે જેમનાં મન બહુ ચપળ નથી હોતા તેઓમાં વિરૂદ્ધ પક્ષ વિષે તિરસ્કાર યા અરુચિનુ પરિબળ બની જાય છે, ત્યારે જે કોઈક થોડીક વ્યક્તિઓના વિચારનો વિનાશ થઈ શકતો નથી તે વ્યક્તિઓ વૈભવનો તિરસ્કાર કરનાર, બુદ્ધિબળમા નિરાશાજનક, બૂમબરાડી રીતે હોય ઇત્યાં, જે કંઈ વિદ્યમાન છે તે નિરર્થક છે એવી માન્યતા રાખનાના અભિમાની અને બીજા ઓની ઉત્પાદક પ્રેરણાઓનો તેઓ સંહાર કરે છે, તેનુ સ્થાન રોકનાને પોતાના તરફથી બીજુ સાહિત્ય આપવાને અસમર્થ હોય છે"

આજ્ઞાપાલન અને નિયમ વ્યવસ્થા વિષે તે કહે છે

"શિક્ષણનાં કામમા ગુપ્તાઓના લોકો ઘણુ કરીને અમુક પ્રકારની માનસિક ટેવો બાળકોના મનમા ભરે છે આજ્ઞાનુવર્તન ને નિયમ બંધારણ, ઐહિક ફળપ્રાપ્તિના જીવનપ્રવાસમા ક્રૂરતા, વિરોધી પક્ષના લોકો પ્રતિ તિરસ્કાર નિર્વિવાદ અંધશ્રદ્ધા અને ગુરુના જ્ઞાનનો નિષ્ક્રિય સ્વીકાર,—આવા પ્રકારનુ માનસિક વર્તણુ બહુધા સામાન્ય છે આ બધી વૃત્તિઓ જીવનથી વિરૂદ્ધ છે આજ્ઞાપાલન અને નિયમ-વ્યવસ્થાને બદલે આપણે સ્વાતંત્ર્ય અને પ્રોત્સાહનનુ રક્ષણ કરવા પ્રતિ લક્ષ્ય રાખવુ જોઇએ વિચારો પ્રત્યે અસહિષ્ણુતા રાખવા શીખવવાને બદલે, તે પ્રતિ ન્યાયનિષ્ઠા રાખતા શિખાય એવો પ્રયત્ન શિક્ષણ વડે થવો જોઇએ અવજ્ઞાને સ્થાને તેણે પૂજ્યવૃત્તિ અને પ્રતિપક્ષ શુ કહે છે તે સમજવાની બુદ્ધિ મનમા ઉતારવી જોઇએ બીજાઓના અભિપ્રાય વિષે, અવશ્ય હાજીહા તો નહિ જ, તો પણ, કલ્પિત અનુમાનોથી સંયુક્ત થએલો હોય એવો, અને જેમા કારણોનુ સ્પષ્ટ અલપક્ષીકરણ થતું હોય એવો વિરુદ્ધભાવ દર્શાવવો જોઇએ વિશ્વાસશીલતાને બદલે લક્ષ્ય એ હોવુ જોઇએ, કે તેથી ગલિત શક્તિઓ ઉદ્દીપન થાય, મનની ચમત્કારિક ક્રિયા પ્રતિ પ્રેમ ઉપજે ને વિચારોમા ઉત્સાહ ને શૌર્ય વડે સંસારમા વિજય મેળવવાની બુદ્ધિ આવે મનના વિષયોપ્રતિની દુર્લક્ષતાને લીધે, એકની એક સ્થિતિમા પડી રહેવાની સંતોષવૃત્તિ તથા રાજપ્રકરણી ભાવનામા અનેક શિષ્યની ગૌણતા એ આ આપત્તિના તાત્કાલિક કારણો છે પરંતુ આ બધા કારણોની નીચે એક વધુ પ્રધાન સારભૂત કારણ રહેલુ છે, તે એ છે, કે કેળવણીને વિદ્યાર્થીઓ ઉપર અધિકાર ચલાવવાની એક ક્રિયાસાધક શક્તિ તરીકે લેખવામા આવે છે, પરંતુ તેમના વિકાસને પુષ્ટિ આપનારા સાધન તરીકે કેળવણી ગણાતી નથી વિદ્યાર્થીઓ તરફ આદરબુદ્ધિની ખોટ છે તે આથી સ્પષ્ટ જણાઇ આવે છે. તેમના તરફ પૂજ્યવૃત્તિ રાખવાથી જ અગત્યના સુધારા સાધી શકાય એમ છે"

" સાધ્યનો નિરાળો ઉત્તમ ભાગ ઇચ્છવા યોગ્ય છે, અને તેમા આડે આવવાની જરૂર નથી"

"બુમબરાડી રીતે કરકસર કરવાને લીધે મોટા મોટા વર્ગો રાખવામા આવે છે, તેમ જ હલકી/નાદે કામ, કરનારા શિક્ષકો રાખવામા આવે છે તેથી આજ્ઞાનુવર્તનની જરૂર પડે છે. જેમને શિક્ષણકાર્યનો અનુભવ નથી તેઓ કલ્પી પણ શકશે નહિ, કે* ખરેખરી પ્રગતિ

*ઊર્મિમાના ૩ ૦-૮-૦ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની મુંબાઇ

કરતી કેળવણીમાં શક્તિનો કેટલો વ્યય થાય છે તેઓ ધારે છે, કે બૅંકના કારકુની માફક જોઈએ તેટલા કનાક કામ કરવાની આશા શિક્ષક પાસેથી પણ રાખી શકાય છે આનું ફળ એ થાય છે, કે અતિશય થાક લાગે છે ને નાનનુઓ તરત ઉશ્કેરાય એવા નીવડે છે, અને દિવસનું વૈતરૂં યત્નની માફક નિરસપણે અંત કરવાની જરૂર રહે છે વળી આ કાર્યનો નિર્વાહ યંત્રની માફક નિરુ આજ્ઞાંકતપણા શિવાય કદી થઈ શકે નહિ"

* * *

"નિશાળોમાં હાલ જે નિયમ-વ્યવસ્થા જોવામાં આવે છે તે ઘણી કદ્રુજન- છે, લગભગ બધી સિદ્ધિને અર્થ અમુક પ્રકારની નિયમ-વ્યવસ્થાની આવશ્યકતા છે અને જેઓ પ પરાની પદ્ધતિ મુજબની એકની ઉપરચોટિયા વ્યવસ્થાની વિરુદ્ધ પ્રતિક્રિયા કરે છે તેઓ કદાચ તેનું યથાર્થ મૂલ્ય આંકી શકતા નથી કોઈ ઇચ્છેલા હેતુ દઢતાથી સિદ્ધ કરવાની અને માર્ગમાં કેટલીક વસ્તુની ત્યાગ કરવાની તથા દુ:ખ સહન કરવાની શક્તિઓમાંથી જે પ્રકારની આંતરિક નિયમ-વ્યવસ્થા ઉત્પન્ન થાય છે તે ઇચ્છવાજોગ છે આનો અર્થ એ નીકળે છે, કે ... શક્તિ તાબે આવેગશક્તિએ રહેવું, એટલે કે ... વર્તમાન રીતે દૃષ્ટિ સમાઈ ન હોય એવે અવસરે પણ વિશાળ, ઉત્પાદક ... હસ્તગત કાર્ય કરવું એના સિવાય ગંભીર મહત્વાકાંક્ષા-ભલે તે સારી હો કે માઠી હો-તેને ક્રિયામાં મૂકી શકાય નહિ તથા કોઈપણ સંગત આદર્શ પ્રધાનપદ ભોગવે નહિ આવા પ્રકારની નિયમ-વ્યવસ્થાની અગત્ય છે પરન્તુ તે દૂર દેશી ધ્યેયની પ્રબળ ઇચ્છાથી જ ઉદ્ભવી શકે છે, અને કેળવણી આવી ઇચ્છાને પુષ્ટિ આપે (જો કે હાલની કેળવણી તો કવચિત જ એવું કરે છે) તો માત્ર કેળવણીથી જ તેને, જન્મ થઈ શકે છે આવા પ્રકારની નિયમ-વ્યવસ્થા સ્વતન્ત્ર બુદ્ધિથી જ નીપજે છે, પણ કોઈ બાહ્ય અધિકારથી તેમ બની શકતું નથી ઘણી નિશાળોમાં જે નિયમ-વ્યવસ્થા મેળવવાનો પ્રયત્ન થાય છે તે આ જાતની નથી, અને આ જાતની નિયમ-વ્યવસ્થા મને અનિષ્ટરૂપે ભાસતી નથી"

તે વિચારની બીરૂતા વિષે પોતાના વિચારોનો ઉપસંહાર કરે છે તે પ્રમાણે

"માણસો જાણે પૃથ્વીપર કશાથી બીતા ન હોય તેમ વિચારોથી બીએ છે-સર્વ નાશ અને કદાચ મૃત્યુથી વિશેષ બીએ છે વિચાર એ ઉપયોગી, જડમૂળથી ફેરફાર કરે એવો સંહારક અને ભયાવહ છે, વિશેષ અધિકાર, સ્થાપિત સંસ્થાઓ અને એશઆરામી ટેવો માટે વિચાર દયાશૂન્ય છે અધિકાર પ્રતિ વિચાર નીતિનિયમ રહિત, ઉચ્છૃંખલ ને નિસ્પૃહ છે અને અનેક યુગોથી અનુભવેલા ડહાપણ પ્રતિ તે પ્રમાદી છે વિચાર નરકના ખાડામાં દૃષ્ટિ નાખે છે ને ભયભીત થતો નથી તે મનુષ્યને પ્રશાંતિના ગહન ઉંડાણથી ઘેરાએલા બળહીન સૂક્ષ્મ બિંદુ તરીકે જુએ છે એમ છતાં તે પોતે જાણે વિશ્વનો પ્રભુ હોય તેમ અવિચલ રહી ગર્વિષ્ઠપણે વર્તે છે વિચાર મહાન્, શીઘ્રગામી અને સ્વતંત્ર છે તે વિશ્વનો પ્રકાશ છે, ને મનુષ્યનું મુખ્ય ગૌરવ છે"

"પરતુ, જો વિચાર, ઘણાની મિલ્કત બનવાનો હોય અને, નહિ કે તેના ઉપર થોડા-એકનો જ ખાસ હક હોય—તો આપણે ભયને દૂર કાઢવો જોઇએ મનુષ્યને અકુશમા રાખી પાછળ પાડનાર ભય છે એવો ભય રહે છે, કે રખેને પોતાની ઉમગથી સ્વીકારવી માન્યતાઓમા કઈ ભૂલ થઈ ગઈ હોય, અથવા જે સસ્થાઓ વડે તેઓ જીવે છે તે ભવિષ્યમા અનિષ્ટકારક થઇ પડે, અથવા પોતાને માટે જેટલુ માન યોગ્ય ધાર્યુ હોય તેથી ઓછી લાયકાત પોતાનામા છે એવુ બતાવવાનો પ્રસગ કદાચ આવી પડે " શુ કારીગર માણસે સ્વામિત વિચાર સ્વતત્રપણે કરવો જોઇએ ? તો પછી આપણુ એટલે શ્રીમતોનું શુ થશે ? યુવાન પુરુષોએ અને યુવતીઓએ શુ સ્ત્રીપુરૂષાદિ ભેદનો વિચાર સ્વાતત્રતાથી કરવો જોઈએ ? તો પછી નીતિનુ શુ થશે ? શુ સૈનિકોએ યુદ્ધનો વિચાર છૂટથી કરવો જોઇએ ? તો પછી સૈનિક વ્યવસ્થાનુ શુ થશે ? એ વિચાર દૂર કરો ! દુરાગ્રહના તિમિરમા પાછા હઠો, નહિ તો, સપત્તિ નીતિ ને યુદ્ધને જોખમમા પણ નખાય ! મનુષ્યના વિચાર સ્વતત્ર હોય તેના કરતા મનુષ્યોએ મૂર્ખ, પ્રમાદી અને ઉપદ્રવ કરનારા થવુ એ વધારે યોગ્ય છે કારણ કે જો તેમના વિચારો સ્વતત્ર હોય તો તેઓ હાલ જેમ વિચારી શકે છે તેમ વિચારી શકે નહિ. માટે ગમે તે ભોગે, આ અનર્થ અટકાવવો જોઇએ " વિચારના વિરોધીઓ આ પ્રમાણે પોતાના આત્માની અગાધ ગહનતામા તાદવિવાદથી સિદ્ધ કરે છે અને તે મુજબ તેઓ પોતાના દેવળોમા, પોતાની નિશાળોમા અને વિશ્વવિદ્યાલયોમા વર્તે છે "

"ભયથી પ્રેરિત કોઈપણ સસ્થાના જીવનની વૃદ્ધિ આગળ થઇ શકતી નથી ભય નહી, પરતુ એક આશા જ માનુષી વ્યાપારમા ઉત્પાદક સૂત્ર છે, જેઓ બાળકોનાં શિક્ષણને અધિકારમા રાખે છે તેઓના મનને ભવિષ્યને ઉત્પન્ન કરવાના મનોરથો કરતા ભૂતકાળને સભાળી રાખવાની ઇચ્છા વિશેષ સતેજ કરે છે શિક્ષણનુ ધ્યેય નિસ્તેજ સત્યની નિષ્ક્રિય માહિતી તરફ ન હોવુ જોઇએ પરન્તુ આપણા પ્રયત્નો વડે ઉત્પન્ન થવાની સૃષ્ટિપ્રતિ દોરતી સાધક શક્તિ-પ્રવૃત્તિ-તરફ હોવુ જોઇએ એ સાધક શક્તિને ગ્રીસ અને રીનેઇસન્સના નષ્ટ સૌંદર્ય કાજે પશ્ચાત્તાપયુક્ત, અતિ ઉત્કણ્ઠ દર્શાનોને ઉત્તેજીત કરવી જોઇએ નહિ, પરતુ તેને જનસમાજની કાન્તિયુક્ત કલ્પનાસૃષ્ટિથી, ભવિષ્યના સમયે વિચાર સર્વ સપાદન કરશે એવા વિજયોલ્લાસથી અને પૃથ્વીપર મનુષ્યના નિરીક્ષણની સતત વૃદ્ધિગત થતી દૃષ્ટિમર્યાદાથી પ્રોત્સાહિત કરવી જોઇએ જેમને આ રહસ્યને અનુસરતુ શિક્ષણ મળે છે તેમનામા જીવન-શક્તિ, આશા ને આનન્દ રહેશે, તથા મનુષ્યપ્રયત્નથી નિર્માણ થવાના વિજયની શ્રદ્ધાથી મનુષ્ય જાતિનુ ભૂતકાળથી ઓછુ મલિન ભવિષ્ય રચવામા પોતાનો યોગ્ય હિસ્સો વહન કરવા સારૂ તેઓને સમર્થ બનાવશે "

હાલના યુગનો એક અગ્ર્ય અગ્રેજ વિચારક અને ઇગ્રેજી વિચારોમા જે કઇ ઉત્કૃષ્ટ છે તેને તાદશ ચિતાર આપનાર લેખક, આ વિષયમા શુ જણાવે છે તે દર્શાવવાને મે આ લાબા ઉતારા આપ્યા છે વાચકે પણ સ્વતન્ત્ર દૃષ્ટિએ વિચાર કરવાનો છે, અને તેના અભિપ્રાયોને બ્રહ્મવાક્ય જેવા ગણીને સ્વીકારવાના નથી તે જે કહે છે તેમા મારે ભાગે સત્ય રહેલુ છે, એ વાતની તો કોઇથી ના પાડી શકાય એમ નથી

---

# વિક્રમોર્વશી.

( મહાકવિ કાલિદાસના સંસ્કૃત નાટકની ગદ્યાત્મક કથા )

( ગયા અંકથી ચાલુ )

લેખક—રા કાશીરામ અ બારાક્ જાની, બી એ

ઇંદ્રપુરિમા નાટ્યપ્રયોગ ચાલી રહ્યા છે, નાટ્યશાસ્ત્રકાર ભરતમુનિ સરસ્વતી દેવી-એ કરેલા "લક્ષ્મી સ્વયંવર" નામના કાવ્ય ઉપરથી રૂપાન્તર કરી અપ્સરાઓને તે શીખવતા હતા આ પ્રમાણે "લક્ષ્મી સ્વયંવર" નાટક ભજવાતુ હતું અને ઇન્દ્ર ભગવાન સહિત લોકપાલો જોવામા એક્તાર થઇ ગયા હતા આ નાટકમા ઉર્વશીને લક્ષ્મીની ભૂમિકા ભજવવાની હતી અને મેનકાએ લક્ષ્મીની સખી વારૂણીનો વેષ ધારણ કર્યો હતો નાચવામા, ગાવામા અને હાવભાવ બતાવવામા નાટ્યગુરૂ ભરત મુનિએ પોતે પાત્રોને કેળવ્યા હતા વળી હાવભાવમા પ્રવિણ અપ્સરાઓ પાત્રો તરીકે રંગભૂમિપર દેખાવ દેવાની એટલે નાટક ઘણુ ઉત્તમ અને આકર્ષક થવાનુ તેમા નવાઇ પણ શી?

વારૂણી બનેલી મેનકા લક્ષ્મી બનેલી ઉર્વશીને ઉદ્દેશીને બોલી,

"લક્ષ્મી, ત્રૈલોક્યના ઉત્તમ પુરૂષો અહિ એકઠા છે કહે જોઉ તારૂ મન કોના તરફ દોડે છે?"

આ વખતે ઉર્વશીના હૃદયમા પુરૂરવાની મૂર્તિ રમી રહી હતી નાટકમા વારૂણીના સવાલના જવાબમાં લક્ષ્મીનો "પુરૂષોત્તમ તરફ" એ જવાબ હતો ઉર્વશીનુ હૃદય જ પુરૂરવામય થઇ રહેલુ તેથી "પુરૂષોત્તમ તરફ" તે બદલે "પુરૂરવા તરફ" એમ બોલાઇ ગયુ આવા વિચક્ષણ ઉત્તરથી નાટકમા રસભંગ થયો અને ભરતમુનિએ ઘણા ક્રોધમા આવી જઇ ઉર્વશીને શાપ દીધો-"મારા શિક્ષણપર કલંક ચડાવ્યુ તેથી જા પૃથ્વીપર પડ"

આ પ્રમાણે નાટકમા શરૂઆતમા જ વિઘ્ન આવ્યુ પરંતુ બાકીનો ભાગ નિર્વિઘ્ને પૂરો થયો ઇન્દ્રના મનમા ઉર્વશીને માટે તીવ્ર લાગણી હતી તેથી જ્યારે તે શરમની મારી નીચુ નિહાળી રહી હતી ત્યારે તેના ચિત્તનુ સાન્ત્વન કરતા કહ્યુ " ઉર્વશી, જેની પ્રેમજાળમાં તુ સપડાઇ છે તે રાજર્ષિ પુરૂરવા સમરાંગણમા સહાય કરનાર, મારાપર ઉપકાર કરનાર, મારો પરમ પ્રિય મિત્ર છે તેનાપર મારે કંઇ પણ પ્રત્યુપકાર કરવો જોઇએ ભરતમુનિના શાપને લીધે તારે થોડો કાળ સ્વર્ગ છોડી પૃથ્વીપર નિવાસ કરવો પડશે જ માટે તુ એ રાજર્ષિની પત્ની તરીકે રહે અને તારાથી એ પુત્રનુ મ્હો જુએ ત્યાર પછી પાછી ચાલી આવવાની તને રજા છે" ઇંદ્રભગવાનની આજ્ઞાથી ભરતમુનિનો શાપ તો વરદાનના રૂપમાં ફેરવાઇ ગયો ઉર્વશીએ હર્ષમા આવી જઇ મહેન્દ્ર ભગવાનને પ્રણામ કર્યા, અને તે સ્વર્ગ છોડી ચાલી નીકળી

રાજા અન્ય સ્ત્રીના પ્રેમમા મુગ્ધ થયો છે ના પોતાનો પતિ છે,' લજ્જિત થઇ નમ્રતાથી સ્વાભિમાન લઇ તેણે મુનાની ક્ષમા માગી, અને ગમે તેટની પ્રણિપત કરી છતાં તેની અવગણા કરી પોતે ચાલતી થઇ—આવી વિચારપરંપરાથી રાણીનુ મન પશ્ચાત્તાપથી બળવા લાગ્યુ આથી તેણે નિપુણિકાને પોતાના તરફથી ક્ષમા માગવા રાજા પાસે મોકલી પછી તરત જ



ગામગીસહિત રાણી આવી પહોંચી —પા ૧૩૭
ચિત્રકાર—રા રવિશંકર રાવલ

કંચુકી મારફત રાજાને વિજ્ઞપ્તિ કરી કે, " આર્યપુત્ર મારે આજે વ્રતનુ ઉજવણુ કરવાનુ આજે રાત્રે ચંદ્રોદય વખતે મણિમહેલમા આપ મારાપર દર્શનનો અનુગ્રહ કરશો એમ છે આપની સાથે સજોડે બેસી ચદ્રરોહિણીના સયોગના દર્શન કરવાનુ મને મન છે "

કંચુકીએ રાણીનો સંદેશ રાજાને કહ્યો એટલે તે બોલ્યો, ' વારુ, દેવીને જઇને કહે કે તેમની ઇચ્છાનુસાર કરવામા આવશે "

સાંઝ પડી. સધ્યા વન્દન વિગેરે નિત્યકર્મથી પરવારી, ગગાજી તરંગ સરખાં મનોહર પગથિયાપર ચડીને રાજા મણિમહેલની અગાશીપર જઈ પહોચ્યો. વિદૂષક સાથે જ હતો. આ વખતે ચન્દ્રોદય થવાની તૈયારી હતી. રાજાએ પાર્વતિપતિને મસ્તકે વિરાજનાર ચન્દ્ર ભગવાનો હાથ જોડી પ્રણામ કર્યા.

શીતલ ચન્દ્રિકાના પ્રકાશમા બેસીને રાજાએ માણવકને ઉર્વશીના વિરહાગ્નિથી બળતા પોતાના હૃદયની વ્યથા કહેવા માંડી. એટલામાં વ્રત ઉજવવામા જોઈતી સામગ્રી સહિત રાણી આવી પહોચી. આવતા જ તેણે રાજાને જયજયકાર શબ્દથી વધાવી લીધો. રાજાએ આ ? પૂર્વક ઉભા થઈને પોતાની પાસે તેને બેસાડી. "દેવિ, તમારા વ્રતનુ નામ શુ છે તે કહો." રાજાએ પૂછ્યુ.

રાણીએ નિપુણિકા સામે જોયુ. દેવીના મનનો વિચાર જાણી જઈ નિપુણિકા બોલી, "મહારાજ, આ વ્રતનું નામ "પ્રિયપ્રસાદન"."

'આટલા જ માટે આ સુકુમાર દેહને વ્રતનુ કષ્ટ દેવુ વ્યાજબી નથી વ્હાલી, તને રાજી રાખવા હરદમ હું આતુર જ રહુ છુ તો પછી મને રીઝવવા માટે વળી વ્રત કેવા ?'

"આર્યપુત્ર, મારા વ્રતના પ્રભાવથી જ આપ આજ મી... મી... વચનો બોલો છો." આ પ્રમાણે મન લઈને બોલી રાણીએ દાસીઓને હુકમ કર્યો, 'ચાલો, વ્રતનુ સઘળુ સાહિત્ય લાવો અને મણિમહેલની અગાશીમા પડેલા ચન્દ્રરશ્મિનુ હું પૂજન ... '

બધુ સાહિત્ય હાજર થયુ. પૂજન સમાપ્ત થયુ. પૂજાના પ્રસાદના મોદક માણવક આગળ અર્પણ કરવામા આવ્યા. પછી પુષ્પગંધ વિગેરેથી રાજાની પૂજા કરી અને હાથ જોડી પોતાના પ્રિયતમને પ્રણામ કરી રાણી બોલી "આકાશમાના ચંદ્રરોહિણીના દિવ્ય યુગલને સાક્ષી રાખી આર્યપુત્રને પ્રસન્ન કરવા ... છુ કે આર્યપુત્ર જેની ઝંખના કર્યા કરે છે અને જેનુ ... આર્યપુત્રના દર્શન માટે તલસે છે તેમની વચ્ચે આડી હુ વિઘ્નરૂપ નહીં થાઉં".

માણવકે હસીને પૂછ્યુ, "વાહ ! વાહ ! ત્યારે આપને મહારાજ ઉપર આટલુ જ વ્હાલ કે ?"

દેવીએ જવાબ આપ્યો, "અરે ભાઈ જરા વિચાર તો કર. મારા સુખનો ત્યાગ કરી હુ આર્યપુત્રનુ સુખ ઈચ્છુ છુ તે વ્હાલ નહીં તો બીજુ શુ ?"

રાજાએ હસતા ઉમળકાથી કહ્યુ 'દેવિ !' આજથી હુ તમારો દાસ છુ. બીજાને આપી ... કે તમે પોતે જ રાખો પરંતુ એટલુ તો નક્કી માનજો કે વ્હેમની નજરે જોવા જેવો હુ નથી."

દેવી બોલી "આર્યપુત્ર, આપ પ્રસન્ન થાઓ કે ન થાઓ. મે તો મારૂં પ્રિયપ્રસાદન વ્રત કર્યુ. ચાલ નિપુણિકા, ચાલો દાસીઓ.'

આટલુ બોલી દેવી પોતાના પરિજનને લઈ જવા નીકળી. રાજાએ ઉતાવળે ઉભો થઈ કહ્યું, "વ્હાલી આપ મારો ત્યાગ કરીને જતા રહો એ 'પ્રસાદન' કહેવાય કે ?"

રાણી બોલી, "આર્યપુત્ર, આજ સુધીમાં કોઈ દિવસ મે વ્રતભંગ કર્યો નથી અને અહીં રહેવાથી વ્રતનુ યથાર્થ પાલન મારાથી થઈ શકે એવો સભવ ન હોવાથી મારે જવુ જ ઉચિત છે."

પોતાની પ્રિયતમાને પોતાના ભુજપાશમાં બંધાએલી જોઈ, પોતાના હૃદયની મૂર્તિ જ તેના હૃદયપર અવનથી અશ્રુપાન કરી રહી હતી

ઉર્વશી આંસુ લુછતી બોલી, 'મહારાજ, આપનાથી રીસાઈ હોવમાં અન્ધ બની આપને મેં સતાપ્યા ! મારો એ અપરાધ માફ કરજો, વ્હાલા !"



રાજાએ વેલીને આલિંગન આપ્યું.—પૃ ૧૩૮
ચિત્રકાર—રા રવિશંકર પંડિત

રાજા બોલ્યો, "હવે મારીને અવકાશ જ ક્યાં છે ? પ્રિયા, તારા દર્શનથી મારો આત્મા—મારૂં અન્તઃકરણ—અત્યંત પ્રસન્ન છે પણ મને તારા વિરહનો દારૂણ દુઃખમાં ડુબાડી

આટનો વખત તું કયાં જતી રહી હતી ? આટના દિવસ મેં ગત દહાડો તારી શોધ કરવામા જ વ્યતીત કર્યા ! વનમા મોર, કોયલ, ભ્રમર, હસ, હરણ, નદી, પવન, એ સવળાંને આસુ પાડતાં પાડતાં હુ તારી ભાળ પૂછતો હતો !"

ઉર્વશી સ્વસ્થ થઈ બોલી, " એ બધુ મને પ્રત્યક્ષ હતુ પરતુ હું શુ કરૂ ? મારો એકે ઉપાય નહોતો વ્હાલા !"

રાજા વિસ્મિત થઈ બોલ્યો, " અરે ! આ કેવો ચમત્કાર ! ! મારૂ દુ ખ તું જોઈ શકે ને મને તો તારી કની ખબર જ ન પડે ? તારૂ શુ થયુ હતુ તે તો કહે ?"

" સાભળો મહારાજ ! પૂર્વ ભગવાન કાર્તિકે ચિરકુમાર વ્રત ધારણ કરી ગધમાદન વનના આ "અકલુષ" નામના પવિત્ર પ્રદેશમા આવીને રહ્યા હતા જે કોઈ સ્ત્રી આ ભાગમા પ્રવેશ કરશે તે તરત જ વેલી થઈ જશે અને દેવી ગૌરીના ચરણમાથી ઉત્પન્ન થએના સગમનીય મણિવિના એ સ્થિતિમાથી મુક્ત થશે નહી આવી ગોમર્યાદા વિસરી જઈ રોષના આવેશમા હુ કુમારવનમા જ પેઠી અરે ! તે જ ક્ષણે હું વલ્લી લતા બની ગઈ ! ! ! મહારાજે ઉપર કહેલો સગમનીય મણિ ધારણ કરી મને આલિંગન આપ્યુ એટલે તુર્ત જ મારૂ અસલ સ્વરૂપ મને પ્રાપ્ત થયુ "

આ સર્વ હકીકત સાભળી રાજાનુ મન શાત થયુ સગમનીય મણિ ઉર્વશીએ પોતાના મસ્તકે ધારણ કર્યો ઉર્વશીના મુખની અપ્રતિમ કાતિ ।। તેજમા, ઉદય તથા રવિના કિરણોથી રક્ત કમળ શોભે તેમ તેના માથાપર સગમનીય મણિ શોભી રહ્યો

પછી રાજાએ તે ઠેકાણે વધારે કાળ વ્યતીત કર્યો નહી ઉર્વશીને લઈને તે થોડી વારમાં પ્રતિષ્ઠાન નગરીમા જઈ પહોચ્યો

પાછા આવ્યા પછી રાજાએ નીતિથી રાજકારભાર શરૂ કર્યો એના પ્રેમાળ સ્વભાવને પ્રત્યક્ષ અનુભવ થવાથી પ્રજા પણ બહુ રાજી રાજી હતી કમન એક સતતિ સુખની ખામી હતી અને આ વાસના તેને તથા તેના પરિજન વર્ગને સાલતી હતી

એવામા મોટી પરવણી આવી બન્ને રાણીઓને સંગાથે લઈ રાજા યમુનાના સગમમાં સ્નાન કરવા ગયો ઉર્વશી સગમનીય મણિને સુવર્ણની સાકળીમા પરોવી અત્યત પ્રેમ અને આદરથી ગળામા પહેરતી હતી સ્નાન કરવાને હોવાને લીધે ઉર્વશીએ તેને ગળામાથી કાઢી એક દાસીના હાથમા આપ્યો સ્નાનવિધિ સમાપ્ત થવા બાદ ઉપર એક લાલ રેશમી રૂમાલે ઢાકી દાસી જતી હતી એટલામા માસનો કકડો ધારી એક બાજે તેનાપર ઝપ મારી અને ચાચમા ઉપાડી ચાલતો થયો !

આ વાતની રાજાને ખબર પડતા તે ગોતો ગોતો બહાર આવ્યો તેની સાથે જ તેના મિત્ર તથા સારથિ વિગેરે અન્ય શિકારમાના માણસો દોડી આવ્યા. રાજાએ આકાશમા જોયુ તો ચાચમા લાલમણિ પકડીને તે પક્ષી આકાશમા ઉંચે ઉડતુ હતું " લાવો રે ! લાવો, મારૂં ધનુષ્ય," રાજાએ ઉતાવળથી બૂમ પાડી કહ્યુ

એક મેંકે અંદર ખબર આપી અને તરત જ એક યવનીએ ધનુષ્ય લાવી રાજાને આપ્યુ પરતુ તે પક્ષી તો સટકી ગયુ અને દૃષ્ટિ બહાર ઉડી ગયુ રાજાએ કોટવાળને હુકમ આપ્યો કે એ અપરાધીને ગમે તેમ કરીને પકડી પાડવો

મણિના અચાનક ગુમ થવાના બનાવથી દિલગીર થઇ રાજા માણવક જોડે બેઠો હતો એટલામા એક બાણ અને મણિ લઇ કચુકી ત્યા આવ્યો પ્રણામ કરી કચુકી બોલ્યો "મહારાજ, આ બાણથી ઘાયલ થઈ મણિ સાથે પક્ષી આકાશમાથી નીચે આવી પડ્યુ" અત્યત વિસ્મય પામી રાજા હર્ષયુક્ત વદને બોલ્યો, "એમ? એ બાણ કોનુ છે? કોણ છે એ ધનુર્વિદ્યામા પારગત વીર પુરુષ?"

કચુકી બોલ્યો, "આ તીરપર નામ તો છે પણ ઘડપણને લીધે મારાથી વાચી શકાતુ નથી" "લાવ ત્યારે હુ વાચુ," કહી રાજાએ બાણ પોતાના હાથમા લઇ વાચીને જોયુ તો જણાયુ કે, 'ઉર્વશીની કૂખથી જન્મેલો, પુરૂરવાનો પુત્ર, શત્રુકુલ સંહારક આયુ નામના કુમારનુ' એ બાણ હતું આથી રાજા તો આશ્ચર્યચકિત થઈ ગયો! આહા! પોતાનો પુત્ર! ઉર્વશીથી જન્મેલો! કુમારવનના તે દુ ખદ બનાવના વખત સિવાય હુ તેનાથી જરાપણ અળગો રહ્યો નથી અને તે વેળા તો તે લતા બની ગઈ હતી ત્યારે પુત્રનો પ્રસવ ક્યારે થયો હશે? તેના શરીર ઉપર ગર્ભવતી સ્ત્રીના લક્ષણ તો જોયેલા મને સ્મરણમા નથી! ત્યારે આમ કેમ બને?"

વિદૂષક બોલ્યો, "અરે, મિત્ર, પુત્ર જન્મે તેમા મોટુ આશ્ચર્ય પણ શુ? ઉર્વશી એક દૈવી સ્ત્રી છે અને માનુષી સ્ત્રીઓમા જોવામા આવતા બધા ધર્મ તેમા હોવા જ જોઇએ એવુ નથી પોતાની અપૂર્વ દૈવીશક્તિથી તે પોતાના ધણો કૃત્યો છાના પણ રાખી શકે છે"

રાજા વિચાર કરી બોલ્યો, "એમ પણ હોઈ શકે પરતુ પુત્રનો જન્મ મારાથી છાનો રાખવાનુ શુ પ્રયોજન હોઇ શકે?"

વિદૂષકે જવાબ આપ્યો, "દેવતાઓના રહસ્યો આપણને મનુષ્યોને કેવી રીતે કળાય?"

આ વાત ચાલે છે એટલામા કચુકીએ આવીને "ચ્યવન ઋષિના આશ્રમ થી એક કુમારને લઇને કોઇ તાપસી આવ્યા છે" એવા ખબર આપ્યા રાજાએ એ બન્નેને સત્વર પ્રવેશ કરાવવા આજ્ઞા કરી એટલે કચુકી સાથે બન્ને જણા આવી પહોચ્યા.

બાળકને જોતા જ રાજાનુ હૃદય વાત્સલ્યભાવથી ઉભરાવા લાગ્યુ આસનેથી ઉઠી તાપસીને તેણે પ્રણામ કર્યા

"ચન્દ્રવશનો વિસ્તાર વધો" એવો આશીર્વાદ આપી બાળક તરફ ફરીને બોલી, "વત્સ! આ તારા પિતાજીને હાથ જોડી પગે લાગ"

કુમારે હાથ જોડી પ્રણામ કર્યા અને પિતાજી સામે જોયુ અહા! એ જ પોતાના વડિલ હોય તો તેના ખોળામા બેસવાનુ સ્વર્ગીય સુખ પોતાને મળવાનુ જ એ વિચારથી બાળક હરખાઈ ગયો

"દીર્ઘાયુષી થા'!" એવો આશીર્વાદ આપી રાજાએ તાપસીને આગમન પ્રયોજન પુછ્યુ

તાપસી બોલી, "સાભળીએ મહારાજ આ કુમારનો જન્મ થયો કે તરત જ ઉર્વશી તેને મારી સભાળમા સોપી ગઇ હતી એના જાતકર્મ વિગેરે ક્ષત્રિયોચિત સસ્કારો ચ્યવન ભગવાને કર્યા છે, ને શસ્ત્રવિદ્યામા અને ધનુર્વેદમા પણ તે પ્રવીણ થયો છે પરન્તુ આજે બીજા ઋષિકુમારો સાથે સમિધ વિગેરે લેવા ગએલો ત્યા તેણે આશ્રમધર્મ વિરુદ્ધ કામ કર્યું—"

"હે ! એવુ એણે શુ કર્યું ?" વિદૂષકે વચ્ચે પૂછ્યુ

"એક ઝાડપર એક માસનો કકડો ચાચમા લઇને એક બાજ બેઠો હતો એના હાથમા ધનુષ્ય બાણ તો હતા જ તરત જ તાકીને તેણે તે પક્ષીને તીર ફેકી મારી નાખ્યુ ચ્યવન ભગવાન આથી જરા ખીજાયા અને તેણે સોપ્યો હોય તેની કને આને મુકી આવવા મને આજ્ઞા કરી મહારાજ, ઉર્વશી ક્યા છે ? તેણે સોપેલી થાપણ તેને પાછી સોપી દઉ તો મને નિરાત થાય"

ઉર્વશીને બોલાવી લાવવા કચુકીને આજ્ઞા કરી હર્ષના આવેગમા રાજા ઉભો થયો અને કુમારને લઇને પોતાના ખોળામા બેસાડયો ધન્યાસ્તદગરજસા મલિનીભવતિ એ શ્લોકમા દર્શાવેલ આનન્દ પ્રત્યક્ષ અનુભવતો રાજા બોલ્યો, "વત્સ આ તારા પિતાનો પરમપ્રિય મિત્ર માણવક, ભૂદેવ છે તેને નમસ્કાર કર" કુમારે વિદૂષક સામે જોયુ માણવક હસીને બોલ્યો, "એટલો બધો બ્હીએ છે શાનો ? આશ્રમમા જોએલા અનેક માકડામાનુ એક એ મને ધારેલો હોવો જોઇએ !"

કુમારે હસીને પ્રણામ કર્યા માણવકે આશીર્વાદ આપ્યો એટલે ઉર્વશીને લઈ કચુકી આવી પહોચ્યો તાપસીને જોઇ દૂરથી જ ઉર્વશી બોલી ઉઠી, "અરે, આ તો સત્યવતી ! અને પેલો મારો લાડકવાયો આયુ ! કેટલો બધો મોટો થઈ ગયો છે ?"

તાપસી બોલી, "વત્સ, આ તારી જનની એને નમસ્કાર કરો, બેટા"

આયુએ દોડી પોતાની માતાના ચરણારવિન્દમાં માથુ નમાવ્યુ, એને ઉભો કરી ઉર્વશીએ ચુબન લીધુ "આવો, પુત્રવતી, પધારો, એમ બોલી રાજાએ ઉર્વશીને પોતાના અર્ધ આસનપર બેસાડી સત્યવતી બોલી, "વત્સે, આ તારો કુમાર આયુ હવે મોટો થયો છે વિદ્યાભ્યાસ સપૂર્ણ કરી કવચ રોપ ધારણ કરવા યોગ્ય થયો છે ! તે મને સોપેલી થાપણ હુ તારા પતિ સમક્ષ તને પાછી સોપુ છુ હવે મને જવાની રજા આપ ! કારણ મારા આશ્રમધર્મમા અતરાય થાય છે"

રાજા અને ઉર્વશી બન્નેએ તાપસીને પ્રણામ કર્યાં કુમાર બોલ્યો "માજી, તમે જાઓ છો ? ત્યારે મને પાછો તમારી સાથે આશ્રમમાં નેતા જાઓને ?" રાજાએ સમજાવી પટાવીને કહ્યુ, "બેટા, તારો આશ્રમમા રહેવાનો અવધિ પૂરો થયો. હવે તારે ગૃહસ્થાશ્રમમા રહેવુ જોઇએ !"

તાપસી બોલી, "બેટા, તુ અહી જ રહે તારા પિતા કહે છે તે પ્રમાણે જ તારે હવે કરવાનું છે "

આયુ માનુ હલાવી બોલ્યો, "ઠીક, ત્યારે, મા.જી, મારો 'મણિકંઠક' નામનો મોર આશ્રમમા છે ને, તેને પીંછા ફુટતા જ અહીં મોકલાવી દેજો! અહા! મને મણિકંઠક કેવો બહુ ગમે છે!! હુ પપાળુ ત્યારે મારા ખોળામા કેવો નીરાંતે સુઇ જાય છે! મા.જી ?"

"ઠીક, બેટા, હુ જઇને તરત મોકલી દઇશ," એમ હસતા હસતા બોલી, આયુને આશીર્વાદ આપી તાપસી ચાલી ગઇ

રાજા બોલ્યો "અહા! ઉર્વશી, શચિથી થએલ જયતથી જેમ ઇંદ્ર ભગવાન કૃતકૃત્ય થયા તેમ હુ પણ તારા આ તનયથી મને પોતાને અહોભાગ્ય માનુ છુ" ઇન્દ્રના નામનો ઉલ્લેખ અને પુત્રજન્મની વાત એ બન્ને સાભળતા જ ઉર્વશી ચમકી તેને પોતાના શાપની અવધિ યાદ આવી ઇન્દ્ર ભગવાને કરેલી આજ્ઞા સ્મરણમા તાજી થઇને બહુ રાજાને નિવેદન કરીને બોલી, " આર્યપુત્ર, આપના વિયોગના ભયે જન્મ્યો તેવો જ આને મે ચ્યવન ઋષિના આશ્રમમા સાધ્વી સરસ્વતીને સોંપી દીધો હતો હુ એ પુત્રના મુખદર્શનથી હર્ષઘેલી થઇ ગઈ હતી, ને ઈંદ્ર ભગવાનની આજ્ઞા વિસરી ગઈ હતી હવે આપણા સુખરૂપ સ્વર્ગીય સયોગનો અન્ત આવ્યો!" આ સાભળી રાજાના મનપર વજ્રાઘાત થયો! દૈવને દોષ દેતો નિઃશ્વાસ નાખી તે બોલ્યો, "આ આરતમાથી બચવાનો રસ્તો સુઝે તેમ નથી હવે મને નરક કરતા સ્વર્ગ વધારે ત્રાસદાયક લાગશે! વળી ઉર્વશી ગયા પછી અસાર સસારનુ પણ શુ પ્રયોજન રહ્યું? રાજ્યસુખ અને ભોગવિલાસમા શી મઝા પડવાની?"

કુમાર આયુનો રાજ્યાભિષેક કરી વાનપ્રસ્થાશ્રમ ધારણ કરી, તપ કરવામા અવશેષ જીવન પુરૂ કરવુ એવો રાજાએ મનમા નિશ્ચય કર્યો એવામા એકાએક આકાશમાથી સર્વને આજી નાખતી એક તેજોમય આકૃતિ નીચે ઉતરતી દેખાઇ, ઉર્વશી બોલી, " અહો, આ તો નારદ ઋષિ પધારે છે" આ સાભળી રાજા બોલી ઉઠ્યો, "ખરેખર, મુનિવર નારદ જ! લાવો, લાવો, કોઇ પૂજા સામગ્રી! ઝટ લાવો!"

ઉર્વશી દોડીને પૂજાનુ સાહિત્ય લઇ આવી અતરીક્ષમાથી નીચે આવી મુનિરાજ બોલ્યા "મધ્યમ લોકના રાજેન્દ્ર, તારો જય થાઓ!" રાજા અને ઉર્વશીએ નારદમુનિના ચરણારવિંદની પૂજા કરી તેમને પ્રણામ કર્યા નારદે આશીર્વાદ આપ્યો, " તમારૂં યુગલ અખડ રહો!" રાજા રાજી થઇ મનમા બોલ્યો, "અહા, એમ થાય તો અહો ભાગ્ય!" નારદ બોલ્યા "મહારાજ, મહેન્દ્રે સદેશ કહાવ્યો છે તે એકાગ્રચિત્તે શ્રવણ કરો ત્રિકાળદર્શી મુનિએ ભવિષ્ય ભાખ્યુ છે કે દેવો અને દાનવો વચ્ચે દારૂણ યુદ્ધ થવાનુ છે તમે હમેશા અમને યુદ્ધમા સહાય કરતા આવ્યા છો, માટે વાનપ્રસ્થાશ્રમ ધારણ કરી શસ્ત્રનો ત્યાગ કરશો નહીં ઉર્વશી જીવનપર્યંત તમારી સહધર્મચારિણી થઇને રહેશે '

રાજા અને ઉર્વશીને તો જાણે સ્વર્ગપ્રાપ્તિ થઇ હોય એટલો આનંદ થયો કૃતજ્ઞ હૃદયે બન્નેએ મહેન્દ્ર ભગવાનના ગુણ ગાન કર્યાં અને નારદ મુનિને દંડવત્ પ્રણામ કર્યા દેવર્ષિ નારદે અંતરીક્ષમાં જોઇ રંભાને બોલાવી, " રંભા, લાવ, મહેન્દ્ર ભગવાને આપેલો કુમાર આયુના અભિષેકનો કળશ " તરત જ રંભા આવી પહોંચી કુમારને ભદ્રાસને બેસારી કળશનું સિંચન કરી યૌવરાજ્ય પદે તેનો અભિષેક કર્યો બીજો વિધિ રંભાએ કર્યો. ચારે દિશામાં જય જયકારનો મહા ધ્વનિ થયો મંગલ વાજાં વાગવા માંડ્યાં અને વૈતાલિકો સ્તુતિ ગાન કરવા લાગ્યા મુનિવર બોલ્યા, " રાજા, મહેન્દ્ર તારૂં શું અધિક પ્રિય કરે ?

પુરૂરવા બોલ્યો, " ઇન્દ્ર ભગવાન મારાપર પ્રસન્ન છે એ જ મને બહુ છે। એનાથી વધારે પ્રિય બીજું શું હોય ? તો પણ મારી એક પ્રાર્થના છે લક્ષ્મી અને સરસ્વતી એ બન્નેનો સંયોગ થવો દુર્લભ છે, તે મહેન્દ્ર ભગવાનની કૃપાથી થાય અને સજ્જનોનું મંગલ થાય સર્વેની મન કામના પૂર્ણ થાય સર્વ સ્થળે આનંદ, આનંદ થઇ રહે !!"

" તથાસ્તુ "

---

# કુથલીકાકીનું અવસાન—કંઈક અંગત સંસ્મરણો.

લેખક—રા વામવર્મા. બી એ

હિન્દુસ્તાનની પ્રજાનો મ્હોટો ભાગ સાત ચિરંજીવોમા માને છે આ સાતેના ચિરંજીવિત્વ સારા કામ માટે જ નથી તેમાનો એક અશ્વત્થામા તો ઘોર પાપો માટે જ ચિરંજીવ બન્યો છે આ સાત ઉપરાંત ચિરંજીવી પદ બીજા બેને—ત્રિભુવનપતિ વિષ્ણુને અને ત્રિભુવન વિજયી કામદેવને અપાયુ છે તેમા કામદેવને ચિરંજીવિત્વ પ્રાપ્ત થવાનો વિધિ સ્થૂલદેહે ભસ્મ થઇને થયો એટલે અનંગ બની અમર થયો, પણ આ સર્વ ઉપરાંત એક, એવી અજર અમર વિભૂતિ છે કે જેના ચિરંજીવિત માટે કદી શંકાને શકા જ નથી થઈ એ વિભુતિના અનેક, અગણિત રૂપો થઇ ગયા છે, અને એના વિભૂતિ યોગનો વિસ્તાર, કૃષ્ણવિભૂતિપેઠે જ, અમાપ છે એનુ પ્હેલું અને વ્હેલુ ઐતિહાસિક સ્વરૂપ નારદ અવતારમા શરૂ થયુ અને છેલ્લુ, આજે બાધા પ્રત્યક્ષ થતો અવતાર, પત્રકારે, એટલે દૈનિક સામયિક વર્તમાનપત્રના અધિપતિ અને લેખકાદિ રૂપે છે આ વિભૂતિને પરનિન્દા, પરાપવાદ, અથવા સામાન્ય રીતે કુથલીના નામે સહુ કોઇ ઓળખે છે

એમનો કંઇક ઇતિહાસ આલેખવો, એ કદાચ મએની આ છેલ્લી જેવી દેખાતી નબળી અવસ્થા ટાણે અયોગ્ય નથી એટલુ જ નહિ પરતુ આવશ્યક છે અલબત્ત કુથલી કાકી હજુ કેટલા વર્ષો ક્હાડશે એ કહેવુ તેટલું જ અશક્ય છે ટલુ હ્એમને ગિરાયુ ઇચ્છવુ અયોગ્ય છે,—છતા આ વિષયમા બહુ જ માહેલ હકીમોનુ કહેવુ એમ છે કે આ વખતે એમને જેવો ધક્કો પ્હોચ્યો છે, અને શરીરમા અશક્તિ થઇ છે તેવી કદી પણ થઇ નોતી, પછી તો ડોસીઓનું કંઈ કહેવાય નહિ—તેમાં પણ કુથલી કાકીનુ! સામાન્ય ડોસીઓ પણ, વણીયે વાર પાચ પાચ, સાત સાત, મ્હોટી ફીના ડાક્ટરોની ચાપતી સારવાર છતા મરતાં બચી જાય છે, તો પછી જમાનાઓ થયા જેને કંઇ આચ નથી આવી તે કુથલી કાકી, બધા હકીમોની મ્હેનતને ન ગણકારતા, હજુ વર્ષોના વર્ષો ક્હાડી નાખે તો તેમાં નવાઇ જેવુ કંઇ જ નથી એટલે એમના અવસાનના ચોક્કસ ખબર આપવાનુ તો અમારા ભાગ્યમા નથી પણ તેઓ હવે બહુ જ અશક્ત અને કંઇક અંશે પથારીવશ છે એમ કહેવુ બિલકુલ જ સાચુ છે.

કુથલીકાકીનું કુળ અને જન્મસ્થળ કે જન્મનો સમય જરાપણ ચોક્કસ રીતે કહી શકાય તેમ નથી કારણ હજુ એવુ સ્થળ એ ધ્રુવ વચ્ચે શોધી કહડાયુ નથી જ્યા તેમની ગેરહાજરી હોય, એવો સમય, પ્રજાઓના પારણે ઝુલવાના કાળથી આજ સુધી, જણાયો નથી જ્યારે તેમનો પ્રભાવ ન હોય, અને કોઈ કુલ એવુ જાણવામા આવ્યુ નથી જેમા તેમને માટે સ્થાન જ ન હોય

અહિ એક બહુ જ વિચિત્ર વાત કહેવી પડે છે તે એ કે ટદ્દલાકોના કહેવા ઉપરથી અમારી ખાત્રી થતી જાય છે કે ખરેખર તો કુથલીકાકીનો જન્મ જ થયો નથી આ માન્ય—

તાના સગળ કારણોમા સહુથી પ્હેલુ એ એ છે કે હજુ સુધી કોઇએ પણ કુથલીકાકીને મ્હોંયાગ્હો-જોયા નથી આ વાત કંઈક ભૂત પ્રેતની વાતને મળતી આવે છે આ ઉપરથી એક કલ્પના થઇ શકે છે કે કુથલીકાકી છતાં જમેતા એનામા કોઈ ફાયુ નથી તેનુ કારણુ એ કે એમનો તો વાગો આવે છે અને તેથી કહેવાનુ હોય અન્યના મ્હોયે કહી લે છે એમનો પ્રભાવ તો એવો છે કે લોકમાત્ર-પછી તે હાવર્ડ યુનિવર્સિટિમાના કે સાહ રાના રણમાંના હોય-પણ સહુ જાતોમા કઈપણ કામ કરવા પ્હેલા કુથલીકાળીના ઇન્સાફ ભય રાખવામાં આવે છે આ ભયને પણ ગણકારવામા જ સલામતી છે એમ રાજર્ષિ ભર્તૃ-હરિ જેવાએ મત આપ્યો છે આવા પ્રભાવશાળી છે છતા તેમની જાળમાથી છૂટવાનો ઉપાય જ નથી એમ નથી આ ઉપાય સગવડ પડતુ બ્હેરાપણુ ખીમારી લેવાથી પ્રાપ્ત થાય છે આવી કઇક ન સાભળવાની સિદ્ધિવાળા થોડાક સુખી માનવીઓને બાદ કરતા બાકીની અસખ્ય પ્રજાનો વ્યવહાર જન્મથી, ( એટલે માતાના ઉદરમા પ્રવેશ પ્રાપ્ત થવાનાં ચિન્હો પ્રકટ થાય ત્યાંથી ) તે ઠેઠ મરણ એટલે બારમા તેરમા અને છમાસી વર્ષી સુધી કુથલીકાકીનાં ધારા ધોરણ અને રીતરિવાજની સકુચિત મર્યાદાની વિશાળ સત્તા પ્રમાણે ચાલતો હતો, ચાલે છે અને ખુદા ખેર કરે—પણ કાયમ અવદાન સુધી યે ચાલશે એમની પ્રજાની વિપુલ સખ્યા છે, પણ તે બહુ જ ન્હાના ન્હાના ગોળ (*rings*) કરીને રહે છે કારણ અન્ય સામ્રાજ્યો પેઠે કુથલીના સામ્રાજ્યના રક્ષણ અને વૃદ્ધિ માટે જેમ ઝાઝા ન્હાનકડા મળો તેમ સારૂ છે આ સામ્રાજ્યનો પ્હેલો અને છેલ્લો નિયમ એ છે કે તેમાની હરેક વ્યક્તિએ પોતપોતાનુ કાળજુ નાત જાતને કે રીત રિવાજની ચાલક ડોશીઓ હોય તેમને ત્યા ગિરવી મુકવુ, નિદાન તેમની દરકાર કરવી પસદ ન પડે તો પોતાના પડોશીને ત્યા તો જરૂર જ મુકવુ, અને પોતાના કાળજાની ગેરહાજરીમા બીજાને કાળજે જીવવાનો દઢ અભ્યાસ પાડવો. આમા જેટલી કચ્ચાશ તેટલે અંશે કુથલીકાકીની સત્તાનો સ્વાદ ચાખવો પડે (આ શિક્ષામાથી ધનિકોનો વારવાર બચાવ થઇ શકે છે કારણ એમને ત્યા ઘણાના કાળજા ગિરવી મૂકી શકાય તેથી એમને માટે કુથલીકાકીના નિયમો કઇક શિથિલ છે-ઓ ક્યા રાજ્યમા તેમને માટે દઢ નિયમો છે ?) અવસાન વિષય લખવામા જોઈતી હિમ્મત મેળવવા આટલુ પ્રસ્તાવિક હવે આટલુ પ્રસ્તાવનારૂપે કહી, પ્રસ્તાવનાથી જ સતોષ ન માની મૂળ બાબત ઉપર આવવા પ્હેલાં થોડો ઉપોદ્ઘાત પણ કરી લઈએ અમે કહ્યુ તેમ આજે જ કુથલીકાકીના અવસાનના શુભ ખબર અમે આપી શકિયે એમ તો નથી છતા 'કુથલીનુ અવસાન' એ બે શબ્દ મ્હોઢેથી બોલી અમારા કાને જ સાભળવાની લાલચ અમે કદી રોકી શક્યા નથી કલ્પના માત્રથી જ દેખામા ટાઢક વળી જાય છે અમે ઘણીયે વાર નજર આગળ જાગતાં સ્વપ્નાઓ જોયા છે વર્તમાનપત્રોમા માસિકોમા ઉપર નીચે જાડી કાળી લીંટી વાળી ચોખડી જગ્યામા **કુથલીકાકીનુ અવસાન** એવા અક્ષરો અમારી નજર સામે

જ્યારે તરતા દેખાય ત્યારે અમે કંઇક સુખના વિચારોમા પડી જઇએ છીએ ખરેખર, દેશના એક છેડાથી બીજા છેડા સુધી કુતથી ધ્રુવ સુધી અને આખા ઇક્વેટર ઉપર સતોષ પથરાઇ જાય, જો આ ખબર આવ્યા હોય તો ! કોઈ રહેનારના રડારોળના અવાજથી જાગી ઉઠિયે અને તપાસ કરતા એની છુટ્ટી ચાકરડી ખબર લાવે કે ચૌટામા રહેતા કુથલીકાકી મરી ગયા આટલી ખબરથી જ દુનિયાનો ભાર ઓછો થઈ જાય, અને પૃથ્વીનો ગોળો હંમે શને માટે આળસ ખખેરી કહાડના એકવાર ધણુવળી ઉઠે, અને કદી ફરીથી ગાયનુ રૂપ ધરી, પોતાનો ભાર ઉતારવા, વિષ્ણુ-લક્ષ્મીના વિયોગનુ કારણ બને જ નહિ, વ્યર્થ આશા ! અવતાર ધારી રામ માત્ર એક દાસી મન્થરામા, માત્ર એક ધોબણમા કુથલીનો વાસો આવ્યો, તો જીવન ભરનુ સુખ લુટાઇ ગયુ બિચારા ગોકુળજનના ભક્તિપૂર્ણ હૃદયો ઉલ્લ સતી ગોપિયોના સહજ દુ ખ નિવારવા જેવી શિર્બરિ માટે અવતાર ધારી કૃષ્ણ ઉપર કુથલીએ શુ નથી નીતાડ્યુ ? બાપડી વત્સલ પૂતના મારી, તો આ કુથલીને તે શે રહેવા દીધી હશે ? કદાચ કુથલી વિના ગોપીજનના સહવાસમા મઝા નહિ આવતી હોય હોય તે હોય પણ કુથલીનો ભાર હજુ તો દુનિયાને દબાવી રહ્યો છે ( અહિ ઉપોદ્ઘાત ખલાસ થાય છે )

આટલો ઉપોદ્ઘાત કર્યા પછી, 'પ્રમરાકના સ્હાડાવણ બોન' બોલવાના ન રહેવાથી અને છેદન કરવાને કોઇ જવનિકા ન રહેવાથી, ન છુટ્કે, અરસલ વિષય ઉપર આવવાની ફરજ પડે છે પના એક છેલ્લી બારીનો લાભ લઈ સિંહાવલોકન કરવા સહજ રસળી લઇએ છિયે

ઉપર કહ્યુ તેમ ભૂતના દર્શન કોઇને થયા નથી અમે પણ વહે અશે અમારી આસપાસના માણસો જેવા જ હોવાથી સંકોચ વગર કહી દેવુ કે અમને પણ એ લાભ નથી મળ્યો છતા અમારી ભોગીમા એટલા અભાગી ન હતા એમણે એકવાર કાળી ચૌદશની અધારી રાતે, આપમા મણોગમે પડળ હોવા છતા, સાફ સાફ ધોળે દહાડે દેખાય તેમ એક ભૂત જોયુ હતુ પણ એમ સહુ કોઇના દૂરના સગાસબધિયોએ તો જોયુ જ હોય છે કુથલીકાકીને પણ અમે નજરે જોયાં સાભળ્યા નથી એમના વતી બીજા માણસોને વાતો લઇ આવતા અનેકવાર સાભળ્યા છે કિન્તુ એ કે કોઇને એમ આશકા પણ થયા કરી છે કે કુથલીકાકીએ જન્મ જ લીધો નથી-એનુ જીવન માત્ર વાતમય છે, હશે અમે માત્ર એટલુ કહી શકવાની તૈયારીમા છિયે કે મરણનુ સ્થળ અને સમય નક્કિ કરવામા એમના જેટલી ઢીલ અને ફાફાવેડા કોઇ ડોસીએ કર્યા જોયા સાભળ્યા નથી નોવ-આટલું સિંહાવલોકન કર્યા પછી અમે ધારિયે તો વિહંગાવલોકન કરવા પાખો ફફડાવી શકિયે એમ છે અમે હસાકૃતિ ખડિયામાથી પીછા વાળી કલમે જ લખિયે છિયે કે કલ્પનાથી ઊડવા અડચણ ન આવે છતા, આજે જો અમે ઉચે ગગને ઉડનાર બનિયે તો ભૂમિતિનો સિદ્ધાત છે કે તમે સાથે નાચનાર ધરતીપર ફરનાર હશો અને એમ ઠેરવવા માટે અમને કુથલીકાકીના શાગીર્દ માની લ્યો, જે હાવાનો અમે મજબુત રીતે ઇન્કાર કરવા ચાહિયે છીયે

હવે છેવટે અમે હાથ ધરેલ વિષય, એટલે, અમારા પોતાના અગત સ્મરમરણ-પમનન રેમિનેસન્સની નજરે કઇક કુથલીકાકીનો પરિચય આપીશુ

અમે જ્યારે બહુ જ ન્હાના હતા ત્યારે કાઇક કારણથી અમને દિવસના ઘોટાઇ રહેવાની પણ રાત આખી જાગવાની ટેવ પડી હતી પડોશીઓને આ ટેવમા બહુ જ ત્રાસ દીસતો અમે આજ સુધી સમજી નથી શકયા કે એમા એવુ શુ હશે? આખો દિવસ જાગીને તેઓ અમારી ઉંઘમાં ખનેન કરતા તેની કરિયાદ અમે કરી કરીને હતી ઠના કુથલીકાકીએ અમારી પોતાની આ ટેવને વખોડી કહાડી અને પોતાની ફિરસ્તાઈ કિતાબના પાનાંઓમા અમારૂં ખાતું ખોલ્યુ ( ખરેખર તો માના પેટમા રોપાયાથી જેવા પડ્યા હતા ત્યારનું ખાતુ ખોલાયુ હતું પણ તેનો હિસાબ અમારી માના ખાતામા પેટે નોધાયો હતો એટલે ઉપની હકીકત અમે સુતિકાગૃહમા જુદી માંડીને શોભાવી ત્યારની છે ) આ પછી થોડે વખતે અમને સ્હમજણ આવી ( જે બનાવ બહુ વ્હેલો બન્યો હતો, અને નવાઇ જેવુ તો એ છે કે આટલી ઉમરે પણ એ સમજણ હજુ સાવ જતી નથી રહી ) અને સ્હમજણ આવતા જ અમે અમારી અદરની મુજવણોનો નિકાલ કરવાના ચાપતા ઉપાયો કરવા મડી પડ્યા કઈ પણ જોઇયે કે ન જોઇયે, ગમે કે ન ગમે, કે તુરત જ અમે અમારી મનની વાત બ્હોળા વિસ્તારમા સમજાય એટના બળથી કહી દેતા આવે વખતે અમારા આસપાસના સહુ ઘરના કોઇક અધારા ભાગ તરફ આગળી દેખાડી ' જો-મા આ ગો " કહેતા પાછળથી અમને સમજાયુ કે આ બાહુ તે કુથલીકાકીના જ અનેકમાંનું એક રૂપ છે

વખત જવા લાગ્યો અને અમે પણ નિશાળે જવા લાગ્યા ઘણીવાર નિશાળે જવા માટે ધારેલી પણ મનમાનતી વસ્તુ પ્હેરી જવાનો હઠ કરતા ત્યારે કે એવા પ્રસગે અમને સહુ સમજાવતા " છટ્ ગામ કહેશે કે આ કોણ આ ગો વળી જો ફલાણો કેવા કપડાં પ્હેરે છે, " ત્યારથી અમે ગામને પણ બાહુ જેવુ કઇક માનતા થયા આ કુથલીકાકીનો સમષ્ટિ અવતાર વર્ષો વીતી ગયાં અમે જેમ તેમ કરી સાતમી ચોપડી ( અંગ્રેજીમા ) આવ્યા સસ્કૃતનો શોખ ( અમારા માસ્તરને ) બહુ એટલે શ્લોકો લીખવાનો પ્રયત્ન કરતા એકવાર લોકાપવાદનો ભય રાખવાનો ઉપદેશ અમે વાચ્યો તે પણ ભારતવર્ષના મહા રાજાનો અમારી આખો ઉઘડી ગઈ જે ભય રાખવાનુ અમને કપડા પ્હેરાવતા નોકર કહેતો તેજ ભય રાખવાનુ મહારાજા કહે છે ત્યથી ૨૮ સુધી કુથલીકાકીનો ભય ! આ વાતથી અમારી સ્મોતીયાની પડળવાળી આખો પણ ઉઘડી જાય, તો પછી અમારી ફકત માઈનસ આઠના ચસ્માવાળી આખો ઉઘડી જાય એમા નવાઇ શુ ? એલેકઝાડરે કહ્યુ કહેવાય છે કે જો હુ એલેકઝાડર ન હોત તો ડાયોઝનિસ થાત અગર આ ના કહેલા ધારે તો એમ જ કહે કે જો હું આવા ન હોત તો કુથલીકાકી થાત અજ્ઞાનો અથ કોઈક બોલીમા મોટીમા (કોશી) થાય છે તેનો ખરો ભેદ તો અહિયા છે

અમે ત્યાર બાદ કુથલીકાકીને ઘણા રંગોમાં જોયા છે તેના ઘણા ઢંગનો ખારો ખાટો અનુભવ પણ કર્યો છે કુથલીકાકીના રાજ્યમાં ધારાધોરણ ઇત્યાદિ સુ યવસ્થા હોતાં અને એ ધારાધોરણનો ધોરણસર અભ્યાસ કરવાની અમને તક મળી હોતાં એમના એકાદ ફતવા ઉપર અમે થોડુંક કહેવા ધારિયે છિયે

ફતવો કોઈપણ કામ નેકી કે બદીનાજુ નથી બદકામ કરતા પકડાઈ જવામાં બદી છે, કરવામાં નહિ

નોંધ વુચ્ચા લાઇકરગસ! લ્હે તારા ધોરણો કયાથી ઘડ્યા તે હવે શું અમે નથી જાણતા? મૂર્ખ! ચોરી કરી તો આટની દેખીતી કરાય કે તુરત પકડાઈ જવાય? તે સિદ્ધાંત ચોર્યો પણ વાપરતાં ન આવડ્યો!

ઉપલા ફતવાની છેવી કૉરૉલરિ નેકીનુ કામ કરવાની જરાય જરૂર નથી એવુ કામ કરતા દે માથયે તો બસ છે

બીજી કૉરૉલરિ ધનના ઓછાયા હેઠળ, કે નીચ તો નીચ પણ ઢાકપિછોડો સાફાઇથી કરી, વામપથમાં ચાલતા પણ આંચ નહિ આવે, માત્ર વૈષ્ણવ દેખાવાનુ ડહાપણ વપરાશે તો ઉદાહરણ ઉંચી જાતના માણસ હો અને અભક્ષ્યાભક્ષ્ય કરતા હો, કે અપેયાપેય કરતા હો તોય, વિલાયત જઈ પાણી સિવાય બીજું કઈ ન પીનારને પ્રાયશ્ચિત્ત વગર નાતમાં દાખલ કરવામાં તમારે 'અબ્રહ્મણ્યમ્'ની સહુથી મ્હોટી બાગ મારવી, તો તમને અપેયપાન માટે મુક્તિ મળશે ઉદાહરણ બીજું નવા પવનથી છકેલી છોકરીઓ લાજ ન કહાડે તો તેટલાથી જ પાપી બને જાહેરમાં મ્હોટુ ઢાકવાની મર્યાદા પાળનારી, સહુથી છાની, અનેક લીનાઓના પાપભારનો બોજો નિવારી શકે છે

* * *

કુથલી કાકીના ફતવાઓની તો ખાણ છે પણ અમ્હારે એમાં ઉતરવા વિરુદ્ધ વૈદકીય આગ્રહ છે ન્યુકેસલના કોલસાની ખાણોમા ઉતરનાર કોઇ ઍક્સપર્ટને રોકવા વિચાર છે, ત્યાંસુધી શ્રીયુત ઠકકુરને જ આગામતની મૉનૉપૉલિનો અગાઉ હક અમે સોંપી દેવાને બિલકુલ રાજી છિયે અને આ હક આમ સોંપી દઈ અમે આજના લેખના અંત ભાગ ઉપર આવિયે છિયે અમે કેવુ ઇચ્છિયે છિયે કે કુથલીકાકી પણ પોતાના જીવનના અંત ભાગે આટલી રહેનાઇથી જ આવે કુથલીકાકી મરણ પથારીયે તો છે જ માન મરતા નથી છતાં અમે એમના મરવાની આશા રાખિયે છિયે આશા અમર છે અફસોસ એટલો જ કે કુથલી કાકી પણ અમર છે જ્યાં કોઇ વાર અમને લાગી જાય છે કે લીધા એટલા શ્વાસ કુથલીકાકીને હવે લેવાના નથી તેમને શ્વાસ ઉપડ્યો છે જેટલા શ્વાસ જ બાકી છે જે ઝેરી ફુફાડાઓએ દુનિયાની હવા ઝેરી કરી દીધી છે, તે શ્વાસ કુથલીકાકીના મૂર્ખ દામ્ભિક દેહનો સત્વર જ ત્યાગ કરી જશે અગર એમ ન થાય, તોય શું એમને પથારીવશ જ રાખવાનો કોઈ ઉપાય ન કરી શકાય? કુથલી કાકી જીવતા થાઓ અને આ વખાણ એમના[*] હાથમા આવે તો

* કવિતાકલાપ રૂ ૦-૧૪-૦ એન એમ ત્રિપાઠી ઍન્ડ કંપની, મુંબાઇ.

અમારૂં શુ થશે એની બ્હીક અમને લાગે છે છતાં એમના મરવા પછી પ્રકાશમાં લાવવાની મુરાદ છે એટલે વાંધો નહિ આવે. નહિ તો ય અમે મરણિયા થઇને બિન દહેશત પુછિયે છિયે કે શુ કોઇ હોમિયોપેથ, એૅલાપેથ, ઇરિયોપેથ નથી,-કોઈ વૈદ્યશાસ્ત્રી, કવિરાજ હકીમ નથી—જે એવુ કરે કે ' કુથવીકાકી પાછા સાજા ન થાય ? હજાર વ્યાધિ ઉપર માત્ર બાર દવા વાપરનાર કોઈ પ્રૉફેસર કુથવીકાકીને પથારીવશ રાખવાની દવા ન આપી શકે ? શુ આપણી લિમિટેડ અથવા અન–લિમિટેડ એવી કોઇ ફાર્મસી નથી જે આવી દવા બનાવે ? કોણુ કહેતું હતું કે $M$ $B$, નો અર્થ *Beginners in Murdering* થાય છે ? જો કોઇ ઉપાય નહિ જ થાય અને કુથવીકાકી જીવશે જ તો–બસ મરણિયા થયા તેને શુ–અમારે કહેવુ છે તે કહેવા દો માત્ર અમ્હારા મિત્રોને અરજ છે કે અમારૂં પુતળુ ઉભુ કરે તો ત્યાં કોતરાવે કે 'જીવના કરતા કહેવુ ભલુ ' એ સિદ્ધાંત અમે પાળ્યો હતો

ત્યારે અમારે કહેવુ એ છે કે ગમે તેમ થાય તોય આગળ જેવા જ કુથવીકાકીના માન રહે એવુ અમને લાગતું નથી સર્વાંશે નહિ તોય થોડે અંશે પણુ નવે અવતારે આવતાં છતા કુથવીકાકી જીવતે મુવાં જેવાં જ છે થોડાક ઉદાહરણ લઇયે

જમાનો હતો કે જ્યારે મુંબાઇના મરહુમ ભાટિયાબાગની સ્મૃત્યવશેષ આબલી નીચે ઉભેલા પ્રાચીન રહેકડાઓમાં બેસી છાતી સુધીનો ઘુમટો તાણી, સુન્દર સુડોળ અંગોને જોઇયે તે કરતાં એક તૃતીયાંશ 'આકાશમા' સંકોડી સમાળીને સ્ત્રીઓ હવેલીએ જતી. વિક્ટોરિયા બગી એ નવુ ચેટક લેખાતું, અને એ બગીમા બેસવાની કોઇને જરૂર પડતી તો તે બાઈ, ત્યારથી કુથવીકાકીને કાને પાને ચડતી એ જ બાઇની વહુ વિક્ટોરિયામા બેસતી પણુ સાસુના જમાના કરતાં અર્ધાં લમાઇનો ઘુમટો અને આથિની બેસવાના તકિયા તરફ ન્હોં, આટલી મર્યાદા પાળીને એ બાઇની વહુની વહુ આજે રૂશિયન ઝીણુવટના કપડાં પ્હેરે છે, ચૉવીશ કૅરૅટની ફ્રેમના રિમૅલસ ગ્લાસિસ પ્હેરે છે, અને ફૅાંકારની મૅકને છુટથી, મૃદુઅવિકતાઉ ભાન કરાવતી, મર્યાદા, સ્ત્રીગઢ મર્યાદા શુ તેની (વ્યાખ્યા ગૉંડપ્રે સિડન્સમા તો ક્યાંય નો'તી એટલે) જાણુતી નથી એ કુથવીકાકીના મરવા જીવવાની વાત પણુ માંડ પુછે છે

બીજુું એવુ જ ઉદાહરણુ લઇયે સ્નેહલતાની સાસુ બાલક હતી સાસુઓ પણુ બાલક હોઇ શકે જ એની અમ્હે ખાતરી કરી છે અને અમે એમ માનિયે છિયે કે આજની સાસુઓ કોઈક કાળે પણુ વહુ હતી આ વાત સાસુ સિવાય બધાને સમજ પડી શકે તેવી છે અમે સાસુ નથી એટલે આ નોંધમાં અમને સત્ય વાત કહેતા બ્હીક નથી લાગતી, (બ્હીક ન લાગવાનું બીજુ કારણુ એ છે કે સારે નસીબે અમે કોઇની વહુ પણુ નથી ) જ્યારે સ્નેહલતાની સાસુ બાલક હતી અને કન્યા મટી ત્યારે એને સાસરે એના માટે ગૃહદ્વાર એ જ કન્યાકુમારીથી હરદ્વાર સુધીનો દેશ નિર્મ્યો કોઇ ધડપણ મોકલે તેને ત્રણ કુડી વરની વાટ હતી છતા ઉમ્બર તે એના માટે ડુંગર હતો અને પા ગ તે પરદેશ હતુ અને એની વહુ સ્નેહલતા-આખી દુનિયાની ભુગોળ જાણે છે, ગૃહદ્વારની અન્દર ભાગ્યે જ એનો પગ ટકે છે, ઉમ્બર

ડુંગર ને પાદર તો ક્યાય રહ્યાં પણ હિમાલય અને આલ્પસ મ્હોટા 'અને અમેરિકા, યુરોપ ને જપાન જેવા તનપાપડ થઇ રહી છે ( માર તેને તનના પાપડ થાય કે નહિ એ ખબર નથી પણ એ નોધ અમારા વિષય બ્હાર છે)

અમે ધારિયે તો આના અનેક ઉદાહરણો આપી શકિયે માત્ર અમે એમ ઉદાહરણોથી પાનાં ભરવા માગના જ નથી

છેવટે કુથલીકાકીને થયેલા રોગ સબધી સહજ જણાવી આ *In memoriam*-સ્મરણાજંલિ સમાપ્ત કરીશુ એમના રોગના નિદાનમા ઘણા અભિપ્રાયો મળ્યા છે જેટલા ડાકટરો છે, તેમની સખ્યાને ચારે ગુણિયે, અને તેમાં ભુલચુક ન રહી જાય માટે બીજા હજાર ઉમેરિયે એટલા અભિપ્રાયો મળ્યા છે અમે આ સર્વ અભિપ્રાયો ઉપર પુખ્ત વિચાર કરી નિર્ણય ઉપર આવ્યા છીએ કુથલીકાકીને બે રોગ હતા જુઠાણાનો અને દાંભિકતાનો આ બે રોગ ડાકટરોએ કરેલા દશ હજાર નિદાનમા ક્યાય નથી એટલે અમારૂં નિદાન સાચુ છે એ વિષે અમને શકા જ નથી આ બે માઠા રોગો કોઇવાર ન્હાનાં રૂપમા તો કોઇવાર મ્હોટા રૂપમા તેમને પ્હેલેથી સતાવ્યાં કરતા, સ્ત્રીઓ અને ખાસ કરી ડોશીઓ ઔષધથી હમેશ કટાજેલ જ હોય તેમ કુથલીકાકી પણ રોગ નિવારણ માટે કઇ પણ ઉપચાર કરાવવાની ના જ પાડ્યા કરતાં અમને કોઇવાર એમ પણ લાગે છે કે જુઠાણું અને દાંભિકતા આ બેય રોગોઉપર કુથલીકાકીને પક્ષપાત જ હશે છેવટે છેવટે આ રોગ એટલો તો વધી પડયો કે કોઇક બીચારી કમળી છોકરી ભરબપોરે પગનુ રક્ષણ કરવા સપાટ પ્હેરીને ચાલતી નજરે ન્હડે કે તેની નિન્દા કરતા જડબુ દુખાવી નાખતા, જ્યારે આંધુ ઓઢી, મહારથી કુથલીકાકીને રાજી રાખનાર, શીલમા શિથિલ બને તોય, કુથલીકાકી તેના વખાણ્યુ કરતા આ અનીતિમય દાંભિકતાએ ત્હેમને મોતને બિછાને તો નાખ્યા છે ને જમને નરક બગડી જવાની ધાસ્તી નહિ લાગે તો તો કુથલીકાકી જરૂર મરવાનાં નહિ તો ઇશ્વરેચ્છા માની બેસી રહેવા સિવાય છુટકો શો બીજો !

કુથલીકાકીના સબધિઓ, જેમનામા એમનો ચાનુવાસો આવ્યા કરે છે તે સહુને ખોટ જશે પત્રકારો, ટીકાકાર, લેખકો, કવિઓ, સાક્ષરો, જેમને જેમને કુથલીકાકીના છેલ્લાં વસિયત અને નશીહતનામામા વારસો મળશે તેમને ભારે તો પડશે જ એમનાં માવેત્રસમા કુથલીકાકી આમ બિમાર પડ્યા તેથી બાપડાઓ બહુ મુઝાતા હશે લાગે તો ખરૂં જ ને, એ તો સ્નેહ તેટલો સતાપ કુથલીકાકીના ગયા પછી પણ એમણે તો બહુ જ સભાળવાનુ છે એમના વારસામા જ શાપ છે એ *Cursed legacy* છે એમની મિલકતમા જ એમના રોગનુ નિદાન છે તેમ એ રોગ નીચે કુથલીકાકીએ વ્હાલ્યા એટલાં વર્ષો એમના પાછળ રહેલાઓથી કદાચ નયે નીકળે, એ જુના જમાનાની ડોશીઓના ખડતલ શરીરો ઝાક ઝીલે તેટલી એમના શરીરો ન ઝીલી શકે

જો કુથલીકાકી ગુજરી જ જશે તો પછી અમારી અભિલાષા એક જ છે તે આ પ્રમાણે છે અમે ચુસ્ત હિન્દુ છીયે તેથી પુનર્જન્મની કલ્પના માની જ છે અને બાકી બીજી બધી મૂર્ખપ્રલપિત છે એવો હાડહડતો મત *Prejudice* રાખવો એ અમારો જન્મસિદ્ધ હક્ક છે અમે એ હક્ક માટે મગરૂર છીએ અને હોમરૂનરોને અનુસરી અમારા એ *Prejudice* રાખવાના હક્ક માટે પ્રાણ પણ અપારો તો જરૂર આપીશુ-પણ એકવાર, ઘડીભર અમારી અભિલાષા એવી થઈ આવે છે કે નરકમા પડ્યા પછી અનન્તકાળનો ભોગવટો જેમ ખ્રિસ્તાદિ મતોમા છે તે મત કુથલીકાકી માટે તો સાચો જ પડે બસ જો આમ થઇ જાય તો આનન્દ નહિ તો જેવો કુથલીકાકીને પ્રેક્ષમાત્ર મળ્યો—બીજો જન્મ થયો કે અમારે આ લેખ લખવા માટે, એના બેન બનવુ જ પડશે આ વિચાર પછી લખવુ સુજતુ નથી થયુ તે ન થયુ નહિ થાય અમારો મરણીયા થવાનો ઉપર કહેલો નિશ્ચય હમે દાત બીડીને અમને યાદ આપ્યા કરિયે છિયે અને જે થાય તેની બધ મ્હોયે અને ફાટે ડોળે વાટ જોઇએ છિયે હિમ્મતે મર્દા તો મદદે—શુ કહું ?–ખુ। આવે ખરો પણ આ બાબત કુથલીકાકીની છે, એટલે ન આવવા માટે ખુદાને કેમ ઠપકો અપાય ?

**પ્રકાશકના બે બોલ**—છેવટે રહાડાનણુ તો નહિ પણ પ્રકાશકને બે બોલ સુજ્યા છે—વર્તમાનપત્રોનો રિવાજ છે કે મ્હોટુ માણસ મરવા પડે કે ઑફિસની સગવડ ખાતર, તે ગુજરી જ ગયો એમ માની લેવુ અને તેની કારકીર્દી વિગેરે છાપી તૈયાર રાખવુ જો તે ખરેખર ગુજરી જવાનુ ડહાપણ દેખાડે તો પછી તેનો છેલ્લો શ્વાસ તેના કિરતાર પાસે પ્હોચે તે પ્હેલા છાપા વ્હેંચનાર છોકરાઓ ગામને બીજે છેડે પ્હોચી જાય અમે એમ જ કરવા ધાર્યું હતુ પણ કુથલીકાકી માટે ડાકટરોએ મરવાની આશા છોડી છે ડોશીઓ અને જોશીઓનો સામટો મત છે કે એમના મરવાની વાટ જોવી ફોકટ છે એટલે અમે લેખ કની જોખમદારીએ આ લેખ છાપી માત્ર સાહિત્યની જ સેવા નથી બજાવતા પરતુ લેખક ઉપર પણ ઉપકાર કરિયે છિયે, કારણ "જીવતા કરતા કહેવુ ભલું" કહેનારને જીવતે ભોગે કરતા અટકાવવા અમારૂ દિલ ચાલતુ નથી લેખક છેવટની ઇચ્છા તરીકે લખી જણાવે છે કે "ઇશ્વર પાસે અમારી ( લેખકની ) એટલી અરજ છે કે અમે ( લેખક ) જ્યાં હોઇયે-સ્વર્ગે હોઇયે કે નર્કે હોઇયે-પણ અમે અમારા વાચનારાઓથી છુટા ન પડિયે "તથાસ્તુ"

---

# મ્હારી પ્રથમ વાર્તા.

લેખક–રા ગજેન્દ્ર સોમનારાયણ દલાલ, બી એ

મને એક વાર્તા લખવાની ઉર્મિ થઈ આવી ખરૂ જોતા પ્રથમ એ વિચાર એક સુહૃદે જ મ્હારા મગજમા ખડો કર્યો હતો અને સુહૃદની ઇચ્છાને આધીન થવુ એ જગતનો નિયમ સમજી હું લખવા બેઠો પ્રથમ તો પેન્સિલથી લખુ કે શાહીથી તેનો મ્હારા મગજમા મોટો ગુચવાડો ઉભો થયો અને હું એમ નિર્ણયપર આવ્યો કે શાહીથી જ લખીશ પેન્સિલથી લખી પાછુ શાહીથી ઉતારવુ મ્હારા સ્વભાવને રૂચે એમ ન હોતુ જોકે સુહૃદે તે કાર્ય કરવા માથે લીધું હતું અને તેના અક્ષર મ્હારા કરતાં સારા હતા પટાવાળો ઑફિસના કામ માટે કોરા કાગળનો એક થોકડો મુકી ગયો હતો તેમાથી પાચ સાત કાગળ લીધા, એક હોલ્ડર લીધુ, તેમા કલમ ( સ્ટીલપેન ) જૂની હતી તે કાઢી ફેકી દીધી અને શાહીનો ખડીયો સામે મેજ ઉપર મુકયો આ સવ સાધનો મ્હારી ઑફિસના હતા વર આગળ એ સરકારી ચીજના વાપરવી એવો વટહુકમ હતો અને એ ફરાન કારકુનોની તેમ જ મ્હારા હાથ તળેની કચેરીઓમા મે ફેરવ્યો હતો તમને નવાઇ લાગે તો ભને બાપ્પી જગતના ગાડા એમ જ ચાલે છે અને હુ કઇ જગતથી નિરાળો નથી ચોર ચોરને ઘેર પરોણો ત્યા કોણ કોને પુછે? કલમ લીધી, ખડીઆમાં બોળી કચેરીમા જેમ તેને બે આગળી વચ્ચે ફેરવતો તેમ ફેરવવા માંડી પણ ત્યા સુઝતુ હતું તેમ કઈ લખવુ સૂઝયુ નહી કલમ મેજપર મુકી, હાથ લમણાપર રાખી કોણી ટેબલપર ટેકવી, વિચારમાં છુ એમ બતાવવાની સ્થિતિમા બેસવાથી કઇ પણ વિચાર આવશે, વાર્તા લખાશે, એમ ધારી થોડીવાર એમ બેસી રહ્યો સામે બારીમાથી નદીમાથી પાણીનો ખળખળ ખળખળ અવાજ કાને આવ્યો અને મનમા વિચાર થયો કે આ સરિતા કેવી વહે છે, મગજમાંથી એમ વિચારો સરે તો કેવુ સારૂ? એટલામા એક વહાણ જતુ હતું તેનાપર નજર પડી નદીમાં એક જગ્યાએ બેટ જેવો ભાસ થતો હતો, મ્હારા બગલાની બારીમાથી વહાણ તેનાપર ચડતુ હોય એમ મને લાગ્યુ અને હું બોલી ઉઠયો, "હો વહાણ ખરાબે ચઢયુ" જાણે તે પરથી કઇ વિચાર આવ્યો હોય એમ કલમ લઇ મ ખડીઆમાં બોળી અને તેને ઉચકી કાગળપર મ્હારા વિચાર મુકુ તે પહેલા શાહીનો એક મોટો ડપકો પડ્યો

"ટેગ, ફુલ, ખડીઆમા શાહી કેટલી પુરવી તેનુ પણ પટાવાળાને ભાન નથી" એમ બોલી કલમને મેં જમીનપર છટકારી મગજમાથી વિચાર છટકી ના જાય એ હેતુથી મોટેથી હું બોલ્યા કરતો હતો "સરિતા સરતી હતી, વહાણ ખરાબે ચઢયુ" એમ બે ચાર વાર બબડયો હોલ્ડર ને કલમને બરાબર લુછી નાખવા બ્લોટીંગ લેવા હાથ લબા યો કોણ જાણે વિચારમા છુ એમ બતાવવાની સ્થિતિમાં બેઠેલો હોવાથી કે બારીમાથી વહાણ જતુ તેનાપર મ્હારી નજર હતી તેથી કે કર્યા તો ગોખલામા મ્હારૂ મગજ રોકાયલુ હોવાથી બ્લોટીંગ લેવા જતા જ

મ્હાગ ખમિસની બાહ્ય ખડીઆને લાગી અને તે ઉંધો પડયો. મ્હારી નજર સામે શાહીનો રેલો ચાલ્યો, ખમીસની બાંહ્ય જરા તરા બગડી અને ટેબલથી દો ગાઉ દૂર જઇ જોવા જેવુ મો કરી હુ ઉભો, મેજપરથી જમીનપર પડતા ધોધને જોઇ રહ્યો

"સુહૃદ આવે અને એની વાત" એમ બોલું એટલામા તો "સરિતા સરી ગઇ અને વહાણુ ખરાબે ચડ્યુ" એમ હસતા હસતાં કોઇને બોલતા મેં સાંભળ્યું તરત જ સામા જઇ મેં સાથે સાથે હસવા માંડ્યુ ગુસ્સો તો સુહૃદની આંખે આંખ મળતાંજ ઉતરી ગયો હતો

સુહૃદને લઈ હું ટેબલ પાસે ગયો અને કાગળ શાહીથી રંગાઈ ગયો હતો તે જોઈ તેણે કહ્યુ, "ઓ હો હો આજે તો તમે ઘણુ લખ્યુ હોય એમ લાગે છે શાહી બધી જ ખપી ગઇ." "તું આવે એટલે જણાય હવે મઝાક જવા દે લાવ પટાવાળાને" બોલાવુ એમ કહી ઘંટડી વગાડી તરત જ પટાવાળો આવી પહોચ્યો, તેને સારે નસીબે શાહી સવારની પાળીના પટાવાળાએ પૂરી હતી છતા મેં કહ્યુ "તમને શાહી ખડીઆમા કેટલી પૂરવી તે ખબર છે કે?"

"સાહેબ, મેં નથી પૂરી નારાયણે પૂરી છે"

આ ટેકીમાં સુહૃદે મને કહ્યું, "ઘણાને કલમ શાહીમા બોળતા નથી આવડતી, કોણી મેજપરથી કેમ ઉંચવવી તેની ખબર હોતી નથી"

મને હસવુ આવ્યુ પણ તે દબાવી પટાવાળાને કહ્યુ, "ચલ ઠીક, આ બધુ સાફ કરી નાખ જોજે કચેરીના કાગળો કે પેની ચોપડીઓ બગડે નહીં"

પટાવાળાને એટલી સૂચના આપી સુહૃદને લઈ હું બગીચામા ગયો. એક બાંક ઉપર અમે બન્ને જણા બેઠા પુન એના ટીખળી સ્વભાવ પ્રમાણે એણે બોલવાનુ શરૂ કર્યું "કેમ, લખવાનો વિચાર માંડી વાળ્યો? તમને મેં અનેક વાર કહ્યુ છે કે તમારે નામના મેળવવી હોય તો કંઇ વાર્તા લખી એક માસિકમાં આપો તરત જ તમારી છબીનો બ્લોક તંત્રી માગશે, ગ્રાહકોને ઘેરેઘેર તેની લહાણી થશે"

"શુ કપાળ લખુ! મને તો કંઈ ગમ પડતી નથી"

"કવિતા લખો. ઝાઝી મહેનત પણ નહીં ના રાગની જરૂર, ના પ્રાસની આવશ્યકતા તમે જે બોલતા હતા તે પણ કવિતા ગણાય

"સરિતા સરતી હતી
વહાણુ ખરાબે ચડ્યુ

વાહ! કાને શુ સુ દર લાગે છે? વચ્ચે વચ્ચે, 'મમ પ્રાણ સખે,' "હૃદેની દેવી' એવા એવા હૃદયને ભેદી નાખે એવા બે ત્રણ શબ્દ મૂકવા, નવીન ના જડે તો પ્રત્યેક કડીમા તે મારી મચડી લાવવા પ્રયાસ કરવો તમારૂ નામ, બૅરીસ્ટરની ડીગ્રી, ઓદ્દો લખી તંત્રીને મોકલી કે બેડો પાર"

"હવે કવિતા લખવાની બાકી રહી, આપણુ એ કામ જ નહીં તું રસિક છે તે તને ફાવશે"

---

મનોરંજક વાર્તાવિનો. રૂ ૦-૧૨-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઇ

" એ તો તમે કહેતા હતા કે કચેરીમાં કામમાથી પરવાર નહીં અને ઘેર આવ્યા તો છોકરાઓનો કનળલાટ કોઈ પાસે આની બેસે તો કોઇ ખોળામા ભરાય નિ ાત ટોપ તો લખવુ કરવુ બને તમને તે યાદ દેવડાવુ હુ "

" સામે જો આકાશ કેવુ ઘેરાયલું છે હવા ી પણ મગજ પર અસર થાય છે એમ વિજ્ઞાન-શાસ્ત્રીઓ કહે છે "

મ્હારા જ્ઞાનમા કઈ ખામી છે એમ સુહૃદને કહેવા ઈચ્છા કેમ સભવે ? સરિતા સમ્દ કોઇએ અરજી કરેલી તેમા મે આજે વાચેલો અને આસપાસના સબધ ઉપરથી અથ બેસાડી મે ડાયરીમા લખી લીધો હતો

પળ બેપળ રહી સુહૃદે કહ્યુ, " ખરી વાત છે તેથી જ નહાણુ ખરાબે ચઢ્યુ છે "

" ભલા ભગવાન, હવે હુ સમજ્યો મ્હારા મગજને તું અણુસારો કરે છે હું તો આટલા વખત સુધી વગર સમજે જ હસતો હતો "

" એવુ વગર સમજે ઘણાએ હસે છે "

" આજે એક ખુશ ખબર કહેવાની છે સાહેબની મ્હારાપર ચિઠ્ઠી આવી છે અમે પરમદિવસે મોનગઢ તરફ શિકાર કરવા જવાના છઇએ "

" મારી હાર શિકાર કરવા માટે શો બદોબસ્ત કર્યો છે ? તમે કે તમારા સાહેબે કોઈ પણ જિવસ વાઘનો શિકાર કર્યો હતો ખરો ?"

" બદોબસ્ત કરવા બાબત તો સાહેબે વ્યારાના નાયબસુબાને લખ્યુ છે એટલે તેમાં તો કઇ ખામી નહીં રહે વાઘનો શિકાર કરવાનો તો આ પહેલો જ અનુભવ છે "

" બીજા કોનો કર્યો છે ?"

" સાહેબે જે કર્યો હોય તે "

" ત્યારે તમારૂં સાં કામ શુ ? નકામુ જીવનું જોખમ !"

" બે ઘડી મોજ, જરા જોઇશુ તો ખરા કે કેમ શિકાર કરે છે "

મ્હારા અતરનુ કારણુ એ હતું કે સાહેબ શિકાર કરશે તો રિપોર્ટ મ્હારે લખવો પડશે એટલે હુ જોડે હોવાથી મ્હારૂં નામ પણ જરૂર વર્તમાનપત્રોમાં આવવાનુ જ, આપણી વાહવાહ થવાની.

" તમે પણ બદુકથી નેમ તાકતા તો શીખ્યા છો, ખરૂ કેની ?"

" અરે વાહ, હમણાં જ ભારતરક્ષક સેનામા હું જોડાયો ત્યારે એમાથી તે સાહેબ જોડે ઓળખાણું થયું તેમણે મને તેમના ખાતામા લઇ લીધો રોજ સવાર સાઝ બે વાર અમે શીખવા જતા હતા મુબાઇમા પેલું મેદાને જગ છે કેની તેની સામે જ અમારી ઑફિસ હતી "

" મેદાને જગ ? લડાઇનુ મેદાન ?"

---

ઇગ્લડનો ઇતિહાસ રૂ ૧-૮-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કપની, મુંબાઈ

" અરે, પેલુ બોરિબંદર સ્ટેશન સામેનુ ક્રિકેટનુ મેદાન જ્યા ભૂને ચૂકે હાર્યા તે જાણે 'માર્નની' લડાઈમા હાયા અને છત્યા તે પર્થીઆના પાટનગર તહેરાનને કબજો પાછો મેળવ્યો કેટનાક તે એ ધમાન વખતે પૂરૂ ખાતા પણ નથી. નોકરીપર ના જવા ી ખાતર આદા થઇ જાય છે "

'મોસ્વારાના વખતમા ના ખાય તે સારૂ એટલો બચાવ થાય '

'ઉડતા પુરૂ હશે કે કેમ ને તે પ્રભુ જાણે એ મેદાન સામે અમારી ઑફિસ હતી ત્યા રેતીની ગુણ હાથપગ નગરના મનુષ્ય જેવો આકાર બનાવી, લટકાવી રાખેલી તેનાપર અમે રોજ નેમ તાકતા હતા દિવસમા સાહેબ જેટલીવાર તેનાપ સચોટ નેમ લગાવતા હતા તેટલી કોઇ ઉડતા પ્રાણીપર મારી હાય તો જરૂર તેના હા ા પાસળાના ફુરચે ફુરચા ઉડી જાય " ઘડીઆળ જોઈ સુહૃદે કહ્યુ "બહુ વખત થઇ ગયો હું તો જલ્દશ શિકાર કરી આવગો પછી મળીશુ '

આ વાત થઇ અને બીજે દિવસે સાઝ અમારે સોનગઢ જવાનુ નક્કી થયુ ગાડીમા બેસનારની પોતાને મુકામે જલદી પહોચવાની સ્વાભાવિક આતુરતાનુ ગાડીવાળાને ભાન ન હોતુ ગુડઝ ટ્રેન જેટલી તેની ઝ પ હતી દરેક સ્ટેશને ગાડી ઉભી હેતી અને જ્યા ઉભી રહતી ત્યાથી તેને ખસવાનુ મન ના હોય એમ લગી જતી પાચેક વાગ્યે સોનગઢનો કિલ્લો દેખાયો ને મને કળ વળી સાહેબ બહુ ખુશમા આવી ગયા હતા તે એમના મોપર તરી આવતુ હતું સોનગઢ આવ્યુ ત્યાના મહેતરી વગેરે અમને સામા લેવા આવ્યા હતા હાર તોરા અપાયા, ચાહ પાણી થયા ને દમણીઆમા બેસી અમે ઉતારે ગયા, જમી પરવારી વહેલા સુઇ ગયા અને સવારમા ચાર વાગતે ઉઠી અમે ઉતારેથી નીકળ્યા થોડોક માર્ગ તો અમે દમણીઆમા જ બેસી કટા ચો તેમા બેસ બેઠા પણ આસપાસની ગીચ ઝાડી, નિર્જન વન જોઇ મને થતું હતું કે ભૂત ચૂકે કાકો નીકળ્યો તો શી દશા થાય ! " સાથે તીરકામઠા વાળા ભીલ લોકોની એક ટોળી હતી એટલુ સારૂ હતુ ઢોલ, ત્રાસા, ભુંગળ, સરણાઇ, ઘાસ્તેલના ખાલી ડબ્બા વગાડી કોતરમાથી વાઘને ચીરી બહાર કાઢનાર એક બીજી ટોળી અમારી આગળ ગઇ હતી વાહનમાથી ઉતરી ઝાડ ઉપર માંચડા બાધ્યા હતા તેના ઉપર જઇ અમે બેસ તીરકામઠવાળી ટોળી પહેલી ટોળાને જઇ મળી અને જગલને ધ્રુજાવી નાખે એવો અવાજ થઈરહ્યો "એ વાઘ આ યો' એમ મ્હારા મનમા તો થતુ હતુ સાહેબના અતરમા શુ થતુ હતુ તે તો તે જાણે પણ અમારા બન્નેમાંથી કોઈ એમ બોલી દે એમ ન હોતુ માંચડાની ડાળાની ટટીપર જરા પાડુ બ નતા ચુ ચુ થતુ અને માંચડા તુટી પડે એમ તો નથી કેની તે અમે વારવાર જેતા, ઝાડની ડાળીને જોરથી પકડતા, કદાચ પડીએ તો કેટલાં નીચે જઇએ તે તપાસતા વાઘની એકાદ ગર્જના સાભળીને મને એમ થયું કે વર્તમાનપત્રમાં નામ આવે તે કારણસર ખાતી હું અહીં ક્યાં આવ્યો ? હવે ઇનાજ ના હોવાથી સાહેબ બેસી રહ્યા હોય એમ તેમના મોંપરથી, વર્તનપરથી મને લાગ્યુ એટ-

લામા એક ઝાડીમાંથી વાઘ નીકળી સામા ખેતરની વાડામા ભરાતો અમને દેખાયો અમારે જે કંઈ કરવાનુ હોય તે માટે અનુકૂળ જોગ હતો એમ સમજી ઢોલ વગેરેનો અવાજ બધ થયો હતો, ટોળીના માણસો અમારાથી દેખાતા ન હોતા પ્રથમ તો "આપ બેઠીએ" એ મુજબ અમે બન્નેએ અકેકને ગોળી છોડવાની સૂચના કરી આખરે સાહેબનુ માન રાખવા ખાતર મેં એક ગોળી છોડી ખેતરની વાડમાં, તે અદૃશ્ય થઇ ગઇ અને વાઘ દૃશ્યમાન થયો સાહેબે તરત જ ગોળી છોડવાનુ કામ ઉપાડી લીધુ અને મને નિરાન્ત થઇ સાહેબે બેએક ગોળી છોડી અને તેમને સમજ પડી કે જકડીને બાધેલી રેતીની ગુણ અને જીવતા જાગતા છંછેડાયલા વાઘમા તફાવત ઘણો હતો વાઘ પણ અકળાઇ બરાડા મારતો હતો નાસવાની બારી શોધતો હતો એટલામા સાહેબે એ તરફ તાકેલી ગોળી ખેતરના રક્ષણાર્થ ઉભા કરેલા ચાડીઆને લાગી, તે ઉછળી વાઘ આગળ પડ્યો અને વાઘ ચીડાઇ વાડ વટાવી મેદાનમા આવ્યો સાહેબે પુન ગોળી છોડી અને સચેત થયલા વાઘ ગોળી કઈ દિશામાથી આવે છે તે જાણી અમારા ઝાડ આગળ આવ્યો ઝાડ ઉપર ચઢવા જાય, ઉંચે જુએ, કુદે, પડે, પાછો કુદે અમે બન્નેએ એકેકની સામા જોવા માડ્યુ, અમારામા બોલવાની હામ રહી ન હોતી ડારવિનનો સિદ્ધાન્ત * મે દિવસપર જ મેં વાચ્યો હતો એટલે બરાબર યાદ હતો, અને એ સિદ્ધાન્ત પ્રમાણે તો વાઘ જીવે ને અમારે મરવુ પડશે એ વિચાર માત્રથી સિદ્ધાંત અકારો લાગતો હતો તે કરતાં તેનો સ્વાનુભવ ઘડી પળમા થવાની કલ્પના વધારે અસહ્ય થઈ પડી હતી મોત સન્મુખ આવી ઉભુ હોય એમ થતું હતુ પ્રભુભક્તિમા લીન કેમ થવાય તેને પાઠ મળતો હતો સાહેબ નિશ્વાસ નાખતા હતા અને એમનાથી 'ગૉડ'ને સંબોધન થઇ જતુ હતુ એટલામા સાહેબ બોલી ઉઠ્યા ઉતરી મારોને" "નારે, સાહેબ, મ્હારૂ એ કામ નહીં, મને નહીં આવડે એમ મેં તો પહેલેથી જ કહ્યું હતુ" 'ગોળી તો પૉંચ સાત છે પણ વાઘ કદાચ ઉપર આવે તે સમયે જોઇએ માટે હું છોડવા નથી માગતો,' સાહેબે શુનો ખ્યાલ કર્યો ઉપર આવવામા શુ બાકી હતુ તે હું સમજી શકતો ન હોતો. આમ ઉત્તરોત્તર પાંચેક મિનિટ પસાર થઇ અને ગોળીબાર ના સભળાવાથી પેલી બન્ને ટોળી મેદાન તરફ આવી પહોચી વાઘને જીવતો જાગતો અમારા ઝાડની ઉપર ટાપી રહેલો જોતા જ અમારી બહાદુરીનો ખ્યાલ એ માણસોને આવી ગયો હશે એમ વિચારૂં છુ એટલામા જ એક સત્તર વરસના જુવાને તીર છોડી વાઘની ગતિ અટકાવી, બીજુ છોડતા જ તે રામ શરણ થઇ ગયો અમારા ઝાડની પાસે તે ટોળી ધીરે ધીરે આવવા લાગી અને અમે નીચે ઉતરવા માડ્યુ ભુસ્કો મારી ઉતરી પડવાની સ્થિતિમા અમે આવ્યા અને સાહેબે કયા તો પુરી ખાતરી કરવા અથવા તો જગતને તેમની બહાદુરીનો ખ્યાલ આપવા એક બન્દુકની ગોળી છોડી અને તે મરેલા વાઘના પેટમા સચોટ વાગી "શાબાસ, શાબાસ," એ શબ્દો મ્હારા મોઢાપર આવ્યા પણ તુ સાહેબ મ્હારા ઉપરી હોવાથી હું તે ગળી ગયો અમે બન્નેએ ભુસ્કો માર્યો, વાઘ

* વિજ્ઞાનશાસ્ત્રી ડારવિનના મત પ્રમાણે જિંદગીની હયાતિને માટેના વિગ્રહમાં જે વિશેષ બળવતર હોય તે જ તેના જીવવાને વધારે લાયક છે

પાસે જઈ અમે બન્ને ઉભા, બદુકનો કુંદો જમીનપર રાખી, એક પગ વાઘપર મૂકી, મને પાસે ઉભો રાખી સાહેબ પોતાની જોડે હમેશ એક કોથળી રાખતા હતા તે પટાવાળાને પાસે મગાવી તેમાથી કેમેરા કાઢી તે વતી તેમણે છબી પાડી સાહેબને ભને એમ લાગ્યુ હોય કે એમનુ જીવન સફળ થયુ પરતુ હુ તો જાણે નવો જન્મ મળ્યો હોય એમ ગણી ઉતારે ગયો બીજા લોકો માહો માહે કઇ વાતો કરતા હતા પણ મને સમજ પડતી ન હોતી એમનાથી છુટા પડતા પેલા બીજા યુવકને મે પાચ સોના મહોર આપી, સાહેબને તો પૈ પરખાવવાની હોય જ નહીં ગાડી કનાક પડી મળે એમ હતી એટલે ઉતારેથી તરત જ અમે સ્ટેશન તરફ ગયા મહાન-કરીને કોણ જાણે શુ ખબર મળી હશે કે સાહેબને મળતા તો તેણે ધન્યવાદ આપ્યો પણ ગાડીમા બેસવાનો વખત થયો એટલે અમને તેણે કહ્યુ કે અહીના વાઘ બહુ ઝનુની અને જગલી હોય છે માટે શિકારીના મોટી ટોળી વિના એમનો શિકાર કરવો સલામત નથી મને તો તેની શિખામણ અક્ષરે અક્ષર ખરી લાગી ગાડીમા સાહેબે મ્હારી સાથ શિકારની વાત કર્યા કીધી, મને કે હમને મે તે સાભળી એમની બહાદુરીપર કઇક નિબધ લખવા કહેલે તે પણ ઉપરી હોવાથી મ્હારાથી ના પડાય એમ ન હોતુ

ઘેર પહોચ્યાને ત્રીજે જ દિવસે કેટલાક દૈનિક પત્રોમા "સોનગઢમા વાઘનો શિકાર' એ મથાળા નીચે સાહેબની બહાદુરીના વખાણ આવી ગયા હુ જોડે હતો એમ તેમા લખ્યુ હતુ દેશ પ્રદેશ એ વાત ફેલાઈ હશે પરતુ અમે જે શહેરમા હતા ત્યા જુદી જ વાત ચાલતી હતી સોનગઢ તો બિચારૂ એક ગામડાની સ્થિતિમા હતુ શાહી વધારે પૂરવા માટે જે પટાવાળાને મે રુપીઓ આપ્યો હતો તે સોનગઢમા અમારી જોડે જ હતો એટલે તેણે ખરી વાત કચેરીમા તેમ જ શહેરમા ફેલાવી દીધી હતી સુહૃદને કાને એ વાત ગઇ હતી તેમ જ વર્તમાનપત્રનો રીપોર્ટ તેણે વાચ્યો હતો સાઝે મને મળતા જ તેણે પેપરમાથી કાપલી આપી કહ્યુ

'કોની મગદુર છે કે વીરતાનો જમાનો વહી ગયો એમ ઉચ્ચારી શકે?" કાપલીની પાછળ એમએક મે જોયુ તો એક પાતળો કોરો કાગળ ચોટાડી સોનગઢના જગલમા બનેલી સત્ય ઘટનાનો અક્ષરે અક્ષરનો તેની ટીખળી ભાષામા રીપોર્ટ હતો

"તમારા સાહેબ પોલિસની લાઇનમા જોડાય તો આજના વખતમા સારી રીતે નીભી શકે"

"કેમ?"

'વાહ, જરૂર પડે સાક્ષી પણ સારી રીતે ઉભા કરી શકે" આ સુધારેના જમાનાની ખૂબી જ એ છે આવુ જુઠાણુ, હમ આજના વખતમા જે ના ચલાવે તે ન્યાત બહાર ફડાળાને નામે કોનેજ કાઢી તેને ગજવામાથી એક દમડીનો પણ ખર્ચ નહીં, ચાદીના હાથાની કોદાળી લઇ પાયો નાખ્યો, પોતાનુ નામ સસ્થા સાથે જોડવાની ઉદારતા બતાવી એટલે તેના કર્તવ્યની અવધિ આવી ગઇ, વ્યવસ્થાપકોના મનથી એવી સસ્થા અને સ્વપ્નમા જરા પણ તફાવત રહ્યો નહીં એક મોટુ ફડ ઉભુ કરવા સભા મળી આપણે પ્રમુખ થયા, દર્પણાથી

વાર વાર આપણને વધાવી લેનામા આવ્યા, આપણા ગુણાનુવાદ ગવાયા ના આપણે પહેન કાંઈ મનનુ મોટાપણુ બતા યુ, ના પ્રસંસા કરવામા એકદમ ઉદાર થનારે ઉદારતા બતાવી દુ ખતી ગભીરતા બાજુએ રહી ગઇ, વખાણ કરવાનો પ્રસગ એ રીતે મળ્યો તેને વધાવી લેનામા આવ્યો. ડેપ્યુટી કલેક્ટરસાહેબ, તમારી ખરી કસોટી અમે હવે કરીશુ બે'જીઅમની ખાનાખરાબીને અગે અમારા નિશાળના અજ્ઞાન બાળકો પાસે કરૂણા તથા ઉ ારતાની આશા રાખનાર તમે નમારા બડા સાહેબો, તેના હુકમને હાજી હા કરનારાઓ, બુદ્ધિમા આગળ વધેલી, સુધારાની ટોચે પહોચેની યુરોપની પ્રજા પાસેથી આર્યાવર્તમા માથે લટકી રહેલા આ અસહ્ય દુકાળના સમયમા અમારે માટે દાઝ દેખાડી તમારૂ મનુષ્યત્વ કેવુ દેખાડી આપો છો તે અમારે હવે જોવાનુ છે"

"યુરોપ તો અત્યારે પૈસે ટકેથી ખુવાર થઈ ગયુ છે"

"હા અને અમે તો કુબેરભડારીનો અવતાર હોઇશુ અમારા બાળકો પાસે તો ધનના ડા તેની જાતકમાઇના ભરી રાખ્યા હશે હિંદની નિધનતા, ગરીબાઇનો ખ્યાલ જોઇતો હોય તો આ વાડી બગના છોડી, એક રાતમા બત્રીસ હજારપણુ પાણી કરે એવી પાર્ટીઓમા જવાનુ આવે તો માઠી વાળી જરા મ્હારી જોડે ચાલો એટલે બધો ભ્રમ ખુ નો થઈ જશે કોઇ વેપારી રડ્યો ખડ્યો લડાઇને અગે કમાઇ ગયો હશે તો તે બિચારાનુ બ્હોનુ ધાન્ય લડાઇ બધ થયે પેટમાથી કાઢી નાખ્યુ બાકી મુકી રાખી આબરૂ જાળવવા માગતો હશે બ્લા વધારાના પચાસ ટકાના કર માટે જવાબ દેવાનો હજી બિચારા માટે બાકી રહ્યો તમારો કોઇ જાતનો નાનો કે મોટો સ્વાર્થ સચાય તેને લીધે ભારતની દુર્દશા કેટલે દરજ્જે છે તેનો તમને જરાપણુ ખ્યાલ રહેતો હશે તો તેની તમે પરવા કરતા નથી"

આ વિષય છેડતા જ તેના મોનો રગ બદલાઇ જતો શબ્દોનો અસ્ખલિત પ્રવાહ તેના મોમાંથી નીકળતો હુ તેની તકરાર આગળ મ્હાત થતો, મ્હારૂ હૈયુ નરમ બની જતુ તેણે બોલનુ બધ કર્યું અને મે કહ્યુ

"ત્હારૂ કેહુ ખરૂ છે હુ અને મ્હારા જેવા ઘણા ગુન્હેગાર છે"

"પહેલી તારીખે રૂપાભાઇ મળ્યા, એટલે આ વિચાર રહેવાના નથી"

આમ વાત થતી એટલામા પટાવાળાએ આવી નમનતાઇથી એક ચ્બી તેના હાથમા આપી પટાવાળો મૂછમા હસી ચાલતો થયો ને સુહદે કહ્યુ

"લો આ સાક્ષી નબર ત્રણ મ્હાર કહ્યુ માનો તો એક વાર્તા લખી તમે આ ભેદ ખુ નો પાડો તો સારૂ જગતમાં કઇ કઇ આવા શિકાર થતા હશે કોઇ તેમની આખ માત્રથી વાઘને બકરી જેવા બનાવી દેતા હશે, કોઇ ડાગ ફેરવી તેને જમીનદોસ્ત કરતા હશે તો કોઇ તેના શબ્દ માત્રથી તેને જોયા વગર હવામા બદુકની ગોળી છોડી તેને ઠાર કરતા હશે વીરતાના જમાનામા જે ના થાય તે થોડુ"[1]

---

[1] ઈગ્લ ડનો ઇતિહાસ રૂ ૧-૮-૦ એન એમ ત્રિપાડી એન્ડ કપની, મુંબાઇ

"એ તો ખરૂ પણ હુ શુ લખુ?"

આમ બોલુ છુ એટલામા સુહૃદને એકાએક હસવુ આવ્યુ

"કેમ શુ થયુ?"

"એ તો કઇ નહી મને તમારી નેમ તાકવાની રેતીની ગુણ યાદ આવી"

"એમા હસવાનુ શુ? એ તો શીખવાની એક રીત"

"તેની કોણ ના પાડે છે? પરતુ હિદુશાસ્ત્રની એવી માન્યતા છે કે મનુષ્યને પૂર્વ જન્મના સસ્કારની એક પ્રકારની ઝાખી રહી જાય છે વાઘનો શિકાર કરવા તમારા સાહેબ બહાદૂર ગયા ત્યા પણ તેને ગુણનુ સ્મરણ રહી ગયુ અને એક તગારાની સાથે સાહેબે ચાડી-આને ઉરાડી મુકયો"

"અરે, જવા દેની એ વાત એ ચાડીઓ વાઘ પાસે પડતા જ તેણે ખેતરમાથી બહાર નીકળી ઝાડ આગળ આવી અમારા હાડા ગગડાવી નાખ્યા."

"ગમે તેમ પણ તમે આ આત્મકથા લખો"

સુહૃદનો અતિ આગ્રહ જોઇ આજે મ્હારે તેને કહેવાની ફરજ પડી "ખરૂ પૂછો તો મ્હારો ગુજરાતીનો અભ્યાસ ઝાઝો નથી, મને લખતા નહી આવડે"

"તમે લખજો તો ખરા, હુ સુધારીને માસિકમા મોકલીશ અનુભવેલુ બરાબર લખશો તો એની મેળે જ સારૂ લખાશે"

"તે તો ખરૂ પણ એમાં વળ્યુ શુ? એવા લખાણની બીજાને કદર કેટલી? તુ તો ભૂલ સુધારી બેસી રહેશે પણ બીજાઓ જગતમા એવી ભુલોની દાડી પીટશે કોઇ તેને કચરા-પટીને હવાલે કરશે તો કોઈ ગાધીની દુકાને પડીકા બાધવામા ઉપયોગ કરશે મ્હારા મગજનુ કાચનુ થઈ જશે અને દુનિયાને તો ટીકા કરવાનુ સાધન મળશે ટીકા કરતાં તો બધાને આવડે પણ કલમ, ખડીઓ લઇ કાગળપર વિચાર લખવા બેસે તો સમજ પડે કે સારુ લખવુ કેટલુ અઘરૂ પડે છે"

સુહૃદે હસતા હસતા કહ્યુ "ખરૂ જ એ મિયાગાઓને અનુભવ ગો? એમની નજર આગળ સરિતા વહે તો સમજી શકે કે વહાણ કઈ દિશામા જાય છે મ્હારૂ કહ્યુ માનો તો તમને પ્રથમ લખવાનો વિચાર થયો ત્યારથી શરૂ કરજો" તેની ઈચ્છાને પુન હુ આધીન થયો અને જગ-તમા હાસી પાત્ર થવાની દરકાર ના કરતાં આ વાત લખી મેં સુહૃદને આપી

સર્વ હક્ક સ્વાધીન,
સવત્ ૧૯૭૫, માર્ગશીર્ષ સુદ ત્રીજ

ડેપ્યુટી કલેકટરની રજાથી
રાજેન્દ્ર.

# અશ્વપરીક્ષણ.

લેખક –રા. હરિશંકર દુર્લભજી ત્રિવેદી, બી એ.

બ્રહ્માનુ સૃષ્ટિરચનાનુ કાર્ય લગભગ પુરૂ થવા આવ્યુ ત્યારે તેમને એક નવો વિચાર સ્ફુર્યો તેમણે કોષાધ્યક્ષને બોલાવ્યા અને કહ્યુ "કોષાધ્યક્ષ, પચતત્ત્વોનો થોડો થોડો ભાગ મારા કારખાનામા મોકલાવો કારણ કે મારે એક નવુ પ્રાણી ઉત્પન્ન કરવુ છે "

કોષાધ્યક્ષે જવાબ આપ્યો " જગત્કર્તા, સૃષ્ટિરચનાના પ્રથમ આવેશમા જ્યારે આપ, હાથી, મગરમચ્છ, વ્યાઘ્ર, સિંહ આદી પશુઓ રચવા લાગ્યા ત્યારે ભંડોળ તરફ આપે ધ્યાન આપ્યુ જ નહિ, તેથી સબળ અને ઘન પદાર્થો તો લગભગ ખુટી જવા આવ્યા છે 'પૃથ્વી' અપ્ અને 'તેજ' બહુ જ થોડા પ્રમાણમા શીલીકે છે માત્ર 'વાયુ' અને 'આકાશ'નો જથ્થો જોઈએ તે કરતા પણ વધારે છે "

ચતુર્મુખી ભગવાન્ એ સાભળી જરા ગભરાયા અને ચાર હાથે ચાર મૂછોના છેડા આમળવા લાગ્યા થોડીવારે બોલ્યા " પરિમિત સાધન સામગ્રીમા જ ખરુ કૌશલ્ય અને સાચી કળા રહેલા છે તમારા ભડારમા જે રહ્યુ હોય તે મોકલો "

સૃજન કાર્યમા આ વખતે બ્રહ્માજીએ 'પૃથ્વી,' 'અપ્' અને 'તેજ'નો બહુ જ સંકોચથી ઉપયોગ કર્યો નવા પ્રાણીને શીંગડા કે નહોર આપવામાં આવ્યા નહી, અને તેના દાંત માત્ર ચાવી શકે તેવા બનાવવામા આવ્યા—કરડી શકે તેવા નહિ

તેની બનાવટમા 'તેજ' દ્રવ્યને એટલા ડહાપણથી વાપરવામા આવ્યુ કે તે માત્ર રણમા જવાના સાધનરૂપ જ થાય–રણશૂર નહિ

આ પ્રાણી તે અશ્વ

'વાયુ' અને 'આકાશ' દ્રવ્યો એની બનાવટમા છુટે હાથે વાપરવામા આવ્યા એને પરિણામે એ અદ્ભૂત પ્રાણી, આકાશાતિક્રમણ કરવા અને પવનને પણ થકવી નાખવા, સતત પ્રયત્નશીલ રહેતુ બીજા પ્રાણીઓ તો કારણવશાત્ દોડે પરન્તુ ઘોડો તો જાણે પોતાના શરીરમાથી પણ બહાર નીકળી જવા મથતો હોય એમ કંઇપણ કારણ સિવાય દોડયે જતો શિકારની અથવા તો કોઇને મારી નાખવાની જરા પણ વાંછા સિવાય, શૂન્યમા લય થતા સુધી તે ગાઢ તિમિરમા આગળને આગળ દોડે જ જતો

પ્રજાપતિ બહુ જ આનન્દ પામ્યા જૂદા જૂદા પ્રાણીઓ માટે એમણે જૂદા જૂદા સ્થળ રહેવા માટે નીર્મ્યા હતા–કેટલાક માટે જંગલો અને કેટલાક માટે ગુફાઓ પરતુ નિરનાથ વૃત્તિવાળા અને વેગથી દોડનાર ઘોડા ઉપર ખુબ પ્રસન્ન થઈ, બ્રહ્માએ સ્વર્ગની જ દેખરેખ નીચેનુ એક ભવ્ય મેદાન તેને રહેવા માટે આપ્યુ

આ મેદાનની નજીક માનવી રહેતો

તે માનવી લૂટફાટ કરતો અનેક વસ્તુઓનો ઢગલો કરવામા તે આનન્દ માનતો, અને જ્યા સુધી એવી વસ્તુઓનો મોટો ડુગર ન થાય ત્યા સુધી તેને ચેન પડતું નહિ પવનને પણ

હકાવતુ અને અતક્ષિને પાડુ મારતું આ જાનવર જ્યારે તેણે જોયુ ત્યારે તેને વિચાર આ યો કે જો હુ આ ઘોડાને બાધુ તો તેની વિશાળ પીઠ ઉપર મારો ભાર નઇ જવાનુ ઠીક પડે

આ વિચારવી તેણે એક દિવસ ઘોડાને પકડયો

માનવીએ ઘોડાની પીઠ ઉપર જીન મા્યુ અને તેના મોઢામા ચોકડુ ચઢાવ્યુ ઘોડાને મરાય રાખવા માટે તે તેને નિયમિત રીતે ઘસતો અને ખૂબ માલેસ કરતો હવે પોતાની ઇચ્છા મુજબ વર્તવુ એ ભૂલ ભરેલુ છે એમ યાદ આપવા, માનવીની એડી અને ચાબુક એને માટે તૈયાર જ રહેતા

ખુલ્લી જગ્યામા ટૂરો ટી જાય અને કદાચ નહા ી જાય એ બ્હીકથી માનવીએ તે ઘો ાની આસપાસ મોટી દિવાલો બધાવી આથી બન્યુ એવુ કે વાઘ જેને રહેવા માટે જગલ આપ્યુ હતું તે જગલમા જ રહેતો, સિંહ જેને રહેવા માટે ગુફા આપી હતી તે ગુફામા જ રહેતો, પરંતુ ઘોડા—જેને રહેવા માટે ખુ લુ વિશાળ મેદાન આપવામા આવ્યુ હતુ તેને તમેનામા તેના વિમો ગાળવાના આ યા 'વાયુ' અને અ કાશ દ યોએ ઘોડામા સ્વતન્ત્રતાની મહેચ્છા જગાવી હતી પરન્તુ થો । જ વખતમા એને જ નીધે એ બધનમા પુરાયો

બધન પોતાની પ્રકૃતિથી જ વિરુ છે એમ જ્યારે તેને લાગવા માડયુ ત્યારે ઘોડો તમેનાના દિવાલને પગથી લાત મારવા લાગ્યો, પણ આથી તો દિવાલ કરતા તેના પગના ખરીઓને જ વધારે ઇજા થઇ તો પણ દિવાલ ઉપ થી થોડોએક ચુનો ખર્યો, અને સુદર દિવાલ ખરાબ થઇ

આથી માનવીને દુ ખ થયુ તે બબડયો 'કેવી કૃતઘ્નતા ! શુ હું તેને ખાવા પીવા નથી આપતો ? મોટા પગારદાર નોકરો, રાતદિવસ તેની સંભાળ લેવા માટે શુ હું નથી રોકતો ? ખરેખર આને પ્રસન્ન કરવો એ બહુ જ મુશ્કેલ છે'

પછી ઘોડાને પ્રસન્ન ક વા માટે નોકરો તનતોડ મહેનત કરવા લા ્યા તેને કેળવવા માટે અનેક મોહક યુક્તિ પ્રયુક્તિઓનો એવો સફળ પ્રયોગ કર્યો કે છેવટે, લાત મ રવાનુ અને એવા એવા બીજા તોફાન કરવાનુ તે ઘોડો ભુલી ગયો

પછી માનવીએ તેના મિત્રોને અને પડોશીઓને પોતાને ત્યા બોલાવ્યા અને આનન્દાવેશમા આવી બોલ્યો "ભાઇઓ, મારા ઘો । જેવો સ્વામી—પરાયણ ઘોડો તમે કદી ક્યાઈ જોયો છે ?" તેઓએ જવાબ આપ્યો "ના, કદી નહિ આ ઘોડા તો નીકના પાણી જેવો શાન્ત અને તમારા ધમ જેવો ગરીબડો દેખાય છે"

એ તો યાદ હશે કે ઘોડાના જન્મ વખતે તેને શીંગડા નહોર કે પૂરતા દાંત આપવામા આવ્યા ન હોતા હવે બોડામા પૂરૂ જ્યારે દિવાલોમા—અરે હવામા પણ લાત મારવાનુ બધ થયુ ત્યારે પોતાની લાગણી પ્રદર્શિત કરવાનો 'ખુખારવુ' એ જ એક માર્ગ ઘોડા માટે રહ્યો હતો

પણ આથી ( ખુખારવાથી ) તો માનવીને વિધમાં વિઘ્ન ન વા લાગ્યુ

આ ઉપરાન્ત વળી ઘોડાના આ, ભક્તિપરાયણતા અને કૃતજ્ઞતાના જય ગીતથી ! ( ખુખારવુ તે ) તેના પડોશીઓ ખુશી થાય એ અસંભવિત હતુ તેથી ઘોડાનુ મોઢુ પણ બધ કરવાની યુક્તિઓ માનવીએ શોધી કાઢી

ઉષાકાન્ત ( સચિત્ર નવલકથા ) રૂ ૨—૦—૦ એન એમ ત્રિપાઠી એન્ડ કપની, મુબાઇ

પણ જ્યાં સુધી ઘોડાના શરીરમાં જનીક પણ શ્વાસ રહેવા દેવાની ભૂલ કરવામાં આવે ત્યાં સુધી તેનો અવાજ તદ્દન બંધ કરી શકાય જ નહિ આથી ઘોડાના ગળામાથી તેનો ભાગતો તૂટતો આર્તસ્વર અવાર નવાર બહાર આવવા લાગ્યો

એક દિવસ એ આર્તસ્વર બ્રહ્માને કાને પહોચ્યો

ભગવાન્ સ્રષ્ટા તેના ધ્યાનમાથી જાગૃત થયા આંખ ઉઘાડતાની સાથે જ એમણે અવનિ ર્મિત મેદાન તરફ દૃષ્ટિ નાખી તો ત્યાં ઘોડાનુ નામ નિશાન પણ નહી

એકદમ ક્રોધાવેશમા આવી યમરાજ તરફ જોઇ બ્રહ્મા બોલ્યા "આ બધુ તમારૂ જ કારસ્થાન જણાય છે, તમે જ મારા ઘોડાને હરી ગયા છો!"

"હે ભૂતમાત્રના સર્જનહાર" યમરાજે ઉત્તર વાળ્યો, 'આપની બધી અનિષ્ટ શંકાઓ આપ મારા માટે જ સંઘરી રાખો છો! મનુષ્યજાત તરફ જરા નજર નાખવા જો આપ કૃપા કરશો તો આપની સુંદર સૃષ્ટિમાની અનેક આપત્તિઓનુ કારણ આપને સહજ જણાઇ આવશે"

બ્રહ્માએ નીચે નજર નાખી તો ચારે તરફ દિવાલોથી બન્ધ કરેલો એક નાનો વાડો તેમની નજરે પડ્યો, અને અત્યંત દુ ખથી ઝુરતો દયા ઉપજાવે એવો ઘોડાનો આર્તસ્વર તેમાથી નીકળતો સભળાયો

ક્રોધથી ભ્રકૂટી ચડાવી બ્રહ્મા બોલ્યા ' રે મનુષ્ય! મારા ઘોડાને જો એકદમ છુટો નહિ કરે તો હમણા જ વાઘના જેવા દાંત અને નહોર તેનામા નીપજાવીશ "

"ઘાતકીપણાને ઉત્તેજવુ એ તો આસુરી કૃત્ય ગણાય ભગવાન્ !" માનવી શાન્તિથી બોલ્યો, "તો પણ આપે સરજેલ આ પ્રાણી વિષેની સત્ય હકીકત નિવેદન કરવાની રજા લઉ તો મારે કહેવુ જ જોઇએ કે આ ઘોડો સ્વતંત્ર રહેવાને લાયક જ નથી શિલ્પકળાના અદ્ભુત નમૂનારૂપ આ તબેલો મેં એના જ અક્ષય સુખને માટે બાંધ્યો છે "

બ્રહ્માજીએ પોતાની હઠ છોડી નહિ એટલે માનવી ફરીથી બોલ્યો, "પ્રભુ! આપના રચનાવિધાનને હું નમસ્કાર કરૂ છુ પરન્તુ સાત દિવસ પછી જો આપ એમ જ કહો કે મારા તબેલા કરતા આપનુ મેદાન એને માટે વધારે યોગ્ય છે તો હું મારી હાર કબુલ કરવા તૈયાર છુ "

આ પછી માનવી કામે વળગ્યો તેણે ઘોડાને છુટો મૂક્યો પરંતુ તેના આગલા પગ બાંધી લીધા પરિણામ એવુ રમુજી આવ્યુ કે દેડકો પણ પેટ પકડી હસ્યો

સ્વર્ગને શીખરેથી બ્રહ્મા પોતાના ઘોડાની એ હાસ્યજનક ગતિ નિહાળી શક્યા પરન્તુ દયાજનક કામણ જોઈ શક્યા નહિ પોતાનુ જ સરજેલું પ્રાણી પોતાના જ દૈવી કર્તાને આમ હાસીને પાત્ર બનાવતુ જોઈ બ્રહ્માને બહુ જ ખીજ ચડી તેઓ ઉદ્ગાર્યા "મારા જ ગૌરવને હીણુ બનાવનારી આ મારી જ ભયંકર ભૂલ છે!!"

અનુકંપાના કરૂણાજનક ડોળથી માનવી બોલ્યો "પિતામહ, આવા અભાગી પ્રાણીને હું શુ કરૂ? જો આપના ઉજ્જ્વલ સ્વર્ગમા આને રાખવા લાયક મેદાન હોય તો હુ તેને આપની સાથે ત્યા મોકલી દેવા બહુ જ ખુશી છુ "

"તારા તબેલામા એને પાછો લઇ જા" અધીરા થઈ બ્રહ્માએ કહ્યુ "

"દયાળુ દેવ," માનવી ધીરેથી બોલ્યો "મનુષ્ય જાતને માટે એ કેવો ભારે બોજો થશે!"

બ્રહ્માજી બબડ્યા "એ તો માનવ માત્રનો બોજો છે "

---

# ઉષા–"સ્વરાજ્ય–પ્રતિજ્ઞા."

## ( પ્રથમ ખંડ. )

લેખક—રા રોઠ પુરૂષોત્તમ વિશ્રામ માવજી.

( ચાતુ સચિત્ર ઐતિહાસિક વાર્તા )

પ્રકરણ ૧૮ મુ

### ગુપ્ત મન.

*"He who throws the dice of destiny,*
*Though with a sportive or unthinking hand,*
*Must ride the issue, be it life or death*

—*Smith*

રાત્રિનો વખત હતો રાણુગારાયના શયનગૃહમા નવોઢા વધુ–સઙવારબાઇ નીચુ માથુ રાખી કાંઇ પણ વિચારમાં નિમગ્ન બેઠી હતી તેવામા તેને ચોકાવતા નમ્ર શબ્દો તેને કાને પડ્યા

"તમે થાક્યાં હશો! આજ વિશેષ શ્રમ પડ્યો હશે!"

ચમકી ઉંચે જોયુ તો સન્મુખ ઉપરના શબ્દો ઉચ્ચારતો તેનો સ્વામિ બાજીરાવ ઉભો હતો એક ક્ષણ માત્ર તેના તરફ નજર કરી પુન નીચે જોયુ ઉત્તર ન મળતા તે પુન બોલ્યો –

"દાસીને બોલાવુ? તેને આવતા જરા વાર લાગશે અત્યારે માતુશ્રીની સેવામા હશે ત્યાસુધી આ દાસ તમારી સેવામા હાજર છે"

ધીમે ધીમે શરમાતે અવાજે બાળા બોલી –"આપની હુ કિંકરી છુ આપનો હુકમ હોય તે બજાવવા તૈયાર છુ"

"હાની, તું કેટલી બધી ડરી પડી ગયલી લાગે છે!' એમ કહેતો બાજી તેની સોડમાં બેઠો અને તેનો સુ દર નાજુક હાથ પોતાના હાથમા પકડ્યો તે યુવાન હતો મોજનો રંગીલો હતો આ દુનિયામા ભોગવવાના અનેક આનંદો તેણે ભોગવ્યા હતા પણ અત્યારે એક ક્ષણ માત્ર પણ આ મૃદુ હાથ પોતાના હાથમાં પકડતા તેને વિગ્ન આનદનો ઝણકાર થયો તેના પોતાના હાથ મજબુત હતા, પણ મનોહર આકૃતિવાળા પાતળા અને સુંદર હતા પણ ઓચિંતી તેના મુખપર નજર કરતા તેને લાગ્યુ કે અસાવધપણે પણ તેના સુકોમળ હાથ પોતે પકડતા કદાચને દુખવ્યા હશે, કેમકે તેની મુદ્રા અત્યારે તેને વધારે સહેત લાગી, તેની આંખો મીંચાઈ અને તેણે પોતાનો હાથ તેના હાથમાંથી ખેંચી લીધો

"વ્હાલી, શુ ગુસ્સો લાગ્યો?" "ના"

"ત્હારો હાથ થોડીવાર મ્હારા હાથમા હું પકડુ નહી?" "જેવી આપની ઇચ્છા"

આ પ્રમાણે લાગણીવગરના અવાજથી બોલાતા શબ્દો સાભળી બાજી બોલ્યો "વ્હાલી, મને લાગે છે કે આપણે આ પ્રમાણે ઘણુ ધીમેથી આગળ વધીયે છીયે "

"આપણો સબધ કેવી રીતે થયો ?"—વધુ બોલતા અટકી

" હા, પણ આપણે એક બીજાના સહવાસમા આખુ જીવન ગાળવુ છે !"

" હા " નિ શ્વાસ નાખતો અવાજ નીકળ્યો

" અહાહા પ્રાણેશ્વરી, જ્યારે જ્યારે ત્હારા તરફ હુ જોઉ છુ ત્યારે ત્યારે મને સુખ નાને આનદના જ ખ્યાલ આવે છે "

" સુખ, આનદ ક્યા ? મ્હારી સાથે ?"

" ત્હારી સાથે હૃદયેશ્વરી ! ત્હારી સાથે આપણે બન્ને યુવાન છીયે આખુ લાબુ જીવન અગાડી છે " એમ કહેતો તેની વધારે નજીક ખસ્યો, તેના પગ સકવારના પગ સાથે અથડાયા અને તેનો હાથ તેની પાછળ લબાયો અને તેણીના એક જરા પણ હાલવા સાથે તે જ ક્ષણે તેની કમ્મરે વીંટળાય એ સ્થિતિમા રહ્યા—આ તેની ધારણા હતી—તે અતિ સુદર હતી, અને તેમા અત્યારે વસી રહેતા શોકની ઉભરી રહેલી છાયા, બાળક જેની પરાધીનતા અને ખિન્નતાએ તેનાપર અનિવાર્ય અસર કરી " સકવાર, તુ મને ત્હારાપર પ્રેમ કરવા દેશે ?"

પણ તે ચમકી, ઝડપથી આચકો મારી સીધી ખડી બેઠી અને તેની કમ્મરે પડતા હાથને તરછોડી નાખ્યો

" પ્રેમ ! તમે !" કઠોર મ્હેણુ મારનારા શબ્દો તેણે ઉચ્ચાર્યા

તે હોઠ કરડતો એકદમ પાછળ હઠ્યો તેની આખોમાથી આનદની છાયા ઉડી ગઈ પણ તે ગમ્મતમા જ બોલ્યો — ' હા, હુ, નમીબસજોગે બનેલો ત્હારો પતિ, સકવાર ! શુ મ્હારો પ્રેમ તો આટલો બધો કડવો ધિક્કારપાત્ર લાગે છે ? "

તે કાઇ બોલી નહી, નીચુ જોઈ રહી " હુ સમજ્યો હુ—જાઉં છુ અને પ્રેમથી જ તો જીતીશ—મ્હારાપર પ્રેમ કરતા શીખવીશ—ત્યા સુધી—ત્યા સુધી—આમ જ—"

એમ બોલતો એ નીકળી ગયો—તે તેની પૂઠે જોઈ રહી

*  *  *

બીજો દિવસ ગયો, પણ આખા દિવસમા બાજીરાવ દેખાયો નહી રાત્રે તેનો તિરસ્કાર કરવામા પોતે ભૂલ કરી એમ લાગ્યુ—સાસુ સાથે તે દિવસે ઘણુ સારૂં વર્તન ચલાવ્યુ, અને સાસુનો પ્રેમ થોડા વખતમા પોતા તરફ જીતી લીધો સાસુને લાગ્યુ કે વહુ તો સદ્‌ભાગ્યે સારી મળી ધારતા હતા તેવુ કાંઇ નથી રાત્રિ થઇ—સ્વામિ આવ્યો નહી તે હજુ ઘેર આવ્યો ન હોતો અને આવવાનો પણ ન હોતો પોતે મુખે બોલીને નહી પણ દરેકથી દેખાતુ હતું કે 'હૂં તને ધિક્કારૂ છુ ' એ જ કારણ—તેની દાસી આનદી તેની પાસે

હતી, ગપ્પાસપ્પા મારી સુઇ ગઈ, પણ સકવારમાઇને નિદ્રા આવી નહી-ઘણા ફાફા માર્યા પણ નિદ્રાદેવી પ્રસન થયા નહી-પતિ માટે લાગણી થવા માડી તેનીચર્યા, તેની પોતાની સાથેની વર્તણુક, તેની નજર સામે ખડા થયા તેની લાગણી સ્વામિ પ્રતે ખેચાવી લાગી એ કયારે આવે કે પોતાની ઉદ્દતાઈ માટે ક્ષમા માગુ એવો પણ વિચાર આવ્યો, ઘરમા સર્વ શાતિ પ્રસરી હતી ત્યાં તેના કાનપર ધીમેથી પડતા પગનાનો ધ્વનિ અને ગણગણાટનો ઓચિતો અવાજ અથડાયો નીચેના બેઠકખાનામા કોઈ છે એ ખાસ ઘરમા તો સર્વ સુઇ ગયા હતા. અત્યારે એકાત એકલાપણુ વસમુ લાગવા માડ્યુ-સાસુનો પ્રેમાળ દયાળુ સ્વભાવ તેને ઘણો પસદ પડયો હતો અને તેના તરફ તેની ખરી પૂજ્યબુદ્ધિ ઉત્પન્ન થઈ હતી, તેમને ઉઠાડવાને તેમની પાસે જવા, સુખદુ ખની વાતો કરવાનુ આ યુવાન બાળાના મનમાં અત્યારે એકદમ આવ્યુ

× × × ×

આ જ વખતે એ જ મકાનના નીચેના ભાગમાં બેઠકખાનાની પડોશના ન્હાના ખડમા ૭ માણસો કાઈ ગુપ્ત મત્ર ચલાવતા બેઠા હતા વચ્ચે ગાદીપર એક અતિ તેજસ્વી યુવાન પુરૂષ અને તેની પાસેની ગાદીપર એક અદોળ વયની સ્ત્રી, અને તેમની આજુબાજુએ રૂજમાપર ચાર યુવાનો બેઠા હતા આ વચ્ચે બેઠેલો વીર શિવાજી હતો, તેની પાસે આ ઘરની ગૃહિણી સાવિત્રીબાઇ હતી, અને બીજા ચાર જણ તાનાજી, યેશાજી, મુખ્રોજી અને દાદાજી નરસ હતા

"દેશમુખ હજુ આવ્યા નથી આજ ઘણુ મોડા આવશે કાઈ રાજકીય કામમા કચેરીમાં રોકાયા છે તેમ બાજી પણ નથી માટે મહારાજ આપ યથેચ્છ વિચાર ચલાવો " એમ કહી સાવિત્રીબાઇ ઉઠવા લાગી તેને અટકાવતા શિવાજી બોલ્યો —

"આપ અહીં જ બિરાજો માતુશ્રી આપથી અમારે કાઇપણ ખાનગી નથી આ વેતસરમા આપ અને આપના આ વીરપુત્ર જેવો વફાદાર મદદ કરનાર બીજા કોણ છે? આપ બે ન હોત તો અહીં અમને મદદ મળવી પણ મુશ્કેલ થાત "

"અમે તો કાઈ જ નથી કર્યું જે કાઈ થોડુ ઘણુ કર્યું તે આપ તરફની અમારી જ ફરજ માત્ર બજાવી છે "

"મ્હારી શુ? માતાજી હુ તો ઇશ્વરે નિર્મિત કરેલો એક નજીવો હથીયાર માત્ર છુ તમે તો મ્હારી નહી, પણ આ હિન્દુધર્મની, આપણા વ્હાલા દેશની, ને આપણી સ્વતત્રતાની અમૂલ્ય સેવા બજાવી છે "

"આપણાં કાર્યોમાં પગલે પગલે માતા અબા ભવાની યશ આપો જય ભવાની! જય શિવાજી! એ અમારી વીર હાક છે તમારૂ કાર્ય તે જ ઇશ્વરનુ કાર્ય છે " આશીર્વાદરૂપ શબ્દો સાવિત્રીબાઇએ ઉચ્ચાર્યા

"હા, અફસોસ, આપ જાણો છો કે આ તમારા બન્ને બોરામાંથી મારે જોઈએ છે તેવી હજુ મદદ મળી નથી તમારા બન્નેના અને દાદાજી નરસના ભગીરથ પ્રયત્નો છતાં હજુ સુધી

આ શહેરમા–આ બેરાઓમા વચો, ખાની વચનો જ મળ્યાં છે અને મ્હારા ઝુંડા નીચે માડમાડ હજાર બારમો માણુસો–યુનાન વીરો એકત્ર થઈ શક્યા છે મ્હારી અતુલ મહેનત–પ્રયાસનો આ નિર્જીવ બદનો છે આટલો અસહ્ય જુલમ–આવો બેહદ ન ખમી શકાય એવો ત્રાસ, ભયકર અત્યાચાર, આપખુદી, ગામોના ગામો ઉજ્જડ થવા, સ્ત્રીઓપર યથેચ્છ બનાત્કારો, હિંદુઓના ખૂનો, બાળકોનો વધ, ગૌબ્રાહ્મણોનો છળ, આપણા પવિત્ર દેવાલયો તોડવા ઇત્યાદિ અનન્વિત પ્રકાર છડેચોક થાય તે છતા આજે તેમના પોતાના પવિત્ર ધરો, ધન્દ ધામ તેમની સ્વતત્રતાના રક્ષણાર્થે આજે આ હજારો જણામાથી માત્ર હજાર બારમો વીરો જ મળે એ શુ કહેવાય ?"

બધા તેનુ લાગણીથી ભરેલુ ભાષણ સાભળી રહ્યા તેમના સર્વેના હૃદયમા એ જ લાગણી ઉભરાતી હતી

"તે છતાં મહારાજ, આપ મને ખુલ્લી રીતે છડે ચોક આપની સેવામાં રાખતા નથી" સુધાજી બોલી ઉઠયો

"સુધાજી, વખત આવે તને બોલાવી લઈશ ત્હારા જેવા વીર તૈયાર હોય તેની જરૂર કેમ ન હોય ? અત્યારે તો ત્હારે, આ વીર દાદાજીએ અહીં જ રહી કાર્ય કરવાનુ છે હજુ અહીંથી ઘણા લોકો મેળવવા છે તે કાય, તે પ્રયત્ન તમારે કરવાનો છે હજુ એક અઠવાડીયુ અહીં રોકાઈશ અને છુપી રીતે તમારી સાથે પ્રયત્નમાં સામેલ રહીશ ઘેરે ઘેર ફરીશ ઘણુ ઠેકાણું હજુ બાકી છે, તેમને મ્હારા પક્ષમાં લઈશ"

"મહારાજ, પણ દગો ફટકો થવાનો સભવ હોય છે, તેથી સાવચેત રહેવુ અમે એ કાર્યમાટે તૈયાર છીયે, આપે તસદી લેવાની જરૂર નથી"

"દાદાજી, એ ખરૂ પણ હમેશા મ્હારો એક વીર એ કાર્ય બજાવે છે તપાસ રાખે છે તે તમે નથી જાણતા ? શુ નરહર સ્વામિથી અજ્ઞાત છો ! આ શહેરમાં એક પણ પગલુ તેની રજા વગર હુ ભરતો નથી આજે પણ અહીં હુ માતુશ્રી તમારો ઉપકાર માનવા આવ્યો તે તેની સાથે ટરો કરી, તેની ઇચ્છા વિરૂદ્ધ"

"આ શુ તેની ઉદ્ધતાઈ!" દાદાજી બોલ્યો –"મહારાજ, આપનુ રક્ષણ કરવા શુ અહીં અમે બધા હાજર ન હોતા ? આપને અહીં શુ ભય હોય ?"

"અહીં, બિલકુલ નહી માલિનીબાઈ, સુધાજી અને તમે બધા હો ત્યા મને શી ચિંતા ! પણ અત્યારે આ ઘરમા બીજા કોઇ છે–એ જ નરહરસ્વામિની કાળજી–તે ન હોત તો હુ અહીં અત્યારે આવત પણ નહી. તેના જેવો કોઈ હુશીઆર તપાસ રાખનાર ચાણાક્ય નર નથી ઘણી વખત તેણે મ્હારૂ રક્ષણ કર્યું છે સ્વતત્રતા અને ન્યાય એ માટે હમેશા એ તૈયાર આ વીર નરહર તો નરહર જ છે"

"આમિન," માલિનીબાઈ બોલી—" હુ ઇચ્છુ છુ કે તે કોણ છે તે હુ ઓળખતી હોત જરૂર હુ એનો ઉપકાર માનત"

"તે કોણ મહાપુરૂષ છે તે અમે કોઈ પણ જાણતા નથી" શિનાજીએ ઉત્તર આપ્યો -"પણ તે અમારો નરહરસ્વામિ છે એ જ અમારે માટે પુરતું છે તેણે મને અહીં વધુ વખત રોકાવામા જોખમ સમાયલુ છે એમ ચેતવ્યુ છે માટે હવે વ્યર્થ વાતોમા કાળ ન ગુમવતાં જે માટે અહીં આવ્યા છીએ તેપર આપણે વિચાર ચલાવવો જોઇએ"

"જેવો મહારાજનો હુકમ" સુધોજીએ ઉત્તર આપ્યો અને શિનાજીના મુખમાથી પડતા બોલ સાભળવા સર્વે ઉત્સુક થયા

"જુવો, મુખ્ય વાત નકકી થઇ-હવે તેપર વિચાર કરવાનો છે તમે ખાત્રી આપો છો કે સર્જેખાન અહીં થોડા દિનસમા આવનાર છે-અને આપણા, દરેક ફરમાન મુજબ કાર્ય કરવા આપણા આ હજારે વીરો તૈયાર છે"

"હજુર થોડા દિવસમા તો આ સખ્યા બેવડી ત્રેવડી થવા સભવ છે તેમ અહીંના શેઠ સાહુકારોએ લગભગ બેથી અઢી લાખ રૂપીયા તૈયાર રાખવાનુ કબુલ્યુ છે આપની સ્વારી અહીં છે અને આપની હાજરીની થોડા ઘણા વફાદારોને જ હજુ ખબર છે તે છતા તેઓ આશ્ચર્યજનક સપાટાથી કાર્ય કરે છે ઉત્સાહ, ઉમેદની ધારાઓ વેગથી પ્રસરી રહી છે" દાદાજીએ સમાચાર કહ્યા

"હા, આપણી પાસે પુરતા માણસો હોત તો આપણી યોજનાને પૂર્ણ ફતેહ મળતે-હું સિપાઇબચ્ચો છુ, આ યોજના કયા સુધી પાર પડશે એ શક રહે છે પણ તમે બધા અને અમારા આ ગૃહના ધણી કાન્હોજીરાવ, તમારા પિતા નરસ પ્રભુ અને બીજાઓ ખાત્રી આપે છે તેથી મેં આ કામમા હા પાડી છે અર્જેખાન દસ બાર દિનસમાં આવશે તેને પકડવો ને તેનુ સૈન્ય આ બેઉ ખોરા અને સર્વ માવળ ખાલી કરી ચાલ્યુ જાય નહી ત્યાં સુધી એને કેદ રાખવો એ યોજના ધારીયે છીએ, એટલી સહેલી નથી પણ અબા ભવાની માતાની કૃપા હશે તો તે જરૂર પાર પડશે-તે જ આપણી શ્રીરોહિડેશ્વરના મદિરમા લેવાયલી હિંદવી સ્વરાજ્યની પ્રતિજ્ઞાનો પાયો"

બધાએ ઉત્સાહપૂર્વક આમાં સમ્મતિ આપી

"શ્રીભવાનીની કૃપા છે આપણે પગલુ, આપણે વર્તન ન્યાયનુ છે ઇશ્વર જરૂર યશ આપશે" યેસાજીએ પૂરતી કરી "એ જુલમગારોના હાથમાથી આ દેશ-આ ભૂમિ જરૂર છોડવશે"

"શિવમા રાજા માટે, ધર્મ માટે, સ્વતત્રતા માટે અમે પ્રાણ આપવા તૈયાર છીએ" સુધોજી બોલી ઉઠયો.

"તમારા પ્રાણ માત્ર નહી, પણ તમારા ચાતુર્યની, દક્ષતાની અત્યારે તે સાથે જરૂર છે, માતાજીની આજ્ઞા થઈ છે, યશ જરૂર મળશે જ 'સાવધપણે ઉપક્રમ કર્યાથી યશ ખાસ-મદિરના તોરણ બાધે' આ આજ્ઞા સફળ થવાની જ પણ સાવધતાથી દરેક કાર્ય કરવાનુ છે આ

કાર્ય જેવું તેવું નથી પણ મહત્વનું, ઘણા મોટા જોખમનું છે, જેવું તેવું નથી એ આપણા પરમ પરાક્રમ ગજાવવાનું છે ઘણી સાવધતાથી ચતુરાઈથી કામ કરવાનું છે ખાનને પકડવો રહેવો નથી કેવી યુકિત લગાડવી, કયો માગ લેવો તેની યોજના પૂર વિચારથી કરવાની છે"

એટલામા નહારની બારી ઓચિંતી ઉઘડી અને એક ઉચ્ચ સાધુની મૂર્તિ તેમાથી નજરે પડી સર્વોની આંખો તે તરફ ખેચાઇ તે નરહરસ્વામિ હતો "જુવો, અમારા સ્વામિજી કેવા ગ્યાક છે અમારે હવે જવું જોઇએ–કાંઈપણ ભય છે–" સ્વામિએ હાથથી ઉઠવાની નિશાની કરી, તે જોઈ શિવાજી ઉપના શબ્દો બોલ્યો, અને ઉતાવળથી વધુ બોલ્યો —

'આ કાગળો મુધોજી તમે સભાળો તમને તે સોપુ છુ. આપણા હજાર વીરો એક ઠા થયા છે તેમના નામો ઠેકાણાસહ તેમાં છે તમો તથા દાદાજીને જરૂર લાગતા તેમને ખબર પહોચાડતા હમેશાની જગ્યાએ તામડતોબ તે એકઠા થશે ખાન આવવાનો હશે તેની પહેલી ખબર તમને પડશે, એથી તરત એનો પયોગઉ થઇ શકશે એ સાથે કેટલા કેટલા માણસોની ટુકડીઓ એ કોની કોની સરદારી હેઠળ કયે કયે ઠ્યાએ જઇ શુ શુ કાર્ય બનાવવું એ સર્વ માહિતી આ કાગળોમા છે આપણી યોજનાનો મુખ્ય આધાર આ કાગળો છે, માટે જીવથી વધારે સભાળજો."

મુધોજીએ આ વિશ્વાસ માટે ઉત્સાહમા આવના નમન કરી કાગળો લીધા, અને પાસેની ભીંતના એક ખૂણામા જઈ એક ખીનો ભીંતે મારેલો તો હતો તે દાબ્યો તેની સાથે ભીંતમા બાકોરૂ પડયુ, અને અંદર એક ભંડારીયુ ખુ તુ થયુ, તેમા તે કાગળો મુકયા બીજી ચાપ જે બહારથી ન દેખાય એવી યુક્તિથી તે ભીંતમા હતી તે દાબતા તે ભંડારીયુ બંધ થયુ 'આ ભંડારીયુ કોઇ જુવે તેમ નથી મ્હારી માતા અને મ્હારા શિવાય બીજો કોઈ અહીં આવતો નથી મા તુશ્રીનાજ બેસવાનો આ ખંડ છે માટે આપ તે માટે નિશ્ચિંત રહો" આટલાં શબ્દો ઉચ્ચાર્યાં

અને તરત તેઓ છૂટા પડ્યા

---

# સમાલોચકના

## જાહેરખબરના ભાવ

| | | | | |
|---|---|---|---|---|
| એક આખુ પાનુ | એક વખત | માટે | રૂ | ૧૩ |
| અડધુ | ,, | ,, | ,, રૂ | ૭ |
| પા | ,, | , | ,, રૂ | ૫ |

—આ ભાવ બાર માસની બાંધી મુદતને જ માટે છે ઓછા વખત માટે કે ખાસ જગા માટે ચાલુ ભાવ ઉપર **પચીસ** ટકા વધારે લેવામા આવશે

—કવર ઉપરના ખાસ ભાવ માટે રૂબરૂમા મળવુ યા તો લખીને પુછાવવુ

—ઓછામાં ઓછા ૭ માસ સુધી જાહેરખબર આપવી પડશે તેથી ઓછા વખત માટે લેવામા નહિ આવે

—બહારગામવાળાઓએ અડધા પૈસા પ્રથમ ઑર્ડર સાથે અને બાકીના પુરા પૈસા પ્રથમ ત્રણ મહિના પૂરા થયે આપવા પડશે તે પ્રમાણે બાકીની રકમ વખતસર નહિ મળે તો ચોથા મહિનાથી જાહેરખબર બંધ કરવામાં આવશે અને પ્રથમ આપેલા રુપીઆ પાછા આપવામા આવશે નહિ

—બાર માસની જાહેરખબરની એકદર રકમ પ્રથમથી આપનારને સાડાબાર ટકા વળતર આપવામા આવશે

—આ ભાવમા કમી કરવાની માગણી કોઈએ કરવાની તસ્દી લેવી નહિ વધતી જતી મોંઘવારીને લીધે આ ભાવ ગમે તે વખતે ફેરી શકશે

—જાહેરખબરને લગતો તથા માસિક સંબંધી બીજો સૌ પત્રવ્યવહાર નીચેને જ ઠેકાણે કરવો


સમાલોચક ઑફીસ<br>
મોરારજી ગોકુળદાસ ચાલ નં ૨૧૩૬<br>
સેન્ડહર્સ્ટ રોડ; ગિરગામ, મુંબાઈ<br>
ડીસેમ્બર ૧૯૧૯

મણીશંકર ગો. ત્રિપાઠી,<br>
પ્રકાશક

૧ આપના ઑર્ડરના સમાચારની નોંધ લેશો

જ, આપના ઑર્ડરમાં સમાલોચકની નોંધ લેશો

૬ આપના આડ મા સમ લોચની નોધ લેને

જાહેરખબર આપના ઓર્ડરમા સમાલોચકની નોંધ લેશો

# ન્હાની, મ્હોટી, જાહેર કે ખાનગી લાયબ્રેરીનાં

# પુસ્તકોના ઉત્તમ સંગ્રહ.

૧.

**સ્વ. ગોવર્દ્ધનરામ ત્રિપાઠી —**

| | રૂ આ |
|---|---|
| સરસ્વતીચન્દ્ર ભા ૧ થી ૪. | ૯–૮ |
| લીલાવતી જીવનકલા | ૦-૧૨ |
| દયારામનો અક્ષરદેહ | ૧–૪ |
| સ્નેહમુદ્રા ( કાવ્ય ) | ૧–૦ |
| Marriage Forms under Ancient Hindu Law | 0–12 |
| Classical Poets of Gujarat (1916 Edn ) | 0-6 |

**પ્રૉ. કાન્તિલાલ પંડ્યા —**

| | |
|---|---|
| સ્વ. ગોવર્દ્ધનરામનુ જીવનચરિત્ર | ૧–૦ |

**સ્વ. પ્રૉ મણિલાલ નભુભાઈ—**

| | |
|---|---|
| બાળવિલાસ | ૧–૪ |
| ગુલાબસિંહ | ૨–૪ |
| ચારિત્ર | ૧–૪ |
| સુદર્શન ગદ્યાવલિ | ૫–૦ |

**રા. મણિલાલ છબારામ ભટ્ટ —**

| | |
|---|---|
| જ્ઞાનીની રાણી (સાત સુન્દર ચિત્રો સાથે) | ૨–૦ |
| સુદર બહેન | ૦ ૧૨ |
| ગુજરાતની જુની વાર્તાઓ(ચિત્રોસાથે) | ૨–૦ |
| રઘુરાજ આદાબુ બીજી મરાઠી (નવી આવૃત્તિ ૭ ચિત્રો સાથે ) | ૩–૦ |
| અનિરુદ્ધ | ૧–૮ |
| વનિતાના અનિઓ ( ૨૪ ચિત્રો સાથે ) | ૩–૦ |
| પ્રતિમા નાટક | ૧–૦ |
| સુન્દરી, મુગલ ઝીની રાણી | ૧–૪ |

**રા છગનલાલ હરિલાલ પંડ્યા —**

| | રૂ આ |
|---|---|
| કાદમ્બરી ( સચિત્ર ) આવૃત્તિ પાચમી | ૨–૮ |
| એક અપૂર્વ લગ્ન (બીજી આવૃત્તિ છપાય છે) | |
| ક્રાઇસ્ટનુ અનુસરણ ભાગ પહેલો | ૦–૮ |
| સચિત્ર મુનાલહરના પત્તા | ૦–૮ |
| મનોરંજક વાર્તાવલિ | ૦–૧૨ |
| વિશુદ્ધસ્નેહ | ૦–૮ |
| હાસ્યજનક વાર્તાલાપ | ૦–૬ |

**રા. ગણપતરામ અનુપરામ ત્રવાડી —**

| | |
|---|---|
| જાતમહેનત ( સેલ્ફહેલ્પનુ ગુજરાતી ભાષાન્તર ) | ૩–૦ |
| દક્ષિણઆફ્રિકાના દેશોની વાતો | ૨–૦ |

**રા. હિંમતલાલ અંજારિઆ —**

| | |
|---|---|
| કવિતા પ્રવેશ | ૧–૦ |
| કાવ્યમાધુર્ય | ૧–૮ |
| મધુબિન્દુ | ૦–૪ |
| કિન્ડરગાર્ટન સમ્બન્ધી ૭ લેખો | ૦–૬ |

**સ્વ. ભગુભાઈ ફતેહચંદ કારભારી —**

| | |
|---|---|
| અંગ્રેજી–ગુજરાતી પૉકેટ ડીક્ષનેરી | ૧–૧૨ |
| ગુજરાતી–અંગ્રેજી " " | ૧–૧૨ |
| સ્ટાર અંગ્રેજી ગુજરાતી ડીક્ષનેરી | ૦–૧૨ |
| સંસ્કૃત રાજસ્થાન ( બે ભાગમા ) | ૫–૦ |

**રા. ભોગીન્દ્રરાવ દીવેટીઆ.—**

| | |
|---|---|
| આસીસ્ટંટ કલેક્ટર | ( મળતી નથી ) |
| નવરંગી બાળકો | ૦–૪ |
| કાઉન્ટ ટૉલ્સ્ટૉયની વાતો | ૦–૪ |
| ઉપાકાન્ત [ સચિત્ર, બીજી આવૃત્તિ ] | ૨–૦ |
| મોહિની | ૧–૦ |
| મોનીમીટર | ૦–૧૨ |

એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ,
પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબાઈ, નં. ૨.

૧૩ આપ ા ઑ ર્મા સમાલોચકની નોધ લેગ

# અવશ્ય વાંચો

સ્વતંત્ર વિચાર શ્રેણીથી, શુદ્ધ ગુજરાતી
ભાષામાં લખાયેલાં કોઈપણ વિષયનાં
પુસ્તકો,
કિંવા અંગ્રેજી, બંગાળી, મરાઠી કે સંસ્કૃત
પુસ્તકોના અનુવાદો કે ભાષાન્તરના
પુસ્તકો,
વાર્તાઓ, નવલકથાઓ, નાટકો,
કે
સાહિત્યના કોઈપણ વિષયનાં,
રાજકીય, સામાજિક, સાંસારિક, ઔદ્યોગિક
પુસ્તકો, ના
કર્તાઓએ છપાવવા જવાનો કે
તેના પ્રકાશન માટે શોધ કરવા જવાનો શ્રમ
લેવો નહિ.
એ સંબંધમાં યોગ્ય માગણી સાથે પુસ્તકો તો
નીચેને ઠેકાણે લખી પૂછાવશો તો
નિરાશ ઓછા થશો.

રમણીયરામ ગોવર્દ્ધનરામ ત્રિપાઠી,
મોરારજી ગોકળદાસ ચાલ નં. ૨, ૩૬,
સેન્ડહર્સ્ટ રોડ, ગીરગામ, મુંબાઈ



૧૪ આપના અંકમાં સમાલોચકની નોંધ લેજો

# પ્રેમાળ ભાર્યા

## વ્હાલાં ભુલકાંઓ

અને

# હિતેચ્છુ ભગિની

એમને માટે

ઘર ઘાસલેટના ભગડા ચાટલો આપી લઈ જતા પહેલા વિચાર કરો.

તે કરતા આપણુ પુરાણુ ધુપેલ તેલ ભલુ

અને જો તે ચોખ્ખુ બનાવના અગર મેળવવાની
મુશ્કેલી હોય તો પછી—

# —કેશવકાન્ત—

## તો છે જ—

ઘાસલેટથી તદ્દન નિરાળુ-ચોખ્ખુ અને સૌ તેલોમા શિરોમણી
કિમ્મત દરેક શીશીના રૂ ૦-૧૨-૦

# દ્વારકાદાસ જગમોહનદાસ

# ઍન્ડ કંપનિ

પ્રોપ્રાયટર્સ — { ધી કેશવ પરફ્યુમરી વર્કસ,
ધી હિંદ બટન ફેકટરી એન્ડ મેટલ વર્કસ,

નં ૧૮૭ અબદુલ રેહેમાન સ્ટ્રીટ, મુંબાઈ

Feb 19



સમાલોચક,] પ્રૉ આનંદશંકર બાપુભાઈ ધ્રુવ, [એપ્રીલ, ઇ સ ૧૯૨૦
એમ એ, એલએલ બી
ની ગુજરાતી સાહિત્ય પરિષદની સન્માનકારિણી સભાના પ્રમુખ, અમદાવાદ
ખાસ છબી લેનાર ગુજરાત ફોટો આર્ટ ગેલેરી, અમદાવાદ ] —કોપીરાઈટ







પુસ્તક ૨૫ મુ, ] એપ્રીલ, ઈ. સ. ૧૯૨૦ [ અંક ૧.

# લવાજમનો વધારો.

આપણા પ્રાન્તમા કહેતી છે કે 'ખેપાડા લ્હડે ત્યા ઝાડનુ નખ્ખોદ વળે' આ કહેતીની શોધ કરનાર ખરે જ કોઈ અપૂર્વ બુદ્ધિશાળી મનુષ્ય હશે યરોપના મહારાજ્યોએ જગનાજગ મચાવી જે મહાન્ અનર્થોમા મહાન્ એવો આર્થિક અનર્થ કર્યો છે ને સહસા તો ભૂલી જવાય એમ નથી જ વારઆમા એમણે અત્યારે તો આપણા જીવનમા મોઘારત મુકી દીધી છે ગુજરાત તેથી દૂર રહી શક્યુ નથી અનમા અને કપડાનતામા જેમ મોઘારત પ્રત્યેક પગે આપણને કળે છે તેમ સાહિત્યના વિષયમા પણ તે એટલી જ ઝપની થઇ છે દેશના મહાન્ ઉદ્યોગ વ્યાપારના માલિકો જેટલી કમાણી કરે છે તેટલી છાપખાનાવાળાઓ કરતા જ નથી એ ચોક્ખે સ્વીકારવુ પડશે મીલો વિગેરેના કામદારોએ મોંઘાઇ માગી છે તેમ છાપખાનાના કામદારોએ પણ 'માગતા મૂવે' ના ન્યાયે લેવાય તેટલુ લેવા માડ્યુ છે મતલબ કે લ્હડાઈ પહેલા ૧૯૧૪ ની શરૂઆતમા જ્યા ટાઇપ ગોઠવનાર વર્ગ દિવસના આઠ અને સવા આના મજુરી કરીને નેતો હતો ત્યા આજ દિવસના રૂપીઆ આપીએ આપતા માણસો મેળવવા મુશ્કેલ છે તેવુ જ એ ખાતાના બીજા કામદારોનુ તેજ પ્રમાણે કાગળો જ્યા આગ્યાને બળીતા ત્યા આજ બાર આનાએ પહોચ્યા છે અને રૂપીઓ આપતા પણ મળશે નહિ એવુ વ્યાપારીઓ કહે છે ઈંગ્લાન્ડ-અમેરીકાના કારખાનાઓ માગણીને પહોચી શકતા નથી આમ સર્વ રીતે સ્થિતિ વિષમ હોવાના પરિણામે આપણુ સાહિત્ય સસ્તુ થવાને ઠેકાણે દિનપ્રતિદિન મોઘુ જ થતુ જાય છે બીજે વર્ષે એટલે ૧૯૧૮ ના જુલાઇમા અમ્હે જ્યારે લવાજમ વધારીને રૂપીઆ ચાર કર્યા ત્યારે અમ્હે એવી આશા સહજ જ રાખી હતી કે **પ્રમાણસર મોંઘાઈ ઓછી થતી** જશે તેમ તેમ અમ્હે કરેલી **ખોટ ધીમે ધીમે વસુલ કરતા જઇશુ.** પણ એ આશા વ્યર્થ જ નીવડી છે, કારણ ૧૯૧૯ ના જાન્યુઆરીથી અમ્હારા પ્રેસવાળાએ પોતાના ભાવ વધાર્યા! ત્યા અમ્હે ભવિષ્ય ઉપર આધાર રાખી રહ્યા ત્યા ૧૯૨૦ ના જાન્યુઆરીથી ગયા વર્ષના વધારા કરતા ત્રણગણા ભાવ વધાર્યા! આમ ૧૯૧૯ મા રૂપીઆ મ્હાડાચારે પડતી નકશાન અમ્હે ગ્રાહકોને રૂપીઆ ચારમા આપી ત્રણ વર્ષના પ્રથમના ગ્રાહકોને રૂપીઆ સવાત્રણમા આપી ચાલુ વર્ષ પણ જુના ચાલુ ગ્રાહકોને ગયા જ વર્ષના ચાર રુપીઆમા ને ત્રણ વર્ષનાને સવાત્રણમા આપીએ છીએ નવુ લવાજમ જાન્યુઆરીથી જ વધારવાની જરૂર હતી પણ 'બીજી વ્યવસ્થા કરીએ તો સારૂ પણ

લવાજમ વધારવું નહિં' એવી મનની તીન મૂંઝવણના ગમળામાં કાંઈ નિર્ણય અમ્હે કરી શકયા નહિ અન્તે અન્ય માર્ગના જણાતા ગયા જ અકથી સમાલોચકનું લવાજમ અમ્હારે બહુ એ. સાથે નિરૂપાયે વધારવું પડ્યું છે ગુજરાતને એ લવાજમ બેશક ભારે જ પડે એમ છે એ અમ્હે જાણીએ છીએ સમાલોચકમાં શૃંગારિક દિવ્ય મોહિનીઓ નથી કે વિદ્વાનો અને તત્ત્વજ્ઞાનીઓના ઉંડા અભ્યાસ નથી એટલે એની આહ્લાદમાં કદાચ ન્યૂનતા આવે એવો સભવ છે- પરંતુ અમ્હે અમ્હારા ગ્રાહકોની ઉદારતા અને સૌજન્ય ઉપર વિશ્વાસ રાખીએ છીએ અને આ નવું લવાજમ–**માર્ચ માસથી જેમના નવાં વર્ષ શરૂ થાય છે તથા જેમનાં નવા જ નામ આ વર્ષ ખાતે હવે નોંધાશે તે સૌની પાસેથી–રૂપીઆ ૭ લેવામાં આવશે.** ગ્રાહકબન્ધુઓ પોતે ગ્રાહક તરીકે ચાલુ રહીને તેમ જ પોતાની લાગવગથી નવીન ગ્રાહકો મેળવી આપશે તો અમ્હે ત્હેમનો ગુણ માનીશુ સમાલોચકદ્વારા ગુજરાતની અલ્પ પણ સેવા કરવાના અમ્હારા અભિલાષ આમ સિદ્ધ કરવામાં ચોપાસ થી પરમ સાહાય્યની અપેક્ષા છે

ચાલુ વર્ષે ખરચમાં પહોંચી નહિ શકાવાના કારણે સૌએ યાદ રાખવાની જરૂર છે કે આ વર્ષે તો ગ્રાહકોના મ્હોટા ભાગને મૂળના જ લવાજમે માસિક મળવા જતે તે અવારનવાર ખાચની કાપકૂપ કરવી પડશે તો તેથી બીજો વિચાર ના કરવા એટલુ ધ્યાનમાં રાખવા અમ્હે નમ્ર વિનતિ કરીએ છીએ કે સમાલોચકનું સ્વરૂપ તો હમેશ માટે છે તે જ પ્રમાણે રહેશે એટલુ જ નહિ પણ બનતી ત્વરાએ તેના લક્ષણોમાં સારો વ્યવસ્થિત ફેરફાર કરવામાં આવશે, **જો ગ્રાહકો અને લેખકોની અમૂલ્ય સાહાય્ય હશે તો જ**

એક વાત વર્તમાન અનિયમિતપણું —

પાછલા કેટલાક સમયથી સમાલોચકના અંકો અનિયમિત થઈ ગયા છે એ સમ્બધમાં ઘણી ફરિઆદ અમ્હારી પાસે આવે છે અમ્હારા 'નિવેદન'માં હવે થોડા વખત પૂર્વે જણાવ્યું હતુ કે થોડા સમયમાં અમ્હે નિયમિત થઈ જઈશુ આ સમ્બધમાં ગ્રાહકબન્ધુઓને અમ્હારે એટલુ જ જણાવવાનુ છે કે છાપખાનાની જ એ મુશ્કેલી છે અને એમાં અમ્હારી કોઈ જાતની કસૂર કે બેદરકારી નથી છતાં અમ્હારા પ્રયત્નો ચાલુ જ છે અને જેમ બનશે તેટલી ત્વરાથી આ અનિયમિતપણું દૂર કરીશુ આ સતત અનિયમિતપણાથી અમ્હારા હૃદય જે આઘાત પામે છે તેની કલ્પના કરાવી શકાતી હોત તો જરૂર જ ગ્રાહકોને કરાવત, પણ નિરૂપાય છીએ

—પ્રકાશક

મુંબાઈ,
તા ૧૨ એપ્રીલ ૧૯૨૦

# છઠ્ઠી ગુજરાતી સાહિત્ય પરિષદ્.

લેખક-રા. રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી.

ગઈ તા ૨ જી એપ્રીલથી ત્રણ દિવસ ગુજરાતી સાહિત્ય પરિષદનુ છઠ્ઠુ અધિવેશન અમદાવાદમા આનન્દભુવન નાટકશાળામા ભરવામા આવ્યુ હતું ખરી રીતે જોતા આ અધિવેશન તેની પ્રથમની યોજના પ્રમાણે તો ઘણા સમય પૂર્વે ભરાવુ જોઇતું હતુ પ્રથમના બે ત્રણ અધિવેશન સુધી ગુજરાતીઓને સાહિત્યપરિષદ માટે સારો પક્ષપાત જણાયો હતો પણ દર ત્રીજે વર્ષે પરિષદ્ ભરાય એ વાત ઘણાને એક અથવા બીજા કારણથી ખુચતી હતી અને દિવસ જતાં પરિષદ્ની એક અને બીજી બેઠક વચ્ચે અતર વધતો ગયો ગુજરાતમા ગુજરાતી સાહિત્યનુ મૂલ્ય જોઇએ તેટલી ગારવતાથી હજી સ્હમજાયુ નથી તેમ રાજ્દ્વારી જીવનવિષયમા જેટલો જન-ઉત્સાહ જણાય છે તેટલો સાહિત્યમા નથી જણાતો એ બેનો વિષય ર્હોઈને પણ સ્હમજી શકાય છે હવેનુ અધિવેશન ૧૯૨૨ મા ભાવનગરસ્થળે ભરી શકે એવી વ્યવસ્થા થઇ શકે તો જ સાહિત્યપરિષદનુ ગૌરવ ગુજરાતી સમાજ પુરી રીતે સ્હમજી શકે છે એવુ આપણે કઇ માનીશુ દેશના જીવનમા સાહિત્ય બહુ પ્રધાનભાગ ભજવે છે એ સ્હમજાવવાની જરૂર નથી અસ્તુ

આ પરિષદ્ની બેઠકે એક આકર્ષણ ઉભુ કર્યું હતુ જગવિખ્યાત હિન્દના કવિ મહાશય ડૉ રવિન્દ્રનાથ ટાગોરને સાહિત્યપરિષદ્ના પ્રસગઉપર ગુજરાતમા પધારવા માટે મહાત્મા ગાંધીજીએ આમત્રણ કરી ગુજરાતીઓને ત્હેમના દર્શનનો અમૂલ્ય લાભ અપાવ્યો હતો રવિન્દ્રબાબુના આગમનથી પરિષદ્ના કાર્ય વ્યવહારમા સારો ઉલ્લાસ જણાતો હતો તેમ જ ત્યા બેઠક પણ સારી જામી હતી ઉપરાત એમની પાસેથી દીલ્લી દરવાજા પાસેના રમ્ય મેદાનમા ન્હાનાલા પણ સુદર સદેશાઓ પ્રજામનને પ્રેરાયા હતા તેથી પણ પ્રજાને બેશક સગીન લાભ થયો છે પરતુ ઘણા જ નમ્ર ભાવે અમ્હારે જણાવવુ જોઇએ કે આ ભાવનોન જ્યારે વ્યાપારી સ્વરૂપ અપાય છે-પછી તેમા ગમે તેવુ ધાર્મિક તત્ત્વ સમાયુ હોય તો પણ-ત્યારે એની કિંમત તો ઘણી ઓછી થઈ જાય છે લોકસઘને જ્યારે કલ્યાણયત્નના મત્રની દિક્ષા આપવામા આવે કે ચિરજીવ સદેશાઓ પ્રેરવામા આવે ત્યારે લેનાર કરતા યે દેનારે ધર્મના રહસ્યો-ધર્મના ગૂઢ તત્ત્વને વધારે સૂક્ષ્મતાથી સ્હમજવુ જોઇએ આપણા દેશની પ્રચલિત રીતિ પ્રમાણે ધર્મોપદેશકો દ્રવ્ય માગીને કે દ્રવ્યની લાલસા-દશ્ય કે અદશ્ય રીતે-દર્શાવીને ઉપદેશ આપતા ન હતા-નથી દ્રવ્યના બદલામા ઉપદેશ દેવાની રીતિ પશ્ચિમની છે મિસીસ બિસેન્ટના ભાષણોમા એ વ્યાપારી નીતિ સ્વીકારાય છે તેમ આપણા હિન્દીજનોના ભાષણોમા સ્વીકારાય એ કોઈ રીતે ઠીક નથી એનો અર્થ પછી તો એ જ થાય કે ' પૈસા આપ તે નાટક જોવા જાય તેમ પૈસા આપે તે ભાષણ સાંભળવા જાય. '. આ કૃત્રિમ વ્યાપારી રીતિ અન્હે તેના સચાલકો માટે પૂરતા માન સાથે આટલા મતભેદ દર્શાવી બહુ નાપસદ કરીએ છીએ તેમા

પારમાર્થિક તત્ત્વ હોવા છતા પણ રવિન્દ્રનાથના પધારવાથી આપણને-ગુજરાતને જે કેટલાક લાભ થયા છે ને એમના શુદ્ધ સાદા જીવન આચારથી આપણને જે થોડુ ઘણુ જાણવાનું મળ્યુ છે તેનુ સરવૈયુ જરૂર આપણે તપાસવુ ઘટે છે ગુજરાતના મ્હોટા ભાગમા રવિન્દ્રનાથનુ સબન્ધમા હજી જોઇએ તેટલુ અભિમાન થયુ નહિં હોય એમ અમ્હને લાગે છે. એ અપ્રસ્તુત વિષય ઉપર અત્રે લખવુ યોગ્ય નથી, પણ આપણે એટલું જાણવુ સ્હમજવુ જરૂરનુ છે કે રવિન્દ્રનાથ બગાનમા એક એવુ ઉંચુ અપ્રતિહત સ્થાન ભોગવે છે કે આપણા ધ્યાનમા તે સહજ આવી શકે એમ નથી છતા પણ એમણે જે સાદાઇ અને સરલતા દર્શાવ્યા છે તે આપણું ધ્યાન અવશ્ય ખેંચે તેમ છે ગુજરાતના પ્રથમ ગણાતા કવિ કે સાક્ષરોના સ્વભાવગુણમા અને જગદ્વિખ્યાત આ કવિના સ્વભાવગુણમા કેટલું અન્તર હશે ? એની તુલના સ્વાભાવિક રીતે થઇ જ જાય છે એવી માનનીય વ્યક્તિ તરફ સ્હેજ પણ નિન્દકવૃત્તિથી નહિં પરન્તુ તેથી ઉલટી રીતે ગુજરાત સમસ્તના ગૌરવ માટે અતિ માનથી પ્રેરાઇને એક પ્રસગનુ અત્રે ખાસ ધ્યાન દોરવાની અમ્હને જરૂર લાગે છે તા ૪ થી એપ્રીલ ૧૯૨૦ નો રોજ સાહિત્યના નમ્ર ઉપાસકો-જેમને બિચારાઓને નથી ધનનો મદ કે નથી સત્તાનો મદ કે નથી વિદ્યાનો મદ-ને તો જરૂર જ લાબા કાળ સુધી ખૂચ્યા કરશે તા ૩ જીના રોજ મહાત્મા ગાધીજીએ ઘણી સ્તુત્ય છત્રા દર્શાવી ને તેને માન આપી ના ૪ થીની સાજના ગુજરાતના સાધારણ ભણેલા અને ગુજરાતી જાણનારાઓના એક સમૂહે લાલદરવાજા પાસે રવિન્દ્રનાથનો સદેશો હિન્દીમા સાભળવા આતુર બની હાજરી આપી હતી ગાધીજી દૈવવશાત્ જરાક મોડા પડ્યા અને રવિન્દ્રનાથ વખતસર આવી પહોચતા ગુજરાતના કવિ શ્રી-સાક્ષર નૃસિહરાવ દીવેટિઆના પ્રમુખપદે તેમણે પોતાનો સદેશો અંગ્રેજીમા વાચી સભળાવ્યો એ અગ્રેજી સદેશો એવો સુન્દર અને લલિત હતો કે અંગ્રેજી સ્હમજનારને તો તેથી અવર્ણનીય આનન્દ થયો અગ્રેજીના સ્હમજનાર, કે અર્ધ અગ્રેજી જાણનાર કેટલાક ભાઇઓએ પ્રમુખ મહાશયને વિનતિ કરી કે ગુજરાતીમા તે સભળાવો પણ એ વિનતિ 'તુમ બકતે હો હમ સુનતે હો' કરી રા નૃસિહરાવભાઇએ ગુજરાતીઓને સત્કાર્યા ય નહિ, અને તેટલેથી ના અટકતા કહ્યુ કે, 'એ અશક્ય છે ' રા બ રમણભાઇએ આગળ વધી ' તમે અગ્રેજી શીખી આવો' એ સૂચના કરી એક મહાજન છેલ્લી-પાચમી ગુજરાતી સાહિત્ય પરિષદ્ના પ્રમુખ હતા. ગુજરાતમા આજ કવિતાના મનોહર પ્રદેશમા એમનુ સ્થાન બહુ ઉંચુ છે તેમ જ એમની વિદ્વત્તા પણ તેટલી જ અપ્રતિહત છે રા બ રમણભાઈ આ વખતની પરિષદ્ના સાહિત્ય વિભાગના પ્રમુખ હતા ગુજરાતના અનેક સાક્ષરોમા એમનુ અગ્રપદ છે અને સાહિત્યપરિષદ્ કાર્યમડલના ઉદ્યોગી સચાલક છે ગુજરાતીઓ એમની પાસેથી ઘણી આશાઓ જન્મસિદ્ધ હકક તરીકે રાખે છે રવિન્દ્રનાથનો સદેશ બેશક તત્કાલ શબ્દશ ભાષાન્તરરૂપે સ્હમજાવી શકાય એમ ન હતો, પરન્તુ તેનો વિસ્તારપૂર્વક ભાવાર્થ એમણે સ્હમજાવ્યો હોત ( અમ્હે માનીએ છીએ કે એમણે ઇચ્છ્યુ હોત તો તે જરૂર સ્હમજાવી શકતે ) અને ગુજરાતીઓ અને ગુજરાતી

ભાષા માટે અભિમાન-પ્રેમ રાખવાનો ત્હેમનો હક્ક એમણે પ્રતિપાદન કર્યો હોત તો વધારે શુદ્ધ સાત્વિક અને સુન્દર ગણાયું હોત કે આમ લોકની બ્યાજબી અને શુદ્ધ વૃત્તિને ઠોકરે મારવામાં જ ન્યાય્ય ગણાયું ? જગત્ વિચારને યોગ્ય આ વાત અમ્હને તો લાગે છે રવિન્દ્રનાથ અનરથી તો ગુજરાતીઓની-ગુજરાતના આ સાક્ષરવર્યોની ઠીક કિંમત આંકી હશે શુ ગુજરાતનું સાક્ષરરત્ન આમ હીણ બની ગયું ? શુ ગુજરાતના સાક્ષરો ગુજરાતીઓને આમ જ સન્માન આપશે ? સહનશીલતા અને વિવેક મર્યાદાના આ અપવિત્ર અને હીનાસ્પદ ઉલ્લંઘનથી જરૂર ગુજરાતે નીચુ જોવુ પડશે. અમ્હે આવી આશા તો રાખી જ ન હતી કેમ રાખી શકાય ? શુ ગુજરાત એટલુ વાંઝિયુ બની ગયુ કે 'અસભ્યતા' અને 'ત્હમે અંગ્રેજી શીખી આવો' એવા વિવેકથી દૂર શબ્દો ગુજરાતના માનનીય સાક્ષરત્નોએ ગરીબ ગુજરાતીઓને સંભળાવવામાં જ ડહાપણ જોયુ ?

ગુજરાતના આ માનનીય સાક્ષરજનો માટે-એમની વિદ્વત્તા માટે અમ્હને રહેજ પણ ઓછુ માન નથી પરંતુ બ કે ગુજરાતીઓને મન અભિમાનને યોગ્ય માનીએ છીએ છતા પણ આ વિવેકભ્રષ્ટાચાર ખેદ અસહ્ય જ છે સાહિત્યપરિષદ્ની બેઠકમાં પણ વિવેકવિચારને અને સદ્‍ભ્યતાને તિલાંજલિ કોઈ કોઈ પ્રસંગે આપી જવાતી હતી ગુજરાતીઓને સાદર કરવા કે સાહિત્યમાં એ સવિશેષ રસ લેતા શીખે અને ગુજરાતી સાહિત્યની વૃદ્ધિમાટે જનસમાજ એક ર વધારે પોષકવૃત્તિવાળુ કરતા શીખે એવી રીતે ગુજરાતી સાહિત્ય માટે રહેજ પણ પક્ષપાત ધરાવનાર વ્યક્તિ કે વ્યક્તિઓ તરફ તોછડાઈની રીતિ ગ્રહણ કરવી એ અયોગ્ય જ છે આમંત્રિત અતિથિઓનો આવો સત્કાર ન જ થઇ શકે

૧૯૧૫ માં નિશ્ચય કર્યા પ્રમાણે આ સમયે સાહિત્ય પરિષદ્‌માં વિભાગી પરિષદો હતી-સાહિત્ય, ઇતિહાસ અને વિજ્ઞાન એક રીતે જોતા આ વ્યવસ્થા સારી હતી બીજી રીતે જોતા એથી કોઈકને અગવડ પણ વેઠવી પડી હશે સાહિત્ય ઇતિહાસ અને વિજ્ઞાન એ ત્રણે વિષયોમાં લગભગ એક સરખો રસ લેનાર વ્યક્તિને અસંતોષ ઉપજ્યો હશે પરન્તુ અત્યારે બીજી વધારે સુયોગ્ય વ્યવસ્થાની ગેરહાજરીમાં આ ગોઠવણ સારી હતી-નભાવી લેવા જેવી-એમ આપણે કહેવુ પડશે

સાહિત્યપરિષદ્‌ની સન્માનકારિણી સભાના પ્રમુખ પ્રૉ આનન્દશંકર બાપુભાઇ ધ્રુવ હતા એમનુ ભાષણ પણ એમસરખી મિઠાશવાળુ અને માધુર્યથી બ્હેંકતુ સુન્દર ભાવભાવનાઓથી પ્રફુલ્લ ભાષણ પરિષદના એકંદર ભાષણોમાં તદ્દન જ પાકુ હતું ડૉ રવિન્દ્રનાથ ટાગોરને પરિષદ્ તરફથી સ્વાગત કરતા ગુર્જરગિરા માટે એમણે કહ્યુ કે 'અને આશાથી ભરાઉંછુ કે એમના આગમનથી આપણી ગુર્જરગિરા વસન્ત આવતા વનલક્ષ્મી ખીલે એમ ખીલશે' 'અને એમને પોતાને પણ ઘણે વર્ષે આ ભૂમિનુ બીજી વારનુ દર્શન થતા ઉત્તરરામચરિતમાં રામને જેવો પુરાણભૂત 'પચવટી-રોહ' અનુભવ્યો હતો એવો આ સાબરમતિની ભૂમિપ્રદેશે એ અનુભવશે અને શાહીબાગ પાસે સાબરમતિના નિર્મળ વ્હેતાં નીર જોતાં જોતાં યૌવનના મધુરાં સ્મરણથી તાજા થઈ એમની હ્રદયવીણામાંથી કોઇ અવનવા જ અને

કાનની દૂરતાથી અધિક કોમળ બનેલા સૂર નીકળશે " રવિન્દ્રનાથના સત્કાર માટે આથી વિશેષ ભાન અને ભાવનાવાળા કયા વાક્યો હોઇ શકે ? આ અતિ સુન્દર અને કોમળ ભાન બીજી કઇ લલિત ભાષામાં નહીં લખાય ? પ્રૉફેસર આનન્દશંકરભાઇએ પોતાની નૈસર્ગિક મૃદુતાથી બીજા પક્ષે અમદાવાદમાં આ પરિષદની ભાવના ઉપજાવનાર અમ્હારા સ્વર્ગસ્થ વિદ્વાન્ મિત્ર ભાઇ રણજિતરામ અને પ્રથમ પરિષદના પ્રમુખ મહાશયની અવિસ્મરણીય આકૃતિના સ્મરણો કરાવ્યાં પણ સાથે 'ન ભૂલાતું તું ભૂલી જા' ની પ્રકૃતિની ક્રૂર-દયાળુ આજ્ઞાને અનુસરવાનો ઉપદેશ દીધો. આ પરિષદે આટલો સ્નેહભાવ દર્શાવ્યો-સ્વાગતમંડળીના પ્રમુખ ને મુખેથી-તે યોગ્ય થયું છે પરન્તુ અમ્હારૂં એવું માનવું છે કે સાહિત્યના પ્રદેશમાં અને તેના ઉચ્ચ વિકાસમાં સતતતાથી ભાગ લેનાર જનો માટે પરિષદે મ્હોની મીમાંસાથી વધારે સંગીન પગલાં લેવાની જરૂર છે. ભાઇ રણજિતરામ માટે પરિષદે અવશ્ય કંઇ વિશેષ કરવાની અગત્ય છે. પણ પરિષદની ઉદાસીનતા એ ના સ્હમજી શકાય તેવું કોઇ ગૂઢ રહસ્ય છે. પ્રૉ. આનન્દશંકરભાઇએ પોતાના ભાષણમાં ત્રણ અમૂલ્ય સૂચનાઓ કરી છે. ગુજરાતી સાહિત્ય પરિષદના સંચાલકોએ એ ઉપર પોતાનું ધ્યાન જરૂર દોરવું જોઇએ. પ્રથમ સૂચના એ કરી છે કે 'આ ફરિયાદ થાય છે કે નર્મદાશંકર અને ટેનરના પ્રથમ પ્રયત્ન પછી ગુજરાતી ભાષાનો એકે સારો કોષ થયો નથી, અને એકે સારૂં વ્યાકરણ થયું નથી.' 'આ સ્થિતિમાં ગુજરાતી ભાષાનો કોષ તેમ જ વ્યાકરણ '*Comparative Method*' યાને તે તે ભાષાના સાધર્મ્ય-વૈધર્મ્ય નિરૂપણ થાય તો જ તે વર્તમાન સમયને યોગ્ય ગણાય.' બીજી સૂચના "તે કરતાં પણ વધારે મહત્ત્વની ખામી સારા ઇતિહાસની છે. ગુજરાતના બાળકો રસથી વાંચી શકે, એના વિદ્વાનો સૂક્ષ્મતાથી મનન કરી શકે, અને સામાન્ય પ્રજા ઉત્સાહ અને સ્વભૂમિનું અભિમાન પામી શકે-એવા વિવિધ જાતના ઇતિહાસના પુસ્તકો ઉત્પન્ન થવાની જરૂર છે." અને તે માટે "પ્રાચીન ગુજરાતી પ્રકાશક મંડળી એ ગુજરાતી વ્યાકરણ કોષ અને ભાષાશાસ્ત્ર રચાવે-પ્રાચીન હસ્તલિખિત પુસ્તકોનો સંગ્રહ કરે અને એની 'ગાઇડ' યાને સૂચીપત્ર બનાવરાવે. બીજી પ્રાચીન ગુજરાત અને તેને લગતા હિન્દુસ્થાનના ઇતિહાસની પ્રકાશક અને સંશોધક મંડળી. ત્રીજી માગણી એક વિજ્ઞાનપ્રસારક મંડળી માટે અમે કરીએ છીએ.' પ્રૉફેસર આનંદશંકરભાઇ આ સર્વને 'આપણી પાસે ગૂજરાતના જૂના લ્હેણાં છે' કહી નવા યુગના નવા જીવનની એક મ્હોટામાં મ્હોટી આકાંક્ષા તરીકે 'ગુજરાતી કૉલેજ'ની અગત્ય જણાવે છે. આ સૂચનાઓ એટલા મહત્ત્વની છે કે તે સર્વ આચારમાં મૂકવા માટે ઘણા સતત અને ભગીરથ પ્રયાસ અને સાધનોની જરૂર પડશે અને તેની પુરેપુરી સિદ્ધિ માટે યુવાન અને વૃદ્ધ સાક્ષરો અને સાધારણ જનસમાજ અને લક્ષાધિપતિઓ અભ્યાસકો-વિચારકો ને કાર્યવાહકો એ સર્વેનો એક સામટો ઉલ્લાસભર્યો સહકાર જ જરૂરનો ગણાઈ શકાય. સાહિત્યપરિષદ-ભંડોળ કમિટી તરફથી જેમ જેમ સાધનો ઉભાં થતાં જાય તેમ તેમ કોષ વ્યાકરણ અને ઇતિહાસ માટે ન્હાના પાયા ઉપર પણ અભ્યાસકોને દ્રવ્યની સહાય આપી રોકવાની જરૂર છે અને

બીજી પાસથી ગુજરાતી કૉલેજની સ્થાપના માટે દ્રવ્યની ઉઘરાણી શરૂ કરવી જોઇએ ગુજરાતી કૉલેજની સ્થાપના માટે કે કોષ, વ્યાકરણ અને ઇતિહાસના સંશોધિત પુસ્તકો તૈયાર કરાવવા માટે સાક્ષરોએ પોતાના પદ ઉપરથી જરાક નીચે ઉતરવું પડશે અને જનસમાજને નમ્રતાપૂર્વક સ્હમજાવી લેવી પડશે ગુજરાતી કૉલેજ માટે પરિષદે ખાસ ઠરાવ કર્યો અને તે માટે કમિટી પણ નીમી છે એ સારી વાત છે અમ્હે ઇચ્છીએ છીએ કે એ કાર્ય જરા વિશેષ વેગથી વધે અને બીજી પરિષદ્ ભાવનગરમાં મળે તે સમયે આપણે ઘણી સારી રીતે વ્યવહારમાં આગળ વધ્યા હોઇએ આ યોજના સાથે અમ્હે સંપૂર્ણ રીતે સંમત છીએ અને ગુજરાતી ભાઇઓ દેશપરદેશમાં જ્યાં જ્યાં વિખરાયના વેરાયના વાસો કરી રહ્યા હોય તે સર્વને વિનતિ કરીએ છીએ કે માતૃભાષા ગુજરાતીના સરસ્વતીમન્દિરે ત્હમે ત્હમારો યથા યોગ્ય ફાળો આપવામાં પછાત પડશો નહિ વિજ્ઞાન પ્રસારક મંડળીની પણ બહુ અગત્ય છે આમ ઘણી મહત્ત્વવાળી ગંભીર સૂચનાઓ ડૉ આનન્દશંકરભાઇના ભાષણમાં છે અને આપણે ઇચ્છીશું કે તે સર્વને સિદ્ધિ મળો.

પરિષદ્‌ના પ્રમુખ મહારાવ રા બ હરગોવિન્દદાસ કાંટાવાળાનું ભાષણ અતિ લાંબુ અને શ્રોતાઓને કંઈક નિરસ પણ વધારે લાગે એવું હતું સાહિત્યપરિષદ્‌ના પ્રમુખનું ભાષણ જે અપ્રતિહત વિદ્વત્તા અને ગૌરવવાળું અને પ્રતિભાશાલી હોવું જોઇએ એવું એ ન હતું તેમ બીજી રીતે જોઈએ તો કેવળ જનસમાજને જ માટે લખાયલો એ એક સાધારણ સરળ નિબંધ હતો અને તે દૃષ્ટિથી જોતા તેમાં વીગતો ભરચક હતી પણ ગુજરાતના અગ્ર સાક્ષરોના લેખોમાં કે વિચારોમાં કે આચરણોમાં જ્યારે યુવાનવર્ગ તરફ ન સહિ શકાય તેવી અને આગળ વધીને કહીએ તો તિરસ્કારને જ યોગ્ય એવી અસહિષ્ણુતા ડગલેને ડગલે બતાવવામાં આવે છે ત્યારે રા બ કાંટાવાળાના ભાષણમાં યુવાનોનો સત્કાર મનાયો છે અમના ભાષણમા કાર્ય કરવા તરફની એમની પ્રબળ લાગણી તરી આવે છે કાર્યસિદ્ધિ તરફ, એમનું લક્ષ્ય વધારે જાય છે ભાષણના અંત ભાગે એમણે કરેલી સૂચનાઓ ધ્યાનમાં લેવા જેવી છે અને પ્રૉફેસર આનન્દશંકરભાઇએ કરેલી ત્રણે સૂચનાઓએ તેમાં યોગ્ય સ્થાન મેળવ્યું છે એ ઉપરાન્ત બીજી પણ કેટલીક લક્ષ્યમા લેવા જેવી સૂચનાઓ છે

હવે વિભાગી પરિષદ્‌ના ત્રણે પ્રમુખોના વિદ્વત્તાભર્યાં ભાષણોની ટુંકી નોંધ લઇએ

પ્રથમ રા બ રમણભાઇનું ભાષણ તપાસીએ રા બ રમણભાઇના વિસ્તૃત ભાષણમાં સાહિત્યપરિષદનું ધ્યેય શું હોવું જોઇએ, તેનો કાર્યક્રમ કેટલો વિશાળ હોવો જોઇએ, પરિષદ્‌માં કેવા અને કયા પ્રકારના શિષ્ટ સાહિત્યને સ્થાન હોઈ તેની ચર્ચા હોવી જોઇએ, એ વિગેરેની બહુ ગંભીર અને ઉપયોગી ચર્ચા ત્હેમને કરી છે રા બ રમણભાઈ કહે છે કે, "કલ્પના અને રસિકતાના વિષયો સિવાય અન્ય વિષયોના ગ્રન્થો ઉત્તમતાવાળા હોય તેમાં પદાર્થવિજ્ઞાન, વૈદક અને અર્થશાસ્ત્ર આદિ વિષયોનો સાહિત્યમાં સમાવેશ થતો નથી કારણ કે સાહિત્યમાં બુદ્ધિમય અને ભાવમય સ્થિતિઓના રૂચિકર ચિત્ર હોય છે ત્યારે વિજ્ઞાન ( *Science* ) માં બુદ્ધિહીન અને ભાવહીન વસ્તુઓના સ્થૂલ વર્ણન હોય છે તેથી વિજ્ઞાનની ઉપયોગીતા ઘણી

હોવા છતા વિદ્વાન ઘા ગ્રન્થોનો 'સાહિત્ય' પદમા સમાવેશ કરવામા આવતો નથી" આ જ ધોરણે ઇતિહાસ સબંધમા પણ 'ઇતિહાસના જે ગ્રન્થોમા માત્ર બનાવોનો સગ્રહ પ્રકટ કર્યો હોય અને બનાવો પાછળ રહેલો સદેશો દર્શાવેલો ના હોય તે ગ્રન્થો સાહિત્યમાથી નીકળી જાય છે" એમ કહે છે" જે ગ્રન્થોમા કુદરતની હકીકત, અગાધતા, અચેતના, અને અસાધ્યતાની અવધિ સુધી પહોચાડીને દેખાડેલી હોય છે, જે ગ્રન્થોમા કુદરતના પદાર્થોના છેક અદરના અને છેક બહારના સ્વરૂપ વચ્ચેના સબન્ધમા તથા અતરમા રહેલી સૂક્ષ્મતાની આલતા અને અગ્રાલતા પ્રકટ કરેલી હોય હોય છે મનુષ્યના મનની ભાવનાઓનુ રહસ્ય અને કુદરતનુ રહસ્ય એ બન્ને પ્રકારના રહસ્યો દર્શાવના ૨ ગ્રન્થોનો સાહિત્યમા સમાવેશ થાય છે" આમ કયા ગ્રન્થોની સાહિત્યમા ગણત્રી થઈ શકે અને થઇ ના શકે એની પૂર્ણ વ્યાખ્યા દર્શાવી છે આપણા ગુજરાતમા એક એવી સમજ છે કે જે લેખ કે જે પુસ્તકની ભાષા સાધારણ જનસમાજથી સમજી શકાય નહિ તે લેખ કે પુસ્તક લગભગ નિર્માલ્ય જ ગણાવુ જોઇએ અને આના અભિપ્રાયને બહુ ખેદનો વિષય છે કે ગુજરાતના કેટલાક શિક્ષિત અને સારા લેખકો પણ પોષણ આપે છે સારે ગુજરાતમા બીજો એક ન્હાનો વર્ગ એવો પણ છે કે જેમને લેખ લખવાનુ મન થતા લેખ લખે અને સાક્ષરમડળમાં તે ખ્યાતિ પામે તેટલા માટે તેમા વિચાર અને શુદ્ધ શૈલીને ગૌણ સ્થાન આપી કેવળ સસ્કૃત કે ફારસી શબ્દોનો જ ભડાર ભરે છે પોતાને સસ્કૃત કે ફાર સીનુ થોડુ ઘણુ જ્ઞાન હોય, તે શબ્દોની મૂળ જોડણી પણ બરાબર ખબર ના હોય તોયે પોતાના લેખમા કે પુસ્તકમા વિના સકોચે તે શબ્દો વાપર્યાં જ જાય છે આ વર્ગોને ર બ રમણભાઇએ સચોટ ઉત્તર આપ્યા છે ઉન્નત ભાવવાળા અને સુદર કલ્પનાવાળા રસિક કાવ્યો વિગેરે કેવળ સાદી જ ભાષામા લખાવા જોઇએ કે અમ્હારા લખેના લેખ કે કાવ્યો શિષ્ટ ગણાય એ માટે તેમા કૃત્રિમ રીતે સસ્કૃત અગર ફારસી શબ્દો ઘુસાડવા જોઇએ એ બન્ને સમજો ગેરસમજની અને પોતાના અજ્ઞાનના પરિણામની છે રા બ રમણભાઈ કહે છે તેમ 'તેમને નડે છે તે ભાષા સમજવાની અશક્તિ નહિ પણ વિચાર ગ્રહણ કરવાની અશક્તિ ભાષાની મગદૂર વિચાર પ્રમાણે હોય છે, અને વિચાર સાદા ન હોય ત્યા ભાષા સાદી હોઇ શકતી નથી બધા વિચાર સાદા હોઇ શકતા નથી"

ઇતિહાસ વિભાગના અધ્યક્ષ પ્રૉ બળવતરાય ઠાકોરનુ ભાષણ પણ પરિષદ્‌ને યોગ્ય અને ગૌરવ અપાવે એવુ જ હતુ ઉડા અભ્યાસની અને વિદ્વત્તાની એમા ઉણપ ન હતી અને ઇતિહાસના વિષયને આપણે જે બેદરકારી રીતે ચર્ચીએ છીએ તે સબન્ધમાં પ્રૉ ઠાકોરે ઠીક જ કહ્યુ છે કે 'ગુજરાતી વાઙ્‌મયમા ઇતિહાસનુ સ્વતત્ર લખાણ કરીએ ગણીએ એવુ હજી થોડુ જ થયેલ જણાય છે' આપણી પ્રાથમિક નિશાળોના ધોરણ માટેથી માડીને સાહિત્યમા જેની ગણના થઇ શકે એવા સારા અને શિષ્ટ ઐતિહાસિક પુસ્તકો આપણે ત્યા નથી જ એમ કહીએ તો ચાલે આવી સ્થિતિમા પ્રૉ ઠાકોરે સ્વર્ગસ્થ પડિત ભગવાનલાલ ઇંદ્રજીના નામનુ સ્મરણ કરી તેમને જે અભિનન્દન આપ્યા છે તે યોગ્ય જ કર્યુ છે



સમાલોચક,] રા. બ. રમણભાઈ મહિપતરામ નીલકંઠ, [એપ્રીલ ૭ સ ૧૯૨૦

બી. એ. એલએલ. બી.

સાહિત્ય વિભાગના પ્રમુખ—છઠ્ઠી ગુજરાતી સાહિત્ય પરિષદ, અમદાવાદ

ખાસ છબી લેનાર ગુજરાત ફોટો આર્ટ ગેલેરી, અમદાવાદ]



સમાલોચક, ] પ્રૉ બળવંતરાય કલ્યાણરાય ઠાકોર, બી એ [ એપ્રીલ, ઇ સ ૧૯૨૦
ઇતિહાસ વિભાગના પ્રમુખ, છઠ્ઠી ગુજરાતી સાહિત્ય પરિષદ, અમદાવાદ



સમાલોચક ] પ્રૉ સાકળચદ જેહાભાઈ શાહ, એમ એ [ એપ્રીલ, ઇ સ ૧૯૨૦
વિજ્ઞાન વિભાગના પ્રમુખ, શ્રી ગુજરાતી સાહિત્ય પરિષદ, અમદાવાદ
ખાસ છબી લેનાર રા એસ ડી પ્રધાન, મુબાઈ ] —કૉપીરાઇટ

ભગવાનલાલ પંડિતના ઇતિહાસના વિષયમા શોધખોળના પ્રયાસો ઘણા સ્તુત્ય હતા પંડિત ભગવાનલાલના પ્રયાસો બહુ શ્રમવાળા અને સતત હતા અને શોધખોળનો વિષય જ એવો કંટાળાભર્યો છે કે જેમનામા દૃઢતા અને ધૈર્ય તથા ખન્ત ઉદ્યોગ હોય તે જ આવા કાર્યને માટે લાયક થઇ શકે, આમ પંડિતજીનામા આ ગુણ હતા અને પરિણામે ઐતિહાસિક શોધખોળમા સ્વતન્ત્ર રીતે તેમણે જે કાર્ય કર્યું છે તેના પરિણામે એમણે આજ પોતાનુ નામ કાયથી અમર કર્યું છે ગુજરાતમા આજ ભગવાનલાલ નથી કે નવા યુગના રણછોડરામ પણ નથી એ ગુજરાતનુ દુર્ભાગ્ય છે સાહિત્ય-પરિષદ્ આવા અભ્યાસકો ઉભા ના કરી શકે શુ ? પ્રૉ ઠાકોર કહે છે કે ' ગુજરાત અને હિન્દ બન્નેનો હવે શાસ્ત્રીય ઇતિહાસ રચાવાનો આરંભ થવો જોઇએ શુ પ્રૉફેસર સાહેબ પોતે જ આ કાર્ય ઉપાડી ના શકે ? વર્તમાન ગુજરાતમા એમનુ સ્થાન બહુ ઉંચુ છે અને એમને જે સાધન સાધનો પ્રાપ્ત થઇ શકે અને પોતે જાતે આ કાર્ય ખન્તથી ઉપાડે તો અમ્હે ધારીએ છીએ કે પરિણામ બહુ સારૂ જ આવશે બંગાળના જદુનાથ સરકારની માફક આપણા ગુજરાતમા આજ કોઈ ઐતિહાસિક અન્વેષણ કરનાર આગળી જન નથી એ ઓછો એનો વિષય નથી પ્રૉ ઠાકોરના ભાષણનો મ્હોટો ભાગ મુસલમાની રાજ્યસત્તાસાથે સમન્ધ ધરાવે છે તે પૂર્વના કાળના કે પછીના કાળના વિષેો સમન્ધમા જાણવા યોગ્ય ઉલ્લેખ નથી ગુજરાતમા આ વિદ્વાન્ રત્ન કહે છે તેમ ઐતિહાસિક શાસ્ત્રીય અન્વેષણની મ્હોટી ઉણપ છે અને એ ખોટ પુરી પાડવા માટે અમ્હારે કહેવુ જોઇએ કે નથી સરકારે કે નથી કોઈ જાહેરસંસ્થાએ કે નથી કોઇ વિદ્વાન્ પુરૂષ ખન્તીના અને આગ્રહી પ્રયત્નો કર્યા છુટક છવાયા ભાગ્યા તૂટ્યા અપુરા સાધનોથી જે પ્રયત્નો થયા છે કે થાય છે તેમા બહુ સત્વ ના હોઈ શકે એ કહેવાની જરૂર નથી પ્રૉ ઠાકોર કહે છે તેમ શિવાજી અને ઝવસાન અને અકબર આલમશાહના ચિત્રો તેનાં ખરા સ્વરૂપમા ચિતરાયા નથી અને એકપક્ષીય સાધનોથી જે હકીકતો પ્રજામા મુકાઈ છે તેથી અન્યાય થયો છે જેવી રીતે મુસલમાની ઇતિહાસકારોએ ' પોતાની આપવડાઇમા ઘણી વિગતો ખોટી લખી છે, દરેક લ્હડાઇમા પોતે જીત્યાનુ જ લખે છે, દુશ્મનોને ભાંડ્યા જ છે, અને આખા અહેવાલને દીનના વિજયની વાવટામા લપેટી લીધો છે, અને ઢાકેગે ઉપરના દ્વેષની બાજે તરમોડ કર્યો છે' અને પરિણામે ઘણો અધુરો ઇતિહાસ રજુ થયો છે, તે જ પ્રમાણે આપણી અંગ્રેજી રાજ્યસત્તાના પ્રથમ કાળના ઇતિહાસમાં પણ કેમ નહિ થયુ હોય ? એ વીગત પણ ફરી ઉકેલી જોવાની જરૂર છે નવા યુગની નવી જીવનજાગૃતિ સાથે પ્રજા માથી નવા ખન્તીના ઇતિહાસકારો જન્મ પામે એ ઘણુ ઇચ્છવા યોગ્ય છે પ્રૉ ઠાકોર આ નવી દિશા જોઈ શક્યા છે અને અમ્હે આશા રાખીએ છીએ કે એમણે દર્શાવેલી ઇચ્છા ફલીભૂત નીવડે પ્રૉ ઠાકોરનો શિક્ષણ વિષય ઇતિહાસ જ છે અને એમના આગ્રહી સ્વભાવ પ્રમાણે એમણે જે નિરૂપણ કર્યું છે તે ખરે જ વિચારને યોગ્ય હોઇ પ્રત્યેક ગુજરાતીએ વાંચવા વિચારવા જેવુ છે ગુજરાતની પાછલી સદીઓમા ગુજરાતના રાજકીય, સામાજીક અને આર્થિક જીવન કેવાં હતા, એ જીવનમા કેટલો રસ હતો અને શુ શુ સત્વો પ્રજાને ઉન્નતિકારક અને અવનતિકારક

હતા એવી અનેક બાબતોનો ઇતિહાસ આપણે ત્યા નથી જ એમ કહીએ તો ચાને ગુજરાતના અને કાઠીયાવાડના ન્હાના મ્હોટા દેશીરાજ્યોના પરસ્પરના સમન્ધ અને રાજ્યવ્યવહાર કેવા કઢવામીય હતા તે પણ જાણવાની જરૂર છે છુટક છવાયા અડધા આખા ચિત્રો અસંકલિત ઇતિહાસની ગરજ સારી શકે નહિ પ્રૉ ઠાકોરે એટલા જ માટે વ્યવસ્થિત ધોરણપર ગુજરાત–કાઠીયાવાડના અને હિન્દના ઇતિહાસ શાસ્ત્રીય અન્વેષણોની મદદથી રચાવાની જરૂર ગણી છે તે યોગ્ય જ કર્યું છે

ત્રીજા વિભાગમા વિજ્ઞાનનો વિષય હતો આ વિભાગના પ્રમુખ તરીકે પ્રૉ સાકળચંદ છોટાભાઈ શાહ હતા ગુજરાતના અભિમાનને યોગ્ય પ્રૉ ત્રિભોવનદાસ ગજ્જરના શિષ્ય તરીકે શ્રી સાકળચંદ જાણીતા છે પ્રૉ ગજ્જરની સાથેના લાબા સમયના પરિચયથી એ ભાઈ વિજ્ઞાનના વિષયમા સારો રસ લે છે બીજા બધા વિષયો કરતા વિજ્ઞાનનો વિષય લોકદ્રષ્ટિયા ઘણો ઓછો રસભર્યો હોવાથી અને જનસમાજમા વિજ્ઞાન સબન્ધમા ઓછુ જ્ઞાન હોવાના પરિણામે ઘણા જ થોડા ગુજરાતીભાઇઓ એમા શુદ્ધ રસ ધરાવે છે પણ એ ગણતરીની થોડી સખ્યામા પણ જે ભાઇઓ આજ કામ કરે છે અને કામ કરવા ઉત્સાહ ધરાવે છે એમા પ્રૉ સાકળચંદ પણ એક છે બહુ ગરીબ સ્વભાવના અને કામ કરવાની વૃત્તિવાળા તથા શાન્ત પ્રકૃતિવાળા પ્રૉ શાહને આ વિભાગી પરિષદના પ્રમુખ તરીકે નીમી ગુજરાતીઓએ ત્હેમની સેવાનો યોગ્ય રીતે સત્કાર કર્યો છે શ્રી સાકળચંદનુ ભાષણ એ સાહિત્યના ઐતિહાસિક અન્વેષણોથી ભરપૂર ન હતુ કે બહુ વિદ્વત્તાભર્યુ ન હતુ પરન્તુ અત્યારે જનસમાજમા એ વિષય વધારે લોકપ્રિય થાય અને પ્રજા એમા રસ લેતા શીખે એટના માટે બની શકે એટલી સરલ અને સાદી ભાષામા વિજ્ઞાનની આવશ્યકતા સમજાવતુ હતુ એમનુ માનવુ એવુ છે અને તે યથાર્થ જ છે કે 'વિજ્ઞાનનુ જ્ઞાન આપણી ભાષા મારફતે જનસમાજને મળે તેવી આપણે તજવીજ કરવી જોઇએ' અને તે માટે ગુજરાતીમા વિજ્ઞાનને લગતો પારિભાષિક કોષ તૈયાર કરાવી વિજ્ઞાનના પુસ્તકોના ભાષાન્તર કરવા કરાવવાનુ અને સ્વતત્ર પુસ્તકો લખવા લખાવવાનુ કામ હાથ ધરવુ જોઇએ આ સૂચના જેટલી ઉપયોગી અને સગીન તત્ત્વવાળી છે તેટલી જ વ્યવહારૂ પણ છે સાહિત્યપરિષદની ભડોળ કમિટિતરફથી પુસ્તકો બહાર પડે છે તે અમ્હારે સપૂર્ણ માન સાથે કહેવુ પડે છે કે સાધારણ પુસ્તકપ્રસારક મડળીઓ જે કામ કરે છે તેવા પ્રકારના જ હોય છે તેને ઠેકાણે ઇતિહાસ અને વિજ્ઞાનના શાસ્ત્રીય અન્વેષણોમાટે જો એ ફડમાથી રકમો ફાજલ પાડી વર્ષે વિસે એક એક પુસ્તક પણ બહાર પાડી શકાય એવી વ્યવસ્થા થાય તો વધારે ઠીક થશે પ્રૉ શાહના ટૂકા ભાષણમા આ બે મુખ્ય સૂચનાઓ કરી છે

આમ પરિષદના જુદા જુદા પ્રમુખોના ભાષણો એક અગર બીજી દ્દષ્ટિએ જોતાં ઉપયોગી તત્ત્વોથી લખાયા હતા અને ગુજરાતીઓને કે જેમને પોતાના પ્રાન્તની અનેકદેશીય સાહિત્યપ્રવૃત્તિ કરવાની વૃત્તિ છે તેમને જાણવા વિચારવાયોગ્ય અને માર્ગદર્શક સૂચનાઓ એમા છે આ સર્વ સૂચનામા તાત્કાલિક હાથમાં લેવા યોગ્ય પ્રૉ આનદશકરભાઇ 'ગુજરાતી કૉલેજ'ની છે

કમનાના પ્રેસ ૨ ૨–૦–૦ એન એમ ત્રિપાઠી એન્ડ કપની, મુંબાઇ.

પરિષદ્‌ના બીજા વિભાગોના ભાષણો કે લેખો સાભળવા જવાની અનુકૂળતા સચવાઈ નહિં હોવાથી સાહિત્યના વિભાગમાં જે લેખો વચાયા હતા તે સબન્ધમા અમ્હારે ઘણા નમ્ર ભાવે વખનાની જરૂર લાગે છે સાહિત્યપરિષદ્‌ના ઉચ્ચ ગારવને છાજે તેવા નિબધો પરિષ્‌ મા–અમુક નિબન્ધો બાદ કરીએ તો–વચાયા નથી જાણીતા વિદ્વાન્ લેખક રા મણિલાલ સામળદાસ દ્વિવેદી તથા રા સાકરલાલ અમૃતલાલ દવે જેવા ગુજરાતના શિષ્ટ લેખકોના ઉત્તમ નિબધો પરિષદ્‌મા વચાય નહિ અને 'કવિ પયગમ્બર' જેવા નિર્માલ્ય લેખો વચાય એ નિબધોના પરીક્ષક મડળની પરીક્ષક વૃત્તિ માટેનુ માન ઓછુ કરાવે છે કોઇ પણ જાતના પક્ષપાત વિના કેવળ સારા જ અને ઉપયોગી જ લેખો પરિષ્‌મા વચાય એ જ યોગ્ય ગણાવુ જોઇએ મ ભાઇ રણછોડલાલની પરીક્ષક અને નિષ્પક્ષપાતી વૃત્તિનો સ્વીકાર થવાને કેમણે નિર્માલ્ય વિષયો વચાય એ બીનકુન ન છાજતું જ કહી શકાય.

પરિષદે પસાર કરેલા ઠરાવો પૈકી એક ઘણો ઉપયોગી ઠરાવ 'ગુજરાતી કૉલેજની સ્થાપનાનો હતો કોઇ પણ જાતના વરવાવા વિના એક વિચાર તરીકે અમ્હે ત્હેને સપૂર્ણ સમતિ આપીએ છીએ પરિષદે એ સબધમા નિમેલુ કાયવાહી મડળ પુ તેજથી આગ્રહી મનને તો આપણે આશા રાખીશુ કે થોડા જ વખતમા એ વિચાર આચારમાં મુકાયલો આપણે જોઇ શકીશુ પણ આ લેખના પૂર્વ ભાગમાં અમ્હે કહ્યું છે તે પ્રમાણે સાક્ષરોએ પોતાની વિદ્વત્તાનો સદુપયોગ કરવો પડશે અને સમસ્ત ગુજરાતીઓના સાંગોપાંગ અને અસ્ખલિત સહકાર માટે અવિરત તનતોડ શ્રમ ઉઠાવવો પડશે. જ સમાજને તુચ્છકારી કરાશે નહિં કે છતનું સામતોલપણુ ખોના દેવાશે નહિં

પરિષદ્ સાથે સાહિત્યકલાનુ પ્રદર્શન ભરવામા આવ્યુ હતુ અને સાહિત્યકલાના મુખાઈના રસિક નાગરિક ગે પુરૂષોત્તમ વિશ્રામ માવજીને હાથે એ ખુલ્લુ મુકવાની ક્રિયા કરવામા આવી હતી ગુજરાતમાંથી કેટલાક નવા ચિત્રકારોના ચિત્રો એમા દૃષ્ટિએ પડતા હતા સાહિત્યના વિભાગમા પણ કેટલાક હસ્તલિખિત લેખો વિગેરે પણ હતા. વ્યવસ્થિત કરેલી આ યોજના માટે તેના સચાલકોને આપણે અભિનદન આપીશુ

આમ લાંબે કાળે પણ પરિષદ્‌નું સમેલન યોજાયુ અને સાંગોપાગ રીતે તેની પૂર્ણાહુતિ થએલી જોઇને અમ્હને સતોષ થાય છે પરન્તુ સુરતની પરિષદ્‌નો ઉત્સાહ અને કાર્યદક્ષતા તથા નિબન્ધોના પ્રકાર જેવા ન હતા એ એક મહાકવિની કથા સાથે વિદ્વાન્ સાક્ષરોએ યુવાન સાહિત્ય પ્રેમીઓ તરફ દર્શાવેલી ન ઇચ્છવા યોગ્ય મનોવૃત્તિનુ લક્ષણ પણ જોડનાની અમ્હને જરૂર જણાય છે અમ્હે તો હૃદયથી એ જ ઇચ્છીએ છીએ કે અમ્હારા અનુભવી અને શાણા વિદ્વાન્ સાક્ષરોએ યુવાન વર્ગ તરફ કાં તો વધારે સમભાવ અને સમતોલપણુ બતાવવુ અગર તો પરિષદ્‌ના સમારભના આમત્રણ ફક્ત પોતાના જ મતને અનુકૂળ થાય એવા બુદ્ધિ-માન જનોને જ ભવિષ્યમા મોકલવાં જોઇએ–એવી કોઈ નીતિનો સ્વીકાર કરે સહકારમા જો-હુકમી ચાલતી નથી આમત્રિત અતિથિઓનો સત્કાર જોહુકમી અને વિવેકભ્રષ્ટ થયાથી સચવાતો નથી માતૃભૂમિ ગુજરાતના સરસ્વતીમંદિરમા જવાનો હક્ક સાર્વજનિક હોવો જોઇએ, મુઠીભર વ્યક્તિઓનો નહિં

# ભાષાની ખીલવણી.

લેખક—રા રામપ્રસાદ નંદરાય દેસાઈ, બી એ ( ઓનર્સ )

**ભાષાની ઉન્નતિ અને દેશોન્નતિનો સબંધ**—દેશની ઉન્નતિનો અને ભાષાની ઉન્નતિનો સબંધ ગાઢો છે કોઈ પણ દેશે પોતાની ઉન્નતિ અન્ય ભાષાદ્વારાએ કરી નથી. એનો અર્થ એમ નહિ કે અન્ય ભાષાનુ જ્ઞાન નિરર્થક છે અન્ય ભાષાનુ જ્ઞાન, સ્વભાષાની અંદર જ્યારે ફેરવાય છે અને તે ભાષામા દર્શાવેલી લાગણીઓ આપણી ભાષામા ઉતારવામાં આવે છે ત્યારે જે અસર ઉત્પન્ન થાય છે તે અસર પહેલા ઉત્પન્ન થએલી અસર કરતા જુદી જ છે વળી અન્ય ભાષાનુ સાહિત્ય સારી કોટીનુ હોય, અને એ સાહિત્યનો ઉપયોગ થોડા જ સમજનારાઓ કરે તો તેથી વાસ્તવિક રીતે દેશમા ઉંડી અસર થાય નહિ, અને એ ઉચ્ચ સાહિત્યનુ જ્ઞાન થોડાકને જ મળવાથી, અને તેનો પ્રચાર બરોબર નહિ થવાથી જો કે નિષ્ફળ તો ન જાય, તો પણ સફળ તો ન જ કહેવાય એક આખી પ્રજા પરદેશની ભાષા શીખે, અને દેશની ભાષા ભૂલી જાય, તેનો જ ઠેરઠેર ઉપયોગ કરે એ અસંભવિત છે પ્રત્યેક દેશહિતૈષી સાહિત્યપ્રેમી જનની ફરજ એ છે કે જો તે અન્ય ભાષામા ઉચ્ચતર સાહિત્ય જુએ, તો તેથી પોતાની ભાષાની અવગણના ન કરે પણ સ્વભાષાની ઉન્નતિનો પ્રયાસ એ-દ્વારાએ આદરે જો આ પ્રમાણે થાય તો ભાષા તથા દેશવાસી બધુઓની સ્થિતિ પણ સુધરે.

**ભાષા અને ઉન્નતિનો સવાલ** હિન્દને માટે અત્યારે ખાસ અગત્યનો છે આ બાબતમા હજી હિન્દવાસીઓ એક મત થયા નથી પરદેશની ભાષાનો મોહ, પરદેશી રીતરિવાજોનો મોહ, એ મોહની મદિરાએ આપણી ઉપર ઘણી જ અસર કરી છે કે એના નિશામા આપણે આપણુ ગૃહ જોઈ શકતા નથી, પણ બીજાને ઘેર જઇ બારણુ ઠોકીએ છીએ અને અન્દર ઘુસવાનો યત્ન કરીએ છીએ આપણે તો ઘુસવાને તૈયાર છીએ પણ તેઓ ઘુસવા દેશે કેમ? ઘુસવા પછી કઇ આપણી સ્થિતિ સુધરવાની? આપણને તેઓ કેવા ગણશે? આપણા ઉચ્ચારો જુદા પડે છે આપણા રીતરિવાજો જુદા પડે છે, આપણા આચાર જુદા છે, આપણી વિચાર રીતિ જુદી છે આટલી આટલી વિષમતા અને અસમાનતા છતા, સમાનતા લાવવાનો યત્ન, દરી-આના પાણીને મીઠુ કરવાના યત્ન જેવો કેમ ન કહેવાય?

**સ્વભાષાની ઉન્નતિ** આપણી ભાષામા સાહિત્ય સારૂ નથી, આપણી ભાષા જુસ્સાદાર નથી આપણી ભાષા નમાલી છે, એમ બોલી એ ભાષાની અવગણના કરવી એ કઈ દેશહિતૈષીને છાજે નહિ પોતાની ઝુપડી સામાની હવેલી જોઇને તોડી પાડવી એ મુર્ખાઈ છે હવેલીવાળા આપણને તેમા વસવા દે નહિ પોતાની માતામા કઇક ખામી હોય માટે અન્યને કંઇ માતા બનાવી શકાય નહિ બનાવ્યાથી સહજ સ્નેહ વહે નહિ

**સ્વભાષાથી જે ઉન્નતિ મળી** શકે અન્ય ભાષાદ્વારાએ નહિ કેટલાક હિંદ વાસીઓનુ એમ માનવુ છે કે હિંદના લોકો જ્યારે બધાએ ઇગ્રેજી ભાષાનો અગીકાર કરશે ત્યારે જ ઉન્નતિ થશે. આ કેવી ખોટી માન્યતા! કેટના વર્ષો આ સભવી શકે એમ છે? શુ એમ ઉન્નતિ થાય? જો એમ થતી હોય તો ક્રિશ્ચિયન થઇ ગએલા અને ઇગ્રેજીમા જ વાત કરતા હિંદીઓની ઉન્નતિ કયારનીએ થઇ ગઇ હોત ના, પણ એમ નથી ઇગ્રેજી ભાષાનુ સાહિત્ય વિશાળ છે, તે ઉચ્ચતર શ્રેણીનુ છે પણ તેથી કઈ આપણુ પોતાનુ તજી તેના જ ઉપાસક થવાથી આપણુ કશુ જ વળે નહિ એ સાહિત્ય તરફની માનની બુદ્ધિ સાથે સ્વભાષાના સાહિત્યની ઉન્નતિ કરવાનો ઉદ્દેશ વસવો જોઇએ આપણી ભાષા એવી કેમ ન થાય? આપણી ભાષા કેમ ન ખીલે? આપણે બીજાથી ઉતરતા નથી આપણી માનસિક શક્તિ પણ સબળ છે તો પછી આપણુ સાહિત્ય સારૂ કેમ ન થાય? યત્નની જરૂર છે, તનતોડ મહેનતની જરૂર છે **પોતાની ભાષાનુ સાહિત્ય ખીલી શકે એમ છે પણ તે ઉદ્દેશ હાથ ધરનારા માણસોની જરૂર છે.** વળી તેવા માણસોને હિમત તથા આશ્રય આપનારની જરૂર છે

**આપણી પાસે ભાષા ખીલવવાના માટે સાધનો ઘણા છે** આપણો ઇતિહાસ ઘણો જુનો છે આપણી પ્રજા પ્રાચીન છે આપણુ જ્ઞાનબળ વિશાળ છે એમ કહીને બેસી રહીએ તો કઇ વળે નહિ જુનુ જ્ઞાન અને નવુ જ્ઞાન—જ્ઞાનમા ઉમેરો થવાની જરૂર છે આપણુ આજનુ નવુ જ્ઞાન જુનુ જ્ઞાન થોડા જ વખતમા થાય છે માટે કાળને અનુકૂળ જ્ઞાન સપાદન કરવાની જરૂર છે

**જે અન્ય ભાષામા જુઓ તે સ્વભાષામા ઉતારવાનો યત્ન કરો.** ભાષાતરો અને તરજુમા લેખની કે કાવ્યની પૂર્ણ છાયા ઉતારી શકતા નથી એ વાત ખરી છે, પણ શરૂઆતમાં બધા લેખકો આત્મબળી હોઇ શકે નહી અન્યમાથી કઇક ગ્રહણ કરવુ પડે છે દેશકાલને અનુસાર, લેખકોએ પણ પોતાની રીતિ બદલવી જોઇએ ઇગ્રેજી ભાષા વિશાળ છે તો તેમાથી આપણી ભાષાની ઉન્નતિ કરવાને માટે પણ વિશાળ ક્ષેત્ર છે ભલે અન્ય ભાષા-**ઓમાથી લો, પણ સ્વભાષામા તે ઉતારો. તમે જેને ચાહો છો, જેને સારી શ્રેણીનુ ગણો છો, જેમા આનદ લોછો, તે આનદ તમારી જ ભાષા જાણનારા દેશબધુઓ લઈ શકે એવુ કરો.** તેથી પણ તમે દેશસેવા બજાવી શકશો ને તેથી પણ દેશોન્નતિ કરી શકશો.

ગુર્જરભાષા અને હિન્દુસ્તાનની બીજી ભાષાઓને અન્ય દેશની ભાષાઓ કરતા કઇક વિશેષ જ લાભ ઉઠાવવાની સગવડ છે ગુજરાતી, મરાઠી, હિન્દુસ્તાની, બગાળી, વિગેરે ભાષા-ઓનો સમન્વ થાય છે જો યત્ન કરે તો આ ભાષા બોલનારાઓ પરસ્પર એક બીજાને સમજી શકે ગુજરાતી ભાષા બોલનારાઓને મરાઠી, હિન્દુસ્તાની, બગાળી વિગેરેમાથી ગ્રહણ કરવુ સહેલુ થઇ પડશે

એ ભાષાઓમાંથી ભાષાંતર કરવા એ છ અંગ્રેજીમાંથી ભાષાંતર કરવા જેટલું અઘરું નથી ગુર્જર બંધુઓ રવીન્દ્રનાથ ટાગોરને માન આપે છે, તેમના કાવ્ય વખાણે છે પણ તે સર્વ, તેમના રૂપાન્તરમાં જ ઇંગ્રેજી ભાષાંતરો વાંચીને જ જો આટલો આનંદ એમની કૃતિઓમાંથી મળે તો મૂળ પુસ્તક વાંચવાથી કેટલો બધો મળે એ વિચારવા યોગ્ય છે અફસોસની વાત છે કે હજી પણ ગુજરાતીમાં સર રવીન્દ્રનાથ ટાગોરના પુસ્તકોના—એકાદ બે પુસ્તકોશિવાય—બાકીના પુસ્તકોના અનુવાદ બહાર પડ્યા નથી ઇંગ્રેજી ભાષામાં એ કવિની કૃતિઓ મળે, એ કવિનું માધુર્ય અન્ય ભાષ દ્વારાએ અપાય, તે કેટલાથી અપાય? ઇંગ્રેજી જાણનાર શિવાય કેટલા ગુજરાતીઓ એમની કૃતિ વિષે જાણે છે તે જ પ્રમાણે ચેટરજી દત્તવિગેરેના પુસ્તકોનું જાણવું બંગાળી ભાષામાંથી ઇંગ્રેજી ભાષામાં ભાષાંતર થાય અને એ મૂળ પુસ્તકની ખુબી જળવાય તો ગુર્જર ભાષામાં ભાષાંતરો કેમ ન થાય? ભણેલા ગુજરાતીઓ ઇંગ્લાંડના કવિઓ તથા લેખકોના નામમાળાના મણકા ગણતા હોય તેમ ગણી જશે, અને તેમના કયા કયા પુસ્તકો છે તે પણ કહેશે, પણ તેમને જ્યારે તેમની પોતાની જ ભાષાના પુસ્તકો વિષે પુછવામાં આવશે ત્યારે એ ચાર લેખકોના નામ પછી પૂર્ણવિરામ જ આવશે આવી સ્થિતિ જારી રહેવાથી ઉન્નતિ થશે નહિ **આપણી ભાષાનો સત્કાર જેમ બને તેમ વધારો કરો.** સ્વભાષાથી શરમાનારા કોઇપણ દિવસ ઉન્નતિ કરી શકશે નહિ આપણું સાહિત્ય સારૂં નથી, એ સાહિત્યની ખોટ પુરી પાડવાનો યત્ન કેમ કરતા નથી? એકી ટેવાથી એકદમ સાહિત્ય સુધરશે નહિ સાહિત્યની ઉન્નતિ કરવા માટે સાહિત્યકારોને ઉત્તેજન આપનારા મંડળોના પણ જરૂર છે ભાષાની ખીલવણી માટે પુસ્તકોનો પ્રચાર બહોળો થવો જોઇએ પુસ્તકોની કિંમત પન્દર કિંમત કરતાં ચારગણી રખાવી જોઈએ નહિ

પ્રેમાનંદ કવિએ વ્રત લીધું હતું તેનું માન લેનાર બધા હોય નહિ, પણ તેના અડધા ભાગની પણ ખંત રાખીને કામ કરનારા માણસો નિકળે તો ભાષાની ઉન્નતિ દૂર રહે નહિ.

ઇંગ્રેજીમાં દરેક કવિની કૃતિઓ જુદા જુદા પુસ્તકાકારે છપવામાં આવે છે આપણી ભાષામાં હજી પ્રેમાનંદ, શામળ ભટ, વિગેરેના કાવ્યો એ પ્રમાણે છપાયા નથી પ્રેમાનંદની ખુબીઓ નહિ પિછાણનાર ગુજરાતી, ગુજરાતી જ નથી શામળ ભટની વાર્તાઓ, અને એમના સાદી ભાષામાં મોજ ન માણનાર ગુજરાતી નથી દયારામની કૃષ્ણભક્તિના કાવ્યોમાં લીન ન થનાર ગુજરાતી નથી, નરનરામ, ખબરદાર, મનવારી વિગેરેની અંતરની ઊર્મિઓથી અંતર નહિ ભીંજવનાર ગુજરાતી નથી નર્મદની કૃતિ નહિ જાણનાર ગુજરાતી નથી. આં બધું ખરૂ પણ આપણને આવા કેટલા ગુજરાતી મળશે?

વાર્તાઓના કાવ્યના કવિ તરીકે શામળભટને પ્રથમ પંક્તિના કવિ લેખવા જોઇએ તેમની કાવ્યમાં લખેલી વાર્તાઓ જેને અંગ્રેજીમાં *Tales of Adventures* કહે છે તેવી

ગુણામગિરીનો ગજબ ( સચિત્ર વાર્તા ) રૂ ૨—૦—૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબઈ

છે તેમાની કેટલીક પ્રેમકથાઓ પણ છે આ વાતાઓ વાચતા જે આનન્દ થાય છે તે અવર્ણનીય છે દીવગીરીની વાત એ છે કે શામળભટ પછી આ દિશામા કોઇએ પ્રયાસ કર્યો નથી અંગ્રેજીમા સ્કોટ, બાયરન વિગેરે કવિઓની કૃતિ વાચતા જેવો આન. અનુભવાય છે તેવો જ આનદ, આ કવિની કૃતિથી મળે છે વળી જાણવા જોગ તો એ છે કે એ કવિએ સાદી અને સરલ ભાષાના ઉપયોગથી ગુજરાતી ભાષાને શણગારી છે અને હજી પણ કહેવાય છે કે—

આદી ભાષા, સાદી કડી, સાદી વાત વિવેક
સાદામા શિક્ષા કથે એહ કવિજન એક

આધુનિક લેખકો કે જે આકરી અને અઘરી ભાષા વાપરે છે તેમને આ કવિને આદર્શરૂપે લઇને પોતાની ખોટી પદ્ધતિ બદલવી જોઇએ જનસમૂહમા સાદી અને મોહક ભાષા વાપરનાર લેખકની જેટલી કદર અને અસર થાય છે તેટલી બીજાની થતી નથી **સાક્ષરની સાક્ષરતા અઘરા શબ્દો વાપરવામા સમાએલી નથી પણ પોતાના જ્ઞાનનો પુષ્કળ પ્રચાર કરવામા સમાએલી છે.**

સાહિત્યના ક્ષેત્રમા યોદ્ધાઓની જરૂર છે તેયે હાથોમા ખત ને નિશ્ચય જોઇએ પ્રેમાનદ કવિ આપણી ભાષાને આટલી સારી બનાવી શક્યા એનુ કારણ એમના ગુણો પણ હતા

ગુર્જર ભાષામા તેમનાથી ચડીઆતો કવિ હજી થયો નથી દયારામ, દલપતરામ, નર્મદાશકર, નવલરામ વિગેરેએ આપણી ભાષાનો પ્રચાર જનસમૂહમા સારો કર્યો છે કલાપીએ પોતાનુ ગાન ઘેરઘેર સભળાવ્યુ છે એનો કેકારવ ઘેર ઘેર વચાય છે અને તે અપૂર્વ આનદ આપે છે

આપણા સાહિત્યમા અત્યારે નવલકથાઓ વધારે પ્રકટ થતી હોય એમ લાગે છે પણ આ નવલકથાઓના સમૂહનાથી કેટલી નવલકથાઓ જેને અગ્રેજીમા *Classics* કહે છે તેવી છે તેનો વિચાર વાચનારે જ કરી લેવો જેમ તેમ વસ્તુ સકલના કરેલી અને મુખ્યત્વે પ્રેમનો પ્રચાર કરતી નવલકથાઓ ઘણી જ માલુમ પડશે પણ સારી ઉપયોગી નવલકથાઓ ગણી ગાઠી મળી શકશે સાધારણ રીતે નવલકથાકારો એમ માને છે કે પ્રેમના પાત્રો સિવાય નવલકથા લખી જ શકાય નહિ આ ખોટી માન્યતાને લઈને ઉપયોગી સા જ્ઞાનવાળી નવલકથાઓ આપણા સાહિત્યમા થોડી છે પ્રેમ એ કાંઈ માત્રસ્વરૂપ નથી પ્રેમ એ અતરજ્ઞાન છે અને લેખક તે જ્ઞાન સપાદન કર્યા સિવાય તે વિષે લખી શકે જ નહિ

વળી આપણી નવલકથાઓમા સાહસની નવલકથાઓ ( *Tales of Adventures* ) જેવી કે *Robinson Crusoe, Swiss Family Robinson, Gullivers Travels, The Coral Island*, જેનીનો અભાવ છે, તો તેવી નવલકથાઓ પણ લખાવી જોઇએ ફ્રેન્ચ લેખક જ્યુલ્સ વર્ને *Jules Verne* પોતાની નવલકથાઓ દ્વારા સમાજને વિજ્ઞાનનુ જ્ઞાન આપ્યુ છે તો તેવી વાર્તાઓ લખાવી જોઇએ અને અન્ય ભાષામાથી એવી નવલકથાઓના ભાષાતર થવા જોઇએ

---

દયારામનો 'અક્ષરદેહ ૧-૪-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કપની, મુબાઇ

આપણી ભાષામા હાલમા ઐતિહાસિક નવલકથાઓ લખાય છે તે ખરેખર આનન્દજનક છે ઇંગ્રેજીમા ઇતિહાસિક નવલકથાકારો ઘણા થઈ ગયા છે. તેમના પુસ્તકોનો ઇતિહાસિક નવલકથાકારોએ અભ્યાસ કરવો જોઇએ, કારણ કે એદ્વારાએ ઘણું ઉપયોગી જ્ઞાન મળી શકશે.

આપણા કમનસીબની વાત એ છે કે હજી આપણી ભાષામા સારા ઇતિહાસકારો થયા નથી આ પ્રદેશમા વિભાગમા હજી ઘણી જ શોધખોળ કરવાની છે આ દ્વારાએ પણ ભાષા ખીલવી શકાશે

આપણી ભાષામા હજી સારા નિબન્ધકારોની જરૂર છે અને આ ક્ષેત્ર પણ ભાષાની ખીલવણી માટે વિશાળ છે

આ બધુ જોતા ભાષાની ખીલવણી માટે ઘણા જ ક્ષેત્રો છે એ જણાશે, ખોટ માત્ર સારા લેખકોની જ છે અને તેવા લેખકોને આશ્રય આપનારાઓની પણ છે

ભાષાની ખીલવણી માટે અમુક સસ્થાઓ સ્થાપવી જોઈએ કે જે સસ્થાઓ અમુક વિભાગનુ કામ ઉપાડી લે ગુજરાતમા દેશી રાજ્યોની સખ્યા ઘણી છે દેશી રાજ્યોના રાજ્યકર્તાઓએ અમુક રકમ સાહિત્યના પુસ્તકોના પ્રચાર પાછળ ખરચવા જોઇએ આવી રીતે રાજા અને પ્રજા તરફથી એકી વખતે યત્ન થતા, ગુજરભાષા સારી રીતે પ્રસરશે અને તેના સાહિત્યની અભિવૃદ્ધિ જલ્દી જ થશે

---

## ચિત્ર.

લેખક—રા દેશળજી પરમાર, બી એ

ના જાણતા જીવન કે જીવવુ હતું શુ ?
આનન્દમગ્ન મન રહેતું નિરંકુશ,
ત્હેંડે જન્યા હૃદય ત્હીં રમતાં સુમિત્ર !
નિર્દોષ એ કદિય શુ વિસરીશ ચિત્ર ?
અન્તે પુછી નવિન આ ગૃહમા પ્રવેશ્યા,
નાથા દયા વતી સુખે જનહિત મેળ્યા,
ત્હારે કરી શીતળ છાયડી ત્હેં સુમિત્ર !
તાજુ જ એ કદિય શુ વિસરીશ ચિત્ર ?
વ્હેતી રહી રસની ધાર અખંડ મીઠી,
ને સ્વપ્નસૃષ્ટિ નવલી ઉભરી અહીં—
ત્હા તું રહી ખડી ૩ડી રસમૂર્તિ, મિત્ર !
રંગીન આ કદિય શુ વિસરીશ ચિત્ર ?
ચિત્રો રહ્યા મુજ હજુ રચવા અનેક,
મિત્ર સહાય તુજ સાટી ધીમે એકેક
ત્હેંટો ત્હને ભૂલી શકુ પળ એક મિત્ર !
ત્હારે બધા વિપળમા વિસરીશ ચિત્ર

# વિજ્ઞાન અને કલા.

લેખક—રા. વિજયવાલ કનૈયાલાલ ધ્રુવ, એમ સી ઇ

## ઉપોદ્ઘાત.

**વસ્તુ** વિજ્ઞાન-શુદ્ધ વિજ્ઞાન-અને રસિક કલાથી જાગૃત થતી દિવ્ય ભાવનાઓ ખરા ઉચ્ચતમ સાહિત્યનુ પોષણ કેવી રીતે કરે છે અને મનુષ્યની આધ્યાત્મિક દૃષ્ટિ કેમ ઉઘાડે છે એ આજના નિબંધનુ વસ્તુ છે

**જડવિજ્ઞાનની ક્રૂરતા અને શુદ્ધ વિજ્ઞાનની રસિકતા.** આ વિષયપર વિવેચન કરતા પહેલા આ પરિષદ્‌ના પૂજ્ય અતિથિ કવિવર મહાત્મા ડૉ રવિન્દ્રનાથ ઠાકુરે પરમ દહાડે આપણને સંબોધી મનુષ્યજીવનના ઉચ્ચ આદેશ સબંધી દૈવી સદેશ, શુદ્ધ મધુર શબ્દોમા કથન કર્યો છે તેના રણકારા હજી આપણા મસ્તિષ્કમા રમી રહ્યા છે અને આ સબંધમા તેમણે હાલના પાશ્ચાત્ય સુધારાના યુગમા પ્રવર્તી રહેલ જડ વિજ્ઞાનનુ ક્રૂર સ્વરૂપ આપણી દૃષ્ટિ સામે ખડુ કર્યું છે તે હજી જરા પણ દૂર ખસ્યુ નથી એટલામાં તો આજના સાહિત્યોત્સવ સમયે વિજ્ઞાનદેવતાની પૂજા કરવા આપણે આપણા શુદ્ધ સાહિત્યપ્રેમી સાક્ષર મિત્રોથી છુટા પડી અહીં જુદા વિભાગમાં એકત્ર થયા છીયે તો આપણે વિષે કદાચ આપણા ભાઇઓ જડવાદનો દોષ મુકી આપણે માટે હલકો અભિપ્રાય બાધવાને લલચાય એવા સભવ છે તો તે સબંધી આપણુ પવિત્ર કાર્ય કઇ તેવી અધમ દિશામા નથી એમ સ્પષ્ટ દર્શાવવાની ગભીર ફરજ આપણે માથે આજે આવી પડી છે

શુદ્ધ વિજ્ઞાન અને જડ વિજ્ઞાનનો ભેદ આલેખવા માટે ખાસ એક જુદો જ વિષય નિર્ણય કરી શકે પરતુ શુદ્ધ વિજ્ઞાનથી ઉદ્ભવતી ભાવનાઓ કેટલી બધી ઉચ્ચ છે અને આ ભાવનાઓ વડે આપણુ આધ્યાત્મિક જીવન કેટલુ તો રસમય બને છે તે વિષે કઈ દિગ્દર્શન આજના નિબધમા કરવા ધારણા છે મારા સાહિત્યપ્રેમી મિત્રો આ વિષયનુ જરા મનન કરશે તો શુદ્ધ વિજ્ઞાન આપણા સાહિત્યને વધારે રસિક અને દૈવી ( આધ્યાત્મિક ) બનાવશે એવી પ્રતીતિ છે

## વિજ્ઞાન અને કલા.

વિજ્ઞાન અને કલાને પરસ્પર જો કે ઘણો જ નિકટ સબધ છે તો પણ એક જ કુટુમ્બમાં ઉછરેલા બે ભાઇઓ મોટપણે જુદા ક્ષેત્રમા ઘણાં વર્ષ છુટા પડી જવાથી તેમની પ્રકૃતિ વિષે જે વિરોધાભાસ જગતની દૃષ્ટિએ આગળ જણાય છે તેવા જ પ્રકારનો કઇક વિરોધ મનુષ્ય જ્ઞાનની આ બે શાખાઓ પરત્વે આપણને જણાય છે

'કલાનુ રહસ્ય' આ માનસશાસ્ત્રનો ખાસ વિષય છે અને વિજ્ઞાનનો અભ્યાસ કલા-માટે એટલા તો નવા નવા સાધનો પુરા પાડે છે કે આ સાધનોને સુન્દરતાનુ સ્વરૂપ આપી કલાનુ ક્ષેત્ર વિજ્ઞાનની દિનપ્રતિદિન વધતી જતી જાદુઇ અસરથી વિશાળ થતુ જાય છે

**વિજ્ઞાનની કલાપર અસર.**

આ પ્રમાણે વિજ્ઞાનની શુભ વિશાળ ગુફાઓમા કલાના રત્નોની કાણી ખાણુ છે અને વિજ્ઞાનના આ ફળરૂપ પ્રદેશનુ સશોધન કલાના અભ્યાસક્રમને ખાસ જરૂરનુ છે. "સાહિત્ય" કલાનુ એક અગ છે મનુષ્યના વિચારો અરસપરસ દર્શાવવાનુ સાધન ભાષા છે અને ભાષાને સસ્કૃત કરી મનના વિચારો અને હૃદયની લાગણીઓનુ પ્રતિબિંબ લેવાની ભૂમિકા ને સાહિત્ય છે

**'સાહિત્ય' એ કલાનુ અગ છે.**

આ પ્રમાણે આપણી ગુર્જર ભાષાના આ સાહિત્યસમેલન વખતે "વિજ્ઞાન અને કલા" માટે એક જુદો જ વિભાગ પાડી આ વિષય માટે સાહિત્યસેવકોએ એક પ્રકારની પિતૃભક્તિ દર્શાવી છે તે અત્યન્ત પ્રશસનીય છે હિન્દુ સમાજનુ "પિતૃભક્તિ" એક ખાસ લક્ષણ હોઈ ભાવિક હિન્દુ પોતાને ત્યા પ્રત્યેક શુભપ્રસગે "પિતૃદેવ"નુ આવ્હાન કરે છે અને તે પ્રમાણે આજ ગુજરાતની શ્રી સાહિત્યપરિષદમા "વિજ્ઞાન અને કલા" ને ખાસ આવ્હાન થયુ છે તે આ સસ્થાના ભવિષ્યનુ શુભસૂચક ચિન્હ છે

**'વિજ્ઞાન અને કલા' એ પિતૃદેવનુ આ સાહિત્યપરિષદમા થયેલુ આવ્હાન.**

મનુષ્યજ્ઞાનના આ બે મુખ્ય "પિતૃદેવ"નુ જેટલુ પૂજાવન આપણા સાહિત્યમા થશે તેથી અનેક ગણી વૃદ્ધિ આપણા સાહિત્યની આ દેવોની શુભ આશિષથી સભવશે જ એ આપણી ભાવિક ગુર્જરપ્રજાને ખાસ જણાવવાની જરૂર હોય જ નહિ

**આ પિતૃદેવની પુજા અને આપણા સાહિત્યની વૃદ્ધિનો સબંધ.**

## પ્રકૃતિ (કુદરત) પ્રત્યે મનુષ્યનો ભાવિક સબન્ધ.

મનુષ્યની બુદ્ધિ, સૃષ્ટિની પ્રકૃતિનુ રહસ્ય જાણવા માટે જીજ્ઞાસુ છે એટલુ જ નહિ પણ આ પ્રકૃતિમાથી આનદ મેળવવા માટે તે હમેશા ઉત્સુક રહે છે. આપણુ જીવન ભાવનામય છે અને પ્રકૃતિ હૃદયમાં ભાવના જાગૃત કરે છે કવિત્વશક્તિના અભાવે આપણે આ ભાવના ભાષાદ્વારે પ્રકટ ન કરી શકતા હોઇએ તો પણ પ્રકૃતિનુ એટલે કુદરતનુ કોઇ વખત ઉલ્લાસથી કોઇ વખત પુજ્યભાવથી, કોઈ વખત ભયથી, અને ઘણી વખત તો આશ્ચર્યથી આપણે દર્શન કરીએ છીએ

**પ્રકૃતિનુ મનુષ્ય ભાવનાથી દર્શન કરવાને ઉત્સુક હોય છે.**

મુદ્રણ ૬-૧૨-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કપની, મુબાઇ

ચમકતા તારાઓથી ઝળકી રહેલા આકાશ તરફ ભવ્ય પર્વતોની વિકરાળતા પ્રત્યે ધુઘવતા સમુદ્રના અગાધ જળચર તરફ હવામા ઉડતા પક્ષિઓ અને કુદરતના બગીચામા ખીલી નીકળેલા પ્રત્યેક સુદર પુષ્પ તરફ આપણે ઘણીએ વાર અલૌકિક ભાવનાથી પ્રેરાઇ હર્ષની કોઇક નવતી લાગણીઓ અનુભવીએ છીએ અને જ્યારે આ સૃષ્ટિની અગાધ શક્તિ વિષે પ્રત્યેક અનુભવમા રહેલી ગહનતા, વિશાળતા અને ચેતનાનું ભાન કરીએ છીએ અને જ્યારે નિરતર થતા ફેરફારોમા કોઇક નિયમબદ્ધ ક્રમ હોઇ અગણિત નિરવિચ્છિન્ન બનાવોમા કોઇક ઉત્ક્રાન્ત થતો વિકાસ જણાઇ આવેછે ત્યારે આ સર્વ જુદી જુદી સૃષ્ટિક્રિયામા સુદરતાની અલૌકિક છાયા દેખાઇ કોઇક ગૂઢ અમ્યની આશ્ચર્યતાયુક્ત ભાવના આપણામા જાગૃત થાય છે

**સૃષ્ટિ ક્રિયાના અનેક કર્મોથી ઉદ્ભવતી અલૌકિક ભાવના**

પ્રકૃતિમા આ પ્રમાણે જેવા આપણે તલ્લીન થતા માડીએ છીએ કે તરત જ આપણા અન્તરમાથી અનાદિક આનન્દ ઉત્પન્ન થાય છે આ આનન્દ ભાવના જ તે પ્રેમ છે આ પ્રમાણે ભાવનાના વિકાસમા પ્રકૃતિ ઘણો જ મોટો ભાગ ભજવે છે અલબત્ આ ભાવનાદૃષ્ટિની ઉત્પત્તિ જોકે તદ્દન માનુષિક હોઇ મનુષ્યના જીવનક્રમમા તેના સુખ દુખ અને આશા નિરાશામાથી થયેલી છે તો પણ પ્રકૃતિની છાપ આ સૃષ્ટિમા ઓતપ્રોત એટલી બધી તો થયેલી છે કે મનુષ્યનુ ભાવનામય જીવન પ્રકૃતિનુ પ્રતિબિંબ હોય એમ ઘણી વખત મહાન કવિઓનો પણ ઉદ્ગાર નીકળી ગયો છે એટલે કે મનુષ્યના ભાવનામય જીવનના ઉત્કર્ષ માટે પ્રકૃતિના અભ્યાસની ખાસ આવશ્યકતા છે કુદરતના ખોળામા જ્યારે મનુષ્યે પોતાનુ બાલજીવન શરૂ કર્યું ત્યારથી અત્યાર સુધી મનુષ્યના ફળદ્રુપ મગજમાથી જે જે કલા અને કવિતા ઉત્પન્ન થઇ છે તે સર્વનુ મૂળ વસ્તુ પ્રકૃતિએ આપેલુ છે

**પ્રકૃતિની મનુષ્યની ભાવનાપર થતી મોટી અસર.**

## પ્રકૃતિની મનુષ્યજીવનમા મળ છાપ

પ્રકૃતિએ આ પ્રમાણે મનુષ્યજીવનમા જે મૂળ છાપ પાડેલી છે તેનુ તત્વ આશ્ચર્ય એક જ હેતુ છે કુદરતના પ્રથમ દર્શનથી જે લાગણી આપણા મૂળ પૂર્વજોને થઇ છે તેવા જ પ્રકારની લાગણી અત્યારે પણ વિજ્ઞાનના ઉડા અભ્યાસથી કુદરતના રહસ્ય જોવાથી ઉત્પન્ન થઇ છે આ પૈકી એક ભાવનાનો આપણને પ્રકૃતિની અગાધ ગતિમાન શક્તિમાટે ઉત્પન્ન થાય છે

**પ્રકૃતિની અગાધ ગતિમાન શક્તિ.**

આ અનન્ત વિશ્વમા આપણા સર્વ ગ્રહો સહિત સૂર્યમડળ આકાશના કોઇ અજાણ્યા માર્ગમા આગળ ને આગળ પ્રયાણ કરી રહ્યુ છે, જે શક્તિ આપણી પૃથ્વી સૂર્યની આસપાસ પ્રદક્ષિણા ફર્યા કરે છે, જે શક્તિ વડે સમુદ્રમા ભરતી ઓટ ઉત્પન્ન થાય છે, પ્રચડ વાયુ વાય છે વરસાદના બિન્દુ જામે છે, સ્ફટિકના કણ બધાય છે, જેના વડ અનેક પુષ્પ ફેન વૃદ્ધિ પામે છ અને પ્રાણિઓને ગતિમાન જે શક્તિ કરે છે અને જેનાથી આપણા મગજમા

વિચારશક્તિ પ્રગટ થાય છે, કુદરતમાં આ સૃષ્ટિનો મંત્ર જેને વડે ગતિમાન થાય છે તે અગાધ શક્તિ વિષે જે ભાવના આપણા ઋષિમુનિઓએ ગાયત્રીમંત્રમાં જણાવી છે તે જ ભાવના અત્યારે પણ આપણે આપણા પ્રત્યેક નવનવા વૈજ્ઞાનિક દર્શનમાં પણ જોઇએ છીએ

**પ્રકૃતિની વિશાળતા વિષે ભાવના—** બીજી ભાવના પ્રકૃતિની વિશાળતા માટે ઉપજે છે બાલ્યાવસ્થામાં જ્યારે એક નાની ડુંગરીપર રહીને આસપાસની સૃષ્ટિનું દર્શન કરવાથી જે વિશાળતાની ભાવના આપણા નાના મગજમાં થાય છે તેવી જ ભાવના જેમ જેમ આપણે વિજ્ઞાનના અભ્યાસમાં ઉંડા ઉતરીએ છીએ તેમ તેમ વધારે ને વધારે પ્રદિપ્ત થતી જાય છે જ્યારે આપણે એક ગગનચુમ્બિત પર્વતની ટોચપરથી કે વિશાળ સમુદ્રના મધ્યભાગેથી આ સૃષ્ટિનુ દર્શન કરીએ છીએ ત્યારે જે વિશાળતાની અલૌકિક છાપ આપણા હૃદયમાં પડે છે તેનાથી અનેક ગણી ઉંડી છાપ આપણને આ વિશ્વની અગાધતા વિષે ખગોળવિદ્યાના અભ્યાસથી એવી તો ઉત્પન્ન થાય છે કે આ વિશ્વના કોઈપણ પ્રદેશમાં જેમ જેમ આપણે ઉંડા ઉતરતા જઇએ છીએ તેમ તેમ તેની વિશાળતા વધતી જ જાય છે

**નિયમિત સંકલનાની ભાવના—** ત્રીજી ભાવના નિયમિત સંકલનાની છે પ્રથમ જ્યારે વર્ષની ઋતુઓ નિયમિત રીતે એક પછી એક ક્રમવાર આવતી મનુષ્યને માલૂમ પડી હશે ત્યારથી આ ભાવના પ્રદિપ્ત થઇ છે અને જેમ જેમ સૃષ્ટિનો ઉંડો વૈજ્ઞાનિક અભ્યાસ કરતા જઇએ છીએ તેમ તેમ આ ભાવના વિશેષ તીવ્ર થતી જાય છે ચંદ્રની ગતિ અને ભરતી ઓટનો વ્યવસ્થિત સંબંધ જોવાથી, જે નિયમિત સંકલનાની ભાવના જાગૃત થાય છે તેના કરતા કેટલી તીવ્ર ભાવના વિજ્ઞાનના ઘણા નિયમો ઉત્પન્ન કરી શક્યા છે જેમકે—ગ્રહોના અંતર અને ગતિ સંબંધી "બોડના નિયમ" અને પદાર્થના પરમાણુઓના વજન સંબંધીનો ક્રમિક નિયમ ( *Periodic law* ) જે મેન્ડેલીફે શોધી કાઢ્યો છે તેમ જ બીજા આવા અનેક વૈજ્ઞાનિક નિયમોથી નિયમિત સંકલના પ્રત્યેક દિશામાં જણાઇ આવી છે આ વિશે વિજ્ઞાનશાસ્ત્રમાં અભ્યાસ કરવાથી કેટલી ઉંડી લાગણી થતી હશે તેનો સહજ ખ્યાલ આ શાસ્ત્રના પ્રવીણ શાસ્ત્રીઓ સારી રીતે આપી શકે છે, અને આ ભાવનાની ઉચ્ચતા જેમ જેમ આપણે પ્રત્યેક જગતની વૃત્તિનુ વિજ્ઞાનવી જ્ઞાન કરીશુ તેમ તેમ વિશેષ ને વિશેષ આપણને જણાતી જશે.

**વિશ્વવ્યાપી સંઘાત ( *Flux* ) સબન્ધી ભાવના** ચોથી ભાવના વિશ્વવ્યાપી સંઘાત વિષેની છે બધી વસ્તુઓ એક બીજા સાથે • એવા તો સંપૂર્ણ સમાગમમાં આવી ગઈ છે કે પ્રથમ દૃષ્ટિએ જોતાં આ સંઘાતથી આપણા મગજમાં ગુંચવાડો જણાય છે પણ જ્યારે આ ગુંચવાડામાં વ્યવસ્થા માલૂમ પડે છે ત્યારે જે અદ્ભુત લાગણી થાય છે તે આ ભાવનાની છે દાખલા તરીકે વરસાદ પડ્યો, નાળા ઉભરાયા, નદીઓ રેલાઇ અને બધુ પાણી સમુદ્રમાં ગયુ સમુદ્રમાંથી સૂર્યના તાપથી વરાળ ઉંચે ચડી વાદળા બંધાયા અને તે જ સૂર્યના તાપથી ઉત્પન્ન થયેલા પ્રચંડ

વાયુવડે આ વાદળાઓ પર્વતો તરફ ધસડાઇ જઇ વરસાદ પડયો અને પવતોની ખીણો જલમય થઇ ગઇ આ અનન્ત ક્રમ નિરતર ચાલુ જ રહે છે વનસ્પતિ સૂર્યના તાપવડે હવામાથી કારબન, જમીનમાથી પાણી અને ક્ષાર શોષી લઇ પુષ્ટિ પામે છે અને તે જ વનસ્પતિને પ્રાણી ખાય છે અને તે જ પ્રાણી હવામા કારબોનીક વાયુ પાછો આપે છે અને મળમૂત્ર વાટે જમીનમા વનસ્પતિને ઉપયોગી ક્ષાર પુરા પાડે છે આ પ્રમાણે વનસ્પતિ અને પ્રાણીઓના સમૂહના સધાનમા પ્રથમ દૃષ્ટિએ જણાતા ગુચવાડામાથી જ્યારે આવી સુવ્યવસ્થા માલૂમ પડે છે ત્યારે જે અદ્ભુત ભાવના ઉત્પન્ન થાય છે તે શુ ઓછી ચમત્કૃતિની છે ?

**કુદરતની બીજી અનેક ભાવનાઓ.**

આ મનુષ્ય ભાવનાઓ ઉપરાત બીજી અનેક ભાવનાઓ કુદરતની સમૃદ્ધિ, વિવિધતા અને અતિશયતા વિગેરેની છે પ્રત્યેક તારો એક બીજાથી તેજમા જુદો દેખાય છે અને તેમની સખ્યા તો અગણિત જ છે પ્રત્યેક ડુગરી, પ્રત્યેક વહેળો, પ્રત્યેક નદી અને પ્રત્યેક પ્રાણી તેમ જ વનસ્પતિમા વિવિધતા હાઈવ્યક્તિત્વ માલૂમ પડે છે પશુ, પક્ષી અને વનસ્પતિના અનેક ગણના ગણ હોય છે જેનુ સપૂર્ણ વર્ગીકરણ કરવાને મહાન્ વિદ્વાનો પણ સમર્થ થઈ શકયા નથી વળી પ્રત્યેક પદાર્થની રચનામા એટલી તો ગહનતા સમાયેલી છે કે એક નાનામા નાના-પ્રાણીની અતર વ્યવસ્થાનુ બધારણ એક મોટામા મોટા પ્રજાસત્તાક રાજ્યના બધારણ કરતા પણ ગૂઢ હોય છે એક કીડીના અવયવોની રચના મોટામા મોટા "એન્જીન" કરતા પણ વિશેષ ગહન છે અને કીડીનુ નાનામા નાનુ મસ્તિષ્ક કણ વિશ્વની ગૂઢમા ગૂઢ શક્તિથી પ્રેરિત થયેલુ હોય છે હાયડ્રોજન વાયુના પરમાણુની રચના એક મોટામા મોટા તારા નક્ષત્રના સમૂહ કરતા પણ વિશેષ વિચિત્ર છે વિદ્યુત્શાસ્ત્રના અભ્યાસથી અવિચ્છિન્ન મનાતા પરમાણુઓની વ્યવસ્થા સમજવાનુ કામ ગ્રહોના જ્યોતિષશાસ્ત્ર કરતાં પણ વિશેષ ગહન થઈ પડ્યુ છે

**કુદરતના પરસ્પર સબધની ભાવના.**

આ ઉપરાત વળી એક ભાવના કુદરતના પરસ્પર સબધની ગુથણી વિષેની છે, મનુષ્યના ઇતિહાસનો સબધ તેમના હમેશના રહેવાના પ્રદેશપર અને આસપાસના વાતાવરણપર આધાર રાખે છે મનુષ્યના ઘણા રોગોનો સબધ તેમના હમેશના સાથી પ્રાણીઓ ઉપર રહેલો છે ઉદરડાને પ્લેગ સાથે, મચ્છરને મેલેરીઆ સાથે અને માખીઓને કોલેરા સાથે સબધ છે તિરસ્કારને પાત્ર થયેલા કીડાઓ અને જતુઓ જમીન વળી વિશેષ ફળદ્રૂપ બનાવી આપણા સહાયક થયેલા છે આ પ્રમાણે પ્રકૃતિના અભ્યાસથી ઉદ્ભવતી આ અનેક ભાવનાઓ

**આ ભાવનાઓ કલાઓનુ મૂળ છે.**

મનુષ્યમાં કવિત્વની શક્તિ અને બીજી કેટલીએક રસિક કલાઓની પ્રકૃતિ જાગૃત કરે છે આ ભાવનાઓનુ મૂળ ઉપર જોઇ ગયા તેમ વૈજ્ઞાનિક પાયા ઉપર સ્થાયેલુ છે અને તે મનુષ્ય જાતના આજ પર્યંતના અનેક અનુભવોનો એકત્ર થયેલો સમૂહ હોઇ તેનુ સ્વરૂપ યુગે યુગે નવ સ્વરૂપ ધારણ કરે છે અને પ્રત્યેક યુગની રસિક કલાનુ મૂળ ખનિજ બને છે

આ પ્રમાણે જેમ જેમ વિજ્ઞાનની વૃદ્ધિ થતી ગઇ તેમ તેમ સૃષ્ટિ તત્ત્વ વિષેની પુરાણુ કથાનું સ્વરૂપ બદલાતુ આવ્યુ છે ખગોળવિદ્યાનું રહસ્ય આ ભાવનાઓના શબ્દમા મૂકીએ તો વિશ્વની અનન્તતા વિષે નીચે પ્રમાણે કલ્પના ઉત્પન્ન કરી શકે છે

**ખગોળથી ઉત્પન્ન થતી વિશ્વની અનન્તતા વિષેની કલ્પના**

જો સૂર્યને આપણે એક નાના રેતીના કણુ સાથે સરખાવીએ તો પૃથ્વી તેની પાસે એક તસુના અતરે દેખી પણુ ન શકાય એવા બારીક આકની કલ્પી શકાય આ પ્રમાણુમા આપણા સૂર્યમડળની પાસેમા પાસેનો તારો આશરે ચાર માઇલના અતરે બીજો રેતીનો કણુ હોય એમ કલ્પવુ જોઇએ આના અતરે બીજા બધા તારાઓ ગોઠવાએલા છે અને આપણા સૂર્યમડળ આકાશમા એની તો આ પ્રમાણુમા મદગતિથી ચાલે છે કે તો તેની પાસેમા પાસેના ઉપરના માપપ્રમાણે ચાર માઇલના અતરે આવેલા તારા સુધી પહોચતા આશરે સીત્તેર હજાર વર્ષ લાગે છે આ રીતે જોતા આકાશ જો કે આપણી દૃષ્ટિએ તારાઓથી ઉભરાતું જણાય છે તોપણુ વિશ્વની જગ્યાનો મોટામા મોટો ભાગ માત્ર શૂન્ય છે એટલે ખાલી છે અને વિશ્વની આ પ્રમાણે શૂન્યતાની કલ્પના ઘણી અગાધ છે

ભૌતિક શાસ્ત્રમા નવી ગુરુત્વાકર્ષણુની કલ્પના, વિશ્વમા સર્વ વ્યાપક તેજોવહ આકાશ—( *Luminferous Ether* ) ની કલ્પના અને શક્તિની અક્ષયતા ( *Conservation of Energy* ) ની કલ્પના આપણામાં નવી નવી ભાવનાઓ જાગૃત કરે છે આ કલ્પનાઓથી આપણા અનુભવની પાર આપણી વિશ્વવિષેની દૃષ્ટિ ખેચાઇ જાય છે

**વૈજ્ઞાનિક નિયમોથી ઉત્પન્ન થતી ભાવનાઓ**

હાલની વૈજ્ઞાનિક દૃષ્ટિએ વિશ્વની કલ્પનામા સૂર્ય અને બીજી અનેક તારાસૃષ્ટિઓ, તેજોવહ આકાશમાં, ગુરુત્વાકર્ષણુના નિયમને આધીન રહી જે પદાર્થ અને શક્તિ અનાદિ કાળથી વિશ્વમા સમાયેલા છે તેમા રમમાણુ થઈ, એક પછી એક નવનવી સજીવ અને નિર્જીવ સૃષ્ટિઓ નિપજાવી, ગતિના અનેક રૂપ રૂપાંતરમા લોપ્યા કરે છે કેટલીક વાર સુધી વિશ્વનો પદાર્થ એક ઠેકાણે એકત્ર થઇ તેની શક્તિ ભાવી સભવનીય ગતિ માટે ગૂઢ રહે છે અને પછી બીજા સયોગોમા તે શક્તિ પદાર્થના મોટા મોટા સમૂહને ગતિમા મૂકી બહાર પડે છે અને આ પ્રમાણે શક્તિનુ નિરતર આદોલન ચાલુ રહી અક્ષય શક્તિ અને પદાર્થ, વિશ્વનુ અનન્ત અનાદિ વિરાટ સ્વરૂપ આપણી દૃષ્ટિ આગળ ખડુ કરે છે આ કલ્પના કેટલી બધી ભાવનામય છે, તેનો રસિક શ્રોતાજન સહજ ખ્યાલ કરશે

આ પ્રમાણે આધુનિક વૈજ્ઞાનિક દૃષ્ટિએ તમામ વ્યૂહ જે અત્યાર સુધી સ્થિર દેખાતો હતો તે હવે ગતિમાન માલૂમ પડે છે જે ભાવના ખગોળ શાસ્ત્રવડે જાગૃત થઇ તે જ ભાવના, ભુસ્તર અને જીવનશાસ્ત્રમા પણ ખાઇ આવે છે અને દરેક શાસ્ત્રમા ગતિમાન ઉત્ક્રાન્તિ નજરે આવે છે આજ સુધી જેને આપણે નિર્જીવ મૃત પદાર્થ માનતા હતા એના જડ સ્ફટિક ( *Crystals* ) અને રત્નો ( *Jewels* )—ના પરમાણુઓની વૃદ્ધિ એક જીવન્ત વૃક્ષ કે પ્રાણીના જેવી ઉત્ક્રાન્ત થયેલી છે અને આપણા

**વિશ્વની આધુનિક વિજ્ઞાનની દૃષ્ટિએ ઉત્ક્રાન્ત રચના.**

આ તરફના પ્રતિષ્ઠિત અર્વાચીન વૈજ્ઞાની પ્રોફેસર સર જગદીશ ચંદ્ર બોઝની શોધ પ્રમાણે આ જ્યો તેમ જ નિર્જીવ મનાતા પત્થરોમા પણ સજીવની કણુ જેવી રચના છે સજીવ સૃષ્ટિ તરફ દૃષ્ટિ કરતા આપણને જણાય આવે છે કે ગમે તેટલી પ્રતિકૂળ પરિસ્થિતિમા પણ જીવવટના ગમે તે પ્રકારે જુદા પડી આવે છે હીમાલયના બરફથી ઢંકાઇ ગયેના શીખરો પર વનસ્પતિના અનેક સ્વરુપો પ્રકટ થયેના છે એટલુ જ નહિ પણ અનેક પ્રકારના પક્ષિઓ અને પ્રાણિઓનુ આ અખંડ નિવાસસ્થાન હોય એમ જણાય છે જ્યારે આપણે સમુદ્રમા અનેક પ્રકારના મત્સ્યો ઉભરાઈ જતા જોઇએ છીએ, આકાશમા કોઇ વખત ટીડના ટગના ટગ ઉડતા જોઇએ છીએ કોઈ અંધારી રાતે ચમકતા અનેક આગીઆઓને દોડાદોડ કરતા જોઇએ છીએ કોઈ વખતે ઉભરાઈ જતા મકોડા અને કીડીઓના થરનાથર જોઇએ છીએ ત્યારે સજીવ સૃષ્ટિની વિપુલતા વિષે ઘણી અદ્ભૂત ભાવના પેદા થાય છે વળી ભૂસ્તરના થરોમા પ્રાચીન જીવોના ચિન્હો ( *Fossis* ) ઉપરથી જીવમાત્રનો પૂર્વ ઇતિહાસ તપાસીએ છીએ ત્યારે સાવ સાદી જીવસૃષ્ટિ કેવી રીતે અતિ પ્રાચીન કાળથી માંડીને ધીમે ધીમે અનેક પરિસ્થિતિમા જુદા જુદા સંયોગને અનુકૂળ થઇ પોતાનુ અસ્તિત્વ વિશેષને વિશેષ સ્વતંત્રતાથી સ્થાપિત કરી હાલની મનોબળવાળી સજીવ અવયવોયુક્ત જીવોની પરિસ્થિતિમા ઉત્ક્રાન્ત થઇ છે તેનો અદ્ભૂત ખ્યાલ આપણી દૃષ્ટિ આગળ ખડો થાય છે

**વિજ્ઞાન અને કલાનો પરસ્પર સમ્બંધ છતા વિરોધ.**

આ પ્રમાણે વનસ્પતિ ... પણ આપણી આગળ અનેક ભાવનાઓ રજુ કરી, રસિક કલા માટે મોટુ ક્ષેત્ર ઉઘાડે છે કલાનું મૂળ વસ્તુ આ પ્રમાણે વિજ્ઞાનના પ્રદેશમાથી મળી આવે છે અને વિજ્ઞાનની રસિકતા કલાને લઇને તોપણ આ બન્ને પરસ્પરાવલમ્બી ભાગમા સામાન્ય દૃષ્ટિએ મોટો વિરોધ લાગે છે કેમ કે વિજ્ઞાન જો કે અનેક ચિત્ર વિચિત્ર મનોભાવના પ્રકટ કરે છે તો પણ તે હમેશા તેથી દૂર રહેવા માગે છે અને કલા હમેશા માનસિક ભાવનાના પ્રદેશમા રમ્યા કરે છે કુદરતના વૈજ્ઞાનિક અભ્યાસથી મનુષ્યને કેટલો આનન્દ થાય છે તે આપણે ઉપર જોઈ ગયા તો પણ વિજ્ઞાનશાસ્ત્રી હમેશા આવી માનસિક ભાવનાથી દૂર રહેવા માગે છે અને આ વૈજ્ઞાનિક ચિત્તવૃત્તિ તેની આ ભાવનાદૃષ્ટિ ઘટાડવાને બદલે તેને વિશેષને વિશેષ વિસ્તૃત કરતી જાય છે ન્યૂટનના સ્ફટિકથી થતા રંગ પરિચ્છેદનના શોધથી આકાશના સુંદર મેઘધનુષ્યની પૂજ્ય ભાવના થોડેક અંશે કમી થઇ હશે તો પણ આ રંગોના પૃથક્કરણથી કેટલાએક અદ્ભૂત ચમત્કારો વિજ્ઞાનદૃષ્ટિ આગળ ઉત્પન્ન થયા છે આ પ્રમાણે વિજ્ઞાન આપણી અદ્ભુત ભાવનાને દૂર કરતું નથી, પણ તેને વધારે ને વધારે વિશાળ અને વિશુદ્ધ બનાવે છે

---

**વિજ્ઞાનથી થતી વિશુદ્ધ ભાવના.**

એક કલ્પનાસૃષ્ટિ આપણા મગજમાથી વિજ્ઞાન દૂર કરે છે કે તરત જ તેને બદલે બીજી અનેક અદ્દભુત કલ્પનાઓ આપણા મગજમા ઉભી થાય છે અને આ પ્રત્યેક કલ્પના કરતા પ્રથમની વિષમ કલ્પના કરતા વિશેષ વિશુદ્ધ હોઇ રસિક કલા માટે મોટુ વિશાળ ક્ષેત્ર ઉઘાડુ કરે છે અને જેમ જેમ વિજ્ઞાનના અભ્યાસપર

**વિજ્ઞાનથી રસિક કલા વિશુદ્ધ થાય છે.**

તે પ્રજા વિશેષને વિશેષ આકર્ષાય છે તેમ તેમ આ વિશુદ્ધતર રસિક કલ્પના સમજવાને વિશુદ્ધ પાત્ર થઈ આ પ્રજાનુ સાહિત્યક્ષેત્ર સ્વાભાવિક રીતે વિસ્તૃત થાય છે

**આપણા સાહિત્યમા વિજ્ઞાનના આવ્હાનથી ભવિષ્યનુ શુભ સૂચન.**

ગુર્જર ભાષામા જેમ જેમ આ વિજ્ઞાનનુ સ્થૂલ મનાતું સાહિત્ય વધતા માડગે તેમ તેમ તેની વૈજ્ઞાનિક ભાવનાથી રસિક થતી જતી કલ્પનાસૃષ્ટિ અનેક નવ નવા સાહિત્યના ક્ષેત્રો ઉત્પન્ન કરશે કે જેની અલૌકિક અસર સાહિત્યના તમામ પ્રદેશપર એક સુદર સ્વરૂપ ફેલાવી આપણુ સાહિત્ય જગતના ઇતિહાસમા એક નમુનારૂપ થઇ પડશે અને તેટલા માટે વિજ્ઞાનનું આવ્હાન સાહિત્ય મદિરમા થયેલુ છે તે એક અતિ સુંદર ભવિષ્ય સૂચક છે અને આ વૈજ્ઞાનિક ભાવના સામાન્ય પ્રજામા વિશેષને વિશેષ પ્રસાર કરવા અનેક ગ્રન્થો છપાઈ સાહિત્ય પ્રદેશને વિસ્તૃત કરશે એવી શુભ આશા છે *

* છઠ્ઠી ગુજરાતી સાહિત્ય પરિષદ્, અમદાવાદમા વચાયેલો લેખ

# બાલસાહિત્ય.

લેખક—અ. સૌ વિદ્યાગૌરી રમણભાઈ નીલકંઠ, બી એ

ગુજરાતી ભાષાનુ સાહિત્ય હજી પૂર્ણ કળાએ પહોચ્યુ નથી તેમા ઘણા અંશો અપૂર્ણ છે અને કેટલાક તો નહીં સરખા છે જ્યારથી ગુજરાતી ભાષા હાલના રૂપાન્તરમા આવી ત્યારથી તે આજ સુધી તેમા પદ્યનો મોટો જથ્થો લખાએલો છે ગદ્ય સાહિત્ય તો ઘણા પાછળના કાળનુ છે એ સર્વ કોઇ જાણે છે એટલે સાધારણ રીતે કાવ્યનો વિષય ન થઇ શકે તેવી સર્વ બાબતો પદ્યમા જ રચાતી હતી અને ગદ્ય લેખન શરૂ થયા પછી તે સાહિત્યનો જુદા જુદા શાખાઓની મળનાથી વિકાસ વધારે થયો છે તેમ છતા પ્રમાણમા સાહિત્યના વિભાગો ઘણી જ અપૂર્ણ દશામા છે કાવ્યનો સમૂહ ઘણો હોવા છતા નાટકનો ઉત્કર્ષ ઓછો છે, ઇતિહાસ, જીવનચરિત્ર વગેરેના ગ્રન્થો ગણતરીના જ છે તેમ જ હાસ્યરસનુ સાહિત્ય નહીં જેવુ છે અને બાળકો માટે પણ સાહિત્યસામગ્રી કાંઇ જ નથી એમ કહીયે તો ચાલે

સાહિત્ય પરિષદ્ કોઈ જ સાહિત્યની ખોટ હોય તે *manufacture* કરાવી શકે અર્થાત્ ઉત્પન્ન કરાવી શકે એ સભવિત નથી. સાહિત્યના ગ્રન્થો એમ *to order*—યોજના પ્રમાણે રચી શકાતા નથી તથાપિ એવી પરિષદોમાં વસ્તુસ્થિતિનુ દર્શન કરાવવાથી ઉત્સાહી અને શક્તિસપન્ન લેખકોને માર્ગસૂચન થાય છે એ નિર્વિવાદ છે

બાળકો એ પ્રજાની મોટી સપત્તિ છે અને તેમને યોગ્ય માર્ગે ચલાવવામાં આવે તો ભવિષ્યનુ પ્રજાજીવન ઉન્નત થાય એ આપણે જાણીએ છીએ માટે આપણા બાળકોમા શુભ સસ્કાર પડે એ ધ્યાનમા રાખવાનુ છે ઘરમાથી મળતુ શિક્ષણ, શાળાનુ શિક્ષણ, સગતિથી મળતુ શિક્ષણ અને વાચનથી મળતુ શિક્ષણ એ સર્વ બાળકનુ ચારિત્ર્ય ઘડવામા સહાયભૂત થાય છે તેમા વાચનસબધી વિચાર કરવાના છે

ગુજરાતી ભાષામા બાળકોને માટે સાહિત્ય નથી, તેઓને માટે પુસ્તકો નથી અને ચોપાનીઆ નથી એમ કહિએ તો ચાલે તેમને માટે કેવા પ્રકારનુ સાહિત્ય હોવુ જોઇએ તેનો ખરો ખ્યાલ હોય તો જ તેમને યોગ્ય પુસ્તકો રચાય બાળકોના મનના વળણો જુદી જુદી માનસિક શક્તિઓની મદતા અને તીવ્રતા આ સબધમા ખાસ લક્ષમા રાખવી જોઇએ. એવો ખ્યાલ જોવામા આવે છે કે નીતિના બોધપાઠો તેમને આપવામા આવે તો તેઓ સદાચારના પુતળાં બની જાય પહેલાં આવા કલ્પિત ખ્યાલને લીધે તેઓને પ્રત્યક્ષ બોધના સાધન કોઇકોઇ રચતા અને હવે કાંઇક તેમા ફેરફાર કરી વાર્તારૂપે બોધ આપવાનો પ્રયત્ન જ્યા બાળકોના સાહિત્ય રચવાના છૂટા છવાયા પ્રયત્ન થાય છે ત્યા જોવામા આવે છે અને વિશેષમા કાંઇ સહેજ જ્ઞાન મળે તેવા નખાએલો હોય છે માનસસ્વભાવનુ નિરીક્ષણ કરતાં જણાએ કે તેમનામાં અનુકરણશક્તિ, જીજ્ઞાસા, કલ્પનાશક્તિ અને મહત્ત્વાકાંક્ષા હોય

છે આ સર્વને જવાબ દેવુ, એ શક્તિઓને સતોષનારૂં સાહિત્ય બાળકો ટોમથી વાંચે છે અને તેની અસર ધાર્યા પ્રમાણે થાય છે અતગત બાળકોમા બુદ્ધિ તેમની ઉમરના પ્રમાણમા હોય છે તેથી તેઓ બુદ્ધિની કસોટીપર દરેક બાબત મૂકે છે પરન્તુ કલ્પનાશક્તિ વધુી ખાર એટલી બળવત્તર હોય છે કે દુનીઆની વાસ્તવિકતાની બહાર કલ્પનાના તરંગોમા આનંદ માનવામા તેઓ હમેશા તત્પર હોય છે

અંગ્રેજી ભાષામા આજથી સો વર્ષ ઉપર બાળકો માટેના સાહિત્યની હાલ અહીં છે તેવી જ સ્થિતિ હતી તેમને માટે રડ્યા ખડ્યા પુસ્તકો હતા અને તેમા કોઈ કોઈ ઉમેરો થતો પરન્તુ છેલ્લા ત્રીસ વર્ષમા એ સાહિત્યની ખીલવણી ન કલ્પી શકાય તેટલા પ્રમાણમા થઈ છે, બાળકો માટેની બેદરકારી જ એ સર્વનુ કારણ હતી એવુ કહે છે કે અંગ્રેજ પ્રજાનુ લક્ષ છોકરા તરફના અયોગ્ય વર્તન તરફ દોરનાર ચાર્લ્સ ડીકન્સ હતો ડીકન્સ અંગ્રેજી ભાષાનો શિષ્ટ લેખક છે તેણે સખ્યાબધ પુસ્તકો લખ્યા છે, જે લોકપ્રિયતાની ટોચે પહોચેલા છે જ્યા ડીકન્સની સેન્ટીનરી એટલે સો વર્ષની જયતિ ઉજવવામા આવી ત્યારે પ્રજા આ વિષયમા તેની ઋણી છે એ વાતને ખાસ મહત્ત્વ આપવામા આવ્યુ હતું નીતિના પાઠોમાય શાસ્ત્રની વાર્તાઓના જમાના પછી અંગ્રેજી સાહિત્યમા લોકમા પ્રચલિત એવી કલ્પિત જીન પરીઓની વાર્તાઓના સગ્રહો પ્રકટ થયા જેને ફ્રી ટેલ્સ કહેવામા આવે છે તે વાર્તાઓ બધી જ કલ્પિત હોય છે એટલુ જ નહી પણ તદ્દન અસભવિત હોય છે પરતુ બાળકોની કલ્પનાશક્તિને તે એટલી હદસુની આકર્ષે છે કે અંગ્રેજ બાળકો અત્યત રસપૂર્વક તે વાંચતા શીખ્યા પહેલા સાભળે છે અને વાચતા આવડે ત્યારે વાચે છે અને કલ્પનાના એવા ઉડ્ડયનોમા એટલા મગ્ન થઈ આનદનો અનુપમ અનુભવ કરે છે કે આપણને તે જોઇને એમ થાય છે કે આપણા દેશના બાળકોને આપણે જોઇએ તે કરતા વહેલા ગભીર બનાવી દઇએ છીએ અને જગતના કઠોર અનુભવ કરાવીએ છીએ કલ્પનાના મનોરાજ્યના વિહાર કરનાર એ બાળકો તરફ જોઇને સહજ ઇચ્છા થાય કે આપણે આપણુ બાળપણ ફરી મેળવવા ભાગ્યશાળી થઇએ '

એ વાતોમા સારા નઠારા મનુષ્યો, રાક્ષસો, પરીઓ વગેરે હોય છે અને સદ્વર્તનનુ તત્ત્વ પણ હોય છે પણ તે અસત્ય લેખુ કોઈ તરી ચલાવતા એની ચર્ચા અરૂચિકર લાગતુ નથી તેવી વાર્તાઓ ઘણા પ્રમાણમા રચાય છે અને તેઓ પોતાની છાપ પણ અચૂક પાડે છે તેવા અંગ્રેજી પુસ્તકોમાથી કેટલાકના ભાષાન્તરો કે અનુવાદ થયા છે પણ અસલ વાતો ત્યાના ભાવવાળી હોવાથી બાળકોના મનમા સરળતા થી ઉતરી શકતી નથી આપણા દેશમા પણ ચાલતી કહાણીઓ વાતો ઘણી છે અને તે આગળના જમાનામા એકમુખેથી બીજે મુખેથી કહેવાતી તે કહેના ! સાભળના (ઓછા થ ) ગયા છે એ ખેદની વાત છે તેવી સર્વ વાતો સગ્રહીત થવી જોઇએ અને બાળકોને લાયકની તેમાથી તારવી કાઢી તેમને માટે સારા સહેલા સ્વરૂપમા તે પ્રકટ થવાની જરૂર છે તે કામ જેટલું જલદી થશે એટલો વધારે લાભ છે, કારણ કે એ વાર્તાઓ જાણનાર વર્ગ વખત જતા લુપ્ત થશે અને સાહિત્યનુ એક વીર અદ્ભુત રસ ભરેલુ અગ હમેશને

માટે જતુ નેરો રાજા પા વાહની વાતો સાંભળી તેને હસી કાઢનારા ઘણા હોય છે પણ તેમની પાછળ રહેલું રહસ્ય સમજે તેને એ હાસ્યાસ્પદ નહી પરતુ દેવાના પ્રાચીન સમયના ધારૂપ લાગે છે તેના સગ્રહો બહાર પાડવામા મહેનત અને નાણાની જરૂર છે પ્રતિભાશાળી લેખકોની ખાસ જરૂર નથી માટે સાહિત્યપ્રેમી ગૃહસ્થો, વર્નાક્યુલર સોસાયટી અને એવી સસ્થાઓ એ કામ કરાવી શકે તેમ છે ' એવો બાળકો માટેનો સગ્રહ અગ્રેજીના અનુવાદ કરતાં વધારે અનુકૂળ થઇ પડવા સભવ છે

છેલ્લા પચીસ વર્ષમા જે બાળસાહિત્ય અગ્રેજી ભાષામા થયુ છે તે જૂદી જ જાતનુ છે. છોકરાંને રસ પડે, તેમના મનમા પ્રોત્સાહન આવે અને નિર્દોષ આનદનો અનુભવ તેઓ કરે તેવી નાની મોટી વાર્તાઓના અસખ્ય પુસ્તકો અગ્રેજીમા થયા છે–તે બધા શિષ્ટ અને કોઈપણ જાતના બાધા વગરના છે એટલે તે એક બે નહિ પણ સેંકડો રચાયા છે નિર્દોષ બાલ્યકાળમા ગરીબ તવગર સહુ કોઇ તેનાથી મળતી મોજ ભોગવી શકે છે ભણવા તથા રમવામાથી બચેલા વખતનો આવા સાધનો વડે સદુપયોગ થાય છે

તે ઉપરાત બાળકોની મહત્ત્વાકાક્ષા પોષે તેવા સરળ જીવનચરિત્રો ઘણા લખયાં છે અને અગ્રેજી વાર્તાઓ જેવી વાર્તાઓ રચના કરતા આવા ચરિત્રો રચવાની સામગ્રી આપણા સાહિત્યને સહેલાઈથી મળી શકે તેમ છે પરતુ એ ચરિત્રો બાળકોને માટે લખનાર ખાસ બાળકોના રસો અને વૃત્તિઓને અનુકૂળ થાય તેવી રચનાશૈલી અને ભાષા રાખવા ખાસ ધ્યાન રાખવાની જરૂર છે કેટલાક બાળઉપયોગી પુસ્તકમા આ બાબતપર દુર્લક્ષ કરેલુ જોવામા આવે છે

મુસાફરીના પુસ્તકો આપણા સાહિત્યમા જુજ છે પરતુ તે પણ બાળકોને વાચવાના લક્ષબિંદુથી નહી લખાએલા હોવાથી માટે તેવા પુસ્તકો પણ બાળસાહિત્યમા જરૂરના છે. તે રચવામા કાંઇ ખાસ ઇશ્વરદત્ત શક્તિની જરૂર પડતી નથી અગ્રેજીમા તેવાં પુસ્તકોની ક્રમિક માળાઓ છે જેમા જુદા જુદા દેશની ચિત્તાકર્ષક હકીકતો ચિત્રો અને નકશા સાથે આપેલા હોય છે આપણે ત્યાના બાળકો માટેનાં તેવા છૂટા છવાયા લખાણો જોવામા આવે છે તેમા બહુપણુ બાલાપણુ જોવામા આવે છે તે આ પુસ્તકમાળામા નજરે પડતુ નથી.

ઇતિહાસને લગતી પુસ્તકમાળાઓ પણ એ જ રીતે મનોહર શૈલી, સરળ ભાષા અને રસમય હકીકતોવાળી હોય છે હિંદુસ્તાનના તેમ જ અન્ય દેશોના ઇતિહાસમાથી આવાં નાનકડા પુસ્તકો ગુજરાતી ભાષામા રચાવવાનુ કામ અશક્ય નથી

હુન્નરો, ઉદ્યોગો, રસાયનશાસ્ત્ર, જીવનશાસ્ત્ર, વનસ્પતિવિદ્યા, ખગોળ એ સર્વ વિદ્યાઓને લગતા પણ બાળકોને અનુકૂળ પડે તેવી રચનાના પુસ્તકો અગ્રેજીમા છે અને જે જે બાળકોને સ્વાભાવિક વળણ તેમાના કોઇ તરફ હોય તેમને તેમની તે વૃત્તિ ખીલવવાના રસિક સાધનરૂપ તેઓ બને છે

---

* મણી ને મોહન રૂ ૨–૦–૦ એન એમ. ત્રિપાઠી એન્ડ કપની, મુબાઇ.

આવા વિવિધ પ્રકારના પુસ્તકો બાળકોને માટે અંગ્રેજી સાહિત્યમા છે તેમ કહેવાની મતલબ એટલી જ છે કે એમાનુ ઘણે અંશે આપણા સાહિત્ય માટે થઇ શકે તેમ છે આપણા સાહિત્યના ક્ષેત્રમા જે વિસ્તાર નથી થઇ શકતો તેના અનેક કારણોમા આપણી તે તરફની બેદરકારી મુખ્ય છે કેટલાક પાસે બુદ્ધિનુ સાધન છે, ઇચ્છા છે તેમને અનુકૂળતા નથી અનુકૂળતા હોય તેમનામા શકિત ન હોય અથવા ઇચ્છા ન હોય ગુજરાતી સાહિત્ય માટે અંતરની લાગણી હોય, લખવાની શકિત હોય અને નિવૃત્તિ હોય એવા ગણ્યા ગાંઠ્યા માણસો જડને તેઓ ગુજરાતી સાહિત્યના બાળસાહિત્ય સિવાયના અંગો તરફ પ્રવૃત્તિ કરવાની સ્વાભાવિક રીતે ઇચ્છા રાખતા હોય છે એટલે જે જુજ લેખકો છે તેઓ પણ બાળસાહિત્ય તરફ લક્ષ આપી શકે એમ હાલ તો જણાતું નથી તે માટે બાળસાહિત્યના જે પુસ્તકો માત્ર ખંત અને મહેનતથી રચવાના હોય તે બાળકોના નિકટના સબંધીઓ–શિક્ષકો અને માતાઓ–એ ઉપાડી લેવાં જોઇએ સર્વ કોઈ પ્રતિભાશાળી લેખક ન થઇ શકે, નિસર્ગશકિતથી રચાએલા કલ્પનામય પુસ્તકો રચવા બધા ભાગ્યશાળી ન બને પરંતુ બાળકો તે આપણને સોંપાએલા પ્રિય આત્માઓ છે એવી લાગણી ધરાવી તેમના જીવનમા રસ રેડે તેવા તેમને સંસ્કારી કરે તેવા, તેમને મહત્ત્વાકાંક્ષી કરે તેવા અને મુખ્યત્વે આનંદ આપે તેવા પુસ્તકો તેઓ રચી શકે અંગ્રેજી ભાષાના બાળકોના પુસ્તકોનો મોટો ભાગ સ્ત્રી રચિત હોય છે. આપણે ત્યા સ્ત્રીઓ એવા પુસ્તકો લખી શકે એવી સ્થિતિ નથી પણ શિક્ષકો તે કરી શકે તેમ છે એ અંગ્રેજી પુસ્તકોની લખનારીઓ ઘણે ભાગે શિક્ષકો જ હો. વિવાહિત સ્ત્રીઓ, માતાઓ કરતા અવિવાહિત સ્ત્રીઓના પ્રયાસ એ દિશામા વધારે જોવામા આવે છે તેથી એ અનુમાન કરી શકાય ઇંગ્લાંડમા બધી પ્રાથમિક શાળાઓમા–છોકરા–છોકરીની–સ્ત્રીશિક્ષકો જ હોય છે એ વાત ધ્યાનમા રાખતા એ અનુમાનને પુષ્ટિ મળે છે

બાલકો માટે કોઇ કોઇ માસિકો પ્રકટ થાય છે તેમા પણ બાળકોને અતિ ગંભીર બનાવવા તરફ લક્ષ વધારે આપવામા આવે છે–અથવા તો ગંભીરતાને બદલે જાણે બાળકો બુદ્ધિહીન હોય તેવા નમાલા લખાણો હોય છે કેટલાક સારા લેખો પણ હોય છે પરંતુ બોધ તરફ વધારે લક્ષ રાખેલુ દેખાય છે વળી તે ઉપરાંત એક વલણ જોવામા આવે છે તે શરૂઆતથી જ દાબી દેવા જેવુ છે બાળકો માટેના લેખો તેઓને વાચવા માટેના હોવા જોઇએ તેઓ લેખક થાય એ તેવા લખાણોનો હેતુ હોવો જ ન જોઇએ વાંચી સમજી –શીખવા પહેલા લેખક થવાની આકાંક્ષા અસ્થાને છે તેથી ખોટી ચડસાચડસી બાળકોને નામે મોટા લખે તેવી ઠગાઈ અને ખરેખર બાળકો લખે તો લેખનુ તદ્દન અપરિપકવપણુ એ જ પરિણામ થાય છે બાલસાહિત્યના માસિકો તે બાળલેખકો તૈયાર કરવાના વર્ગો નથી એ વાત ભાર મૂકીને કહેવાની જરૂર છે બાળકોનુ કામ તેમને માટે તૈયાર કરેલી સામગ્રીનો ઉપયોગ કરી તેમાથી આનંદ મેળવી, અને તેથી પ્રાપ્ત થતા શુભ સસ્કારોને જીવનમા વાપરવાનુ છે પોતાની કાચી સમજ શકિત, અજ્ઞાન, અવ્યવસ્થિતતા વગેરેનો લાભ બીજાને

આપવાની જરૂર નથી કોઇ કોઇ બાળકો ઈશ્વરદત્ત વિરલ કલ્પનાશક્તિના સામર્થ્યવાળા હોઇ કલ્પનામય લખાણ કાર્ય કરી શકે પરન્તુ લેખક થવાના પ્રયત્ન તેમની પાસે કરાવવા ન જોઇએ અને તેને ઉત્તેજન પણ બનતા સુધી ન આપવુ જોઇએ લેખક થવા યોગ્ય પોતાને માનવાથી આત્મ[illegible] અકાળે અને અસ્થાને આવે છે અને તેથી બાળકોની મનશક્તિનો વિકાસ થતો અટકે છે

ગુજરાતી સાહિત્ય હજી અપૂર્ણ દશામા છે તેના ઘણા ઉપયોગી વિભાગોને ઇષ્ટ સ્થિતિમા લાવવા માટે ભગીરથ પ્રયત્નો કરવાના છે તેને માટે પુરતા લેખકો અને કામ કરનારા નથી, નાણાં ખરચનારા નથી, વાચનારા નથી, તેમા રસ લેનારા નથી તો તેના આ ગૌણ ગણાતા વિભાગપર લક્ષ કોણ આપશે એવા પ્રશ્ન કોઈ કરે તો તેનો પ્રથમ ઉત્તર એ છે કે આપણે ધારીએ છીએ તેવો ગૌણ એ વિભાગ નથી વળી આવશ્યક વસ્તુઓ પૈકે જ સાહિત્યનો વિકાસ થઇ શકે સાહિત્યનુ એક અગ પ્રથમ પરિપૂર્ણ થાય પછી બીજુ પછી ત્રીજુ એમ ઈંટ પથરથી મકાન બધાય તે રીતે ન થઇ શકે જે જે વિભાગને અનુકૂળ સજોગો મળે, તે માટે કામ કરનાર નીકળે તે તે વિભાગો ઉન્નત થતા જાય અને તેવા અનેક સાથે પણ વૃદ્ધિ પામે તેમા કાઈ અશક્ય નથી માટે અમુક વિભાગની વૃદ્ધિ થવાની રાહ જોવાની જરૂર નથી

દેશના ભવિષ્ય માટે જેમને ઉજ્જ્વળ આશા છે, ગુજરાતી ભાષાના સાહિત્ય માટે જેમને અભિમાન અને આદર છે, બાળકો માટે જેમને મૌલિક પ્રેમ છે તેવા સાહિત્ય પ્રેમી જનોના આ સમેલન સમક્ષ બાળકો માટે કરેલી આ માગણી ભવિષ્યમા સફળ થશે એવી શ્રદ્ધાથી આ વિચારદર્શનની સમાપ્તિ કરવાની રજા લઉ છુ *

---

* છઠ્ઠી ગુજરાતી સાહિત્ય પરિષદ, અમદાવાદ સમક્ષ વચાયેલો લેખ

# કલા અને હેનું સ્વરૂપ.

લેખક—ગ મહાશંકર પોપટભાઈ આચાર્ય, બી એ

That art is greatest which conveys to the mind of the spectator by any means whatsoever, the greatest number of the greatest ideas, and I call an idea great in proportion as it is received by a higher faculty of the mind and as it more fully occupies and occupying exercises and exalts the faculty by which it is received

—*Ruskin*

કલા સબંધી પ્રશ્નોથી ક્યા વિચારશીલ મનુષ્યને ગુચવણ ઉત્પન્ન થઇ નથી ? અને તે પ્રશ્નો પણ કેવા વિષમ છે ? કલા શુ છે ? મનુષ્યજીવનમા તે કયુ સ્થાન ભોગવે છે ? હેનો શો ઉદ્દેશ છે ? હેનો ઉપયોગ શો છે ? ઇત્યાદિ પ્રશ્નોની ચર્ચા આપણા ગુર્જર સાહિત્યમા જેટલે અશે થવી જોઇએ તેટલે અશે થઇ નથી

વળી, એમ પણ બને છે કે અમુક શબ્દોનો પ્રચાર રૂઢ થઇ જવાથી આપણે હેનો ઉપયોગ કરવા છતા હેના અર્થ સબધે ગભીર વિચાર કરતા નથી અથવા તો તે સબધી ઉપસ્થિત થતા પ્રશ્નોની ચર્ચામા ઉતરતા નથી એમ પણ જોવામા આવ્યુ છે કે જેમ અમુક શબ્દનો અર્થ ગૂઢ અને અનિશ્ચિત વધારે તેમ હેના લોકો વધારે ઉપયોગ કરે છે આ સર્વ દૃષ્ટિએ અતિ મોટા આપ સર્વ વિદ્વાનો સમક્ષ કલા સબધે કેટલાક વિચારો નિવેદન કરવાનુ ઉચિત ધાર્યુ છે આ ન્હાના લેખમા કોઇ પણ વિશિષ્ટ સિદ્ધાન્તનુ પ્રતિપાદન કરવા કરતા એક દૃષ્ટિબિન્દુ જ રજૂ કરવાનો ઉદ્દેશ છે અને એ રીતે જ આપ આ લેખને તપાસશો એવી નમ્ર વિજ્ઞપ્તિ છે

કલા સબધે કંઇ પણ લખવા પહેલા હેનો અર્થ સ્પષ્ટ કરવાનુ પ્રાપ્ત થાય છે અહિં 'કલા' એ શબ્દ ઘણા વ્યાપક અર્થમા વાપરવામા આવ્યો છે અંગ્રેજીમા *Art* શબ્દ જે રૂઢ અર્થમા વાપરવામા આવે છે તે અર્થમા ન વાપરતા 'મ્હારની સહાયતા દર્શાવેલા મનના ભાવ', એવો અર્થ સ્વીકાર્યો છે એમર્સનના નિત્ય અને ઉપયોગી એવા બે કલાના વિભાગનો અહિં વિચાર કરવામા આવ્યો નથી

કલા એટલે શુ ? એ કેવો પ્રશ્ન ? જેને પૂછીયે તે ઉત્તર આપશે કે સૌન્દર્યનુ ભાન કરાવનાર પ્રવૃત્તિ તે કલા આ પ્રશ્નનો ઉકેલ કરતા એમર્સન કહે છે કે મનુષ્યના સ્વભાવમા કેટલાક એવા તત્વો રહેલા છે કે તે હેના મનની ભાવનાઓને મૂર્તિમાન્ સ્વરૂપ આપી હેને પ્રકટ કરવાને પ્રેરાય છે જે જે ભાવો હેના હૃદયમા ઉત્પન્ન થાય છે, તે તે મન કોઇ વિશિષ્ટ સ્વરૂપમા પ્રકટ થવા પ્રયત્ન કરે છે આવા અનુભવેલા ભાવો બ્હાર પડે ત્યારે જ મનુષ્યને શાન્તિ થાય છે, અને તેથી તે બુદ્ધિપૂર્વક અથવા અજાણતા પોતાના વિચારોને મૂર્ત સ્વરૂપ આપે

છે, હેમા પોતાની મનોગત ભાવનાઓ અથવા વિચારોને બુદ્ધિપૂર્વક મૂત કરી હેનુ નામ કલા પ્રકૃતિ એ સૌન્દર્યનુ પરમ નિધાન છે પ્રત્યેક મનુષ્યને પ્રકૃતિના સામાન્યમાં સામાન્ય દરજ્જાથી પણ પોતાના અધિકાર પ્રમાણે અમુક અસર થાય છે, પરન્તુ કેટલીક વિરલ વિભૂતિઓને તો હેના સૌન્દર્ય દર્શનથી એટલો બધો હર્ષાતિરેક થાય છે કે તેઓ તે સૌન્દર્યને પોતાના ઉરમાં ઉતારી લઈ નાના પ્રકારના નવીન સ્વરૂપોમા પુન પ્રકટ કરે છે સૌન્દર્યના નવીન સ્વરૂપોનુ સર્જન તે કલા પોતાના અભિપ્રાયનુ દોહન આપતા એક સ્થલે એમર્સન લખે છે કે

'A work of art is an abstract or epitome of the world. It is the result or expression of nature in miniature Thus is art a nature passed through an alembic of man.

એમર્સનના કલાસબધી વિચાર તે સામાન્ય વિચારો ગણવામા બાધ નથી પરતુ આ લક્ષણ ઉપરથી પુન પ્રશ્ન થાય છે કે સૌન્દર્ય એટલે શુ ? આ પ્રશ્ન સનાતન છે અનેક યુગો થયા આ પ્રશ્ન પૂછાતો આવ્યો છે અને છતા અદ્યાપિ હેનો સમાધાનકારક ઉત્તર મળ્યો નથી વિદ્વાનો, તત્ત્વજ્ઞો અને શાસ્ત્રવિશારદોએ સામાન્ય મનુષ્યની બુદ્ધિને અગમ્ય એવા હેના પરસ્પર વિરોધી લક્ષણો બાધ્યા છે, અને છતાએ હજુ નવા લક્ષણો અપાતા જાય છે એમર્સન તો કહે છે કે સૌન્દર્યનુ લક્ષણ જ બાધી શકાય નહિ તે બુદ્ધિનો વિષય જ નથી મોરીટ્ઝ નામે એક જર્મન વિદ્વાન કહે છે કે સૌન્દર્ય શુ એ સમજી શકાય નહિ અમુક સુન્દર પદાર્થની સમક્ષ ઉભા રહી એ પદાર્થ સુન્દર છે એમ આપણે કહી શકીએ પરન્તુ તે શા માટે સુન્દર છે અથવા તો ક્યા ક્યા તત્ત્વો હોય ત્યારે અમુક વસ્તુ સુન્દર કહેવાય એ આપણે કહી શકતા નથી રસ્કિન કહે છે કે કોઈ પણ સ્થૂલ પદાર્થના બાહ્ય સ્વરૂપના ચિન્તનથી આપણામા જો આનન્દનો ઉદય થાય તો તે પદાર્થ સુન્દર છે એમ ગણાય બર્ક પોતાના *The Sublime and the Beautiful* નામના પુસ્તકમા લખે છે કે કલાનો ઉદ્દેશ સૌન્દર્ય અને ભવ્યતા પ્રકટ કરવાનો છે, અને જાતીયઆકર્ષણ એ સૌન્દર્યનુ આદિકારણ છે કેન્ટ શીલર હર્મોનટ ઈત્યાદિ ઈત્યાદિના મત અનુસાર, જે કઇ સ્થૂલ લાભની આશા વિના અહેતુક આનન્દ આપે તે સૌન્દર્ય છે શીલિંગ હેગલ, શોપનહોર આદિ કેટલાક રહસ્યવાદીઓ એમ માને છે કે સૌન્દર્ય એ અનન્તમા અનન્તનો આવિર્ભાવ છે વિષયવિસ્તાર અને સ્થાનની મર્યાદાના ભગના ભયથી અનેક તત્ત્વજ્ઞોના અભિપ્રાયોનો ઉલ્લેખ કરવાનુ અને હેનુ તારતમ્ય કહાડવાનુ આ સ્થાને શક્ય નથી, અહિં એટલુ જ કહેવુ બસ થશે કે કેટલાક પ્રમાણપુરસ્સરતામા, કેટલાક દેખીતા વિરોધના શમનમા, કેટલાક પરિમિતમા અપરિમિતના દર્શનમા સૌન્દર્ય જુએ છે

આ પ્રમાણે સૌન્દર્યની ભિન્ન ભિન્ન વ્યાખ્યાઓ તપાસતા આટલુ ફલિત થાય છે

૧ સૌન્દર્ય એ પરમાત્મસ્વરૂપનો આવિર્ભાવ છે, અને હેનુ સ્વતત્ર અસ્તિત્વ હોઇ અધિષ્ઠાનની જરૂર નથી,

૨ સૌન્દર્ય એ હેતુરહિત અને સ્વાર્થની ભાવનાથી વિયુક્ત આનદ છે

પરંતુ જરા વિચાર કરતા જણાશે કે આ બન્ને લક્ષણોમા અતિવ્યાપ્તિ દોષ છે પ્રથમ લક્ષણ ઉત્કૃષ્ટ અને રહસ્યવાદથી પરિપૂર્ણ છે, પરંતુ ત્હેમા તત્ત્વજ્ઞાન, ધર્મ અને જીવનનો સમાવેશ થઇ જાય છે ( હેગલ, શેલીંગ અને કેટલાક ફ્રેંચ વિદ્વાનોના મત અનુસાર ) બીજુ લક્ષણ સ્પષ્ટ છે, પરન્તુ ત્હેમા પણ સુરાપાન, સુકોમલ ત્વચાનો સ્પર્શ ઇત્યાદિથી ઉત્પન્ન થતા આનંદનો સમાવેશ થઇ શકે છે

આ ઉપરાત અમુક વસ્તુમા સાદર્ય છે કે નહિ ત્હેનો નિર્ણય કોણ કરે? જ્યા એક મનુષ્યને વિરૂપતા વિષમતા અને મલિનતા જણાય ત્યા ત્યા અન્યને સુંદરતાના ભંડાર ભાસે છે એકાન્ત સંધ્યા સમયની ભવ્ય શાંતિ અથવા તો સમુદ્રનુ સનાતન ગાન અથવા કોઈ નદીતીર ઉપર ઉભા રહીને જોયેલી ચાંદની એક કવિહૃદયમા સૌંદર્યની જેવી ભાવના ઉત્પન્ન કરે તેવી અન્ય અપૂર્ણ મનુષ્યના મનમા ન થાય એ વાત તો આપણા નિત્યના અનુભવની છે સૌંદર્યની ભાવનાનો આધાર મનુષ્યની રુચિ ઉપર રહેલો છે આ રુચિ-*taste* મા કેટલુ વૈચિત્ર્ય છે? તેનો આધાર મનુષ્યની કેળવણી, પરિસ્થિતિ, સસ્કાર ઇત્યાદિ ઉપર છે વળી મનુષ્ય પોતાની રુચિનુ નિયમન કરી ત્હેને એક માર્ગેથી વાળી લઇ અન્યત્ર દોરી શકે છે એકને દ્રાક્ષ રુચે અને અન્યને દાડમ રુચે તો ત્હેના કારણો આપી શકાય નહીં અને ત્હેને માટે અમુક અચળ નિયમો પણ ઘડી શકાય નહિ

આ પ્રમાણે કલાનુ લક્ષણ તપાસતા આપણે અન્તે ત્હેનો આધાર એક આકસ્મિક તત્ત્વ પર રહેલો છે એવુ જોઇ શકયા આવી અપૂર્ણ અને અસતોષજનક વ્યાખ્યા સ્વીકારવાથી કલા શુ અને અકલા શુ ત્હેનો નિર્ણય કરવાનુ કાર્ય વિષમ થઇ પડશે, અને કદાચ રુચિભિન્નતાને પરિણામે કશામા કલા છે જ નહિ એ સ્વીકારવાનો અપ્રિય પ્રસગ પ્રાપ્ત થશે

કલા એક માનુષિક પ્રવૃત્તિ છે આવી પ્રત્યેક પ્રવૃત્તિ જનસમાજની સેવા સાની ત્હેનુ કેટલે અંશે કલ્યાણ કરી શકે છે તે ઉપરથી ત્હેની મહત્તાનુ માપ નિકાળી શકે આવી પ્રવૃત્તિઓને સ્વતન્ત્ર અસ્તિત્વ હોતુ નથી, તેથી 'કલાની ખાતર કલા' એ સિદ્ધાન્તમા ભ્રમ સમાયેલો છે

કલા એ મનુષ્યના વ્યવહારનુ એક સાધન છે કલાની કૃતિના દર્શન અથવા શ્રવણથી કલાવિધાયક અને તે સમયે અથવા પાછળથી એ કલાની કૃતિ જોનાર અથવા સાભળનાર વચ્ચે એક પ્રકારનો સૂક્ષ્મ સબધ બધાય છે વાણી પણ આવા વ્યવહારનુ સાધન છે, અને તેથી પણ બે મનુષ્યો વચ્ચે સબધ બધાય છે પરતુ ત્હેમા અને કલાની કૃતિમા ભેદ એટલો છે કે મનુષ્ય વાણીદ્વારા પોતાના વિચાર અન્યોને જણાવી શકે છે, ત્યારે કલાદ્વારા પોતાની **ભાવના** ( *emotions* ) અન્યમા સક્રાન્ત કરી શકે છે

એક મનુષ્યે વ્યક્ત કરેલી ભાવનાને ઇંદ્રિયગમ્ય કરી ત્હેને અનુભવવાની શક્તિમા કલાના બીજ રહેલા છે એક મનુષ્ય હસે છે ત્યારે અન્યને પણ હસવુ આવે છે, એ

અન્યની ભાવનાઓ અનુભવવાનુ પરિચિત ઉદાહરણ છે મનુષ્ય પોતે જે ભાવના અનુભવતો હોય તે જ સમયે અને તે જ સ્થાને પોતાના સ્વરથી અથવા દેખાવથી બીજા ઉપર અસર કરે પોતે બગાસુ ખાય ત્યારે અન્ય મનુષ્ય પણ બગાસુ ખાય, તો તે કલા નથી પરતુ અન્યમા પણ પોતે અનુભવેલી ભાવનાનો ઉદય થાય એવી બુદ્ધિથી જ્યારે એક વ્યક્તિ બ્હારની કોઈ પણ સત્તાદ્વારા પોતાની લાગણી પ્રકટિત કરે ત્યારે જ કલા થાય છે એક સાદુ દૃષ્ટાન્ત લઈએ એક બાલક પ્રેતથી ગભરાઈ ભય પામતો હોય, અને એકાદ વખત ત્હેને અધારી રાત્રિએ એકલા જવુ પડ્યુ હોય તે વખતે ત્હેના મનમા ભયનો જે સચાર થયો ત્હેનુ ભાન કરાવવાને રાત્રિનો અંધકાર પોતાના હૃદયની ભીતિ મદમ પ્રસરી રહેલી શાન્તિ અને નિર્જનતા ઈત્યાદિનુ વર્ણન કરે અને વર્ણન કરતા પોતે પણ તેની તે જ ભાવનાઓ અનુભવે અને ત્હેના શ્રોતાઓમા પણ તે જ ભાવનાનો ઉદય થાય તો એ કલાની કૃતિ થઈ ગણાય આમા રાત્રિએ બહાર જવુ જોઈએ એવુ આવશ્યક નથી પોતાની કલ્પનાનો ઉપયોગ કરીને પણ પોતાની લાગણીઓ દર્શાવી શકે તો પણ તે કલા થઈ ગણાય આ પ્રમાણે ભાવનાની સક્રાન્તિ એ કલાનુ મુખ્ય લક્ષણ છે આ ભાવનાઓ ગમે તે હોય આનદ, આશા, શોક, દુ ખ અથવા એવી ગમે તે ભાવના કલાનો વિષય થઈ શકે છે માતૃભૂમિ માટેનો પ્રેમ, નૃત્યનો ઉલ્લાસ, વિનોદવાર્તાથી થતો આનદ, પ્રાત કાળમા સૂર્યના ભવ્ય દર્શનથી થતો હર્ષસમુલ્લાસ, કોઈ પણ નિપુણ ચિત્રકારની કૃતિ જોવાથી ઉપજતુ સાનદાશ્ચર્ય આ સર્વે કલા છે

હવે આપણે આ દૃષ્ટિબિન્દુથી કલાનુ લક્ષણ બાધી શકીએ પોતે અનુભવેલી એક ભાવનાને પુન ઉદ્દીપ્ત કરી ત્હેને ગતિ, વર્ણ રેખા, સ્વર અથવા શબ્દની અમુક રચના દ્વારા અન્યમા સક્રાન્ત કરી ત્હેનો ત્હેને અનુભવ કરાવવો એ કલાની પ્રવૃત્તિ

આ કલાની પ્રવૃત્તિના મૂલ મનુષ્યસ્વભાવમા રહેલા છે ત્હેનામા જેમ સ્હામા માણસના વિચાર સ્હમજવાની શક્તિ છે, તેમ જ બીજાની લાગણી સ્હમજવાની અને અનુભવવાની શક્તિ રહેલી છે આ શક્તિ જ કલાનુ પોષક બલ છે વાણીદ્વારા વ્યક્ત કરેલા વિચારો સ્હમજવાની શક્તિથી જેમ મનુષ્ય અન્ય પ્રાણી ઉપર શ્રેષ્ઠતા ભોગવે છે, તેમ અન્યનુ પ્રકટ થતુ હૃદય સ્હમજવાની આ અદ્ભુત શક્તિથી ત્હેની સસ્કૃતિનો પ્રસાર અને વિકાસ થયો છે

આ પ્રમાણે માનવીના જીવનમા કલા એક અતિ અગત્યનુ સ્થાન ધરાવે છે તે આપણા પરમ કલ્યાણની સાધક છે, અને પ્રગતિ અને સસ્કૃતિની પ્રેરક છે કલાના અભાવે મનુષ્યમા એકતા સાધવાનુ કાર્ય ઘણુ વિકટ થાત અને પરસ્પરને ઘાત કરનારા હિંસક પ્રાણીઓ કરતા આપણે વિશેષ ઉન્નત થઈ શકત નહિ

જગતમા સર્વત્ર કલા દૃષ્ટિએ પડતી નથી આધુનિક સમયમા કલા સબધી આપણુ જ્ઞાન એટલુ વ્યસ્ત અને અનિશ્ચિત છે કે આપણે કલાભાસ અને કલા વચ્ચે રહેલો ભેદ વિસરી

ગયા છીએ, અને અકળાને પણ કલા કહેવા લાગ્યા છીએ ત્યારે કળાની કૃતિમાં વસ્તુ બાદ કરતાં આવશ્યક અંગો ક્યાં ક્યાં હોવાં જોઇએ?

પ્રથમ તો, પ્રત્યેક કળાની કૃતિમાં સ્હામા માણસો અસર કરવાની શક્તિ જોઇએ જે કોઇ મનુષ્ય વિશેષ શ્રમ લીધા વિના અથવા તો પોતાનું દૃષ્ટિબિન્દુ બદલાવ્યા વિના કર્તાના ભાવ અનુભવી શકે અને ત્હેની સાથે માનસિક એકતા અનુભવી શકે તો તે કૃતિ કળામય છે આવી એકતાનું ખાસ લક્ષણ એ છે કે ભોક્તાને એમ જ લાગે છે કે એ કૃતિ પોતાની છે, અને ત્હેમાં પ્રકટ થયેલા ભાવો પોતાના જ છે, પરન્તુ પોતે દર્શાવી શકે ત્હેના કરતાં ઘણી સરસ રીતે પોતાના મનોગત ભાવોનું દર્શન આપવામાં આવ્યું છે આ પ્રમાણે એક ખરી કળાની કૃતિથી કર્તા અને ભોક્તા વચ્ચે અદ્વૈત ઉત્પન્ન થાય છે [illegible] બન્ને ભાવો લય કરી આ અદ્વૈતભાવને ઉત્પન્ન કરવો અને પોષવો એ જ ખરી કળાનું પ્રધાન લક્ષણ અને આકર્ષણ છે

આ અસર કરવાની શક્તિનો આધાર ત્રણ ઉપાય ઉપર છે (૧) સંક્રાન્ત કરેલી ભાવનાની અપૂર્વતા, (૨) સ્પષ્ટતા, અને (૩) કર્તાની હૃદયવિશુદ્ધિ (*Sincerity*) ભાવનાની અપૂર્વતાથી અસર કરવાની શક્તિ વધે છે એ તો સર્વમાન્ય છે એટલે તે વિષે વિશેષ કહેવાનું નથી, પરન્તુ શુદ્ધ કળાની પ્રત્યેક કૃતિમાં સ્પષ્ટતા તો જોઇએ જ જ્યાં સુધી કલાકાર પોતાની હૃદ્ગત ભાવનાઓને સ્પષ્ટતાથી મૂર્ત સ્વરૂપ આપી શકે નહિ ત્યાં સુધી સ્હામાના મનમાં ત્હેની યથાર્થ છાપ પડે નહિ પરંતુ આ બન્ને કરતાં પણ હૃદયવિશુદ્ધિ તો ખાસ આવશ્યક છે પ્રત્યેક કલાવિધાયક અમુક ભાવના અનુભવે છે ત્યાર પછી અન્યને પણ ત્હેનો અનુભવ કરાવવા પ્રેરાય છે, ત્હેની આનન્દપ્રેરણાથી તે પોતાના ભાવો દર્શાવ્યા વિના રહી શકતો નથી પોતાના આનંદમાં બીજાને ભાગ આપવો એ મનુષ્યસ્વભાવ છે કલાકારની હૃદયવિશુદ્ધિ જેટલી વધારે તેટલી જ સરળતાથી ત્હેની ભાવનાઓ પ્રકટશે, અને સ્હામાને અસર કરશે ત્હેનામાં હૃદયની શુદ્ધતા હોય તો સ્પષ્ટતા આપોઆપ આવશે જ્યારે આ હૃદયવિશુદ્ધિ નથી હોતી ત્યારે કલા નહિ પરંતુ કલાભાસ થાય છે, ભોક્તાને આકર્ષી રાખવા માટે અનેક યુક્તિઓ કરવી પડે છે આ કલાભાસમાં હૃદયની ભાવનાઓ વ્યક્ત કરવાની જરૂરિયાત જેવું કશું હોતું નથી, પરન્તુ, દ્રવ્યોપાર્જન, યશપ્રાપ્તિ આદિ ક્ષુદ્ર હેતુઓ જ ત્હેના પ્રેરક હોય છે. ખરા કલાકારમાં ભાવનાઓ અનુભવવાની શક્તિ હોવી જોઇએ, ગમે તે સ્વરૂપે એ ભાવો પ્રકટિત કરવાની ઈચ્છા અને શક્તિ હોવાં જોઇએ, અને કળાની ઉત્કૃષ્ટતા સાધવા માટે ત્હેનામાં તે સમયના ઉચ્ચતમ સંસ્કારો ઓતપ્રોત થયેલા હોવા જોઇએ કલાકારમાં ઉપર કહેલાં ત્રણ અંગોની ન્યૂનાધિકતાના પરિણામે કળાની મહત્તા માપી શકાય છે

આવું ક્ષ્મક કળાનું સ્વરૂપ છે ખરી કળામય કૃતિ કલાવિધાયકના હૃદયમાંથી ઉત્પન્ન થઇ સ્હામાના હૃદયને સ્પર્શ કરે છે કલાકારના હૃદયની બલવાન્ અને અનિવાર્ય પ્રેરણા એ કળાની ઉત્પત્તિનો હેતુ છે, અને મનુષ્યજીવનના ઉચ્ચ અંશોને ઉચ્ચતર બનાવવા એ ત્હેનો ઉદ્દેશ અને સંદેશ છે

જ્યારે કલાનો ઉદ્દેશ આવો ઉચ્ચ છે, ત્યારે સ્વાભાવિક પ્રશ્ન થાય છે કે ત્હેનું વસ્તુ શુ હોવુ જોઇએ ? પરંતુ તે વિષય એટલો વિશાળ છે કે પ્રસ્તુત લેખની મર્યાદામા તે સમને ચર્ચા કરવાનુ પણ અશક્ય છે માત્ર એટલુ જ બસ છે કે મનુષ્યજાતિના શ્રેયને અર્થે જે વડે ઉચ્ચ ભાવનાઓ પ્રસાર પામે અને જેદ્વારા ત્હેમનુ ઐક્ય સધાય તે સર્વ કલાનુ વસ્તુ હોઇ શકે છે

આપણી આસપાસની સૃષ્ટિના રહસ્યોની સિમામા એવો વિજ્ઞાનનો અર્થ લઇએ તો જરા વિચાર કરતા પ્રતીત થશે કે કલા અને વિજ્ઞાન વચ્ચે ગાઢ સબધ છે અમુક દેશકાળના લોકો આવશ્યક ગણે તે પ્રશ્નોના ઉકેલ કરવા અને ત્હેને બુદ્ધિગમ્ય કરવા એ કાર્ય વિજ્ઞાનનું ? અને તે જ સત્યોને બુદ્ધિમાથી ભાવનાના પ્રદેશમા લાવવા એ કાર્ય કલાનું છે અમુક વિષયમા જ્યા મનુષ્યને દર્શનથી પ્રતીતિ થાય નહિ, ત્યા કલા તે વિષયનો ત્હેને અનુભવ કરાવે છે વિજ્ઞાનમા અમુક પ્રકારના જ્ઞાન ની પરપરાની જરૂર પડે છે પરંતુ કલામા આવા જ્ઞાનની અપેક્ષા રહેતી નથી પ્રત્યેક મનુષ્ય કલાને સ્હમજવાની અને અનુભવવાની શક્તિ ધરાવે છે કલાનુ કાર્ય મહાન્ છે, જગતમા સ્થાપિત થયેલા ન્યાયમદિરો અને પોલીસના સસ્થાનોથી જે કૃત્રિમ શાન્તિયુક્ત એકતા થાય છે, તે દૂર કરી સ્વયભૂ પ્રેરણાથી એકતા ઉત્પન્ન કરવી એ કલાનો ધર્મ છે વિજ્ઞાન અને કલાને સબધ હોવાથી આ મહાન્ ભાવની સિદ્ધિમાં ત્હેને પણ ભાગ આપવાનો છે અને તેથી ત્હેની કાર્યપદ્ધતિમા હવે ફેર થવો ઘટે છે મનુષ્યની કલ્યાણસાધના કઇ રીતે થાય ત્હેની ઉન્નતિ કયે પ્રકારે થાય ઇત્યાદિ વિષયોનાં ચિન્તનનો ભાર વિજ્ઞાને સ્વીકારવો જોઇએ હતો પરતુ આજે વિજ્ઞાન શુ કરી રહ્યુ છે ? ઘણુ થયુ છે અને થાય છે, અને આપણુ શ્રેય પણ સધાય છે પરતુ યૂરોપની પ્રચડ યાદવીએ આપણને દર્શાવ્યુ છે કે મનુષ્યરક્ષણ કરતા મનુષ્યભક્ષણના ઉપાયો શોધવા એ વિજ્ઞાનનુ કર્તવ્ય થઈ ગયુ છે વિજ્ઞાન કલાનુ આધારસ્થાન છે, એ જો ઉન્માર્ગગામી હશે તો કલા પણ તેવી જ થશે માટે મનુષ્યના હિતચિન્તનના વિકટ પ્રશ્નોના ઉકેલ કહાડી ત્હેમને વ્યવહારમાં યોજી પોતાનો ધર્મ પરિપાલન કરવા વિજ્ઞાનને જરૂર છે

કલાનું ભવિષ્ય પ્રોજ્જ્વલ છે આપણે જેમ જેમ ત્હેનુ તાત્ત્વિક સ્વરૂપ સ્હમજતા જશુ તેમ તેમ આપણી ભાવનાઓ ઉચ્ચ બની આપણી ઉન્નતિ થતી જશે, મનુષ્ય મનુષ્ય વચ્ચે ભ્રાતૃભાવ વિકાસ પામશે, સ્વાર્પણ અને સેવાની દીક્ષા લેવાશે, અને પાર્થિવતાના અંશો ઓછા થઇ આપણામા દિવ્યતા વૃદ્ધિ પામતી જશે કલાને આપણે માત્ર આનદ, વિનોદ અથવા વિભવનુ સાધન ન ગણતાં ત્હેને માનસજીવનમા એક આવશ્યક વ્યવહારનુ સાધન ગણતા શીખીશુ, તેમ તેમ ત્હેનો સર્વાંગ વિકાસ થશે કોઇને આ *Sentiment* લાગશે અને છે પણ તે જ પણ જગતના કયા મહાન્ કાર્યો ત્હેણે સાધ્યા નથી ?

કાઉન્ટ ટોલ્સ્ટૉય લખે છે કે

The destiny of art in our times is to transmit from the realms of reason to the realm of feeling the truth that well being of men consists in being United together and to set up in place of the existing reign of force that of God i e of love which we all recognise to be the highest

Possibly in the future science may reveal to art yet newer and higher ideals which art may realise, but in our time the destiny of art is definite and clear

અન્તમા આપણા નવીન ગુજરાતમા કલાની ભ્રાન્તિયુક્ત સ્હમજણનો લય થઇ જાઓ, અને કલાનો સર્વતોમુખી વિકાસ થાઓ એવી શુભેચ્છા છે, અસ્તુ*

## પ્રિયાની આંખડી.

લેખક-દા. મધુકર.

મોહ્યા તણા ક્રૂર હસ્તથી તલવાર કે કાપી દઈ,
કરતી અજા સમ રાકડો તેને પ્રિયાની આખડી
એ આખડી, જાદુગરી અદ્ભુત ખેલ કરી રહી,
કહેની સખી ! નેનમા ત્હે અજબ બુરકી શી ભરી ?
ક કાવ્યથી કવિઓ કથે તદપિ અધૂરી આખડી !
ના આખડીના ભેદની ચાવી હજુ કોને જડી !
ના દિવાના થઈ ગયા–તારાજ કે તખ્તો થયા
તો કહે અલિ જાદુગરી ! એ શક્તિ તુજને ક્યા મળી ?
ઉદ્યાનમા પુષ્પો ખિલ્યા, ગગને વિહરતી ચન્દ્રની
સૌગન્ધ ને સૌન્દર્યની ક રેલ રેલાઇ રહી
પણ જો પ્રિયા ! તુજ આખડી તેપર ફરી નહિ કો ઘડી
શા કામના ગુલશન–ગુલો ? શા કામની એ ચન્દ્રની ?
એ અજબ મધુરી રસભરી જાદુગરી પ્રિય આખડી !
નીરખી નયન કેરી બને એવી અશીણી આખડી !
સહુ ભાન દુનિયાનુ ભૂલાવી દે સખી ! તુજ આખડી !
ન્હે કહે ઠગારી શુ રતિએ છે ઘડી તુજ આખડી ?
તુજ નેનમા કોકિલ કૂજન, વીણા તણા મધુસ્વર સ્હો
ને ચન્દ્રીના અમૃતઝરણ એ આખડી માંહિ ભર્યાં
સૌન્દર્ય ખીલી વસન્તનુ તુજ નેનમા જોઉં સખી !
મીલાવી દે જાદુગરી ! મુજ આખડી શુ આખડી !

---

*પ્રમાણભૂત ગ્રન્થો Tolstoy What is art ?
Ruskin Modern Painters Vol I
Emerson Essays on Art Beauty Michael Angelo, and Beauty in Nature

# કૅબિ.

લેખક—રા. હુમમનરાન હરિલાલ ધ્રુવ.
( ચિત્રકાર રા. રવિશંકર પંડિત )

સેન્ટ જોન્સ વુડ નામના લંડનના એક નાના સ્ટેશને લગભગ બે વાગતાને શુમારે, કપિન રેલગાડીમાંથી ઉતર્યો. જાન્યુઆરી મહીનો હતો. આકાશ બરફ વરસતા ધુમાડી રંગના વાદળાંથી ઘેરાયેલું હતું. દીવાઓનો પ્રકાશ તદ્દન ઝાંખો પડી ગયો હતો. ગાડીની અંદર, પ્લૅટફૉર્મ ઉપર, ઑફિસમાં સર્વે વીજળીના દિવા સળગતા હતા. માત્ર આજ જ નહિ, લગભગ ત્રણ અઠવાડિયાં થયાં હજી સુધી લંડનમાં સૂર્યદેવના દર્શન થયાં નહતાં.



ગોમતી હાથ ફેરવવા લાગી—પૃષ્ઠ ૨૧૫ | કપિન અને ગોમતી | કપિન અને નર્સ

ઝાંપા આગળ ટિકિટ આપીને કંપાઉન્ડની બહાર આવીને, કપિને જોયું કે બરફ વરસવા લાગ્યો છે—જાણે આકાશનો માર્ગ ભીંજાતી મુઠી, એકધારે શુભ્ર મલિનમાંનો વરસાદ વરસાવે જાય છે. ધીમો ધીમો પડતો હતો. કપિન કેટલોક વખત ઉભો રહી આ વરસાદ જોવા લાગ્યો. બરફનો વરસાદ જોવાનું કપિનને ઘણું ગમતું હતું, વંશપરંપરા હજારો વર્ષ સુધી જેઓ તાપમાં બળતા આવ્યા છે તેમને, આકાશમાંથી વરસાદ પડતો જોઈ, તેમનું હૃદય ઠરી ઉઠે છે—બરફનું વરસવું પણ તેમની આંખે ઘણું જ રમણીય દેખાય છે.

કપિન બાવીસ વર્ષનો તરુણ હતો—એમ. એ. પાસ કર્યાને ચાર વર્ષ થયું, તે વિલાયત રહે છે. દેશથી આવવાના મહિના બે પહેલાં તેનાં લગ્ન થયાં હતાં—પિતા અને સસરા બન્નેએ મળીને તેને વિલાયત મોકલ્યો હતો. તે અત્યારે બૅરિસ્ટરનું ભણે છે, સિવિલ સર્વિસની પરીક્ષા આપવાને માટે પણ તૈયાર થાય છે. લંડનના "મૅડાવેલ" નામના લત્તામાં તેનું મકાન છે.

સ્ટેશનની નીચે જે રસ્તો છે તે, ઓમનિબસને ફરવાનો રસ્તો છે. કપિને લગભગ પાંચ સાત મિનિટ રાહ જોઈ, પણ એક પણ ઓમનિબસ આવી નહિ, પછી, કંગાળી

કપિન અદર આવીને હૉલમા ઉભો રહીને ટોપી ઉતારતો હતો એવામા તેની લેન્ડલેડી મીસ પાડી ઉઠી–" *Oh Lud Mr Metta ! What's that peeping out of your pocket ?* (મી મહેતા તમારા ખીસામા પેલુ ડોકીયુ કરી રહ્યુ છ એ શુ છે ?)



કપિને "કુતરાનુ ગચ્ચુ–" કહીને તેને ખીસામાથી બહાર ખેચી કહાડયુ

લેન્ડલેડી કપિનના હાથમાથી કુતરૂ લઈને કહેવા લાગી, " *Isn't he a beauty ! Isn't he a darling !* ઠીક મી મહેતા એ આપને ક્યાથી મળ્યુ ? *My sweety ! My dearie ! My popsie wopsie nopsie !* આવુ આ મ્હને આપશો, મી મહેતા ? આહા જુઓ જુઓ, કેવી નાન નાન આખો બન્ને છે ! શરીર ા વાળ કેવા સુન્દર છે ! *Oh don't don't kiss me, you naughty aughty naughty boy !–*" કહીને લેન્ડલેડીએ કુતરાને ટેબલ ઉપર ધીરે મુકી દીધુ—આ લાડવી ઉત્સાહ પામીને, તેણે પોતાની કુમળી છબ બહાર કાઢીને લાડ કરનારીનુ મ્હો ચાટી લીધુ હતુ

કપિલ ઉભો ઉભો હસતો હતો કુતરાની હળીકતો ઝાની રાખીને તે બોલ્યો—" એ ભૂખથી મરી જાય છે ઘરમાં દૂધ છે ?"

લેન્ડયેનીએ કહ્યું, " છે તમારા રૂમમા મોકલી આપુ ? '

" મોકલી આપો"—કહીને કપિલ બીજે માળે પોતાના સુવાના ખડમા ચાલ્યો ગયો

૨.

બીજે દિવસ નવ વાગ્યાને વખતે કપિલ સવારના નાસ્તો લેતો હતો દિવસનો પ્રકાશ તદ્દન ઝાંખો હતો—બહાર ગાઢ ધુમ્મસનો અંધકાર હતો અગ્નિકુંડમા ભડભડ કરતા કોયલા સળગતા હતા અગ્નિતરફ પીઠ રાખીને બેઠું બેઠું કુતરૂ કપિલના ખાવામા ધ્યાન રાખતું એકટસ એકલી નજર જોઇ રહ્યું હતું ગળામા હેને આજ લાલ રંગની રેશમી રિબન બાંધેલી હતી કૉલર નહોતો એટલે અડવુ અડવુ દેખાય એમ ધારીને લેન્ડલેડીએ ગઈ કાલે એ બાંધી હતી એટલામા તો એનુ નામ પણ પડી ચુકયુ હતુ—કપિલે એનુ નામ રાખ્યુ હતું " ટૅબિ "

વચ્ચે વચ્ચે કપિલ એકાદ બિસ્કુટ ભાગીને નાખતો હતો, ટૅબિ તરત જ તે ખાઇ જતુ હતુ નાસ્તો પૂરો કર્યા પછી, થોડાક સુક્કા રોટ્ટીમા ન્હાનુ બાની વધેલુ ગરમ દુધ નાખીને ટૅબિને આપીશ એમ એનો વિચાર હતો

નાસ્તો જ્યારે લગભગ પૂરા થવા આવ્યો હતો—તેવામા લેન્ડલેડીએ આવીને કપિલને શુભ પ્રભાત ઇચ્છ્યુ કુતરાને ખોળામા લઇને તે બોલી ' કાલ રાત્રે એણે તમને બહુ કનડ્યો તો નથી આપ્યોને ભી મહેતા ?"

' ના એણે મ્હને જરાએ કંટાળો નથી આપ્યો. એને સુવાને માટે તમે જે જુનો કામળો આપ્યો હતો તેમા, પણ એ સુઈ રહ્યુ નહોતુ કેટલીક રાત્રે મ્હારા પલંગની પાસે આવીને " ઘૂરૂ" ' ઘૂરૂ " કરવા લાગ્યુ મ્હે ફરીથી એને કામળામા સુવાડી દીધુ ઘોડીકવાર પછી ફરી પાછુ આવીને ઘુરૂ ' ઘુરૂ ' કરવા લાગ્યુ એમને પછી હુ સમજ્યો કે, ફાટલા કામળામા સુઇ રહેવા એ રાજી નથી મ્હારા પોતાના બિછાનામા એને લઇ લીધુ—એટલે પછી નિરાંતે તે ઉંઘવા લાગ્યુ

લેન્ડલેડીએ કહ્યુ, " પેપરમા આજ જાહેરખબર આપશો કે ?'

" હા, આપવી જ પડશે તો ! પારકાનું કુતરૂ ક્યાં સુધી રાખીશુ ?"

કુતરાને હાથ ફેરવતે ફેરવતે લેન્ડલેડીએ કહ્યુ, "જેનુ કુતરૂ છે તે જો ન આવે તો ઠીક થાય સરસ કુતરૂ છે અહિયા જ છો રહ્યુ "

નાસ્તો પૂરો કરીને, કુતરાને લેન્ડલેડીના હાથમા સોંપીને, કપિલ બહાર ચાલ્યો. ટૅમ્પલતરફ જવાને રસ્તે, એકાદ વિખ્યાત દૈનિક ન્યુસપેપરની ઑફિસમા જઇને, ત્રણ દિવસને માટે એક જાહેરખબર છાપવાને આપી.

બીજે દિવસે સ્હવારમા એ ન્યુસપેપરમા નીચે લખ્યા પ્રમાણેની હેઠેની જાહેરખબર પ્રસિદ્ધ થઈ—

મળી આવ્યો છે.

એક કુતરો કુતરાનો રંગ, જાત, ઉમ્મર,
ઓળખનાની ખાસ કોઈપણ નિશાની ક્યાં ખોવાયો હતો?
એ બધી હકીકત સહિત જેનું કુતરૂં હોય
તેણે અમને લખી જણાવવું
બોક્સ ન ૬૦૪૨ કેર ઑફ 'ડેલિ ટૅલિગ્રાફ'

ત્યાર પછી બીજે જ દિવસે એ જ ન્યુસપેપરની ઑફિસમાંથી એક બંડલ કાગળો કપિલને ત્યાં આવી પ્હોંચ્યા લંડન અને પરાંઓની દસબાર જણ સ્ત્રીઓએ વ્યાકુળતા ભરેલા કાગળો લખ્યા હતા કોઈ કોઈ સ્ત્રીએ કાગળની અંદર છપેનિની ટિકિટ મોકલી આપીને લખ્યું હતું-" આ પ્રમાણે લખેલી નિશાનીઓ સાથે કદાચ જો મળતું આવે તો, કાગળ વાંચીને તરત જ દયા કરીને આપનું ઠેકાણું તારદ્વારા અમને જણાવશો અમે જાતે આવીને કુતરાને લઈ જઈશું ઘણો ગોટ થયા કરે છે ' ઇત્યાદિ

કાગળો બધા વાંચ્યા પછી કપિલને સમજાયું કે, આ કુતરો એમાંથી કોઈનો પણ નથી— જેઓએ તારના પૈસા મોકલ્યા હતા તેમને એવી મતલબનો તાર કરી દીધો—બાકી બધાને કાગળ લખીને જણાવ્યું

બીજે દિવસે પણ બીજા કેટલાક કાગળો આવ્યા એક સ્ત્રીએ લીવરપુલથી તેના ખોવાયલા કુતરાનું વર્ણન આપીને લખ્યું હતું કે—કુતરૂં ખોવાયાના બીજે દિવસે તે અગત્યના કારણને લઈને લંડન છોડી ગઈ હતી લંડન પાછા આવતા હજી પણ એક અઠવાડિયાની વાર થશે મળી આવેલો કુતરો જો તેનો જ એ કુતરો હોય તો, થોડા દિવસ એ કુતરાને સારી રીતે ખવરાવવાને માટે કાગળની અંદર એક પોસ્ટલ નોટ તેણે મોકલી આપી હતી શું શું કુતરાને ખાવાનું ગમે છે અને કઈ કઈ વસ્તુ ખાવાથી તેને અસુખ થાય છે તેની પણ એક વિગત લખી હતી પણ કોઈપણ કાગળ લખનારી કુતરાની ન્યાયપૂર્વક માલિક કપિલને જણાઈ નહિ જેણે રૂપિયા મોકલ્યા હતા, તેને કપિલે રૂપિયા પાછા મોકલ્યા, બાકી બધાને કાગળ લખીને ખબર આપી

બીજા પણ બે ત્રણ દિવસ એવી જ રીતે કાગળો આવતા લાગ્યા પણ કુતરાના માલીકનું કંઈ પણ ઠેકાણું મળ્યું નહિ

એટલા વખતની અંદર કુતરા ઉપર કપિલને માયા પણ બેસી ગઈ હતી નિરાતનો નિસાસો નાખીને તે બોલ્યો-' હાશ-નિરાત થઈ-કુતરૂં હવે મ્હારૂં જ થવાનું "

૩.

પાંચ મહિના ચાલ્યા ગયા છે શીયાળો વીતીને વસંતમાસ આવ્યો છે હવે રોજને રોજ એ વૃષ્ટિ થતી નથી, એ બરફ પણ પડતો નથી, એ ધુમ્મસપણ હોતું નથી દિવસને વખતે ઘરમાં હવે દીવા સળગાવવા પડતા નથી ઝાડે ઝાડે નવા પાંદડા આવવા લાગ્યા છે, બાગે બાગે ફુલ ફુટવા માંડયા છે સૂર્યદેવ હવે દર્શન-દુર્લભ નથી

કૃષ્ણચરિત્ર ૨ ૧-૮-૦ એન એમ ત્રિપાઠી, એન્ડ કંપની, મુંબાઈ

કુતરૂ આ પાચ મહિનામા રહેજ રહાજ મ્હોટુ થયુ છે-તોયે જાત ન્હાની એટને વધારે વધ્યુ નથી તેને અત્યારે માસ ખાવાને મળે છે શિકારી થયુ છે રસોડામા જઇને ઉદર મારવાને માટે બેસી રહે છે ઉદર નજરે પડતા જ તેને પકડવાને દોડે છે વચ્ચે વચ્ચે એકાદ બે પકડી પણ લે છે બાગમા રાબિન પખીનુ ટોળુ આવીને બેસતા, ટૅમિ ધસી જાય છે તેઓ ચીચીઆરીઓ પાડતા પાડતા ફર્ ફર્ કરતા ઉડી જાય છે

તે દિવસે રવિવાર હતો બપોરના બે વાગ્યાને વખતે કપિન ડિનર પૂરૂ કરીને પોતાની રૂમમા જઇને બેઠો ગૃહસ્થ ઘરોમા બીજા દિવસોએ ડિનર સાંજ પછી જ ખાવાનુ હોય છે, ફક્ત રવિવારે જ તેમ નથી હોતુ રવિવારે સાજને વખતે ચાકર ચાકરડીઓને છૂટી આપવામા આવે છે તેઓ મરજીપ્રમાણે હરી ફરીને ફરી તે જ રાતે દસ વાગતાને સમયે ઘેર પાછા જાય છે તેથી જ રવિવારે સાજને વખતે રસોઇના ચૂલા સળગતા નથી, રાતે લોકો ટાઢુ જ ખાવાનુ ખાય છે

પોતાના રૂમમા સોફા ઉપર અઢેલીને પાઇપ તાણતે તાણતે ઉઘથી કપિનની આખો ઘેરાવા લાગી ટૅમિ જાગૃત રહીને આખા ઘરમા ભટકયા કરતો હતો એકાએક તે બારી ઉપર કુદકો મારીને બહાર કઇ જોઇને ભઉ ભઉ કરીને ભસવા લાગ્યો એના ભસવાથી કપિનની તદ્રા ઉડી ગઈ બહાર નજર કરીને જોયુ તો, એક કાકિ જતો હતો તેને જોઇને જ કુતરૂ ભસતુ હતુ બહાર તડકો સખત હતો

કપિને ઉભા થઇને રૂમાલથી આખ મ્હો લ્હોઇને કહ્યુ-"કેમ ટૅમિ, ફરવા ચાલીશ ?" પ્હેલા બે ચાર દિવસ ટૅમિ સાથે તે ઈંગ્રેજીમા બોલતો હતો, પણ જ્યારથી બે જણ વચ્ચે ગાઢ સબધ થઇ ગયો હતો ત્યારથી કપિન ગુજરાતી બોલવા લાગ્યો હતો મનની વાત માતૃભાષા વિના કઈ બીજામા કહી શકાય ? એટલે ટૅમિ હવે ગુજરાતી બરાબર સમજી શકતો હતો

ટૅમિએ કુદી કુદીને તેના આ પ્રસ્તાવને અનુમોદન આપ્યુ

કપિને પછી કપબૉર્ડ ખોલીને તમાકુનુ ટિન બહાર કહાડી, પાઉચ ભરી લીધી એક નવી દિવાસળીની પેટી લીધી અર્ધુ વાચેલુ એક નવલકથાનું પુસ્તક બગલમા મારીને, લાકડી લઇને, ટૅમીની સાથે ફરવાને માટે તે બહાર ચાલ્યો

બહાર આવીને કપિને રીજેન્ટસ પાર્કનો જ રસ્તો લીધો ગેટની સાથે સાથે એ જ પાર્કમા વચ્ચે વચ્ચે ટૅમિ ફરવા જતો હતો-ત્યાં જઇને રમવાનુ એને બહુ ગમતુ હતુ થોડેક દૂર સુધી શેઠની પાછળ પાછળ ચાલીને, પછી તેનાથી આગળ તે ચાલવા લાગ્યો કુતરાએ ચાલતુ જોઇએ શેઠની પાછળ પાછળ, એવો સુસભ્ય કુતરાની જાતનો દસ્તુર અથવા 'ઍટિકેટ' છે તે ટૅમિ સારી રીતે જાણતો હતો છતા આનદના આવેશમા તે આજ વધુ વખત 'ઍટિકેટ'ને સાચવી શકયો નહિ-આગળને આગળ જ તે ચાલ્યો ગયો ટૅમિ આગળ આગળ દોડે અને વચ્ચે વચ્ચે પાછુ ફરીને જુએ કે શેઠ આવે છે કે નહિ એવી રીતે કેટલીક મીનીટ સુધી ચાલીને બન્ને રીજન્ટ્સ પાર્કની અદર આવી પ્હોચ્યા

એક તો રવિવાર હતો અને તેમાય કેટલાક દિવસ પછી આજ સૂર્ય ઉગ્યો હતો એટલે, પાર્કમા એપ્રીવારે મેળો ભરાઈ ગયો હતો સારા વેશમા સજ્જ થએલી ઘણી બાલિકા કિશોરી અને યુવતીઓથી સ્થાન ભરચક ભરાઇ ગયુ હતું ન્હાના ન્હાના છોકરા છોકરીઓ અ તરના આનદથી દોડાદોડી કરતા ફરતા હતાં ઘણા જણ બેન્ચો ઉપર બેસીને વાતોચિતો કરતા હતા કોઇ કોઈ ચોપડીઓ વાચતા હતા

વચ્ચે વચ્ચે થોડીક જગ્યાને ઘેરી લઇને ફુલોનાં ખેતર હતા કોઈ જગ્યાએ ફરગેટ-મી નૉટ્સ ફુલીને તે જગ્યા એપ્રીવારે તદ્દન જાબુડીઆ જાબુડીયા થઇ રહી હતી કોઇ જગ્યાએ અસખ્ય લીના પાદડાંની અદર પ્રિમરોઝ વાયુના ડોલનથી મૃદુ મૃદુ હસતા હતા

ટૅબિને લઇને કપિને પ્હેલા તો ચોફ્ફ ચક્કર માર્યુ સુદર કુતરાને જોઇને કોઈ કોઈ સાહસી બાનક બાલિકા તેને પકડવા આવ્યા ટૅબિ દોડીદોડીને તેમની સાથે રમત કરવા લાગ્યો.

કેટલોક વખત ફર્યા પછી કપિન તેજ બેચની પાસે આવી પ્હોચ્યો, જે જગાએ ચાર મહિના ઉપર ટૅબિ તેને મળી આવ્યો હતો બેચ ખાની છે જોઇને કપિન ત્યા જ બેઠો-કુતરૂ પણ કૂદી પડીને તેની પાસે બેઠુ

કપિલે ખીસ્સામાથી પાઇપ અને તમાકુ બહાર કહાડીને પાઇપ સળગાવી તેની આગળ થઇને તડકો સેવવા આવેલા કેટલાક લોકો આવતા જતા હતા. રસ્તા તરફ જોઇજોઇને આરામથી તે ધુમાડા તાણવા લાગ્યો

કેટલોક વખત પછી કપિને જોયુ કે એક જણી સારા કપડામા સજ્જ થએલી વયોવૃદ્ધ સ્ત્રીની સાથે બાર તેર વર્ષની એક સુદર કન્યા, મૃદુમૃદુ પગના માડતી તે તરફ ચાની આવે છે નજીક આવીને, તે બાલિકા કપિનના કુતરા તરફ એકીટશે જોતી જોતી ચાની ગઈ એ જોઇને કપિનને કશુ આશ્ચર્ય લાગ્યુ નહિ કારણ કુતરૂ દેખાવમા તણ સુન્દર હતુ જાણીને ઘણાએ અને તેમાય ખાસ કરીને બાલિકાઓ તેની તરફ જોઈ રહેતા હતા.

એ લોકો કપિનને મુકીને થોડેક દૂર આગળ જતા, બાલિકાએ તે વૃદ્ધાને કઈક કહ્યું બન્નેએ તે જગ્યાએ ઉભા રહીને પાછુ વાળીને જોયુ કઇક વાત કરવા લાગ્યા. તેઓ બન્ને જણ, કાકરાને રસ્તેથી ઘાસમા ઉતરીને, ધીમે ધીમે કપિલની બેચની નજીક આવી પ્હોચ્યા. વૃદ્ધા કપિલના તરફ જોઇને સ્મિતમુખે બોલી, " કુતરૂ ઘણુ સુદર છે "

કપિલ તરત જ ટોપી ઉતારીને ઉભો થયો બોલ્યો, "*I am glad you think so.*" (આપ એવુ માનો છો, એમ જાણીને મ્હને આનદ થયો )

વૃદ્ધાએ કહ્યુ, " અમે અહિં થોડો વખત બેસીએ ? કુતરાને થોડાક વખત રમાડવા દેશો ?"

કપિને કહ્યુ, "*O! certainly Nothing would give me greater pleasure*" (જરૂર, બેશક, એના કરતા મ્હને બીજુ કશુ વધારે આનદ આપી શકશે નહિ.)—

કહેતે કહેતે કપિલે હાથમાની પાઈપ ઉચી કરીને બેચ ઉપર ઠોકી થોડીક અડધી બળેની તમાકુ ઘાસ ઉપર પડીને ધુમાડો કુહાડવા લાગી

રોકી ઉભો રહેતા જોઇને કુતરૂં પણ બેચ ઉપર ઉભું થઇ ગયુ ૯નુ વૃદ્ધ સ્ત્રી બાલિકાની સાથે બેન્ચ ઉપર બેઠી –કપિલ પણ બેન્ચને એક છેડે બેઠો વૃદ્ધાએ કુતરાને ખોળામાં ન૦ લીધો છોકરી તેના શરીરપર મુગી મુગી હાથ ફેરવવા લાગી

ટૅબિ વૃદ્ધાના ખોળામાથી ઉઠીને રોકપાસે જવામાટે સ્હેજ ઉતાવળુ થઇ રહ્યુ વૃદ્ધા તેને જોરપૂર્વક પકડી રહી ટૅબિ પ્રશ્નપૂર્ણ નયને કપિન તરફ જોવા લાગ્યો–તેનો ભાવ જાણે એવો હતો કે,–'આ લોકો કોણ છે? મ્હને આમ કેમ કરે છે? ઉતરવા દેતા નથી!–મરુ ભસ્ક કરતું કો એક બચકુ ? એ તો કદાચ અસભ્ય લાગ !–નહિ? કઇ બોલતા કેમ નથી?'

છોકરીએ એટલામા કુતરાનો ડાબો કાન પકડીને, તેની રોચના વાળ આના ખમેડીને કહ્યુ, "મા જો" વૃદ્ધા વાળી નમીને જોવા લાગી કપિને પણ જોયુ કે કાન તે જગ્યાએથી એ આની જેટલો કાપેલો છે વાળમા ઢકાયેલો હોવાથી તે દેખાતો ન્હોતો વૃદ્ધા કન્યાના મ્હોસામુ જોઇને મૃદુ સ્વરે બોલી, "બરોબર"

બાબત શુ છે, એ કપિન કશુ પણ સમજી શકયો નહિ તેના મનમા સહજ શકા જન્મી ઉઠી–ત્યારે શુ આમનુ જ આ કુતરૂ હશે?

ટૅબિને ખોળામાથી ઉતારીને વૃદ્ધાએ ઘણા વિવેકથી પુછ્યુ, "આપ શુ હિંદુસ્થાનના વતની, વિદ્યાર્થી છો?'

કુતરૂ ગુમાવવાની આશકાથી કપિનનુ મ્હો સુકાઈ ગયુ તેણે જવાબ આપ્યો, "હા!'

"શુ ભણો છો તમે?'

'કાયદાનો અભ્યાસ કરૂ છુ"

"કયા? લિનકન્સ ઇનમા? ત્યા મ્હારો એક ભત્રીજો ભણે છે'

"ના હું ગ્રેઝ ઇનમા ભણુ છુ'

"ઠીક ઠીક કેટલા દિવસથી આ દેશમા છો? તમને આ બધુ પુછુ છુ તેથી કટાળતા તો નથીને?"

"ના ના કટાળાની વાત શી! મ્હારા સબન્ધી તમે જીજ્ઞાસુ થયા છો એ તો મ્હારે ગૌરવની વાત હું આ દેશમા અઢાર મહિના ઉપરથી છુ"

વૃદ્ધા કેટલીક વખત મૂગી રહી કપિન વિચાર કરવા લાગ્યો હવે હુ ધારૂ છુ કે કુતરાની વાત નકકી પુછશે !

વૃદ્ધાએ પુછ્યુ ઠીક આ કુતરાની ઉમ્મર કેટલી છે?"

'તે તો બરોબર ખબર નથી વરસેકનુ હશે એમ લાગે છે"

"કુતરૂ બહુ શાન્ત છે! ઠીક એને તમે વેચાતું લીધું હતું કે કોઇ એક મિત્રે તમને ભેટ આપ્યું હતું ?"

કપિલ સમજ્યો, હવે વખત આવી પોહ્ચ્યો છે ઘડી એકને માટે તેના મનને લાલચ થઇ કે,–જુઠું જ કહી દઉં કે એ વેચાતું લીધું હતું–એમા મ્હને પકડવાનું કોણ હતું ?

પણ એ પ્રવૃત્તિ તેને ન થઇ તે બોલ્યો, " એ કુતરો મ્હને જડી આવ્યો હતો "

બાનિકાએ અત્યાર સુધી કપિલની સાથે કાંઈ પણ વાત કરી ન હોતી આ વખતે આગ્રહ સાથે બોલી ઉઠી, " તમને એ કયાથી જડયો હતો ?"

કપિલ ગમ્ભીરતાપૂર્વક બોલ્યો, " આ જગ્યાએથી જ આજ બેન્ચ ઉપર, પાચ મહિના થયા, કુતરૂ બેઠું હતું તે વખતે ઝુપ ઝુપ કરતો બરફ વરસતો હતો કુતરૂ આજ બેન્ચ ઉપર બેઠેલું હતું, પાસે કોઇ પણ ઠેકાણે જનપ્રાણી કોઈ હતું નહિ હું કુતરાને ઘેર લઇ ગયો હતો— નહિ તો આ ઠેકાણે જ તે દિવસે તે મરી જાત "

કપિલ મુંગો રહ્યો, તેનો શ્વાસ ઘણા જોરથી ચાલતો હતો તેના મનને થયું કે જાણે પોતે ચોરીના ગુન્હાનો અપરાધી થયો છે–કોર્ટમા જબાબ આપે છે બાનિકા અને તેની માતાએ અર્થપૂર્ણ દૃષ્ટિથી એક બીજાની સામે જોયું

કપિલ પછી તરત જ બોલ્યો, " મ્હે એને ઘેર લઇ જઇને આગની આગળ રાખીને, તેને ખાવાનું આપીને, તેનો પ્રાણ બચાવ્યો બીજે દિવસે "ડેલિ ટેલિગ્રાફ" નામના ન્યુસ-પેપરમા જાહેરખબર આપી ત્રણ દિવસ ઉપરાઉપરી તે જાહેરખબર છપાઈ હતી બીક કાગળો પણ મ્હને મળ્યા હતા પણ જેનો એ કુતરો હતો તેની કંઈ પણ તપાસ મળી નહી "

કપિલનું મ્હો આ વખતે ફીકકું પડી ગયું હતું વૃદ્ધા તેના મુખ તરફ થોડીવાર જોઈ રહીને બોલી, " કુતરાના ગળામા કૉલર ન્હોતો, નહિ ?"

કપિલે કહ્યું, " ના કૉલરમા જો કદિ કુતરાના માલેકનું નામ ઠેકાણું લખેલા હોત તો, તેને માટે મ્હારે ન્યુસપેપરમા જાહેરખબર આપવી પડત નહિ "

બાનિકા બોલી " કુતરૂ સાકળથી બાંધેલું હતું ? કૉલર સ્હેજ ઢીલો હતો ?"

કપિલે કહ્યું, "ત્યારે, આ કુતરૂ શું આપનું જ છે?"

વૃદ્ધાએ કહ્યું, "હા. મ્હારી કન્યાનું જ એ કુતરૂ છે ફક્ત ચહેરો જ જોઇને એ હું કહેતી નથી પણ જ્યારે કુતરો ખોવાયો હતો, તેના બે મહિના ઉપર એક બિલાડીએ તેના ડામા કાન ઉપર બચકું ભર્યું હતું અને ત્યા ઘા પડયો હતો છેવટે *Vet*–ની પાસે મોકલવો પડ્યો હતો એ કાન તેમણે કાપી નાખ્યો હતો –આ જુઓને" કહીને ટૅબિના કાન ઉપરથી વાળ આઘા કરીને, તે જ બેઆની જેટલો કાપેલો ભાગ ત્હેણે બતાવ્યો

વૃદ્ધાએ કહ્યું " કુતરૂ ખોવાયા પછી '*Times*'મા મ્હે એક અઠવાડિયા સુધી જાહેર-ખબર આપી હતી પણ કુતરાના કશો પણ પત્તો મળ્યો નહોતો ત્યાર પછીથી કુતરૂ પાછુ

મળવાની આશા મુકી દઇને અમે દક્ષિણ ફ્રાંસ તરફ ચાલ્યાં ગયા હતા એક અઠવાડિયુ જ થયુ ફક્ત, ત્યાંથી અમે અહીં પાછા આવ્યાં છીએ "

કપિલે કહ્યુ, "મ્હે "*Times*" ન્હોતું જોયુ "

વૃદ્ધાએ કહ્યુ, "નક્કી જ, આપે તે જોયુ નહિ હોય. કદાચ જો જોયુ હોત તો, તો તે જ વખતે કુતરૂ અમને પાછુ મળી શકત હવે કુતરૂ શુ—"

કપિને કહ્યુ, "બેશક જો ખરેખર કુતરૂ તમારૂ જ હોય તો તમે એને લઈ જાવ"

વૃદ્ધાએ કહ્યુ, "પણ-આપે-કુતરાનુ આ પાંચ મહિના પોષણ કર્યુ છે એની ઉપર નિશ્ચય આપને માયા બેસી ગઇ હશે એવે વખતે, કુતરૂ આપની પાસેથી પાછુ લેવુ એ તો અમને યોગ્ય લાગે નહિ કેમ શુ કહે છે, ફ્લૉરા?"

ફ્લૉરા કુતરાને છાતી સરસો ચાપીને વ્યાકુળ નેત્રથી કપિલના સ્હામુ જોઈ રહી છેવટે બોલી, "કુતરાને છોડતા આપને શુ ઘણુ દુખ લાગશે મહાશય? એમ જો ન હોય તો અમને આપો એને હુ ઘણ જ ચ્હાતી હતી આ પાચ માસ થયા એને મારે મ્હારા મનને કઇ કઇ થયુ છે '

વૃદ્ધાએ કહ્યુ, "એ તો ખરી વાત છે કુતરૂ ખોવાયા પછીથી બે દિવસ સુધી તો એણે કઇ ખાધુ પણ નથી તે જ વખતથી જ્યારે ને ત્યારે એ કુતરાની જ વાતો કર્યા કરે છે આજ સ્હવારમા પણ—"

કપિને કહ્યુ "ઠીક, તો એ કુતરૂ આપ લઇ જાવ."

વૃદ્ધાએ કહ્યુ "પણ ફ્લોરા—એ શુ ઉચિત કહેવાય? આ કુતરૂ આટલા દિવસ સુધી એમણે પોષ્યુ છે અને ને એ જ એને રાખે તું તને ઘણુ સરસ બીજુ કુતરૂ લઇ આપીશ—આનાથી પણ ઘણુ સરસ "

ફ્લૉરાની આખો અશ્રુથી ભરાઇ ગઇ તે બોલી, 'ના મા, બીજુ કુતરૂ મ્હારે નથી જોઇતુ આ કુતરૂ જ મ્હારે તો બધા કરતા સારૂ છે એ તો આપણને આપે છે એમને કશુ પણ દુખ નહિ થાય, એમ એ કહે છે કેમ નહિ મહાશય?"

કપિને કહ્યુ, ' ના, એમાં દુખ શાનુ? તમારૂ કુતરૂ તમે જ લઈ જાવ '

વૃદ્ધા પછી મીઠા વચનથી કપિલને અનેક ધન્યવાદ આપવા લાગી પોતાના હેન્ડબેગમાંથી એક કાર્ડ બહાર કહાડીને તેણે કપિલને આપ્યુ કપિલની સાથે કાર્ડ તો હતું નહિં એટલે તેનુ નામ ઠેકાણુ વૃદ્ધાએ લખી લીધુ છેવટે "કહ્યુ તમે અત્યારે કોઇ કામમા રોકાયલા છો, શુ?"

'ના."

"*Will you do us a very great favour*" (અમારી ઉપર આપ એક મ્હોટો ઉપકાર કરશો?)

'*I am at your service*" (હુ તમારી સેવામા છુ)

"અમને જો ઘરસુધી પ્હોચાડી દો તો મ્હોટો ઉપકાર."

"ઠીક તો જ્યારે કહેશો ત્યારે"

"ત્યારે ચાલો અમારી 'કાર' બહાર ઉભી છે"

ફ્લોરાએ કુતરાને ખોળામાથી નીચે ઉતાર્યું પછી બધા દરવાજા તરફ ચાલ્યા

મ્હાનો હાથ ઝાલીને કપિલે તેને મોટરકારમા બેસાડી ત્યાર પછી ટેમિને મ્હડા મો. પણ તરત જ તડક કરતોકને તે નીચે કુદી પડયો બીજી વાર કપિલે તેને પકડતા જ, તે આકળ વિકળ કરવા લાગ્યો—કોઇ પણ રીતે તે આવે નહિં આકુળચિત્તે તે કપિલના મુખ તરફ જોઇને જાણે કહેવા લાગ્યો, "ક્યા મોકલો છો તમે મ્હને?"

વૃદ્ધાએ—એનુ નામ મિસિસ્ કૉલન્સ હતું—કહ્યુ, "મીસ્ટર મહેતા! તમે બેસી જાવ એ એની મેળે અંદર આવશે"

કપિલ પછી 'કાર'મા બેઠો ટૅમિ પણ તડક કરતો કને કુદીને પગથીઆ ઉપર ચડયો પગથીઆ ઉપરથી અંદર જઇ, પોતાના ગેમના પગની આગળ ભરાઇને બેસી રહ્યો

મિસિસ્ કૉલિન્સે કહ્યુ, "રસ્તે એક જગ્યાએ એક મિનિટને માટે જ્હેજ કામ છે" કરીને શોફરને એક ઠેકાણુ કહી દીધુ

ગાડી ચાલી કેટલોક વખત પછી એક ઘરની સ્હામે તે ઉભી રહી—બહાર સાઇન બોર્ડ હતુ

*Mr George Randall*
*Veterinary surgeon*

—ચાલુ

---

# ચંદ્ર અને તારા.

લેખક —રા કંચનલાલ જગજીવનદાસ માસ્તર.

આકાશમા ઉદ્યાનમા તારા શિશુઓ ખેલતા,
ચન્દા ભગિની શ્વેત પટકૂળ પ્હેરીને આવી ત્યહા
બન્ધુઓ રમતા રમતે નિજ બ્હેન સાથે પ્રીતથી,
ચન્દા ચતુરી અભ્ર તરની ઓથમાહીં છૂપતી[1]
આ વ્યોમના વારિધિમા ચન્દા રૂપેરી માછલી,
ઘડીવાર જલપર આવતી, ઘડીવાર જલમા ડૂબતી,
તારા શિશુઓ ખેલતા સાગર મહીં મસ્તી કરે,
તે માછલી રૂપેરી સારૂ વ્યર્થ યત્નો આદરે
આ વ્યોમના મેદાનમા તારા શિશુઓ ખેલતા,
ચન્દા રૂપી કન્દુકને અહીં તહીં કરે ઉછાળતા,
મેદાન પાસેના પયોધરકુંજમા જઈ તે પડે,
અન્તે લીલોત્સુક બાલુડાને શોધતા નકકી જડે

---

[1] 'સતા કુકડી' નામની એક જાતની નાના છોકરાઓની રમત. (Hide and seek)

# મનુષ્યજીવનનો મર્મ.

લેખ –રા પુરુંદરરાવ વામનરાવ મહેતા, એમ એ એલએલ બી.

અગીઆરસનો દિવસ હતો પૂર્વજોના વખતની રૂઢિ મુજબ એ દિવસ હું હમેશા પવિત્ર ગણુતો સવા મા સ્નાન સધ્યા કરી, આખો દિવસ ઈશ્વરનુ સ્મરણુ કરી, તેનામા જ ધ્યાન રોકી મનન કરવાના ઇરાદાથી હુ એક ઉંચી ટેકરી ઉપર ચડી ગયો હતો શિખર ઉપર પહોચી આસપાસની સૃષ્ટિસૌન્દર્યતા નિગાળતો, મનુષ્યજીવનની અસારતા વિષે તર્કો કરવામા સરી પડ્યો હતો, એવા વિચારો કરતો હુ એ જ નિર્ણય ઉપર આવ્યો કે મનુષ્યમાત્ર એક મિથ્યા માયા છે–જીવન માત્ર એક નિરર્થક સ્વપ્ન છે પાસેના એક શિખર ઉપર દૃષ્ટિ ફેરવતા સા મ એક ભરવાડને ઉભેલો જોયો તેના હાથમા એક વાસળી હતી મેં તેના તરફ જોયુ એટલે તેણે વાસળી વગાડવા માડી આહ! શુ મધુરો ધ્વનિ! આવુ સુસ્વર સગીત મારી આખી જીંદગીમા મેં કોઈવાર સાભળ્યુ નહોતું સજ્જનોના આત્મા સ્વર્ગદ્વારમા પ્રવેશે તે સમયે તેમના કષ્ટોને દૂર કરવા જે દૈવી સગીત થતુ વર્ણવામા આવે છે તેનુ જ ખરેખર મને અત્યારે સ્મરણુ થયુ બ્રહ્માનદનો જ મને અનુભવ થયો

આ ટેકરી ઉપર કોઈ દેવતાનો વાસો હતો એમ કહેવાતુ હતુ ઘણાઓએ તેનુ સગીત સાભળ્યુ હતુ પરતુ કોઈએ તે સગીત કરનારને મૂર્તિમત જોયો નહોતો આશ્ચર્યચકિત થઇ હુ તે દેવનાઈ પુરુષને નિહાળી રહ્યો હતો તેવામા તેણે ઇસારો કરી મને તેની પાસે તેડ્યો પૂર્ણ માનસહિત હુ તેની આગળ ગયો, આનદથી મારૂ હૃદય છેક જ પિગળી ગયેલુ હોવાથી મ તેના પગ આગળ પડી નમસ્કાર કર્યા અને પછી રડી પડ્યો તે દેવતાઇ પુરુષ એવી સૌજન્યતા અને અનુકપા ભરી દૃષ્ટિથી મને નિહાળીને હસ્યો કે હુ તેના તરફ વધારે આકર્ષાયો અને મારી બીક તદ્દન જતી રહી તેણે મને હાથ ઝાલી ઉભો કર્યો અને કહ્યુ. "માનવી, મેં તારા અતરના વિચારો જાણ્યા છે મારી પાછળ આવ " તેણે મને એક ઉચા શિખરની ટોચે ચડાવ્યો ને કહ્યુ "પર્વ તરફ દૃષ્ટિ ફેરવ અને શુ દેખાય છે તે કહે "

મેં કહ્યું ' હું એક અતિ મોટી ખીણુ જોઉં છુ, જેમાં થઇને એક બળવાન પાણીનો પ્રવાહ પૂર્ણ જોસથી વહ્યો જાય છે "

" એ ખીણુ " તેણે કહ્યું " એ વિપત્તિ અને કલેશની ખીણુ છે અને પ્રવાહ તે અનન્તતાનો પ્રવાહ છે "

મેં પૂછ્યુ " તે પ્રવાહ અતિ ગાઢ અન્ધકારમાંથી શરૂ થાય છે અને તેવા જ ભયભીત અન્ધકારમા અદૃશ્ય થાય છે તેનો અર્થ શુ ?"

" પ્રવાહનો જે ભાગ તને દેખાય છે " તેણે ખુલાસો કર્યો " તે અનન્તતાનો એક અંશ છે જેને આપણે કાળના નામથી ઓળખીએ છીએ અને સૂર્યની ગતિથી માપીએ છીએ બન્ને બાજુએ અધકારથી છવાયેલા આ પ્રવાહનુ તુ હવે બારીકાઇથી નિરીક્ષણુ કર અને તને શુ માલુમ પડે છે તે કહે "

# ઉષા—"સ્વરાજ્ય-પ્રતિજ્ઞા."

## (પ્રથમ ખંડ)

લેખક—રા. શેઠ પુરૂષોત્તમ વિશ્રામ માવજી.

(ચાલુ સચિત્ર ઐતિહાસિક વાર્તા)

પ્રકરણ ૧૯ મુ

### રાત્રિનો જાસુસ.

"જીઆણી લાગીરે કઉ ક્યા જાણે દર્દયા—જીઆણી
જીસ તન લાગે વારી, સોહી તન જાણે, એ દરદીકી બના જાણે દર્દયા-જીઆણી"

---

"હય સાપકો સીનેમે લગાના અચ્છા, બીછુંકો મુઠીમે દબાના અચ્છા,
સબ દહેશતકા કામ કરતા અચ્છા, લેકીન ઓરતમે યકીન લાના નહી અચ્છા"

---

"ચાહે જફાઓ જોર કરે યા વફા કરે,
રાજી હે હમ ઉસીમે જો તુઝ દિલરૂબા કરે —ચાહે
દિલસા રફીક જીસકા જુદા હો ગયા હો યાર,
વોહ અપની એકસીપર રોવે તો ક્યા કરે —ચાહે
જીસને હમારે યારકુ હમસે જુદા કીયા,
વોહ ભી મુરાદ અપની ન પાવે ખુદા કરે —ચાહે
કહેતા મોઇનુદીન હે તુમ્હે મેરે દોસ્તા,
આસા સબોકી મુશકે મુશકેલ કુશા કરે —ચાહે
મોઇનુદીન—

"*A soul exasperated in ills falls out
With everything, its friends itself*"

—*Addison*

---

સુંદર બાઈ સાસુને મળવાના હેતુથી નીચે આવી બેઠકખાનામાં ઉભી અને શાંત હતુ રાત્રિની શાંતિ પ્રસરી હતી સાવિત્રીબાઇના બેસવાના ખંડમાં કોઇ માણસો ધીમે અવાજે વાતો કરતા હોય એવો તેને ભાસ થયો અર્ધ ધાસ્તી અને અર્ધ સાવધતાની લાગણીથી પોતાના હાથમાં પકડેલ બત્તી તેણે ફુંક મારી ઓલવી નાખી અને ધીમે ધીમે

ઇજીપ્તનો ઇતિહાસ ૨ ,૧-૮—એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુબાઈ

સાવિત્રીબાઇના ખડ તરફ આગળ વધી, તે ખડના દ્વાર પાસે જઈ નીચે બેસી જઈ દ્વારે કાન અડકાડ્યા તે બેઠી હતી તેનાથી થોડે છેટે અદર કોઇ લોકો બોલતા હતા. સકવારમાંથે જરા પણ હાલ્યા ચાલ્યા વગર, ધબકારા માગતા, તેને ગુગળાવી નાખતા ધડકતા હૃદય સાથે તે દરવાજા પાસે સાભળતી બેઠી અને આ ઘરમા અત્યારે શુ ચાલતુ હતુ તે જાણવાની અને બની શકે તો જોવાની પણ જિજ્ઞાસા થઈ ઇશ્વર તેની જિજ્ઞાસા તૃપ્ત કરવા સાનુકૂળ હોય તેમ તેણે ધીમેથી હાથ અડકાડતાં એક દ્વાર ખુલતુ લાગ્યુ અને ધણુ થોડુ તેણે ઉઘાડયુ પણ ખરૂ આ પગલુ સાહસિક અને હિમતવાળુ હતુ દરવાજો અદરથી બધ ન હોવાથી તે ઉઘડવા લાગ્યો-જરાક એક આગળ જેટલો ઉઘાડ્યો અને ધીરેથી તે ઉઠી, તેમાથી અંદર નજર કરી તો ગત પ્રકરણમા વર્ણવેલો પ્રસગ તેની નજરે પડ્યો તે વચ્ચે બેઠેલા તેજસ્વી તરૂણને ઓળખી શકી નહી તેમ બીજા બે તરુણોને તે ઓળખતી ન હોતી ધીમે અવાજે "મહારાજ, સરકાર," આ શબ્દો બોલાતા અને તે તેજસ્વી તરુણ પ્રત્યે માનથી સર્વ બોલતા સાભળી એ શિવાજી હોવો જોઇએ એ કલ્પના તરત થઇ તે ચેતી, વધુ સાવધતાથી સાભળવા લાગી તેનો સશય-બાદશાહત સામે કોઈ પણ કાવતુ રચાય છે તે સશય દૃઢ થયો તેણે તુટક તુટક સર્વ સાભળ્યુ એટલામા સામેની બારીમા કોઇ ભયકર સાધુની મૂર્તિ તેને દેખાઇ તેને જોઇ અને આશ્ચર્યથી એ મૂઢ બની નરહર સ્વામી તે જ એમ અતરથી તેના નામ સાથે કાઇ ઉચ્ચારેલા શબ્દોપરથી તે જાણી ગઈ અને તે પ્રત્યે બોલાતા માન ભરેલા શબ્દો તથા તેમા શિવાજીએ એ મ્હારો રક્ષક છે મિત્ર છે એવા માન સહ ઉચ્ચારેલા શબ્દોથી તેના ક્રોધની અવધિ થઈ પછી કાગળો પોતાના દીવરને સોપાયા અને સામેના છુપા ભડારીયામા તે કાગળો તેણે મૂક્યા, એ સર્વ જોયુ અને તેઓ છૂટા પડવાનો વખત આવ્યો જાણી તરત ઉતાવળે પણ દબાતે પગને એ પાછી હઠી અને બાજુના દરવાજામાથી બીજા ખડમા જતી રહી. તે ગઇ એટલી જ વાર અને દ્વાર ખુલ્લા અગ્નિબત્તીનો ઉજાસ બેઠકખાનામાં પ્રસર્યો અદરના ગુપ્ત મત્ર કરનારા અને તેને મત્ર સાડખોરો બાહર આવ્યા અને ચાલતા થયા તે પછી સાવિત્રીબાઇ અને મુધાજી આવ્યા અને ઉપર ચડવા લાગ્યા. પુન. સર્વત્ર શાતિ પ્રસરી ઝડપથી તે તે ખાલી થયેલા ખડમા દાખલ થઈ, દરવાજા અડકાવ્યા

તેણે જે જોયુ અને સાભળ્યુ તેથી વધારે શુ જોઇએ? તેના પિતાએ તેને જે છુપા બનાવો છુપી ટોળીઓ માટે ચેતવી હતી-વારવાર કહ્યુ હતુ તે જ આ બડખોર ટોળી-બિજાપૂરના બાદશાહની આ બડખોર કૃતઘ્નિ પ્રજા-ખુદ બાદશાહત સામે તેના સુબા સરજખાનો ભેદ કરવાનુ ભયકર કાવત્રુ રચાતુ હતુ-તે હવે સમજી કે તેના પિતાનો તેમના પ્રત્યેનો ધિક્કાર કેટલે દરજ્જે સત્ય હતો તેમા નરહર સ્વામીની મૂર્તિ જોઇ તે પ્રત્યે માનના શબ્દો અને વળી ખુદ શિવાજીના મુખમાથી-આ નરહર તે જ પોતાના વ્હાલા સરદારનો કરપીણ ખુની-આ સર્વે ખુનીઓ-તેના અગમા ક્રોધના દેવના અગ્નિના ભભુકા ઉઠવા લાગ્યા આમ પોતે

લીધેના સોગદ પળે પળે તેને યાદ આવ્યા ગની જબરી ધુનમા એ સર્વ ભૂલી આ સર્જ ખાન સામે કારનુ રચાતુ હતું અને તે પણ વળી રોહિડખોરાના દેશમુખના ઘરમા–તેમા લગભગ હજાર–બારસો લોક સામેલ હતા જે ખબર જોઈતી હતી તે આપોઆપ મળી, પછી પુછ્યુ શુ ? તે અદર ભડારીના તરફ વધી આ બનો વખત તે ખરેખર બેભાનપણે જ નર્તી એક ક્ષણ માત્ર પણ વિચાર કરવા અટકી નહી એક શક્તિ જે તે પોતે વર્ણવી શકતી ન હોતી તેનાથી અત્યારે તે ખેચાતી હતી તે શક્તિ અધ નૈસર્ગિક બુદ્ધિ–આજ્ઞાકિતપણુ–એ હતી આજ્ઞાકિતપણામા તે જન્મી અને ઉછરી હતી, તેના પિતાને તેના બાદશાહને પૂર્ણ માનથી અવશ્યતાથી માનવુ, એ જ તેની પવિત્ર ફરજ સમજતી હતી પોતાના ન્હાનાના શબ્દ સનિદ્ધથી પિતાપાસે પોતાના બાદશાહ માટે પોતાના પિતૃકુટુબ માટે હમેશા વર્તના ચાલવા પોતાના શત્રુપર વેર લેવાની પ્રતિજ્ઞા કરી હતી અત્યારે વખત આવ્યો હતો કાઇ પણ ખોટી શરમ કે પ્રશ્ન વગર પોતાની આ પવિત્ર ફરજ બજાવવાનો વખત આવ્યો હતો એવુ તે માનતી અને તે પ્રમાણેનું તેનુ અત્યારે વર્તન પણ હતું આ અત્યારે સાભળેલ તથા જોયેલ પ્રકાર બાદશાહને ઘણો ઉપયોગી હતો શિવાજી અત્યારે વેલસરમા હતો તેનો રક્ષક નરહરસ્વામી પણ ત્યા જ હતો બાદશાહ સામે ભયકર કાવતરુ રચાતુ હતું વેલસરમા ખાન આવવાનો હતો, તેનાપર છુપી રીતે હુમલો કરી તેને કેદ પકડવાનો હતો, તે કાર્ય માટે હજાર બારસો માણસો ગુપ્તરીતે તૈયાર થયા હતા–આવા છુપી રીતે એકઠા થયલા સૈન્યથી ખુના મરકી અને લોહી રેડાયા વગર બીજુ શુ થવાનુ હતુ ? તેમના નામો આ સામેની અલમારીમા હતા વધુ શુ જોઇએ તેની આખો ક્રોધ વૈરથી ચમકી પનબાર અટકી–આસપાસ ભયથી જોયુ–વખત જવા ન દેવો, હાથ કુદરતી રીતે છુપી ચાવી તરફ દોરાયો આખ મીચાઇ હાથ ચાપપર મુકાયો ક્ષણમાત્રમા અલમારી ખૂલી ગઇ હાથ અદર ગયો, અદરના કાગળો લીધા તરત પોતાની કમ્મરે ખોસી દીધા બીજી ચાપ દાબી–અલમારી બધ થઇ આખે શરિરે પસીનો પસીનો થઈ ગયો તે પાછી ફરી–હીસામો લેતી ધડકતી છાતીએ પાસે પડેલ ગાદીપર બેસી ગઈ

તેનુ બેસવુ અને સામેથી દ્વાર ખુલવા એ બેઉ એકજ વખત થયા તેણે દ્વાર સામે ભયથી ધડકતી છાતીએ જોયુ હસતો હસતો પોતાનો પતિ અદર આવી પોતાની સામે અજવાળામાં ઉભેલો નજરે પડ્યો, તે ચમકી, એણે પોતાનુ આ કૃત્ય જોયુ તો નહી હોય ? જો એમ હોય તો થઇ રહ્યુ એક પળભર ગભરાઈ તે હાલી કે બોલી શકી નહી તે અત્યારે રીસ પાતળી લાગતી હતી, તેના ધ્રુજતા અવયવો, તેનો ચ્હેરો, તેના હાથ, છાતી, તેની શ્વેત સાડી જેવા જ સફેત દેખાતા હતા, આ ધીમા પડતા બત્તીના ઉજાસમા તેના કાળા ચમકતા નેત્ર કિંચિત્ ભયથી ભરેલા ઉશ્કેરણીથી ચમકતા હતા

બાજીરાવે આશ્ચર્ય ન દાખવતા, હાસ્ય કરતા પૂછ્યુ–" દેવિ, અત્યારે આ ખડમાં તમે ક્યાથી ? "

---

Marriage forms under Ancient Hindu Law As 12,N M Tripathi&Co Bombay -

ધ્રુજતા પણ ત ત દઢ થતા અવાજે તે બોલી —"હું સાસુજીને મળવા આવી હતી, પણ તે તો ન હોતા, તેથી વિચારોમાં મુઝાતી અહીં બેસી ગઇ-" પણ તેના પગ થ થરતા બંધ ન થયા

'માતાજી તો નિદ્રામા પડ્યા હશે ચાલો, હુ તમને તમારા ખડમા મૂકી આવુ "

"કૃપા થઇ, પણ હુ મ્હારે એમની જરૂર " એમ કહી ઉઠી પણ તે તો ત્યાથી ખસ્યો નહી તેની સન્મુખ એમ જ ઉભો રહ્યો સમ્રાગબાઇ પોતાનુ જોર એકઠુ કરતી તેની સામે હિમ્મતથી ઉભી કોઇ ગૂઢ કારણથી સન્રાગબાઇને અત્યારે તેનો જરા ભય લાગ્યો તે પોતાનો પતિ છે, તેની પોતાપર કુદરતી રીતે સત્તા છે જેનો તે ચાહે તો અમલ કરી શકે છે કાને હવે હિરનળ જવુ જોઇએ પણ તેની આજ્ઞાની જરૂર છે એ પરાધીનતા—એ વિચાર ક્ષણભર તેના મનમા બીજા વિચાર સાથે આવ્યો

'સ્વામિ, આટલી મોડી રાત્ર સુધી મત્ત ખવા હુ જાણુ છુ કે તમે મોટના મિત્રો સાથે ભમો છો હુ એકલી મુઝાઇ—આ રીતનુ વર્તન મને ઘણુ દુ સહ થશે"

"તમે શુ કહેવા માગો છો તે હુ સમજી શકતો નથી આનુ કારણ તમે પોતે છો "

"હું ! હું શાનો ! એક ત્યજાયલી સ્ત્રી તરીકે આ ઘરમા રહેવા હુ માગતી નથી તમારા સગાઓ— લોકો મ્હારી ત રફ હેમની નજરથી વિચિત્ર રીતે જુવે—આજ પેનસરમા જાહેર છે કે તમે પરણ્યાને બીજે જ દિનસે તમારી વહુને ત્યજી જુગારખાનાઓમા રાડોને ત્યા આખો વખત રખડ્યા છો" ક્રોધથી છંછેડાયલી વાઘણ પેઠે ભાન ભૂલતી સકવાર બોલવા લાગી

"પણ બાઇસાહેબ તમે પોતે જ એકાન્ત માગતા હતા તે મેં આપી એમા મ્હારો શો દોષ ? કાલ રાત્રિનુ તમારુ વર્તન અને અત્યારે જ તમારા શબ્દો હુ સૂચવે છે કે મ્હારો સહવાસ તમને ગમતો નથી રાત્રિના જ મેં તમને ખુલ્લુ જણાવ્યુ છે કે તમને મને મ્હાતો શીખવીશ, ત્યા સુધી આપણે જુદા રહીશુ તે ભૂલી ગયા ?"

"કાલ રાત્રે હુ ઘણી થાકી ગઇ હતી અને હુ ક્ષમા માગવા તૈયાર હતી પણ તમે તો એવા બેરહમ એકદમ ચાલ્યા ગયા અત્યારે હા, અત્યારે તમારો સહવાસ પ્રિયકર નથી કેમ કે આખો દિવસ નીચ હલકટોની સગતમા મોજમજાહ માણી આવ્યા વારુણી ખૂન ચડેલી તમારા નેત્રોની રકતતા તે જાહેર કરે છે તેનો સહવાસ—"

તે વધુ શબ્દો બોલતા અટકી પોતાની આ હિમત માટે તેને પોતાને આશ્ચર્ય લાગુ તે ગમે તે રીતે અત્યારે એકલી રહેવા માગતી હતી બ ઝરાન આ સાભળી ક્રોધે ન ભરાતા ખડખડ હસી પડયો —'વાહવાહ, એ પણ ખૂબ—આ પણ નવી વાત—હુ પીધેલો છુ—સકવાર, આ તને સ્વપ્ને પણ કેમ આવ્યુ ? વાહ વાહ—પીધેલો—ઓ ઈશ્વર ! આવો ફારસ પણ ક્યા થયો છે ?

'તમારા મનથી તો ફારસ પણ અહીં જીવ જાય છે—હું તમારે ત્યા આવી બે દિવસમા દુ ખી દુ ખી થઇ ગઇ બાઈ આખો જન્મારો કેમ વીતશે ? આ લગ્ન જોગ જુલમથી મ્હારાપર બોજારૂપે નાખવામા આવ્યા છે તમે મ્હારા દુ ખની મશ્કરી કરો છો !"

જરા ગભીરતા ધરતો આઝનન બોલ્યો –" સકવાર, સકવાર! તુ શુ મને એવો નીચ ધારે છે? હુ ખરા મનથી–અરે, ખરા પ્રેમથી તને ચાહુ છુ! હુ ઇશ્વરને–પરમાત્માને સ્મરી કહુ છુ કે તુ ધારે છે, બધા ધારે છે તેવો મોજીલો રગીલો દારૂડીયો કે જુગારી હુ નથી હુ પ્રેમનો ભુખ્યો છુ ત્હારો સ્વામી છુ એ ત્હારે ભૂલવુ ન જોઇએ હુ સ્વામી તરીકેની મ્હારી સત્તા ત્હારાપર બેસાડવા નથી માગતો ખરા પ્રેમથી તુ મને ચ્હાય એ ઇચ્છુ છુ અને એ શીખવીશ તુ મ્હારા સુખદુ ખની ભાગીયણ છે તુ મ્હારી મિત્ર થા મ્હારા ભાવિની દોરક–માર્ગદર્શક થા આર્યબાળાને એ જ છાજે છે–આર્યધર્મ એ જ શીખવે છે–વધુ શુ કહુ?"

તે આ સાભળતી શાત રહી આ પુરૂષ તરફ પૂજ્યભાવની લાગણી ઓચિતી તેના હૃદયમા ઉભરી આવી તેને માટે તે મનમા દિલગીર થઇ, પોતાની માફક આ લગ્ન માટે તેને પણ ઇચ્છા ન હોય તે સ્વાભાવિક છે એટલામા તેણે તેનો હાથ પકડ્યો, અને ધીમેથી પણ જરા જોરથી તેને નીચે ગાદીપર બેસાડતો બોલ્યો –"જરા બેસ, મ્હારી સાથે વાત કર ત્હારા થાકેલા મનના વિચાર હુ જાણી ગયો છુ ત્હારા મનમા ત્હારા પિતાપાસે જવાની ઇચ્છા થઇ છે, નહી?"

તે ના પાડી શકી નહી "હા" એટલો જ શબ્દ ધીમેથી તેના મુખમાંથી બ્હાર પડ્યો.

"આ ત્હારી ઇચ્છા તે મ્હારે મન આજ્ઞા છે સવારના પાનખી તૈયાર કરાવીશ, અને હુ પોતે તને મુકવા શિરવળ આવીશ"

"તમે પોતે, તમે—!"

"હા, હુ પોતે ત્હારી સેવામા હાજર છુ શિરવળ કાઇ દૂર નથી!"

"જેવી તમારી ઇચ્છા" તે ગણગણી સ્ત્રીના હૃદયનો ફેરફાર એવો જ છે એ પણ માનમા હવે અહીંથી ન જવુ એવુ તેના મનમા આ પુ ખડખોર મકળ તેમના પુરુષ–મૂર્તિ–સર વાત વીચારે પડી અને અહીંથી ન જવાની ઇચ્છા થઇ અને તેને આધિન થતી તેના લગ્નમા બોલી —

"કાઇ નહી એટલી કાઇ ઉતાવળ નથી તમારે કઇ પણ અડચણમા પડવાની જરૂર નથી"

"અડચણ, અડચણ શાની? તમારી જોઇએ તેવી ઇચ્છા પાર પાડવા કઇ પણ અડચણ આવે એમ નથી"

"મ્હારે હજી સગ્રામામાન બાધવો—"

"તેની ચિંતા નહીં અમારી નામી આનદી તેમા મદદ કરશે આનદી પાછળથી સામાન સાથે ગાડાપર આવશે કાન ગને શિરવળ પહોચવુ હોય તો સવારે આપણે વહેલા નીકળવુ જોઇએ બધી વ્યવસ્થા થશે"

"એટલી બધી ઉતાવળ નથી"

આટલુ કામ કરી, બીજા પત્ર પણ લખી, પોતાનુ કાર્ય પુરૂ થયલુ ધારી તેને પરિકા તરામા મૂકી સુતી પણ નિદ્રાદેવી પસદ થઇ નહી સવાર થઇ આનદી પામેના ખ ભા નતી હતી તે ઉઠી અદર આવી તરત સકવારબાઇએ તેની કપડા બાનના કરમા યુ તે તો મા ( તરફ જોઈ રહી

" પિતાજીનુ કહેણુ આવ્યુ છે થોડા દિવસ ત્યા રહેવું છે જો હુ ગયા પછી આ પત્ર અને વીંટી મુધોળીરાવને આપજે ભૂલની નહી જો જો!"

આશ્ચર્ય પામતા આનદીએ વીટી અને પત્ર લીધા હવે સાથી જવાને સકવારબાઈ ઉતાવળી થઇ રહી પણ વખત વહેતો ગયો જવાની ધીમે ધીમે તૈયારી થવા લાગી સાસુની રજા લીધી બાજીરાવે અગાઉથી માર્ગ ખુ'નો કરી રાખ્યો હતો તેથી રજા તરત મળી મીયાનામા બેસી તે માગ પડી સાથે તેનો પતિ ઘોડા ઉપર હતો સવારે તરસોનુ સખત ઝાપટુ પડ્યાથી નીકળવાનુ મધ્યાહ્ન પછી થયુ

વેનસરથી તેઓ શિરવળ તરફનો માગ કાપવા લાગ્યા રસ્તામા મીયાનાપાસે ચાલતા બાજીરાવે જરા આનદથી વાત કરવાના પ્રયત્ન પણ કર્યા પણ સકવારે ફક્ત એકાદ શબ્દ મા વાળેલા ઉત્તરથી તે મુગો રહ્યો રસ્તામા આવતા ગામડાઓની ગરીબાઇની અને કગાળીયાતની સ્થિતિ સકવારને દેખાઈ તુટેલ ફુટેલ ઝિંથરાંવાળા થીગડીયા કુપડા જ્યાત્યા તે ગામોમા સ્વારની નજરે પડ્યા છોકરાઓ, સ્ત્રીઓ ' માણસો પણ નજરે પડ્યા આ સ્થિતિથી તે આશ્ચર્ય પામતી બોલી —

" આ ભયકર ચિત્ર છે આ દેશમા આટલી બધી કગાળીયત હુ જોઈ અજાયબ થાઉ છુ આપણા કૃપાળુ બા સાહ રૈયતના ભલામાટે આટલુ આટલું કરે છે, છતા આ સ્થિતિ કેમ ? હુ ધારૂ છુ કે આ કગાળોના માહોમાહેના હરહમેશ ચાલતા કજીયાઓ આ સ્થિતિનુ મુખ્ય કારણ છે, અને એ જ આ દેશને આવી અધમ દશાએ પહોચાડે છે ખરેખર આ નિ'ફર બદખોરા એ જોવુ જોઇએ કે તેમના ગાપ્ટકા-કાવના અને તેમનો દુરાગ્રહ તેમના સગા વ્હાલાઓની, આ પ્રજાની આવી વિપરીત અવદશા અધમદશા કરે છે "

' હા, તેઓએ તે જોવુ જોઇએ, નહી ?" આ શબ્દો કોણ જાણે બાજીરાવે ઉચ્ચાર્યા તે અવાજના કઠોરતા અને બેદરકારીથી સકવારબાઇ તો સડક જ થઇ ગઈ

[illegible] -૧ આપના જાહેરમાં સમાચારની નોંધ લેશો.

૭૦ વરસની જુની દુકાન,

હીરા તથા ઝવેરાતના વેપારીઓ

# સુરજમલ લલ્લુભાઈની કું.

હમારે ત્યાં કોઈપણ જાતના મોટા તથા નાની સાઈઝના
હીરાઓ તથા મોતી માણેક પાના વિગેરે ઝવેરાત [illegible]
તથા જથાબંધ મળશે

હાલની ચાલુ ફેશનનું કોઈપણ જાતનું ઝવેરાત તથા સોના
ચાંદીના દાગીનાઓ તૈયાર તેમ જ ઓર્ડરથી બનાવી
આપવામાં આવશે

હમો માલની આંકણી કરી આપીશું તેમ જ ઝવેરાતના
દાગીનાને રીપેર કરી આપીશું

ઠે૦–૨૨૫–૨૨૭ કાલબાદેવી રોડ, પોસ્ટ ઓફીસની
સામે મુંબાઈ

ટેલિફોન નં ૨૨૩૧

ટેલીગ્રાફ એડ્રેસ, Calmness, Bombay

☞ આપના ઑર્ડરમાં સમાલોચકની નોંધ લેશો

# ન્હાની, મ્હોટી, જાહેર કે ખાનગી લાયબ્રેરીનાં

## પુસ્તકોના ઉત્તમ સંગ્રહ.

૧.

### સ્વ. ગોવર્દ્ધનરામ ત્રિપાઠી —

| | રૂ. આ. |
|---|---|
| સરસ્વતીચન્દ્ર ભા. ૧ થી ૪ | ૯–૮ |
| લીલાવતી જીવનકલા | ૦–૧૨ |
| દયારામનો અક્ષરદેહ | ૧–૪ |
| સ્નેહમુદ્રા ( કાવ્ય ) | ૧–૦ |
| Marriage Forms under Ancient Hindu Law | 0–12 |
| Classical Poets of Gujarat (1916 Edn.) | 0–6 |

### પ્રૉ. કાન્તિલાલ પંડ્યા —

| | |
|---|---|
| સ્વ. ગોવર્દ્ધનરામનું જીવનચરિત્ર | ૧–૦ |

### સ્વ. પ્રૉ. મણિલાલ નભુભાઈ —

| | |
|---|---|
| આત્મનિમજ્જન | ૧–૪ |
| સિદ્ધાન્તસાર | ૨–૮ |
| ચારિત્ર | ૧–૪ |
| સુદર્શન ગદ્યાવલિ | ૫–૦ |

### રા. મણિલાલ છબારામ ભટ્ટ —

| | |
|---|---|
| ઝાંસીની રાણી (સાત સુન્દર ચિત્રો સાથે) | ૨–૦ |
| સુંદર બ્હેન | ૦–૧૨ |
| ગુજરાતની જુની વાર્તાઓ(ચિત્રોસાથે) | ૨–૦ |
| પૃથુરાજ ચોહાણ અને સંયુક્તાનો સ્વયંવર (નવી આવૃત્તિ ૭ ચિત્રો સાથે) | ૨–૦ |
| રતિસુંદરી | ૧–૮ |
| પતિવ્રતા સતિઓ ( ૨૪ ચિત્રો સાથે ) | ૩–૦ |
| અનિમા નાટક | ૧–૦ |
| ગુજરી, મુમતાઝની મેકાણી | ૧–૪ |

### રા. છગનલાલ હરિલાલ પંડ્યા —

| | રૂ. આ. |
|---|---|
| કાદમ્બરી ( સચિત્ર ) આવૃત્તિ પાંચમી | ૨–૮ |
| એક અપૂર્વ લગ્ન (બીજી આવૃત્તિ છપાય છે) | |
| કાદમ્બરીનું અનુકરણ ભાગ પહેલો | ૦–૮ |
| સચિત્ર મુનાફાના પત્તા | ૦–૮ |
| મનોરંજક વાર્તાવલિ | ૦–૧૨ |
| શિશુપ્રમોદ | ૦–૮ |
| હાસ્યજનક વાતાવલિ | ૦–૬ |

### રા. ગણપતરામ અનુપરામ ત્રવાડી —

| | |
|---|---|
| જનમાર્ગેન ( મેટ્રિક પરીક્ષાનું ગુજરાતી ભાષાન્તર ) | ૩–૦ |
| હરિઆપુરના દેશીઓની વાતો | ૨–૦ |

### રા. હિંમતલાલ અંજારિયા —

| | |
|---|---|
| કવિતા પ્રવેશ | ૧–૦ |
| કાવ્યમાધુર્ય | ૧–૮ |
| મધુબિન્દુ | ૦–૪ |
| હિન્દુસ્તાન સમ્બન્ધી બે લેખો | ૦–૬ |

### રા. ભગુભાઈ ફતેહચંદ કારભારી —

| | |
|---|---|
| અંગ્રેજી–ગુજરાતી પૉકેટ ડીક્ષનેરી | ૧–૧૨ |
| ગુજરાતી–અંગ્રેજી ,, | ૧–૧૨ |
| સ્ટાર અંગ્રેજી ગુજરાતી ડીક્ષનેરી | ૦–૧૨ |
| ટૉડનું રાજસ્થાન ( બે ભાગમાં ) | ૫–૦ |

### રા. ભોગીન્દ્રરાવ દીવેટીઆ.—

| | |
|---|---|
| આસિસ્ટંટ કલેક્ટર. | ( મળતી નથી ) |
| નવરંગી બાળકો | ૦–૪ |
| કાઉન્ટ ટૉલ્સ્ટૉયની વાતો | ૦–૬ |
| ઉષાકાન્ત [ સચિત્ર, બીજી આવૃત્તિ ] | ૨–૦ |
| મોહિની | ૧–૦ |
| સોશ્યલીસ્ટ | ૦–૧૨ |

अनुद्वेगकर वाक्य सत्य प्रियहित च यत्।
स्वाध्यायाभ्यसन चैव वाङ्मय तप उच्यते ॥ भ गी १७-१५

પુસ્તક ૫ મું. ] મે, ઈ. સ. ૧૯૨૦. [ અંક ૫ મો.

તંત્રી—રા. અંબાલાલ બુલાખીરામ જાની, બી. એ.
રા. ઈન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા, બી. એ., એલએલ. બી.
પ્રકાશક—રા. રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી.

વિષય. વિષયાનુક્રમણિકા. પૃષ્ઠ.



---

વાર્ષિક લવાજમ રૂપીઆ ૭,
હિન્દુસ્તાન બહાર શીલીંગ ચૌદ રૂ. સહાડાસાત છુટક અંકની કિંમત દસ આના.
આ લવાજમ શરૂઆતમાં જ લેવામાં આવે છે

---

સમાલોચક

પુસ્તક ૨૫ મુ, ] મે, ઈ. સ. ૧૯૨૦ [ અંક ૫.

# જિપ્સીઅને ગુજરાતી ભાષાઓમાંના સામાન્ય અંશ.

લેખ-—રા. બ. રમણભાઈ મહીપતરામ નીલકંઠ. બી એ, એલએલ બી

જિપ્સીઓ એ ભ્રમણ કરનારી પ્રજા છે યુરોપના દરેક દેશમા જિપ્સીઓ વસે છે તે ઉપરાત એશિયાના પશ્ચિમ તરફના મુલકોમા, ઉત્તર અમેરિકામા અને આફ્રિકાના ઉત્તર કિનારાના પ્રદેશમા એ લોકો ફરતા માલમ પડે છે આસ્ટ્રેલિયા સુધી પણ તેઓ જઈ પ્હોચ્યા છે જિપ્સીઓ મૂળ હિન્દુસ્તાનમાથી નિકળીને ગયેલા એ હકીકત હવે નિર્વિવાદ રીતે સાબીત થઈ છે જુદા જુદા દેશમા વસતા જિપ્સીઓની વિવિધ બોલીઓમા સસ્કૃત ભાષામાથી ઉત્પન્ન થયેલા અને હિન્દુસ્તાનમા બોલાતા શબ્દોની ઘણી મ્હોટી સખ્યા માલમ પડે છે એ જોતા નિ સદેહ રીતે જણાય છે કે તેમની મૂળ ભૂમિ હિન્દુસ્તાનમા હતી ઉદાહરણ માટે નીચે શબ્દો ઉતારી બતાવીશુ

| જિપ્સી શબ્દ. | હિન્દુસ્તાનનો આર્ય શબ્દ. | જિપ્સી શબ્દ. | હિન્દુસ્તાનનો આર્યશબ્દ. |
|---|---|---|---|
| કામ | કામ ( પ્રેમ ) | પુચ | પુછ |
| કાની | કાગી, ?ાગી | બરા | ?ડા, વડા |
| દેર | ?ર | બાલ | બાલ, વાળ |
| ?ાદ | ?? | બીસ | બીસ વીસ |
| ?? | ??, ગામ | બોક | ભૂખ |
| ગેનો | ?ગ ( કોથળો ) | મા | મા ( ના ?રીશ ) |
| ચુન | ચુમ ( ચુબન ) | માગ | માગ |
| ચુરી | ?રી | માર | માર |
| ચે | ?ાર | માસ | માસ |
| ?ન | ?ન | પાદ, ?ખી | ?ાખ |
| ?ામ | ?મ | યાર | ?ાગ |
| ??? | ?ાસ | ચે? | ?ોક |
| ?? | ??? | ?ી | ?? ?ી |
| ? | ?? | ?? | ?? |

अनुद्वेगकरं वाक्यं सत्यं प्रियहितं च यत्।
स्वाध्यायाभ्यसनं चैव वाङ्मयं तप उच्यते ॥ भ गी १७-१५

પુસ્તક ૨૫ મું. ] મે, ઈ. સ. ૧૯૨૦. [ અંક ૫ મો.

તંત્રી—રા. અંબાલાલ બુલાખીરામ જાની, બી. એ.
રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા, બી. એ., એલએલ. બી.
મેનેજર—રા. રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી.

વિષય. **વિષયાનુક્રમણિકા.** પૃષ્ઠ.



---

વાર્ષિક લવાજમ રૂપીઆ ૬,
હિન્દુસ્તાન બહાર શીલિંગ ચૌદ ૩. [illegible] છુટક અંકની કિંમત દશ આના.
આ લવાજમ શરૂઆતમાં જ લેવામાં આવે છે

કેટલાક 'સકર' પરથી એ શબ્દની વ્યુત્પત્તિ કરે છે, અને એ પ્રજાનુ વણમકરપણુ દર્શાવવા એ શબ્દ યોજાયેલો એમ માને છે આ કલ્પનાઓ માટે કાંઇ મજબુત આધાર જડ્યો નથી ફ્રાન્સમા એ લોકોને 'બોહીમિયન' કહે છે, કેમ કે ત્યાં એ લોકો બોહીમિયાથી આવેલા મનાયેલા એ લોકો પોતાને જિપ્સી કહેવડાવતા નથી એ લોકો પોતાને 'રોમ' કહેવડાવે છે તે શબ્દનો અર્થ તેમની ભાષામા 'પુરુષ' અથવા 'પતિ' થાય છે એ શબ્દની વ્યુત્પત્તિ સસ્કૃત 'રામ' શબ્દ ઉપરથી અથવા હિંદુસ્તાનમાની ડોમ કે 'ડોમ નામની ગાનારી જાત ઉપરથી થયેલી માનવામા આવે છે, પણ, એ બધી માત્ર અટકળ છે જિપ્સી લોકો ભૂત (પિશાચ) ને 'બેગ' કહે છે તે શબ્દ અગર તેને મળતો એ અર્થનો શબ્દ હિન્દુસ્તાનમા વસતી કોઇ જાતની ભાષામા વપરાતો માલમ પડે તો જિપ્સી તે હિન્દુસ્તાનમાની કયી જાત હતી તે નક્કી કરવામા સહાયતા થાય એ શબ્દની વ્યુત્પત્તિ સસ્કૃત 'ભેક' (દેડકો) ઉપરથી થયેલી કેટલાક માને છે પણ તે ખરી લાગતી નથી નરકને જીપ્સીઓની ભાષામા 'બેગાકો તાન' (ભૂતનુ સ્થાન) કહે છે જિપ્સીથી ઇતર પ્રજાઓને એ લોકો 'ગેર્જિઓ' ('ગર્જે'–'ગએો'–'ગોર્જો') કહે છે એ શબ્દનો અર્થ (પોતાની પેઠે તબુમા નહિ પણ) ઘરમા રહેનાર થાય છે, એ શબ્દ સસ્કૃત 'ગૃહ' પરથી ઉત્પન્ન થયેલો જણાય છે

જિપ્સીઓની ચામડીનો વર્ણ પિંગળ અને બદામી હોય છે તેમના વાળ કાળા કે ભુખરા હોય છે, તેમની આખ ભરેલી અને કાળી હોય છે, અને તેમા તેજ ઘડી ઘડી બદલાતુ જણાય છે તેમનુ નાક નમણુ હોય છે દાત ધોળા ચળકતા અને સરખા બધારણના હોય છે, હાથ પગ ન્હાના હોય છે ગાલના હાડકા ઉંચા હોય છે તેમના શરીર ઘાટીલા હોય છે, પણ ઘડપણ આવતા કદરૂપા થઈ જાય છે તેઓ સુથારનો, લુહારનો, કસારાનો, ઘોડાના સોદાગરનો, નાળબંધનો ગવૈયાનો વગેરે ઘણા પરચુરણ ધધા કરે છે જિપ્સી પુરુષો અને સ્ત્રીઓ જાદુનો અને ધતરમતરનો ધધો પણ કરે છે, અને, સ્ત્રીઓ નસીબ જોઇ આપવાનુ કામ વિશેષે કરીને કરે છે જિપ્સીઓ યુરોપમા ગયા ત્યારથી તેમની આખી પ્રજાની, સ્ત્રીઓ અને પુરુષોની ન્હાની ન્હાની ઠગાઇઓ અને ચોરીઓ કરનાર તરીકે શાખ પડેલી છે, અને તે માટે તેમને બહુ સજા થતી તેમનુ કુતરાપણુ જુગુપ્સા ઉત્પન્ન કરતું, પણ, હવે ઓછુ થતુ છે

જિપ્સીઓ જે દેશમા ગયા તે દેશના ધર્મના આચારનુ તેમણે અનુસરણ કર્યું છે, પરંતુ ખ્રિસ્તી કે મુસલમાની ધર્મના અંશ પાળનાર જિપ્સીઓમા પણ તેમના ધર્મના મૂળ [illegible] હોવા જણાય છે તેઓ ઈશ્વરને તેમ જ આકાશને 'દેવલ' કહે છે, ઈસુ ખ્રિસ્તના [illegible] 'દેવલ' કહે છે જિપ્સી સ્ત્રીઓ પ્રસૂતિ પછી સૂતક પાળે છે

સસ્કૃતમાથી ઉદ્ભવેલી હિન્દુસ્તાનની કોઇ ભાષા લઇ જિપ્સીઓ નિકળ્યા, અને [illegible] વાતમા ઘણા ભેદ નથી ... [illegible] સસ્કૃત ભાષાઓમાથી [illegible]

[illegible]

લક્ષમા લઇ આગળ વધતા એ તપાસ કરવા જેવી છે કે જિપ્સી બોલીઓમા રહેલા હોય એવા કોઇ અંશ હિન્દુસ્તાનમાની હાલની કોઇ ભાષામા તેના તે ખાસ અંશ તરીકે વિદ્યમાન છે કે કેમ આ અન્વેષણમા માત્ર શબ્દકોશ તરફ દૃષ્ટિ કર્યાથી આપણુ કાર્ય નહિ સરે. કારણ કે પ્રાકૃતમા થઈ આવેના સસ્કૃત શબ્દો હિન્દુસ્તાનની બધી આર્ય ભષાઓમા, અર્થાત્ બગાળી, હિન્દી, પજાબી, સિધી ગુજરાતી, મરાઠી અને ઓરીયી (ઉડિયા)એ સાત મુખ્ય ભાષાઓમા અને તેમના પેટાની ભાષાઓમા વર્તમાન છે તેથી, જિપ્સી ભાષા સાથેના સામાન્ય અશ પકડી કહાડવા હોય તો વિભક્તિના રૂપ, શબ્દોને છેડે મુકાતા અવ્યય, મૂળ ધાતુઓ, વિભક્તિના પ્રત્યયને બદલે વપરાતા શબ્દો, પ્રાકૃતમાથી નિકળ્યા પછી બહુ રૂપાતર પામી અમુક વર્તમાન ભાષામા ખાસ રીતે બધાયેના શબ્દો અને રૂપો એ સર્વ તરફ દૃષ્ટિ કરી જોઇએ, કેમકે જરૂરની સરખામણીના સાધન એવે સ્થાનેથી મળશે અનમત્ત આવા કેટનાક વિશેષ લક્ષણ એવા હશે કે તેમાના થોડા ઘણા ઉપર કહેલી અર્વાચીન ભાષાઓમાની પ્રત્યેકમા પોતપોતાના જુદા ખાસ લક્ષણ તરીકે વર્તમાન હશે અને તે જિપ્સી ભાષામા પણ હશે અને એમ હોવુ જ જોઇએ કારણ કે એ બધી ભાષાઓ વચ્ચે સગપણ છે પરતુ, જ્યા આવા સામાન્ય અશનો વધો જથો માલમ પડે ત્યા બધારણના એ સરખાપણામા કાઇ વિશેષ રહેલી છે એમ માની શકાય માટે જિપ્સી ભાષા સાથે સામાન્ય અશનો એવો જથો હિન્દુસ્તાનની કોઈ ભાષામા છે કે કેમ તેની તપાસ કરવી જોઇએ અને, એ સામાન્ય અશ કોઇ મૂળ સામાન્ય પ્રાકૃત ભાષામાથી ઉતરેના છે કે કેમ તે પૃથક્કરણ કરી જોવુ જોઇએ કે આકસ્મિક સમાનતાથી ભ્રમ ન થાય

હિન્દુસ્તાનની જે ભાષાઓના સમૂહને ડૉ ગ્રીઅર્સને 'રાજસ્થાની સમૂહ'નુ નામ આપ્યુ છે તે ભાષાના પ્રદેશની એક બાજુએ હિન્દી ભાષા બોલાય છે અને બીજી બાજુએ ગુજરાતી ભાષા બોલાય છે હિન્દી અને ગુજરાતી વચ્ચે આટલુ અન્તર છતા એ બેમા પ્રવર્તમાન ઘણા સામાન્ય અશ એવા છે કે તે હિન્દુસ્તાનની બીજી ભાષાઓમા વિદ્યમાન નથી રાજસ્થાની ભાષાઓનો મ્હોટો ભાગ ગુજરાતી ભાષાનો ઉપપ્રકાર છે, અને થોડો ભાગ હિન્દી ભાષાનો ઉપપ્રકાર છે તેથી વાસ્તવિક રીતે ગુજરાતી અને હિન્દી નજીકના પ્રદેશની ભાષાઓ છે આ કારણથી જિપ્સી ભાષાનુ કેટલુક રૂપ હિંદીને અને ગુજરાતીને બન્નેને બહુ મળતુ જણાય એ સ્વાભાવિક છે ઉદાહરણ તરીકે, જર્મન રોમાનીમાનુ 'મીરો બરો દેવન દેના બર્શિન્દો' એ વાક્ય હિંદીમા "मेरा बड़ा देव देवे बरसात" એવા રૂપમા જેવુ નજીકનુ લાગે તેવુ જ ગુજરાતીમા "મારો વડો દેવ દે વરસાદ" એવા રૂપમા નજીકનું લાગે પરતુ, ગુજરાતીમા એવા કેટલાક વિશેષ અશ છે કે જે હિંદીમા નથી જેમ કે, 'ઘોડો', 'ચુનો', 'ભાનો,' એવા નર જાતિના સાધારણ ઓકારાન્તરૂપ ગુજરાતીમા છે ત્યા હિન્દીમા 'घोड़ा' 'चुना', 'भाला' એવા આકારાન્ત રૂપ છે સિન્ધીમા પણ કેટલીક રીતે આ ઓકારાન્ત રૂપ છે આ ઓકારાન્ત રૂપનુ મૂળ જુની ગુજરાતી ભાષામાં ઉકારાન્ત હતું, અને જે શબ્દો સસ્કૃતમા અકારાન્ત નથી

તેમનુ પણ એવુ ઉકારાન્તરૂપ હતું આ રીતે "મુગ્ધાવબોધ ઔક્તિક" નામે ઇસવી સન ૧૩૯૪ મા જુની ગુજરાતી ભાષામા લખાયેના સસ્કૃત વ્યાકરણમા 'વમ્મુ', 'સસારુ,' 'વિવેકઉ', 'પ્રમાદીઉ', એના રૂપ નજરે પડે છે રોમાની ભાષામા પણ એક સ્વરના શબ્દો સિવાયના ઘણાખરા શબ્દો નરજાતિમા ઓકારાન્ત હોય છે, જેમ કે 'જેરો' ( માણસ ), 'રકનો' ( છોકરો ) આ ઓકારાન્ત શબ્દનુ નારીજાતિરૂપ ઇકારાન્ત થાય છે, રકની ( છોકરી )

જુની ગુજરાતી ભાષામા છઠ્ઠી વિભક્તિ દર્શાવવા શબ્દને છેડે સબધ વાચક 'કેર' શબ્દ વાપરવામા આવતો હતો, અને, હાલ પણ ગુજરાતી કવિતામા તે વપરાય છે ઇસવી સન ૧૧૫૨ માં લખાયેના હેમચદ્રકૃત પ્રાકૃત વ્યાકરણમા કહ્યુ છે કે અપભ્રશ નામની પ્રાકૃત ભાષામા 'કેર' અને 'તણુ' સબધી સાથે વપરાય છે (सिद्ध हेमचद्र, ૪-૪૨૨) ગુજરાતી ભાષા અપભ્રશમાથી ઉદ્ભવેની છે, અને તેથી ગુજરાતીમા 'કેરો,' કેરી' 'કેરૂં' એ શબ્દો સમ્બન્ધદર્શક વિશેષણ રૂપે વપરાતા આવેના માનમ પડે છે જિપ્સી ભાષામા પણ આ 'કર' શબ્દ 'એસ્કોરો આ' કોરો' વગેરે આકારમા વપરાતો માલમ પડે છે ઉદાહરણાર્થ, તુર્કી રોમાનીમાના 'દરવિસેસ કેરી રકની' પદનો અર્થ ગુજરાતીમા દરવિસેકેરી છોકરી' થાય અને જેમ 'દરવિસેકેરી' એ છોકરીનુ વિશેષણ છે તેમ દરવિસેસકેરી એ 'રકની નુ વિશેષણ છે અનમત જિપ્સી ભાષામા હિન્દી પેઠે કા' પણ છઠ્ઠી વિભક્તિ દર્શાવવા વપરાય છે જેમ કે 'કાલીકા પાનુ (=નળી નો પ્યાલો, શાકીનો ખડીઓ) એ 'કા' નુ મારવાડી પેઠે 'ગો' રૂપ પણ થાય છે, જેમ કે વે ત રોમાનીમાં 'સોને ક્મો મોન્ટો' (=સોનાની પેટી ) એવુ રૂપ વપરાય છે પરતું, 'કેર' શબ્દના વપરાશની જે વિશિષ્ટતા ગુજરાતી ભાષામા જ છે તે જિપ્સી ભાષાઓમા 'કોરો,' કેરી' વગેરે રૂપમા વિદ્યમાન છે

જિપ્સી ભાષામા 'રકવો' 'રકવી' એ શબ્દો ગુજરાતી ભાષાના એ જ અર્થના 'છોકરો 'છોકરી' શબ્દોને ઘણું મળતા છે

ગુજરાતીમા ' છોકરો ' એ શબ્દના અર્થનો ' છૈયો ' એવો વિશેષ શબ્દ છે સસ્કૃતમ ' શાવ ' શબ્દનો અથ જાનવરનુ બચ્ચુ થાય છે ' શાવ' પરથી પ્રાકૃતમા ' છાવો ' થાય છે ( सिद्धहेमचद्र ૧-૨૬૬ ), અને તેઉપરથી આ 'છૈયો ' શબ્દ થયેનો છે જિપ્સીમા પણ 'ચાવો' નો અર્થ 'છોકરો થાય છે વેલ્સ અને તુર્કી રોમ નીમા ચાવો' નુ બહુવચન 'ચાવ્યે' થાય છે, તે ગુજરાતી છૈયા' ને મળતુ છે છૈયો' 'છૈયા' એ શબ્દો હિદુસ્તાનની બીજી ભાષાઓમા માલમ પડતા નથી અને, માણસના બચ્ચાને સ્નેહોક્તિમા શાવ'-છૈયુ કહેવુ એ ગુજરાતી ભાષાની વિશેષતા છે'

યુરોપ અને એશિયાની આર્યભાષાઓમા પુરુષવાચક સર્વનામોમા એટલુ બધુ સરખાપણુ છે કે એના રૂપ જિપ્સી ભાષામા પણ માલમ પડે તે વાત મુદ્દાની ગણાય નહિ ઉદાહરણાર્થ, તુર્કી, વેલ્શ અને ઇંગ્રેજી રોમાનીમા 'મી ' નો અર્થ 'હુ' છે, ' મન્ ' નો અર્થ 'મને' છે આને મળતા રૂપ સસ્કૃત, ફારસી, લેટિન, ગ્રીક ઇંગ્રેજી, હિંદી, ગુજરાતી, મરાઠી વગેરે ભાષાઓમા

જે તેની જિપ્સી ભાષાનાં એ રૂપ અમુક ભાષાના રૂપને મળતા છે એમ કહી શકાય હિ, ૫ તુ, તુમેં, વે શ અને ઇત્યાદિ રોમાનીમાના કેટલાક પુરુષવાચક સર્વનામ ગુજરાતી રૂપના જ છે અને એ રૂપ પ્રાકૃત ભાષાઓમાથી રોમાનીમા તેમ જ ગુજરાતીમા આવેલા એવી રીતે માનવું પડે છે તે નીચે પ્રમાણે સ્પષ્ટ થશે

| રોમાની | ગુજરાતી | પ્રાકૃત | અપભ્રંશ |
|---|---|---|---|
| અમેં | અમે | अम्हे | अम्हे, अम्हइ |
| તુ | તું | तु | तुहूं |
| તુમેં | તમે | तुम्हे | तुम्हे, तुम्हइ |

બીજા કેટલાક સર્વનામમા પણ રોમાની અને ગુજરાતીની એકતા છે, તે પણ નીચે પ્રમાણે વ્યુત્પત્તિસાથે જણાવે

| રોમાની | ગુજરાતી | હિંદી | પંજાબી | અપભ્રંશ | પ્રાકૃત | સંસ્કૃત |
|---|---|---|---|---|---|---|
| સબ | સહુ, સૌ, સહુ સાવ | सब | सभ | सव्वु साहु साह | सव्व | सर्व |
| વવર | અવર | और | अर | अवर | अवर | अपर |

અહીં રોમાની રૂપો હિન્દી અને પંજાબી કરતા ગુજરાતી રૂપોને વધારે મળતા છે, અને તેમ જ રોમાની અને ગુજરાતી રૂપો પ્રાકૃત રૂપોને જેટલા મળતા આવે છે તેટલા હિંદી કે પંજાબી રૂપ મળતા આવતા નથી ગુજરાતીમા, ( વિશેષે કરી કવિતામા ) 'અવર' શબ્દ 'બીજુ' ના અર્થમા વિશેષણ તરીકે વપરાય છે તે જ રીતે રામાનીમા 'વવર' શબ્દ વપરાય છે

જે ભાષાઓના બંધારણમાં સમાન અંશ હોય તે ભાષાઓના ક્રિયાપદના રૂપમા સરખાપણુ ઘણુ આગળ પડતુ જણાઈ આવે ગુજરાતીમાં ક્રિયાપદના વર્તમાન કાળના પહેલા પુરુષના એક વચનનાં રૂપ 'લઉ,' 'દઉ,' 'કરૂં' એવા 'ઉ' કારાન્ત છે તુર્કી અને વેલ્સ રોમાનીમા આ 'ઉ' ને ઠેકાણે 'વ' પ્રત્યય છે અને એ અર્થના 'લાવ,' 'દાવ,' 'કેરાવ' એવા રૂપ છે આ 'ઉ' પ્રત્યય મુખ્ય પ્રાકૃતમાં નથી પણ અપભ્રંશમા છે ( સિદ્ધહેમ ચન્દ્ર ૪-૩૮૬, ઉદાહરણ किज्जउ ) રોમાનીનો 'વ' તે 'ઉ' નું પ્રતિસંપ્રસારણ છે મુખ્ય પ્રાકૃતમા મિ પ્રત્યય છે ( ઉ करेमि, जाणेमि ) તે એશિયાની રોમાની બોલીમા છે હિન્દીમા આ 'उ' પ્રત્યય છે પરતુ ગુજરાતી પેઠે હિંદીમાં તે પછી 'છુ' એ હયાતી દર્શાવનાર સાહાય્યકારક ક્રિયાપદનું રૂપ ઉમેરાતુ નથી. ગુજરાતીમા વર્તમાન કાળનાં બધા રૂપ પછી એ સાહાય્યકારક ક્રિયાપદ ઉમેરાય છે આ રીતે સાહાય્યકારક ઉમેર્યાથી બે ક્રિયાપદ થાય છે, "હું કરૂ છુ"="હું કરૂં+હું છુ" "તે કરે છે"="તે કરે+તે છે" આ હયાતી દર્શાવનાર સાહાય્યકારક ક્રિયાપદો 'अच्छ' ધાતુનાં રૂપ છે, અને પ્રાકૃત ભાષાના સહુથી પ્રાચીન વૈયાકરણ વરરુચિના મત પ્રમાણે अच्छ् તે સંસ્કૃત ધાતુ अस् નો શૌરસેની પ્રાકૃતમા

આદેશ (બંગાળામા મુનતો શબ્દ) છે (પ્રાકૃતપ્રકાશ ૧૨-૧૬) જિપ્સી બોલીઓમા એ ધાતુ 'અસ્' 'હમ' એવા રૂપમા વિદ્યમાન છે અને તે પણ હયાતી દર્શાવે છે અને વર્તમાન કાળના રૂપ પછી ઉમેરવામા આવે છે, પણ, તેથી અર્થ કાંઈ જુદો થાય છે, ઉ "કેરાસ" (=હુ કરૂ-તે છે) નો "હું કરતો હતો" એવો અપૂર્ણ ભૂતકાળનો અર્થ થાય છે વેલ્સ રોમાનીમા 'નોમ્'= (હું) છુ, 'નાન્= (તુ) છે," ને"= (તે અથવા તેઓ) છે, એવા રૂપ છે આમાં, 'નોમ્' ગુજરાતી 'છુ' ને મળતુ છે, નાન્ જુની ગુજરાતી 'છાં' ને મળતુ છે, અને 'ને' ગુજરાતી 'છે' ને મળતુ છે વળી, ઉત્તર ગુજરાતમાં ગામડાના 'સુ' અને 'સે' બોલાય છે તેને એ 'સોમ્' અને 'સે' વધારે મળતા છે રોમાનીમાના 'સેમ' (=તુ છે છે), 'તૂશેસ' (=તુ સાભળ છે), ગુજરાતના ગામડાના 'લેસ', સણેસ' ના જ રૂપના લગભગ છે

વેલ્સ રોમાની બોલીના "સો સે તેરો વૃત્તી" એ વાક્યનુ ગુજરાતી ભાષાન્તર "શો છે તારો વૃત્તિ" એવુ થાય, અને બન્ને લગભગ સરખા છે ફક્ત ગુજરાતીમા 'વૃત્તિ' (=ધંધો, કામ) ની નારી જાતિને લીધે 'શો' અને 'તારો' ને બદલે 'શી' અને 'તારી' એ સર્વનામ મુકવા પડે, અને "શી છે તારી વૃત્તિ" એવુ વાક્ય થાય આ રોમાની વાક્યમાંનો 'સો' શબ્દ ખાસ ધ્યાન ખેચે છે સસ્કૃત કિમ ના અર્થમા ગુજરાતીમા 'શ' શબ્દ વપરાય છે તેના ઉચ્ચારનો શબ્દ હિન્દુસ્તાનની બીજી ભાષાઓમા નથી સસ્કૃત કીદૃશ ઉપરથી અપભ્રંશ કઇસુ, તેપરથી પ્રાચીન ગુજરાતી કિસુ અને તે ઉપરથી અર્વાચીન ગુજરાતી 'શુ' એમ એ શબ્દની વ્યુત્પત્તિ થયેલી છે 'कीदृश' ના અર્થના હિંદીમા कैसा શબ્દ છે અને મરાઠીમા कसा શબ્દ છે, પણ 'શુ' જેવો શબ્દ નથી તે અર્થનો હિંદીમા क्या શબ્દ છે અને મરાઠીમાં काय શબ્દ છે, 'શો' 'શી' 'શુ' એ ગુજરાતી સર્વનામ સાથે એ અર્થના જિપ્સી સર્વનામને એ રીતે ખાસ મળતાપણુ છે

ક્રિયાપદના આજ્ઞાર્થ બીજા પુરુષના એક વચનનુ રૂપ પણ સરખાવવા જેવુ છે હિંદીમા અને ગુજરાતીમા આ રૂપમા પ્રત્યય વિનાનુ માત્ર ધાતુ વપરાય છે, ઉ 'આવ' 'કર' જિપ્સીમા પણ એ અર્થમા એવુ જ રૂપ વપરાય છે, 'આવ તા બેશ તને' એ યુરોપી રોમાની વાક્ય ગુજરાતીમા 'આવ તો બેશ તળે' એવા રૂપમા મુકાય એ બે વાક્યનું સરખાપણ સ્પષ્ટ છે હિંદીમાં 'આવ' અને 'બેશ' ને ઠેકાણે 'आ' અને 'बैठ' મુકાય હિંદીમા 'તળે' ને બદલે મુકાય એવો સસ્કૃત तल ઉપરથી થયેલો શબ્દ નથી, અને એ અર્થમા 'नीचे' શબ્દ મુકવો પડે ગુજરાતીમાં પણ 'તળે' ના અર્થમા 'હેઠળ' શબ્દ ઉક્તિરૂઢિ (*idiom*) પ્રમાણે વપરાય, રોમાનીમા 'તા' નો અર્થ 'અને' થાય છે અને એ શબ્દ 'તથા' ને મળતો છે ઉપર ઉતારેલા વાક્યમા 'તા' એ માત્ર અર્થભારપૂરક (*expletive*) છે અને તે માટે ગુજરાતીમાં 'તો' વપરાય પ્રાકૃતમા 'ता' એ અર્થમા વપરાય છે

કૃદન્ત રૂપો લેતા, 'કેદન' (=અમે કર્યું ) એ વે શ રોમાનીરૂપ ગુજરાતી 'કીધુ' ને મળતું છે સસ્કૃત कृतम् પરથી થયેલા અપભ્રંશ कीदउ ઉપરથી 'કીધુ' વ્યુત્પન્ન થયુ છે હિન્દુસ્તાનની બીજી ભાષાઓમા 'કર' ધાતુના ભૂતકૃદન્તમા 'ત' કે 'દ' નથી એ ધાતુના ભૂતકૃદન્તનું રૂપ હિન્દીમા (પ્રાકૃત किअ પરથી થયેલું) 'किया' અને મરાઠીમા કેટલીક વાર પ્રાકૃતમા વપરાતા 'લ પ્રત્યય પરથી થયેલું केला છે એ 'વ' પ્રત્યયવાળુ ભૂતકૃદન્ત ઇગ્રેજી રોમાનીમા 'મુવો' છે તે ગુજરાતી 'મુવો'ને મળતું છે આ ગુજરાતી રૂપ હિન્દુસ્તાનની બીજી ભાષાઓમા નથી

જિપ્સીઓની ભાષામા નામવાચક શબ્દો બહુ ન હોવાથી તેઓ પોતાની ભાષામાના નામ કે ક્રિયાપદને છેડે 'એન્ગ્રો' 'ગ્યુઅરો' અને 'મેરકો' એ પ્રત્યયો ઉમેરી લાક્ષણિક શબ્દો બનાવે છે જે શબ્દને છેડે એવો પ્રત્યય ઉમેરાય તે શબ્દમા કહેલા લક્ષણવાળો કે તે શબ્દમા દર્શાવેલી ક્રિયા કરનારો, એવો અર્થ આ રીતે રોમાનીમા બતાવવામા આવે છે 'એન્ગ્રો'નુ નારીજાતિવાચક અને નાન્યતરજાતિવાચક રૂપ 'એન્ગ્રી' થાય છે એ પ્રત્યય પહેલા સ્વર આવે તો તેના 'મેન્ગ્રો' (ઇગ્રેજી *Monger* સાથે સરખાવવા જેવુ રૂપ ) અને 'મેન્ગ્રી' એવા રૂપ થાય છે ઉદાહરણ, 'કાનએન્ગ્રો'=કાનવાળો=સસલો યાગ-એન્ગ્રો=આગ કરનાર 'ડિખ્ખેમેન્ગ્રો'=દેખનાર=તપાસનાર 'માગો-મેન્ગ્રો'=માગનાર=ભીખારી દૂર-ડિખ્ખી-મેન્ગ્રી'=દૂર જોવાનુ= 'દૂરબીન ચિંગા-ગ્યુઅરો=નગાઇ કરનાર=યોદ્ધો 'બોરો બેસેમેન્ગ્રોગ્યુઅરો' =મોટો બેસનાર ન્યાયાધીશ 'કામો-મેરકો'-કામ-પ્રેમ કરનાર=પ્રેમી, 'નાશી-મેરકો'=નાસનાર દોડનાર ગુજરાતીમા 'ગરો' 'ગર' 'ગર' પ્રત્યયો આવી રીતે વપરાય છે, જેમકે કનાઇગરો કલાગરો, વણ ર, સૂકગર અનમત્ત, ગુજરાતીમા અને રોમાનીમા એનાએ શબ્દોને આ પ્રત્યય લગાડવામા આવતા નથી, પણ એ પ્રત્યયોનો ઉપયોગ બન્ને ભાષામા સરખા પ્રકારનો છે 'એન્ગ્રો'નુ વે શ રોમાનીમા 'એન્ગરો' રૂપ છે તે પ્રત્યય વડે સીવનાર એટલે દરજીના અર્થનો 'સીવમેન્ગરો શબ્દ થાય છે ગુજરાતીમા એવો શબ્દ કરવો હોય તો 'સીવણગરો થાય એ જ રોમાનીમા 'બેરિન્ગરો' શબ્દનો અર્થ ખલાસી થાય છે ઇસવી સન ૧૦૦૩ પહેલા લખાયેલા પ્રમેનજિતરાસ નામના પુસ્તકની ભાષા હેમચન્દ્રના અપભ્રશ કરતા પણ હાલની ગુજરાતીને વધારે મળતી છે, તે કા યમા 'વેડી' શબ્દ 'હોડી' ના અર્થમા વપરાયેલો છે (શાસ્ત્રી નર્મદાનકૃત ગુજરાતનો ઇતિહાસ, ૩ આવૃત્તિ પૃષ્ઠ ૫૩ ) તે પરથી 'વેડીગરો' શબ્દ બનાવીએ તો તે રોમાની 'બેરિન્ગરો' ને મળતો થાય સસ્કૃત 'કર' પરથી આ પ્રત્યયો થયેલા છે

કેટલાક અ યયોમા પણ સરખાપણું મળી આવે છે ઇગ્રેજી રોમાની 'કઇ (=ક્યા ) તે ગુજરાતી 'કહીં ને મળતુ છે, અને 'ઓવ' (=હા ) તે ઉત્તર ગુજરાતમા ગામડામા વપરાતા 'હોવે ને મળતુ છે

ગુજરાતી અને જિપ્સી ભાષાઓમાના સમાન અશનું આ સક્ષિપ્ત નિરૂપણ સમાપ્ત કરતા એ સ્પષ્ટ રીતે કહેવુ જોઇએ કે એમ કહેવાનો ઉદ્દેશ નથી કે જિપ્સીઓ ગુજરાતમાથી

નિકળેલા કે ગુજરાતી ભાષા લઇને નિકળેલા એવું આ સમાન અંગોથી કલ્પિત થાય છે એમ પણ હોય કે જિપ્સીઓ નિકળ્યા ત્યારે તેઓ પ્રાચીન પશ્ચિમ રાજસ્થાની ભાષાની કોઇ બોલી બોલતા હોય, અને તે વખતે એ રાજસ્થાનીથી ગુજરાતી એવી જુદી પડી ન હોય કે જુદી ભાષાનું રૂપ ગુજરાતીને પ્રાપ્ત થયું હોય. અથવા, સને ૧૯૧૯ ના નવેમ્બર માસમાં પુણામાં મળેલી પ્હેલી ઓરીએન્ટલ કોન્ફરન્સમાં આ નિબન્ધ ઇંગ્રેજી ભાષામાં વાંચવામાં આવ્યો તે વેળા ચર્ચા કરતા પ્રિન્સિપાલ વુલ્નરે કહ્યું હતું તેમ જિપ્સીઓ હિંદુસ્તાનમાં હતા ત્યારે પણ તે ભ્રમણ કરનારી પ્રજા હોય અને તેથી હિંદુસ્તાનના જુદા જુદા પ્રાન્તોની ભાષાના અંશો તેમની બોલીમાં આવી ગયા હોય એમ પણ બને કારણ કે, ગુજરાત સિવાય બીજા પ્રાન્તોની ભાષા બોલનારને પણ એમ લાગે છે કે જિપ્સીઓની ભાષા અમારી ભાષાને મળતી છે પરંતુ, બીજો કાંઇ જુદો ખુલાસો જડે ત્યાં સુધી હાલ તો એમ માનવાનું કારણ છે કે જિપ્સીઓ હિન્દુસ્તાનની જે ભાષા લઇને નિકળ્યા તેમાં એવા અંકુર હતા કે જે ઉપરથી ગુજરાતી ભાષાના અનેક અંગ કાલક્રમે બંધાયા તે જ રીતે જિપ્સીઓની ભાષાના એ અંકુર બંધાયા, અને તેથી, એ બન્ને ભાષામાં એનાં અથવા ઘણાં સરખાં બીજરૂપ અંગ હોવાં જોઇએ *



* અમદાવાદમાં આ વરસના એપ્રિલ માસમાં મળેલી છઠ્ઠી ગુજરાતી સાહિત્ય પરિષદમાં રજુ કરેલો લેખ

સાક્ષરજીવન ૧૩ ૨-૦-૦ એન એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

# આપણા દેશમાટે એક ભાષા.

લેખક—રા. શાકરલાલ અમૃતલાલ દવે, બી એ

આપણા દેશની હાલની દશામા આપણને અનેક દિશામાથી નાના પ્રકારના મ્હેણા સાભળવા પડે છે કેટલાક વિદેશી તેમ જ સ્વદેશી ભાઈઓ અનેક હેતુથી કહે છે, કે, જ્યાં સુધી હિન્દુસ્થાનમા એક ભાષા ન થાય ત્યાંસુધી બધી પ્રગતિને વાતો વ્યર્થ જવાની છે અલબત્ત આ કથનમાં સત્ય છે તેટલુ સ્વીકારવુ જ જોઇશે, અને તે વિષે આગળ વિવેચન કરવામા આવશે પરન્તુ પ્રથમ તો યૂરોપમા બનેલા એક મહત્ત્વના બનાવ તરફ ધ્યાન દોરવાની રજા લઉં છું

છેલ્લા ભયકર વિગ્રહને પરિણામે જે શાન્તિપરિષદ્ વર્સેલ્સમા મળી હતી, તેનો કાર્યક્રમ જોતા જણાશે કે સુધરેલી યૂરોપી પ્રજાઓ એક ભાષાને અભાવે પરસ્પર વ્યવહાર કરતી અટકી પડી નથી અગ્રેજો તથા અમેરિકનો અગ્રેજીમા બોલતા હતા, ફ્રેન્ચો ફ્રેન્ચમા બોલતા હતા, અને જર્મનો જર્મનમા બોલતા હતા તે તે ભાષણોના અન્ય ભાષાઓમા ભાષાન્તર થતાં હતા, અને એ પ્રમાણે પરિષદનુ કાર્ય ચાલતું હતું આ ઉપરથી એમ કહેવાનો આશય છે, કે હિન્દુસ્થાન જેવા વિશાળ દેશમા એક ભાષા ન હોય ત્યાસુધી સર્વ પ્રકારની પ્રગતિ અટકી પડશે એમ કહેનાર અર્ધ સત્ય જ બોલે છે જુદી જુદી પ્રાન્તભાષાઓદ્વારા તે તે પ્રાન્તોનું કાર્ય ચાલી રહ્યુ છે જ, અને તેટલે અશે તો પ્રગતિ શક્ય છે જ વળી ઘણે ભાગે હિન્દુસ્થાનના જુદા જુદા પ્રાન્તોમા થતું કાર્ય સર્વ ક્ષેત્રમા લગભગ સરખા પ્રકારનુ છે, અને તેથી પણ તેટલે અશે પ્રગતિ તો થાય છે જ એટલે કે એક ભાષા સર્વવ્યાપક થાય નહિ ત્યાં સુધી આપણો ઉદ્ધાર થતો બધ રહે છે, એમ માનવામા કઈક ભ્રમ રહેલો છે, એ અત્રે દર્શાવવાનો હેતુ છે

આ પ્રમાણે એક સામાન્ય ભ્રાન્તિનુ નિરસન કરી આપણે મુખ્ય વિષય તરફ વળીએ જ્યારથી સ્વદેશાભિમાન અને સ્વદેશસેવાના મન્ત્રો પ્રજાના કાનમા ફૂકાયા, ત્યારથી હુ ધારૂં છુ કે એક ભાષાના પ્રશ્નને મહત્ત્વનું સ્થાન મળ્યુ આખો ભરતખડ એ મ્હારો દેશ છે, મદ્રાસી તેમ જ પજાબી એ મ્હારો ભાઈ છે, કાઠિયાવાડમા કે બગાળમા ભૂખે મરતાને સહાયતા કરવી એ મ્હારો ધર્મ છે—આવી વૃત્તિ જ્યારથી આપણા હૃદયમાં ઉદ્ભવી, ત્યારથી આખા દેશ માટે એક સામાન્ય ભાષા જોઇએ એ વિચાર આખ આગળ તરવરવા લાગ્યો. એવી એક સામાન્ય ભાષાને અભાવે અનેક અડચણો ઊભી થાય છે, એમ સ્પષ્ટ જણાવા લાગ્યુ

એ સામાન્ય ભાષા તે કઇ હોવી જોઇએ ? કઇ ભાષામા એવા સ્વાભાવિક ગુણું છે, કે તે સામાન્ય ભાષાનું પદ વાજબી રીતે લઇ શકે ? કઇ ભાષા હાલની હિન્દની સ્થિતિમાં સામાન્ય ભાષા થવાને સૌથી વધારે લાયકાતવાળી છે ? આના આવા પ્રશ્નો ઘણા વિચારશીલ મગજમા સ્ફુરવા લાગ્યા. સૌને પોતાની ભાષા પ્રત્યે મમત્વ હોય જ પરતુ તેટલા પરથી

મ્હારી પોતાની જ ભાષા સામાન્ય ભાષા થવાને યોગ્ય છે એમ દરેક પ્રાન્તવાસી યોગ્યતાથી ન જ કહી શકે એમ થાય તો પરિણામ માઠુ આવે એ સ્પષ્ટ છે માટે અખિલ ભરતખંડનુ હિત વિચારી એ પ્રશ્નનો નિર્ણય કરવો ઘટે છે એક ભાષાનુ પદ આપણી પોતાની ભાષાને ન મળી શકતુ હોય, તો તેટના ઉપરથી આપણી ભાષાભક્તિ શિથિલ થઈ જશે, એવો ખોટો ભય રાખવાની બિલકુલ જરૂર નથી આવો ભય આપણામાના કેટલાક શિક્ષિત જનોને છે, માટે જ અત્રે તેનુ નિરસન કરવાની જરૂર પડે છે આપણી ભાષા એવા ગૌરવને યોગ્ય અનેક કારણોથી ન હોય, તો ઉલટ ખાસ જરૂરનુ છે કે આપણે આપણી ભાષાભક્તિ વધારે દૃઢ કરી, ભાષાની ને સાહિત્યની વધારે સેવા કરી, તેનુ ગૌરવભર્યું પદ આપણી ભાષાને અપાવવા યત્ન કરવો જોઇએ સામાન્ય વ્યવહારમા, તેમ સાહિત્યના ક્ષેત્રમા પણ, દ્વેષબુદ્ધિને અવકાશ હોય જ નહિ

હિન્દમા બંગાળી, હિન્દી, મરાઠી, ગુજરાતી વગેરે આર્ય દેશીભાષાઓ સારી રીતે ખેડાએલી છે તેમા કઈ ભાષા આખા દેશને માટે સામાન્ય ભાષા તરીકે સહેલાઇથી પ્રચલિત થઇ શકે એ વિચારવાનુ છે તેમા નીચેના મુદ્દા ખાસ જોવા જોઇએ —

( ૧ ) સાહિત્યનુ ખેડાણ, ( ૨ ) ભાષાનુ બળ,

( ૩ ) ભાષાનો દેશમા વિસ્તાર, ( ૪ ) ભાષાની કઠિનતા

આ ચારે રીતે તપાસતા ઘણા એમ કબૂલ કરે છે, કે ઉપર ગણાવેલી દેશી ભાષાઓ પૈકી હિન્દી જ સામાન્ય ભાષા થવાને સુયોગ્ય છે સાભળ્યા પ્રમાણે બંગાળી સાહિત્ય હિન્દી સાહિત્ય કરતા ઘણુ વધારે વિશાળ અને રસાળ છે, પરતુ એકંદરે જોતા બંગાળી સર્વ-સામાન્ય થાય એ સભવતું નથી બીજી અનેક રીતે હિન્દી બંગાળીથી ચઢી જાય છે આપણા સૌનો અનુભવ છે, કે અજાણ્યા દેખાતા મનુષ્ય સાથે આપણે ભાગ્યુતૂટ્યુ પણ હિન્દી બોલીએ, તો આપણો વ્યવહાર નભે છે ઉત્તર હિન્દુસ્થાનમા તો હિન્દી એટલી સર્વ સાધારણ થઇ પડેલી છે, કે હિન્દુ કે મુસલમાન કોઈ પણ તે સમઝી શકે છે વળી હિન્દી ભાષામા જે બળ છે, જે જોમ છે, તે તો જેણે પ્રખ્યાત હિન્દી વક્તાઓના ભાષણ સાભળ્યા હોય તે જ સહેજે સમઝી શકે છે તેની મીઠાશ પણ ઓર છે સમય વિચાર સમય ભાષાએ કરીને વધારે પ્રકાશે છે માત્ર એક જ સૂચન કરવાની રજા લઉ છુ, કે હિન્દી અતિશય સસ્કૃત કે ફારસી શબ્દોથી ભરપૂર થઇ જતી ન જોઇએ સસ્કૃતમય હિન્દી વિદ્વાન્ હિન્દુઓને સારી લાગે છે, તેમ ફારસી-અરબી શબ્દોથી ભરપૂર હિન્દી ( અથવા ઉર્દૂ ) વિદ્વાન્ મુસલમાન ભાઇઓને પ્યારી લાગે છે પરતુ જ્યાં દેશ સમસ્તને માટે એક રાષ્ટ્રીય ભાષાનો વિચાર કરવો હોય, ત્યાં લોકસમૂહના મ્હોટા વર્ગને રૂચિકર થઈ પડે એવી યોજના થવી જોઇએ એટલે સામાન્ય પ્રજાવર્ગને દરરોજ ખપ લાગે એવી હિન્દી રાષ્ટ્રભાષા તરીકે સ્વીકારાશે એમ સભવ છે

એ રાષ્ટ્રભાષા હિન્દી કઈ લિપિમા લખાવી જોઇએ એ પ્રશ્ન થશે દેવનાગરી કે અરબી? હિન્દુ મુસલમાન બેઉ કોમનુ હિત વિચારી, અને સરળતાની વાતપર ખાસ ભાર મૂકી,

આ પ્રશ્નનો નિર્ણય થવાની જરૂર છે મ્હને તો એમ સ્પષ્ટ લાગે છે કે પ્રચારની વિશાળતા જોતા રાષ્ટ્રભાષા દેવનાગરી કે બાળબોધ લિપિમા લખાશે અરબી લિપિ સ્હામે વિરોધ છે એમ કહેવાનો ઉદ્દેશ નથી પરતુ દેવનાગરી લિપિનો વિસ્તાર આજે હિન્દમા જેટલો છે તેટલો અરબી લિપિનો નથી, અને ચોમ તેવો સભવ ઘણો ઓછો દીસે છે છતાં આ લિપિનો પ્રશ્ન કાળબળને સોપવો વ્યવહારૂ રીતે ડહાપણભરેલો લાગે છે જે લિપિમા વધારે સરળતા હશે તે વિજય પામશે એમ શ્રદ્ધા રાખી એ પ્રશ્ન છોડી મૂકવો જોઈએ

હિદી રાષ્ટ્રભાષા થાય તેની વિરૂદ્ધ એક મહત્ત્વની દલીલ માત્ર દક્ષિણ હિન્દુસ્થાનની સ્હેજે પરતુ મદ્રાસ ઇલાકામા પણ ધીમે ધીમે હિન્દીનો પ્રચાર વધતો જાય છે એ શુભ ચિહ્ન છે મૂળ સસ્કૃતમાથી નહિ નીપજેલી એવી દ્રાવિડી ભાષાઓ—તામિલ તથા તેલગૂ—મદ્રાસ ઇલાકામા પ્રચલિત છે એ વાત વાવારૂપે રજુ કરવામા આવે છે પરતુ લોકસમૂહમા હિન્દીનો વિરોધ જેટલો નથી, તેટલો મદ્રાસના શિક્ષિત વર્ગમા દેખાય છે આખા રાષ્ટ્રના હિતપ્રસગે થોડાને કષ્ટ સહન કરવુ પડે એમા નવાઇ નથી મદ્રાસી ભણેલાઓએ વધારે મહેનત કરી હિન્દી શીખી લેવુ એટલો જ ઉપાય જણાય છે

કેટલાક અગ્રેજી ભણેલાઓ અગ્રેજીને રાષ્ટ્રભાષા બનાવવાના સ્વપ્નમા દેખાય છે, પરતુ એ વાત જેટલી અશક્ય છે તેટલી જ ઉપહાસપાત્ર છે, તેથી તે વિરૂદ્ધ અને લાબી દલીલ રજુ કરવાની જરૂર લાગતી નથી. હિન્દના ઘરેઘરમા અગ્રેજી પેસે એ જેટલુ સ્વમાનને હીણપત આપનારૂ છે, તેટલુ જ અસભવિત છે થોડા વખત ઉપર મુબઈમા વ્યાખ્યાનદ્વારા ચર્ચા થઈ હતી કે હિન્દની ભાષાઓ રોમન લિપિમા લખવાથી ઘણો ફાયદો થશે! આ જાણી જેટલુ આશ્ચર્ય થયુ હતુ, તેટલુ જ અગ્રેજીને રાષ્ટ્રભાષા બનાવવાના વિચારથી પણ થાય છે આ પ્રમાણે આ પ્રશ્ન ગૌણ હોવાથી તે ઉપર લક્ષ લેવાની બિલકુલ જરૂર નથી

હવે હિન્દીનો વિશેષ પ્રચાર શી રીતે થાય તેનો ઉપચાર ક્યો ગણો એક સાધારણ વિચાર મ્હને સૂઝે છે તે અહી નોધી દઉં દરેક શિક્ષિત મનુષ્યે સરસ્વતી જેવુ કોઈ હિદી માસિક કે પ્રતાપ અથવા અભ્યુદય જેવુ સાપ્તાહિક વાચવાનો નિયમ કરવો ધીમે ધીમે વાચવાથી હિન્દી એની મેળે સુગમ થશે, અને જેમ મ્હાવરો થશે તેમ વધારે મઝા પડશે જરૂર લાગે તો એક બે નો હિન્દી કોશ સાથે રાખવો પણ આટલાથી કઈ બધુ પતે નહિ આપણી [illegible] શાળાઓમા ઐચ્છિક ભાષા તરીકે હિન્દી દાખલ કરવાની જરૂર થશે જો એ દેશી [illegible] તરફથી [illegible] થાય છે એમ જણાયુ છે વળી મ્હારો પ્રશ્ન તો આપણી સસ્થાઓ [illegible] વગેરે પરિષદોમા હિન્દી [illegible] તેમ [illegible] હોય છે [illegible] હિન્દીનો [illegible] સદ્ભાવ [illegible] હિન્દી [illegible] દેશભક્તોની [illegible] વગેરેમા [illegible] અગ્રેજીને સ્થાને હિન્દી જ [illegible] તેમ થવા ઘણો કાળ લાગશે પણ આધાર અભ્યાસ ઉપર છે

[illegible], આ વિષય ઉપર ને મુદ્દાના આપીજના વિચારો તરફ લક્ષ ખેચી સમાપ્ત કરૂ છુ

[illegible] ૨૦-૧-૦-૦ એન [illegible] પ્રેસ, મુબાઈ

"ભારતવર્ષમા પરસ્પર વ્યવહાર ચલાવના વાસ્તે એક ભાષા હોવી જોઈએ, એ વિષે કંઈ સદેહ નથી જો આપણે હિન્દી-ઉર્દુનો ઝગડો ભૂલી જઈએ, તો આપણે જાણીએ છીએ કે મુસલમાનભાઈઓની ઉર્દ જ રાષ્ટ્રીય ભાષા છે આ વાત ઉપરથી આ સહજ સિદ્ધ થાય છે કે હિન્દી અથવા ઉર્દુ મુગલ લોકના વખતમા રાષ્ટ્રીય ભાષા બની રહી હતી આજે પણ હિન્દીની સ્પર્ધા કરી શકે એવી બીજી કોઈ ભાષા નથી હિન્દી-ઉર્દુ ભાષાનો ઝગડો કાઢી દેવાથી ભાષાનો પ્રશ્ન સરલ થઇ જાય છે હિન્દુઓને થોડા ઘણા ફારસી શબ્દો જાણવા પડશે ઈસ્લામી ભાઈઓને સંસ્કૃત શબ્દનુ જ્ઞાન સંપાદન કરવુ પડશે આવી રીતે લેણુ દેણુ કર્યેથી, હિન્દી ભાષાનુ બળ વધી જશે, અને હિન્દુ મુસલમાનોની એકતા કરવા વાસ્તે આપણા હાથમા એક મોટુ સાધન આવી પડશે "*

ગોધરા ભાદરવા
વદિ ૯, ૧૯૭૫

# 'માળી' અને અન્ય કાવ્યો.

લેખક—અ સૌ સરોજીની નાનક મહેતા, બી એ

## (૧)

દાસ—દેવી! ત્હમારા દાસ ઉપર દયા કરો

રાણી—સભા વિસર્જન થઈ છે અને મ્હારા સર્વ નોકરો જતા રહ્યા છે તુ આટલો મોડો શા માટે આવ્યો છે?

દાસ—ત્હમે બીજા બધા સાથેનુ કામ પુરૂ કરો ત્યાર પછી જ મ્હારે આવવાનો વખત છે. ત્હમારા જેવા દાસને ભાગે શુ કરવાનુ છે તે હું પૂછવા આવ્યો છુ

રાણી—બહુ મોડુ થઈ જાય ત્યારે શી આશા રખાય?

દાસ—ત્હમારી પુષ્પવાટિકાનો મ્હને માળી બનાવો

રાણી—કેવી મૂર્ખતા!

દાસ—હું મ્હારા બીજા સર્વ કાર્યો તજી દઇશ મ્હારી તરવાર અને ભાલા ધુળમા ફેંકી દઉં છુ મ્હને દૂરના રાજદરબારોમા મોકલશો નહિ મ્હને નવા વિજય મેળવવા આજ્ઞા કરશો નહિ પણ ત્હમારી પુષ્પવાટિકાનો મ્હને માળી બનાવો

રાણી—તું શુ કામ કરીશ?

દાસ—ત્હમારા આરામના વખતમા ત્હમારી સેવા

પ્રાત કાલે ત્હમારે ફરવાનો ઘાસવાળો રસ્તો હું લીલો રાખીશ—જે રસ્તા ઉપર ત્હમારા ચરણને પગલે પગલે મરણોન્મુખ કુસુમો વધાવી લેશે

* છઠ્ઠી ગુજરાતી સાહિત્યપરિષદ માટે લખાયેલો લેખ

સપ્તપર્ણ વૃક્ષની પ્રાળીએ બાંધેના હીંચકા ઉપર હું ત્હમને ઝુલાવીશ-જ્યા સન્ધ્યા કાળનો ચન્દ્ર પાંદડાઓમા થઇને ત્હમારા વસ્ત્રોને ચુમવા પ્રયત્ન કરશે

ત્હમારી શય્યા પાસે બળતો સુગંધિત તેલનો દીવો હું સળગાવીશ અને ત્હમારો પગ મૂકવાનો બાજઠ ચંદન અને કેસરથી ચિત્રવિચિત્ર ભાત પાડી ચીતરીશ

રાણી—અને કામના બદલા તરીકે શુ લેઇશ ?

દાસ—ત્હમારા કમળ સમ નાજુક હસ્ત પકડી ત્હમારા કાંડા ઉપર ફુલની સેરો ફેરવી દેવાની આજ્ઞા ત્હમારા પગના તળીઆ અશોકની પાંખડીઓના રાતા રસથી રંગીને, કોઇક ધૂળની રજકણો ત્યાં રહી ગઇ હોય તે ચુમી લેવાની અનુજ્ઞા

રાણી—મ્હારા દાસ ! ત્હારી ઇચ્છા પૂરી પડશે તું મ્હારી પુષ્પવાટિકાનો માળી થજે.

(૨)

પ્રભાતમા મ્હે સમુદ્રમા જાળ નાખી

સમુદ્રના અંધારા તળીઆમાથી વિચિત્ર દેખાવની અને વિચિત્ર શોભાવાળી અનેક વસ્તુઓ મ્હે ખેંચી કાઢી એમાની કેટલીક સ્મિત પેઠે પ્રકાશતી હતી, કેટલીક અશ્રુમાફક ચમકતી હતી, કેટલીક નવવધુના કપોલ જેવી સુહાતી હતી

આખા દિવસમા એકઠી કરેલી ચીજો લઇ હું ઘેર ગયો ત્યારે મ્હારી પ્રિયા ઉદ્યાનમાં ફુલની પાંખડીઓ તોડતી બેઠી હતી

એક ક્ષણ વિચાર કરીને એકઠું કરેલું સર્વ ધન મ્હે તેના પગ આગળ મૂક્યુ, અને કાંઇપણ બોલ્યા વિના ત્યા ઉભો રહ્યો

ત્હેણે એના તરફ જોઇ કહ્યુ, ‘આ શી કેવી વિચિત્ર વસ્તુઓ છે ? એનો શો ઉપયોગ ?’

મ્હેં લજ્જાથી માથુ નીચુ નમાવ્યુ, અને વિચાર્યું કે ‘આ વસ્તુઓ માટે મ્હારે લ્હડવુ પડ્યુ નથી એ મ્હે બજારમાથી વેચાતી પણ લીધી નથી એ આને ભેટ આપવા લાયક નથી’

પછી આખી રાતમા મ્હે તે સર્વ ચીજો એક પછી એક રસ્તામા ફેંકી દીધી

સ્હવારમા મુસાફરો આવ્યા ત્હેમણે બધી ઉચકી લીધી અને ત્હેને દૂરના પ્રદેશોમાં લઇ ગયા *

(૩)

સુંદરિ ! કવિઓની વીણામાથી નીકળતા ગીતોનુ સર્વ માધુર્ય તુ ત્હારા નેત્રના એક જ કટાક્ષથી હરી શકે

પરન્તુ તેમની સ્તુતિની ત્હને બીલકુલ દરકાર નથી અને તેટલા માટે હું ત્હારી સ્તુતિ કરૂં છું.

જગતના સૌથી ગર્વિષ્ઠ મસ્તકો તું ત્હારા ચરણ આગળ નમાવી શકે

પરન્તુ તુ તો જેમને કોઇ ઓળખતુ નથી એવા ત્હારા સ્નેહીઓને જ આરાધે છે અને તેટલા માટે જ હું ત્હારી આરાધના કરૂ છુ

* રવિન્દ્રનાથ ટાગોરને યુરોપનુ નોબલ પ્રાઇઝ મળ્યું ત્યારે જ હિંદે એ ઓળખ્યા !

ત્હારી સુઘટિત મોહકતાઓ સ્પર્શથી રાજર્ષિને પણ ગોભાવે

પરન્તુ તુ ગાલીચો વાળવામાં અને ત્હારૂં ગરીબડું ઘર સાફ કરવામાં જ એ વાપરે છે અને તેવી જ મ્હને ત્હારે માટે પૂજ્યબુદ્ધિ ઉત્પન્ન થાય છે.

(૪)

સ્ત્રી જાતિ! તુ માત્ર ઇશ્વરની જ કૃતિ નથી મનુષ્યોની પણ છે તેઓ ત્હને પોતાના હૃદયના સૌન્દર્યથી અર્પિત કરે છે

કવિઓ ત્હારે માટે કલ્પનાના સુવર્ણમય તંતુથી જાળ ગુંથે છે, ત્હારા સ્વરૂપને ચિતારો દિનપરદિન નવુ નવુ અમરત્વ અર્પે છે

ત્હને અલંકૃત કરવા, ત્હને આચ્છાદિત કરવા, ત્હને વધારે મૂલ્યવાન બનાવવા, સમુદ્ર પોતાના મોતી, ખાણો પોતાનુ સુવર્ણ અને ગ્રીષ્મના ઉદ્યાન પોતાના કુસુમ આપી દે છે

પુરૂષોના હૃદયની આકાંક્ષાએ ત્હારા યૌવનને વિભૂષિત કર્યું છે

તુ અડધી સ્ત્રી છે, અડધુ સ્વપ્ન છે

(૫).

મધ્યરાત્રિએ સન્યાસ લેવા તત્પર થયેલો પુરૂષ બોલ્યો 'અત્યારે મ્હારૂં ઘર છોડવાનો અને પ્રભુને શોધવાનો વખત છે અહા! અત્યાર સુધી મ્હને અહિ માયામાં કોણે બાંધી રાખ્યો હતો?'

પ્રભુએ ધીરેથી કાનમાં કહ્યુ "મ્હેં" પરન્તુ પુરૂષના કાન બંધ હતા

ખોળામાં બાળકને લઇને તેની પત્ની શય્યામાં એક બાજુ ઉપર શાન્તિથી ઉંઘતી હતી.

પુરૂષ બોલ્યો, 'આટલો વખત મ્હને મૂર્ખ બનાવનાર ત્હમે કોણ?'

ફેના અવાજે ફરી કહ્યુ "એ લોકો પ્રભુ છે"

બાળક સ્વપ્નમાં રડી ઉઠ્યુ અને માતાની પાસે ભરાયુ

પ્રભુએ આજ્ઞા કરી, 'મૂર્ખ! ઉભો રહે ત્હારૂં ઘર ત્યાગીશ નહિ' પણ તુ હજી પણ એણે સાંભળ્યુ નહિ

પ્રભુએ નિઃશ્વાસ મૂકી કહ્યુ મ્હારો દાસ મ્હને તજીને જ મ્હને શોધવા કેમ જાય છે?"

---

[illegible]
[illegible] ૧૯૨૦ [illegible] ગોમ ત્રિપાઠી, એન્ડ કંપની, મુંબઈ

# નિમંત્રણ.

લેખક—રા કનુભાઈ અચાભાઈ દેસાઇ, એન એમ એન્ડ. એસ

પધારશો, બન્ધુઓ!
આજના મહા ઉત્સવમા ?
ઉત્સવ ?
પરતન્ત્ર—પરાધીન
પ્રજાને ઉત્સવ કેવા ?
પરાધીન—શક્તિહીન
નિ શસ્ત્ર
કાયદાથી નધાયની
પ્રજાને ઉત્સવ ?
હા—બન્ધુ—હા
એ ઉત્સવમા ય
આપણે લાગવાના આસુ
ઉન્હા ઉન્હા
અને અન્તરની ગૂહાના
હી દીઓને ચરેના
અપમાનની એ રહવાન
આજ રાખવાના
અપવાસ એકાન્તી
દશ ઇન્દ્રિઓને અને
મનને સયમમા રાખી
કરવાની પ્રભુપ્રાર્થના
રાજ્યકર્તાના ન્યાયાસનથી ય
અનેક અશે સમય
મહાન પ્રભુની
ન્યાયની ગાદી પાસે
આપણે નોધાવવાની
આપણી ફરીઆદ
અને એ પ્રાર્થનામાથી ય
આપણે લેવાનો, આપણા
જીવનનો આદેશ
બન્ધુઓ! પુણ્ય પર્વ છે

લાગી છે એને
કુમ કુમ રેખા
તેથી જ આપણો
અશ્રુનો એ ઉત્સવ
પરતન્ત્ર પ્રજાને
બીજા ઉત્સવો શા ?
આંસુની અંજલિ આપતા
વીરાઓ સંભારજો
દી નીના સત્યાગ્રહી વીર
સ્વામિ શ્રદ્ધાનન્દજીને
અને અન્ય બન્ધુઓને
સંભારજો અન્તરની ઉંડી
ગહ્વામાં કોરજો
જલીઅનવાલા બાગના બંધુઓને,
પંજાબીઓને,
કર્મવીર ગાંધીજીને,
બન્ધુભક્ત અહમદ-મોતીલાલને,
ગમ્ભીર અને હુટર મનાઓને
ઈન્ડેમ્નિટી એક્ટને
અને આખરના
બાદશાહિ સંદેશને
સમજવાનું, અને
શીખવાનું, પરતન્ત્ર પ્રજાને
આટલેથી ય બહુ છે,
અને આજના ઉત્સવે
નથી જરૂર
વધારે પરમ્પરાની
બન્ધુઓ આવજો
આજના મહોત્સવે
રોવાની થોડી ધીરજ
લાવજો વધારે
આવજો, આવજો
ભારતના એકતાના
નવ સર્જન લેવા
અને દેવા
બન્ધુની પુણ્યતિથિએ

---

# લગ્નની ભાવના.

લેખક—ગ. નરહરિ-નવનીત.

પ્રિય સુહૃદ,

વસંતનું આગમન થતાં જ આમ્રવાડીયું કોકિલના ઝીણા ઝીણા મધુરા ટહુકાથી ગાજી રહે છે. શું કોયલને સ્નેહના આમંત્રણ થતાં હશે? સૂર્યના ઉદયે સરોવરમાં કમળો વિકસવાને માટે અને ચંદ્રના ઉદયે સાગરમાં ભરતી આવે. આપણા જીવનમાં એવો કોઇ પ્રસંગ આવે છે કે જ્યારે આપણા હૃદય-કમળનો વિકાસ થાય અને સ્નેહની ભરતીથી હૃદય ઉભરાઇ જાય?

વર્ષાઋતુમાં આકાશ કાળી વાદળીઓથી ઘેરાઇ જતું હોય અને તે જોતાં હર્ષમાં મયૂરો કેકારવ શરૂ કરે. આવો મધુરો કેકારવ આપણા હૃદય-કુંજે કોઇ વખત થાય છે ખરો? વાંસળીનો એક જ મનોહર સૂર નીકળતાં હરણાંના ટોળાં તે તરફ ખેંચાય અને તે તાનમાં ગુલતાન બની જતાં આખરે વીંધાય—એવો સૂર આપણી હૃદયવસીમાંથી કોઇ વખત નીકળે છે ખરો? કૃષ્ણ-મુરલીના નાદથી ગોપીઓ ગાંડી બની અને વિહ્વલ બની કૃષ્ણ સમીપ દોડી ગઇ સ્નેહ-મુરલીનો નાદ સુણી હૃદય વિહ્વલ થાય છે ખરૂં? કૃષ્ણ તો રાસેશ્વરી રાધા સાથે રાસ રમ્યા અને કૃષ્ણચંદ્રે ગોપીઓને પણ રાસ રમાડ્યા. હૃદયને પણ આવી રસેશ્વરી રાધા મળે છે અને આના રાસના રસમાં હૃદય રસમય બને છે?

તે જ સમય આજનો છે આ મંગલ-શુભ-ઉત્સવનો દિવસ જીવનમાં એક જ વખત આવે છે અને આ ધન્ય ક્ષણ તો અદ્વિતીય જ છે. લગ્નની પવિત્રતા અને ગંભીરતા નથી બ્રાહ્મણોના મંત્રોચ્ચારમાં કે નથી સુસ્વરે ગવાતા કિન્નર કંઠીઓના લગ્ન-ગીતોમાં. તમારા ઉભયના આત્માના ઘેરા ઘેરા ગીતમાં જ આ પ્રણય-ધ્વનિ છે એ સંગીતની તાનમાત્ર જુદી

* નોંધ—એક સ્નેહીના લગ્ન પ્રસંગ તેમના મિત્ર તરફથી આ પત્ર લખાયા છે. લગ્ન એ આર્ય-સંસારમાં જીવનનો ગંભીર ને અતિ મહત્વનો પ્રશ્ન ગણાય છે તે વેળાએ નવ વિવાહિત વધૂવરને લગ્નની ગંભીરતાનું અને દાંપત્યધર્મનું સૂચન કરવામાં આવે એવી રીતે આપણા પુરાણ શાસ્ત્રકારોએ લગ્નની વિધિ ઘડી કાઢી છે. વળી પતિપત્નીને કુટુંબના ગુરૂજનો તથા મિત્રો તે પ્રસંગને ઉચિત ઉપદેશ કરે એવો સંપ્રદાય આપણે ત્યાં જુના કાળથી ચાલતો આવ્યો છે. હાલના જમાનામાં લગ્ન-ક્રિયાનું રહસ્ય કેટલેક અંશે વીસરી જવાતું છે, તોપણ જેમ બીજી કેટલીએક પાશ્ચાત્ય રૂઢિઓ આપણા જીવનમાં દાખલ થઈ છે તેમ શિષ્ટ-સમાજમાં લગ્નપ્રસંગે વર-કન્યાને અભિનંદન પત્રો લખવાનો રિવાજ ફેલાતો જાય છે. આપણી અસલની વસ્તુને ઉપદેશ આપવાની પ્રથાનો ઉદ્દેશ એમાં જળવાતો હોવાથી એ પદ્ધતિ ઇચ્છવા જોગ છે—આ પત્રમાં જીવનમાં લગ્નની મહત્તા દંપતીનું કર્તવ્ય તથા પતિપત્ની પ્રત્યેની શુભેચ્છાદિ હકીકત કવિશ્રી રા નાનાલાલની શૈલીમાં રસિકતાથી વર્ણવી છે. તેથી આ અભિનંદન પત્ર પત્રલેખનની કળાના નમુનારૂપે હોવાથી.

સંપાદક—
**અમૃતલાલ માધવલાલ શાસ્ત્રી**
ત્રિપાઠીએંડ કંપની, મુંબાઈ

જ છે એ ગીતનો આલાપ મેગન અને તારો આજનો નવો મિત્ર–જીવનભરનો મિત્ર અરે, અનન્ત જીવનનો મિત્ર–પોતાની હૃદયવીણામા એ ગીત મારી પેઠે ઉતારશે તું ઉસ્તાદ બની તાલીમ આપ અને જો ) લે પછી આખા જીવનમા એ સગીતની મીઠી મોંઘી મઝા

તે જ સમય–દિવસ–આજનો છે કે હૃદયકુંજે કોયલનો મીઠો ટહુકો સભળાય, મોરનાની મધુરી કેકાયે સભળાય અને હૃદય–સાગરમા સ્નેહની ભરતીયે આવે આજે જ વીણાનો નહિ સાભળેલો અપૂર્વ સૂર સભળાય અને હૃદયને વિહ્વળ બનાવે કોઇ કહેશો કે એ સૂર ક્યાથી આવે છે? અદૃશ્ય વીણાના તાર ઝણઝણે છે અને આત્માને થનથન નચાવે છે વીણાના તાર ઉપરનો કોમળ અગુલીઓનો કોમળ સ્પર્શ પણ સભળાય છે? ગસેશ્વરી જેની અગીના આજે પ્રથમ દર્શન નથી થતા? જીવનની ‘ઉષા’ આજે નથી ઊગતી?

લગ્ન કોનુ? બે હસ્તોનુ કે બે વસ્ત્રોનુ? બે હાથોનુ જોડાણ લગ્ન હોય તો મિત્રને મળતા થતા હસ્ત–ધુનન લગ્નમા જ ગણાવા જોઇએ આ માની–ભિખના હ યોની ગ્રથિને આમ ક્યાયે સ્થાન છે? સ્નેહની ગ્રથિથી જોડાણ તે લગ્ન અને હાથોનુ લગ્ન તે અતરના સ્નેહ–લગ્નની બાહ્ય પ્રતિમા કેમ ન હોઈ શકે? અને તે પ્રતિમા એ જ છે કે आत्मना आत्मा सन्धामि આ પ્રતિમા C ર જ મિત્રજીવનનો આધાર છે

તમારા પરસ્પર હૃદયના પ્રીતિયોગની વાત હુ કેવી રીતે લખી શકુ? લખવાનો અધિકાર છે? દમ્પતીના પ્રેમમદિરે તો એટલુ જ કહી શકાય કે —

"हृदय स्येव जानाति प्रीतियोग परस्परम्।"

જેના તમારા પ્રીતિ–યોગનો મત તો એ જ છે કે —‘મારુ જીવનનો હર્ષ મારી જીવન સખી ઝીલે અને સ્નેહના રસ ગેગાન નહિ પણ પરસ્પર વિનિમય થાય સ્નેહની લાણો અપાર–લેવાર અને જીવન સુખદ બને ” દપતી–પ્રેમની ભાવના તો એ જ છે કે “ ‘सोऽहं સોહ્ ’ બની જ ‘ताऽहं ताऽहं’ કથ, મેવે એ બીજા તણા, એ સદ્વચાર અતુલ ” આ જ તમારા સ્નેહના અદ્વૈતભાવ એ અનુભવ તમે અનુભવો ‘ અનુભવનારૂં મળો કો આત્માના ઉછળતું ગાનારૂં મળો કો તુજ હૃદયના યમતે ” જેવી મારી શુભેચ્છા આજે સફળ થાય છે આદિથી જ ‘પ્રભુ–વિકાસ’ શરૂ થાય છે ‘પ્રભુનામા પગલા’ આજથી જ મડાય છે અને એ પ્રભુતાને પામી પ્રભુને પામજો જીવન પ્રભુ વિના સાર નિકળે? આ અમાર મમા રમા પ્રભુને પામ્યા વિના છુટકો છે?

ધર્મ–પત્ની તો ‘સ્નેહ ને સૌજન્ય કેરી દેવી’ કહેવાય, તો સ્નેહ અને સૌજન્યના દાન તમને નહિ મળે? એ દેવી–હૃદયની સ્નેહ રાણી–પત્નીતે પગલે તમારા ગૃહે પધારે તો તમે સ્વાગત નહિ કરો? આગણે કુકુના ચેરશો કે મોતીની માળાના તોરણ બાધશો? અને તે નહિ મળે તો હૃદયના ઉમળકાથી ઉભરાઇ જતા હર્ષના અશ્રુ–બિંદુઓથી આગણુ નહિ છાંટો? તમારા હૃદયમંદિરનુ આગણુ તો એ મોતી આંસુઓના પવિત્ર જળથી જ છાટજો અને આંગણે સ્નેહ–રગના સાથીઆયે પૂરજો, તમારી દેવી કે જેને તમે ભવિષ્યમા

" त्वं जीवितं त्वमसि मे हृदयं द्वितीयम्
त्वं कौमुदी नयनयोरमृतं त्वमङ्गे ।"—भवभूति

કહી સમોવડ્યો તેને સ્નેહના આદરભાવે સ્વાગત નહિ હોય ?

એ જેની સ્મિત-કળીઓ આગળે વેરાય અને મધુરી સૌરભ ઉડી રહે તો દેવોને પણ આ નંદન-વન જેવી ગૃહ-કુંજોમાં રમવા આવવાનું મન થાય, તમને સ્નેહ-અમૃતનું પાન કરાવે એ જ "રસિક ચતુર રમણી રજકણમાંથી રત્ન બનાવે" અને હું યને હસાવે પછી કઈ ઉણપ રહેશે ? આખું જ જીવન હસ્યા કરવાનું અને હસમુખીના લાવણ્ય પ્રભાવના પ્રકાશમાં સૌન્દર્યના દર્શન કર્યા કરવાનું અને તેના સ્નેહાળ-ઉદાર હૃદયના સ્નેહ-હિંડોળે ઝુલવાનું. આ બધી સ્નેહ-યોગની જુદીજુદી વિધિઓ છે તમે એ બધું અનુભવો એટલે એ દામ્પત્ય-જીવનના મીઠા અનુભવોના સ્મરણો તમારી કવિતામાં ઉતરશે અને તમારી સ્નેહ-ગીતાના પાઠો સ્નેહ-યોગીઓ અહોનિશ વાંચ્યા જ કરશે

ત્યારે આજે તમને-ઉભયને શું આપવું ? ભાવભીના હૃદયના ઉમળકા સારી લાગણીઓ અને સ્નેહભીના હૃદયના અભિનંદન એનાથી વિશેષ શું આપી શકાય ? તમો ઉભયના જીવન પ્રભાતે ખીલતા સુંદર સુવાસિત ફુલો જેવા જ હસતા રહો, અને જીવન એવા જ સુગન્ધવાળા બનો જીવનને ઇન્દ્રિયજન્ય વાસનાઓના સ્પર્શથી કરમાઇ જવા દેશો નહિ અને જગતની પાશવ વૃત્તિઓનો છાંયડો નહિ લાગે તે ધ્યાનમાં રાખશો જીવન-કુસુમને પ્રેમના પ્રકાશમાં ખીલતા દો અને જીવનને સુંદર બનાવો તમારા જીવન-માર્ગો સ્નેહ-ફુલડાથી પથરાયલા રહો આત્માના ઉંડા ગીતોથી તમારી હૃદય-કુંજો ગાજી રહો અને અભેદ-ભક્તિવાળા દામ્પત્યજીવનનો આદર્શ બનાવો સ્નેહ અને વાત્સલ્યની મીઠી ભાવનાઓથી તમારા હૃદય પોષો અને ગૃહ-જીવન ઉછેરો કુટુમ્બ સુખની પરિસીમા ગરીબ ઝુંપડીમાંથી પણ અનુભવો આર્ય સંસ્કૃતિને શોભાવનારા ગૃહસ્થાશ્રમના અતિથિ ધર્મ-ભૂતદયા-પ્રાણી માત્ર તરફ પ્રેમભાવ-તમે ભૂલી જશો ? દયા, દાન અને દીનતાના સૂત્રો તમારા જીવનમાં સદા તે માટે ગુંથી રહેજો. આ મારી શુભેચ્છાઓનો સાક્ષાત્કાર તમને થાઓ અને તેને માટે પરમકૃપાળુ તમને દીર્ઘાયુ ભલી અખંડ સામર્થ્ય આપો ઇતિ શમ્

---

# ટેબિ

લેખક—રા. સુમનગૌર હરિલાલ ધ્રુવ.

(ચિત્રકાર—રા. રવિશંકર પંડિત)

(ગયા અંકથી અનુસંધાન)

અડધી મિનિટ પછી રેન્ડેલ આવીને ટોપી ઉતારીને ઉભો રહ્યો

મિસિસ્ કૉનિન્સે ત્હેને કહ્યું "મિ. રેન્ડેલ તમને યાદ છે કે, એક ન્હાનુ કુતરૂં તમારી જોડે રમવા આવવાને માટે મોકલ્યુ હતુ?"

"હા યાદ છે, કેમ?"

"ક્યારે, એ?"

"ઘણું કરીને નવેમ્બર મહિનામાં"

મિસિસ કૉનિન્સે કહ્યુ, "શુ થયુ હતું કુતરાને, કહો જોઇએ?"

"કાનઉપર ઘા પડ્યો હતો તે દિવસે સાંભળ્યુ હતુ કે, સિપાઈએ તેને બચકું ભર્યુ હતું કાન થોડોક ત્હેં કાપી નાખ્યો હતો—આ જ કે તે કુતરૂં?"

"તમને શું લાગે છે?"

"મ્હને તો એજ લાગે છે બરાબર એવુ જ આ દેખાવમાં છે—હોય અત્યારે એ સહેજ મ્હોટું થયું છે"

મિસિસ્ કૉનિન્સે કહ્યુ, "હા, મિસ્ટર રેન્ડેલ, એ જ કુતરૂં આ, ઠીક ઉપકાર થયો ગુડ્‌આફ્ટર નુન"

રેન્ડેલે ફરી પાછી ટોપી ઉતારી

મિસિસ્ કૉનિન્સે શૉફરને હુકમ આપ્યો, 'ઘેર" મોટર ફરી પાછી ચાલવા લાગી

કપિન આટલો વખત માથુ નીચુ કરીને બેઠો હતો હવે બોલ્યો "મિસિસ કૉનિન્સ, આનુ કંઇ જ પ્રયોજન ન્હોતુ આપે કહ્યુ હતુ કે આપનુ કુતરૂં છે એ જ યથેષ્ટ હતુ,"

મિસિસ કૉનિન્સે કહ્યુ, "બરાબર છે, તો પણ કોણ જાણે ગમે એટલું તો અમે તમારાથી તદ્દન અપરિચિત એટલા માટે—"

મોટરકાર ઘેર આવી પ્હોંચી કપિને જોયુ કે, રિજન્ટસપાર્કની ઘણું પાસે છે—

વૃદ્ધાએ કહ્યુ "આજ અમે આપને ઘણી તકલીફ આપી, મિસ્ટર મહેતા આવો ચ્હા પીને જાવ"

કપિયે પ્હેલા તો "ના" કહી પણ છેવટે સ્વીકાર કરીને, તે એમની સાથે ઘરની અન્દર ગયો.

થોડી જ વાર પછી ચ્હા આવી ટૉબિ આટલો વખત કપિનની પાસે તેને અડકીને બેઠો હતો પારકાને ઘેર આવીને નવા માણસોની અંદર પડીને તે ઘણો ખસિયાણો પડી ગયો

હતો ને રે મ્હા પીતી વખતે કેટલી બધી એની કુદાકુદ–અને આજ અહિંયા તો તેમાનું કંઇ જ ન્હોતું

કપિન વચ્ચે વચ્ચે રેમિના તરફ જોતો હતો અને તેનું હૃદય અંદરથી ધબડ્ ધબડ્ થયાં કરતું હતું. કદિ જો પ્હેલેથી એ જાણી શક્યો હોત કે, “ આ પાંચ મહિના પછી છોકરીનો એને પરિત્યાગ કરવો પડશે તો તો, એના ઉપર એ આટલી બધી માયા થવા દેત નહિ–પણ હશે, હવે ગઇ બાબતનો શોક કરવાથી શું થાય?”



કપિન વચ્ચે રેમિના તરફ જોતો હતો

મિસિસ કૉલિન્સ કપિનના મનનો ભાવ સમજી શકી હતી. ચ્હા પીવાનું પૂરૂં થયા પછી, છોકરીને બીજા ખંડમાં લઇ જઇને, ફરીને તેણે ઘણું કરીને સમજાવી, પણ રેમિના

કોઇપણ રીતે પોતાનો હક છોડવાને રાજી થઈ નહિ એટલામાં એણે ચેન્ અને કૉલર ખરીદવાને માટે નોકરડીને દુકાને પણ મોકલી દીધી હતી

ચેન્ અને કૉલર આવતામાં જ સ્તોરાએ ટેમિના ગળામાંથી જુનો કૉલર કહાડીને કપિલના હાથમાં આપ્યો, નવો કૉલર પ્હેરતાં ટેમિ ખૂબ હઠ કરવા લાગ્યો પણ, ન્હાનું કુતરૂં! એવડી મ્હોટી છોકરીની સાથે તેનું જોર ક્યાં સુધી ચાલી શકે! ધ્નોરાએ તેના ગળામાં નવી ચેન્ અને કૉલર પ્હેરાવ્યા મોફાના પગ સાથે તેને બાંધી દીધું

કપિલ ઉઠીને ઉભો થયો. તેણે કહ્યું "મિસિસ્ કૉનિન્સ, હવે હું રજા લઉં છું ને વિદાય "

મિસિસ્ કૉનિન્સે કહ્યું, "હમણાં જ જશો?"

ટેમિ તરફ કપિલ પૂંઠ કરીને ઉભો હતો ત્નૉરાએ આવીને તેની સાથે શેકહેન્ડ કરીને કહ્યું, 'તમારી દયા હું કદિ પણ ભુલીશ નહિ કુતરૂં મ્હેં લીધું છે એટલા માટે મ્હારો અપરાધ ના ગણશો હો, મિ મહેતા"

કપિલે કહ્યું "અપરાધ શાનો?" તેને ઇચ્છા થઇ કે, કુતરાને અમારાપૂર્વક રાખવાને માટે, સ્નૉરાને હું મ્હેજ ભનામણ કરૂં પણ તેના અન્ત:કરણને કંઇ ... થવા લાગ્યું મ્હોંમાંથી વાતને બહાર કરી શક્યો નહિ

મિસિસ્ કૉનિન્સે કહ્યું "ગુડબાય્ મિ મહેતા! તમારા સૌજન્યથી હું મુગ્ધ થઈ છું તમને પ્હોંચાડી જવાને માટે મ્હારી 'કાર' તમારી વાટ જુએ છે '

કપિલે કહ્યું, "ઉપકાર થયો 'કાર'ની મ્હને જરૂર નથી હું ચાલતો જ ઘેર જઇશ અહિં નજીકમાં જ છે ને ગુડબાય "

કપિલ એ ખંડમાંથી બહાર આવતા જ, ટેમિએ ઝાડંગ ઝડાંગ કરીને ચેનને આંચકા મારીમારીને ઉંચે સાદે ચીસો પાડવા માંડી સિડી ઉપરથી ઉતરતાં ઉતરતાં કપિલના પગ ધ્રુજવા લાગ્યા સિડિનો 'બૅનિસ્ટર' પકડીને કોઇ પણ રીતે તે નીચે ઉતરવા લાગ્યો ટેમિની વ્યાકુળ ચીસો તેના કાનમાં જાણે ગાળેલા સીસાની માફક પ્રવેશ કરતી હતી ત્રીજે માળથી બીજે માળ અને બીજે માળથી ભોંયતળીએ આવીને, ટોપી અને લાકડી લેવાને માટે કપિલ હૉલમાં જઇને ઉભો રહ્યો ટેમિનો સ્વર હજી પણ તેના કાનમાં આવતો હતો

ઘરનો નોકર ટોપી અને લાકડી તેના હાથમાં આપીને, બારણું ઉઘાડીને, તેને નીચો નમ્યો રાજમાર્ગ ઉપર આવીને ઉતાવળે પગલે કપિલ ઘર તરફ ચાલવા લાગ્યો

૪.

ઘેર પ્હોંચીને, લેચ્-કીવતી બારણું ઉઘાડીને, ટોપી અને લાકડી હૉલમાં રાખીને કપિલ, બીજે માળ એકદમ પોતાના શયનકક્ષમાં જઇને બારણાં બંધ કરી દીધાં દર્પણમાં એકાએક પોતાનું પ્રતિબિંબ જોઇને તેણે ધાર્યું 'કોઇની પણ સાથે મેળાપ ન થયો એ સારૂં જ થયું " તેની આંખો બેસી ગઈ હતી,—આંસુથી ઉભરાતી હતી ઓઠ બન્ને ઘડીઘડી ધ્રુજ્યા કરતા હતા

કોટ અને ખમીસનો કૉલર ખોલી નાખીને, એક આરામ ખુરશીમાં કપિન ઢળી પડ્યો એમને ઘેર સિડી ઉપરથી ઉતરતી વખત, હૉલમાં ઉભા રહીને, ટેમિનું તે હૃદય-વિદારક—રૂદન તે સાંભળતો આવ્યો હતો, તેના જ ઉપરાઉપરી ચાંતુ પડઘા તેના કાનમાં સંભળાવા લાગ્યા થોડાક વખત આંખો મીંચીને કપિન ચૅરમાં પડી રહ્યો કલ્પનામાં તેણે જોયું કે, એમને ઘેર ટેમિને બાંધી રાખ્યો છે એટે એટે, "ઉ" "ઉ" કરીને આખો વખત તે રોયા કરે છે, કોઇ પણ રીતે તે છાનો રહેતો નથી વિચાર કરતા કરતા કપિનની આંખમાંથી ટપ ટપ કરતા આસું ટપકવા લાગ્યા

એકાએક કપિને રૂમાલ બહાર કહાડીને આંખમાંથી આસું લ્હોઇ નાખ્યા તેના મનને થયું,—આ હું શું કરૂં છું!—રોઉં છું! પુરૂષ માણસ થઇને દુર્બળ સ્ત્રીની માફક રોઉં છું!—છિ છિ —

* * *

કપિન પછી એકદમ ચૅરમાંથી ઉભો થયો ખીસામાંથી પાઈપ અને તમાકુ બહાર કહાડીને બારીની પાસે જઈને તે ભરવા લાગ્યો જાણે કશું થયું જ નથી, એવો ભાવ મનની અંદર ઉત્પન્ન કરીને તે ગુણગુણ કરતો એકાદ અંગ્રેજી હાસ્યરસનું ગીત ગાતો ગાતો તાને તાને કાર્પેટની ઉપર પગ ઠોકવા લાગ્યો

પાઈપ તૈયાર થયા પછી, દીવાસળીને માટે કોટના ખીસામાં હાથ નાખતા જ, ટૅમિનો કૉલર હાથમાં આવ્યો તે બહાર કહાડીને મેન્ટલ શેલ્ફ ઉપર રાખતાં રાખતાં, ફરી તેની આંખો આંસુથી ભરાઈ ગઈ તૈયાર કરેલી પાઇપ પાછી ટેબલ ઉપર નાખી દઈને, ચૅર્ઉપર તે બેસી પડ્યો બે હાથે મ્હો ઢાંકીને ફરી પાછો તે રોવા લાગ્યો

અત્રે સાડાસાતના શુમારે લેન્ડલેડિએ આવીને કપિનના શયન-ખંડનું બારણું ખખડાવ્યું તેણે કહ્યું "મહાશય, તમારે માટે ખાવાનું લાવું કે?"

કપિયે પ્હેલેથી જ નક્કી કરી રાખ્યું હતું કે, ઘેર આજ ખાઇશ નહિ —પીરસતી વખત લેન્ડલેડિ નક્કી પુછશે કે, ટૅમિ કયાં ગયો, તેનું શું થયું, ઇત્યાદિ તે વખત કદિ પોતે પોતાને વારી ન શકે તો ?—લેન્ડલેડિની રૂબરૂમાં—એ મ્હોટી શરમની વાત કાન પછી જે થવાનું હશે તે થશે તેથી જ કપિને જવાબ દીધો—"ના મિસિસ જોન્સ—ના, હું હમણાં જ બહાર જઉં છું ઘેર ખાવાનો નથી"

લેન્ડલેડિએ ધાર્યું, કયાંય બ્હાર કોઇ જગ્યાએ આમન્ત્રણ હશે ખાવાનું બચ્યું—તે ખુશી "પણ થઈ તેણે પૂછ્યું"

"ટૅમિને માટે ખાવાનું કંઇ રાખું કે?"

"ના જરૂર નથી"

લેન્ડ લેડીએ ધાર્યું, ટૅમિ પણ ત્યારે એની સાથે જવાનો હશે, ત્યાં ખાતો આવશે તેણે પૂછ્યું, "તમને પાછા ફરતા કેટલી રાત થશે, મહાશય?"

"અગીઆ"

"ટી- ત્યારે માગણાને તાજી નહિં માર હૉલમાં મીણબત્તી સળગતી રાખી મુકીશ"

"ઉપકાર, મિસિસ લેન્સ"

મ્હોં હાથ ધોઇને કપિન બહાર આવ્યો તેણે વિચાર કર્યો ચાલો, હાઇડ પાર્કમાં જઇને બેસું તે તરફ એક ઓમનિબસ જતી હતી કપિન કુદીને તેની અન્દર જઇ બેઠો રીજન્ટસ પાર્કની નઝદીક આવતા જ તેને કંઇક યાદ આવ્યું ઓમનિબસમાંથી તે ઉતરી પડ્યો મિસિસ કૉનિન્સના ઘર તરફ તે ચાલવા લાગ્યો

તે ઘરની સ્હામે જઇને રસ્તાને બીજી બાજુએથી, ત્રીજે માળે જે ખંડમાં બેસીને તેણે ચ્હા પીધી હતી, તે જ ખડકતરફ તે જોઇ રહ્યો ખુલ્લી બ્હારીમાં થઇને અજવાળુ બહાર પડતું હતું કોઈ પિયાનો વગાડતું હોય તેવો અવાજ કાનપર આવતો હતો ટૅમિના રોવાનો અવાજ સભળાતો ન હોતો

કપિને ધાર્યું રોઇ રોઇને આટલે વખતે કદાચ એ ચુપ રહ્યો હશે. આખો વખત કોઈ કંઈ રોયા કરે? માણસ પણ રૂવે નહિ, તો આ તો કુતરૂ!

કપિન ધીમે ધીમે ઘરના બારણાની નઝદીક જઇને ઉભો રહ્યો બારણે જોડેલું વીજળીનું બટન દબાવ્યું

થોડીક વાર પછી એક નોકરડી બહાર આવીને ઉભી

કપિને પુછ્યુ, 'આ ઘરમાં એક નવો કુતરો આજે આવ્યો છે," તમે તે જાણોછો ?"

નોકરીએ કહ્યું "હા જાણુ છુ"

'તે-ટેના—મ્હારી જ પાસે હતો હું જ રહાજે તેને સાથે લઇને આવ્યો હતો—'

નોકરડીએ તેને અટકાવીને કહ્યુ 'ખબર છે મહાશય! આપને મ્હે જોયા છે હુ જ ચ્હા લાવી હતી

'ઓહ—તમે? ઠીક, જુઓ—મ્હારા ચાલ્યા જતી વખત કુતરો પણ જ રોવા લાગ્યો હતો અત્યારે તો હવે એ રોતો નથીને?

"ના, હવે તો એ નથી રોતો તમારા ચાલ્યા ગયા પછી ઘણો વખત સુધી એ રોયો હતો મિસ ફ્લોરા તેને કેટલા લાડ કરવા લાગી કેક બિસ્કુટ એ બધુ ખાવાને આપ્યુ, પણ કશુએ તેણે ખાધુ નહિ થોડીકવાર પછી તે ચૂપ રહ્યો ખરો—પણ વચ્ચે વચ્ચે હજી પણ કોઇ કોઇવાર "ઉં' 'ઉં' કરીને રડી પડે છે'

મહા મહેનતે આંસુ રોકી રાખીને કપિને પુછ્યુ, "અત્યારે એણે કંઇ ખાધુ છે ખરૂ?

"તે તો હું જાણતી નથી, મહાશય તોયે મિસ ફ્લૉરા રસોડામાં આવીને થોડુક બ્રેડ-રાઉન અને થોડુંક રાઇસ-પુડીંગ, આ થોડીક જ વાર થઇ લઇ ગઇ હતી આપ અદર આવશો? મ્હારાં શેઠાણીને ખબર આપુ?"

કપિને એકાએક કહ્યું "ના—ના—અત્યારે અદર નથી જવુ હું બીજા કામે જઉં છુ ગુડ નાઇટ."

"ગુડ નાઈટ, મહાશય"—કહીને નોકરડીએ બારણું બંધ કર્યું કપિન લાગો નિ સાસો નાખીને, ધીમે પગલે એક દરવાજામાં થઈને રીજન્ટસ પાર્કની અંદર દાખલ થયો આ વખતે હાઈડ પાર્કમાં લોકોની સંખ્યા જેટલી મોટી હોય છે તેવું અહિંયા ન હોતું હોયે દીવા સળગતા હતા

અહિંયા ના લોકો પણ ફરતા હતા કપિલ ખોળતો ખોળતો તે જ બેન્ચ ઉપર જઈને બેઠો બેસીને વિચાર કરવા લાગ્યો "આશ્ચર્ય! આ જ ઠેકાણે તે મળ્યો હતો, અને આ જ ઠેકાણે તેને ગુમાવ્યો"—રૂમાલ બહાર કાઢીને કપિલે આંખો લ્હોઈ

બેઠો બેઠો કેટલીએ વાતના તે વિચાર કરવા લાગ્યો આ પાંચ મહિનામાં ક્યારે કુતરાએ શું કર્યું હતું, એ બધું એકે એકે તેને યાદ આવવા લાગ્યું હમેશ જ્યારે તે સ્હવા રનો નાસ્તો લીધા પછી બહાર નીકળતો, ત્યારે ટૅમિ પણ તેની સાથે સાથે બહાર આવવા જીદ્દ કરતો જોરપૂર્વક તેને અંદર પુરીને બારણાં વાસી દેવા પડતા રોજ સાંજે જ્યારે તે ઘેર પાછો આવતો, ત્યારે બારણું ઉઘાડતાં જ તે જોતો કે, રૂમમાં ટૅમિ ચુપ કરીને બેસી ગયો છે તે અંદર આવવાની સાથે જ ટૅમિને કેટલો આનન્દ—કેટલા ધમપછાડા! મશગુર ગાડાની માફક તે વર્તતો, ન્હાની વખતે બેઠો બેઠો બિસ્કુટ ખાતો પ્હેલાં તો કપિન ટૅમિને વાસ્તે સસ્તી કિમ્મતના *Dog Biscuits* વેચાતા લાવ્યો હતો ત્યાર પછી એક દિવસ સ્હેજે સાંભળ્યું કે, બિસ્કુટના કારખાનામાં દિવસ પૂરો થયે, જમીનથી ઝાડુ કાઢીને વાળી નાખવાના જે બધા ટુકડા અથવા ભુકો વિગેરે એકઠું થાય છે, તેમાંથી કુતરાના બિસ્કુટ બનાવવામાં આવે છે તે વાત સાંભળ્યા પછીથી, ફરીને તે કદિ ટૅમિને માટે કુતરા-બિસ્કુટ વેચાતા લેતો નહિ—વધારે કિમ્મત આપીને, માણસ જે બિસ્કુટ ખાય તે જ તે ખરીદતો ડિનરને વખતે ટેબલની નીચે ટૅમિ ચુપ કરીને તેના પગ તળે બેસી રહેતો પોતાનું ખાવાનું પુરૂં થતાં જ, કેવી રીતે તે જાણી શકતો—બહાર નીકળીને ઉભો થઈને પૂંછડી હલાવ્યા કરતો કપિન પછી ટૅમિને ખાવાની પ્લેટ નીચે મુકતો—ટૅમિ ખાતો રોસ્ટ ચીકન તેની એક ભાવતી વસ્તુ હતી નોકરડીએ કહ્યું છે, ફ્રૅંગ તેને માટે મોઢામાંથી ચીકન લઈ ગઈ હતી—પણ ટૅમિ, એ ખાતે શું? શક પડતી વાત છે એક દિવસની વાત યાદ આવી તે વખતે એક મહિનાથી ટૅમિ આવ્યો હતો કપિનને બહાર ડિનરને માટે નિમંત્રણ હતું રાત્રે દસ વાગતે જ્યારે તે ઘેર આવ્યો, ત્યારે લૅન્ડલેડિએ તેને કહ્યું "મહાશય તમારો કુતરો અદ્ભુત છે અમ્હે ખાધા પછી પ્લેટ ભરીને ખાવાનું નાખીને ટૅમિને મુક્યું તે અડક્યું પણ નહિ ખાલી આખા ઘરમાં તમને ગોધી ગોધીને જ ફર્યા કર્યો છે છેવટે તમારા બેસવાના રૂમમાં, ખાવાની પ્લેટ સાથે તેને પૂરી રાખ્યો છે હવે જો ખાધું હોય તો કહી શકતી નથી"—કપિન પોતાના બેસવાના રૂમમાં દાખલ થતાં ટૅમિ મોટા કુદકા પછાડા મારવા લાગ્યો એકલા કુદકા પછાડા જ નહિ—ઉછળવાની સાથે ચીચીઆરીઓ પાડીને પાડતે કુદાકુદ—જાણે તે કહે છે—"ક્યાં ગયા હતા, કહો! મ્હે તો ધાર્યું હતું કે—મ્હને

ટમેરાને માટે મૂકીને તમે ચાલ્યા ગયા હશો–ફરીને તું તમારૂં મ્હો સ ખુ જોવા નહિ પામુ– અતિશયથી ક કિ નાન્ન થયા પછી ટૅમિએ ખાવામાં મન પરોવ્યું પ્હેલાં તો એ અડક્યો રૂદ્ધા એ ન્હોતો કપિને ફરીથી પાછા આસુ આર્યાં

ઘડીઆળ ક્હાડીને જોયું, ગતના લગભગ અગીઆર વાગના આવ્યા છે અગિઆર વાગતે દરવાજો બધ થશે કપિન ઉઠ્યો

વેગ જઇને નેહે પથારીમા આશરો લીધો ઉંઘ કઈ આવવા માટે છે ? લગભગ આખી રાત ઘડક્ ફરીને છેવટે સહવારની લગભગમા તે ઉંઘી ગયો

બીજે દિવસે આ વાગતાને સમયે નિ ઉઠી જતા રોજની ટેવ પ્રમાણે ઘરના ખુણામાં ટૅમિને સુવાની પથારી તરફ તેની નજર ગઈ આજ તે ખાલી છે! બીજા દિવસોએ તે જોતો કે, ટૅમિ તેની અ ગ ગુચ્છુટ થઇને ઉઘે છે કપિન બૂમ મારતો–" ટૅમિ–ટૅમિ–ટૅમિ–" ટૅમિ તેવો જ દોડીને પતગની નજીક આવતો, આગના પગ બન્ને બિછાનાની કોર ઉપર મુકીને ચસ પુસ કર્યા કરતો કપિન તેને સ્ટેજ લાડ કરતો આજ એ લાડ ભોગવવાને આવનાર હવે કોઈ નથી

લાબો નિ સાસો નાખીને કપિન પથારીમાથી ઉઠ્યો હાથ મ્હો ધોઇને, લુગડાં પહેરવા શરૂ કર્યાં કોટ ઉપર ઠેકાણે ઠેકાણે ટૅમિના ધોળા રૂઆ લાગેના હતા હમ્મેશા સ્હવારમા બ્રશ-વતી તે રૂઆ બધા ઝાડ્યા પછી કપિન કોટ પ્હેરતો આજ પણ રૂઆ તે સાફ કરવા લાગ્યો. સાફ કરતે કરતે તેના મનને થયુ–" આજ જ છેલ્લો દિવસ છે–કાલથી હવે કોઇનાયે રૂવાં સાફ કરવાના નથી"

૫.

આખો દિવસ કપિને કેવી રીતે ક્હાડ્યો, તેનુ વર્ણન કરવાની જરૂર નથી ટેમ્પલમાં જઇને કાયદાના લેકચર સાભળવા, લાઇબ્રેરીમા જઇને વાંચવુ, કોમન રૂમમાં જઇને વિશ્રામ લેવો હમ્મેશના નિર્દિષ્ટ કરેના બધાય કામો તે યત્રના પુતળાની માફક કરી ગયો. જ્યારે ઘેર જવાનો વખત થયો, ત્યારે તેને યાદ આવ્યુ કે આજ તો બારણુ ઉઘાડતા જ ટૅમિ મ્હારા શરીર ઉપર કુદી પડશે નહિ! તેથી જ ઘેર જવાનુ તેનુ મન ન થયુ એકાદ રેસ્ટોરામા ચ્હા પીને હાઇડ પાર્કમા તે ફરવા ગયો

ત્યા પ્હોચીને, એક બેન્ચ ઉપર કેટલોક વખત તે બેસી રહ્યો કેટલીક રહીને તેને ઘણો જ કંટાળો આવ્યો એકવાર વિચાર કર્યો, ઘેર જાઉ–કાલ રાત્રે બરાબર ઉંઘ આવી નથી, જઇને ડિનર જમીને વ્હેલો વ્હેલો સુઇ જઉ, પણ તે પણ ઠીક લાગ્યુ નહિ આજ તો ખાતી વખત ટૅમિ આવીને તેના પગ તળે બેસી રહેશે નહિ !

ધીમે ધીમે કપિન હાઇડ પાર્કમાથી બહાર આવ્યો. તે વખતે સાત વાગી ગયા હતા. દિવાલઉપર નાટકની એક જાહેર ખબર જોઇને તેના મનને થયુ કે નાટકમા જઉં. કેટલાક ત્રણેક સુધી જાગ્યા ત્યાર પછી કોઈ પણ રેસ્ટોરામા કઈક ખાઇને, ઘેર જઇને સુઈ જઇશ.

આઠ વાગતાને સમયે, કપિન એક નાટકશાળા પાસે આવી પ્હોંચ્યો, અને તે ટનાટ પછી નાટક શરૂ થયુ કપિન બેસીને જોવા લાગ્યો પણ, શુ ભજવાય છે તે તે બરાબર સમજી શક્યો નહિ દેહ તેનો થિએટરમા હતો, પણ મન તેનુ આકાશ પાતાળ દોડી ગયુ હતુ થોડુ સાભળે, પાછો અન્ય મનસ્ક થઇ જાય ફરી જ્યારે સાભળવા શરૂ કરે, ત્યારે પ્હેલાની વાત કદાપિ યાદ ન હોય!

લગભગ એક કલાક જેટલો વખત આવી રીતે વીત્યો કટાળીને કપિન મહાર નીકળ્યો તે વખતે ભૂખ ઘણી જણાવા લાગી જમવાને માટે તે નજીકના એક રેસ્ટોરાના બારણા સુધી ગયો—જઇને ઉભો રહ્યો મનમાને મનમાં બોલવા લાગ્યો,—"હુ તો ખાવા જઉ છુ—પણ મેરિ! એણે, શુ ખાધુ હશે?"

પછી તેણે નક્કી કર્યું કે જઉ કાનની મારફત જઇને નોકરડીની પાસેથી એકવાર ખબર લઈ આવુ તરત જ ઑમનિબસમા બેસીને, રાતે સાડા દસ વાગવાને સમયે તે મિસિસ કૉનિન્સને ઘેર જઈ પ્હોંચ્યો

ફરી તે જ બારણા ઉપરનુ વિજળીનુ બટન દમાવ્યુ ફરી એક નોકરડી બહાર આવી—પણ આ વખતે આવનાર એ નોકરડી ન હતી બીજી સ્ત્રી હતી

કપિલ એ સમજ રાખ્યા વિના બોલ્યો, "હુ એ જ કુતરાની ખબર પૂછવા આવ્યો છુ"

નોકરડીએ પૂછ્યુ, "કયા કુતરાની?"

'અને જે કુતરુ કાન મ્હારી સાથે આવ્યુ હતુ, તેની'

'શુ છે, મેરિ"—કહેતી કહેતી મિસિસ કૉનિન્સ આગળ આવીને ઉભા રહી કપિનને જોઇને તે બોલી "મિ મહેતા! ગુડ ઇવનિંગ આવો, આવો બહાર કેમ ઉભા છો?"

"ગુડ ઇવનિંગ"—કહીને કપિન અંદર ગયો મિસિસ કૉનિન્સની સાથે શેકહેન્ડ કરતો તે બોલ્યો, "માફ કરજો, આટલી રાતે તમને વેઇટ કરવાની મ્હારી મરજી નહતી કુતરૂ કેવી રીતે છે, એટલુ જ માત્ર નોકરડીને પુછીને ચાલ્યા જવાની મ્હારી ધારણા હતી."

મિસિસ કૉનિન્સે કહ્યુ, 'ઉપર આવો ઘણી વાતો કરવાની છે"—કહીને તે આગળ ચાલી

ઘણી વાતો શુ હશે એ કપિન કશીપણ તર્ક બાંધી શક્યો નહિ તેની પાછળ પાછળ સિડી ચ્હડીને એક હૉલમા તે દાખલ થયો

મિસિસ કૉનિન્સ એક સોફા ઉપર બેઠી નજીકની એક ચેરમા કપિનને બેસવાની ઇશારત કરી.

કપિન બેસીને ત્હેના મુખ તરફ જોઇ રહ્યો કેટલીક મીનીટ પછી મિસિસ કાનન્સે કહ્યુ, "અમારાથી મ્હોટો અન્યાય થઇ ગયો છે, મિ મહેતા, શુ કહીને તમારી આગળ ક્ષમા "માગવી એ જ મ્હને વિચાર કરતાયે જડી શકતુ નથી

કપિલ શકા ભરેલા ભાવથી બોલ્યો, "કેમ? શુ થયુ છે? મેરિ શુ—

"નાસી ગયા છે"

"ક્યારે?"

મગળ, એક ઠીંગણો, જાડો અને ચુચો પણ ચાનાક જણાતો છોકરો અ'દર આવ્યો તેને મનુએ પૂછ્યુ "હુ ધારુ છુ કે અત્યારે કોઇને મળવાનો મે વખત આપ્યો નથી!"

"ના સાહેબ" મગળે ચુચી આખ વધારે ચુચી કરતા કહ્યુ "જરા જોઉં હુ ડાયરીમા જોઇ આવુ સાહેબ" એમ કહી તે ગયો, અને ગયો તેવો જ પાછો આવ્યો ને ખબર આપી કે કોઇ મળવા આવનાર નહોતુ

"બહુ સારૂ ત્યારે મી નાનુ દેશાઇ સોલીસીટર અને મી રાયજીની સાથે બે વાગે મસલત છે તે નોધી રાખ"

"જી સાહેબ" કરી મગળ અદશ્ય થયો તેની પાછળ અનન્ત રાયજી પણ મી નાનુ દેશાઇ સોલીસીટરની ઓફીસ તરફ રવાના થયો રાયજીના ગયા પછી મનુએ મગળને પાછો બોલાવી, જમશેદ પાવરી બારીસ્ટરની ઓફીસમાથી, બે ત્રણ ચીજને લગતા કાયદાની ચોપડીઓ મગાવી રાખી, અને પછી બન્ને જણાની રાહ જોતો બેઠો

---

પ્રકરણ બીજુ

### મનુ અને નાનુ

દરમ્યાન, અનન્ત નાનુ સોલીસીટરની ઓફીસમા પહોચી ગયો હતો મનુ અને નાનુ જોડીયા ભાઇ હતા, તેવા જ તેમના કારકુનો પણ જોડીયા ભાઈ હતા તેમ તેમની ઓફીસમા ઓરડા પણ એક સરખા જ હતા અનન્ત ગયો ત્યારે નાનુ એક મહાભારત કામના કાગળીઆ વાચતો હતો પાસે જતા અનન્તને જણાયુ કે કામ તો પાચ દશ વર્ષનુ જુનુ હતું અને હરહમેશ હાથમા લીધાથી તે મેલુ થઈ ગયુ હતુ

"કેમ રાયજી, શુ છે?" કઇ જમવાનુ નોતરૂ દેવા આવ્યો છે કે? નાનુએ અનન્તને દાખલ થતો જોઇ પૂછ્યુ 'મેં તો ધાર્યું કે કોઇ અસીલ આવ્યો હશે"

"ત્યારે તો તે ખરૂ ધાર્યું હુ અસીલ જ છુ", અનન્તે જવાબ આપ્યો

"હુ તારા ભાઇની પાસે જઇ આવ્યો એણે મને તારી પાસે મોકલ્યો છે એનુ કહેવુ એમ છે કે સોલીસીટરની હાજરીવગર અસીલની સાથે વાતચિત કરવાનો એના ધધાનો રીવાજ નથી"

"તદ્દન સાચુ મનુએ બરોબર જ કર્યું છે આવી ઝીણી બાબતોથી વાકેફ થવાને તેને ઘણી તકો મળી નથી, છતાં એ બધુ જાણે છે તે આશ્ચર્યકારક છે વારૂ પછી, બોલો શુ કામ છે?"

"કામ તો જાણે કે મોટુ છે, અને તારા ભાઇએ બે વાગે જ આપણને મળવાનો વખત રાખ્યો છે એટલે હું ધારૂં છુ કે આપણે બન્ને હમણા જ ત્યા જઇએ બધી હકીકત હૂ તમને બન્નેને સાથે કહીશ"

" ઠીક ત્યારે સામાન્ય રીતે, આવા વખતે ઓફીસ છોડીને જવાનું મને પસંદ નથી. કારણ કે તેથી અસીલોને-ખાસ કરીને દુરના અસીલોને-અગવડ પડવાનો સંભવ છે પણ તારે ખાતર અત્યારે હું આવું છું રાયજી કેશવ! કોઇ આવે તો કહેજે હું મનુ એડવોકેટની સાથે, એક અગત્યના કામ બાબત મસલત કરવા ગયો છું અને લગભગ સાડા નવે પાછો આવીશ "

" બહુ સારું સાહેબ " મગનના ભાઇ કેશવે જવાબ આપ્યો. અનન્ત અને નાનુ રસ્તા ઉપર નીકળ્યા કે પાછળથી ઓફીસને તાળું લગાવી તે બીજા ' કારકુનો ' સાથે ગપ્પા મારવા નીકળી પડયો. કારણ કે તેને ખાત્રી હતી કે કોઇ અસીલ આવવાનો નથી

બરોબર વખતે અનન્ત અને નાનુ સોલીસીટર મનુ એડવોકેટની ઑફીસમાં આવી પહોચ્યા તેમને જોઇ મનુનું હૃદય આનન્દથી કેટલા જોરથી ધબકારા મારતું હતું તે વર્ણવી શકાય એમ નથી એક માલદાર અસીલ મળવાનો આ પહેલો જ પ્રસંગ હતો

" પધારો ગૃહસ્થો, બેસો " મનુએ પૂર્ણ ગભીરતાથી કહ્યું " મી. રાયજી, હું ધારું છુ કે તમે જે બાબતમાં મારી સલાહ માગતા હતા તે વિષેની બધી હકીકત તમારા સોલીસીટરને કહી જ હશે, "

' ના " અનન્તે કહ્યું " તમને બન્નેને સાથે જ બધી હકીકત કહેવાનો મારો વિચાર છે "

" ઉહ ! " મનુએ નાકનું ટીચવું ચડાવી કહ્યું બરોબર પદ્ધતિસર થયુ નહિ અમારા માનવંતા ધંધાના નિયમ મુજબ, આવી રીતે કામ લઇ શકાય નહિ સામાન્ય રીતે, કાગળો તૈયાર કરીને સોલીસીટરે એડવોકેટને આપવા જોઇએ પણ તારે ખાતર તે હું દરગુજર કરીશ કારણ કે, કામ મહત્વનું જણાય છે "

" હવે બરોબર કહ્યું " અનત બોલ્યો હું એક વીલ વિષે સલાહ લેવા આવ્યો છુ "

" તે તો હું જાણું છુ પણ કયું વીલ ? ક્યા છે ? ' મનુએ પૂછ્યું

" એ વીલ મારા સાભળમાં કરેલું છે, અને તે એક સ્ત્રીની બોચી ઉપર છુંદણા પાડી લખેલું છે "

' આ સાભળતા જ બન્ને ભાઇઓ ખુરશીમાંથી કુદી ઉઠ્યા, અને અનન્ત સ્હામું એવી રીતે જોઇ રહ્યા કે અનન્તથી હસ્યા વગર રહેવાયુ નહિ.

' હું ધારું છુ, રાયજી, કે તું મશ્કરી કરતો નથી ' મનુએ કરડાકીથી કહ્યું " એક એડવોકેટ સાથે આવી મજાક કરવામા જોખમ કેટલુ છે તે તને માલુમ તો હશે જ '

' ખરેખર, રાયજી " નાનુએ ઉમેર્યું "હું ધારું છું કે કાયદાના ધંધા માટે તને એટલું તો માન હશે જ, કે મારા ભાઇએ કહ્યું તેવી કોઇ રીતે અણગમતી વર્તણુંક તું નહિ ચલાવે "

' પણ મહેરબાન સાહેબો, આ મશ્કરી નથી હું ખાતરી આપુ છુ કે આ ખરી બિના છે "

"ત્યારે આગળ ચલાવ" મનુએ પાઠ બેસીને કહ્યું "દેખીતી રીતે આ કેસ વિચિત્ર લાગે છે"

'ખરેખર એમ જ છે" અનન્તે કહ્યું "હવે હુ કહુ તે ધીરજથી સાભળો"

---

પ્રકરણ ત્રીજુ

## વિચિત્ર વીલ.

"આપને ખબર હશે જ કે મારા મરહુમ કાકા ધનજય છાપખાનુ પુસ્તકો છપાવનાર અને પ્રગટ કરનારનો ધધો કરતા હતા વળી એ પણ તમને ખબર હશે કે, તેમની જોડે બીજા બે ભાગીયા હતા આ કપની ધધામા દરવર્ષ મોટો નફો કરતી હતી અને તેને પરિણામે મારા કાકા ધનજય અને તેના ભાગીદારોએ અનહદ ધન એકઠુ કર્યું હતું"

"તેની સાથે આપણને કામ નથી" મનુ વચમા જ બોલી ઉઠ્યો "તમારી હકીકત કહો નકામો વખત નહિ લો"

"તમે સાભળો તો ખરા, એની સાથે જ કામ છે મહેરબાની કરી વચમા બોલશો નહિ તો વખત ઓછો જશે હવે થોડા વખત ઉપર, હુ મારા કાકાની સાથે તેમની ઑફિસમા બેઠો હતો, તેવામા 'ભીષ્મ પ્રતિજ્ઞા' ની પ્રખ્યાત લેખક મીસ વીરીન દસ્તુર તેમને મળવા આવી તેઓની વાતચિત ઉપરથી જણાયુ કે, 'ભીષ્મ પ્રતિજ્ઞા' નો કોપીરાઇટ, મારા કાકાએ મીસ દસ્તુર પાસેથી ઘણી જુજ કિમતે વેચાતો લીધો હતો મીસ દસ્તુરને પૈસાની તગી હતી અને તે વખતે તેની બ્હેનને ક્ષય થયો હતો, તેને હવાફેર લઇ જવી હતી તે માટે પૈસા માગવા તે મારા કાકાની પાસે આવી હતી એને એવી આશા હતી કે, 'ભીષ્મ પ્રતિજ્ઞા' જાહેરમા ઘણી વખણાઇ છે, અને ઘણી આવૃત્તિઓ ખપી ગઇ છે તે જોતા મારા કાકા તેને કાઇક વધારાની રકમ આપશે પરતુ મારા કાકાએ તેને કરાર ઉપરાત એક પાઈ પણ આપવાની ના કહી મીસ દસ્તુરે તે પછી પોતાનો હિસાબ માગ્યો, તો તેને ખાતે એક જુજ રકમ નીકળી તેથી મીસ દસ્તુરને વણુ ખોટુ લાગ્યુ, અને કેટલાક કડવા શબ્દો કહીને રોતી કકળતી, કઇ પણ પૈસા લીધા વગર તે ચાલી ગઇ આ દેખાવ જોઇ મારા અત કરણમા તેને માટે દયા ઉપજી અને મારા કાકાને મેં પણ ચોખ્ખા શબ્દોમા કહી દીધુ કે તેમણે આવો લોકોને લૂટવાનો ધધો કરતા શરમાવુ જોઇએ મારા કાકાને તેથી ઘણો ગુસ્સો ઉત્પન્ન થયો તરત જ તેમણે વકીલને ત્યા જઇ પોતે કરેલુ વીલ ફાડી નાખ્યુ અને ત્યા જ બીજુ એક વીલ કરી, પોતાના ભાગીદારોને પોતાની સઘળી મિલકતનો વારસો સોપ્યો અને મને કહાડી મૂક્યો. મે પણ તેની દરકાર કરી નહિ, કારણ કે મીસ દસ્તુરની ભલમનસાઇ અને ગરીબાઇએ મારૂં મન છતી લીધુ હતું ત્યાર પછી ત્રીજે કે ચોથે દિવસે મીસ દસ્તુરની બ્હેન મરી ગઇ અને તેની ગમ ટાળવા મીસ દસ્તુર એડનમા તેની માશી છે તેને ત્યા જવા સ્ટીમર "કાનગારૂ"મા ઉપડી ગઇ દૈવયોગે તે જ સ્ટીમરમા મારા કાકા

---

ધનજય પણ ઈગ્લાડ જતા હતા આ "કાન્ગારૂ" નો ભર રીતે કેવી રીતે નાશ થયો તે કહેવાની જરૂર નથી તે વખતના ન્યુસપેપરોમા બધી હેવાલ વિગતવાર પ્રગટ થઇ ચૂકેલ છે તે વખતે સામાન્ય અનુમાન એવુ કરવામા આવ્યુ હતુ કે, ચાર પાચ માણસો શિવાય બધા ઉતારૂઓ ડુબી ગયા હતા જે બચ્યા હતા તેમા ઈન્ડીઆ કાઉન્સીલના મેમ્બર સર જમશેદ પેમાસ્તરના સ્ત્રી લેડી પેમાસ્તર હતા તેમના ધણી સર જમશેદ અને પુત્ર મચીનો કાંઈ પત્તો મળ્યો નહિ એટલે એ બેને પણ ડુબી ગયેલા ધારવામા આવ્યા હતા મીસ શીરીન દસ્તુર પણ એ જ સ્ટીમરમા હતી એમ પાછળથી જણાયુ હતુ તેના મરણ માટે જાહેર મળવએ, ઘણો શોક પ્રદર્શિત કર્યો હતો તે કહેવાની પણ જરૂર નથી તે મીસ શીરીન દસ્તુર હજી જીવે છે અને તેની બોચી ઉપર જ વીલ છુંદણાથી પાડેલુ છે"

'હા! તે કેમ બન્યુ?" મનુ અને નાનુ સાથે પોકારી ઉઠ્યા

"એમ જણાય છે કે લેડી પેમાસ્તરવાળા મછવા ઉપરાત એક બીજો મછવો પણ બચી જવા પામ્યો હતો તે મછવામા મીસ શીરીન દસ્તુર અને સર જમશેદનો છોકરો નાનો મચી હતો. મારે અત્રે જણાવવુ જોઇએ કે, સ્ટીમર ઉપર મીસ શીરીન દસ્તુરને સર જમશેદ અને લેડી પેમાસ્તર સાથે ઓળખાણ થઈ હતી સ્ટીમર ડુબી તે જગ્યાએથી થોડે આઘે જતા તે મછવાએ, મારા કાકા ધનજયને ડુબતા બચાવ્યા હતા તે રીતે મારા કાકા, મીસ દસ્તુર, મચી પેમાસ્તર અને બે ખલાસીઓ એટલા જણા એક નાના ટાપુ ઉપર જઈ પહોચ્યા તે ટાપુ ઉપર કોઇ પણ જાતની વસતિ ન હોતી પણ તેઓના સદ્‌ભાગ્યે બે ઝુપડા ઉભા કરેલા હતા ટાપુ ઉપર પવન અને વરસાદની ઝાપટ સીમા જ ન હોતી તેના પરિણામે મારા કાકાની તબીઅત બગડી ગઇ મીસ દસ્તુરે પોતાની ભલમનસાઇ પ્રમાણે તેની ચાકરી કરી છેવટે મરણ સમય પાસે આવ્યો ત્યારે મારા કાકાને પોતે મને કરેલા અન્યાય માટે પસ્તાવો થયો અને છેવટ વખતે પોતાની ભૂલ સુધારવાની ઇચ્છા જણાવી તેની એ ઇચ્છા સહેલાઈથી પાર પડે એમ જણાયુ નહિ કારણ કે ત્યા કોઇથી પાસે એક પણ કાગળ કે એક પણ સફેદ કપડુ ન હોતુ કે જેની ઉપર કાઇ પણ લખી શકાય સદ્‌ભાગ્યે, મીસ દસ્તુરને એક વિચાર સુઝ્યો ખલાસીઓના હાથપર સ્ટીમરોના અને તેમના પોતાના નામ છુંદણા પાડી લખેલા હતા મારા કાકાનુ વીલ પણ એવી રીતે કેમ ના લખાય? તેણીએ આ વિચાર મારા કાકાને જણાવ્યો તે તેમને પસદ પડયો પરતુ ખલાસીઓને પૂછતા તેમાથી એક જ છુંદણા પાડતા આવડતા હતા એટલે છુંદણા બીજા ખલાસીના શરીર ઉપર જ પાડવા પડે, પરંતુ તે એટલો ક્રોધી હતો કે તેને વિચાર જણાવતા જ તે મારા કાકાને મારવા ધસ્યો હવે કાંઈ ઇલાજ રહ્યો નહિ મીસ દસ્તુરે પોતાની લાક્ષણિક ભલમનસાઈ અને પરોપકાર બુદ્ધિથી, પોતાના શરીર ઉપર છુંદણા પડાવવાની મરજી બતાવી મારા કાકા પણ, સ્વાર્થબુદ્ધિથી આ લાગ જવા દે એવા ન હોતા. અને તે મારા કાકાનુ છેલ્લુ વીલ મીસ શીરીન દસ્તુરની બોચી ઉપર પેલા ખલાસીએ માછલીના હાડકાની પેનથી અને તેના સેટીની શાહીથી છુંદણા પાડી લખ્યુ

તે પછી બીજે કે ત્રીજે દિવસે મારા કાકા ગુજરી ગયા. તે જ રાત્રે પેના બે ખતારસીઓ પણ ગાંડે દારૂ પીને કિનારા ઉપર તોફાન કરતા દરીયામાં ડુબી મુના મીસ દસ્તુર અને મચી આ રીતે એક દિવસ સુધી નિરાધાર હાલમા રહ્યા બીજે દિવસે પરમેશ્વર તેમની મ્હાયે આવ્યો એક કોનસાની સ્ટીમર ત્યાથી પસાર થતી હતી તેણે તેમને ઉપાડી લીધા અને કરાચી પહોચાડ્યા કરાચીથી હમણા જ તેઓ અહિ આવ્યા છે અને મીસ દસ્તુર હાલ લેડી પેમાસ્તરને ત્યા જ રહે છે"

અનન્ત બોલી રહ્યો ત્યા સુધીમાં મનુ કે નાનુ બેમાથી કોઇ એક અક્ષર પણ બોલ્યા નહિ તેઓ એવા તો આશ્ચર્યચકિત થઈ ગયા હતા કે અનન્તે પૂરૂં કર્યું છતા બેમાથી કોઇએ એક શબ્દ બહાર કહાડ્યો નહિ છેવટે મનુએ પુછ્યુ "એ વીલ ખલાસીએ જ લખ્યુ છે? તમારા કાકાએ એક અક્ષર પણ પાડ્યો નથી?"

"ના પણ મીસ દસ્તુર કહેતા હતા કે, શરૂઆત કરતી વખતે મારા કાકાએ પેનને હાથ લગાડ્યો હતો"

"ઠીક તારીખ નાખેલી છે?"

"ના મીસ દસ્તુરથી વધારે સહન થઇ શક્યુ નહિ એટલે પડતુ મૂક્યુ"

"તેથી જરા અડચણ પડશે પણ ફીકર નહિ તેનો ઇલાજ થઈ શકશે અન્દરે જોતા આ કેસ તદ્દન અસાધારણ લાગે છે મારા જાણવામા આવો બીજો કેસ થયો નથી ખરૂ જોતા આ કેસમા કાયદાના ઘણા પ્રશ્નો ઉપસ્થિત થાય છે છતા મને લાગે છે કે આ વીલ કાયદાના તત્વોથી વિરૂદ્ધ જણાતુ નથી કાયદા પ્રમાણે જોકે, વીલ લખાણથી જ થયેલુ હોવુ જોઇએ પણ છુંદણા પાડવા, એ લખવાનો એક પ્રકાર જ ગણી શકાય, ખરૂં છે કે, તે લખાણ હમેશા કાગળ અગર લખવાનાકામમા આવતા ચર્મપત્ર ઉપર જ થવુ જોઇએ પણ મને ખાતરી છે કે, મીસ દસ્તુરની ચામડી કાળજીથી ઉતારી સુકવવામા આવે તો તે સારૂ ચર્મપત્ર થઇ શકે હાલમા તે અશુદ્ધ ચમપત્ર ગણી શકાય અને તેને લખવાના કામમા વાપરી શકાય ખરૂ વીલ ઉપર સાહીઓ થયેલી છે એટલે તે કાયદેસર રીતે થયેલુ છે એમ જાણવામા કાઇ વાંધો આવે એમ મને લાગતુ નથી પરતુ એક મ્હોટી મુશ્કેલી એ છે કે તેના ઉપર તારીખ નાખેલી નથી, પણ તેથી કાંઈ વીલ ખોટુ ઠરતું નથી હું ધારૂ છુ કે કાન્ગારૂ સ્ટીમર ડુબતાં પહેલા જેણે મીસ દસ્તુરની બોચી જોઇ હોય અને મીસ દસ્તુરને કોનસાની સ્ટીમરે ઉપાડી લીધા તે વખત જેણે તેનુ શરીર જોયુ હોય—એવા બે સાહીઓ આપણે મેળવી શકીએ તો તારીખ આપણે આશરેથી જોડી શકાશે",

"તેમા બિલકુલ અડચણ પડશે નહિ" અનન્તે જણાવ્યુ, "મારે તમને કહેવુ રહી ગયેલુ લાગે છે કે, 'કાન્ગારૂ' ડુબી તે જ વખતે મીસ દસ્તુર અને લેડી પેમાસ્તર એક જ ઓરડીમા રાતના કપડા બદલતા હતા અને મીસ દસ્તુરને કોનસાની સ્ટીમરે બચાવ્યાં, તે જ વખતે તે સ્ટીમરના કેપ્ટનની સ્ત્રી મીસીસ એગે મીસ દસ્તુરના કપડા બદલાવ્યા હતા અને તે

વખતે તેણે છુટ્ટા પાડેલા જોયા હતા 'કાન્ગારૂ' ૧૯ મી ડીસેમ્બરે હુમી અને મીસ દસ્તુરને ૨૫ મી ડીસેમ્બરે બચાવ્યા "

'બસ ત્યારે હવે કાઇ હરકત નથી કેસ આપણો જ છે એમ જાણજો "

"પણ એક બીજી મુશ્કેલી નડશે એમ મને ભય રહે છે" અનન્તે અચકાતા કહ્યુ "રાયલ કંપનીના ભાગીદારોને મારા કાકાના વીલનુ પ્રોબેટ મળી ગયુ છે એટલે હવે શુ થશે ?"

"ઓહ–બસ" મનુએ તુચ્છકારથી કહ્યુ "તેથી શુ થયુ ! કાયદા કરનારા કાઈ મુર્ખ ન હોતા કે આવી અડચણો માટે બાકી ના રાખે આપણુ વીલ જો સાબિત થાય તો તે પહેલાનું વીલ રદ થાય છે એટલે તેનુ પ્રમાણપત્ર પણ રદ થાય છે"

"ઓહ ! ત્યારે તો ઘણુ સારૂ '

પણ ઉભા રહો હજી આપણે એક કામ કરવાનુ બાકી છે નાનુ ! આપણે મીસ દસ્તુરને એકદમ નોધણી દાક્તરને ત્યા નોધાવવી જોઇએ અને ખરી નકલ વિગેરે કાગળો તૈયાર કરાવવા જોઇએ '

' બરોબર છે એ તો કરવુ જ જોઇએ ' નાનુએ આ કામમા જાણે કાઇ વિશાત ન હોય એવી ઢબથી જવાબ આપ્યો

શુ ?" અનન્તે આશ્ચર્યથી ઉભા થઇ પુછ્યુ "મીસ દસ્તુરને નોધાવવી ?"

એટલે તમે શુ કરવા માગો છો ? તદ્દન અશક્ય છે

અલબત્ત કે હાકમ બીજુ કાઈ પણ કરી નાખે તે પહેલા એ થવુ જ જોઇએ નાનુ કાલે તમે નોધણી કચેરીમા જઇને વીલ નોંધાવી આવજો અને કેસ સબન્ધીના કાગળો તૈયાર કરીને મને જલદીથી આપજો હુ ધારૂ છુ કે મારા સિવાય બીજા બારીસ્ટરને પણ રોકવાના હશો ?"

'અરે હા ઠીક યાદ દેવાડયુ " અનન્તે કહ્યુ "શીના સબન્ધમા શુ થશે ? મારી પાસે હાલ કાઇ આટલો મોટો કેસ લડવા માટે પૈસા છે નહિ. થોડા ઘણુ છે તેથી કાઇ કોર્ટમા કેસ છતાય નહિ એ જાણુ છુ '

મનુએ નાનુ સ્હામુ અને નાનુએ મનુ સ્હામુ જોયુ અસીલ પણ તેમના જેવો જ હતો શુ કરવુ ?

'થોડા પાચસો જેટલા રૂપીઆ હશે તો હાલ તુરત ખરચને વાસ્તે ચાલી રહેશે." મનુએ ઝીના બ્હીના જણાવ્યુ

'તે તો ઠીક કામ ચાલી રહે " નાનુએ કચવાતા કહ્યુ " પણ વકીલ, બારીસ્ટર, સોલીસીટરની ફીનુ શુ ? કોઇની પાસેથી ઉછીના નહિ મળે અનન્ત ?'

"લેડી પેમાસ્તર એક છે અડધ ભાગ એને આપવાનુ હુ કહુ તો કદાચ—

"અરે ના! એવુ કાઇ કરતો ના" નાનુ પોકારી ઉઠયો "એ તો ચોખ્ખુ 'મેન્ટેનન્સ' થાય તે કદી પણ ન્હી શકાય નહિ "

"નહિ ', મેન્ટેનન્સ્ 'ના થાય" મનુએ ભાર દઇ કહ્યું "પણ 'ચેમ્પરટી' થાય 'ચેમ્પરટી'ની વ્યાખ્યા ચોખ્ખી છે અને કોરટના ધ્યાનમા એ આવે તો શુ પરિણામ નિપજે તે કહી શકતો નથી"

"ખરેખર, તમારી તકરારમા હુ કાંઇ સમજતો નથી" અનતે લાચારીથી કહ્યુ "પણ મે કાઇ ખોટુ કહ્યુ એમ મને લાગે છે"

"મનુ, પૈસાની વાત આપણે બાજુએ મૂકીએ" નાનુ બોલ્યો "તો પણ આ એક બહુ જ રસમય કેસ હાથમા આવ્યો છે તેમા તો શક નથી"

"તે વાત ખરી, નાનુ" મનુએ ઠાવકપણાથી ઉત્તર આપ્યો "પણ મારા ધધાના રીવાજ પ્રમાણે હુ કાઇ મફત કેસ હાથમા લઇ શકુ નહિ તે બાબતમા તો અમારો રીવાજ ઘણો જ સખ્ત છે મે મફત કેસ લીધો છે એમ અમારા મડળમા જણાય તો ખળભળાટ થઇ જાય ને મારી નામના વધ્રી જ હલકી પડી જાય"

"ખરી વાત છે, મનુ 'બ્રીફ'ના કાગળો ઉપર આપણે ફી લખવી જ પડે છે અને તે બારી-સ્ટરને આપવી જ પડે છે વકીલ બારીસ્ટરો પૈસા વગર એક ડગલું પણ ભરતા નથી પરતુ તેઓ લીધેલી ફી પાછી આપી શકે છે તારા જેવા ઘણાને મે એમ કરતા જોયા છે કોઇને આગળ આવીને ખ્યાતિ મેળવવી હોય છે ત્યારે, મોટી ફી લઇને, ખાનગીમા પાછી આપી દે છે તુ પણ એમ કરે તો ચાલશે આપણે જીતીશુ તો તો મિલકત ઉપર જ બધો ખર્ચ પડશે એટલે કાઇ વાધો આવને નહિ હારીશુ તો તને એક અસાધારણ અગત્યનો કેસ ચલાવવાની ખ્યાતિ મળશે તે પણ કાંઇ નાનો સુનો લાભ નથી"

"ઠીક, ત્યારે એમ કરીશુ ફી માટે તુ રીતસર ચેક મોકલજે તે હુ પાછા વાળીશ-ચાલો, ત્યારે સાહેબજી નાનુ! તુ કાલે મીસ દસ્તુને તેડતો આવજે"

—ચાનુ

ઇજનેરો છનિહાસ. ૬ ૧-૮-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કપની, મુબાઇ

# આપણાં સાંસારિક દુ:ખો.

લખક–ડૉ હરિપ્રસાદ વ્રજરાય દેસાઈ.

જેમ કેળના એક પા ડાની અન્દર અનેક પાદ[ં] રહેના હોય છે તેમ ચતુર પુરૂષની એક વાતમા અનેક વાતો સમાયની હોય છે એમ એક હિન્દી કવિતામા કહેલું છે

"જ્યો કદળી કે પાન મે પાત, પાત ઔર પાત ત્યો ચાતુર કી બાતમે બાત, બાત, ઔર બાત—"

મહાત્મા ગાંધીની પણ દરેક પ્રવૃત્તિ આમ બહુ ગૂઢસ્યવાળી હોય છે ખેડા સત્યાગ્રહ સમ્બધે લોક એમ જ જાણે છે કે મેહેસુલ માફ કરાવવાની એ લડત હતી પરન્તુ એ લડતમા કામ કરનાર, રૈયત અને સરકાર એ તણે પક્ષને એ લડતથી પુષ્કળ જ્ઞાન થયુ હતુ અને ત્રણે, એ લડતથી ઘણા આગળ વધેલા એની બધી વિગત એ લડતના પ્રત્યક્ષ સમયમા જે ન્હોતા તે બરાબર જાણતા નથી જાણી શકે પણ નહિ એ સમજી શકાય એવી વાત છે

એક દિવસ ખરેખર પાક નિષ્ફળ ગયા છે કે નહીં એની તપાસ ચાલતી હતી એ દિવસોમા મ્હેં ગાંધીજીને કહ્યુ કે "સાહેબ! જેમ આ પાકની આના વારી કાહાડીએ છીએ તેમ આપણા દેશબધુઓ અને બ્હેનોના સુખદુ ખની પણ આનાવારી કહાડવા જેવુ છે રાજકીય દુ ખો સરકારને લીધે છે પણ સાંસારિક દુ ખો તો આપણે જ પેટ ચોળીને પીડા કરી હોય એ પ્રકારના, આપણે જ હાથે ઉભા કરેલા લોકમા ઘણા જોવામા આવ્યા છે

ગાંધીજીએ કહ્યુ **"બરાબર છે એ આનાવારી પણ કહાડતા રેહેજો અનુભવથી હું એમ માનુ છુ કે આપણી સાંસારિક દુર્દશા એ જ આપણી રાજકીય પડતીનુ કારણ છે. ઘણા વિદ્વાનો જે એમ માને છે કે રાજકીય પડતીથી સામાજીક પડતી થઈ છે એ મત સાથે હુ મળી શકતો નથી."**

અને પછી ઘણાં ગામડાંમાં મ્હેં પાકની આનાવારી સાથ સાંસારિક દુ ખોની પણ આનાવારી કહાડી એનો સાર અત્રે પ્રસિદ્ધ કરવાની રજા લઉ છુ—

સ્ત્રીઓ ઘણી દુ ખી છે સવારના ચાર પાચ વાગાથી ઉઠે છે તે રાતના ૧૦–૧૧ એ સુવા પામે છે ઢોરની ચાકરી કરવાની, પાણી ભરવાના, ઘરકામ કરવાનાં અને દળવ ખાડ વાનું તથા ખેતર પાધરનુ પુ ળ કામ એમને માથે હોય છે સ્ત્રીઓને હલકી ગણવામા આવે છે એમનાં કાંઈ માન નથી સયુક્ત કુટુમનાં કલેશ કકાસ અને કૌટિમ્બિક હાડમારીઓ એમની ઘણી છે પાટીદાર લોકોમા એમને આનન્દ વિનોદના પ્રસગ જુજ મળે છે જાને જવાનું સ્ત્રીઓને નથી હોતું જાને પુરૂષો જાય છે અને સ્ત્રીઓને કાણે જવાનું રાખ્યુ છે

સ્ત્રીઓ ઘણે ભાગે મેલા અને ત્વગ વસ્ત્ર પેહેરે છે તાજ મ ગાઝાના અઘટિત દાબમાં રેહે છે ઘી દૂધ કે શાક એમને થોડાં જ મળે છે ઘરના ભેજ કે અધારાવાળા ભાગમા

પાણી પણ મળતા નથી અમલદાર વર્ગની માફક ગામનોકની પણ વેઠ આ વસાના લોકને કરવી પડે છે અને ૫૦૦ ઘરની વસ્તીના ગામમા ૧૦૦ ઘરનાં માણસો ૪૦૦ ઘરના માણસો પાસે દાસત્વ કરાવે છે

કોઈપણ ગામ સપનાનુ જોયુ નહી એ ગામોમા ફક્ત એક અપવાદ સિવાય બધે જ પક્ષાપક્ષી, મમત, ચડસાચડસી, અદેખાઈ, અને સ્વાર્થવૃત્તિ બધે જોવામા આવે ધનવાન અને બળવાન લોકો સર્વત્ર ગરીબ અને નબળાનો ભક્ષ કર્યા કરે છે પોતાને પાય રૂપીઆનો ફાયદો થતો હોય તો બીજાને ૧૦૦૦ નુ નુકસાન કરતા કોઈ ડરતુ નથી જેમ દરિયામા મ્હોટા જળચર ન્હાનાનો આહાર કરે છે અને ન્હાના તેથી ન્હાનાનો કરે છે તેમ ગુજરાતની જમીનપર મનુષ્યલોકમા પણ એ જ જોવામા આવ્યુ

ગીતાજીમા લોકસગ્રહ અર્થે જીવન નિગમના કહ્યુ છે પણ એ સુન્દર ઉપદેશ ભુલી જઈ આપણી પ્રજા નથી લોકકલ્યાણ સાધતી કે નથી પોતાનુ કલ્યાણ પણ કરી શકતી આધિ, વ્યાધિ અને ઉપાધિમા એ પડી છે અને ભગીરથ પ્રયત્ન વગર એનો ઉદ્ધાર થવાનો નથી

---

# આપણે ઉન્નત થઈએ છીએ કે અવનત ?

લેખક,—રા૦ રમણલાલ નમતલાલ દેસાઈ.

પૃથ્વિના પાચે ખડ જે સમયે એક મહા યુદ્ધમા ઉતરેલા છે, લાખો મનુષ્યોનો સહાર થયે જાય છે, રાજ્યસિહાસનો ડોલી ગએલા છે, અને સસ્કૃતિમા નમનારૂ આત્મ્ય થઈ પડેલી પ્રજાઓ પૃથ્વિ, પાણી અને આકાશ એ ત્રણે તત્ત્વોને માનવજાતની સ્મશાનભૂમિરૂપ બનાવી રહી છે, તે સમયે એવો પ્રશ્ન કરવો કે આપણે ઉન્નત થઈએ છીએ કે અવનત ? એ ઘણાને અણઘટતુ લાગશે, અને વળી તે પ્રશ્નના ઉત્તરમા આપણે ઉન્નત થઈએ છીએ એમ કહેવુ એમા તો પૂરેપૂરી ધૃષ્ટતાનો ભાસ થાય તો તેમા નવાઈ જેવુ નથી

તથાપિ માનવજાતના ઇતિહાસનુ બારીકીથી રહસ્ય ખોળવાનો આપણે પ્રયત્ન કરીશુ, તો જણાઈ આવશે કે જગત ઉન્નત બનતુ જાય છે આ ઉન્નતિની પ્રાપ્તિ એવી મન્દમ રીતે, એટલા થોડા પ્રમાણમાં થયે જાય છે કે આપણને તેનુ બીલકુલ ભાન રહેતુ નથી, અને તેથી સામાન્ય માન્યતા તો એવા પ્રકારની થાય જ છે કે આપણે દિન પ્રતિદિન ઉતરતા આવીએ છીએ, આપણી નિત્ય અધોગતિ થતી જાય છે અને આપણા પૂર્વજોને મુકાબલે આપણે અવશ્ય અધમ થતા જઈએ છીએ આ માન્યતા માત્ર અજ્ઞાન કે અર્ધજ્ઞાનવાળા વર્ગમા જ પ્રચલિત છે એમ કાઈ નથી, સમર્થ વિચારકો અને ચિંતકો જેમણે જગતને ઉન્નત કરવામા ભાગ લીધેલો છે તેઓ પણ આવી માન્યતા ધરાવે છે

આવી માન્યતા બંધાવાના કેટલાંક કારણો છે આપણે જગતના ઇતિહાસને સમગ્રરીતે જોતા નથી, પરન્તુ તેના વિવિધ ખંડને નિહાળીએ છીએ આપણે હિન્દુસ્તાનનો ઇતિહાસ વાંચી તેની અવનતિ થએલી માનીએ છીએ, પરન્તુ આપણે વિસરી જઇએ છીએ કે તે અરસામાં સ્પેન અને મોરોક્કોથી ચીનસુધી ફેલાયલી મહાન મુસ્લીમ સંસ્કૃતિનો ઉદય થએલો હતો ગ્રીસ અને રોમન મહારાજ્યોની પડતીમાં આપણને જગતની પડતીનો ભાસ થયા કરે છે, પરન્તુ આપણે ભુલી જઇએ છીએ કે એ રાજ્યોની ભસ્મમાંથી વર્તમાનકાળના પ્રકાશિત યૂરોપનો ઉદય થયો છે, જેની અસર એક અથવા બીજી રીતે પૃથ્વીના ચારે ખૂણામાં થઇ ગએલી છે ચીનના મહારાજ્યની અવદશામાં આપણે માનવજાતની અવદશા વાંચવા લલચાઇએ છીએ, પરન્તુ આપણે એ ભૂલવું ન જોઇએ કે ચીનની પાડોશમાં આવેલું જાપાન અદ્ભુત પ્રકારની ઉન્નતિ પ્રાપ્ત કરતું જાય છે કે જે એશિયાખંડના અન્ય દેશોને ઉત્તેજિત અને ઉત્સાહિત કરી તે જ માર્ગે દોરી જાય છે આમ એક અથવા જુદાજુદા દેશોની ચડતી પડતી ઉપરથી સમગ્ર જગતની ચડતી પડતીનો ખ્યાલ બાંધી દેવો એ ભૂલભરેલું છે સમગ્ર માનવજાત કેટલે અંશે ઉન્નત થઇ ને કેટલે અંશે સુખી થઇએ વાત જણાવવામાં ઇતિહાસનું સૂક્ષ્મ રહસ્ય રહેલું છે ઇતિહાસના ખંડ પાડવાથી આ રહસ્ય આપણને ભાગ્યેજ સમજાય અને ભૂલ આવશ્યક જ થાય છે

બીજું કારણ એ છે કે વર્તમાન કાળ આપણી દૃષ્ટિ સમીપ નિત્યનો હોવાથી તેના નિશ્ચયાત્મક તત્ત્વો અને સ્વરૂપો આપણા ધ્યાનમાં આવી શકતા નથી, જ્યારે ભૂતકાળના સ્વરૂપનો સામાન્ય નિર્ણય થઇ ગએલો હોઇ તેમાં માનવ પ્રજાએ શું શું પ્રાપ્ત કર્યું તે વાત આગળ તરી આવે છે ભૂતકાળની મૂર્તિ ઘડાઇ તૈયાર થએલી હોય છે તે મૂર્તિના અવયવો સંપૂર્ણ રીતે નિશ્ચિત સ્વરૂપ ધારણ કરી રહેલા હોય છે, અને એક સમગ્રમૂર્તિના દર્શનથી જે સૌન્દર્યની છાપ મન ઉપર પડી રહે છે તે છાપ આગળ વર્તમાન કાળની હજી ઘડાતી અપૂર્ણ મૂર્ત્તિ આપણને તૃપ્તિ આપી શકતી નથી, કારણ તેમાં ભૂતકાળ કરતાં અનેક ગુણ વધારે સૌન્દર્ય તત્ત્વો રહેલાં હોય છતાં તેમની રેખાઓ સુસ્પષ્ટ દોરાયલી ન હોવાને લીધે તેમાં રહેલું સર્વ સૌન્દર્ય સ્ફુટ થતું નથી, અને તેને લીધે વર્તમાન કાળ કરતાં ભૂતકાળ હમેશાં ચઢિયાતો લાગ્યા કરે છે વર્તમાન એ ગતિ અને પ્રવૃત્તિનો કાળ છે, સંક્રમણ અને રૂપાન્તરનો કાળ છે તેની ગતિ અને પ્રવૃત્તિમાં આપણે જ સાધનરૂપ હોવાથી તેના પ્રવાહમાં આપણે સતત વહ્યા જતા હોવાને લીધે તેનું સ્વરૂપ પારખવા માટે તેમાં રહેલા સામર્થ્ય અને સૌન્દર્યો અનુભવવા માટે, તેમાંથી પ્રાપ્ત થતી ઉન્નતિનું માપ માપવા માટે આપણને આવશ્યક અનુકૂળતા નથી આપણને સમય નથી, આપણને શાંતિ નથી દૃષ્ટાંત તરીકે ૧૯૧૮ ની સાલનું નિશ્ચયાત્મક સ્વરૂપ આપણે કેવી રીતે દોરી શકીશું? ઓગણીસો અને વીસની સાલના જગતને બાજુએ મુકી દઇ આપણે માત્ર તે સાલના ગુજરાતનું જ સહજ અવલોકન કરીએ

યુરોપીય યુદ્ધને લેઇને ઉત્પન્ન થએલી મોંઘવારી, યુદ્ધમાં આપણી ફરજ તરીકે મનુષ્ય અને ધનની મદદ આપવા અપાવવાના પ્રયત્નો, સ્વરાજ્યની માગણીના બીજરૂપ પોકારો, નીતિ

ધ્વનિ, અને તેના એક આન્દોલન રૂપ વડોદરા રાજ્યનું પ્રજામંડળ, લોકમાન્ય ગાંધીએ ખેડા જીલ્લામાં ઉભી કરેલી સત્યાગ્રહની લડત, દુ:ખમાં વધારો કરનાર દુષ્કાળની પૂરેપૂરી ધાસ્તી, ટૂંકા પગારના, પરન્તુ મહત્વનું કામ કરતા બિચારા તલાટિઓ, અને મિલમજુરોનો બળવો, અને હિન્દુસ્તાનને જોખમદાર રાજ્યતન્ત્ર આપવા માટે મોન્ટેગ્યુસાહેબે રજૂ કરેલી યોજના: આ બનાવો ખાસ કરીને ધ્યાન ખેંચે છે

ઉપરના તો જાહેર જીવનના અને મોટે ભાગે રાજકીય વિષયમાં ગણના જેવા પ્રસંગો છે, અને તે ગુજરાતના જીવનની એક જ બાજુ દર્શાવે છે, છતાં એ સર્વ પ્રસંગોમાંથી ઉન્નતિ પ્રાપ્ત થશે કે અવનતિ, હાલ તે સુખમય નિવડ્યા છે કે દુ:ખમય, તે પ્રસંગો ઉત્પન્ન થવાના મૂળભૂત કારણો કયા, અને એ પ્રસંગો ભવિષ્યમાં કેવા પ્રકારની અસર કરશે અથવા અસર કરશે કે એમને એમ લુપ્ત થઇ જશે, એ વગેરે પ્રશ્નો ઉભા થાય એ સ્વાભાવિક છે છતાં ૧૯૧૯ની સાલ એ સબન્ધમાં કાંઇ બોલી શકશે અને ૧૯૨૮ ની સાલમાં તો આ વર્ષની યથાર્થ રૂપરેખા ઉપજાવી શકાશે, સર્વ પ્રસંગો પોતપોતાના ક્રમમાં ગોઠવાઈ જશે, સર્વનુ મહત્વ જે તે પ્રમાણમાં ચોક્કસ રીતે જણાઈ આવશે, ૧૯૧૮ ની સાલનુ એક સુંદર તાદશ્ય ચિત્ર ઉભુ થઇ શકશે, અને હાલ આપણને તેમાં જેટલો આનંદ ઉત્પન્ન થશે તેના કરતા દશ વર્ષ પછી ચિતરેલી મૂર્તિમાં આપણને વધારે આનન્દ મળશે, તથા તેમાં રહેલા ઉન્નતિના તત્વો તે સમયે વધારે સારી રીતે જણાશે ભૂતકાળ તે એક સિદ્ધ થઈ ચુકેલો કાળ હોવાને લીધે તેનુ વિશેષ મહત્વ આપણને લાગે છે

વળી ભૂતકાળ તરફ સર્વદા ઉદાર દૃષ્ટિથી જોવામાં આવે છે પરન્તુ વર્તમાનકાળ સર્વદા તીક્ષ્ણ, કટાક્ષમય દૃષ્ટિપાતનો ભોગ થઇ પડે છે ભૂતકાળના દોષોનું સર્વથા વિસ્મરણ કરવામાં આવે છે કારણ તેઓ સાક્ષાત્ પ્રત્યક્ષ નથી, પરન્તુ વર્તમાનકાળમા માલૂમ પડતા દોષ આપણી નજર આગળ રહેવાથી, ઘડી ઘડી તે દોષોનો અનુભવ થવાથી, આપણું ધ્યાન તે તરફ દોરાયલું રહે છે અને આપણને એવો ભાસ થયા કરે છે કે આપણે દોષમય દુનિયામાં જ વસિએ છીએ આપણે તે ક્ષણે ભૂલી જઇએ છીએ કે વર્તમાન દોષો એ ઘણી વખત ભૂતકાળના દોષબીજના પરિપાકરૂપ ફળ હોય છે આજકાલ યુવકો નિર્બલ થતા જાય છે, નિર્માલ્ય થતા જાય છે એવો આરોપ વર્તમાનકાળને માથે ઓરાઢી દેતા આપણે એટલો વિચાર કરવો બાજુએ મુકીએ છીએ કે ભૂતકાળમા પરાપૂર્વથી થતા આવતા બાળલગ્ન આ સ્થિતિને માટે મોટે ભાગે જવાબદાર છે દોષ ભૂતકાળનો છે અને તેનુ ફળ વર્તમાન કાળ ભોગવે છે, છતા ભૂતકાળના દોષને આપણે ભાગ્યે જ આગળ કરીએ છીએ આજકાલ કુચ્ચાલ, અનીતિ, અનાચાર વગેરે વધતા જ જાય છે એમ છાતી ઠોકીને કહેતી વખત આપણે ભૂતકાળના ગુનાહોની સંખ્યા અને આજકાલના ગુનાહની સંખ્યાની તુલના કરવાનો કદી શ્રમ લેતા નથી, પણ માત્ર દોષોના સાન્નિધ્યની અસર નીચે ભુલાવામાં પડી વર્તમાન સ્થિતિનો અફસોસ કરીએ છીએ, અને હાથે ગાળી ક્યાપના પૂર્વસમય તરફ નિરાશાજનક દૃષ્ટિ કરીએ છીએ.

પરન્તુ ભૂતકાળ જે સમયે વર્તમાન હતો તે સમયે તેમા આપણને જણાતી વિશુદ્ધિ અને આકર્ષકપણું ભાગ્યે જ દેખાયુ હશે તે સમયના લોકો પણ આપણી માફક જ તેમના વતમાનને માટે ફરીયાદો જ કરતા હશે

ભૂતકાળ ઉપર કોઈ અનુપમ ભભકભર્યું સુ ર વાતાવરણ ધ રાયલુ રહે છે, અને તેથી તેમા રહેલા દોષો વિરૂપતા ભયાનકપણુ અને અવનતિદર્શક તત્ત્વો કા તો બિલકુલ દેખાતા નથી અથવા દેખાય છે તો પણ એમની રેખાઓ મૃદુ અને સૌષ્ટવવાળી બની જાય છે આ સર્વ કોઈના અનુભવ ની વાત છે આપણા પૂર્વ કાળના સ્મરણોમા કોણે આનન્દ નહીં લીધો હોય? યુવકો બાલ્યાવસ્થાના સ્મરણોમાથી મોહક ચિત્રો આલેખે છે, વૃદ્ધો પોતાની યુવાવસ્થાની યાદ લાવી તેમા રમમાણ રહે છે અને આ પ્રમાણે મનુષ્ય જાત પોતાની અનુભૂતિના કનેરાથી બચવા માટે ભૂતકાળની સ્મરણભૂમિમાં વિહાર કરી આનન્દ પ્રાપ્ત કરે છે.

વળી ભૂતકાળ અને વર્તમાનકાળને સરખાવી વર્તમાનને તિરસ્કારવામાં આપણે એક બીજી મહત્ત્વની ભૂલ કરીએ છીએ ભૂતકાળ એ આપણી પાછળ રહેલો વિસ્તૃત સમયસમૂહ છે અનેક યુગોનો તેમા સમાવેશ થએલો છે, અનેક સંસ્કૃતિઓના ભડારરૂપ તે છે ક્ષણે ક્ષણે વર્તમાન ભૂતકાળની સીમામા પ્રવેશ પામતો જાય છે, અને પોતાની સર્વ પ્રાપ્તિ ભવિષ્યકાળને વારસામા આપી પોતે ભૂતકાળ રૂપ બની જઇ તેનુ માહાત્મ્ય વધાર્યે જાય છે આવી સ્થિતિ હોવાને લીધે એક ક્ષણ, એક વર્ષ, એક સદી કે એક યુગના વર્તમાનને અનાદિ કાળથી લબાતા પડેલા અને વધ્યે જતા ભૂતકાળની તુલનામાં બેસાડી તેનુ માપ કાઢવા જતા ભુલભર્યાં પરિણામો આવે એમા નવાઇ નથી પ્રાચીન ભાવનાથી મુગ્ધ થઇ વર્તમાન દોષોથી ત્રાસી જઈ આપણે પુકારી ઉઠીએ છીએ કે 'ક્યા ગયા આપણા રામ અને કૃષ્ણ? ક્યાં જતો રહ્યો તે વેદ અને ઉપનિષદોનો સમય? ક્યા ગયા બુદ્ધ અને શકર સરખા ધર્માચાર્યો?' પરન્તુ તે પોકારોના આવેશમા આપણે ભુલી જઇએ છીએ કે રામ અને કૃષ્ણ વચ્ચે એક આખો દ્વાપરયુગ પડેલો હતો, વેદ અને ઉપનિષદોના સમય વચ્ચે એટલા સેકા પસાર થયા હતા કે ઉપનિષદ્‌ના કાળમા વેદના અનેક શબ્દાર્થો ઘસાઇ લુપ્ત થઈ ગયા હતા, અને બુદ્ધ તથા શકરના કાળની વચમા અનેક રાજકીય, ધાર્મિક, અને સામાજીક ઉથલ પાથલો થઇ ગયેલી હતી વળી તે રામનો જ સમય હતો કે જ્યારે સ્ત્રીઓને હરી જવામા આવતી કૃષ્ણની આખનીચે જ ગઋપરસ્વાર્થને અગે મહાભારત યુદ્ધ થયુ, અને દારૂના નશાને પરિણામે મહાભયકર યાદવાસ્થળી થઇ, હિંસાનો અસહ્ય પ્રસાર હોવાને લીધે બુદ્ધ ભગવાને ભગવાં ધારણ કર્યાં, અને પાખડ મતનો અતિશય ફેલાવ અટકાવવા માટે જ શકરાચાર્યે વેદાન્તનો જીર્ણોદ્ધાર કરવા યત્ન કર્યો

આમ કહી હુ આપણા પ્રાચીન મહાપુરૂષો અને તેમના સમયોને ઉતારી પાડવા માગતો નથી તેઓ એ મહાપુરૂષો વન્દનીય છે અને તેમને માટે દરેકોઇ પ્રાચીનપ્રિય મનુષ્યને અભિમાન હોય એટલું જ અભિમાન હું પણ ધરાવુ છુ કહેવાનુ તાત્પર્ય એટલું જ છે કે વર્તમાનકાળની અધમતા સિદ્ધ કરવાના આવેશમાં ગઇ ક્ષણથી તે જગતના આરભ સુધીના

ભૂતકાળને આ ક્ષણના વર્તમાનના સ્હામા પ નામાં મુકવો એ અણઘટતુ થઇ પડશે ગોખલે, ફિરોજશાહ અને દાદાભાઈથી માંડીને શિવાજી, પ્રતાપ, પૃથુરાજ, વિક્રમ, અશોક, કૃષ્ણ, રામ અને હરિશ્ચંદ્ર સુધીના મહાપુરૂષોનુ લશ્કર આગળ ધરી એમ પુછુ કે વર્તમાન સમયે ઓગણિસો અરાઢની સાલ સામે કયો મહાપુરૂષ આ ભૂતકાળના મહાપુરુષોની બરોબરી કરી શકે એવો છે? તો એ પ્રશ્ન ન્યાય અને તર્કના સિદ્ધાન્તો વિરુદ્ધનો ગણાશે અને તેમની બરોબરીનો કોઇ મહાપુરૂષ દેખાડવાની આપણી અશક્તિએ વર્તમાનકાળ ઉતરતો છે એ માન્યતાની સાબીતીમાં જગપણ કામ આવશે નહીં

એથી આગળ વધીને હુ એમ પણ કહિશ કે જો જગતનો ભૂતકાળ ભવ્ય હતો, ઉન્નત હતો, ઉન્નત હતો, તો જગતનો વર્તમાનકાળ નિઃસંશય વધારે જ ભવ્ય અને વધારે જ ઉન્નત હોવો જોઈએ વર્તમાનને ઉત્પન્ન કરનારા બનો અને સામર્થ્યો એ ભૂતકાળનો જ દાન છે વર્તમાનની ઈમારત ભૂતકાળના પાયા ઉપર જ ચણાયે જાય છે વર્તમાન સસ્કૃતિ કે અનનતિના તત્ત્વો એ ભૂતકાળનો વારસો છે, અને આપણે તેમા ગમે એટનો વધારો કરીએ તો પણ મૂળ થાપણ તો ભૂતકાળે જ આપણને સોંપેલી છે આપણા શરીર, આપણા વિચાર, આપણી ભાવનાઓ અને આપણી વિવિધ સસ્થાઓનો મુખ્ય ભાગ આપણને ભૂતકાળમાંથી જ મળના છે, અને ભૂતકાળમાથી જ તેમને મુખ્ય પોષણ મળે છે જો ભૂતકાળ ઉન્નત હતો તો એ ઉન્નતિના તત્ત્વોથી જ પોષાઇને આપણા વર્તમાનનો ઉદ્ભવ થયો છે એવી રીતે ઉન્નત તત્ત્વોમાથી જેનો જન્મ થયો છે એવા વર્તમાનને અધોગતિમા ઉતરતો કલ્પવો એ મોટી ભૂલ છે જો વર્તમાનકાળ નીચો અને નીચો ઉતરતો જાય, અવનતિના ગર્તમા ડૂબતો જાય તો આપણે જેનો મુક્તકંઠે મહિમા ગાઇએ છીએ એવો ભૂતકાળ તદ્દન નિરર્થક નીવડ્યો છે, માનવ જાતિએ વિકાસના ક્રમમા કરેલી મહેનત નિષ્ફળ થઈ ગઈ છે, એમ જ માનવુ પડશે પરન્તુ વસ્તુસ્થિતિ તેમ નથી આપણે ઉન્નત થતા જઇએ છીએ કારણ આપણો ભૂતકાળ ઉન્નત હતો.

જગતનો ધર્મ જ વિકાસ પામવાનો, ઉન્નતિ પ્રાપ્ત કરવાનો છે જગતની ઉત્પત્તિના ગહન કારણો શોધવાનો પ્રયત્ન કર્યા સિવાય આપણે, એટલું તો જોઇ શકીએ છીએ કે નિરન્તર વિકાસ પામતા જવુ ઉત્તરોત્તર વૃદ્ધિ પ્રાપ્ત કરતા જવુ એવો જગતનો ક્રમ લાગે છે ઉપર જણાવેલા કારણોને લેઇને આપણે ઘણી વખત આથી વિપરીત ક્રમ જોઇએ છીએ, પરતુ એ રીતે જોવામા આપણે કેવી ભૂલ કરીએ છીએ તે મે જણાવેલુ છે

ઉન્નતિ એ શબ્દનો અર્થ ઘણો ગહન, ઉંડો અને ભુલાવામા નાખી દે એવો છે અનેક મહત્ત્વના શબ્દોની માફક તેનો અતિ ઉપયોગ અને દુરુપયોગ પણ થએલો છે, અને તેનુ સ્પષ્ટ સ્વરૂપ ધ્યાનમા ઉતારતા ઘણી મુશ્કેલી પડે છે ઉન્નતિની વ્યાખ્યા આપી શકાય એમ નથી છતા તે શબ્દ પકડાયો નથી ટૂકામા ઉન્નતિ તે જગતના ઉત્તરોત્તર કલ્યાણનો સૂચક શબ્દ છે જીવન વધારે વિશુદ્ધ થતુ જાય, તેમા રહેલા કલેશ અને વર્ણો ઓછા થતા જાય, આપણી જડતા, પશુતા ગળાતી જાય, અને જીવનમા રસ પડે, જીવનનુ મહત્ત્વ સમજાય, અને સર્વોત્તમ

આનન્દનો આસ્વાદ લેઇ શકાય એવો જે વિકાસ તેને આપણે ઉન્નતિ કહી શકીએ. આ ઉન્નતિની પાછળ જ મનુષ્યના સર્વ પ્રયત્નો થયે જાય છે અને એ પ્રયત્નો સુખની પ્રાપ્તિમા પરિણામ પામે છે, કારણ સુખ એ ઉન્નતિનુ બાહ્ય સ્વરૂપ છે, ઉન્નતિનુ સ્થૂલ સ્વરૂપ છે

ઉન્નતિના સ્વરૂપનુ આપણને યથાર્થ ભાન ન હોવાથી અને તેના સ્થૂલ દેહરૂપ સુખનુ અનેક પ્રકારે દર્શન થતુ હોવાથી આપણે ઘણી વખત ભ્રમમા પડીએ છીએ, અને સુખ અને ઉન્નતિને સમઅર્થના ગણી ભુલાવો ખાઇએ છીએ વખતે એમ પણ બને છે કે જ્યાં સુખનો ભાસ થતો હોય ત્યા ઉન્નતિ ના પણ હોય ત્યા આપણને સુખનો અસત્ય ભાસ થએલો હોય છે ઉપરી અધિકારીને પોતાની સત્તાનો પ્રભાવ જેની સેવા અર્થ તે નિમિત છે તેમને પીડાકારી થઈ પડીને બતાવવાના જે સુખ પ્રાપ્ત થાય છે તે સુખ સુખ નથી જ પણે આનના ગરીબને નિદ્રાણી ગાદીમા વિરાજમાન થએલા કોઇ તવંગરના મુખઉપર જે સ્મિત ભી રહે છે તે સ્મિત યથાર્થ સુખનો પ્રકાશ નથી માત્ર સુખવૃત્તિ એ કાંઇ ઉન્નતિ નથી, પરન્તુ ઉન્નતિમા સુખ રહેલુ છે, એ નિ સશય વાત છે

[1] જગી જગતની ઉન્નતિ અત્યાર સુધીમા ઘણી જ ધીમે ધીમે થએલી છે, અને તેને લીધે જ આપણને શકા ઉત્પન્ન થાય છે કે આપણે બરોબર ઉન્નત થયા છીએ કે નહી? જગતની ઉન્નતિનુ માપ કહાડવા માટે એક વર્ષ કે દસ વર્ષ કે એક સૈકુ પણ પુરતુ નથી એ સહજ છે ઉન્નતિનુ પ્રમાણ કહાડવામાટે યુગયુગના સરવાળા કહાડવા પડે એ સંભવિત છે અગ્નિમય સ્થિતિમાથી જીવ પેદા થઇ શકે એટલી શીતળતા પ્રાપ્ત કરતા પૃથ્વીને અનેક યુગો વીતી ગયા છે, ઉત્પન્ન થએલા જીવોમાથી મનુષ્યની કક્ષાએ પહોચતા જીવનતત્ત્વને લાખો વર્ષો વીત્યા છે, અને માનવજાતના એ અવિકસિત પૂર્વજને વીસમી સદીના એક પ્રેસિડન્ટ વિલ્સન કે લોઇડ જ્યોર્જ કે એક કમર સુધીનો વિકાસ પામવાને માટે અનેક જમાનાઓ વીતી ગએલા આવ્યા નથી

માનવ ઉન્નતિનો ઇતિહાસ એ અત્યન્ત રમ્ય આકર્ષક અને ઉત્તેજક અભ્યાસ છે એટલુ જ નહીં, પણ તેમાથી ભવિષ્યને અજવાળનો કોઇ માર્ગદર્શક પ્રકાશ નજરે પડી આવે છે માત્ર તે અભ્યાસ સફળ થવામા દુરાગ્રહ, પક્ષપાત વગેરે બુદ્ધિજન્ય વિકૃતિઓને દૂર કરી ઉદાર ગ્રહણશક્તિ અને દીર્ઘ દૃષ્ટિ પ્રાપ્ત કરવાની પ્રથમ જરૂર છે

વિકાસ એ એક એવા પ્રકારનો પ્રાકૃતિક ગુણ છે કે જે ક્ષણે ક્ષણે અસ્તિત્વમા હોવા છતા સત ક્ષણે આપણી નજરે આવતો નથી બાળક એ સર્વદા ગતિમાન થતો જીવ છે અનિશ તેનો શારીરિક અને માનસિક વિકાસ થયે જ જાય છે, પરન્તુ હરહમ તેની પાસે રહેતા છતા તેના માતાપિતા એ વિકાસને જોઈ શકતા નથી બાળકની સમાજમાં ને બાળકના વજનમા સવાર કરતા સાંજે કેટલો વધારો થયો એ આપણે જાણી શકતા નથી છતા તે વધારો પળે પળે થયા જ કરે છે અને જો ધ્યાન આપીએ તો મહીને બે મહીને કે વર્ષે નિત્યનો વિકાસ આપણે સમજી શકીએ એટલો સ્પષ્ટ થાય છે ગુલાબના છોડ ઉપર આજ કાંટા અને ડાળી પાન્દા સિવાય બીજુ કાંઇ જ જોવામા આવતુ નથી, બે દિવસ પછી તે જ છોડ ઉપર કળી આવેલી દેખાશે અને વળી બે દિવસ માત્ર તે જ કળીમાથી નિયમન

[1] કમતાના પત્તા ૨-૦-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

ગુલાબનુ પુષ્પ ખીલી નિકળેલુ નજરે પડને છોડમા વિકાસ તો કદી અટક્યો ન હોતો, પરતુ તે વિકાસનુ ભાન કળી અને પુષ્પ સરખી છોડની નિશ્ચયાત્મક સ્થિતિમા જ આપણને થઈ શકયુ જગતની ઉન્નતિનુ પણ આવુ જ સ્વરૂપ હોય છે આપણે વિકાસને તેના પરિપાકની અમુક ભૂમિકામા જ ઓળખી શકીએ છીએ, તેના નિત્ય સતત વહેતા પ્રવાહની આપણને સમજણ પડતી નથી વિકાસ અથવા ઉન્નતિ સતત અસ્તિત્વ ધરાવતા હોવા છતા જ્યાસુધી કોઇ મૂર્ત સ્વરૂપમા વ્યકત થાય નહીં, સાવત રૂપે વિનય પામી સિદ્ધાંત તરીકે સ્થાપિત થાય નહી, અને કારણમાથી ખીલી કાર્યરૂપ ન બને ત્યાસુધી જગત વિકાસને ઓળખી શકતુ નથી

આ વિકાસ કા તો કોઇ વ્યકિતના જીવન અને ચારિત્ર્યમા વ્યક્ત થાય છે, કોઇ સસ્થા કે સમાજના બધારણમા મૂર્તિમાન્ બને છે, અથવા તો કોઈ ભાવનામા સ્ફુટ થાય છે શારીરિક વિકાસ કેટલે સુધી થઈ શકે છે તેના દષ્ટાતો આપણને ભીમસેન અને હનુમાન જેવા પ્રાચીન વજ્રદેહિઓમા અને અર્વાચીન કાળમા રામમૂર્તિ કે સેન્ડો જેવા પહેલવાનોમા મળી આવે છે બુદ્ધિચાપલ્યમા એ વિકાસ કેટલી ભૂમિકાએ જઈ શકે છે તેના દષ્ટાત આપણને ચાણક્ય, બીસમાર્ક કે ગ્લેડસ્ટન સરખી વ્યકિતઓમાથી મળી આવે છે નૈતિક ઉન્નતિની પરાકાષ્ઠા કોઈ હરિશ્ચન્દ્ર, ફેરેગ્યુનસ સરખા સત્યને માટે પ્રાણાર્પણ કરી શકે એવા મહાત્માઓમા દષ્ટિગોચર થાય છે, અને આ પ્રમાણે વિકાસની અમુક ભૂમિકાઓ અમુક વ્યકિતઓમા સ્ફુટ થઈ આપણને આદર્શો આપી આપણા જીવનને ઉન્નત કરે છે વળી રાજ્યશાસન, કાયદા, કુટુમ્બ અને લગ્ન સરખી સસ્થાઓમા પણ વિકાસ ખીલી નિકળે છે હાલની જ સ્થિતિનો વિચાર કરીએ એક જ કૈસરની ઇચ્છા અને આજ્ઞાને વશ થઈ લાખો જર્મનો કાઇ પણ વિચાર ર્યા વગર પોતાનુ અને અન્યનુ લોહી રેડે જ જાય છે એ રાજ્યશાસનના વિકાસનો ઓછો અદ્ભુત નમૂનો નથી કૈસરના સ્વાર્થ અને ગર્વનાં હુ વખાણ કરતો નથી સામાન્ય મનુષ્યમા એ અવગુણો જેટલા ધિક્કારપાત્ર તે છે તેથી અનેકગણુ વધારે ધિક્કારપાત્ર તે કૈસરમા બને છે કહેવાનો આશય એટલો જ છે કે રાજ્યસસ્થાના સમર્થ વિકાસમા લાખો મનુષ્યના જીવનો એવા નિયન્ત્રિત, નિયમિત અને વ્યવસ્થિત બની જાય છે કે જો તેના શાસનકર્તાની વૃત્તિઓ સ્વાર્થમય ન હોતા પવિત્ર હોય તો કલ્યાણનો માર્ગ સહજ સાધ્ય થાય એ જ પ્રમાણે વિકાસ જો અદ્ભુત મોહકભાવમા ઉતરી પડે તો તે માર્ગે પણ જગતની ઉન્નતિ થયે જ જાય છે, સ્વાતન્ત્ર્યની ઉજ્જ્વલ પ્રતાપી ભાવનાએ જગતમા કેટલા વિપ્લવો ઉત્પન્ન કર્યા છે, ઇતિહાસને કેવી ગતિ આપેલી છે, અને વ્યકિતજીવન અને પ્રજાજીવનને કેટલા મહાન્ બનાવ્યા છે તે સર્વ કોઈ જાણે છે

આ પ્રમાણે જગતે પોતાનો વિકાસ વ્યક્તિજીવનમા, સસ્થાઓના ઘડતરમા અને ભાવનાઓના વિધાનમા સાધ્ય કરી લીધેલો છે. વ્યક્તિજીવન, સસ્થાઓ અને ભાવનાઓ એ પરસ્પરના ઉપકારક અને અનિવાર્ય તત્વો છે એકની બીજા ઉપર પ્રબળ અસર થાય છે, અને પરસ્પરની અસર છૂટી પાડી શકાતી નથી. —ચાલુ

સાચત્ર મુળાક્ષરના પતા રૂ ૦-૮-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઇ.

# રત્નાવલી.

ભાષા તર કર્તા –રા રતિપતિરામ ઉધ્યમરામ પડ્યા, બી એ

**રત્નાવલીની ટુકવાર્તા**—કૌશામ્બી નગરના રાજા વત્સરાજને ઉદયનના નામથી પણ ઓળખવામા આવે છે તે રાજા જ આ નાટકનુ મુખ્ય પાત્ર છે તેની પત્ની વાસવદત્તા ઉજ્જનના રાજાની દિકરી હતી યોગન્ધરાયણ નામના લાયક અને વિશ્વાસુ પ્રધાનના હાથમા રાજાએ રાજ્યનો સઘળો કાર્યભાર સોપી દીધો હતો, પ્રધાન પણ રાજાનુ અને રાજ્યનુ ભલુ થાય, તેવુ જ ચીવટથી કાર્યભાર ચલાવતો હતો

સિહલદેશના રાજા વિક્રમબાહુને રત્નાવલી નામની પુત્રી હતી આ વિક્રમબાહુ વાસવદત્તાનો મામો થતો હતો રત્નાવલીના જન્મ પછી જોશીઓ જન્મ પત્રિકાઓ તૈયાર કરી લાવ્યા, અને ગ્રહની સ્થિતિ ઉપરથી તેઓએ એમ ભાખ્યુ કે જે રત્નાવલીને પરણશે, તે ચક્રવર્તી રાજા થશે વિક્રમબાહુનો વિચાર વત્સરાજ સાથે રત્નાવલીને પરણાવવાનો હતો, પણ રખેને વાસવદત્તા નાખુશ થાય, એ વિચારથી તે રત્નાવલીનો વત્સરાજ સાથે વિવાહ સ્હેલાઇથી કરી શક્યો નહિ બીજી પાસથી યોગધરાયણને રત્નાવલીની ભાગ્યરેખાની ખબર પડી ગઈ હતી, તેથી પોતાના રાજાની ઉન્નતિ ઈચ્છતા પ્રધાને રત્નાવલી સાથે રાજાનુ લગ્ન થાય તેવી યુક્તિઓ રચવા માડી પણ તેને બે હરકતો નડતી હતી એક તો એ જ કે વાસવદત્તા રખેને નાખુશ થાય, એવો સદેહ રાખતા રત્નાવલીના પિતાને શી રીતે સ્હેલાઇથી સમજાવવો અને બીજી હરકત એ હતી કે રત્નાવલી સપત્ની થાય તો વાસવદત્તાના મનનુ સમાધાન કેવી રીતે કરવુ?

પહેલી હરકત દૂર કરવાને તેણે પગલા લેવા માડ્યા, યોગધરાયણે એવી વાત ચલાવી કે રાણી વાસવદત્તા લાવણક મહેલમા બળી ગયા, અને આ અફવા સિહલના રાજાને કાને જાય તેવી યુક્તિ રચી સિહલના રાજાએ આવી અફવા સાભળી યોગધરાયણે મોકલેના બાભ્રવ્ય સાથે રત્નાવલી અને પોતાના પ્રધાન વસુભૂતિને મોકલ્યા કમનશીબે જે વહાણમા તેઓ આવતા હતા, તે વહાણ અથડાઇને ભાગી ગયુ, પણ વસુભૂતિ અને બાભ્રવ્ય તો જેમતેમ કરી કિનારે પહોચી ગયા તેઓએ એમ જ ધાર્યુ કે રત્નાવલી ડુબી ગઇ, પણ એક લાકડાનુ પાટીયુ હાથ લાગવાથી રત્નાવલી તેને વળગી રહી, અને કેટલાક વેપારીઓ વહાણમા જતા હતા, તેમના જોવામાં આવવાથી તેઓએ તેને ઉપાડી લીધી રત્નાવલીના કંઠમા મોતીનો હાર જોઇ તેઓ ચમક્યા, કારણ તે જ હાર તેઓએ સિહલના રાજાને વેચાતો આપ્યો હતો રત્નાવલીને યોગધરાયણના હાથમા સોપવામા આવી રત્નાવલીનુ નામ બદલવાને યોગધરાયણે તેનુ નામ સાગરિકા પાડ્યુ, અને તેને વાસવદત્તાના અત પુરમા રાખી કોસલદેશની સામે લડવા મોકલેલ વત્સરાજના સેનાપતિ રૂમણ્વાનને વસુભૂતિ અને બાભ્રવ્ય મળ્યા

આટલુ થયા પછી હવે જે બનાવ બને છે, તેમા આ નાટકનો સમાવેશ થાય છે

મદનમહોત્સવ સમયે રાજા પોતાના મહેલની અટારીએથી નાગરિકના છનકાઇ જતા યૌવનના ઉછાળા નિહાળી રહ્યો હતો તે સમયે દેવીએ કહેવરાવ્યુ કે "મારે રાતા ચોળ અશોકના

મૂર્તિ આગળ ભગવાન્ કામદેવની પૂજા કરવાને મકરન્દ વાડીમા જવુ છે, માટે મહારાજે ત્યા અવશ્ય પ્રત્યક્ષ રહેવું" રાજા ત્યા ગયો, પણ જતા વત જ રાણીની સાથે આવેલી સાગરિકા ઉપર ત્હેની આંખ ઠરી, સાગરિકા પણ રાજાને જોઈ ચકિત થઈ અને 'પિતા તો મારા આમની સાથે જ લગ્ન કરવાના હતા' એ વિચારથી તેનામા પ્રેમનો ફણગો ફુટયો, અને કામ દેવની પૂજા થવાથી જાણે સાક્ષાત્ દેવ જાગ્યા જ હોય, તેમ ઉભય દિનમા તનમનાટ મચી રહેવા લાગ્યો. પૂજાની સમાપ્તિ થતા રાણી જ નાખુશી સાથે સાગરિકાને મહેલમા પાછા જવુ પડયુ

પ્રેમનો ફુટેલો ફણગો દિનેદિને વૃદ્ધિ પામવા લાગ્યો અને રાજા અને સાગરિકા ઉભય મદનવશ બન્યા મદનનો તનમનાટ ન સહી શકવાથી સાગરિકા કદલીકુંજમાં ગઇ, અને છાનેમાને રાજાની છબી ચીત ના લાગી છબી ચીતરાઈ રહી, એટલામા પાછળથી તેની હિતેચ્છુ સખી સુસંગતા આવી અને રાજાની છબી જોઇ તેણે રાજાના ચિત્ર પાસે જ સાગરિકાનુ ચિત્ર ચીતર્યું સાગરિકા સુસંગતાને પોતાની પ્રેમ-પીડાની વાત વગી સમજાવતી હતી, એટલામા એક વાદરો પાંજરામાથી છૂટીને ન્હાઠો અને બન્ને સખીઓ પૂરેપૂરા ભયમા પડી આ ધમાધમીમા સાગરિકાનો માનીતો પોપટ પાંજરામાથી ઉડી ગયો, એટલે તેની શોધમા જવાની ઉતાવળથી ચિત્રામણ ત્યાનુ ત્યા જ અજાણથી રહેવા દઇને, બન્નેજણીઓ ઉતાવળથી કદલીકુંજમાથી ચાલી ગઇ

અનતુકાળે પ્રાપ્ત થયેલા પુષ્પોવાળી નવમાલિકા લતાને જોવાને તે જ સ્થળે રાજા અને વસંતક (વિદૂષક) બન્ને આવ્યા સુસંગતા અને સાગરિકા વચ્ચે થયેલી વાતચિત સાભળી જવાથી પોપટ એના એ જ શબ્દો બોલ્યા કરતો હતો, અને ત્યાં મધુ રાજાએ અને તેના મિત્રે સાભળ્યુ પોપટ જે કુમારિકાની પ્રેમ—પીડાનુ વર્ણન કરતો હતો એ બાલિકા કોણ હશે, તે જાણવાની તીવ્ર જીજ્ઞાસા થવાથી તેઓ બન્ને કદલીકુંજમા આમ તેમ ફરવા લાગ્યા, એટલામા જ વસન્તકની દૃષ્ટિ પેલા ચિત્રપટ ઉપર પડી, અને તેમા રાજા અને તેની પાસે ચિતરેલી એક કુમારિકાને દીઠી તે કુમારિકાનુ સૌન્દર્ય જોઇને રાજા તો દંગ જ થઇ ગયો, અને તે કુમારિકાના સૌન્દર્યના વખાણ કરતો હતો, તેટલામા સાગરિકા અને સુસંગતા કુંજમા આવી પહોચ્યા, અને રાજા અને તેના મિત્ર વચ્ચે થતો વાર્તાલાપ તેઓ સાભળી ગયા પહેલી જ વાર કુમારિકાના દર્શન રાજાને થયા અને તેઓ બન્ને ભેટવા જતા હતા, એટલામા વિદૂષકની મૂર્ખ ટીકાથી સાગરિકા ન્હાસી ગઇ, અને રાજા તદ્દન નિરાશા પામી ગયો પછી વાસવદત્તા અને તેની સખી કાચનમાલા નવમાલિકાને જોવાને માટે જ ત્યા આવતા જણાયા, પણ ચિત્રપટ જોવાથી વાસવદત્તા માથુ દુખવાનુ બ્હાનુ કાઢી, ત્યાથી જતી રહી, અને રાજાએ વિનવણી કરી પાછી મનાવવાનો યત્ન કર્યો, પણ તે બધો ફોગટ ગયો

રાજા અને સાગરિકાનો ફરી મેળાપ કરાવવાને વસન્તકે બીજી યુક્તિ રચી સાગરિકાએ વાસવદત્તાનો અને સુસંગતાએ કાચનમાલાનો વેશ સજી સધ્યાકાળના આઠ આઠ પ્રહરમાં માધવીકુંજ પાસે રાજાને મળે, એવી ગોઠવણ વસન્તકે કરી પણ આ ગોઠવણની ખબર

કાંચનમાલાને પડી ગઇ, અને તે જ સમયે અને તે જ સ્થળે તેણે રાણી સાથે જવાનો નિશ્ચય કર્યો રાજાએ વિદૂષકની કરેલી ગોઠવણથી ભૂલાવો ખાઇ વાસવદત્તાને જ સાગરિકા છે, એમ ધારી તેની સાથે તે પ્રમાણે બોલવા લાગ્યો, પણ એટલામાં ચંદ્ર ઉગ્યો અને રાજાને પોતાની ભૂલ જણાઈ આવી અને તે ગુચવાયો. રાણીના કાલાવાલાને નહિ ગણકારી રાણી ઉંડા કોપ ભરી અંતઃપુર તરફ વિદાય થઇ ગઇ

એટલામાં રાણીના વેશમાં સાગરિકા ત્યાં આવી પહોંચી, પણ રાજા તરફથી અવધીરણાની બીકે તેણે ફાંસો ખાવાનો નિશ્ચય કર્યો જ્યારે રાજાએ આ જોયું, ત્યારે કોપથી દેવી વાસવદત્તા જ આમ કરતી હશે, એમ ધારી તેને અટકાવવાને ધાયો પણ અન્તે તેને જણાયું કે તે સાગરિકા હતી, અને તેથી તે ઘણો ખુશી થયો પણ રાજાનો આમ તિરસ્કાર કરવાથી દેવીને ઘણો ખેદ થયો, અને તે રાજાની પાસે આવતી હતી, તે વખતે તેણે રાજાને સાગરિકા સાથે બેઠેલો જોયો આવો બનાવ જોઈ દેવીને બહુ માઠું લાગી આવ્યું, અને તેણે સાગરિકાને આગળ ચાલવા કહ્યું, વસન્તકને દોરડાથી મજબૂત બાંધવામાં આવ્યો, રાજાએ આવી વખતે દેવીને રીઝવવા પોતાનાથી બન્યું તેટલું કીધું, પણ નિરર્થક!

એવી અફવા ઉઠી કે સાગરિકાને ઉજ્જન મોકલાવી દીધી છે, પણ સાચી રીતે તેને કેદખાનામાં નાખવામાં આવી હતી સાગરિકાએ પોતાનો મોતીનો હાર સુસંગતાને સોંપ્યો હતો તે હાર સુસંગતાએ બંધનમાંથી હમણાં જ છૂટેલા વસન્તકને આપ્યો રાજા ઘણો જ નિરાશ થઇ ગયો અને શોકમાં ગરક થઇ ગયો હતો, તેવામાં કોસલ દેશના રાજા ઉપર ફતેહ મેળવ્યાના સમાચાર તેને મળ્યા ઉજ્જનથી એક ઐન્દ્રજાલિક (જાદુના ખેલ કરનાર) આવ્યો હતો, અને તેના ખેલ રાજા અને દેવી જોતા હતા, એટલામાં યોગન્ધરાયણે મોકલેલા બાભ્રવ્ય અને વસુભૂતિ ત્યાં આવી પહોંચ્યા પછવાડેથી યોગન્ધરાયણ પણ ત્યાં આવી પહોંચ્યો વસુભૂતિએ વહાણ ભાંગ્યાની અને રત્નાવલીના મરણની સઘળી હકીકત રાજાને કહી દેવી રત્નાવલીના મરણથી બહુ જ દિલગીર થઇ ગઇ આ વાત ચાલે છે એટલામાં મહેલમાં એકાએક આગ લાગી દેવીને અપાર શોક થવાથી તે બોલી ઉઠી કે સાગરિકા અન્દર છે, માટે કોઈ કાઢો આ સાંભળતા જ રાજા બળતી આગમાં દોડ્યો, અને સાગરિકાને બહાર લાવતાં તેની પાછળ બીજા બધા પણ દોડ્યા જેવો રાજાએ સાગરિકાનો હાથ ઝાલ્યો કે તરત જ આગ અચાનક ઓલવાઇ ગઇ આ બધું યોગન્ધરાયણે મોકલેલા ઐન્દ્રજાલિકના પ્રયોગથી જ થયું, વસુભૂતિએ સાગરિકાને ઓળખી, અને સાગરિકા એ જ રત્નાવલી છે, એવું બધાને જાહેર કરી દીધું દેવીએ તેના તરફ જે વર્તન ચલાવ્યું હતું, તેને માટે તે ઘણી જ દિલગીર થઇ આ બધો બનાવ કેમ બનવા પામ્યો, તે બધું મેં અર્થાત્ યોગન્ધરાયણે કરી બતાવ્યું, અને રાજા અને સાગરિકા (રત્નાવલી) બન્ને દેવી વાસવદત્તાની જ મરજીથી લગ્નસમ્બન્ધીથી જોડાયા.

—ચાલુ

# સરયૂબાલા.

લેખક–રા. મંજુલાલ રણછોડલાલ મજમુદાર.

૧

સરયૂબાલા હજી અગીઆર વર્ષની પે ન્હોતી થઇ એ આજ ઠાકોરજીનો મ્હોટો રથ જોવા ગઈ હતી એના પિતા શ્રીમાન્ હતા અને એમને સુખનાં સ્વપ્નાં આવ્યા હતા પણ પિતાના અવસાન પછી બધી મિલકત માટે ત્હેની વિધવા માતા સ્હામે એક સગાએ દાવો માંડ્યો, અને હાઇકોર્ટમા એ એમનો કેસ હાર્યા હુકમનામાના પરિણામે ત્હેમને દસ લાખનાં ભર્યાંભાદર્યાં ઘરબાર છોડવા પડ્યા પ્રીવી કૌન્સીલમા એ ઉપર આગળ અપીલ કરવામા અને દાવો લડવામા બધુ રોકડ ખર્ચાઇ ગયું, અને ઘરેણાં પણ જતા કરવા પડ્યાં

હવે એમને ઉપર આભ અને નીચે ધરતી બે જ રહ્યાં પોષણ માટે કશુ જ સાધન રહ્યું નહી બિચારી વિધવા એક ઝુંપડીમા રહી અને જેમતેમ કરી ને નિર્વાહ કરવા લાગી આ સ્થિતિમા સરયૂના લગ્નનો તો વિચારે ક્યાથી આવે ?

એમના દુર્ભાગ્યે રથયાત્રા પહેલાં સરયૂબાલાની માતા એકદમ માંદી પડી એ બિચારીનાથી ભરણપોષણ માટે કામકાજ તો ક્યાથી થાય ? અને આથી ભૂખનું દુ ખ એમને વધારે સાલવા લાગ્યુ, સરયૂ બિચારી કઇએ ખાવાનું ન હોવાથી ભૂખી ને ભૂખી જ રહેતી હતી અને મા પણ માંદી એટલે એમને એમ પડી રહેતી રથયાત્રાને દિવસે એના શરીરને કઇ ઠીક લાગ્યુ, અને તેથી કઇ ખાવાની રૂચિ થઇ પણ તે માટે કોને કહેવુ એ મ્હોટા પ્રશ્નથી ગુચવારો ઉભો થયો

આ વિચારે સરયૂનુ કુમળુ મન ગુચાવા માંડ્યુ અને એ રડી પડી થોડાક વાડ ઉપરનાં ફુલ વીણી એણે એક માળા ગુથી અને રથયાત્રાના મેળામા વેચી, ત્હેના જે એક બે પૈસા આવશે ત્હેમાંથી માને માટે ખાવાનુ આણીશ એવો એ ફૂલી બાળાયે વિચાર કર્યો

પણ રથ અરધેય આવ્યો ન્હોતો એટલામા ભારે વરસાદ તૂટી પડયો અને મેળા મેળાને ઠેકાણે રહ્યો લોકોના ટોળા ચારે દિશામા વિખેરાઇ ગયા સરયૂબાલાની ફૂલમાળા વેચાયા વગરની રહી, અને વળી એ વરસાદમા પલળી ગઇ તો પણ હમણા વરસાદ રહી જશે અને બધા લોક પાછા એકઠા થશે એ આશાથી ઉભી રહી વરસાદ મૂશળધાર પડયે જતો'તો, મેળો ફરી ભરાયો નહી અને સધ્યાનો અધમાર છવાવા માડ્યો આખરે બધે કાળુ ઘનઘોર થઇ ગયુ, એટલે સરયૂબાલા નિસાસો નાખતી ઘરભણી વળી

અધારામા કશુ દેખાતું ન હોતું, અને રસ્તો કાદવવાળો અને લપસણો થઈ ગયો હતો સરયૂબાલાને ભુખે તલસતી માતાનો વિચાર આવ્યો અને એવા હૃદયઉપર જાણે વિજળી પડી હોય એમ થયુ આખમાથી દડદડ આસુ પડ્યા અને વરસાદ ભેગા મળી ગયા એનો એક પગ ખસ્યો, પાછી ઉભી થઇ અને એણે ચાલવા માંડ્યુ એની વેણી ભીંજાઇ ગઇ અને

ત્હેમાંથી વરસાદ ટપકવા માંડ્યો, પણ હજી એણે પેલી ફૂલમાલા ફેંકી દીધી ન્હોતી અને પોતાની છાતી સરસી રાખીએ ચાલતી હતી

એટલામાં ભીષણ અંધકારમાં કોઇ અચાનક સરયૂમાલા જોડે અથડાયું સરયૂની આંખમાં આંસુ તો હતાં જ, હવે એણે રડવું શરૂ કર્યું

"કોણ રડે છે?" અંધારામાંથી પ્રશ્ન થયો એ એક પુરૂષનો અવાજ હતો, પણ તે સાંભળતા જ સરયૂ જાની રહી સ્વર પરિચિત ન્હોતો પરંતુ સરયૂ ન્હાની બાલક છતાં એ પ્રશ્નમાં નરમાશ અને દયા પારખી શકી

'હું એક ગરીબ છોકરી છું એક માતા શિવાય મ્હારે આ આખા જગતમાં કોઇ નથી" સરયૂ બોલી

"તું ક્યાં ગઈ હતી?" પુરૂષે પ્રશ્ન કર્યો.

"હૂં રથ જોવા ગઈ હતી હવે હું ઘેર જઉં છું પણ મ્હને આ વરસાદ અને અંધારામાં ઘરનો રસ્તો સૂઝતો નથી "

"ત્હારૂં ઘર ક્યાં છે?"

"શ્રીરામપુર "

"ચાલ ત્યારે હું પણ ત્યાં જ જઉં છું, પણ તું કયા ભાગમાં રહે છે તે મ્હને કહે હું ત્હને ત્હારે ઘેર પહોંચાડી જઈશ રસ્તો કીચડવાળો અને લપસણો છે તેથી મ્હારો હાથ ઝાલ, નહીં તો પડી જવાશે" આમ સરયૂને હાથ ઝાલીને દોરવા માંડી પણ અંધારામાં એની વય એ કળી શકયો નહીં એના સ્વરથી અને હાથના સ્પર્શથી એ એક બાલા છે એટલું એને જણાયું

"ત્હારી ઉમ્મર કેટલી છે?" પુરૂષે પૂછ્યું

"મ્હને દશ વર્ષ થયાં "

"ત્હારૂં નામ શું?"

"મ્હને સરયૂમાલા કહે છે "

"તું આવડી ન્હાની છે છતાં એકલી રથ જોવા શું કામ ગઈ'તી?"

વાતમાં ને વાતમાં તે પુરૂષે પેલી ફૂલમાલા સબંધી બધી વાત સરયૂ કનેથી ધીમે રહીને કઢાવી એને ખબર પડી કે સરયૂ કંઇ રથ જોવા ગઈ ન્હોતી, પણ ફૂલમાલા વેચી માને માટે ખાવાનું લાવવા ગઇ હતી પરંતુ તે હતુ બર ન આવવાથી એણે એ માલા સંતાડી રાખી હતી પુરૂષે કહ્યું —"મ્હારે ઘેર દેવમન્દિર છે અને તેથી મ્હારે ફૂલમાલા જોઇએ છીએ ત્હારી કને છે તે મ્હને વેચાતી આપીશ?"

સરયૂના મુખ ઉપર હાસ્યની ચમક છવાઇ, પણ અંધારામાં કોઇ એ જોઈ શક્યું નહીં. એણે મનમાં ધાર્યું—"જે માણસ મ્હને અંધારી રાતે ઘેર સાચવીને લઈ જાય છે ત્હેની પાસેથી મ્હારાથી પૈસા લેવાય જ કેમ?—પણ જો હું ન લઉં તો મા ભૂખી રહે—હશે, હું તો ત્યારે માલા વેચીશ—'

ઉપકાગનશ હૃદયથી સરયૂએ પોતાના સાથીને માના આપી દીધી

" એની કિમત ચાર પૈસા છે, અને તેથી આલે--" કની પુરૂષે પૈસા આપ્યા

" ત્હમે મ્હને શુ પૈસા જ આપ્યા, કે બીજુ કઇ તો નથી? પૈસો તો ન્હાનો હોય છે " સયૂ બોલી

" જોને એ તો ટબ્બુ છે મ્હે ત્હને બે આપ્યા છે "

" પણ એ અંધારામા ચળકે છે મ્હને ભૂલથી રૂપીઆ તો નથી આપ્યા? " સરયૂએ ફરીથી રાડ કહાડી

" ના, ગેના એ તો ટંકશાળમાથી હમણા જ પડેલા છે તેથી ચળકે છે "

" સારૂ ત્યારે ઘેર પહોચ્યા પછી હુ દીવો સળગાવીશ, અને જો એ પૈસા નથી એમ લાગશે તો હુ પાછા આપી દઇશ જરા ત્હમારે ત્યા થોભવુ પડશે "

એટલામા એ બન્ને ઝુપડી આગળ આવી પહોચ્યા

" જરા ત્હમે અંદર આવો અને ઉભા રહો મ્હને જોવા દો કે એ તે રૂપીઆ છે કે પૈસા–" સરયૂ બોલી

" આ હુ બહાર જ ઉભો છુ હવે ત્હારા ભીના લુગડા બદલી નાખ અને પછી દીવો સળગાવ "

' મ્હારે બીજી એક જ ઓઢણી છે, પણ તે ધોવા નાખી છે, એટલે બદલવાને બીજુ કશુ નથી તેથી આ પહેર્યું છે તે નીચોવી નાખી સુકવીશ અને પહેરીશ અમારે તો ઘણુ ખરૂ ભીના લુગડા પહેરી રાખવા પડે છે અને અમે ટેવાઇ ગયાં છીયે તેથી જરા યે લાગતું નથી જરા ઉભા રહેજો હુ દીવો સળગાવી લાવુ ' સરયૂ બોલી

" બહુ સારૂ " પુરૂષે જવાબ દીધો વરસાદ દીવેલ ન્હોતુ તેથી સરયૂએ છાપરીમાથી ઘાસના તણખલા ખેંચી કહાડી ચકમક વડે દેવતા પાડ્યો અને તેથી દીવો થતા સહજ વાર લાગી, દીવે જૂવે છે તો સરયૂને એ પૈસા જેવુ ન લાગ્યુ

સરયૂ દીવો લઈ બહાર આવી અને પેલા માણસને આમ તેમ ખોળવા મડી. પણ એ તો ત્યાથી જતો રહ્યોતો

" મા, મા, હવે આપણે શુ કરીશુ? " ઓરડીયામાંથી મ્હોટ કરી સરયૂ બોલી માએ કહ્યુ--" બેટા ગભરાઇશ નહી એ તો કોઇના હૃદયમા દયાના ઝરણ ભરેલાં તે એ રૂપીઆ આપી ગયો અને આપણે ગરીબ છીયે તેથી એ મદદ લેવા લાયક છીયે--"

આમ માદીકરી વાતો કરતા હતા એટલામા ઝુપડીનુ બારણુ કોકે ઠચમચાવ્યુ, અને અવાજ થયા પેલો જ માણસ પાછો આવ્યો હશે એમ ધારતી સરયૂએ બારણુ ઉઘાડ્યુ. "અરે! આ તો એ ન્હોય એ તો પેલો સુરચો કાપડીઓ!" તે બોલી ઉઠી

સરયૂમાનાની ઝુપડી બન્દરથી જરાક દૂર હતી ત્યાંથી પાસે જ મુરલીધર મારવાડીની કાપડની દુકાન હતી એ મુરલીધર જ અત્યારે એ કસબી કીનારીની બનારસી ઓઢણી લાવ્યો.

હતો સરયૂએ બારણું ઉઘાડ્યું એટલે એણે એને ઓઢણી આપી દીધી અને કહ્યું કે એ એને માટે જ આણી હતી

" અરે ભગવાન! મ્હારે માટે એ હોય જ ક્યાંથી?" સરયૂએ ઉદ્‍ગાર કહાડ્યો

મુરલીધરમાં નુચાઇ હતી કે નહી તે તો કહી શકાય નહી પણ સરયુએ શું કહ્યુ એ તે સ્હમજી શકયો નહી

" આ ત્હમે જ બેનો છો? એક ગૃહસ્થ હમણા જ મ્હારી દુકાને આવ્યો હતો અને એણે ઓઢણીના પૈસા આપી એ ત્હમને પહોંચાડવાનુ મ્હને કહ્યું હતુ-" મારવાડી આનો થતો બોલ્યો

'ત્યારે તો નક્કી પેલા દયાળુ ગૃહસ્થનુ જ એ કામ-એણે જ મ્હારે માટે એ ખરીદ કરી અને અહીં મોકલાવી " સરયૂ બોલી

સરયૂના પિતા છતાં, મુરલીધરને એ સારી પેઠે ઓળખતાં હતાં એમની સ્થિતિ જ્યારે સારી હતી ત્યારે એ મારવાડી ચાર રૂપીઆના કાપડના આઠ રૂપીઆ પડાવી લેતો અને એ વેપારમા એ બે જ આના કમાયો છે એવા સોગન ખાતો

" મુરલીધર ત્હમે પેલા ગૃહસ્થને ઓળખો છો?' સરયૂએ પૂછ્યું

" ત્હમે ઓળખતા નથી " મારવાડી બોલ્યો

" ના, અમે તો જાણતા નથી "

" મ્હે જાણ્યું એ ત્હમારો સગો હશે પણ, ખેર, હું તો ઓળખતો નથી "

જેમ હોય તેમ ખરૂ પણ આસાર તે મારવાડીએ નફાનો વેપાર કર્યો હતો, અને તેથી મનમા હરખાતો હરખાતો એ દુકાન ભણી વળ્યો

મળેલો રૂપીઓ વટાવી માતાને સારૂ ખાવાની ઉપયોગી વસ્તુઓ લેવા સરયૂ બજારમાં ગઇ આવતા દીવેલ લેતી આવી અને દીવો સળગાવ્યો માતાને સારૂ સગડી ઉપર ખાવાનું કરી આપ્યુ પછીથી બેય ઉપરથી કચરો વાળતા એક કાગળનો કકડો એને જડયો તે લઇ એણે એની માને બતાવ્યો, અને 'એ શુ છે?' કહી પૂછ્યું માએ તરત જોઇને કહ્યું -" આ તો કરન્સી નોટ છે!"

' મ્હને લાગે છે એ અહીં ભૂલી તો નહી ગયા હોય!" સરયૂએ સૂચના કરી

" એ અહીં ત્હારે માટે જ મૂકી ગયા હોય એવું લાગે છે એ ઉપર ત્હારૂ નામ લખ્યુ છે " સરયૂની મા ઉત્ય કુતુહલતી દેખાથી વાચી શકી

" આ એ કોણ હશે?' સરયૂએ કુતુહલથી પૂછ્યું

" નોટ ઉપર એમનુ નામ પણ લખેલુ છે, અને કોઇ એને ચોરેલી નોટ ન ગણે તેથી પોતાની સહી એના ઉપર કરી છે એમનું નામ રતીભૂષણરાય છે '

બીજે દિવસે સરયૂ અને એની માતાએ શ્રીરામપુર અને એની પડોશમાં બધે રતીભૂષણરાયની તપાસ ચલાવી પણ એ નામનો કોઇ માણસ છે કે નહી એ પણ કોઇ કહી શક્યુ નહી

એમણે એ નોટ વટાવી નહી અને પાસે જીવની પેઠે સાચવી રાખી એ ગરીબ હતાં ખરાં, પણ લોભની વૃત્તિ એમને કદી થઇ ન્હોતી

૭

સરયૂની માતાથી રાતે જરા ખવાયું ખરૂ, પણ એ માંદગીમાંથી પથારી ખખેરી ઉઠે એમ લાગતું ન્હોતું પહેલા એમણે સંપત્તિના સુખની ઉંમા અનુભવી હતી હમણા ગરીબાઈની ઉંડી ખોમાં એ પડ્યાં હતાં આમ તનનું તેમ જ મનનું દુખ એને અનર્થ થયું હતું રોગ દિવસે દિવસે વધારે ફાવતો ગયો અને એની ઘડીઓ આ ધરતી ઉપર ગણાવા માંડી

આ અણીની વખતે છગનથી ખબર આવી કે પ્રીવી કૌન્સીલે એમનો દાવો સાંભળ્યો અને બધા ખર્ચ સાથે એમની મિલકત એમને પાછી મળશે બાબૂ દીનાનાથ મિત્ર જે વકીલ હાઇકોર્ટમાં એમનો કેસ ચલાવતા હતા તે જાતે એ ખબર કહેવા આવ્યા આ આનન્દના સમાચારથી સરયૂની માતાના બેસી ગયેલા ગાલ ઉપરથી આંસુની ધારા ચાલી

"હવે હોલવાયલા દીપકમાં તેલ પૂરવું નકામું છે આ ખુશ ખબરથી હું બચવાની નથી હવે મ્હારી જીવનદોરી તૂટશે, પણ મ્હને સંતોષ છે કે સરયૂને હવે ભૂખે મરવું નહી પડે—ના, પણ તેની શી ખાત્રી! એ હજી બાલક છે એની મિલકત બધી કોણ સંભાળશે? મ્હારી આંખ બાબુજી, ત્હમારી ઉપર ઠરે છે આ મરણ પથારી ઉપર હું ત્હમને આ છેલ્લી પ્રાર્થના કરૂં છું કારણ કે આખા જગતમાં મ્હારી નિરાધાર સરયૂનું બીજું કોઇ નથી—"

દીનાનાથ બાબુ ખાનદાન સહૃદય હતા અને સરયૂના પિતાના મિત્ર થતા હતા—જ્યારે એમની અવસ્થા ગરીબ થઇ ગઇ ત્યારે અપીલનો ચૂકાદો થતા સુધી એમને પોતાને ઘેર રહેવા એમણે બહુ કહ્યું હતું, અને માતાતુલ્ય ગણવા ખાત્રી આપી હતી પણ એ સૂચનાને એ સ્વીકારી શકી નહી આખર ખર્ચ માટે કંઈ મદદ સ્વીકારવા દીનાનાથ બાબુએ વિનવ્યું પરંતુ "હજી હમણાં તો મ્હારી કને થોડુંક છે, તેથી જ્યારે મ્હારે કંઇ ખપ પડશે ત્યારે ત્હમને જ કહીશ" એમ કહી એ વાત એણે ઉડાવી હતી એમના સ્વાભિમાનને લીધે એમણે આખા જીવનમાં પહેલી અને છેલ્લી મદદ સ્વીકારી હતી

અત્યાર સુધી દીનાનાથ બાબુને એમની આવી સ્થિતિનો જરાયે ખ્યાલ ન્હોતો તેથી એમને બહુ લાગ્યું, અને વળી સરયૂની માતા આમ હાથ જોડી એમની પાસે માગણી કરે એ જોઈ એમનું હૃદય દ્રવી ઉઠ્યું

ગદ્ગદ સ્વરે બાબુ બોલ્યા—"મ્હને કહો મ્હારે શું કરવાનું છે તે હું ત્હમારી સેવામાં છું અને મ્હને કહેશો તે કરીશ—"

"હું હવે સરયૂના પિતાને મળી બીજા લોકમાં જવાની છું મ્હારા મરણ પછીનું વીલ કોર્ટમાં સાચું થયું છે અને બધી મિલ્કત સરયૂની થઇ છે તે ત્હમે સંભાળશો, અને સરયૂને પણ ત્હમારી પુત્રી માફક ગણશો એ મ્હારી અન્તિમ પ્રાર્થના છે એવું મ્હને વચન આપશો એટલે હું શાન્તિથી મરીશ—"

"હું પરમેશ્વરના સમ ખાઇ કહું છુ કે સરયૂ આજથી મ્હારી પુત્રી છે, અને મ્હારી કુજબાના જેવી જ એની સભાળ લઇશ આપણા આત્મા જ આના સાક્ષી છે—"

દીનાનાથ બાબુની આંખમા આ વખતે હેણે આસુ જોયા અને એને પૂર્ણ શ્રદ્ધા આવી એના ફીક્કા હોઠ ઉપર શાતિ તથા આનન્દનુ આછુ હાસ્ય ફરકયુ પરતુ એ હાસ્યમા જાણે મૃત્યુનો પડછાયો જણાયો

દીનાનાથ બાબુએ એના પતિના વરનો કબજો મળતા સુધી પોતાને ત્યાં રહેવાને ફરીથી એને વિનતી કરતુ, જે ખુમારીએ એને પહેલી પ્રાર્થનાનો અસ્વીકાર કરા યો હતો તે ગરીબાઇની ખુમારી હતી હવે ભાગ્યનો સૂર્ય ફરીથી ઉગવાનો થયો એટલે ખુમારી જતી રહી; અને હવે બાબુને ઘેર રહેવામા એને કશુ અણઘટતુ લાગ્યું નહી.

સરયૂ માના અને એની માતાને એ પોતાને ઘેર લઇ ગયા. ધુરધર વૈદ્યોએ સારવાર કરી, પણ એ બન્ને એમ લાગતું ન્હોતુ થોડા દિવસ જીવન અને મૃત્યુનુ જબ્બર યુદ્ધ ચાલ્યુ. આખર એ આ દુનિયામાથી ચાલી ગઇ !

સરયૂને હસ્તક ધીમે ધીમે સવી મિલકત થઇ પણ હજીએ ન્હાની હોવાથી એને એકલી એના ઘરમા રહેવા દીધી નહી, અને સરયૂએ એમના ઘરમાં જ રહેવા માડ્યુ

જીલ્લાના કલેક્ટરને બધી મિલકત પાલ્યપાલકખાતામા સોપવા વિચાર હતો પણ દીનાનાથે ધાર્યું કે સરકારી નોકરો સરયૂનુ હિત પોતાની પેઠે બરાબર જાળવશે નહી, તેથી કલેક્ટરનો વિચાર જેમતેમ કરી ફેરવા યો અને બધી વ્યવસ્થા પોતાના હાથમા લીધી.

હવે સરયૂને પરણાવવી એ જ વાત બાકી હતી દીનાનાથ બાબુ વ્હેલું લગ્ન કરાવવા ખુશી ન્હોતા અને બીજુ કોઇ સરયૂનુ સગુ એ બાબત ઉતાવળ કરે એમ પણ ન્હોતુ તેથી એના કુમળા મનને શુદ્ધ કેળવણીનો પટ દઇ ઉચ્ચ કરવા જ એમણે ખાસ ધ્યાન આપ્યું

૩

પાચ વર્ષ વહી ગયા અને સરયૂ ન્હાની મટીને સોળ વર્ષની થઇ એની બાળપણાની મસ્તી જતી રહી અને મ્હો ઉપર શરમના શેરડા પડવા માડ્યા હવે દીનાનાથ બાબુ કોઈ યોગ્ય વર શોધવાની ચિંતામા પડ્યા પટેના લગ્નના વિચાર ઉપર એનુ હૃદય જાણ્યા પછી જ કઇ પણ કરવુ એમ નિશ્ચય કરી સરયૂના હૃદયનુ ઉંડાણુ માપી લેવાના પોતાની પુત્રી કુજબાલાને એ કામ સોપ્યુ

કુજ સરયૂની હાલમોટ મ્હેનપણી થઇ હતી બન્ને સમોવડીયા હતા, અને એકથી બીજા વગર ઘડીએ રહેવાતું નહી પરસ્પર અન્યોન્ય માટે પ્રાણ પાથરતા દીનાનાથે પોતાના મનની બધી વાત કુજબાલાને કહી

"પિતાજી, કોઈ શચીભૂષણ[?] કુમાર કહીને છે" એક દિવસ કુજ શરમાતા શરમાતા બોલી

"ના, એ નામના માણસને હુ ઓળખતો નથી પણ ત્હારે એમ પૂછવાનુ કારણ શુ?" દીનાનાથ બાબુ વિસ્મયમાં ગરક થઇ બોલ્યા

---

કૃષ્ણચરિત્ર રૂ ૧-૮-૦ એન એમ ત્રિપાઠી, એન્ડ કપની, મુબાઇ

૨

# ડૉ. બૂકર ટી વૉશિંગ્ટનનું શિક્ષણમય જીવન.

લેખક–રા જયન્ત.

### મનુષ્ય અને વસ્તુથી મળતુ શિક્ષણ.

દૈવયોગે મારૂ સર્વ જીવન જ એક વિકટ, પચાતીયા પણ મહત્વના પ્રશ્ન સાથે ગુથાયલુ છે આરભમા તો મને તે મારૂ દુર્દૈવ જ હોવાનો ભાસ થતો અરે, મારૂ કમનસીબ જ છે એમ લાગતું મારો જન્મ ગરિબીમા થવાથી જેટલું સકટ હું માનતો હતો તેના કરતાં સૈકડો ઘણું સકટ મારો જન્મ નીગ્રો કુળમા થયો તે મારે માનનો, પરતુ મનની એ સ્થિતિનુ વર્ણન નિવારકથન કરવાની વાત તો ઠીક છે, પણ મને પોતાને તે સ્વીકારી લેવામા કંઠે આવ્યું આવતા કારણ મારૂ અત કરણ મને કહેતું કે, જે સ્થિતિમા જન્મ થયો હોય તે સ્થિતિ વિષે કોઇપણ માણસ કર્મકથા ગાવા બેસે–રોદણા રડે તો તે તેની દુર્બળતા અને કાયરતાનું તે એક લક્ષણ છે ત્યાર પછી મને એટલે સુધી ખાત્રી થઇ કે, તેવી માન્યતા દુબળતા અને કાયરતાના લક્ષણરૂપ છે, એટલુ જ નહિ પણ તેવી સમજ કે માન્યતા થવી એ જ એક મોટામા મોટી ભૂલ છે અમેરિકાના નીગ્રોને જેમ કેટલીક બાબતોમા પ્રતિકૂળતા છે તેમ કેટલીક બાબતોમાં અનુકૂળતા પણ છે એમ મને જણાયુ અને તે સાથે મારો દૃઢ મત એવો થયો કે, જે સગવડ કે તક મળવામા નીગ્રોને બહારથી બીજાઓ તરફથી અટકાવ થાય છે, તેની ઉણપ એક નિષ્ઠા સ્વસામર્થ્ય અને આત્મબળથી જોઇએ તેવી રીતે દૂર કરી શકાય છે

શાળામા હુ એક વાત શીખ્યો છુ તેપરથી ઉપરોકત કથન વધારે સ્પષ્ટ થશે. મારા શિક્ષકે એક દિવસે વર્ગમા શિક્ષણ આપતા કહ્યુ કે, વરાળ કે બીજી કોઈ પણ શકિત ગમે તેવી રીતે છોડી મુકી વ્યય જવા દેવામા આવે છે તો તેનુ સર્વ બળ નષ્ટ થાય છે શક્તિને ગ્રઅટી–પુરી રાખવી જોઇએ વરાળને બૉયલરમાં પુરી રાખવામા આવે છે તો જ તેનાથી ચાનક શકિત ઉત્પન્ન થાય છે નીગ્રોના વિષયમા આ વિચાર યથાર્થ ઘટી શકે છે જાનિભેદથી જ્યા જ્યા નીગ્રો સાથે ભિન્ન ભાવથી વર્તવામા આવ્યું છે, અને તેમને અડચણો વેઠવી પડી છે, ત્યા ત્યા તેમનામા વરાળ વધુ ને વધુ પ્રમાણમા એકત્ર થતી ગયેલી છે, અને જ્યારે જ્યારે એ વરાળનુ યોગ્ય દિશાએ નિયમન થતુ ગયુ છે ત્યારે ત્યારે નીગ્રો જાતિના ઉન્નતિકાર્યમા તેનુ બળ કેવુ મહાન છે તે સ્પષ્ટ જણાઇ આવ્યુ છે, પરતુ તેથી જુદા જ માર્ગે શુષ્ક–દુઃખી દીનવાનમા અને બબડવામા તેનો વ્યય થયો છે, ત્યારે તેનાથી કઈપણ સારૂ ફળ નીવડી શક્યુ નથી.

સ્વતત્રતા મળ્યા પછી નીગ્રો પ્રજાને જે હરકતો પડી તેનાથી તેમની ઉન્નતિને, મારા વિચાર પ્રમાણે અતિરોધ થવાથી, હમેશ નહિ પણ એકદરે ઉત્તેજન જ વધારે મળ્યુ છે, એ ઉદ્દેશ્ય પ્રથમ નવીન ચમત્કારિક લાગશે, પણ તે સાચો છે દાખલા તરીકે ઇંગ્રેજી ભાષા લખતા વાચતા શીખવાના અગાઉ સદીની અદર જ નીગ્રો પ્રજાએ જે પ્રશસનીય સ્થાન મેળવ્યુ છે,

તેનું ઘણું ખરું શ્રેય ગુનામીના દિવસોમા એ જ્ઞાન પ્રાપ્ત કરવામા જે અટકાવ હતો તેને છે એમ મને લાગે છે અનુભવ અને નિરીક્ષણથી મને એવું જણાયું છે કે, જે લોકો એકાદ જાતિ અથવા સમાજથી સુધારાની ઉત્તમોત્તમ બાબતો દાખી રાખવા ઇચ્છે છે, તે જ લોકો ઘણું કરીને તે જાતિ અથવા સમાજને મેળવી આપવામા ઘણી વખત સહાય આપે છે તાત્પર્ય એ છે કે, વિરોધ જ સહાયક બને છે મારી પોતાની જાતના દાખલાપરથી હું ખાત્રીથી કહું છુ કે, બાલ્યાવસ્થામા શિક્ષણ અપાતનાર અને યુવાવસ્થામા અવસ્થામાની ટસ્કેગી સંસ્થાને ઉન્નત સ્થિતિએ લઇ જવા માટે મ જે કંઈ અથાગ શ્રમ કર્યો હતો તે જો હુ બીજી સ્થિતિમા હોત તો જરૂર સહન કરી શક્યો ન હોત ખરેખરો પ્રકાર એવો છે કે, નીગ્રો બાળક એટલે જડ જ ! તે કદી શીખી શકે જ નહિ અને એકાદ મોટી શિક્ષણ સંસ્થા ઉભી કરી તેને સારી રીતે ચલાવવાનું સામર્થ્ય નીગ્રો પ્રજામા લેશમાત્ર નથી, એવી ભ્રામક સમજ સર્વત્ર જણાઈ આવતી હોવાથી જ મેં જે કઇ ભગીરથ પ્રયત્ન કર્યો છે તે કરવાની મને પ્રેરણા થઇ હતી

જગતની ભિન્નભિન્ન પદવી ધરાવતા લોકો સાથે જેમ જેમ મારો પરિચય વધતો ગયો તેમ તેમ મને સમજાવા લાગ્યુ કે નીગ્રોની સ્થિતિ બીજાઓથી વિશેષ ભિન્ન નથી યશસ્વી લોકોમાના ઘણાઓને હરકતો સહન કરવી પડી છે અને વિકટ પ્રશ્ન ઉકેલવા પડ્યા છે હરકતો સામે ઝઝુમવામા અને કઠીન પ્રશ્નોના નિર્ણયોમા તેમને માનસિક બળ અને વિશદ બુદ્ધિનો જે લાભ થયો છે, તે સુખથી જીવન વ્યતિત કરનારાઓના ભાગમા ભાગ્યે જ આવે છે અનુભવના અંતે મને એવુ જણાઈ ચુક્યુ છે કે, જે માણસને દરરોજ મુશ્કેલી ભરેલી બાબતો અને પ્રસંગો સાથે ઝઝુમવુ પડે છે તેવાઓની દયા ખાવાનું કઇ કારણ નથી, ઉલટુ જેમને કોઇ બાબતનો વિચાર કરવાનો નથી તેમની જ દયા ખાવી જોઇએ કમનશીબ નિચારાનું કે સદ્વૃત્તિને મૂલ્યવાન બનાવી તેની વૃદ્ધિ કરવી નૈસર્ગિક શક્તિનું અનુશીલન કરી તેનો વિકાસ કરવો અને જીવનનું રહસ્ય જાણી લઇ જીવનના સ્વામી બનવુ, એમાનુ કંઈ જ કરવાનો તેને અવસર મળતો નથી અર્થાત્ સુખી મનુષ્ય એક દૃષ્ટિએ દુર્ભાગી જ છે હાલમા તો મારૂં જીવન એક વિશેષ પ્રશ્ન સાથે જોડાયલુ હોવાથી જ કેવળ ખાસ તક મળી હતી એવી મને ખાત્રી થવા લાગી છે દાખલા તરીકે જગતનો અનુભવ લેવાની-વિસ્તૃત શિક્ષણ સંપાદન કરવાની મને ખાસ સંધી મળી છે તેવી જ રીતે જો મારો જન્મ ગુનામકુળમા થયો ન હોત તો અતિ અશિક્ષિત લોકોને દિનપ્રતિદિન અધિક સહવાસ થવાનો તથા તેમની સ્થિતિનું પ્રત્યક્ષ જ્ઞાન થવાનો પ્રસંગ મને કદી પણ મળ્યો ન હોત મ્હારા આરંભના અનુભવોમા સરસ શ્રેષ્ઠ અનુભવ કહુ તો મને પૂર્વે ગુનામી જીવનમા રહેતી નીગ્રો પ્રજામા હળીમળીને ચાલવાની સંધી મળી તથા તેમની પાસેથી ઘણી વાતો શીખવાની મળી એ જ છે હાલમાં પણ મને એક કિંવા અરધા દિવસનો અવકાશ-સગવડ મળે છે તો શહેર અથવા આગગાડીના રસ્તાથી કેટલાક માઇલ દૂર આવેલા ગામડામા હુ જાઉ છુ અને મારો વખત નીગ્રો ખેડુત તથા તેમના આપ્તજનોના સહવાસમા વ્યતીત કરૂ છુ એથી જે સાચુ સુખ અને સંતોષ

મોજમજે છે તે અન્ય કોઈ પણ બાબતથી મળતુ નથી ઘણી વખત મને એવુ પણ લાગુ છે કે, જો હું ગ્રામકુળમા જન્મ્યો ન હોત અને ગુલામોના બાગમા રહેતો ન હોત તો કુદરતનુ નિરીક્ષણ કરવાની, ભૂમિપર પ્રેમ કરવાની અને ગાય, કુક્કર, વૃક્ષ, પુષ્પ, પક્ષી, કૃમી કિટકપર પ્રેમમમતા રાખવાની સધી મને કદી પણ મળી ન હોત મને હમેશ ઘર બહાર ખુલ્લી હવામા રહેવાનુ ઘણુ ગમે છે તેનુ કારણ ઘણુ અંશે એ જ હોવુ જોઇએ કે, હું બહુધા ખુલ્લી હવામા જ ઉછર્યો અને મારૂ બાલ્યજીવન ખુલ્લી હવામા જ પસાર થયુ છે. એવી જ રીતે ભિન્ન ભિન્ન પ્રકારનાં પશુ, મરઘા, બતકો વગેરેનો મને તદ્દન નાનપણથી જ શોખ છે હું બાલ્યાવસ્થામા તથા ગુલામગિરીમા હતો તે જ વખતથી મને પ્રાણીવર્ગ સાથે નિકટ અને હૃદયરૂપ પરિચય થયેલો છે

બાળપણમા ગુલામ હતો ત્યારે મારી માતાનુ દરરોજ ઘણુ જ એવુ થતુ કારણ પોતાના માલિકોને છોડી પરોઢીએ તેને કામપર જવુ પડતુ હતુ માતા જલદી જતી હોવાથી નાસ્તો મેળવવામા મને વાર લાગ્યા પછી પડતી એથી જાનવરો સાથે મને પ્રથમ પરિચય થયો, તે વખતે બાગમાં ગાય ને અને ડુક્કરોને મકાઈ બાફીને ખવડાવવામા આવતા ફરી કદી મને નાસ્તામા કંઈ જ મળેલુ હોતુ નહિ ત્યારે હું ગાયો અને ડુક્કરોને જ્યા મકાઈ ખવડાવવામા આવતા ત્યા જઈ બફાયેલા મકાઈના જ નાસ્તો કરતો અથવા કદી કદી મકાઈ બાફવાની જગ્યાએ જઈ હું મારો હિસ્સો જાનવરોના પહેલા જ લેતો હતો કોઈ વખત જાનવરોને મકાઈ મળનારા સ્થાને જવામા મોડો થતો ત્યારે ચારાની તથા જમીનની આજુબાજુ વેરાયેલા મકાઈ મળતા અને તેટલાથી મને સંતોષ થતો કેટલાક ધારશે કે આ મેળવવાનો એ કાંઈ સારો માર્ગ નથી, પણ સામાન્ય જનસમાજ તરફ દુર્લક્ષ કરતા એમા વાસ્તવિક રીતે કંઇ ખોટુ છે એમ મને લાગતુ નથી સારા બફાયેલા મકાઇ જેણે ખાધા હોય તે જ તેનો સ્વાદ સમજે હમણાં પણ બફાયેલા મકાઈના વાસણો મારી પાસેથી જાય છે તો તેમાથી થોડા દાણા મુખમાં નાખ્યા સિવાય આગળથી રહી શકાતુ નથી

હમણા જો કે હું ઘણો થોડો જ વખત ખુલ્લી હવામા ગાળી શકુ છુ એ ખરુ છે તો પણ હાલમા જે કામ કરવાની શક્તિ અને પાત્રતા મારામા છે, તેનુ ઘણુ શ્રેય ઘરબહાર ખુલ્લી હવામા રહેવાની પ્રિયતાને છે એમ મને લાગે છે સરાસરીથી જોતા રોજ એક કલાક કરતા વધુ વખત હું ખુલ્લી હવામાં ગાળી શકતો નથી, પણ એ એક જ કલાકનો બને તેટલો વિશેષ લાભ મેળવી શકુ છુ એ કલાક ક્યારે આવશે અને એ કલાકમા શુ શુ કરીશ વગેરે પૂર્વ વિચારોથી પણ મને વધુ સુખ થાય છે

ટસ્કેગીમા ઘેર હોઉ છુ ત્યારે પરોઢીએ ઉઠી બાગમા ફરવામા અથવા બતકો, ડુક્કરો, ગાયો વગેરેને જોવામા અરધો કલાક ગાળુ છુ તેમાથી જ સર્વ સાધી રોજ પ્રાત કાળે કેટલા ઇંડા ઉત્પન્ન થયા તે જાતે જોઉ છુ હું ઘેર હોઉ છુ ત્યારે એ કામ મારાસિવાય બીજા કોઇને હુ કરવા દેતો નથી છોડવાઓને નવીન પલ્લવ ફૂટેલા જોતાં મને જેવો આનંદ થાય છે,

તેવો જ આનંદ નવીન ઈંડા હાથમાં લીધાથી મને થાય છે અનુમાન અને ફળ, આકાંક્ષા અને તૃપ્તિ એ ઉભય બાબતો મને ઘણી સુખકર થાય કે આજે કેટલાં ઈંડાં મળશે અથવા કેટલાં નાનાં બચ્ચાં ઈંડાંના ખોખામાંથી નીકળે છે તે હું દિવસના આરંભમાં જ જોઉં છું

મરઘી અને બતકોની જુદીજુદી જાતિ વિષે મને ઘણી શ્રદ્ધા છે સસ્થાએ પોતાના કંપાઉન્ડમાં અને બતકખાનામાં પ્રાણીઓની જુદી જુદી જાતો પાળી છે તો પણ હું ઘેર તેની કેટલીક વિશિષ્ટ જાતો પાળું છું ડુક્કર એ મારૂં પ્રિય પ્રાણી છે વાચકોને એ વાત કેવી રીતે રૂચશે તે હું કહી શકતો નથી પણ તે સાચી છે કેટલાક સાધારણ જાતિના ડુક્કરો–ગોડાક બર્કશાયર અને પોનાડ–ચાયના જાતિના ડુક્કરો હું પાળું છું તેમની વૃદ્ધિ દરમ્યાનિ કેવી થાય છે તથા તેમાં વધારો કેવી રીતે થાય છે તે જોઈ મને ઘણો આનંદ થાય છે

પુસ્તકોથી જે કંઈ શિક્ષણ મળ્યું છે તેનાથી ઘણું વધારે શિક્ષણ વસ્તુના પ્રત્યક્ષ સબંધથી મને પ્રાપ્ત થયું છે વસ્તુને સ્પર્શ કરી જોવી તથા હાથમાં લેવી એ મને ઘણું ગમે છે છોડવાઓની વૃદ્ધિ અને જાનવરોની ચાલ તથા સ્વભાવ જોવામાં મને મોજ પડે છે તેવી જ રીતે સુથાર જેમ લાકડાંને વાપરે છે, લોહાર જેમ લોખંડને જુએ છે અથવા ખેડુત જેમ જમીનનો ઉપયોગ કરે છે તેમ વસ્તુ સાથે બને તેટલો પ્રત્યક્ષ વ્યવહાર કરવાનો મને વિશેષ શોખ છે કે સ્વાનુભવપરથી કહું છું કે, આપણી ચોતરફના પદાર્થ માત્રનો પ્રત્યક્ષ પરિચય કરી લેવો એ બહુ જરૂરનું અને લાભનું છે કેટલાક વર્ષપર લખેલા *Up from Slavery* ( ડૉ બુકર ટી વૉશિંગ્ટન એમનું આત્મચરિત પ્રકાશક સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય ) નામના પુસ્તકમાં મેં મારી પૂર્વ વતની વાત લખેલી છે અથાગ પરિશ્રમ કરી મ્હેં શિક્ષણ કેમ મેળવ્યુ ટસ્કેગી નૉર્મલ ઍન્ડ ઇન્ડસ્ટ્રીયલ ઇન્સ્ટિટ્યુટ સસ્થા કેવી પરિસ્થિતિમાં સ્થાપન કરી વગેરે સબ વર્ણન તે પુસ્તકમાં દર્શાવેલુ છે ટસ્કેગી સસ્થા સ્થાપન કરી તે વખતે મારૂં વાચન ઘણું જ થોડું હતું શિક્ષણ એ વિષયપરના ઘણાં જ થોડા પુસ્તકો મેં વાચ્યાં હતાં અને શિક્ષણશાસ્ત્ર વિષે મને અતિ અલ્પ માહિતી હતી જનરલ આર્મસ્ટ્રૉંગ જેવા પ્રોત્સાહક ગુરૂના સહવાસમાં હેમ્પટન સસ્થા જેવી અદ્વિતીય શાળામાં શિક્ષણક્રમ પુરો કર્યા પછી ત્યાં શિક્ષક તરીકે કામ કરવાને હું ભાગ્યશાળી નીવડ્યો હતો તો પણ ત્યાં હું જે પદ્ધતિથી શીખવતો હતો, તે પદ્ધતિની તાત્ત્વિક રચના સમજી લેવાનો મેં કદી પણ પ્રયત્ન કરેલો ન હતો, અને ન મારી પોતાની નવીન સસ્થા શરૂ કર્યા પછી મને જ્યારે આ ભ્રમમાં જ નવી નવી અને વિકટ અડચણો આવવા લાગી ત્યારે તે પદ્ધતિ કેવી રીતે લાગુ કરવી તેનો પણ મને કંઈ જ અનુભવ ન હતો, એમ કહીશ તો ચાલશે અથાત્ શિક્ષણશાસ્ત્રની મને જે કંઈ માહિતી મળી છે તે સર્વ ટસ્કેગી સસ્થાની યોજના ઘડવા માટે તથા શિક્ષણપદ્ધતિને વ્યવસ્થિત તથા કાયમનું સ્વરૂપ આપવા માટે પ્રયત્ન કરતાં જ પ્રાપ્ત થયેલી છે

ટસ્કેગી સસ્થાના કામ માટે દર વર્ષે મોટી મોટી રકમો એકત્ર કરવા માટે મારે ઘણું ફરવું પડતું અને સર્વ પ્રકારના લોકોમાં ભળવું પડતું હતું ઉચ્ચ પંક્તિના વિશ્વવિદ્યાલયોમાં

અભ્યાસ કરી તૈયાર થયેલા, પુષ્કળ વાચન તથા પ્રવાસના લાભ મેળવી શકેલા, એવા સુશિક્ષિત લોકોને મળવાનુ બનતુ ગયુ ત્યારે મારામા રહેલા વ્યગો મને સ્પષ્ટપણે જણાવા લાગ્યા મને સમજાયુ કે, જે વાતોમા મારૂ જ્ઞાન અતિ મર્યાદિત પ્રકારનુ છે, તેવી કેટલીએ વાતોમા તેઓ અસ્ખલિતપણે સહેલાઇથી બોલી શકે છે તેઓ પોતાના ભાષણોમા કેટલાક ગ્રથકારોના વચનોનો વારવાર ઉલ્લેખ કરતા, પરતુ મેં તેમના ગ્રથ પણ વાચ્યા ન હતા અને કેટલાક ગ્રથકારોના નામ પણ પૂર્વ કદી સાભળ્યા ન હતા તેથી મારા દીપતુ જ્ઞાન મને સારી રીતે થયુ અને હુ એ વિષે જેમ જેમ વધારે ને વધારે વિચાર કરવા લાગ્યો તેમ તેમ અધિકાધિક ઉદાસ અને ખિન્ન થવા લાગ્યો પરતુ મે સ્વીકારેલુ કાર્ય હુ ચાલુ રાખ્યુ, અને મહત્વની જણાતી બાબતો ઉપલબ્ધ કરૂ તો હુ ગમે તેટલી વ્યવસ્થિત રીતે અડગતાથી અભ્યાસ કરૂ તોપણ વિશેષ સુશિક્ષિત લોકોના પુસ્તકી જ્ઞાનની બરોબરી કરવામાટે મને કદીપણ વખત મળી શકે તેમ નથી એ લક્ષમા આવતુ અને મને ઘણુ જ ખરાબ લાગતુ તોપણ કેટલાક સમય પછી મને જણાયુ કે, જ્યારે હુ કેટલીક બાબતોમા મોટામોટા સુશિક્ષિત લોકો કરતા ઉતરતો છુ ત્યારે કેટલીક બાબતોમા તો તેમના કરતા શ્રેષ્ઠ છુ **જાતિ અનુભવની જીવનના એકાદ અગનુ પ્રત્યક્ષ જ્ઞાન મેળવી રહેલો પુરુષ પોતાના જીવન વિષયક સર્વ જ્ઞાન કેવળ પુસ્તકોદ્વારા મેળવી ગ્હેલા લોકો કરતા ઘણો જ શ્રેષ્ઠ હોય છે** પુસ્તકી જ્ઞાનનો ઉપયોગ કરી અથવા ગ્રથકારોના વાક્યો અને વચનો પાઠે કરી હુ જે કંઈ કહી શકયો હોત તે કરતા સ્વાનુભવ અને નિરીક્ષણનો ઉપયોગ કરી મે સાલ જેવી વાતો કરી હુ મારી બાબત અધિક સ્પષ્ટતાથી તથા અસરકારક રીતે કરી શકયો છું એમ મને લાગ્યું એ સિવાય સૂક્ષ્મ વિચારોના અતે એ પણ મારા લક્ષમા આવ્યુ કે, ગ્રથકાર બનનારો પણ પોતાના ગ્રથમા ખરેખર પોતાના સ્વાનુભવનો ઉપયોગ કરે છે અથવા જે કંઈ કલ્પના તેણે પ્રત્યક્ષ વ્યવહારમા આચરી બતલાવી હોય છે તેનુ જ વર્ણન તે પોતાના પુસ્તકમા કરે છે. અર્થાત્ તેમના વચનનો અથવા કલ્પનાનો ઉપયોગ કરવો તે બીજાના ચક્ષુએ અવલોકન કરવા જેવુ બને છે એનુ પરિણામ એ આવ્યુ કે, પુસ્તકી જ્ઞાનની મારામા રહેલી ખામી મનુષ્ય અને વસ્તુના પ્રત્યક્ષ જ્ઞાનથી દૂર કરવાનો મેં નિશ્ચય કર્યો હું તરત જ બોલી ઉઠ્યો કે **જીવત સ્ત્રીપુરૂષોનો જ હુ અભ્યાસ કરીશ અને જગતમા જે કંઈ ચાલી રહ્યુ છે તેનું બરાબર નિરીક્ષણ કરીશ.** માત્ર કામમાથી જ શિક્ષણ મેળવવાનો તથા મનુષ્યો સાથે વ્યવહાર કરવાનુ શીખતા જ જીવનનો અભ્યાસ કરવાનો મે સકલ્પ કર્યો હુ મારા પોતા પ્રત્યે જ બોલ્યો. **મળનારા પ્રત્યેક માણસપાસેથી હુ કંઈ પણ શીખવાનો પ્રયત્ન કરીશ, તેજ મારો ગ્રન્થ છે એમ સમજી હુ તેનુ બરાબર અધ્યયન કરીશ અને તેનાથી કંઈ પણ શીખી લાભ મેળવી લઈશ** એવી રીતે માણસો પાસેથી શિક્ષણ મેળવવાના મેં બુદ્ધિપૂર્વક પ્રયત્ન શરૂ કર્યા મોટા અને નાના, દુર્જન અને સજ્જન એવા સર્વ પ્રકારના લોકો પાસેથી હું કંઈને કંઈ વાતો શીખ્યો, હું જેમ જેમ માણસોનો બરાબર અભ્યાસ કરવા લાગ્યો અને તેમને સારી રીતે ઓળખવા લાગ્યો તેમ તેમ માનવજાત મને ઘણી પ્રિય લાગ॥

માડી. એટલુ જ નહિ પણ **પ્રત્યેક પ્રકારના માણસ પાસેથી કઈ શીખી શકાય છે** એ તત્વ મારામા પૂર્ણ રીતે સ્થિર થયેલુ હોવાથી મારી સાથે કોઇ ખરાબ રીતે વર્તુ હશે અથવા મારૂં કોઇએ અપમાન કર્યું હશે તો પણ મને તે માટે ક્રોધ થયો નથી તેમ તેથી મારી શાંતિ પણ બગડી નથી. દાખલા તરીકે કેટલાક વરસઉપર સભ્યતા તથા ઔદાર્યનો મને જે પાઠ મળ્યો છે તે હું કદી પણ ભૂલીશ નહિ ટસ્કેગી સસ્થાવિષે થોડી ઘણી શ્રદ્ધા ઉત્પન્ન કરવાના ઉચ્ચ હેતુથી હું એક મોટા શહેરમા શ્રીમતોની મુલાકાત લેતો હતો ત્યા હુ એક ગૃહસ્થને તેમની ઓફીસમા મળ્યો તે એકદમ મારી સાથે રોફથી તથા ઉપરોધિક રીતીથી બોલવા લાગ્યા તેમણે પૈસા આપવાને ના પાડી એટલુ જ નહિ પણ મારી જાતિ વિષે તે એવુ કઈ બોલવા લાગ્યા કે કોઈ પણ સભ્ય ગૃહસ્થ માટે પરજાતિ વિષે એવી રીતે બોલવુ કદી પણ વાજબી ગણાય નહિ કેટલાક મીનીટ પછી તે જ શહેરમા હુ બીજા એક ગૃહસ્થને મળ્યો તેમણે મારૂં સભ્યતાપૂર્વક સ્વાગત કર્યું, મારી મુલાકાત માટે એમણે મારો આભાર માન્યો અને મને સમજાવીને કહ્યુ કે મદદ કરવા જેવી પોતાની પરિસ્થિતિ નથી તેમણે બીજા ગૃહસ્થ કરતા પહેલા ગૃહસ્થની મુલાકાતમા ઓછા સમયનો વ્યય થયો એ ઉપરથી હુ એવુ શીખ્યો કે **અસભ્યતાથી ચાલવામા જેટલો વખત જાય છે તેનાથી વધારે વખત સભ્યતાથી ચાલવામા જતો નથી** ( સભ્યતાથી ચાલવા કરતા અસભ્યતામા જ વધુ વખત નિરર્થક જાય છે )

જગતનો અનુભવ લેવા માંડ્યા પછી ગોરાઓ પાસેથી જ નહિ પણ કાળાઓ પાસેથી પણ હું કેટલીક વાતો શીખ્યો છુ પૂર્વવયમા ગોરા લોકો સાથે સકુચિત વૃત્તિથી અને દ્વેષથી વર્તન ચલાવનારાઓ તરફ હું સહાનુભૂતિ રાખતો હતો પણ હું એ કાળાઓનો બરાબર અભ્યાસ કરવા લાગ્યો ત્યારે મને જણાયુ કે, સકુચિત વૃત્તિ તથા દ્વેષી વર્તનથી તેમને કઈ લાભ થતો નથી એવા વર્તનથી ગોરાઓનુ બગડતુ નથી અથવા કાળાઓ વિષે તેમના વિચાર પણ બદલાતા નથી તેથી ઉલટુ ગોરાઓ વિષે એવી વૃત્તિ રાખવાથી તેનો પ્રત્યાઘાત કાળાઓ ઉપર થઇ તે વિશેષ સકુચિત અને દ્વેષી બને છે

મારા અનુભવનો આ ભાગ લખવાનો એક હેતુ **ઉન્નતિના માર્ગે જનારા લોકોએ** પ્રતિકૂલ પરિસ્થિતિ કેવી રીતે અનુકૂલ કરી લેવી એ માગ જાતિના ધુરીણોના હિતાર્થ સ્પષ્ટ કરવુ અને ખૂચતી લેવામાં આવેલી બાહ્ય વાતોની ખામી સ્વસામર્થ્ય—આત્મબળથી કેવી રીતે દૂર કરવી એ બતાવવાનો છે

વસ્તુઓથી હુ કેટલુક શીખ્યો છુ એ ખરૂ છે, પણ તેનાથી વધારે માણસો પાસેથી શીખ્યો છુ મારા સ્વીકૃત કાર્યપરત્વે દેશના અત્યત ઉદાર મોટા મનના અને સાર્વજનિક કાયને જીવન અપનારા મહાન પુરૂષો સાથે મારો સમ્બન્ધ જલદી થયો ગુરૂવર્ય જનરલ આર્મસ્ટ્રોંગ જેવુ જ સ્થાન ધરાવનારા સ્વ વિલિયમ એચ બેલ્ડવિન નામના એક સદ્ગૃહસ્થપાસેથી હુ સર્વથી વધારે વાતો શીખ્યો છુ એ ગૃહસ્થ સાથે મારો કેવો સમ્બન્ધ હતો એ વિષે થોડી હકીકત કહેતા સતપુરુષના સમાગમથી હુ શુ શુ શીખ્યો તે આપોઆપ જણાઈ આવશે

મી એલ્ડવિનની પહેલી મુલાકાત હજી મારા લક્ષમાં આવી રીતે રમી રહે છે, પણ તે ક્યારે થઇ તે ચોક્કસ યાદ નથી તે વખતે તેઓ દક્ષિણ રેલ્વેના વ્યવસ્થાપક અને ઉપપ્રમુખ હતા અને તેમની મુખ્ય ઑફિસ વૉશિંગ્ટન [ ડી સી ] માં હતી બોસ્ટનથી તેમનાપર તેમના પિતાનો એક પત્ર હું લઈગયો હતો એક દિવસે સવારે તેમની ઑફીસમાં જઇ તે પત્ર મેં તેમના હાથમાં મુક્યો રીતપ્રમાણે તેમણે તે લક્ષપૂર્વક વાંચ્યો પછી ટસ્કેગી સંસ્થા અને તેનું કાર્ય એ વિષયપર સંભાષણ શરૂ થયું થોડી જ મીનીટમાં મારી એવી ખાત્રી થઇ કે, આજે એક ખરા માણિકની મુલાકાત થઇ છે મને તે વખતે ખરેખર લાગ્યું કે, જેના મનમાં લેશમાત્ર પ્રપંચ કે કપટ નથી, જેનાથી હેતુ અને વિચાર છુપાવવાનું અશક્ય છે, એવા પુરૂષ આગળ હું ઉભો છું પહેલી મુલાકાતમાં તેમના વિષે મારા મગજમાં બંધાયેલો વિચાર પછી કદી પણ ફેરવવાનો વખત આવ્યો નથી અને તે વખતે જન્મેલા પ્રેમભાવમાં કદી પણ તૂટી પડી નથી

મી એલ્ડવિને પ્રથમ ટસ્કેગીના કામમાં કંઇ વિશેષ શ્રદ્ધા બતાવી નહીં તેમણે કહ્યું “ હું એક વખત આવીને તમારી સંસ્થા બરાબર તપાસીશ અને ખરેખર તમે સારૂં કામ કરો “ છો એમ મને જણાશે તો હું તમને મારાથી બનતી મદદ કરીશ ”

પહેલી મુલાકાત પછી થોડા જ દિવસમાં અમે ખરેખર ખરૂં કાર્ય કરીએ છીએ કે નહિ તે જોવાનું વચન તેમણે પાળ્યું એક દિવસે તે સંસ્થામાં આવી પહોંચ્યા અને સહજ થયેલા મત્તાધારી પ્રમાણે તેમણે સંસ્થાની પ્રત્યેક શાખા પૂર્ણ રીતે તપાસી જોઇ સંસ્થાની રચના અને વ્યવસ્થામાં તેમને ઘણી ખામી જણાઇ આવી, પણ સંસ્થા શું સાધ્ય કરવા પ્રયત્નશીલ થયેલી છે તે તેઓ સમજ્યા અને તેમણે એકદમ મદદ કરવાનું ઠરાવ્યું ત્યારથી તેમણે સંસ્થાને હરેક પ્રકારે મદદ કરવાની કોઇપણ સંધિ વ્યર્થ જવા દીધી નથી સંસ્થાની વૃદ્ધિ વિષે તથા કીર્તિ વિષે પ્રત્યેક બાબતમાં સંસ્થા સાથે સબંધ ધરાવનાર કોઇપણ માણસ પ્રમાણે તેમને ઉત્સુકતા અને અભિમાન થતા હતા નીગ્રોની ઉન્નતિ વિષે લાગણી ધરાવનારા મી એલ્ડવિનથી અધિક શ્રદ્ધાળુ પુરૂષ હજુ સુધી મને કોઇ મળ્યો નથી ટસ્કેગીની છેવટની મુલાકાતમાં મિસીસ વૉશિંગ્ટને મને એક દિવસે કહ્યું, ‘ જ્યારે એ અહીંથી જશે ત્યારે મને સારૂં લાગશે ” આવું બોલવાનું તેને કારણ એટલુંજ હતું કે, તે ગૃહસ્થ સંસ્થામાટે જે અતિ તનપાપડ થઇ રહેલા તે તેનાથી જોવાતું ન હતું તેમની સહાનુભૂતિ અતિ ઉંડી હતી સંસ્થાના કાર્યનું મહત્વ તેમણે જાણ્યું હતું અને તેની સાથે જ સંસ્થાની અડચણો તેમના ધ્યાનમાં આવી હતી જોયેલી દરેક વાતથી તેમનું અંતઃકરણ પિગળતું વિદ્યાર્થી અને શિક્ષકના વ્યવસ્થિત પ્રયત્ન જોઇ તેમનું મન દ્રવતું સંસ્થાના વાતાવરણમાંથી બહાર જઇ સંસ્થાના કાર્યનો વિચાર તજી દઈ વિશ્રાંતિ લેવાની તેમની પ્રકૃતિ માટે ખાસ આવશ્યકતા હતી, પછી તે જે રોગના ભોગ થઇ પડ્યા તે રોગે પ્રથમથી જ તેમને ઘેરી લીધા હતા, એની કલ્પના તે વખતે અમારામાંના કોઇને થઇ ન હતી

---

મી બેલ્ડવિને નીગ્રો માટે તાદાત્મ્યતા ધારણ કરી દીધું હતું એમ કહીશું તો ચાલશે, " બીજી કોઇપણ જાતિ પ્રમાણે પોતાની જાતિને પણ જગતમા સન્માનનીય સ્થાન પ્રાપ્ત થવુ જોઇએ, ' એ નીગ્રો મહત્ત્વાકાંક્ષા સાથે એ તાદાત્મ્ય બુદ્ધિને લીધે જ તેમની પૂર્ણ સહાનુભૂતિ હતી તેમની ખરી ઓળખ જેમને થઈ ન હતી, તેવા લોકો તેમના મુખેથી પ્રસંગોપાત જાતિવિષયક પ્રશ્નપર નીકળેલા ઉદ્ગારો સાંભળી એવુ અનુમાન કરતા કે નીગ્રો લોકોની ઉચ્ચ મહત્ત્વાકાંક્ષા તરફ તેમની પૂર્ણ સહાનુભૂતિ નથી ખરૂં કહીએ તો ઝપાટાબંધ આગળ આવી ધન મેળવવા માટે નીગ્રો લોકોની ઉતાવળ ચાલતી હતી ત્યારે તેઓ મૃગ જલની પાછળ પડી ફસાય નહિ એ માટે મી બે લ્ડવિનને સહેજ ડગતા થાડ લાગતુ હતુ તેથી નીગ્રોને તેઓ ખુલ્લેથી પગારદાર કરતા ત્યારે તે તેમના હિતની આડે આવે છે, એવો ભાસ લોકોને કદી કદી થતો.

નીગ્રોના કલ્યાણ માટે મી બેલ્ડવિનને લાગણી હતી તેવી દક્ષિણના ગોરાઓની ઉન્નતિ વિષે તેઓને ઓછી શ્રદ્ધા હતી એવો ભાવ મા । કોઇપણ વિધાનમાંથી નીકળતો હોય તો તે મોટો અન્યાય કરવા જેવું છે પ પરાગત પરિસ્થિતિથી બન્ને જાતિની ઉન્નતિને કેટલાક અંશે પ્રતિબંધ થાય છે ખરો પણ તે માટે કોઈ એક જાતિ પણ રીતે જોખમદાર નથી, એવો તેમનો સ્પષ્ટ મત હતો એક જાતિનુ હિત બીજી જાતિના હિત સાથે અન્તે સંલગ્નિત છે એ પણ તેઓ જાણતા હતા નીગ્રોના શિક્ષણ માટે તેમણે ઘણી મહેનત કરી છે એ ખરૂં છે પણ દક્ષિણના અભાગી ગોરા લોકોના શિક્ષણ માટે પૈસા અને મદદ મેળવવાની સંધી તેમણે કદી પણ વ્યર્થ જવા દીધી નથી

ટસ્કેગી સંસ્થાના ઉત્પનની બરાબર વ્યવસ્થા કરી મી બે લ્ડવિને ઘણો ઉપકાર કર્યો છે તેઓ પ્રથમ તો એ સંસ્થાના ટ્રસ્ટી-જુમેદાર થયા ત્યારે સંસ્થાની વ્યવસ્થા જમાખર્ચ હિસાબની પદ્ધતિ વગેરેની સ્થિતિ ઘણી અનિશ્ચિત અને અસંતોષકારક હતી અમારો દ્રવ્ય વિનિયોગ અને વાર્ષિક અંદાજ પત્રકની બાબતો તેઓ તરત જ સારી રીતે જોવા લાગ્યા સંસ્થાની વૃદ્ધિ પણ ઝપાટાબંધ થવા લાગી સંસ્થાએ ચલાવેલા કાર્ય કારક ધંધા ઇમારતોના શરૂ થયેલા બાંધકામ, ભિન્ન ભિન્ન શાખાઓના દેવાલેણા અને વ્યવહાર એ સર્વને લીધે સંસ્થાનો હિસાબ ગુંચવણીયો અને ગોટાળા ભરેલો થયો હતો તેથી સંસ્થાની ચોખ્ખી વ્યવસ્થા કરવી આ એક વિકટ પ્રશ્ન થઈ પડ્યો હતો

મી બેલ્ડવિન અને હું એમ ઉભયે મળી કામ કર્યું છે તે વખતનુ સ્મરણ કરતા મને લાગે છે કે મારા જીવનમાં જો કાંઇ પણ ઉત્તમ કાળ ગયો હોય તો તે બ્રુકલિનમા તેમના પુસ્તકાલયમાં તેમની સાથે ગાળેલો સમય છે તે વખતે અમે બન્ને મળી સંસ્થાને પડતી અડચણોનો બરાબર વિચાર કરતા અને તેમાંથી ઉદ્ભવનારા પ્રશ્નોનો નિર્ણય કરતા હું ન્યૂયોર્કમાં જતો કે તેઓ વારંવાર મને પોતાને ઘેર બોલાવતા અને ભોજન પછી તેમના પુસ્તકાલયમા ત્રણ ત્રણ ચાર ચાર કલાક બેસતા કદીકદી મધ્યરાત્રિ થઇ જતી હતી તો પણ અમારો ઉહાપોહ પૂર્ણ થતો નહિ હું તેમની

પાસેથી ઘણી વાતો શીખ્યો છુ તેમાની એક એ છે કે, ક્ષુદ્ર સકુચિત વાતોથી જ લોકોમા ભેદભાવ જન્મે છે. મોટા કાર્યોથી લોકો એકત્ર થાય છે. જાતિ, પથ, સ્થળ વગેરેના ક્ષુદ્ર વિચાર મનમાં ન લાવતા, કર્તવ્ય માની જે કોઈ એકાદ સારૂ કામ ઉદાર મનથી કરવાનો આરભ કરે છે, અને એવી રીતે જે પોતાનુ જીવન સત્કાર્યમા ગાળે છે, તેને જ જગતની ઉત્તમ તથા શ્રેષ્ઠ પુરૂષોની મૈત્રી અને સહાયનો લાભ થાય છે.

હુ પુન કહુ છુ કે, ગુનામોના કુળમા મારો જન્મ થયો તે માટે મને કઇ ખરાબ લાગતુ નથી એક પ્રશ્ન સાથે મારો સબધ થશે તે પ્રશ્ને મારે સજ્જડ બાધી લેવો પડ્યો તેથી મને કઈ ખોટુ લાગતુ નથી ઉલટુ તે પ્રશ્ને મને યોગ્ય માર્ગે મુકયો છે, મારૂ જીવન સાર્થ અને ધન્ય કર્યું છે અને બીજા કોઇ પણ રસ્તે નહિ મળનાર સુખ, સતોષ અને મૈત્રીનો અકલ્પિત સમાગમ મને કરી આપ્યો છે —ચાલુ

## ગ્રન્થાવલોકન.

[ આ પહેલાના પુસ્ત ક ન ૧ થી ૪ ના અવલોકન ગયા અંકમા પ્રસિદ્ધ થયા છે ]

**૫. મૂળરાજ સોલકી**—[ સચિત્ર ઐતિહાસિક નવલકથા ]

[ કર્તા -રા. ચુનિલાલ વર્ધમાન શાહ અમદાવાદ મુલ્ય રૂપીઆ અઢી, પૃષ્ઠ ૨૯૬ ]

લગભગ અડધા ડઝન ઉપર ઐતિહાસિક પુસ્તકો અને એથી પણ વધારે સખ્યાની નવલ કથાના લેખક તરીકે રા ચુનિલાલ વધમાન શાહ આપણા ગુજરાતમા જાણીતા છે આ એમનુ નવુ પુસ્તક-મૂળરાજ સોલકી એક ઐતિહાસિક નવલકથા છે આડમ્બરવિનાની તેમ સસ્કૃત શબ્દોથી અભડાઈ ના જતી શુદ્ધ અને સરલ ગુજરાતી ભાષામા રા ચુનિલાલનુ આ પુસ્તક લખાયુ છે આ નવલકથાની વસ્તુ ભેગી કરવામા રા ચુનિલાલે જે પ્રસિદ્ધ અને અપ્રસિદ્ધ ગુજરાતી કે ઇતર ભાષાના ગ્રન્થોનો વિસ્તારપૂર્વક સશોધિત ઉપયોગ કર્યો છે તેની નામાવલિ એમણે પ્રસ્તાવનામા આપી જ છે એ ઉપરથી વાચક કે સાહિત્યના અભ્યાસકને ત્હેમના શ્રમનો ખ્યાલ સ્હેજે આવી શકશે

સોલકી વશના આ કુલદીપક મૂળરાજના સમયનો ઇતિહાસ ગુજરાતથી બહુ જાણીતો નથી ઐતિહાસિક શાસ્ત્રીય અન્વેષણો માટે ગુજરાતના વિદ્વાન્ અભ્યાસકોએ ઘણી યે બૂમ પાડ્યા છતા પણ હજી આપણુ ઐતિહાસિક સાહિત્ય અણુખેડાયલુ છે એમ કહેવામા ખોટુ તો નથી જ આવા અચેતન કાળમા રા ચુનિલાલ જેવાના ઐતિહાસિક પુસ્તકો નવલકથાના સ્વરૂપમા, હોવા છતા યે જનસમાજને સારી રીતે માર્ગદર્શક થઇ પડે તેમ છે ગુજરાતના કેટલાક કેવળ આડમ્બરી ઐતિહાસિક નવલકથાના લેખકોના પુસ્તકોમા અભિનવ અને બીભત્સ ભાવો જ ભરાયા હોય છે ત્યારે અમ્હારે મુક્તકડે કહેવાની જરૂર છે કે રા ચુનિલાલના પુસ્તકો તો તદ્દન શુદ્ધ જ હોય છે, અને વાધા ભરેલા વિચારો કે પ્રસગોને તેમા સ્થાન જ હોતુ નથી

ઇતિહાસના એ સમયના ગુજરાતના ઇતિહાસકારોમા મૂળરાજ માટે બે મજબૂત અભિપ્રાય હતા એક પક્ષે મૂળરાજને બહુ ઉતરતી કોટિમાં મુકયા છે ત્યારે બીજા પક્ષે એક ન્યાયી અને ઉદાર રાજા તરિકે એમનુ ચિત્ર રજુ કર્યું છે ગ સુનિલાન ચારિત્ર્યનિરૂપણમા ચર્ચાના અંગે એનુ સિદ્ધ કરવા માગે છે કે 'મૂળરાજ તત્કાલિન ક્ષત્રિઓમા એક સાચો ક્ષત્રિય હતો અને એક રાજા તરીકેના અનેક ગણોનો તેનામા, નિવાસ હતો'

પોતાના મામા—ચાવડા વંશના છેલ્ના રાજા સામતસિંહને પદભ્રષ્ટ કરી સોલંકી વંશની સ્થાપના કરનાર આ આદિ પુરૂષ મૂળરાજના પરાક્રમ ગુજરાતના એ સમયના ઇતિહાસમા તો અવશ્ય ધ્યાન ખેચે તેમ છે નવલકથામા રા સુનિલાને જે જે પ્રસગો ચિતર્યા છે તે સૌ મૂળરાજના તેજસ્વી સ્વરૂપના જ દર્શન કરાવે છે નવલકથામા મૂળરાજ ઉપરાત તેમના કાકા બીજ, મિત્ર જબક, વિપ્ર સુર્યદેવ, તો બીજા પક્ષે રાજ્યના મત્રી જસપાલ વિગેરે ધ્યાન ખેચે છે, પણ એ સૌ ઉપરાત સામતસિંહના જનાનામા દાસી તરીકે રહેલ ચડીના પોતાના અગાધ ધૈર્યથી અને વિલક્ષણ બુદ્ધિચાતુર્યથી ખરે જ નવલકથામા સારો રસ જમાવે છે

સામતસિંહ એક મૂર્ખ અને હલકી સોબતમાં રગરાગ માણનાર રાજા હતો મૂળરાજ એનો ભાણેજ હતો નસતતિવાળા રાજાએ મૂળરાજને પોતાની પાસે ન્હાનપણથી રાખી ઉછેર્યો હતો દારૂની ઘેનછામા મૂળરાજને ઘણીવખત રાજ્યાસન ઉપર સ્થાપતો—મીજી થોડી જ ક્ષણે પાછો એને પદભ્રષ્ટ કરતો બાલક મૂળરાજ ઉમરે વધતાં દિવસે દિવસે સ્હમજણો થતો ગયો અને રાજ્યમાં ચાલતી વિષમ અવ્યવસ્થાની અને અનેક જુલ્મ-ત્રાસ વિગેરેથી માહિત થતા ખિન્ન થવા લાગ્યો રાજાએ દારૂની ઘેનમા એક દિવસે મૂળરાજને ગાદીપર બેસાડ્યો મૂળરાજને ખસેડવા જતા લોહીની છોળો ઉછળી ને રાજ્યમા એકદમ ક્રાંતિ થઇ ને ચાવડા વશ નિર્મૂલ થઇ સોલકી વશની સ્થાપના થઈ આ ક્રાન્તિકાલ ઘણી ખૂના-મરકી થઇ કેટલાક ઇતિહાસકારો મૂળરાજના આ કાર્યોને જુલ્મના માને છે બીજા પક્ષે રાજ્યના હિતાર્થે આદરેલા કૃત્યો ન્યાય્ય ગણ્યા છે ગુજરાતમા પોતાની ગાદી બરાબર સ્થાપી મૂળરાજ સૌરાષ્ટ્ર ઉપર ચ્હડાઇ લઇ ગયા ત્યાના બળવાન રાજા ગ્રહરિપુને પરાજિત કરી પોતાનો અમલ સ્થાપી પાછા ગુજરાતમા આવ્યા ત્યાંસુધીના આ નવલકથામાં કેટલાક પ્રસગો વર્ણવાયા છે પરિણામે મૂળરાજના રાજ્યકાળના આરભકાળના જ પ્રસગોમાંનો એક પ્રસગ છે વસ્તુની પસદગી માટે રા સુનિલાલને અમ્હે અભિનન્દન આપીયુ

હવે બીજી વાત રા સુનિલાલ ઘણા વખતથી આવી ઐતિહાસિક નવલકથાઓ લખે છે. અને એમની લખાવટના ગુણ ઉપર વખાણ્યા જ છે પરન્તુ વસ્તુ સકલના જોઇતા રસથી એ વ્યવસ્થિત કરી શકતા નથી કે પાત્રોના વિકાસમા જોઇએ તેટલુ તેજ કે સામર્થ્ય રેડતા નથી એથી એકદર ભાષા પણ ઢીલી લાગે છે ઐતિહાસિક નવલકથાઓની ભાષા સરલ અને સાદી હોય તો ખરી જ, પણ ન્યાસુધી એમાં ગૌરવ અને વીરત્વ હોતુ નથી ત્યાસુધી વખાનુ સાર્થક થઇ શકતુ નથી નવલકથામા કલ્પનાના કે મનુષ્ય જીવનના અન્ય પ્રકારના ઉદ્ગારનો નથી કે

ઉપાકાન્ત ('સુમિત') રૂ ૨-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુબાઇ

પ્રનગોના ચિત્રમા કોઈ નવુ ન્સચેતન્ય ઉમેરાયુ નથી એવુ હોના છતાયે પણ મૂળગજ મોન ગ્રંથનું આ પુસ્તક વાચના યોગ્ય છે સ્વાભાવિક સરલ ભાષામા લખાયલુ આ પુસ્તક સ્ત્રીઓ અને બાળકો માટે તો જરૂર આદર પામે તેવુ છે

૬. સ્વદેશી ધર્મ —

[ ન્તા-અ યાપક કાલેલકર ગ ટ્રીય ગુજરાતી શાળા સત્યાગ્રહાશ્રમ સાબરમતી પૃષ્ઠ ૩૨ મૂ ચાર આના ]

મહાત્મા ગાધીજીએ જન્મ આપેલા જાણીતા સત્યાગ્રહાશ્રમના અધ્યાપક કાલેલકરે લખેલુ આ ન્હાનુ સરખુ પણ ઉપયોગી પુસ્તક જોતા અમ્હને એક ઘણો મ્હોટો પ્રશ્ન સહજ જ ઉભો થયો કે 'સ્વદેશી ધર્મ'નુ આ પુસ્તક હોઇ શકે ખરૂ ?" લુદ્દમા શુદ્ધ એવુ સ્વદેશી નત લેવા માટે, સાગોપાંગ રીતે પગથી તે શિખા સુધી સ્વદેશી જ આચાર પાળવા માટે, અને જીવનના સૂક્ષ્મના પણ સૂક્ષ્મ અશમા પણ સ્વદેશી જીવન જીવવા માટે જે પુસ્તક બહુ આગ્રહ કરે છે તે જ પુસ્તક અત્યત મોઘા કાગળ ઉપર છપાય અને તેનુ મૂલ્ય પણ પ્રમાણમા અતિશય જ ઓછી રાખાય એવુ રાખવામા આવે એવુ માની શકાય કેમ ? વળી એ પુસ્તક કેવળ પરદેશી જ કાગળ ઉપર-ઘણા કિમતી પરદેશી પુઠા સાથે બહાર પડે, ને મહાત્મા ગાધીજી જેવા આરૂઢ સત્યાગ્રહી શુદ્ધ સ્વદેશી મહાજન તેની પ્રસ્તાવના માટે એક શબ્દ પણ લખે અને તે સત્યાગ્રહાશ્રમમાથી બહાર પડે એ ના માની શકાય એવી વાત આ પુસ્તક જોતા માનવાની અમ્હને દુ ખદાયક ફરજ પડે છે આ પુસ્તક આટલી મોહનારી પછી પણ દોઢ આનાની કિમતથી મોઘુ વેચાવુ જ જોઇએ નહિ એવુ અમ્હારૂ માનવુ છે તદ્દન સાધારણ કાગળ ઉપર એ સારી રીતે છાપી શકાયુ હોત જ આ તેના બાહ્ય સ્વરૂપની વાત કહી અમ્હે આશા રાખીએ છીએ કે શુદ્ધ ચારિત્રના ઉપાસકોમાના એક તરીકે તેની બીજી આવૃત્તિ સમયે આ ઠાઠ-માઠ-ભભ છોડી જ દેવામા આવશે ને શુદ્ધ સ્વદેશી ધર્મનુ સાચુ જ દર્શન કરાવાશે.

પુસ્તકની વસ્તુ ઘણી વિચારવાયોગ્ય જ છે, અને અમ્હે આશા રાખીએ છીએ કે નવ-જીવનના આ જીવન પ્રભાતમાં આપણા દેશજનો આ પુસ્તકની વસ્તુ વાચી વિચારી જોશે તો ખરે જ નવુ મેળવશે અધ્યાપક મહાશય કહે છે કે,

"સામ્રાજ્યનો યુગ પનટાઇને આજ સ્વયનિર્ણય-*Self Determination* ના યુગની આણ વર્તી રહેલી દેખાય છે પ્રે૦ વિલ્સને આ નવા બાળકનુ નામકરણ કર્યું હશે પણ તેનુ પાલનપોષણ કરી ઉછેરવાની તાકાત તેનામા છે કે નહિ એ વાત સશય પડતી છે બ્રિટીશ રાષ્ટ્રે આ સિદ્ધાન્તને અભિનદન આપ્યુ હશે, પણ તેને સેવવાની પાત્રતા બ્રિટીશ જાતિએ પ્રાપ્ત કરી છે કે કેમ એ વિષે હજુ અમને ખાત્રી નથી થઈ એ ગમે તેમ હો, પણ સ્વય-નિર્ણયનો આ નવો સિદ્ધાત આ યુગનો હોઈ તેનો સર્વત્ર વિજય જ નિમાયો છે એ વાત ઉપર અમારી અટળ શ્રદ્ધા છે અમે તેને અવતારપદ આપીશુ નહિ સ્વદેશીનો સિદ્ધાન્ત અહકારના ખડકને ખોદી કહાડીને માનવજાતિને મોક્ષની અધિકારી કરનારો છે આ જ કારણથી અમે તેને અવતારપદ આપીએ છીએ"

સ્વયનિર્ણયના સિદ્ધાન્તને અધ્યાપક મહાશય આમ અવતારપદ આપતા નથી, કિંતુ આપનાં સ્વદેશીના જ સિદ્ધાન્તને અવતારપદ આપે છે એ મહત્ વિચારણીય પ્રશ્ન છે સ્વદેશીના સિદ્ધાન્તને અવતારપદ આપવામા લેશ પણ ખોટુ નથી પરન્તુ સ્વયનિર્ણયનો સિદ્ધાન્ત—અલબત્ત જે રૂપમા પશ્ચિમના આસુરી અને કેવળ સ્વાર્થાન્ધ રાજનીતિજ્ઞોએ ચિતર્યો છે તે રૂપમા નહિ—પણ જો તેના શુદ્ધ અને સાચા જ સ્વરૂપમા ચિતરવામા આવે અને તેના ખરા પોષકો એ સિદ્ધાન્તનો વિજયડંકો વગાડાવે તો એ પણ અવતારપદને જ યોગ્ય છે અલબત્ત એ સિદ્ધાન્તના ઉંડાણમા ઉતરવાનુ કામ સાધારણ પુરુષોનુ તો નથી જ કોઇ પણ પ્રકારની રજ્જબારની માનવૃત્તિ ઓછી હોવાને નહિ પણ અમ્હારૂ તો એ પ્રથમથી જ માનવુ હતુ કે પ્રે૦ વિલ્સન અને એમના મતે તાળીઓના બહારના ગડગડાટથી વધાવી લેનાર પ્રજાજનો દેશદેશાન્તરોના પત્રકારો અને યુરોપના રાજપુરૂષો મહામોહ ભુલાવામા પડ્યા છે—પશ્ચિમમા જ્યા આત્મનિર્ણયનો સિદ્ધાન્ત આગળ લાવે શુ અને એને ઠોકરે મરાય તો યે શુ એમ બેદરકારી રાખી શકે એવા દેશોનો—રાજનીતિજ્ઞોનો મોટો ભાગ છે તેમ હિન્દુસ્તાનના પ્રજાજનોના મહા મોટા ભાગે પણ એ શબ્દાડમ્બરમા બહુ વિશ્વાસ મુક્યો અને પારકા અને પોતાનાના તોળી વાળી ને સ્હમજી શક્યા નહિ તે હવે સ્હમજે તો પણ બસ છે પોતાના જ જાતિભાઇઓને જ ગમતો પોતાના જ અમનમાથી સ્હેજ પણ ખસેડવાની વૃત્તિ રાખી શકતા નથી તે અન્યને શુ આપે ? પ્રે૦ વિલ્સનનો સિદ્ધાન્ત એ ગપ્પદોમા હતો. જગતમાં મચી રહેલી મહાયાદવીનો ક્ષણમાટે અંત આણવા ખાતર જ જાણે કેમ ઉભો ના કરવામા આવ્યો હોય એવો એ કૃત્રિમ સિદ્ધાન્ત હતો અને એના પુરાવામા આજનો ઇતિહાસ જુવો યુરોપના મહારાજ્યો આજ સત્તાના કેફમા પોતાનો ભાવિ વિનાશ રચના રાખે છે સ્વયનિર્ણય ના અને એવા જ મહામોહ સિદ્ધાન્તોના ગૂઢ તત્ત્વો ઉકેલવા અને સ્હમજવામા બહુ શ્રમની જરૂર છે સ્હમજ્યા પછી આચારમા મુકવા માટે તો અનહદ સ્વાર્થત્યાગ અને વિલક્ષણ ઔદાર્ય આવશ્યક છે ન્હાના છોકરાના એ ખેલ નથી પણ રાજનીતિજ્ઞોનાં છળકપટ અને પ્રપચજાળમા એ સિદ્ધાન્તોને સમો આવે ઠોકરે મારવામાટે ઘડીભર માટે બહુ ઉંચુ સ્થાન આપવામા આવે છે આમ પ્રે૦ વિલ્સને દુદુભિનાદથી ગજાવેલો સિદ્ધાન્ત અવતાર-પદ ઉપર ના જ આવી શકે એ સર્વ સત્ય છે એ સિદ્ધાન્તને એ પદ આપવામા જગત સમસ્ત સામે ઘોર પાપ કર્યાનો જ ગુન્હો થઇ શકે છે

અધ્યાપક મહાશય 'સ્વદેશીધર્મ' ને અવતારપદ આપે છે તે યથાર્થ છે પરન્તુ એમની જ વ્યાખ્યા પ્રમાણે જો સ્વદેશીધર્મ આચરવામા આવે તો અમ્હને લાગે છે કે જગતનો પ્રવાહ—જગતની પ્રગતિ અટકી પડે—લગભગ અશક્ય થઇ પડે પોતાના જ દેશમા બનેલી વસ્તુઓનો જ ઉપયોગ કરવો, પોતાના જ દેશના ઉદ્યોગધન્ધાને આર્થિક તથા નૈતિક પણ નિડરતાથી અને હિમ્મતથી ઉત્તેજન આપવુ, અને 'સ્વભાષાની જ મારફત પોતે કેળવણી લેવી' વિગેરે નિયમોનુ પાલન થાય અને એ જ નિયમો ઉપર પ્રજાનુ જીવન રચી શકાય ત્યા સુધી તો કોઇ જ વાંધો લેવાઇ શકાય તેમ નથી, પરન્તુ એ કહે છે કે,

" આવુ સ્વદેશી પાળનાર ઘણાના મનમા હિન્દુસ્તાનનો માલ પણ નથી દુનિયામા—દેશ દેશાવર—ખપે, એટલુ જ નહિ પણ પાશ્ચાત્યોની ભાષામા કહીએ તો હિન્દી બના-

વટનો તરેહવાર માન આખી દુનિયાની બજારોને કબજે કરે, એવી મહત્ત્વાકાંક્ષા મોટે ભાગે નથી હોતી શું ?--સ્વદેશીનો સાચો ઉપાસક તો આવી મહત્ત્વાકાંક્ષામાં સ્વદેશી સિદ્ધાન્તનો ચોખ્ખો નાશ થવો જોશે, અને અસ્પર્શ્ય વસ્તુની પેઠે એની આભડછેટ માનીને એવી દુર્વાસનાથી એ દૂર રહેશે "

સ્વદેશી ધર્મની આ વ્યાખ્યા અમ્હને જૂન ભરેલી લાગે છે પરદેશની પ્રજાઓમાં હિન્દી બનાવટનો માલ ગમે તેટલી છૂટથી ખપે એમાં સ્વદેશીધર્મ કયા ચ્યુત થાય છે એ અમ્હે સ્હમજી જ શકતા નથી, તેમ અધ્યાપક મહાશયે પણ તેનો દલીલવાર સ્પષ્ટ ખુલાસો કર્યો નથી હિન્દના લોકો ભૂખે મરે નહિ, કે નાગા ફરે નહિ એ માટે રાજ્ય તરફથી બરાબરની જગાન નખાય ને ઘરમાં ફાજલ પડી રહેલો માલ બીજા દેશોમાં પ્રસરે અને હિન્દમાં દ્રવ્યની ગંજાવર આવક થાય એ દેશની પરમ આબાદી સૂચવે છે પરદેશી માલનો બહિષ્કાર ઘણા મ્હોટા પાયા ઉપર થવાની અગત્ય છે એ આજ ઘણા વર્ષોથી પ્રજાજનોએ જાણ્યા છતા પણ જોઇએ તેટલી પ્રગતિ એ વિષયમાં થઇ શકી નથી એ ખેદનો વિષય છે

આ ઉપરાંત પણ એકેક બીજી વાતો પણ વિચારવા યોગ્ય છે પુસ્તકના અંતભાગે સ્વદેશી ધર્મના પાલન માટે વીસેક સૂત્રો ટાંકવામાં આવ્યાં છે સૂક્ષ્મતાથી વિચાર કરતા એનું પરિપાલન જેટલા પ્રમાણમાં થઇ શકે તેટલું દરેક વ્યક્તિએ કરવાની જરૂર છે એકંદરે આ ન્હાનું સરખું પુસ્તક ઉપયોગી છે એટલું તો અમ્હારે અવશ્ય કહેવું જ પડશે અમ્હે લેખકને ધન્યવાદ આપીએ છીએ પુસ્તકની શુદ્ધ ગુજરાતી ભાષા એ તેનું બીજું લક્ષણ છે

**૭. ગાંધીજીની જુબાની** [ હંટર કમિટી પાસે ગાંધીજીએ જુબાની ]

[પ્રકાશક સ્વામી આનંદ સત્યાગ્રહાશ્રમ, સાબરમતી પૃષ્ઠ ૭૭ મૂલ્ય છ આના ]

૧૯૧૯ ના એપ્રીલમાસની ભયંકર ખૂનરેજી અને કતલેઆમના પરિણામે સરકારે નિમેલી હંટર કમિટી સમક્ષ મહાત્મા ગાંધીજીએ જુબાની આપી હતી તેનો અવિસ્તર પ્રમાણિક હેવાલ 'નવજીવન' પત્રમાં પ્રગટ થયો હતો તેને આમ પુસ્તકના આકારમાં આજ પ્રકટ કરવામાં આ યો છે ઐતિહાસિક દૃષ્ટિએ તેની ઉપયોગિતા સર્વમાન્ય છે--અને સર્વમાન્ય સત્યાગ્રહના મહાન્ સિદ્ધાન્તના તત્ત્વોનું તેમાં વિચારને યોગ્ય આલેખન છે અને તે મનનને પણ યોગ્ય છે. પણ અધ્યાપક કાલેલકરના ઉપના 'સ્વદેશીધર્મ'ના પુસ્તકમાં વાપરવામાં આવેલા કાગળ, છપામણી અને પુઠા વિગેરે માટે અમ્હારે જે ઘણી કડવી ફરિયાદ કરવી પડી છે તે જ ફરિયાદ આ પુસ્તક માટે કરવાનું અમ્હને જરૂરનું લાગે છે સ્વામી આનન્દ પણ એક આરૂઢ સત્યાગ્રહી અને સંગી છે આવા ધર્મચ્યુત આમ કેમ વર્ત્યા હશે તે સ્હમજવું મુશ્કેલ છે આ ધર્મચ્યુતિ માટે આપણે એમને જવાબદાર ગણી શકીએ કે કેમ ? વ્યાપારી દૃષ્ટિએ પણ આવા પુસ્તના આટલા બધા મોંઘા તો ના જ વેચાવા જોઇએ બીજી આવૃત્તિ વખતે આશા છે કે આ આમુખને લક્ષ દેવામાં જ આવશે ને સ્વદેશીના ચુસ્ત હિમાયતી નવી સ્વદેશીના ઉદ્ધારાગમાં બહુનાને એ પ્રેરણા પામતા રહેશે ઇતિ

### ૮. સન્ધ્યા—સ્તવનાંજલિ

[લેખક—રા. મહારાણીશંકર અંબાશંકર ઈંદોરા. ૨૮૧૯૭ મુલ્ય એક રૂપીઓ ]

રા. મહારાણીશંકરનું નામ ગુજરાતી આલમમાં એક સારા લેખક કવિ, નાટ્યકાર અને સૌથી વિશેષ તો સારા વક્તા તરીકે એટલું પ્રસિદ્ધ છે કે તેમની ઓળખ કરાવવાની અમ્હને જરી જ અગત્ય જણાતી નથી શુદ્ધ આર્યજીવનના ઉપાસક અને અભ્યાસી તરીકે પણ રા. મહારાણીશંકરનું જીવન ઓતપ્રોત થયેલું છે એમ કહેવામાં પણ ખોટું તો નથી જ સ્વાતન્ત્ર્યના અહર્નિશ પૂજક તરીકે, એક ચુસ્ત સ્વદેશભક્ત તરીકે પણ એ ભાઈ એટલા જ જાણીતા છે અને આરૂઢ આર્યસમાજી છે આ સન્ધ્યા-સ્તવનાંજલિનું પુસ્તક એમનો નવો કાવ્યસંગ્રહ છે

પુસ્તકની શરૂઆતના ભાગમાં એમણે સંધ્યાના વૈદિક મન્ત્રોના ગુજરાતી કાવ્યમાં નિરૂપણ કર્યાં છે એ નિરૂપણ સુન્દર હોવા છતાં અમ્હારા નમ્ર અભિપ્રાય પ્રમાણે જરા વધારે ભારે હોઈ સાધારણ ગુજરાતી જાણનાર વર્ગથી સ્હમજી શકાય તેમ નથી લેખકે સમાજના ઓછા ભણેલા જનો સંધ્યોપાસના તરફ અભિરક્ત થાય એ ઉદ્દેશથી આ ગુજરાતી નિરૂપણ કર્યું હોવું જોઈએ એમ હોય તો એ દૃષ્ટિથી તો અર્થ બહુ સચવાશે કે કેમ એ વિષે અમ્હને સહજ જ શંકા થાય છે જો કે એવા સંસ્કૃત શબ્દોના સરલ અર્થો એમણે દરેક પદ નીચે આપ્યા છે ગુજરાતના કેટલાક કાવ્યકારો પોતાના કાવ્યોના આવા અર્થ આપવામાં પોતાનું હીણું જુવે છે એ વૃત્તિનો રા. મહારાણીશંકરે બહિષ્કાર કર્યો છે એ કેવળ ઠીક જ કર્યું છે સંધ્યાના નિરૂપણમાં એક ભૂલ થતી અમ્હે જોઈએ છીએ તે સંસ્કૃત શબ્દો સાથે અંગ્રેજી શબ્દોના મિશ્રણ-ઉ. દિન-ક્રોનોમા, કરૂં મુજ કર્ણ હાર્મોનિયમ, છબી, ફોટા લીધા સુણવા, તારો ફોટો લેવા દે, ઉર-કેમેરા, આત્મ-પ્લેઇટ, કર-કેમેરો આત્મ-પ્લેટિ ફોટાતણું, તારૂં-ઓઇલપેન્ટ-વિગેરેનો સ્વચ્છન્દ ઉપયોગ કવિઓને સ્વયમેવ પોતાને અનુકૂળ એવી સ્વતન્ત્રતા લેવાનો હક્ક છે એ નિયમને જાણીને પણ અમ્હારે કહેવું પડે છે કે આ પ્રકારની વિધિ વર્ણસંકરતાની કદાચને ગણીએ નહી તો પણ કર્ણમાં ખટકે છે તો બહુ જ બીજી દૃષ્ટિએ જોઈએ તો એમ લેખકને અમ્હે પૂછીએ છીએ કે આ અંગ્રેજી શબ્દોના ગુજરાતી રૂપાન્તરો—ગુજરાતી અર્થોથી પોતે શું અજ્ઞાત છે? કે એમના વિચાર અંગ્રેજીમાં વહે છે અને કવિતા આમ અંગ્રેજી શબ્દોમાં જ સ્ફુરે છે? માતૃભાષાના કે દેશપ્રેમના અપરિમિત આગ્રહીજન નિ:કારણ પોતાના કાવ્યમાં અંગ્રેજી શબ્દો ઘુસાડે કે પ્રવેશ કરવા દે એ શુદ્ધ ગુજરાતીના સેવકની લેખિનીને શું જરા કલંક સમાન નથી? અમ્હે રા. મહારાણીશંકરનું આ વિષયતરફ ધ્યાન ખેંચીએ છીએ.

સંધ્યા આદિની ઉપાસનાના આ નિરૂપણ કાવ્યો ઉપરાંત તેમાં લેખકના બીજા કાવ્યોનો પણ સંગ્રહ છે રવિન્દ્રબાબુની ગીતાંજલિના ચાર કાવ્યોના ભાષાન્તર પણ એકંદર સારાં જ છે.

"જહિં પૂર જ્ઞાન-પૌરૂષમાં, રહે સુરનર સદા મચતા,

'તું મારા દેશને એ દિન સ્વાતન્ત્ર્યે જગાડ પિતા !"

એ પંક્તિઓનું નૈસર્ગિકપણું તથા 'દીન બાળનું દર્શન' લેખકની પોતાની કાવ્યશક્તિનો પણ સુન્દર નમુનો છે 'હું પોપટ હું દનો'તો વિગેરે કેટલાક સુન્દર કાવ્યો મનને બે ઘડી આનન્દ આપે તેવા ને તેમાંથી ઘણું શીખી શકાય તેવા છે અને ગુજરાતની સમક્ષ આ એક ઉપયોગી કાવ્યસંગ્રહ આમ રજુ કરવા માટે લેખકને અમ્હે ધન્યવાદ આપીએ છીએ

---

શ્રીયુત ગોવર્ધનરામ (સચિત્ર) રૂ ૧-૦-૦ એમ. એન. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઇ

૯. રેણુકા
[ પુષ્પ ૧ લું—લેખક—રા ગોકુળદાસ દ્વારકાદાસ રાયચુરા ]
૧૦. શેર બજારનું સ્વપ્ન
[ પુષ્પ ૨ જુ—લેખક—રા ગોકુળદાસ દ્વારકાદાસ રાયચુરા ]
૧૧. સૌભાગ્ય દેવ
[ પુષ્પ ૩ જુ—લેખક —રા મનસુખ વી દોશી બી એ સસ્તી વાર્તાવલિના પ્રગ પુ પો પ્ર ા કા, રા મોતીલાલ ભામાદાસ શર્મા, ન ૧૦, સેન્ટરલ રોડ મુંબાઇ દરેકનું મૂલ્ય દોઢ આનો વાર્ષિક રૂપીઓ એ ]

આ નજીવા લવાજમમા ટુકી ટુકી વાર્તાઓ રસભરી અને મનને નિરાત આપે કે કંઇ આલ્હાદ જગવે એવી રીતે પ્રજાની સમક્ષ રજુ કરવા માટે આ વાર્તામાળાના પ્રકાશકને અને તેમની સાથે સહકાર કરનાર લેખકોને અમે અભિનંદન આપીએ છીએ પ્રથમ અને બીજા પુષ્પના લેખક રા ગોકુળદાસ રાયચુરા ગુજરાતના ક્યા ભાઇ બ્હેનથી અજાણ્યા છે? રેણુકાની આ વાર્તા એ એમનો એક સફલ સુન્દર પ્રયાસ છે રેણુકા એ કોઇ રાજારજવાડાની કે અમીરની પુત્રી ન હતી તેનો પિતા વેલાનન્દ એક પટેલ હતો રેણુકા સોળ વર્ષની કુમારિકા છે પિતા સારી સ્થાવર મિલ્કતનો માલિક હોવા છતા પણ વ્યાજખોર વણિકોના પંજામા સપડાઇ બીચારો ગરીબ જીવન ગાળતો હતો રાયસી આ કથાનો નાયક અને રેણુકાનો વ્હાલમ મીઠી વાસળી બહુ સુરથી ગાતો હતો. રેણુકા સુન્દર અને ભરયૌવનની મદમત્ત કુમારી હતી, ગરીબ માબાપના સ્નેહાળ આવાસમા ઉછરી હતી અને સસ્કાર ઉચ્ચ પ્રકારના લીધા હતા અને ઝરવ્યા હતા પ્રતાપગઢના રાજા પ્રતાપે રેણુકા ઉપર મોહ પામી એના પિતા પાસે એની માગણી કરી વેલાનંદ રાજા પાસે ગયો અને રેણુકા પોતાના ચાતુર્યથી મોહાન્ધ રાજાપાસેથી મુક્તિ મેળવી પોતાના પ્રિયતમને પરણી વાર્તાનુ નિરૂપણ સુન્દર છે બીજા અને ત્રીજા પુષ્પની વાર્તા, રેણુકાની બરાબરી કરી શકે એવી નથી 'શેર બજારનું સ્વપ્ન' તેના નામથી જેટલી મોહકતા ઉભી કરે છે તેટલુ એમા વિશેષ લાગતુ નથી 'સૌભાગ્ય દેવ' એક સારૂ ચિત્ર છે, પરન્તુ જે મોહકતા અને રસ હોવા જોઇએ તે એમાં નથી અને પરિણામે રેણુકા આગળ નિરસ લાગે છે આ વાર્તાવલિમા એક નવો પ્રકાર ચાલુ વાર્તાનો છે 'ફરજનું કરજ' એ એ વાર્તાનું અભિધાન છે વાર્તાની શરૂઆત બહુ રસથી ભરેલી નથી કે તેમા અલૌકિક ચમત્કાર નથી, છતા અમ્હને લાગે છે કે જેમ જેમ વાર્તા આગળ વધતી જશે તેમ તેમ રસ પણ સારો જામતો જશે અને એકદરે લેખકનો આ પ્રયાસ સફલ થશે આટલુ કહ્યા પછી પણ બે વાત છે એક તો એ કે આ વાર્તાઓમા અશ્લીલ ભાષણો કે પ્રસગો નથી શૃગારના નિર્દોષ અને સુન્દર ચિત્રો આલેખવા માટે અમ્હે લેખકોને ધન્યવાદ આપીએ છીએ બીજી વાત રેણુકાની વાર્તા માફક બીજી વાર્તાઓમા તેટલો રસ નથી એ સ્વીકાર્યા પછી પણ વખના ન્હાના બાળકો અને ઓછુ ભણેલી સ્ત્રીઓને આ વાર્તાઓ બેધડક આપી શકાય તેવી છે અને અમ્હારૂ અનુમાન સત્ય હોય તો લેખક અને પ્રકાશકના મગ ઉદ્દેશ પણ એ જ છે બાર મહિને એક રૂપીઆનુ લવાજમ એ લવાજમ નથી અને જે સાહિત્ય સભાર આમ રજુ થાય છે તે પ્રમાણમા કિમતી છે લેખકો અને પ્રકાશકના આ કાર્યમા ગુજરાતીઓ લાખોની સખ્યામા સ્હેજે મદદ કરી શકે એમ છે

—ર. ગો ત્રિપાઠી.

ગુજરાતી પ્રિન્ટીંગ પ્રેસ - ૨૦૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબઈ

બાદશાહને સ્વપ્ને પણ માલુમ નથી, ત્યાં તરૂણીઓના વિલાસમાં, વારૂણીની લ્હેરમાં તે મોજીલા બાદશાહ મહમદશાહનું જીવન તદ્દન ઓતપ્રોત થઇ ગયું છે, તેથી વિશેષ જાણવાની તેને દરકાર પણ નથી, આગ્રા સમીપ કારસ્થાનોથી તથા બીજા રાજકારસ્થાનો પણ ત્યાં વિશેષ ચાલતા હતા, ચાલો આ બિજાપુરમાં આપણે હવે દાખલ થઈ ત્યાંના રંગરાગ જોશું

બિજાપુરમાં તોરણાના કિલ્લેદાર [illegible] બાપાને લઇને રણદુલ્લાખાન આવી પહોંચ્યો. બિજાપુરમાં આવી પોતાના નવીન યુવાન મરાઠા મિત્રને રહેવા માટે જુદી ઇમારત પૂરી વ્યવસ્થા સાથે કાઢી આપી અને કિલ્લેદારની પણ વ્યવસ્થા પ્રિય રીતે રાખી. તેને પકડી લઇ આવ્યાની ખબર બાદશાહને કાને યોગ્ય સમયે પહોંચાડી. કિલ્લેદારના પુત્રને હુકમો મોકલ્યા છતાં દરબારમાં કિલ્લેદારે મોકલ્યો નહી અને ઉલટો તેને કિલ્લામાંથી નસાડી મૂક્યો એવી બાદશાહની સમજ થયાથી કિલ્લેદારપર અતિશય ક્રોધ ચડ્યો હતો અને તેથી તેને કેદ કરી બિજાપુર ખાતે રાખવાનો હુકમ થયો હતો. આ કાર્યમાં બાદશાહના કાન ભંભેરનાર તેનો અતિ માનિતો સરદાર સૈયદુલ્લાખાન હતો. પ્રથમ તેને આ કામ ઉપર મોકલવાની યોજના થઇ હતી, પણ એન વખતે બીજી કામગિરીમાં તેને મોકલવામાં આવ્યો. રણદુલ્લાખાન અત્યંત સુસ્વભાવનો ઉદાર સરદાર હતો. તેને દરબારના ઘણા સરદારોનું આપખુદ વર્તન-કૃતિ બિલકુલ ગમતાં ન હોતાં, પરંતુ હજુરને વારવાર જણાવતાં સારાને બદલે ઉલટું જ પરિણામ આવે છે એ જાણીને તે એ બાબતમાં પડતો ન હોતો. કોઇ પણ નિન્દ્યકામમાં એ અમારા હુકમથી પણ પડનાર નથી એવું બાદશાહ સારી રીતે જાણતો હોવાથી એવા તેવા કામમાં તેની યોજના એ કરતો નહી. આ વખતના મનમાં સૈયદુલ્લાખાનના ભમાવ્યાથી કિલ્લેદારને કેદમાં પૂરી તેનો છળ કરવાનું હતું.

આ વખતે મુરાર જગદેવ અને રણદુલ્લાખાનનું વજન બાદશાહની પાસે ઘણું હતું, પરંતુ ધીમે ધીમે સૈયદુલ્લાખાને પણ બાદશાહપાસે પોતાનો મોભો બહુ વધારી લીધો હતો. તેની અનિષ્ટ અસર દિવસાનુદિવસ બાદશાહપર વધતી ગઇ અને તેના પરિણામે ઘણી બાબતોમાં અનિષ્ટ પરિણામ આવતાં. આ સૈયદુલ્લાખાન મૂળનો એક હજુરીયો હતો ને બાદશાહની મહેરબાનીથી મોટો સરદાર બન્યો હતો. બાદશાહના કાન એ હમેશાં ભંભેરતો કે-મુરાર જગદેવ, શહાજીરાજા, રણદુલ્લાખાન વગેરે સરદારો બિજાપુરનું અનિષ્ટ ઇચ્છે છે. તેમના મનમાં મરાઠા મંડળીઓનું પારિપત્ય થાય એવું બિલકુલ નથી, તેથી જ શહાજીરાજાનો છોકરો આમ ઉન્મત્ત રીતે વર્તે છે. તોરણાના કિલ્લેદારનો પુત્ર પણ આવું વર્તન કરે છે, તેનો પણ હેતુ એ જ છે. સૈયદુલ્લાખાનના મનમાં પોતે તોરણા જઇ કિલ્લેદારને પકડી લાવવો, અને સાથે નાનાસાહેબની અતિ રૂપવતી પત્નીને લાવવી એ ઇચ્છા ઘણી હતી અને તે પ્રમાણે પોતે યોજના યોજી, પણ છેક એન વખતે તેને બદલે રણદુલ્લાખાનની તે કામપર નિમણુક થઇ અને તેની ઇચ્છાપ્રમાણે થયું નહી. નાનાસાહેબની સ્ત્રીપર આ વિષયી ખાનની નજર ખુંચી હતી. તેને પીયરે તેણે એક વખત એને જોઇ હતી. તોરણાના કિલ્લેદારપર અને નાનાસાહેબપર આથી તેને દ્વેષ થયો અને એ સુંદરી પોતાની થાય એવું એકસરખું તેના મનમાં આવતું થયું અને તેથી તેણે આ સર્વ ખટપટ કરી

પોતે ફિતુરીને પકડવા જવાનું ઠર્યું અને આનંદમાં આવ્યો પણ છેક અણીને વખતે બાદશાહે કાંઇ ચોકસ ખાનગી કામ માટે તેની યોજના કરી અને તેને ઠેકાણે રણદુલ્લાખાનને મોકલ્યો તેથી તેનો અતિશય મનોભંગ થયો. મનની આશા આમ મનમાં જ રહી ગઇ.

રણદુલ્લાખાન ગયો. ફિતુરીને લાવ્યો અને બાદશાહને ખબર આપી એ સૌ આપણે ઉપર જોઇ ગયા છીએ. આ જ સુમારમાં સૈયદુલ્લાખાને પોતાની શિફારસથી માવળમાં શું શું ગડબડ ચાલે છે, શહાજીના પુત્રે અને ઇતર બીજા કોઇ બંડખોરોએ ત્યાં કેવી કેવી શું ગડબડ મચાવી છે, તેનો પાકો બંદોબસ્ત કરવા અને સર્વ માવળમાં શાંતિ પ્રસારવા માટે સર્જેખાન નામના પોતાના દોસ્તની નિમણૂંક કરાવી. મુરાર જગદેવે તે દેશની સર્વ માહિતી આપવા, તે બારે માવળના જુમા માહાલની સર્જેખાન સાથે રહી કામ કરવા અર્થે ગોઠવણ કરી મોકલ્યો. માવળમાં શું ચાલતું હતું, તેઓએ ત્યાં જઇ શું કર્યું, તે આપણે આગળ જોઇ ગયા છીએ. અને હવે ભવિષ્યમાં પણ તેનું પરિણામ શું આવ્યું તે જોવાનું છે. મુરાર જગદેવનું બિજાપૂર દરબારમાં અતિશય વજન હતું. તેનો સૈયદુલ્લાખાને અતિશય દ્વેષ હતો, અને તેનો હમેશનો યત્ન એવો હતો કે બાદશાહ પાસે મુરાર જગદેવનું વજન કેવી રીતે કમી થાય? મુરાર જગદેવ બાદશાહનો જુનો ઇમાની નોકર—અને તેની સલાહ વગર કોઇ પણ કામ પાર પડે નહીં. ખુદ બાદશાહને પણ ભારી પડે-ઉત્કૃષ્ટ કામમાં ઉપયોગી પડનાર એક મુરાર જગદેવ, અને બીજો રણદુલ્લાખાન, અને અનાવશ્યક કામમાં હમેશ જેનો ઉપયોગ થતો તે પોતાનો માનિતો સૈયદુલ્લાખાન-આ ત્રણ વચ્ચે સપડાયાથી બાદશાહની સ્થિતિ અતિ અમર્યાદિત થઇ હતી. રણદુલ્લાખાન અને મુરારરાવ બે મેઉ એક જ હતા. મુરારપતનો અને રણદુલ્લાખાનના પિતાનો અત્યંત સ્નેહ તેથી તેનું વચન માનવા રણદુલ્લાખાન હમેશ તત્પર રહેતો હતો. તેમ તેના પ્રતિ એ અતિ પૂજ્ય ભાવ પણ રાખતો હતો, અને રણદુલ્લાખાનનું વચન મુરારપંત ઉથાપતો નહીં. આ વાત તો દરેકની જાણની બાદશાહની લાગણી તેમની તરફ હતી, પણ કમ ભાગ્યમાં સૈયદુલ્લાખાનનું વજન હોવાથી તેણે કહેલી વાત ઘણી ખરી બાદશાહ માનતો હતો. આમ એક તરફ રીતે મુરારપંત અને રણદુલ્લાખાન એક તરફ અને સૈયદુલ્લાખાન બીજી તરફ એ સ્થિતિ હતી. બાદશાહતનો અમલ ઉત્તમ પ્રકારે ચાલી, તેના પક્ષના મરાઠા સરદારોનો પ્રેમ તે તરફ જેટલો બની શકે તેટલો રાખવાનો મુરારપંત અને રણદુલ્લાખાનનો પ્રયત્ન હતો. મરાઠા સરદારોના મન બગડવા ન દેતા તેમને પૂર્ણ સ્વામિનિષ્ઠ બનાવવા-હમેશ કાયમ રહે-એ પ્રત્યેનો પ્રયત્ન-ખટપટ તેમની હમેશ ચાલુ રહેતી હતી. સૈયદુલ્લાખાનનો હેતુ તેથી ભિન્ન હતો. તેનો હેતુ, સત્તાની શ્રેષ્ઠતા એકદમ વધારી દઇ જેટલી બને તેટલી ઉતાવળથી પોતાને મુખ્ય વજીર બની જવું, અને મરાઠા સરદારોનું વજન નષ્ટ કરી જ્યાં ત્યાં પોતે અને પોતાનાઓની નિમણૂંક કરવી, એ હતો. ત્યારે મુરારપંત અને રણદુલ્લાખાનની દરેક સ્થાને યોગ્ય માણસોની વ્યવસ્થા-નિમણુંક કરવી એ હતી. હાલના વખતમાં મુસલમાનોના જુલમથી મરાઠા પ્રજામાં બેદિલી-અસમાધાન ઘણું પ્રસર્યું છે, શિવાજી જેવા તરૂણ મરાઠાઓ બંડ કરવા એક પગે ઉભા થઇ ખડા થયા છે, એ કેવળ યદૃચ્છાથી બનનારૂં કાર્ય નથી એ મુરારરાવ જાણતો

હતો અને તેથી જ તેને એવું લાગ્યું કે, શિવાજી જેવાને નષ્ટ કરવાનો પહેલો ઉપાય તો મરાઠા સરદારોને-વિશેષત, તેમના તરુણ તરુણ પુત્રોને સંતુષ્ટ રાખવા -તેમને દરબારમાં બોલાવી તેમનો માનમરતબો કરવો-મ્હોટી મ્હોટી પદવી આપી બહાદુરીના કામોપર યોજવા-એ હતો આથી આવી આવી વાતોપર બાદશાહનું મન લગાડવા માટે તેની હમેશની ખટપટ અને પ્રયત્નો ચાલુ હતા. તે જ્યારે ત્યારે બાદશાહને કહેતો કે —

" આ સરદારો કિંવા કિલ્લેદારો પૈકી કોઇના હાથથી એકાદ પ્રમાદ થાય તો તેની તેમણે ક્ષમા કરવી જોઇએ આ વખત તેમના મન દુખવવાનો નથી શિવાજી બંડ કરે છે, તેણે પોતાના પ્રાંતમા ઘણી ગડબડ મચાવી છે એવું આપણે સાંભળીયે છીએ, પણ તેમા ઘણી અતિશયોક્તિ છે શહાજીરાજા તરફથી તેને એક સખત પત્ર જશે તો કામ થઇ જશે તેપ ફોજફાટો મોકલી નહાકનું મહત્વ આપવા જેવુ છે " વગેરે મુરારપતની આ સલાહ યોગ્ય હતી, પણ કેવળ આત્મપ્રૌઢપણા વગ જેને બીજુ કાંઇપણ સુઝતું ન હોતું તેવા સૈયદુલ્લા ખાનને આમા સારાસાર કેવી રીતે જણાય ? તેણે જુદુ જ ડુબાડ રચી બાદશાહના મનમા ભરાવી દીધું કે, મુરારરાવનો સર્વ દાવ મુસલમાન બાદશાહી ડુબાડી મરાઠાશાહી કરવાનો છે આ વખતે શહાજી રાજાને તેના ઉદ્ધત છોકરાના આ દગાફિસાદના વર્તન બદલ શિક્ષા કરીશું નહીં, અને તે છોકરાને પકડી લાવી તેને નાશ કરીશું નહી, તો ભવિષ્યમા અતિ ભયંકર પરિણામ આવશે એટલું જ નહી, પણ તોરણાના કિલ્લેદાર, તેના પુત્રને, રોહિડખોરાના દેશમુખ, દેશપાંડે વગેરેને પકડી કેદ કરવા જોઇએ બાદશાહની સ્વત ની અક્કલ તેટલા પુરતી તેટલી જ હોવાથી કયું ખરૂં માનવું તે સમજાયું નહી સૈયદુલ્લાખાને કાંઇ કહ્યું તો તે તરત બાદશાહના મનમા ઘુમે, અને મુરારપત આવતા તે પ્રશ્ન કાઢતા તેનું નિરાકરણ કરીને તોડી નાખવા તે સત્ય લાગે આવું ઘણા દિવસ ચાલ્યું હતું સૈયદુલ્લાખાન ઘણો આગ્રહી અને દૃઢપ્રયત્ની હતો અને તે અંતે ફાવ્યો બાદશાહના મનમા મૌવળનો પૂર્ણ બંદોબસ્ત કરવાનું આવ્યું, અને સૈયદુલ્લાખાનની સલાહ પ્રમાણે માણસોની પણ તે કાર્ય માટે યોજના થઇ. સૈયદુલ્લાખાને સ્વત એ તોરણાપર જવું રોહિડખોરા અને શહાજીની જહાગિરપર તપાસ કરવાની સરદાર સર્જેખાનની યોજના થઇ

બાદશાહનો શહાજીપર અતિ પ્રેમ હતો મુરારપત અને શહાજીની ગાઢ મૈત્રી હતી, તેને આ સમાચાર જણાતા જ તરત તેણે બાદશાહને કહ્યુ કે -" આપણા આ પગલાથી શહાજી રાજાનું મન નહાકનું દુભાશે માટે આ ન થાય તો સારૂં શહાજીરાજા બાદશાહતના ઘણા ઇમાની નોકર-તેને વિનાકારણ દુભવવો એ મુત્સદ્દિપણાનું કાર્ય નથી સર્જેખાનને ત્યા મોકલવો યોગ્ય નથી " વગેરે અનેક પ્રકારે મુરારપતે બાદશાહની સમજાણ કર્યાથી, અંતે પૂના પર સર્જેખાને ન જવું પણ શિરવળ જઇ રોહિડખોરા વેળવંડખોરાનો બંદોબસ્ત કરવો, અને તેની સામે માવળના દેશમુખ બાલે રહેવું એવું મુરારરાવે ઠરાવ્યું આથી બાદશાહના મનનું પણ સમાધાન થયું બાદશાહને પણ મુરારરાવની સલાહ યોગ્ય અને સત્ય લાગી પણ આથી સૈયદુલ્લાખાનના મનનું સમાધાન થયુ નહી પોતે યોજેલા માણસ સાથે મુરારરાવનો પણ માણસ

છે એ એને ઠીક લાગ્યુ નહી પણ હવે લાચાર બની છેવટનો હુકમ નીકળ્યો એટલે મૌન ધારી રહ્યો. એટલામા વળી છેલ્ની ઘડીએ તોરણાપર જવાનું પોતાનુ પણ બન રહ્યુ, અને પોતાને બદલે ત્યા યે મુરારરાવના પક્ષનો જ માણસ ગયો. તેથી તેના દ્વેષ-દ્વેષની તો અવધિ થઇ 'પોતાની મનીષા પાર પડી નહી આટલી આટલી યુક્તિ ર ચી અને તેને આટલી હદસુધી લાવી પણ અંતે તેતૂટી પડી, એવુ થયુ જે રમણીમાટે તેણે આટઆટલુ ર્યું, તે મળી નહી પણ ફીકર નહી, હજુ આતા ગઈ નથી. 'જીતે રહે ગે નર તો વીર બચાયેગે ઘર' હાલ નહી તો ભવિષ્યમા, તે ક્યા જનાર છે? એમ ધારી તેણે પોતાને મનનુ સમાધાન કર્યું તેને જે વાત સાધવાની હતી તે, કિલ્લેદારને તેના સર્વ કુટુબસાથે કેદ કરી, રણદુલ્લાખાન બિજાપૂર લાવશે, ત્યારે સધાશે ત્યાસુધી પોતાની મનોભાવનાની તૃપ્તિને અવધિ લાગશે એમ ધારી મનનુ સમાધાન કર્યું ભુવો ભુવાનુ કહે, ને, જાગરીઓ જાગરીઆનુ કરે એક ધાર્યું ને થયુ બીજુ અહીં તો રણદુલ્લાખાન માન કિલ્લેદારને પકડી લા યો તેની પુત્ર-વધુ તેની સાથે નથી એવુ જોતા તેના મનમા એકદમ અગ્નિનો ભડકો થયો–પગની આગ ચોટી સુધી પહોચી ગઈ આ રણદુલ્લાખાનને નષ્ટ કરવા શુ કરૂ કે શુ ન કરૂ? એવુ મનમા થઇ રહ્યુ આ છોકરી કિલ્લાપર છે કે કેમ કે આ રણદુલ્લીયાએ પોતાને માટે ઉપાડી છે, તેની તપાસ કરવા લાગ્યો તપાસમા એવી ખબર મળી કે ખાન કિલ્લાપર ગયો તે પહેલા તો તે નાસી ગઇ હતી, ને ત્યાં ન હોતી ખાન કિ લ્લેદાર સાથે પૂર ઇજ્જતથી અને માનમરતબાથી વર્ત્યા છે ઇત્યાદિ બાતમી મળતા તેણે રણદુલ્લાખાનપર વેર લેવાનો નિશ્ચય કર્યો 'ફકીરની દુમનમા બીનાડી સુધ, તો કે ગધ મળતી ગધ'–તેમ એક તો મૂર્ખાઇ છે જ, તેમા બીજી વળી તો શુ ને ધણી તો શુ!' તેવુ આ નીચ તુખમના સૈયદુલ્લાખાનનુ હતુ–તેણે રણદુલ્લાખાનપર વેર લેવાનો ઠરાવ કર્યો, અને કિલ્લેદારને પોતાના તાબામા લઇ કેદમા નાખી, હાલ હાલ કરી ઠાર મારવો, અને તે જ પ્રમાણે તેના વહેવાઇ નાનાસાહેબના સસરાના પણ ઘરબાર લૂટી ખેદાન મે દાન કરી તેમની સ્ત્રીઓસાથે જ તેને પકડી લાવી પોતાની ઇચ્છા પુરી કરવી એવી પણ વેર પ્રતિજ્ઞા કરી લીધી

" ન ડર ખુદાસે તુ હો કર, ગુન્હા કરતા હય
ન જાનું ક્યા તેરા અંજામે કાર હોવેગા "

---

પ્રકરણ ૨૩ મુ

## બિજાપૂરના સમાચાર.

---

*" Nothing is lost ! for failure cannot be*
*What wisdom infinite wolves the plan,*
*'Tis but a part, & not the whole we see,*
*In worlds unseen revive things dead to men '*

---

"આગે સે ધસિયે ન, ધસિયે તો ખસિયે ન,
શૂર કે સમીપ જાકે, માંગીયે તો મરીયે;
બુદ્ધિબિન બોલિયે ન, બોલિયે તો ડોલિયે ન,
બોલ ઐસા બોલિયે, જો બોલિયે સો કીજિયે
અજાણ્યા પ્રિત જોડિયે ન, જોડીયે તો તોડિયે ન,
જોડ ઐસી જોડિયે, જો જીવનમેં જડિયે
કહે કવિ દ્દાનદાસ, સુનોજી બિહારીનાથ,
ઉમગમેં ગીસજાન, જહાં મુસલમેં કડિયે !" —કેદા।

---

અહીં આપણા નગનાખોર મકગે પોતાની પ્રતિજ્ઞા પ્રમાણે ચાર માસમાં તોરણાનો કિલ્લો લેવા માટે જે જે તૈયારી અવશ્ય જોઈતી હતી, તે તે કરવા માટે જે જે પ્રયત્ન કરવાના હતા તે સઘળો વિચાર શરૂ કર્યો હથીયારો, પૈસા, દારૂગોળા વગેરેનો જમાવ કરવાની એક સરણી ખરપટ આજ નિસો થવા ચાલુ હતી સાગડથી થોડા માઈલ દૂર એક ગીચ ઝાડીવાળા ભાગમાં બે ઝુંપડી હતી તેમાં એકમાં હનુમાનની મૂર્તિ હતી તે આપણે આગળ વર્ણવી ગયા છીએ ને મૂર્તિ નીચે એક ગુપ્ત ગુફા હતી તે સ્થાન આ વીર ટોળીએ પોતાની સામગ્રી રાખવાને માટે નિર્માણ કર્યું હતું અને આ સામગ્રી પણ ઝપાટાથી એકઠી થતી હતી તે ગુફા હથીયારો-દરેક જાતના હથીયારોથી પૂર્ણ રીતે ભરેલી હતી, તેમ ખજાનો પણ તેમાં પુષ્કળ ભરેલો હતો શિવાજીએ પોતાના સાથીદારોસહ મુસલમાન ઈનામદારોના ગામોપર, અને મુસલમાનોને કેવળ જેમણે પોતાનો દેશ અવરત રીતે વેચ્યો છે એવા મરાઠાઓના ગામોપર હલ્લા કરી લુંટી હથીયાર અને પૈસો આ ગુફામાં ઠાંસી ભર્યો હતો આ વખતે એવી સ્થિતિ થઈ હતી કે શસ્ત્ર અને સંપત્તિ એ બેની જરાપણ ખામી ન હોતી તેજ પ્રમાણે શિવાજીનો હેતુ પાર પાડવા વીર પુરુષોની પણ ઓછપ ન હોતી સઘળી તજવીજ યથાસ્થિત થઈ ચુકી હતી ફક્ત અત્યારે રોહિડખોરામાં ચાલતી ગડબડનું પરિણામ અને ખરો વખત આવવાની જ ખોટી હતી

એ જ પ્રમાણે આવા રાજકારણમાં લાગનારી કલ્પના અને ચાણાક્ષપણું પણ તેનામાં પૂર્ણ હતા, સર્વ તરફથી બાતમીઓ લાવવાની વ્યવસ્થા પણ ઉત્તમ પ્રકારે તેણે કરી હતી બાતમીઓ લાવવા બદ્દલ શ્રીધરસ્વામિએ કેવી વિલક્ષણ યોજના રચી હતી, અને તે વ્યવસ્થાપર પૂપ હઠી પાર, ચતુર નરહર સ્વામિની યોજના યોગ્ય હતી તે આપણે આગળ જોઈ ગયા છીએ તે વ્યવસ્થા પ્રમાણે હમેશા મુખ્ય મુખ્ય જગાઓની બાતમીઓ મળતી રહેતી હતી દેહ જાય કે રહે, પણ આપણે તો આ ધર્મસંસ્થાપનના અને ગૌબ્રાહ્મણને આ યવનોના છાયથી છોડાવવાના કાર્યમાં લાગવું એવો શિવાજી અને તેના સર્વ અનુયાયીઓનો પક્કો નિશ્ચય થયો હતો આ નિશ્ચય કેવળ ન્હાનાસુના હલ્લાઓ કરવા પુરતો, કે ધાડો મારી મુસલમાનોને લૂટવા પુરતો જ ન હોતો, પણ

ને મરાઠી રાજ્યની-હિંદુપત્પાતશાહીની-હિંદવી સ્વરાજ્યની સ્થાપના કરવાનો હતો તે માટે રોહિડેશ્વરમા પ્રતિજ્ઞા પણ લેવાઇ હતી. ભારતીય યુદ્ધના અનેક વર્ણનો સાંભળી, પોતાને દેવ સ્હાય થશે અને તે વખતે જે પ્રમાણે દુર્યોધનાદિ અન્યાયી અને દુષ્ટ લોકોથી પૃથ્વિ છોડવી, તે જ પ્રમાણે આ વખતે પણ પોતાને હાથે પરમાત્મા આ યવનરૂપથી ગ્રસ્તપલી પૃથ્વિ છોડવશે, અને જે એક મહા પુરુષનો કૃપાપ્રસાદ પોતા પર શ્રીધર સ્વામીદ્વારા થયો છે, તે યોગથી, આપણને આ મહદ્ કામમા ખરેખર યશ આવશે જ, એવું વારંવાર શિવાજીને લાગતુ હતુ જગ માની કૃપાની તો તેને પક્કી ખાત્રિ જ હતી આટલા બધા મનને આધાર હોવાથી તેમ પોતે જાતે દઢ નિશ્ચયી અને શરો હોવાથી, ના હા કરતા હાથમાં ધરેલ સર્વ કાર્ય થશે, એવું તેને હમેશ લાગતુ હતુ જે પ્રમાણે પોતાની જ્હાગિરની આસપાસના પ્રદેશમાથી બાતમીઓની તેની તૈયારી હતી, તે જ પ્રમાણે બિજા પુરથી પણ બાતમીઓ આવવા સર્વ વ્યવસ્થા તેને કરી હતી બિજાપૂરમા તો સર્વ કાઇ હતું, કારણ, તેનો પિતા બિજાપૂરનો મ્હોટો સરદાર હોઇ તેનાપર બાદશાહનો અતિ પ્રેમ હતો. શિવાજીને દરબારમા લાવી અમારે સ્વાધીન કરો, અમે તેને મ્હોટી મ્હોટી પદવિઓ આપીશુ એમ બાદશાહે ઘણી વાર વખત શહાજીને કહ્યુ હતુ, પરતુ શહાજીએ પોતાના પુત્રપાસે બિજાપૂર આવવા માટે, કિંવા બિજાપૂરમા તે આવે એ હતો ત્યારે બાદશાહની હજુરમા આવવાની વાત કાઢે કે તેને અતિશય સંતાપ થતો કેટલી વખત તે બાળક હતો ત્યારે શહાજીરાજા જોરે જુલમથી શિવાજીને દરબારમા લઇ જતો, તે વખતે ત્યા બાદશાહને મુજરો ન કરવા પિતાપાસે તેને એવા પણ ઉદ્ધતપણાના આચરણો કર્યા હતા તે વખતથી તે પ્રકારનો આગ્રહ કરવાનુ શહાજીરાજાએ છોડી દઇ તેને પોતાની જ્હાગિરપર પાછો મોકલી આપેલો, અને પોતે બાદશાહી ફરમાનથી દક્ષિણ તરફ સ્વારી કરવાને ગયો ઇત્યાદિ હકિકત વાચકને ઇતિહાસપરથી અમર જગ્યાએ વધુ હકિકત માટે મ્હારી 'હિંદવી સ્વરાજ્ય સ્થાપના' એ કથાપર તેમનુ લક્ષ્ય ખેચુ છુ

છેક બાળપણથી વધતો આવેલો યવનદ્વેષ, અને સાથે સાથે વધતી આવેલી સ્વરાજ્ય સ્થાપનાની ઉત્કટ ઇચ્છા આ વખતે તો એટલી બધી વધી હતી, કે કોઇ પણ સ્થળે તેને સારીરીતે કૃતિનું રૂપ આપવુ જરૂરનુ હતું શિવાય આપણે જોઇ ગયા છીયે તેમ હવે કોઇ ને કોઇ પણ રીતે તો હસ્તગત કરી લઇ ત્યાથી પોતાના સર્વ ઉપક્રમની સંસ્થાપના કર્યા વગર શિવાજી અને તેના અનુયાયીઓને બીજો માર્ગ ન હતો તે મહાન રોહિડખોરામા ચાલની ગડબડથી સર્જેખાનને દરી, સર્વ માવળ પોતાના હાથમા લેવાની પણ અગત્ય હતી જે દિવસથી રોહિડેશ્વર નામે મંદિ માં પ્રતિજ્ઞા લેવાઇ, અને જે દિવસથી શ્રીધરસ્વામિની સલાહથી ચાર માસમા તોરણા સર કરવાની પ્રતિજ્ઞા કરી, તે દિવસથી તે કાર્ય તરફ પૂર્ણ ઉત્સાહથી સર્વ મચ્યા રોહિડખોરામાં પણ અત્યાર વારવાર શિવાજીને ચોરી છુપીથી જવુ પડતું અને લોકોને ઉત્તેજિત રાખવા પડતા

તોરણા લેવાની પ્રતિજ્ઞાને આજ દસ દિવસ થયા શિવાજી, તાનાજી, યેસાજી, શ્રીધરસ્વામી અને નાનાસાહેબ અરણ્યમાં આવેલી ગુપ્ત-પોતાની હમેશના ગુપ્ત જગ્યાપર વિચાર

કરતા બેઠા હતા સુમારે એક ઘડિના પૂર્વે ખુદ મિજાપૂરથી એક બાતમીદારે એવી બાતમી આપી હતી કે –' રણદુલ્લાખાનપર બાદશાહની અતિશય નારાજી થઇ છે તોરણાના કિલ્લેદારના હાલહવાલ કરી તેને તુરગમા નાંખવા હુકમ નીકળ્યો છે રણદુલ્લાખાનપર નારાજી થવાનુ કારણ એક તો તેણે રંગરાવ આપાની તરફદારી કરી અને બીજુ એક અતિશય તરુણ મરાઠા સરદારને તોરણા પાસેથી પકડી લાવ્યો છે છતા બાદશાહને તેની ખબર આપી નથી આથી તેના તરફ બાદશાહનુ મન અતિશય કલુષિત થયુ છે આ સમાચારથી નાનાસાહેબને ઘણું લાગી આવ્યુ અને તેના સાથીઓને પણ ઘણી ચિંતા ઉત્પન્ન થઇ આ બાતમીથી તેઓ ચિંતાતુર બન્યા નાનાસાહેબ તો ઘણો શોકાતુર થયો પિતા હવે ઘડપણમા છુટે એવી આશા નથી, અને આના પ્રસગમા જો આપણે તોરણાપર ચડી જઇએ તો ઘણુ ભયકર પરિણામ આવશે એ દેખીતુ હતુ આ પ્રસગે કાઈપણ યુક્તિ યોજવી જોઇએ એવુ સર્વેને લાગ્યુ અને સર્વે શુ કરવુ તેના વિચારમા બેઠા શ્રીધરસ્વામી તો અતિ વિચારમા ગુમ થયલા દેખાય આ બાતમી ઉપરાંત કાઈ વિશેષ બાતમી તેને મળી હોય એમ લાગ્યુ તે જોઇએ તેમ હો, પણ અત્યારે આ વાત તો ખરી કે સર્વેની ચિત્તવૃત્તિ આ સમાચારથી નિરાશ–ઉદ્વિગ્ન થઈ હતી હજુ શુ કરવુ તે કોઇને સુઝતુ ન હોતુ એટલામા નાનાસાહેબ મ્હોટેથી બોલ્યો —

"આપની સર્વની અનુમતિ હોય તો હું મિજાપૂર જાઉં, અને ત્યાની ખરી હળીકત શુ છે તેની બાતમી કાઢી લાવુ છુ સધિ સાપડતા જોઇએ તે કરશુ વડિલને છોડાવી સુદ્ધા લાવીશ. અરેરે ! આ ગયા દોઢ મહિનામા અમારા કુટુબની કેવી વિલક્ષણ સ્થિતિ થઇ છે, તે જુવો ! હું તો આમ રહ્યો, પણ આપ જેવાની સેવામા રહી દેશરક્ષણ, ધર્મરક્ષણ પણ મ્હારા હાથથી થશે પણ બાબાની અવસ્થા શુ ? હાય, તેની પણ કાઈ બાતમી નથી એ કયા ગઈ હશે ? કેમ ગઇ ? કોના હાથમા સપડાઇ ? કાઈ પણ બાતમી મળતી નથી—તો મહારાજાસાહેબ, સ્વામિસાહેબ, મને હવે જવા દો રજા આપો મ્હારા પિતાને તો મુક્ત કરી લાવવા દો, નહી તો આ દેહ તેમની મુક્તિના કાર્યમા પડવા દો આટલી બધી આ ચડાળોએ તેમની વિટબણા કરી છે તો તેમને આપણે છોડવી લાવતા તે ખાત્રીથી અનુકૂળ થશે અને અનુકૂળ થયા તો ઝપાટાથી આપણા કાર્ય થશે શિવાય મ્હારા ત્યા જવાથી આપને પુષ્કળ નવીનવી બાતમીઓ કાઢી અનેક પ્રકારે ફાયદો કરી શકીશ. આપની આજ્ઞા તોડવા મ્હારી ઇચ્છા નથી, પણ મ્હારા મનનો કૃતનિશ્ચય થયો છે, કે મિજાપૂર જઇ પિતાને છોડવવા, કિંવા તે કાર્યમા દેહાર્પણ કરવુ "

નાનાસાહેબ પૂર જુસ્સાથી બોલતો હતો જાણે પોતાનુ હૃદય તે શબ્દોમા મુકયુ હોયની ! તેના મુખદ્વારા પડતો દરેક શબ્દ તેની સાથે તેના અંતઃકરણનો એક એક ટુકડો લઈ બહાર પડતો હોયની એવુ લાગતું હતુ ! શિવાજી અને સ્વામિમહારાજે તેનુ બોલવુ શાંત ચિત્તે સાભળી લીધુ તે પુરુ થતાં જરા વિચાર કર્યા પછી શ્રીધરસ્વામી બોલ્યા — " આ વખતે મિજાપૂર આપણાપૈકી કોઇએ પણ જવુ તો જોઇએ જ કેવળ બાતમીદારો પર જ

અત્યારે ગ્હેવામા ડહાપણ નથી, તેમ એકના નાનાસાહેબને પણ જવા દેવા એ પણ યોગ્ય નથી આ વખતે નાનાજી કિવા યેસાજી અને બિજાપુરથી પહેલું માહિતગાર યમાજી એ વેર પાટને ઘડી બિજાપુર જવુ જોઈએ રગરાન આપાને છોડવી લાવવાની ખટપટ કરવી અતિ મહત્વની છે પણ એ કામ અતિ સાવધપણે કરવુ જોઈએ રગરાન જેવો આપણને અનુકૂળ થાય તો એક ઘણુ મ્હોટુ કાર્ય સધાયુ એમ સમજો "

સ્વામિમહારાજનુ બોલવુ સ્વસ્થ ચિત્તે શિવાજી સાભળતો હતો, અને તેમનુ બોલવુ પુરૂ થતા વિચારપૂર્ણ દૃષ્ટિથી સ્વામિતરફ જોઈ શિવાજી બોલ્યો—' આપની સલાહ વ્યાજબી છે નાનાસાહેબને એકલા જવા દેવા એ યોગ્ય નથી તેમ તેની સાથે જવાને જે વીરોની યોજના સૂચવી છે તે પણ બરાબર યોગ્ય છે રગરાનને છોડવવા તે કાર્ય અતિ મહત્વનુ છે એમાં શકા નથી આ લોકોએ ત્યા જઈ ઘણી સાવધનાથી વર્તવાનુ છે ભેદ કળાઇ ના જાય તેવી રીતે અજ્ઞાતવાસમા રહી કાર્ય બજાવવાનુ છે આ જે કામ કરવાનુ છે તે ખુદ રાજધાનીમા, તેમના ડોળાઆગળ ! અને કેવળ આપણા ત્રણ ચાણાક્ષ વીરોએ જ જઈ કરવાનુ છે તેમની આંખમા ધોળે દિવસે ધૂળ નાખી અતિ શિતાબીથી કામ કરવાનુ છે આ શિવાય બીજો માર્ગ નથી અહીં રોહિડખોરામા પણ મ્હોટી ગડબડ ચાલે છે તે પણ આપણે ભૂલી જવાનુ નથી તે કામમા ત્યાંના ચતુર યોગ્ય લોકો અને આપણા બીજા વીરો યોજવાના છે, તે પણ વિચાર કરવાનો છે હવે બિજાપુર તાનાજી, યમાજી અને નાનાસાહેબે જવુ એ ઠર્યું ત્યાં જઈ કોણે કેમ વર્તવુ, શુ શુ કરવુ ને ત્યાંના આપણા ગુપ્ત બાતમીદારોને ખબર આપવી એ સર્વ વિચાર કરવો જોઈએ "

આ એકદર બોલવામાં શબ્દાનુશબ્દ એટલી શાત રીતે શિવાજીના મુખમાથી બહાર પડતા હતા કે જાણે પ્રત્યેક શબ્દ બહાર પડતા બોલનારાનુ મન કાઇપણ ગૂઢ વિચારમા નિમગ્ન થયેલુ હશે એવુ દેખાયુ જે વાતવિષે વિચાર કરવો જોઇએ એવુ તે કહેતો હતો, તે જ વાત વિશે ઉપલુ ભાષણ કરતા કરતાં મનમાં વિચાર ચાલતો હતો, એટલું જ નહી પણ શુ કરવુ શુ થાય, ત્યારે શુ કરવુ, એ કહેવુ ઇત્યાદિ વાતોનો નિર્ણય પણ તેના મનમાં થયો હોય તેવુ દેખાયુ

ઉપલુ ભાષણ પુરૂ કરી શિવાજી કેટલોક વખત શાન્ત ચિત્તે સ્તબ્ધ બેઠો જાણે કેમ મનમા ઠરેલ વિચાર પરિપક્વ થવાની રાહ જોતો હોયની ! તે અવધિમા સર્વે અતિશય સ્તબ્ધ રીતે અને પૂજ્યભાવ યુક્ત દૃષ્ટિથી તેના તરફ જોઈ હતા સ્વામિજીના નેત્રોમાં પણ એક પ્રકારનુ પૂજ્ય બુદ્ધિયુક્ત પ્રેમ ઝળકી રહ્યુ હતુ અને તેજે કાઈ નિશ્ચયપર આવી, પોતાનો વિચાર જાહેર કર્યો, અને તેપર સનાહ મજૂર થવાથી અને તેને પરિણામે—નાનાસાહેબ નાનાજી અને યમાજી બીજે દિવસે પ્રભાત થતા જ ત્યાથી નીકળ્યા અને બિજાપુરના માર્ગે પાસે હનુમાનજી નામનો એક અતિ ચાલાક વાચાળ સો૦ ૫૮ વરની ઉમ્મરનો છોકરો લીધો

આ ચાર જણાઓએ સાધુઓનો વેષ ધાર્યો હતો તેઓ નિર્વિઘ્ને મિર્ઝાપૂર પહોચ્યા ત્યા ગામ બહાર આવેલ ઉજ્જડ જગ્યામા એક ખડિયેર મકાનમા આવી તેમણે ઉતારો લીધો તેઓ હજુ વિશ્રાંતિ લેતા બેઠા હશે ત્યા એક ફકીર આવી પહોચ્યો તે આવતા આપણા ચાર પૈકી એકે ગાઢા અવાજે પુછ્યુ "કોણ છો તમે?"

ફકીરે સાહબજીએ ઉત્તર આપ્યો—"દોસ્ત, દોસ્ત, દુશ્મન નથી તાન મેં તમને ઓળખ્યા પણ તમે મને ઓળખ્યો નહી, તમારો વેષ મ્હાગાથી છુપાયો ગયો નહી તને અહી કયા કામ માટે આવ્યા છો તે પણ હુ જાણુ છુ હુ ધારતો જ હતો કે તમે બધા આવો તમારી તપાસપર જ હતો અને એ માર્ગપર આવેલા એક વડના ઝાડ નીચે પડ્યો હતો ત્યારે મ્હેં તમને દીઠા, અને તમારી પુઠે આવ્યો, સમજ્યા મહેરબાન—?"

આપણા આ ચાર મુસાફરો આશ્ચર્યથી તેના તરફ જોઇ રહ્યા "આ કોણ? અહા કયાથી?" એ પ્રશ્ને તેમના મનમા ખડા થઇ તેમને મુંઝવ્યા એટલામા તે ફરી બોલ્યા—"ગભરાવ નહી, હુ આપનો મદદગાર જ છુ આ તાનાજીરાવને? આપ નાનાસાહેબને, નહી, અને તમે સાહેબ યમાજી? કેમ? બોલો, બરાબર?"

તેઓ ચમકયા પ્રથમ પગથીએ જ વેષ કળાઈ ગયો પણ આ કોણ? આપણને બધાને એ બરાબર ઓળખે છે, અને આપણે તેને ઓળખી શકયા નહી તેને પુરો કરવો જોઇએ, નહી તો બાતમી બહાર જશે તો ફસાશુ, એવુ પણ તેમના મનમા આવ્યુ "મ્હારે વિશે બિલકુલ શક રાખશો નહી હુ આપનો દોસ્ત, આપનો સેવક જ છુ—મ્હારી મદદ વગર આપનુ કામ સધાશે નહી શુ તમે મને ન ઓળખ્યો." એમ કહેતા કૃત્રિમ દાઢી મુછ કાઢી નાખ્યા અને તેની તરફ સાશ્ચર્યથી જોતા તાનાજીના મુખમાથી આ શબ્દ બહાર પડયા—"કોણ માનાજીરાવ! શાબાસ! તમારી યોજના મિર્ઝાપૂર થઇ છે, તે યોગ્ય જ છે ગુપ્ત ચાર તરીકે તમે પુરા લાયક છો તમને જ પ્રથમ મળવાના હતા, અને આ અનાયાસે લાભ થયો, ચાલો

"દિલ્લી ગયે, આગ્રેમે આયે, ગયે પીછુ મુલતાના"
બોત ખુબી, ઓહો તુમારી, બડે બડેને પિછાના"

---

૧. આપના ઑર્ડરમાં સમાલોચકની નોંધ લેશો

૨. આપના ઑર્ડરમાં સમાલોચક ની નોંધ લેશો.

૧૦ આપના ઑર્ડરમાં સમાલોચકની નોંધ લેજો.

# ન્હાની, મ્હોટી, જાહેર કે ખાનગી લાયબ્રેરીનાં

# પુસ્તકોના ઉત્તમ સંગ્રહ.

૧.

**સ્વ. ગોવર્દ્ધનરામ ત્રિપાઠી —**

| | રૂ આ |
|---|---|
| સરસ્વતીચન્દ્ર ભા ૧ થી ૪ | ૯-૮ |
| લીલાવતી જીવનકલા | ૦ ૧૨ |
| દયારામનો અક્ષરદેહ | ૧-૪ |
| સ્નેહમુદ્રા ( કાવ્ય ) | ૧-૦ |
| Marriage Forms under Ancient Hindu Law | 0-12 |
| Classical Poets of Gujarat ( 1916 Edn ) | 0-6 |

**પ્રૉ. કાન્તિલાલ પડ્યા —**

| | |
|---|---|
| સ્વ ગોવર્દ્ધનરામનુ જીવનચરિત્ર | ૧-૦ |

**સ્વ. પ્રૉ. મણિલાલ નભુભાઈ —**

| | |
|---|---|
| બાળવિલાસ | ૧-૮ |
| ગુલાબસિંહ | ૨-૪ |
| ચારિત્ર | ૧-૪ |
| સુદર્શન ગદ્યાવલિ | ૫-૦ |

**રા. મણિલાલ છબારામ ભટ્ટ —**

| | |
|---|---|
| ઝાંસીની રાણી (સાત સુંદર ચિત્રો સાથે) | ૨-૦ |
| સુન્દર બ્હેન | ૦ ૧૨ |
| ગુજરાતની જુની વાર્તાઓ(ચિત્રોસાથે) | ૨-૦ |
| પૃથુરાજ ચૌહાણ અને ચંદબરદાયી ( નવી આવૃત્તિ ૭ ચિત્રો સાથે ) | ૨-૦ |
| રતિસુંદરી | ૧-૮ |
| પતિવ્રતા સતિઓ ( ૨૪ ચિત્રો સાથે ) | ૦-૦ |
| પ્રતિમા નાટક | ૧-૦ |
| ગુર્જરી, સુબાઈની રાણી | ૧-૪ |

**રા છગનલાલ હરિલાલ પંડ્યા —**

| | રૂ આ |
|---|---|
| કાદમ્બરી ( સચિત્ર ) આવૃત્તિ પાચમી | ૨-૮ |
| એક અપૂર્વ લગ્ન (બીજી આવૃત્તિ છપાય છે) | |
| કાઈસ્ટનુ અનુકરણ ભાગ પહેલો | ૦-૮ |
| સચિત્ર મુદ્રાક્ષરના પત્તા | ૦-૮ |
| મનોરંજક વાર્તાવલિ | ૦-૧૨ |
| વિશુદ્ધસ્નેહ | ૦-૮ |
| હાસ્યજનક વાર્તાલાપ | ૦-૬ |

**રા. ગણપતરામ અનુપરામ ત્રવાડી —**

| | |
|---|---|
| જાતમહેનત ( મેલ્ફહેલ્પનુ ગુજરાતી ભાષાન્તર ) | ૩-૦ |
| દરિયાપરના દેશોની વાતો | ૨-૦ |

**રા. હિંમતલાલ અંજારિયા —**

| | |
|---|---|
| કવિતા પ્રવેશ | ૧-૦ |
| કાવ્યમાધુર્ય | ૧-૮ |
| મધુબિન્દુ | ૦-૪ |
| કિન્ડરગાર્ટન સમ્બન્ધી ૭ લેખો | ૦-૬ |

**સ્વ. ભગુભાઈ ફતેહચંદ કારભારી —**

| | |
|---|---|
| અંગ્રેજી-ગુજરાતી પૉકેટ ડીક્શનેરી | ૧-૧૨ |
| ગુજરાતી-અંગ્રેજી " " | ૧-૧૨ |
| સ્ટાર અંગ્રેજી ગુજરાતી ડીક્શનેરી | ૦-૧૨ |
| ટોડકૃત રાજસ્તાન ( બે ભાગમા ) | ૫-૦ |

**રા. ભોગીન્દ્રરાવ દીવેટીઆ.—**

| | |
|---|---|
| આસીસ્ટંટ કલેક્ટર | ( મળતી નથી ) |
| નવરંગી બાલકો | ૦-૪ |
| કાઉન્ટ ટૉલ્સ્ટૉયની વાતો | ૦-૪ |
| ઉષાકાંત [ સચિત્ર, બીજી આવૃત્તિ ] | ૨-૦ |
| મોહિની | ૧-૦ |
| મોતીસીટર | ૦-૧૨ |



૧૨ આપના ઑર્ડરમા સમાલોચકની નોંધ લેશો

# સમાલોચક.

अनुद्वेगकर वाक्य सत्य प्रियहित च यत्।
स्वाध्यायाभ्यसन चैव वाङ्मय तप उच्यते ॥ भ गी १७-१५

પુસ્તક ૨૫ મુ. ] જુલાઈ, ઈ. સ. ૧૯૨૦ [ અંક ૭ મો.

તંત્રી—રા. અંબાલાલ બુલાખીરામ જાની, બી. એ.
રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા, બી. એ., એલએલ. બી.
પ્રકાશક—રા. રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી.

વિષય. વિષયાનુક્રમણિકા. પૃષ્ઠ



વાર્ષિક લવાજમ રૂપીઆ ૩,
હિન્દુસ્તાન બહાર શીલીંગ ચોદ ૩. ટપાલખર્ચ છુટક અંકની કિંમત દસ આના.
આ લવાજમ શરૂઆતમાં જ લેવામાં આવે છે

# સમાલોચક

પુસ્તક ૨૫ મું, ]          જુલાઈ, ઈ. સ. ૧૯૨૦          [ અંક ૭.


## ગીતાનો આદેશ.


લેખક—રા. મોતીલાલ જેઠાલાલ મહેતા.


"All the problems of human life arise from the complexity of our existence the obscurity of its essential principle and the secrecy of the inmost power that makes out its determinations and governs its purpose and its processes If our existence were of one piece—solely material-vital or solely mental or solely spiritual or even the others entirely or mainly involved in one of these or quite latent in our being there would be nothing to purplex as, the material and vital law would be imperative or the mental would clear to its own pure and unobstructed principle or the spiritual self existent and self sufficient to spirit The animals are aware of no problems a mental god in a world of pure mentality would admit none or would solve them all by the purity of a mental rule or satisfaction of a rational harmony, a pure spirit would be above them and self-content in the Infinite But the existence of man is a triple web, a thing mysteriously physical vital, mental and spiritual at once, and he knows not what are the true relations of these things which the real reality of his life and his nature, whither the attraction of his destiny and where the sphere of his perfection

*—Aurobindo Ghose*

ગીતાનો મુખ્ય આદેશ શુ છે? વ્યવહારમા તે કેટલો ઉપયોગી છે? જે વખતે તે આપવામા આવ્યો હતો તેને ઘણો કાળ થયો છતાં અને તે કાળમા મનુષ્યના વિચારમા, તેના જીવનમા અનેક ફેરફારો થયા છતાં આજના મનુષ્યનુ જીવન ઉત્તમ કરવામા તેનો શુ ઉપયોગ છે?

મનુષ્યનુ મન હમેશ આગળ વધે છે, પોતાના વિચાર ફેરવે છે, વિશાળ કરે છે અને તેનુ પરિણામ એ આવે છે કે ભૂતકાળના વિચાર અને ભૂતકાળની શોધો નિર્મૂલ થાય છે અથવા તે કેન હોય તો તેમા દશ્ય અથવા અદશ્યપણે ઘણા ફેરફાર કરે છે

ભૂતકાળના શાસ્ત્રો તો જ ઉત્તમ કહી શકાય કે જો તે વખતોવખત મનુષ્યના ફરતા વિચારને સહાય આપી શકે કારણ કે દરેક કાળે તે શાસ્ત્રના વિચાર ગમે તેવા અપૂર્ણ લાગે તોપણ તે શાસ્ત્રના સત્યને, તેના અનુભવને અસર થવી ન જોઇએ સત્ય ત્રણે કાળમા સત્ય રહેવુ જોઇએ

ગીતા એક એવુ પુસ્તક છે કે જેનો ઘણા કાળ સુધી ઘણી રીતે ઉપયોગ થયા છતા તેનુ સત્ય હજુ જાણે તાજુ જ હોય, તદ્દન નવુ જ હોય તેમ લાગે છે કારણ કે મહાભારત વખતે કહેવામા આવ્યા હતા તે જ આદેશ હજુ અને હમેશા અનુભવમા લાવી શકાય છે હિંદુસ્થાનમા હજુ પણ ઘણા ધર્મને એ ગ્રન્થ પ્રમાણભૂત છે તેનો આદેશ જો કે બધા ધર્મવાળા સર્વાશે સ્વીકારતા નથી છતા બહુ જ કિંમતી છે એમ સ્વ કબુલ કરે છે વળી તે આદેશની અસર માત્ર વિચારમા, તત્ત્વચિંતનમા જ રહેલ નથી, પણ જીવનમા પણ ઘણી ઉપયોગી નીવડી છે. તેની અસરથી જ્ઞાન અને ક્રિયા વિકાસ પામ્યા છે તે આદેશની અસરથી આ દેશની વિદ્યાકળામા ઘણી વૃદ્ધિ થઈ છે એક મહાન પુરૂષે હમણા એવુ પણ કહેલુ છે કે પ્રભુમય જીવન માટે જે આત્મજ્ઞાનની જરૂર છે તે સર્વે ગીતામા મળી શકે છે આ કહેવુ શબ્દશ ખરૂ માનીએ તો ગીતા પ્રત્યે આપણે વહેમને ઉત્તેજન આપ્યુ ગણાય. આત્માનુ સત્ય અનંત છે અને તે સર્વ ગીતામાં જ સમાયેલ છે એમ કહેવાય નહીં, છતા એટલુ કહી શકાય છે કે આત્મ-પ્રાપ્તિના ઘણા અને મુખ્ય માર્ગ તેમા છે અને ગીતાનો ઉપદેશ આપ્યાને ઘણો કાળ થયા છતા અને તે કાળમા તત્ત્વજ્ઞાનમાં અને તત્ત્વાનુભવમા ઘણો વિકાસ થયા છતા હજુ પણ ગીતા આપણને ઘણો ઉત્સાહ આપી આગળ વધારી શકે છે હિંદુસ્થાનની બહાર પણ ગીતા જગતનુ એક મહાન શાસ્ત્ર ગણાય છે, જો કે ત્યા ગીતાના ગૂઢ તત્ત્વ કરતા ગીતાના વિચારને પ્રધાનપદ મળેલ છે ત્યારે ગીતામા એવુ શુ છે કે જેથી તેના તત્ત્વની, તેના વિચારની સર્વત્ર આટલી અસર થઇ રહી છે ?

ગીતાના તત્ત્વજ્ઞાનથી અને તેના યોગથી, જે મુખ્ય આદેશ નીકળે છે એટલે કે જે વિચારેથી ગીતા શરૂ થાય છે, જે વિચારથી ચાલુ રહે છે અને જે વિચારથી સમાપ્ત થાય છે તે એ જ છે કે જે ઉત્તમમા ઉત્તમ, અતીતમા અતીત આત્માનુભવની મનુષ્યના જીવન અને કર્મની સાથે, ઐક્યતા કરે છે, તે બે વસ્તુ વચ્ચે સમજણ કરવી સહેલી છે અને ઘણા કરે છે પણ ઉત્તમ આત્મજ્ઞાન અને મનુષ્યની જીવનક્રિયા વચ્ચે સમજુતી કરવા માત્રથી જ છેવટનો સંતોષકારક નિર્ણય લાવી શકાશે નહી ઘણા એમ કહે છે કે આત્મજ્ઞાનથી નીતિમાન થઇએ એટલે મનુષ્યજીવન સફળ થયુ વ્યવહારમા . તેના અથની કિંમત છે પણ તેનો મનુષ્યદૃષ્ટિથી મનુષ્યના વ્યવહાર માટે સારા મનુષ્ય બનવા જેટલો ઉપયોગ થયો, તેથી સામાન્ય મનુષ્ય સારો મનુષ્ય થશે, પણ તે પ્રભુ થશે નહી તેવો અર્થ કરવાથી આત્માનું સમગ્ર સત્ય અને મનુષ્યના સમસ્ત જીવન વચ્ચે ઐક્ય થશે નહી, ઉલટુ તેથી જેટલી મુશ્કેલી ઓછી થાય છે તેટલી જ વધે છે તેમાની એક મુશ્કેલી

તો એ જ ઉભી થશે કે યુદ્ધને પ્રસંગે મનુષ્યે કેવી નીતિ રાખવી—કે જે પ્રસંગે ગીતા શરૂ થઈ છે અર્જુન યુદ્ધનો નીતિથી જ વિચાર કરે છે તે વિચાર કરે છે કે " એક બાજુ મારો ધર્મ લડવૈયા તરીકે નાયક તરીકે, રાજા તરીકે, યુદ્ધને મુખ્ય નેતા તરીકે શું છે? આ યુદ્ધમા ન્યાય અને અન્યાય વચ્ચે, સત્ય અને અસત્ય વચ્ચે મારો ધર્મ શું છે? મનુષ્યનુ કલ્યાણ કરવુ એ મારો ધર્મ છે અને તેથી આ યુદ્ધમા પડી ઘણાનો સહાર થવા છતા, સત્યનું, ન્યાયનું નવુ ધર્મરાજ્ય સ્થાપવુ એ એક બાજુ મારો ધર્મ છે બીજી બાજુ નીતિની દૃષ્ટિએ, આવા સાધન વાપરવા, આવુ કર્મ કરવુ તે પાપરૂપ લાગે છે, દુષ્કર્મ લાગે છે, તેથી કુટુબનો નાશ થાય છે, વ્યવસ્થા તુટે છે, મનુષ્યજીવન અસ્થિર બને છે " આ બે વિચારમા નીતિના વિચારે જોર કરવાથી યુદ્ધ છોડી દેવુ તે જ ઉત્તમમાં ઉત્તમ ધર્મ તેને લાગે છે આત્મજ્ઞાનનો નીતિની દૃષ્ટિએ ઉપયોગ કરવાથી અહિંસા પાળવા મન થાય છે કોઈને દુખ ન થાય તેવુ કર્મ કરવા વિચાર આવે છે કોઈ પ્રાણીમાત્રનો જીવ ન લેવાય તે જ ઉત્તમ ધર્મ હોય તેમ સમજાય છે નીતિની દૃષ્ટિએ એવો વિચાર આવે છે કે યુદ્ધ કરવુ પડે તો પણ આત્મભાવથી કરવુ એટલે **અસહકારથી, સત્યાગ્રહથી, આત્મબળથી** કરવુ અને જો આ ઉપાય બાહ્ય જીવનમા ફલિભૂત ન થાય અને અન્યાયનું રાજ્ય વધે તો પણ મનુષ્યની નીતિ તો સચવાશે અને અન્યાયની સામે થવા એ પણ એક સદ્ગુણ છે, એમ માનવામા આવશે

બીજી દૃષ્ટિએ, એક દેશી તત્ત્વજ્ઞાનીને યુદ્ધ વખતે એવા વિચાર આવશે કે, મનુષ્ય, સમાજ પ્રત્યે ફરજ અદા કરવી એ ઉત્તમ ધર્મ નથી, નીતિમાન્ થવુ પણ ઉત્તમ ધર્મ નથી કારણ કે આત્મા એક છે અને તેને યુદ્ધની જરૂર નથી અને તેથી સસાર છોડી, જીવન ત્યાગી, બધા હેતુ, કર્મ, એક બીજા પ્રત્યે ધર્મ વિગેરે છોડી દેવા જોઇએ કારણ કે મનુષ્યના જન્મ, મરણ, મનુષ્યના જીવન, સ્વપ્ના જેવા છે અધ્યાત્મદૃષ્ટિએ તેનો કાંઈ ઉપયોગ નથી અને તે પ્રત્યે ઉદાસીન થઈ આત્માનુભવના ક્ષેત્રમા આત્માનદમા મસ્ત થઈ ફરવુ જોઇએ

આ બે દૃષ્ટિનો તે તે સ્થાનમા ઉપયોગ છે તેની ગીતા ના પાડતી નથી કારણ કે સમાજનુ કલ્યાણ કરવાનુ પણ ગીતા કહે છે સમાજના કર્મમા જે ભાગ લેવો જોઇએ, તે લેવાનુ કહે છે ઉત્તમ સ્વભાવ પ્રાપ્ત કરવામાં અહિંસા એક સાધન છે એમ કહે છે તેમ મોક્ષ માટે સસારત્યાગી સન્યાસી થવાનુ પણ ગીતા કથન કરે છે પણ છતા તે આ સર્વે ધર્મની ઉપર જાય છે સમસ્ત જીવન, સર્વ પ્રકારનુ જીવન પ્રભુનુ જ સ્વરૂપ વ્યક્ત કરે છે એમ કહે છે અને મનુષ્યના સર્વ કર્મ અને આત્માનુભવથી પ્રાપ્ત થતા પ્રભુમય જીવનની એકતા કરે છે. આત્માનુભવથી પૂર્ણ પુરુષોત્તમ થઈ કર્મ કરવાનુ કહે છે અથવા જેવા ભાવથી સર્વ કર્મ કરી પુરુષ પુરુષોત્તમ થાય તે બતાવે છે

ભૂતકાળના શાસ્ત્રો તો જ ઉત્તમ કહી શકાય કે જો તે વખતોવખત મનુષ્યના કૃત્ય વિચારને સહાય આપી શકે કારણ કે દરેક કાળે તે શાસ્ત્રના વિચાર ગમે તેવા અપૂર્ણ લાગે તોપણ તે શાસ્ત્રનાં મતને, તેના અનુભવને અસર થવી ન જોઇએ સત્ય ત્રણે કાળમા સત્ય રહેવુ જોઇએ

ગીતા એક એવુ પુસ્તક છે કે જેનો ઘણા કાળ સુધી ઘણી રીતે ઉપયોગ થયા છતા તેનુ સત્ય હજુ જાણે તાજુ જ હોય, તદ્દન નવુ જ હોય તેમ લાગે છે કારણ કે મહાભારત વખતે કહેવામા આવ્યા હતા તે જ આદેશ હજુ અને હમેશા અનુભવમા લાવી શકાય છે હિંદુસ્થાનમા હજુ પણ ઘણા ધર્મને એ ગ્રન્થ પ્રમાણભૂત છે તેનો આદેશ જો કે બધા ધર્મવાળા સર્વાંગે સ્વીકારતા નથી છતા બહુ જ કિમતી છે એમ સ્વ કબુલ કરે છે વળી તે આદેશની અસર માત્ર વિચારમા, તત્ત્વચિંતનમા જ રહેલ નથી, પણ જીવનમા પણ ઘણી ઉપયોગી નીવડી છે. તેની અસરથી જ્ઞાન અને ક્રિયા વિકાસ પામ્યા છે તે આદેશની અસરથી આ દેશની વિદ્યા-કળામા ઘણી વૃદ્ધિ થઈ છે એક મહાન પુરૂષે હમણા એવુ પણ કહેલુ છે કે પ્રભુમય જીવન માટે જે આત્મજ્ઞાનની જરૂર છે તે સર્વ ગીતામાં મળી શકે છે આ કહેવુ શબ્દશ ખરૂં માનીએ તો ગીતા પ્રત્યે આપણે વહેમને ઉત્તેજન આપ્યુ ગણાય. આત્માનુ સત્ય અનત છે અને તે સર્વ ગીતામા જ સમાયેલ છે એમ કહેવાય નહીં, છતા એટલું કહી શકાય છે કે આત્મ-પ્રાપ્તિના ઘણા અને મુખ્ય માર્ગ તેમાં છે અને ગીતાનો ઉપદેશ આપ્યાને ઘણો કાળ થયા છતા અને તે કાળમા તત્ત્વજ્ઞાનમાં અને તત્ત્વાનુભવમા ઘણો વિકાસ થયા છતા હજુ પણ ગીતા આપણને ઘણો ઉત્સાહ આપી આગળ વધારી શકે છે હિંદુસ્થાનની બહાર પણ ગીતા જગતનુ એક મહાન શાસ્ત્ર ગણાય છે, જો કે ત્યા ગીતાના ગૂઢ તત્ત્વ કરતા ગીતાના વિચારને પ્રધાનપદ મળેલ છે ત્યારે ગીતામા એવુ શુ છે કે જેથી તેના તત્ત્વની, તેના વિચારની સર્વત્ર આટલી અસર થઇ રહી છે ?

ગીતાના તત્ત્વજ્ઞાનથી અને તેના યોગથી, જે મુખ્ય આદેશ નીકળે છે એટલે કે, જે વિચારથી ગીતા શરૂ થાય છે, જે વિચારથી ચાલુ રહે છે અને જે વિચારથી સમાપ્ત થાય છે તે એ જ કે કે જે ઉત્તમમા ઉત્તમ, અતીતમા અતીત આત્માનુભવની મનુષ્યના જીવન અને કર્મની સાથે, એક્યતા કરે છે, તે બે વસ્તુ વચ્ચે સમજણ કરવી સહેલી છે અને ઘણા કરે છે પણ ઉત્તમ આત્મજ્ઞાન અને મનુષ્યની જીવનક્રિયા વચ્ચે સમજુતી કરવા માત્રથી જ છેવટનો સતોષકારક નિર્ણય લાવી શકાશે નહી ઘણા એમ કહે છે કે આત્મજ્ઞાનથી નીતિમાન્ થઇએ એટલે મનુષ્યજીવન સફળ થયુ વ્યવહારમા* તેના અર્થની કિંમત છે પણ તેનો મનુષ્યદષ્ટિથી મનુષ્યના વ્યવહાર માટે સારા મનુષ્ય બનવા જેટલો ઉપયોગ થયો, તેથી સામાન્ય મનુષ્ય સારો મનુષ્ય થશે, પણ તે પ્રભુ થશે નહી તેવા અર્થ કરવાથી આત્માનુ સમગ્ર સત્ય અને મનુષ્યના સમસ્ત જીવન વચ્ચે ઐક્ય થશે નહીં, ઉલટુ તેથી જેટલી મુશ્કેલી ઓછી થાય છે તેટલી જ વધે છે તેમાની એક મુશ્કેલી

* સ્નેહમુદ્રા રૂ ૧-૦-૦ એન એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઇ

તો એ જ ઉભી થને કે યુદ્ધને પ્રસગે મનુષ્યે કેવી નીતિ રાખવી-કે જે પ્રસગે ગીતા શરૂ થઈ છે અર્જુન યુદ્ધનો નીતિથી જ વિચાર કરે છે તે વિચાર કરે છે કે "એક બાજુ મારો ધર્મ લડવૈયા તરીકે, નાયક તરીકે રાજા તરીકે, યુદ્ધને મુખ્ય નેતા તરીકે શુ છે? આ યુદ્ધમા ન્યાય અને અન્યાય વચ્ચે, સત્ય અને અસત્ય વચ્ચે મારો ધર્મ શુ છે? મનુષ્યનું કલ્યાણ કરવુ એ મારો ધર્મ છે અને તેથી આ યુદ્ધમા પડી ઘણાનો સહાર થવા છતા, સત્યનુ, ન્યાયનું નવુ ધર્મરાજ્ય સ્થાપવુ એ એક બાજુ મારો ધર્મ છે બીજી બાજુ નીતિની દૃષ્ટિએ, આવા સાધન વાપરવા, આવુ કર્મ કરવુ તે પાપરૂપ લાગે છે, દુ ખમય લાગે છે, તેથી કુટુબનો નાશ થાય છે, વ્યવસ્થા તુટે છે, મનુષ્યજીવન અસ્થિર બને છે " આ બે વિચારમા નીતિના વિચારે જોર કરવાથી યુદ્ધ છોડી દેવુ તે જ ઉત્તમમાં ઉત્તમ ધર્મ તેને લાગે છે આત્મજ્ઞાનને નીતિની દૃષ્ટિએ ઉપયોગ કરવાથી અહિંસા પાળવા મન થાય છે, કોઈને દુ ખ ન થાય તેવુ કર્મ કરવા વિચાર આવે છે, કોઈ પ્રાણીમાત્રનો જીવ ન લેવાય તે જ ઉત્તમ ધર્મ હોય તેમ સમજાય છે નીતિની દૃષ્ટિએ એવો વિચાર આવે છે કે યુદ્ધ કરવુ પડે તો પણ આત્મભાવથી કરવુ એટલે **અસહકારથી, સત્યાગ્રહથી, આત્મબળથી** કરવુ અને જો આ ઉપાય બાહ્ય જીવનમા ફલિભૂત ન થાય અને અન્યાયનું રાજ્ય નભે તો પણ મનુષ્યની નીતિ તો સચવાશે, અને અન્યાયની સામે થયા એ પણ એક સદ્‌ગુણ છે, એમ માનવામા આવશે

બીજી દૃષ્ટિએ, એક દેવી તત્ત્વજ્ઞાનીને યુદ્ધ વખતે એવા વિચાર આવશે કે, મનુષ્ય-સમાજ પ્રત્યે ફરજ અદા કરવી એ ઉત્તમ ધર્મ નથી, નીતિમાન્ થવુ પણ ઉત્તમ ધર્મ નથી, કારણ કે આત્મા એક છે અને તેને યુદ્ધની જરૂર નથી અને તેથી સસાર છોડી, જીવન ત્યાગી, બધા હેતુ, કર્મ, એક બીજા પ્રત્યે ધર્મ વિગેરે છોડી દેવા જોઇએ કારણ કે મનુષ્યના જન્મ, મરણ, મનુષ્યના જીવન, સ્વપ્ના જેવા છે અધ્યાત્મદૃષ્ટિએ તેનો કાઇ ઉપયોગ નથી અને તે પ્રત્યે ઉદાસીન થઇ આત્માનુભવના ક્ષેત્રમાં આત્માનદમા મસ્ત થઈ ફરવુ જોઇએ

આ બે દૃષ્ટિનો તે તે સ્થાનમા ઉપયોગ છે તેની ગીતા ના પાડતી નથી કારણ કે સમાજનુ કલ્યાણ કરવાનુ પણ ગીતા કહે છે સમાજના કર્મમાં જે ભાગ લેવો જોઇએ, તે લેવાનુ કહે છે ઉત્તમ સ્વભાવ પ્રાપ્ત કરવામાં અહિંસા એક સાધન છે એમ કહે છે તેમ મોક્ષ માટે સસારત્યાગી સન્યાસી થવાનુ પણ ગીતા કબુલ કરે છે પણ છતા તે આ સર્વ ધર્મની ઉપર જાય છે સમસ્ત જીવન, સર્વ પ્રકારનુ જીવન પ્રભુનુ જ સ્વરૂપ વ્યક્ત કરે છે એમ કહે છે અને મનુષ્યના સર્વ કર્મ અને આત્માનુભવથી પ્રાપ્ત થતાં પ્રભુમય જીવનની એકતા કરે છે- આત્માનુભવથી પૂર્ણ પુરુષોત્તમ થઇ કર્મ કરવાનુ કહે છે અથવા જેવા ભાવથી સર્વ કર્મ કરી પ્રભુ પુરુષોત્તમ થાય તે બતાવે છે

મનુષ્યજીવનની બધી મુશ્કેલીઓનું મૂળ કારણ, આપણો ગુચવણભરેલો સ્વભાવ છે, જે નિયમથી આપણુ જીવન ચાલે છે તેનુ અજ્ઞાન છે, અતરમા-હૃદયમા જે સત્તા, સર્વ ક્રિયા કરે છે, તેના હેતુ ઉપર જે અમલ રાખે છે, તેની વ્યવસ્થા જે સાચવે છે, તે સત્તા ગુપ્ત રહે છે જો આપણા જીવન એક જ પ્રકારના સ્વભાવથી ઘડાયા હોય એટલે કે જો બધા મનુષ્ય માત્ર તમોગુણી ( જડ ) હોય અથવા રજોગુણી (પ્રાણમય) હોય, અથવા સત્વગુણી (મનોમય) હોય અથવા ગુણાતીત ( પરમાત્મામય ) હોય અથવા આ ચાર ભાવમાથી કોઈ પણ ભાવ, બીજા ભાવને પોતામા નિત્ય સમાવીને રહી શકતો હોય તો આપણને કોઇ જાતની મુશ્કેલી નડે જ નહીં તમોગુણી અથવા રજોગુણી સ્વભાવનો ધર્મ સહેલાઈથી સમજી શકાય છે. સત્વગુણી સ્વભાવ પણ શુદ્ધ મનથી તરત સમજી શકાય છે. ગુણાતીત-આત્મભાવ પણ હમેશ સ્વતન્ત્ર અને પૂર્ણ રહી શકે છે પશુ તમોગુણી અને રજોગુણી હોવાથી પશુઓને તેઓના જીવનમાં કાંઇ મુશ્કેલીઓ નડતી નથી. મનુષ્ય-મનોમય માત્ર સત્વગુણી જ હોય તો પણ શુદ્ધ મનથી, મન અને બુદ્ધિને સતોષ મળે તેવુ જીવન કરીએ, તો મુશ્કેલી મટી શકે છે. અને માત્ર આત્મભાવ જ સત્ય હોય તો પણ અનત કાળ સુધી આત્મ-તૃપ્તિમાં રહેવાથી કાંઇ મુશ્કેલી આવે નહીં પણ મનુષ્યનુ જીવન આ ત્રણ દોરાનુ બનેલુ છે—

૧ તમોગુણ-રજોગુણ મિશ્રિત ૨ સત્વગુણી ૩ ગુણાતીત

મનુષ્યજીવન આ ત્રણ દોરાનુ કોકડુ છે અને તેથી આ ત્રણ વચ્ચે શુ સબધ છે, પોતાના જીવનનો-પોતાના સ્વભાવનો શુ હેતુ છે, પોતાને ક્યા જવાનુ છે, શુ કરવાથી પોતે પૂર્ણ થઈ શકે તેની તેને ખબર નથી તેના જીવનમા એક જ દોરો દેખાતો હોય તો કાંઇ મુશ્કેલી નડે નહી પણ આવુ વિચિત્ર કોકડુ કેવી રીતે ઉકેલવુ?

શરીર ( તમોગુણ ) અને પ્રાણ ( રજોગુણ ) મનુષ્ય જીવનનો આધાર છે, કે જેને આધારે જીવન શરૂ થાય છે, કે જેના ઉપર પોતે ઉભો રહે છે, જેના ધર્મ તેણે પાળવા પડે છે, જેને સતોષ આપવો પડે છે, જો આ પૃથ્વીમા શરીરરૂપે, શરીરમા રહેવાની તેની ઇચ્છા હોય તો શરીર અને પ્રાણનો ધર્મ એવો છે કે બગીચાના બે ભાગ, કજીઆ કરી યુદ્ધ કરી, ઇચ્છા પુરી કરવી, પરિગ્રહ વધારવો, અભિમાન રાખવુ, શરીર, પ્રાણ અને અહકારને સતોષ થાય તેવુ જીવન ગાળવુ જગતનુ બુદ્ધિબળ, નીતિધર્મ, અને આત્મધર્મ કે જે મનુષ્યને પ્રાપ્ત થઈ શકે છે તે પણ શરીર અને પ્રાણના ધર્મ રદ્દ કરી શકે તેમ નથી તેમ જ શરીર અને પ્રાણના હેતુ તેના સતોષના ઉપાય મનુષ્ય ન શોધે, કોઈ મનુષ્ય પ્રકૃતિને વશ ન જ થાય તેમ બની શકતુ નથી

વળી શરીર અને પ્રાણ તદ્દન નિરૂપયોગી છે એમ નક્કી થઈ શકતુ નથી. શરીર અને પ્રાણનો મનુષ્યજીવનમા જેટલો ઉપયોગ છે, જે કારણને માટે તે રચવામા આવેલ છે તે તરફ મનુષ્ય અલક્ષ રાખી શકે તેમ નથી

અને વળી શુદ્ધ આત્મા કે જેનાથી મનુષ્યજીવન સીવાય બીજીનુ બધુ તત્ત્વ સમજાય છે તેમાં પણ જ્યારે મનુષ્યજીવની ચાવી નથી મળતી ત્યારે બુદ્ધિ પાછી હઠે છે અને શરીર અને પ્રાણયુક્ત તમોગુણી અને રજોગુણી જીવન જ સ્વીકારે છે, તેને જ પૂર્ણ કરે છે તેથી તેના સંતોષ માટે જ મનુષ્ય જીવે છે કોઇપણ પ્રકારે આપણે જ જીવવુ, આપણી જ સત્તા વધે, આપણા જ રક્ષણ માટે લડાઇની સામગ્રીઓ ભેગી કરી આપણુ તમો-રજો-ગુણાત્મક જીવન દૃઢ કરવુ એ આ કાળના મનુષ્યને મ્હોટો ધર્મ લાગે છે બીજા બધા ધર્મ ઠગમાં જ માનવામા આવે છે અને આ મ્હોટા ધર્મને પોષવાને માટે જ સાધનભૂત હોય તેમ માનવામાં આવે છે આ પ્રમાણે પશુમય જીવન તે જ મનુષ્યને માટે આ યુગમા ઉત્તમ મનાય છે

શરીર અને પ્રાણ ઘણા ઉપયોગી છે છતા તેનાથી જ માત્ર મનુષ્યજીવન રચાયુ નથી તેમ જ મન પણ શરીર અને પ્રાણનો નોકર છે એમ નથી અને તેને પણ તેની નોકરીના બદલામા થોડોક સ્વાદ આપવા માટે રાખેલ છે એમ નથી શરીરનુ સુખ વધારવા માટે જ મન રાખેલ છે એમ પણ નથી જેમ શરીર અને પ્રાણ મનુષ્યનો આધાર છે તેમ મન પણ મનુષ્યનો મ્હોટો આધાર છે મન મનુષ્યનુ રૂપ છે, મન જેમ જેમ કેળવણી પામતું જાય છે તેમ તેમ તે શરીર અને પ્રાણને પોતાના નોકર કરે છે, પોતાના જરૂરી સાધન કરે છે—કે જે વિઘ્નરૂપ પણ થાય છે કારણ કે નહીંતર મુશ્કેલીઓ ઉભી થાય નહી મન પોતાના સંતોષ માટે અને પોતાના વિકાસ માટે શરીર અને પ્રાણને વાપરે છે તેથી મનુષ્યનુ મન આવા કેટલાક ભાવ ઉત્પન્ન કરે છે —

૧ રજોગુણી–કામી ૨ તમોગુણી–આળસુ ૩ બુદ્ધિવાન્ ૪ લાગણીવાળુ ૫ નીતિવાળુ ૬ વિચારવાળુ ૭ પ્રેમમય ૮ વિચક્ષણ .

વળી તે આ દરેક ભાવને ઉત્તમ કરવા મથે છે, તેના ઉંચ સ્વભાવનો રસ ચાખવા મહેનત કરે છે પણ તેના પ્રાણ અને શરીર તેને વિઘ્ન કરે છે આપણને પરમાર્થની ભાવના થાય છે પણ આપણુ જીવન તે પુરી થવા દેતું નથી આપણને નીતિવાન્ થવાની ઇચ્છા થાય છે પણ આપણુ જીવન તે ઇચ્છા પુરી થવા દેતુ નથી. પ્રેમમા પણ પરિપૂર્ણતા મળી શકતી નથી કરુણા, દયા પણ જોઇએ તેટલી સારા પ્રમાણમા વધારી શકતા નથી વળી જગતના સર્વ ભોગો, શરીર અને પ્રાણના સંતોષ માટે મેળવવા મહેનત કરીએ તો તે પણ મળતા નથી

મનુષ્યની બુદ્ધિ આ પ્રમાણે એક પણ ભાવ ઉપર જય મેળવી શકતી નથી તો બધા ભાવ ઉપર શી રીતે મેળવી શકે? અને તેથી જ જુદા જુદા ધારા, ધોરણ, ધર્મ, યમ, નિયમ, નીતિ, સત્ય, અસત્યના માર્ગ, આનદ, પ્રેમ, દયા, કરુણા, એકતા, સ્વતત્રતા, સ્વાધીનતા, ભોગ, શક્તિ, સુખ, દુ ખ વિગેરેના ધર્મ પોતાની બુદ્ધિ પ્રમાણે ઘડી પોતાના જીવનમા મનુષ્ય ઉતારવા મથે છે

ગુણાતીત સત્ય તો અતીત જ રહે છે આપની શક્તિની બહાર જ રહે છે, કોઇક જ ભાગ્યશાળી પુરૂષ તેની નજીક પહોચી શકે છે મનુષ્ય સમાજ તો ઉપરમાંનો કોઈ પરિ-

સ્થિર ધર્મ જ સ્વીકાર કરે છે અને તે જ પૂર્ણ હોય એમ માની બેસે છે આ પ્રમાણે મનુષ્ય-જીવન આમ તેમ ઘસડાય છે, સત્ય પકડી શકતું નથી, પોતે નકકી કરેલ આત્મા જ સત્ય હોય તેમ માની તેમા જ જીવન વ્યતીત કરે છે અને મન, પ્રાણ અને શરીરના ધર્મ ભાગે છે. આમ જ થાય છે તેનુ કારણ આત્મા અને મન, પુરૂષ અને પ્રકૃતિ જુદા જ જોવામા આવે છે અથવા મનને મનુષ્ય જીવનના રહસ્યની ખબર પડતી નથી તેથી આમ બને છે મનુષ્ય-જીવનનુ ખરૂ રહસ્ય તો મનની ઉપર જઇ તપાસ કરીએ ત્યારે જ ખબર પડે છે

મનની ઉપર જે વસ્તુ છે તેની મનને કાઇક ખબર પડે છે, પોતાના મનોરથ ઉત્તમ કરવામા મન આ વસ્તુ થોડી ઘણી જાણે છે, પકડે છે અને તેનો કાઈક અનુભવ લે છે, પણ તે વસ્તુ મનની ઉપર છે, સ્વતત્ર છે, અતીત છે, અગાધ છે, અનત છે, એક છે તેને જ અમે પરમેશ્વર પરમાત્મા પરબ્રહ્મ કહીયે છીયે આ વસ્તુને જ જાણવા માટે, તેમા પ્રવેશ કરવા માટે, તેની સાથે જોડાવા માટે, તેને પોતાની કરવા મન મથે છે કોઈ પણ રીતે તેની સાથે સબધ બાધવા ઇચ્છે છે અથવા પોતે તેમા લય થઈ જવા ઇચ્છે છે

મુશ્કેલી એ છે કે આ આત્મા શુદ્ધભાવે મનથી એટલા અતીત છે, જીવનથી એટલા અવ્યકત છે કે તેનુ સ્વરૂપ મનથી ગ્રહણ થઈ શકતું નથી જ્યારે તે મનથી ગ્રહણ થઇ શકતું નથી ત્યારે પ્રાણ અને શરીરમા તેનો સ્વભાવ ઉતારવો કેટલો મુશ્કેલ હોઈ શકે? તેથી જ, કેટલાક મનુષ્યો સસાર ત્યાગી સન્યાસ લઇ આવા અગમ્ય સ્વરૂપમાં લય થવા પ્રયત્ન કરે છે. જેમ જડવાદી આત્માને છોડી શરીર અને પ્રાણના સુખમા લય થવા પ્રયત્ન કરે છે તેમ તેઓ માને છે કે મનુષ્યજીવનથી આત્મા અસગ હોવાથી જીવન મુકી નિર્વાણ પામવુ તે જ ઉત્તમ ગતિ છે તે વખતે કાઇ જીવન રહે તો તે માત્ર નિર્વાણ પામવાની તૈયારી કરવા જેટલુ જ ઉપયોગી મનાય છે અને પ્રાણ અને શરીરના ધર્મની મન ઉપર અસર થતી હોવાથી તે મુશ્કેલી મટાડવા અધ્યાત્મમાર્ગમા મનુષ્ય આત્માને મનોમય સત્ત્વગુણી–સદ્‌ગુણી મનાવવા પ્રયત્ન કરે છે અને સત્ય, અસત્ય, પ્રેમ, દયા, ઐકયતા વિગેરેના ધર્મ આવા સત્ત્વગુણી વિશાળ મનથી નકી કરે છે આવા મનોરથ જીવન સુધારે છે, આત્મા એક છે એવુ જ્ઞાન આપે છે અને તેથી સર્વ પ્રાણીમાત્ર એક છે એમ પણ ખબર પડે છે આવા પ્રકારના આત્માનુભવનો મનથી ઉપયોગ કરવાથી, તેનો સમાજના ધર્મ પ્રમાણે ઉપયોગ કરવાથી અને ચાલુ નીતિ અને વ્યવહારનુ મિશ્રણ કરવાથી અને તેને લગતી ક્રિયાઓ ઘડવાથી જગતના મ્હોટા ધર્મો ઉત્પન્ન થયા છે દરેક ધર્મે કાઈક જીત મેળવી છે, વધારે તેજ મેળવ્યુ છે,વધારે સારા આત્મધર્મ બતાવ્યો છે પણ તેઓએ પૂર્ણ જીત મેળવી નથી તેઓએ માત્ર સમજુતી કરી છે અને તેથી જ્યારે તે ધર્મો મનુષ્યજીવનના ઉપયોગમા લેવામા આવે છે ત્યારે નિષ્ફળ જાય છે મનુષ્યજીવનની મુશ્કેલીઓ ઓછી થતી નથી પણ વારવાર ગભીરરૂપે પ્રગટ થાય છે જેમ કુરૂક્ષેત્રનુ મહાભારત યુદ્ધ થયુ તેના યુદ્ધ આવ્યાં કરે છે બુદ્ધિ અને મનને આ પ્રમાણે આત્મ-ભાવવાળુ કરવાથી બુદ્ધિ અને મન પોતે જ નાશ પામે છે બચવામાં એવુ જ કોઇ તત્ત્વ રહે

છે કે જે મનુષ્યજીવનનો પોતામા અંત લાવે છે છતાં તે જીવન બીજામા ચાલુ જ રહે છે અને તેનો સર્વત અંત આવતો નથી બુદ્ધિને પણ આત્મમય કરવાથી, મનુષ્યે નકકી કરેલ ધર્મના કાનુનો પ્રમાણે તે જે કાર્ય જીત મેળવે છે તેપણ મનુષ્યજીવનની નિષ્ફળતા બતાવે છે અને કહે છે કે આ શરીરમાં અથવા આજના મનુષ્યજીવનમા નિર્વાણ મળી શકે એમ નથી પણ મનુષ્યજીવન છોડવાથી જ, સ્વર્ગ અથવા નિર્વાણનુ સુખ મળે છે, કારણ કે ત્યા જ પ્રભુમય જીવન છે

આહી ગીતાનો આદેશ મુશ્કેલી મટાડે છે આત્મા, પરમાત્મા, પરમેશ્વર, જીવ, જગત, પ્રકૃતિ વિગેરેનુ સત્ય બતાવી ઉપનિષદનુ દોહન કરી મનુષ્યના જીવનપ્રતિ અને મનુષ્યના સર્વ કર્મ પ્રતિ ગીતા આદેશ આપે છે મનુષ્યના મનને જેટલી મુશ્કેલી લાગે છે તેટલી બધી ગીતા મટાડે છે એમ અમે કહેતા નથી અગાઉના મનુષ્યના મન જેવાં હતા તેના પ્રત્યે ગીતા કહેતી હોવાથી હમણા સમષ્ટિજીવનના ઉદ્ધારમા જે મુશ્કેલીઓ નડે છે તે કેમ મટાડવી તે ગીતા બતાવતી નથી ગીતા એક વ્યક્તિ પ્રત્યે જ કહેવામા આવેલ છે કે જે વ્યક્તિ આત્મજ્ઞાનને માટે, આત્મભાવથી મનુષ્યજીવન સુધારવા તૈયાર થયેલ છે, અને બીજા મનુષ્ય માટે તે આત્મ વિકાસના માર્ગ, નિયમ વિગેરે બતાવે છે તેનો આદેશ બીજા કેટલાક ખુલાસા કરે છે પણ તે સર્વેનો મુખ્ય હેતુ તે સર્વથી અતીત વસ્તુ સમજાવવામા જ રહેલ છે કે જે વસ્તુ કોઈ ભાગ્યશાળી પુરૂષો જ પ્રાપ્ત કરી શક્યા છે ગીતાનો આદેશ —

(૧) રજોગુણી અને તમોગુણી મનુષ્યને એમ કહે છે કે તુ એમ માન કે બધા પ્રાણી-માત્ર એક પ્રભુની સત્તાથી ઉત્પન્ન થયા છે પણ તે સત્તા માયાવી પ્રભુની છે તેથી માન-સિક સુખમા જ રમવાથી તે માયા તને વધારે ઢાંકશે, તારૂ અજ્ઞાન વધશે અને તને સત્ય અને જીવનના હેતુ મળશે નહી ગમે તેમ કરી જીવવુ સત્તા મેળવવી, ઇચ્છા પુરી કરવી, બળ રાખવુ, અહંકાર રાખવો અને સ્વાર્થ માટે જ જીવન ગાળવુ એ અસુરનો સ્વભાવ છે અને તે સ્વભાવથી જીવન અધમ થતુ જાય છે તમોગુણી અને રજોગુણી સ્વભાવવાળાએ, ધર્મથી પોતાની ઇચ્છા વશ રાખી પોતાનો સ્વભાવ પોતાને તાબે રહે અને સમાજનુ કલ્યાણ કરે તેવો કરવો જોઇએ

( ૨ ) જે મનુષ્ય વિચાર કરી શકે તેવો, નીતિમાન, સાત્વિક, સમાજના અને કુળના ધર્મને અનુસરે તેવો હોય તેના પ્રતિ એમ કહે છે કે આ તારો ધર્મ જરૂરી છે, ધર્મ પાળવો જોઇએ, પણ તે જ માત્ર પરમ સત્ય નથી મનુષ્યે એક અમર, સનાતન ધર્મ પણ પ્રાપ્ત કરવો જોઇએ અને તે પ્રાપ્ત કરવા માટે મનથી ઘડાયેલા ધર્મથી અતીત થવુ જોઇએ, અહંકાર છોડવો જોઇએ, તારા કર્મ પ્રભુને સોંપી તેના સ્વરૂપમાં રહેવુ જોઇએ મન ત્રણ ગુણની અસર નીચે રહે છે તે ત્રણ ગુણના ધર્મને અનુસરે છે પણ જીવની અંતિમ ગતિ ઈશ્વર થવાની છે, મુક્ત થવાની છે અને તે આત્માની સ્વતંત્રતા જાણવાથી જ પ્રાપ્ત થશે જે પ્રભુ સર્વ ધર્મથી અતીત છે તેને મળવા માટે મનના ધર્મથી અતીત થવુ જોઇએ

( ૩ ) જે મનુષ્ય આત્માના નિર્ગુણ સ્વરૂપમા લય થવા ઇચ્છે છે, જે જીવન અને કર્મ ત્યજવા તૈયાર છે, તે જ જીવનનો હેતુ છે એમ જે માને છે તેના પ્રતિ ગીતાનો એ આદેશ છે કે તમે જે માર્ગ સ્વીકાર્યો છે તે પ્રભુપદ પ્રાપ્તિનો એક માર્ગ છે પણ ઘણો મુશ્કેલ છે, કર્મ ન કરવા એ ધર્મ જગત્ પાળે, જગતના અનુકરણ માટે બનાવવો તે ઘણુ જોખમભરેલું કામ છે આ માર્ગ ચ્હોટો છતા મનુષ્યને માટે ઉત્તમ નથી આ જ્ઞાન સત્ય છતા સમગ્ર સત્ય નથી

અનત અવ્યક્ત પરમેશ્વર સ્વરૂપ તે માત્ર અવ્યક્ત, અસગ, નિર્ગુણ નથી પણ અહિંસા, આ જગતમા, મનુષ્યમા, સર્વમા, વ્યક્ત થયેલ છે, પ્રગટ થયેલ છે અને તેથી તેનો અવ્યક્ત સ્વરૂપે અનુભવ કરવા ઉપરાત વ્યક્તિરૂપે અનુભવ કરવો જોઇએ એટલે જગતમા, મનુષ્યમા, સર્વ પ્રાણીમાત્રમાં, સર્વત્ર, સર્વ પ્રકારના સ્વભાવમા અનુભવ કરવો જોઇએ એટલુ જ નહી પણ સર્વ ક્રિયામા, સર્વ ક્રિયાથી, બુદ્ધિથી, હૃદયથી, ઇચ્છાથી, પ્રાણથી પણ તેનામા ભળવુ જોઇએ અને તેમ થાય તો જ મનુષ્યને આત્મા, પરમાત્માના સ્વરૂપ અને તેનો સ્વભાવ સમજાશે અને તેની મનુષ્યને રૂપે જે ક્રિયા થાય છે તે પણ સમજાશે આ પ્રમાણે પ્રભુ જેવો બની એટલે સાદૃશ્ય મુક્તિ પામી, પ્રભુનો સ્વભાવ પ્રાપ્ત કરી, એટલે સાધર્મ્ય મુક્તિ પામી સમ્રાટ્ બની પ્રભુનુ ધર્મરાજ્ય ભોગવી આનદ લઇ શકાશે કે જે રાજ્ય કર્મથી, ભક્તિથી અને જ્ઞાનથી મળી શકશે વળી તે જગતનો ઉદ્ધાર થાય તેવા પ્રભુના કર્મવાળા કરતો રહેશે અહીં જે કર્મ થાય છે, જે અર્પણ થાય છે અને જગતમા જે જીવન વહાય છે તે સર્વનો તે જ હેતુ છે આ ઉત્તમમા ઉત્તમ આદેશ પહેલા મહાત્માઓ કે જે તે નિર્લેપતાથી પાળી શકે તેના પ્રતિ છે, જ્ઞાની, કર્મી, પ્રેમી કે જે પ્રભુના સર્વ રૂપમા રમી શકે છે, પ્રભુને માટે જ જીવે છે, તેના માટે જ કર્મ કરે છે એટલે જગતમા સર્વને માટે જીવે છે, અહકાર છોડી પ્રભુની આજ્ઞા પાળે છે તેના પ્રતિ છે આહી આપણને એક મ્હોટુ વચન મળે છે કે જેનો આપણે વિશાલ અર્થ કરી શકીએ છીએ–કારણ કે જો મનુષ્યનો ઉદ્ધાર થઇ શકતો હોય તો મનુષ્ય સમાજનો શા માટે ન થઇ શકે ?–તે વચન એ છે કે બધા મનુષ્ય–જો તેમની ઇચ્છા હોય તો–પાપીમા પાપી પણ, આ યોગમાર્ગ ગ્રહણ કરી શકે છે અને આત્મસમર્પણથી અને અતર્યામી પ્રભુમાં અડગ શ્રદ્ધાથી તેમા ફલિભૂત થાય છે નિશ્ચયની જરૂર છે, શ્રદ્ધાની જરૂર છે, પ્રભુના સ્વરૂપમા પ્રેમ, અને તેનુ સ્વરૂપ–તેનો સ્વભાવ પ્રાપ્ત કરવાનો ઉત્સાહ જરૂરનો છે કારણ આપણે તેના જ અશ છીએ, તેનો સ્વભાવ પણ આપણામા ( અવ્યક્ત ) રહેલ છે તેથી તે પણ વ્યક્ત કરી સર્વ પ્રકારથી આપણે પ્રભુમય થઈ પ્રભુ બનવુ જોઇએ *

---

* આર્ય પત્રમા પ્રગટ થયેલા બાબુ અરવિંદ ઘોષના અમેક લેખનો અનુવાદ—મોતીલાલ

અનતભરમ. રૂ ૦–૮–૦ એન એમ ત્રિપાઠી એન્ડ કપની, મુબાઇ

# આપણી સ્ત્રીઓની ઉંચી કેળવણી.

લેખક-રા સાકરલાલ અમૃતલાલ દવે, બી એ

અસાડ વદિ ૩ ના "નવજીવન"ના અ કમા રાષ્ટ્રીય શિક્ષણ વિષેના લેખમા સ્ત્રીઓની કેળવણી વિષે થોડા વિચાર દર્શાવેલા છે સ્ત્રીઓની કેળવણીનો ઉદ્દેશ, દિશા, તેમ જ ઢબને વિચારપૂર્વક નિર્ણય થવો જોઇએ એવુ એમા સૂચન પણ છે આ મહત્ત્વના વિષયપર ગુજરાતના સદ્ હિતચિન્તકોએ-ખાસ કરીને કેળવણીના વિષયમા રસ લેનાર સ્ત્રીપુરૂષોએ-પોતાના પાકટ વિચાર પ્રગટ કરવા જોઇએ, એટલું જ નહિ પણ તેને અમલમા મૂકવાના વ્યવહાર પણ ઉપાય સૂચવવા જોઇએ

આ નમ્ર લેખમા આપણી સ્ત્રીઓને ઉંચી કેળવણી આપવાની જરૂર છે કે નહિ, અને હોય તો તે કેળવણીનું સ્વરૂપ કેવુ હોવુ જોઇએ, એ વિષયપર કઇક કહેવા ધાર્યું છે

પ્રથમ તો, ઉંચી કેળવણી એટલે શુ ? नहि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते। જ્ઞાન જેવી પવિત્ર વસ્તુ આ જગતમા બીજી એકે નથી આ બહુ ગભીર અર્થવાળુ વાક્ય છે, અને મનુષ્યના આત્માની ઉન્નત દશાને અર્થે યોજેલું છે મનુષ્યના આત્મામા લિંગભાવ હોઇ શકે નહિ, અને તેથી પુરૂષનો તેમ જ સ્ત્રીનો આત્મા તો એવુ સ્વરૂપ છે જ્ઞાનથી આત્મસુખ મળે છે, અને તે સ્ત્રી વા પુરૂષને સરખા પ્રમાણમાં જ મળે છે એટલે જેને આપણે હાલ ઉંચી કેળવણી (*Higher education*) કહીએ છીએ, તે પ્રાપ્ત કરવાનો જેટલો અધિકાર અથવા જેટલી જરૂર પુરૂષને છે, તેટલી જ સ્ત્રીને પણ છે આ બહુ સરળ તર્ક છે, કેમ કે આત્મસુખ અથવા જ્ઞાન બન્ને સરખુ જ ઉપકારક છે આવી રીતનો નિષ્પક્ષપાત વિચાર કરનાર કોઇ પણ પુરૂષને એમ ના થવુ જોઇએ, કે સ્ત્રીઓને ઉચ્ચ કોટિના જ્ઞાનની જરૂર નથી, કે તે પ્રાપ્ત કરવાનો તેમનો અધિકાર નથી જે આનન્દજ્ઞાન યાજ્ઞવલ્કયને સુખ આપતું હતું તે જ જ્ઞાન મૈત્રેયીને કે ગાર્ગીને પણ તેવો જ આત્માનુભવ કરાવતું હતુ એમ આપણે વાચીએ છીએ, ત્યારે તે જ જ્ઞાનની ચર્ચામા-જ્ઞાન મેળવવાના અધિકારમા-લિંગભેદને આપણે કેમ સ્થાન આપી રાખીએ ?

હવે, ઉંચી કેળવણી અથવા ઉચ્ચ જ્ઞાન સ્ત્રીઓને પણ જરૂરનું જ છે, એમ સ્વીકાર્યા પછી વિચારવુ એ રહ્યું કે એ કેળવણીનું સ્વરૂપ કેવુ હોવુ જોઇએ ? આ પ્રશ્નના નિર્ણયમા વ્યવહાર ડહાપણ બહુ જરૂરનું લાગે છે અલબત્ત, કોઇ છુટક છૂટક વ્યક્તિને જ્ઞાનના અગાધ અને વિશાળ પ્રદેશમા યથેચ્છ વિચરવાનો સંપૂર્ણ અધિકાર છે એમા મતભેદ હોવો ન જોઇએ એ સિદ્ધાન્ત કબૂલ નહિ કરનાર પુરુષ પોતે સ્વાર્થી છે એટલુ જ સિદ્ધ કરી આપે છે પરતુ જ્યાં આખા સમાજનો પ્રશ્ન ચર્ચાતો હોય ત્યા અપવાદ નહિ પણ નિયમ ઘડાવો જોઇએ. આપણા દેશની સ્ત્રીઓને સામાન્ય રીતે કેવુ જ્ઞાન હોય તો તેઓ સુખી થાય,

અને બીજાને સુખી કરે ? મૂ એ જ્ઞાન કેટલી ઉંચી કક્ષાએ સામાન્ય રીતે જવું જોઇએ ? અને એ જ્ઞાનના માર્ગ કેવા હોવા જોઇએ ? આવા પ્રશ્નોના સંતોષકારક ઉત્તર આપણે ઘડવા જોઇએ

આપણી હાલની સ્થિતિ જોતાં એ પ્રશ્નોના ઉત્તર અમુક વ્યક્તિએ નહિ, પણ શિષ્ટ જનોના મંડળોએ, ઘડવા ઇષ્ટ લાગે છે કેમકે એમ થાય તો જ તે સમાજના મ્હોટા ભાગને રૂચે તેવા થવાનો સંભવ છે અમુક વ્યક્તિની પોતાની જ ધૂન સર્વમાન્ય થઈ શકતી નથી, કદાચ એમાં બહુ જણનું સુખ પણ સમાયેલું હોતું નથી

છતાં આ વિષયપર મ્હારા નમ્ર અભિપ્રાય રજુ કરવાનું હું સાહસ કરૂં છું પ્રથમ, સ્ત્રીઓની ઉંચી કેળવણીમાં આપણા દેશનું ઉંચામાં ઉંચું સાહિત્ય સારા પ્રમાણમાં હોવું જોઇએ ઉંચામાં ઉંચું સાહિત્ય શોધવાને વિશાળ સંસ્કૃત સાહિત્ય તરફ દૃષ્ટિ કરવી જ પડશે, તે સાથે આપણી ગુજરાતી સાહિત્યસામગ્રી પણ રજુ કરવી જોઇએ આ સ્ત્રીઓની ઉંચી કેળવણીનો સવાલ છે, એટલે જગતના સાહિત્યમાંથી પણ અમૃતપાન થવું જોઇએ અને તે કરવાને માટે હાલ તુરત તો ( જ્યાં સુધી જગતનું સારૂં સારૂં સાહિત્ય આપણી ભાષામાં આપણે ઉતારી શકીએ નહિ ત્યાં સુધી ) અંગ્રેજી સાહિત્ય પણ ઓછું અગત્યનું નથી જ એટને સંસ્કૃત, ગુજરાતી, ને અંગ્રેજી એ ત્રણે સાહિત્યની રસસામગ્રી તૈયાર થવી જોઇએ

બીજુ, વિજ્ઞાન અને ગૃહકલાઓનું શાસ્ત્રીય જ્ઞાન ઘણું આવશ્યક છે આપણા ઘરનું અજ્ઞાન, આપણા સમાજના વહેમ, વગેરે આથી જ ટળશે, અને આપણો સંસાર વધારે મીઠાશભર્યો પણ થશે

ત્રીજું આપણા દેશનો આજ સુધીનો ઇતિહાસ અને તેપરથી લેવાના અનેક બોધ પણ તારવી કહાડવા પડશે ભૂતકાળના અસ્પષ્ટ જ્ઞાને ભવિષ્યનો પ્રવાસ સંપૂર્ણ લાભદાયક નથી થઈ શકતો એ સહુ સમજે છે

વળી, ધર્મશિક્ષણનો વિકટ પ્રશ્ન તો સ્હામે પડેલો જ છે ધર્મશિક્ષણ જોઇએ એવું હવે ઘણા કબૂલ કરે છે, પણ તેના માર્ગમાં એકમત નથી આસપાસની સ્થિતિમાં ધર્મ પ્રવેશ ન કરે, ત્યાંસુધી ધર્મશિક્ષણ બહુ ફલદાયક ન થાય, એ પણ સર્વમાન્ય વાત છે

આ બધા જ શિક્ષણમાં અન્તર્ગત સૂત્ર એ છે કે આપણી સ્ત્રીઓનું આર્યત્વ સચવાઇ રહે એવા ઉપાય યોજના મ્હેંદેશનું હિત કરવાના અંકુર તેમના હૃદયમાં ફૂટે એવું સિંચન એ શિક્ષણને થવું જોઇએ તેમ થશે ત્યારે ભવિષ્યની પ્રજામાં આપણી આજની નિર્મળતાઓ નહિ માલમ પડે, એવી આશા સકારણ લાગે છે

આપણી સ્ત્રીઓની કેળવણીનું વાહન સ્વભાષા જ હોવી જોઇએ એ હવે કહેવાની જરૂર રહી નથી. આ બિનકુલ સહેલી વાત સિદ્ધ કરવાની ફરજ પડે, તો તે આપણી અધમ દશા સૂચવે છે સ્વભાષા તેમ જ પરભાષા બન્ને દ્વારા શિક્ષણ આપવાનો મ્હને કંઇક અનુભવ થયો છે, એની વચ્ચે આસમાન જમીનનું અન્તર છે, એકથી જેટલી સરળતા થાય છે તેટલી બીજાથી

વિષમતા ઉત્પન્ન થાય છે, એકથી જેટલો માનસિક શ્રમ ઘટે છે તેટલો બીજાથી વધે છે આપણા દેશમાં જ આ પ્રશ્નને ચર્ચવામાં કાલક્ષેપ થાય છે

જેમ શિક્ષણ તેમ પરીક્ષણ પણ સ્વભાષાદ્વારા જ થવુ જોઇએ. જે જે વિચાર સ્વભાષામાં ન દર્શાવી શકાય, તે તે આપણા નથી એ સ્પષ્ટ છે

છેવટે, આપણી સ્ત્રીઓને યોગ્ય ઉંચી કેળવણી આપવાને માટે, અને તે પણ આપણા આદર્શો પોષે એવી આપણી ઢબે આપવાને માટે ગુજરાતમાં અનેક સયત્ન થઇ રહ્યા છે એ સર્વથા હિતાવહ છે એ પ્રવૃત્તિઓ સન્માર્ગે દોરાય એટલી પ્રાર્થના આપણી પ્રાચીન ઢબે કરીશું —

विश्वानि देव सवितदुरितानि परासुव । यद् भद्र तन्न आसुव ॥

સકળ વિશ્વને સરજનાર હે પ્રભુ ! અમારા બધા દૂષણો દૂર કરી અમારૂં કલ્યાણ કરો

---

# વિચિત્ર વીલ.

લેખક—રા પુષ્કરરાય વામનરાવ મહેતા, એમ એ, એલએલ બી

( ગયા અંકથી અનુસંધાન )

પ્રકરણ ચોથુ

## અનન્ત અને શીરીન.

મીસ શીરીન દસ્તુર જ્યારે પોતાના કાકાની પાસે "ભીષ્મપ્રતિજ્ઞા"ના બદલામા વધારે રકમ માગવા આવી ને ધનજયે તેને ધુતકારી કહાડી, ને જ વખતથી, અનન્તરાયજીનું દીલ મીસ દસ્તુર તરફ ખેચાયુ હતું, અને, તે કારણે અનન્તે, મીસ દસ્તુરની બધી ચોપડીઓ વાચી કહાડી હતી તેને પરિણામે તેના અન્ત કરણમા મીસ દસ્તુર માટે માન અને પ્રેમની લાગણી ઉત્પન્ન થઈ હતી મીસ દસ્તુર જીવતી છે અને પાછી મુબાઇમા આવેલી છે એવુ જ્યારે અનન્તે જાણ્યુ ત્યારે તેણે મીસ દસ્તુરને મળવાને પહેલી તક શોધી મીસ દસ્તુર મુબાઈમા આવી તેને બીજી સ્હવારે દશ વાગે અનન્ત લેડી પેમાસ્તરના વાલકેશ્વરના બગલામાં હાજર થયો. મીસ દસ્તુર અને લેડી પેમાસ્તર નાસ્તો કરી ગયા મારતા એવ હતા સા બટ્લરે બારણુ ઉઘાડી અનન્ત રાયજીને અન્દર દાખલ કર્યો

"ઓહ ! કેમ છો મીસ દસ્તુર ?" તેણે આવતાંની વાર હાથ લબાવી શીરીનને પુછ્યુ

"તમે કેમ છો ! મી. રાયજી ?" શીરીને જવાબ આપ્યો "પહેલાં મ્હને ઓળખાણ કરાવા દો મી. રાયજી, આ લેડી પેમાસ્તર "લેડી પેમાસ્તર, આ મી અનન્તરાયજી" અનન્ત નમ્યો અને ખુરશી ઉપર બેઠો

"હું બહુ વ્હેલો તો નથી આવ્યોને ? મેં ધાર્યું કે તમે નાસ્તો કરી રહ્યા હશો."

"કંઈ નહિ મી રાયજી" લેડી પેમાસ્તરે કહ્યુ "જરા ચ્હા લેશો ? શીરીન, મી રાયજીને ચ્હા આપ" અનન્તે પોતાની મરજી ઉપરાંત ચ્હા પીધી પણ પછી બધા મુગા થઈ ગયાં વાત કેમ શરૂ કરવી તે કોઇને સુઝ્યુ નહિ.

"તમે ઘર કેવી રીતે ગોધી કહાડયુ મી રાયજી ?" લેડી પેમાસ્તરે આખરે વાત છેડી "મેં ટાઇમ્સ ઑફ ઇન્ડીયા 'ધરણુક' માંથી જોઈ કહાડયુ અને અત્યારે અહીં આવ્યો"

"પણ હુ આવી છુ એમ તમે કેમ જાણ્યુ ?" શીરીને પૂછ્યુ

"મેં ગઇ કાલના 'સાંજવર્તમાન'મા વાચ્યુ હતું મેં તો ખાત્રીથી ધાર્યું જ હતુ કે તમે ડુબી ગયા હશો તમે ગયા પછી હુ તમારે ઘેર ગયો હતો પણ તમે તો ઉપડી ગયા હતા તમારી ચાકરે કહ્યુ કે "કાન્ગાર" સ્ટીમરમા તમે ઉપડી ગયાં હતા-કર્યાં તેની તેને ખબર નહોતી પછી 'કાગાર' બુડ્યાના સમાચાર જાણ્યા તેમા જે ઉતારૂઓ ડુબી ગયા તેના નામ છપાયા હતા તેમા મેં તમારૂ અને સર જમશેદ પેમાસ્તરનું નામ પણ વાચ્યુ હતુ. તે વખતથી મેં તમારી આશા છોડી હતી પણ ગઇ કાને સાજે જ તે પાછી સજીવન થઇ"

"મારે વાસ્તે આટલી લાગણી ધરાવવા માટે હુ તમારો ઉપકાર માનું છુ" શીરીને શરમાતા કહ્યુ "હું જાણતી નહોતી કે તમે મને મળવા આવવાના હતા, નહીંતર હું સરનામુ કરી જાત કઇ નહીં જે થયુ તે થયુ તમે જીવતા જાગતા પાછા આવ્યા તેટલો પરમેશ્વરનો પાડ માનુ છુ પણ હમણા ને હમણા જ પાછા એડન નહિ જવાના હો"

"કંઈ નક્કી નથી હાલ તરત તો હુ દરિયાથી કટાળી ગઇ છુ"

"ના, ના હમણા એ એડન જવાની નથી" લેડી પેમાસ્તરે વચમા જ કહ્યું, "હમણા તો તે મારે ત્યા જ રહેવાની છે મીસ શીરીને જ મારા ભત્રીની જીંદગી બચાવી તે તમને ખબર હશે હવે શીરીન, મી રાયજીને પેના વીન વીશે વાત કર"

"વીન ? શાનુ વીન ?" અનન્તે આશ્ચર્ય પામી પૂછ્યુ

"સાભળો હુ કહું છુ" અને શીરીને "કાગાર" ડુબી ત્યારથી તે મુબાઈ પાછી આવી ત્યાં સુધીની બધી હકીકત અનન્તને કરી સભળાવી

"તમે શુ એમ કહેવા માગો છો કે મારા કાકાના વીનની ખાતર તમે તમારી ઉપર દુઃખો પડાવ્યાં ?" અનન્તે છેવટે પૂછ્યુ"

"હા" શીરીને જવાબ આપ્યો "અને હું ધારૂ છુ, મી રાયજી, કે એટલા માટે તમે મારા ઉપકાર નીચે છો કારણ કે હું ઘણી દીલગીર થાઉં છુ કે મારૂ શરીર મેં બગાડ્યુ"

"હુ ખરેખર જ અતિ ઉપકૃત થયેલો માનુ છુ" અનન્તે કહ્યુ, "તમારી પાસેથી આવા ભલાં કૃત્યની આશા રાખવાને મને કઇ પણ હક નહોતો મારે કેવી રીતે તમારો ઉપકાર માનવો તે જ ખરૂ પુછો તો હું અત્યારે જાણતો નથી એક અજાણીત માણસને માટે એક સ્ત્રી આટલો ભોગ આપે તે કલ્પી શકાય એવુ છે જ નહીં"

તે પછી પાછી ચુપકીદી ફેલાઇ

"મી રાયજી" શીરીને આખરે એકદમ ઉભા થઈને કહ્યું, "તે દસ્તાવેજ તમારી માત ફૂનો છે તેથી હું તમને તે દેખાડીશ તમને એ કાઇ પણ રીતે ઉપયોગી થશે એમ હું ધારતી નથી, કારણ કે મ જાણ્યુ છે કે તમારા કાકાના પહેલાંના વીનનું પ્રમાણપત્ર કયારનું તેના વાગીદારોને મળી ચુકયુ છે"

"તે હું ખાત્રીથી કહી શકતો નથી પણ મારા એક બારીસ્ટર મિત્રે, એક વખત મને એક વાત કહી હતી તેમાં પાછળના વીલના કારણને લીધે પહેલાના વીનનુ પ્રમાણપત્ર ર૦ થયું હતું"

"હા! ખરેખર?" શીરીને ખુશી થતાં કહ્યું "ત્યારે તો હું ઘણી જ ખુશી થઈ છુ ત્યારે તો મારા દુઃખો પડાવેલાં સાર્થક થશે જુઓ આ વીન" એમ કહી તેણે ખભા ઉપરની શાન કહાડી નાખી, અને અનન્ત તરફ પીઠ ફેરવી ઉભી રહી અનન્તે તે ઉંડા આશ્ચર્ય અને હર્ષની લાગણીથી વાંચ્યુ

"ઉપકાર થયો" અનન્તે શાન પાછી ઓરાડતાં કહ્યુ

"હુ થોડી મીનીટ જઇને આવુ તો મને માફ કરશો મી. રાયજી?" લેડી પેમાસ્તરે ચેતી જઇને કહ્યું "હું હમણા ખાણાંની ગોઠવણ કરી આવુ છુ" એમ કહી શીરીન વચમાં પડે તે પહેલાં તો એ બહાર જતી રહી અનન્તે બારણુ બંધ કર્યું અને પાછો ફર્યો તે વખતે તેને લાગ્યું કે તેની જીન્દગીનો એક અતિ અગત્યનો અને બારીક વખત આવી પહોચ્યો છે અનન્ત તે કસોટીમાંથી પસાર થવા ધીરજથી તૈયાર હતો

શીરીન એક આરસપહાણના ટેબલને ટેકવીને ઉભી હતી તેને પણ લાગ્યુ હતું કે આજે કાંઇ અગત્યનો બનાવ બનવાનો છે તે મ્હોઢુ ફેરવીને, એક જાપાનીઝ રમકડાં સાથે રમત કરતી ઉભી હતી

"તમને શુ કહેવુ' તેની મને સુજ પડતી નથી, મીસ દસ્તુર" અનન્તે શરૂ કર્યું

"એ વિષે હવે કાંઇ જ કહેવુ નહિ એ સર્વોત્તમ છે" શીરીને ઉતાવળથી જવાબ આપ્યો "મારા કૃત્યમાટે હવે હું ખુશી થાઉ છુ એક ભારે અન્યાય થતો અટકતો હોય તો પછી મારા શરીર ઉપર થોડાં ચાઠા પડે તેની શુ દરકાર છે? વળી, મી રાયજી, બીજી એક વાત છે, તમને વારસામાંથી બાતલ કરવામા હું કારણભૂત થઇ હતી, તેથી તે વારસો પાછો મેળવવામા પણ હું કારણભૂત થાઉ એ વ્યાજબી જ છે"

એટલુ કહી શીરીન પાછી મ્હોં ફેરવી રમકડા સાથે રમત કરવામાં પડી ગરીબ બિચારો અનન્ત વધારે ને વધારે ફીકો પડતો ગયો અને પોતાની ઇચ્છા જણાવવાની તેનામા હિમ્મત રહી નહીં અંતે જેમ તેમ હિમ્મત એકઠી કરી તે પોકળ અવાજે બોલ્યો "મીસ દસ્તુર—શીરીન, મારે તમને કંઇક કહેવુ છે" વળી પાછી તેની જીભ જકડાઇ ગઇ વધારે તે કશુ બોલી શકયો નહિ

"હા મી રાયજી" શીરીને ઉત્તેજન આપતા કહ્યુ "શુ છે?"

"હું કહેવા માગુ છુ કે—" વળી પાછો તે અટકયો

મણુ ને સોદન ૨ ૨—૦—૦ એન એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુબાઇ.

"શું કહેવા માગો છો? વીનના સમ્બન્ધમા શુ કરવા ઇચ્છો છો તે?" શીરીને સૂચક સવાલ કર્યો

"નહિ, નહિ વીનને માટે નહિ મારી મશ્કરી કરી વાત ઉડાવો નહિ"

શીરીને આશ્ચર્ય પામી નિર્દોષતાથી અનન્ત સ્હામુ જોયુ તે અત્યારે સુન્દરતાની મૂર્તિ જ દેખાતી હતી, તેની દૃષ્ટિ પડતાને વાર અનન્તની બ્હીક ચાલી ગઈ એકદમ તે હિમ્મતવાન થઈ બોલ્યો "ઓહ! શીરીન! શીરીન, સમજતા નથી? શામાટે એવો ઢોંગ કરો છો? હુ તમને ચ્હાઉ છુ! ખરા જીગરથી ચ્હાઉ છુ!! તમારા પ્રત્યેના મારા પ્રેમ સમતોલ દુનિયામા બીજા કોઇનો પ્રેમ હશે જ નહિ મારા કાકાની ઓફીસમા મેં તમને પહેલા જોયાં તે જ વખતથી હુ પ્રેમમા પડ્યો છુ; અને ત્યારપછી તે પ્રેમ ગાઢ ને ગાઢો થતો ગયો છે તમારા દુઃખી ગયાના સમાચારે મને લગભગ મૃત્યુવશ કરી નાખ્યો હતો અને ત્યાર પછી મારૂ જીવન લગાવવા માટે ઇશ્વરને હુ હમેશા ઠોપ દેતો હતો"

ગભરાવાનો હવે શીરીનનો વારો આવ્યો સામાન્ય રીતે, સ્ત્રીઓ છેવટ સુધી હિમ્મત ટકાવી રાખવાનો દેખાવ રાખી શકે છે, પરતુ આવી બાબતમા તો તેઓ પણ અધવચ લથડી જાય છે, શરમથી શીરીનના ગાલ રગાઇ ગયા હતા–તે નીચેથી ઉચુ જોઇ શકી નહિ આખરે ધ્રુજતા અવાજે તે બોલી "તમે જાણો છો, મી રાયજી, કે આ આપણો ફક્ત ચોથી વખતનો જ મેળાપ છે?"

"હા, મને ખબર છે પણ તે કારણથી જ ના કહેશો નહિ હવે પછી તમે ગમે તેટલી વખત મને મળી શકશો ખરૂ કહુ તો, તમે ધારો છો તે કરતા હું તમને વધારે સારી રીતે ઓળખુ છુ મેં તમારી રચેલી ચોપડીઓ ઓછામા ઓછી વીશ વખત વાચી હશે"

અનન્તના આ શબ્દો સમયોચિત રામબાણ નિવડ્યા, ગમે તેવા નિરભિમાની પુરૂષને પણ આવા વખાણથી ગુમાન આવે તો પછી એક સ્ત્રીનુ તે શુ ગજુ? શીરીને એટલુ જ કહ્યુ "હુ ને મારા પુસ્તક એક નથી"

નહિ જ પણ તમારાં પુસ્તકો તે તમારો અશ છે ચારને બદલે ચારસો વખત મળવાથી તમને હુ ઓળખી શકુ તેના કરતા એ પુસ્તકો વાચવાથી તમારા જીગરને–તમારા આત્માને હુ સારી રીતે પારખી શક્યો છુ"

શીરીન તીવ્ર દૃષ્ટિથી એક પળ સુધી અનન્ત સ્હામુ જોઈ રહી અને પછી નજર પાછી નીચી કરી બેમાંથી કોઇ કાઇ બોલ્યુ નહિ–બોલી શક્યુ નહિ પરતુ કોઈ ભેદી આકર્ષણથી તેઓ એક બીજા તરફ આકર્ષાયા અનન્તે શીરીનનો કોમળ હસ્ત પ્રેમથી પોતાના હાથમા લીધો અને શીરીને તેમા મુગી સમતિ આપી તે જ વખતે, લેડી પેમાસ્તર બારણુ ઉઘાડી અચણુચ અ દર દાખલ થયા ચાળીશ વર્ષની અનુભવી સ્ત્રીને સ્થિતિ સમજાવવાની જરૂર હતી નહિ શિષ્ટાચાર ખાતર અનન્તે તેણીને કહ્યુ "લેડી પેમાસ્તર, અમે આજથી અદરાવા છીએ આશીર્વાદ આપો"

શેરલોક હોમ્સનું નવુ પરાક્રમ રૂ૦-૧૨- એન એમ ત્રિપાઠી એન્ડ કપની, મુંબાઇ.

"હુ ઘણી થઈ ખુશી છુ પરમેશ્વર તમને સુખી રાખો મે તો પ્રથમથી જ શીરીનને કહ્યુ હતુ કે, અન્તરના ખરા વ્હાલના ઉમળકા શિવાય બીજાને માટે પોતાના શરીરને કોઇ આમ કદરૂપુ બનાવે નહિ ચાલો સારૂ થયુ પણ તમારે હવે ઘણી કાળજી રાખવી પડશે હો, મી. ગાયજી અને હુશીયાર પણ થવુ જોઇશે, નહીતર દુનિયા તમને મખ્યાત શીરીન રાયજીના ધણી તરીકે જ ઓળખશે '

"તેની મને ચિન્તા નથી"

'ત્યારે તો સારૂ કેટલાક પુરૂષો ઘણા અદેખા હોય છે તે તો ઠીક, પણ હુ તમને એમ કહેવા આવી હતી કે, તમે જો ટાળવુ કરી ગયા હોવ—હુ ધારતી જ હતી કે તમે ટાળવુ કરતા હશો—તો હવે તમારે જઇને કોઈ વકીલની સલાહ લેવી જોઇએ"

"ઠીક સભાર્યું, હુ હમણા જ જાઉ છુ મનુ એડવોકેટ, વીલના કાયદામા હુશીઆર હોય એમ મને લાગે છે તેની જ હુ પ્રથમ સલાહ લઇશ સાહેબજી ત્યારે સલામ શીરીન"

એ પ્રમાણે અનન્ત રાયજી, મનુ એડવોકેટની સલાહ લેવા ત્યાથી નીકળ્યો મનુ સાથેની મસલતમા શુ પરિણામ આવ્યુ તે આપણે પ્રથમના પ્રકરણમા જોયુ છે

---

પ્રકરણ પાચમુ

## શીરીન કેવી રીતે નોધાઈ.

મનુ અને નાનુ સાથેની મસલત થઈ રહ્યા પછી તરત જ, અનન્ત લેડી પેમાસ્તરને ઘરે ગયો, અને શીરીનને બીજે સવારે નોધણી કચેરીમા જવુ પડશે તે સમાચાર જણાવ્યા. પોતાના પ્રિયતમની ખાતર ગમે એટલું વેઠવા તૈયાર છતા શીરીન આ વાતને સખ્ત નાપસન્દગીથી વખોડી કહાડે એ સ્વાભાવિક હતુ લેડી પેમાસ્તરે પણ પોતાનો અણગમો બતાવ્યો હતો, પરતુ આ બાબતમાં પોતાને કાઇ લાગતુ વળગતુ નહિ હોવાથી, તે બેજણાને એકલા મૂકી બહાર ચાલી ગઈ હતી

"આટલુ બધુ સહન કર્યા પછી" શીરીને જણાવ્યુ "મારે જાહેર રીતે કચેરીમા જઈ એ અજાણ્યા માણુસને મારી ખોપરી બતાવવી પડશે અને પછી બીજા જુના વીલોની સાથે મારે પણ ત્યા નોધાવુ પડશે એ વિચારથી મને ઘણુ જ ભુડુ લાગે છે"

"વ્હાલી, એ જ રસ્તા છે ' અનન્તે ગભીર થઇ કહ્યુ "ગમે તો વકીલો કહે તેમ કરવુ અગર બાજી હાથમાથી છોડી દેવી નાનુ સોલીસીટરે ભાર દઇને જણાવ્યુ છે કે, દસ્તાવેજ નોધણી કચેરીમા સોપવો એ ખાસ જરૂરનુ છે"

"પણ હુ બીજા વીલોની સાથે કબાટમાં કે તિજોરીમા કેવી રીતે રહી શકીશ તે કાઇ કહેશો?" શીરીને ચીડાઇ જઇને પૂછ્યુ

"તે હું કહી શકતો નથી મને પણ કઇ સુજ પડતી નથી" અનન્તે કહ્યુ

"નાનુ સોલીસીટરનુ કહેવુ એવુ છે કે એ બાબતનો વિચાર તો નોંધણી કામદારે કરવાનો છે તેનો પોતાનો મત તો એવો છે કે, ઘણું કરીને નોધણી કામદાર એવો હુકમ કરશે કે દાવાનો નિકાલ થતાં સુધી તમારે નોધણી કામદારની સાથેને સાથે જ રહેવુ પડશે–તમારે તેના હવાલામા રહેવાનો એ જ એક રસ્તો છે પણ તેમ થશે તો મારે તેને જણાવવુ પડશે કે તેણે મને પણ ભેગો રાખવો પડશે " "કેમ ?" વીરીને પૂછ્યુ

"કેમ ? કારણ કે મને તેનો ભરોસો નથી ભલેને તે બુઢો હોય જરા એટલો જ વિચાર કરોને કે આ ગૃહસ્થ વીશ વરસથી છુટા છેડા બક્ષનારી કચેરી ( ડાઇવોર્સ કોર્ટ ) મા છે હું એટલું જ પૂછુ છુ કે, જે માણસે વીસ વરસ સુધી આવી જગ્યાએ ધંધો કર્યો હોય તેની પાસેથી તું આશા રાખી શકે ? હુ એને બરાબર ઓળખુ છુ તે પોતે જ તમારી સાથે પ્રેમમાં પડે મૂર્ખો હોય તો ના પડે "

" ખરેખર " વીરીને હસી પડતાં કહ્યું, " તમે બહુ જ નાદાન જણાઓ છો "

" તમે તો તેમ પણ હુ તમને એકલાંને તો તેની સાથે નહિ જ ફરવા દઉં "

આવી રીતે, તે વખતે તો, તે વાતનો અન્ત આવ્યો બીજે દિવસે બરોબર અગીયાર વાગે અનન્ત, નાનુ સોલીસીટરને લઇને, લેડી પેમાસ્તરને ત્યાં આવી પહોચ્યો

નાનુ સોલીસીટરની ઓળખાણ થઇ અને તેના ગભીર અને વિચારવત દેખાવથી તેને માટે બન્ને બાનુઓને સારો અભિપ્રાય બધાયો તેણે તરત જ વીલને તપાસવાની ખાયશ બતાવી, પરતુ વીરીને તેમ કરવા દેવાની સાફ ના પાડવાથી નાનુએ ઘણી જ આનાકાનીથી અને નાખુશીથી જતું કર્યું તે પછી તેઓ બધા નોધણી કચેરીમાં ગયા ત્યાં તેમને એક ભેજવાળી અધારી ઓરડીમા બીજા સોલીસીટરોના કારકુનોની સાથે ગોંધાવુ પડ્યુ અડધો કલાક આ જગ્યામા કાઢ્યા પછી નાનું સોલીસીટરના નામનો પોકાર થયો

" લેડી પેમાસ્તર " નાનુ સોલીસીટરે ઘણી જ ગભીરાઇથી કહ્યુ " હવે મહેરબાની કરી મારી પાછળ ચાલો વીલને સાથે રાખજો આ રસ્તે "

થોડી જ વારે તેઓ કચેરીમા દાખલ થયા નોધણી કામદાર સાહેબ સ્હામે ટેબલ આગળ બેઠા હતા ટેબલની કોર ઉપરથી તેમનુ ફક્ત માથુ જ બ્હાર દેખાતુ હતુ માથાના પ્રમાણ ઉપરથી, તેમના શરીરના પ્રમાણ વિશે આવનારાઓ અનુમાન બાંધે તે અગાઉ નોંધણી કામદાર સાહેબે ઉભા થઇ, પોતાના સાડાચાર ફીટ ઉંચા ને ત્રણ ફીટ પહોળા શરીરનું પ્રદર્શન કર્યું

" તમારે શુ કરવાનુ છે ? મીસ્ટર. અ અ મીસ્ટર " નામ નહી આવડવાથી તેઓ સાહેબે કાગળીયા ઉપર જોયુ ને બોલ્યા ' દેશાઇ તમારે વીલને નોંધાવવુ છે, ખરૂં ? અને તે સબધમા કઇ વિચિત્ર સજોગો પણ ઉભા થાય એમ છે એમ જ કે?"

" હા, સાહેબ એમ જ. નાનુ દેશાઇએ વિનયથી જવાબ આપ્યો, "તે વીલ મુબાઇના મી. ધનજય રાયજી, ચોપડીઓ પ્રસિદ્ધ કરનારનું છેવટનું વીલ છે અને મીલકતની કિંમત વીશ લાખ જેટલી છે પ્રોબેટ, કોર્ટની ફેની બેંકે, મી ધનજય કાન્ગારુ સ્ટીમર સાથે જ,

સુધી મુવા એવુ ધારી તેના વીલનુ પ્રમાણપત્ર આપવામા આવ્યું છે ખરી રીતે તે ભી ધને જેવ શાવજીનુ મૃત્યુ તે પછી થોડા દીવસે એક ટાપુ ઉપર થયુ છે, અને મરણ પહેલા તેમણે તેમનો ભત્રિજો અદિ છે તે ભી અનન્ત શાવજીની તરફેણમા એક નવુ વીલ કર્યું મીસ શીરીન દસ્તુર—"

"હે? આજ મીસ શીરીન દસ્તુર કે?" કામદાર સાહેબે ઇન્તેજારીથી પુછ્યુ "હા ... મીસ શીરીન દસ્તુર" શીરીને શરમાતા શરમાતા જવાબ આપ્યો "અને આ લેડી પેમાસ્તર છે જેમના ધા ની—" શીરીન વધારે બોલી શકી નહિ "તમારી ઓળખાણ થવાથી મને આનંદ થયો મીસ દસ્તુર" કામદાર સાહેબે જણાવ્યુ

'હવે પહેલુ મારે એ કરવુ જોઇએ, સાહેબ,' નાનુ દેસાઇએ આ દેખાવથી કચવાતા કહ્યુ "કે તમને એ દસ્તાવેજ તપાસવા દેવો તે દસ્તાવેજ મારે કહેવુ જોઇએ કે ઘણા વિચિત્ર પ્રકારનો છે" એટલુ કહી તેણે શીરીન તરફ જોયુ

"બરાબર છે મીસ દસ્તુર પાસે તે વીલ છે?" કામદારે પુછ્યુ

"મીસ દસ્તુર પોતે જ વીલ છે" નાનુએ જણાવ્યુ

"ઓહ—મને લાગે છે કે—હુ તમારુ કહેવુ બરોબર સમજ્યો નથી"

"વધારે ચોખવટથી કહુ તો, સાહેબ, મીસ દસ્તુરની બોચી ઉપર છુદણાં પાડીને વીલ લખેલુ છે"

"હે! શુ!" કામદાર સાહેબે ખુરશીમાથી કુદકો મારતા બગડ મારી

"વીલ મીસ દસ્તુરના શરીર ઉપર છુદણા પાડી લખેલુ છે" નાનુ મેનીમીટરે જરાએ પણ અચકાયા સિવાય કહ્યુ ' અને તે આપને તપાસવા માટે રજુ કરવાની મારી ફરજ છે. તેને કચેરીના દફતરમા કેવી રીતે રાખવુ તે વીશે આપ હુકમ કરશો—"

"દસ્તાવેજની તપાસ! પણ મારે તે કેવી રીતે કરવી?' કામદાર સાહેબે ગુચવાડાથી પુછ્યુ.

"તે આપની મુનસફીની વાત છે, સાહેબ" નાનુએ કહ્યુ "વીલ તેણીની બોચી ઉપર છે અને મારે વાદી તરફે તે સાથેનો દાખલો જોઇએ છે" લેડી પેમાસ્તરથી હસ્યા વગર રહેવાયુ નહિ—કામદાર સાહેબ પણ નાનુની સામુ ટગર ટગર જોતા, ગુચવણ ઉકેલવાનો પ્રયત્ન કરતા, બોડુ—માથુ ખજવાળતા બેઠ હતા—છેવટે તેઓ સાહેબ બોલ્યા

"મારે કઈ પણ નિર્ણય ઉપર આવવુ જોઇએ મારા જેવા શરમાળ સ્વભાવવાળાને તે ઘણુ દુખદાયક છે પરન્તુ તેથી મારે ફરજ બજાવતાં પાછા હઠવુ જોઇએ નહિ માટે મીસ દસ્તુર મને તે વીલ બતાવવાનો હુ તમને હુકમ કરૂંછુ પાસેની ઓરડીમા જઈ તમારે કપડાં બદલવાં હશે તો તેમ થઈ શકશે'

'નહિ સાહેબ, એટલુ બધુ કરવાની જરૂર નથી" શીરીને શાલ બાજુ ઉપર મુકતા કહ્યું "આ બદન હુ કહાડી નાખીશ એટલે બસ થશે." એમ કહી તેણે બદન પણ કહાડી નાખ્યું.

"ઓહ ! ઠીક, સમજ્યો કંઈ હરકત નહિ આ જ વીલ છે ને ?" કામદાર સાહેબે ચીબા નાક ઉપર ચશ્મા ગોઠવતા કહ્યું "મારા આટલા વર્ષના અનુભવમાં આવુ વીલ આ મેં પ્રથમ જ જોયુ સહી છે ખરી-સાચી પણ છે તારીખ નથી કે ઓડીસ નીચે ઢંકાયલી છે ?"

"ના" શીરીને કહ્યું "તારીખ છે જ નહિ. હું વધારે ખમી શકી નહિ એટલે તારીખ રહી ગઈ એક જ વખતે આ બધા દુઃખના પાશા હતા તે વખતે મને શુદ્ધિ પણ નહોતી રહી."

"તેમા નવાઈ નથી તમે બહુ જ બહાદુરી વાપરી છે એ મ્હારે કહેવુ જોઇએ" કામદાર સાહેબે નમન કરી શાબાશી આપી

"જોયુ, હું ખોટુ કહેતો હતો ?" અનન્ત પોતાના મનથી બબડયો

"તુચ્ચા ચોરે અત્યારથી જ શરૂઆત કરી"

"તારીખ નથી એથી વીલ ખોટુ ઠરતું નથી" અનન્તના વહેમથી તદ્દન અજાણ્યા કામદાર સાહેબે બોલવાનું શરૂ કર્યુ "તારીખ માટે પુરાવો કરવો પડશે એટલું જ પણ મારે કંઈ અભિપ્રાય આપવાનો નથી મારૂં કામ એ નથી પણ મીસ દસ્તુર તમે તમને પોતાને વીલ તરીકે અમારી કચેરીના હવાલામા સોપ્યા છે તો પછી, તમારે માટે શુ બંદોબસ્ત કરવો એ સૂચવશો ? બીજા વીલોની સાથે કબાટમા તો તમને બંધ કરાય નહિ એ દેખીતું જ છે, તેમ જ કોર્ટની ખાસ પરવાનગી શિવાય વીલને કચેરીની બહાર જવા દેવાય નહિ તેપણ દેખીતુ છે વળી, તમને અહિ રોકી રાખી, રૈયતના છુટાપણા ઉપર અંકુશ મુકવાનો મને અધિકાર નથી તે પણ સ્પષ્ટ છે આવા સંજોગોમા, મારે કબુલ કરવુ પડે છે કે શુ કરવુ તે વિષે મને બહુ ગુંચવાડો થાય છે"

"મારી નમ્ર સૂચના, સાહેબ, એવી છે" નાતુસે જણાવ્યુ, "કે આ વીલની એક ખરી નકલને દફતરમા રાખવી અને નોંધણીના દાખલામાં આ સંજોગો સ્પષ્ટ કરવા માટે એક ખાસ પરિચ્છેદ જુદો લખવો"

"આહ ! તમે મને એક રસ્તો સુઝાડ્યો છે" કામદાર સાહેબે પોતાના ચશ્મા સાફ કરતા કહ્યુ "મીસ દસ્તુરની ખુશી હશે તો આપણે બીજી રીતે તેનો તોડ કહાડીશુ-વીલની છબી લેવડાવી તેને દફતરમા રાખીશુ મીસ દસ્તુરને રહેજ તસ્દી તો પડશે પણ આપણુ કામ સહેલુ થઇ જશે"

"તારે કંઇ હરકત છે, શીરીન ?" લેડી પેમાસતરે પૂછ્યુ

"ના, બિલકુલ નહિ." શીરીને કચવાતા દુઃખી અવાજે કહ્યું "હુ તો હવે જાહેરમા આવી છુ એટલે હરકત હોય તો પણ શુ કામ આવે ?"

"ઠીક ત્યારે જરા ઉભાં રહો પાસે જ એક ફોટોગ્રાફર છે તેને મે ઘણી વખત કામ આપ્યુ છે હું હમણા જ તેને બોલાવુ છુ"

ફોટોગ્રાફર તુરત આવ્યો અને વીલની બે ત્રણ છબી લઈ ચાલ્યો ગયો તે પછી કામદાર સાહેબે બધા સાથે હાથ મીલાવી રજા માગી

---

પ્રકરણ ૭મુ

## રાયજી વિ ખરશેદજી અને બમનજી.

અનન્ત રાયજીનો દાવો દાખલ થયા પછી થોડા દિવસે, ધનજયના આગના વીલ અન્વયે દરેના તેના વારસો અને તેના ભાગીદારો મી ખરશેદજી અને મી બમનજી તરફથી એવી અરજ કરવામા આવી કે, વાદી જે વીલ ઉપર આધાર રાખતો હોય તે અસલ વીલ તેણે કચેરીમાં રજુ કરવુ જોઇએ જેથી સામાવાળાઓને તે તપાસવાનું બની આવે આ અરજી ઉપરથી કામદારનો રીપોર્ટ લેતાં કોર્ટને જણાઇ આવ્યુ કે વીલની ખરી કામદારની રુબરૂ જ લેવામાં આવી હતી અને વીલની તે પૂરેપુરી અને ખરી નકલ હતી તેથી કોર્ટે વીલને પોતાને કોર્ટમાં રજુ થવાની તકલીફમાથી મુક્ત કરી, સામાવાળાઓની અરજી નામંજુર કરી આ અરજીની સુનાવણી વખતે જ જાહેરમા જણાવવામા આવ્યુ કે વીલ અને વાદી વચ્ચે લગ્નસબધ બધાવાનો છે! તે ઉપરથી સામાવાળાઓએ પુરવણી કેફીયત આપી તે એવી મતલબની કે, મીસ શીરીન દસ્તુરે, અનન્ત સાથે લગ્ન કરવાની પોતાની ઈચ્છા હોવાથી, ગેરવ્યાજબી દાબ વાપરી ધનજય પાસેથી વીલ કરાવી લીધુ છે તેઓની પ્રથમની કેફીયતમા મુખ્ય તકરાર એ હતી કે ધનજયે વીલ કરેલુ કહેવામા આવેછે તે વીલ કાયદેસર ગણી શકાય નહિ, તેમજ તે વીલ બાબત તેને માહીતિ પણ નહોતી

આની રીતે વખત જવા લાગ્યો આ દાવાની પચાતને લીધે અનન્ત બહુ જ કટાળી ગયો હતો એક પણ દિવસ એવો નહોતો જતો કે કોઇ નવી ચિન્તા ઉભી થઈ ન હોય મનુ અને નાનુ, બિનઅનુભવી છતા એકને હાથે હિમ્મતથી લડત ચલાવતા હતા ચાલુ ખર્ચને પહોચી વળવા જેટલા પૈસા પણ અનન્ત તેમને મહા મુશ્કેલીએ પૂરા પાડતો હતો પ્રતિવાદીઓ ઘણા જ પૈસાદાર હોવાથી, તેઓએ લગભગ બધા આગેવાન અને હુશીઆર બારીસ્ટરોને રોકી લીધા હતા આથી અનન્ત અને મનુને પણ લાગ્યુ કે બીજા અનુભવી અને ભારમોભાવાળા બારીસ્ટરોને તેમણે રોકવા જોઇએ પરતુ તેને વાસ્તે જોઈના પૈસા અનન્ત પાસે ન હોતા આવા વીલ ઉપર કોઈ પૈસા ધીરે તે પણ અસભવિત હતું આ મુઝવણ ઘણી મ્હોટી થઇ પડી હતી કારણ કે ઘણુ કરતા ન્યાય પણ ભારે કોથળી તરફ જ ઢળે છે અને ન્યાયાધીશો, ગમે તેવા નિષ્પક્ષપાત હોવા છતા, મનુષ્ય પ્રકૃતિ અનુસાર એક અજાણ્યા નવા વકીલ કે બારીસ્ટરની તકરાર કરતા એક એટર્ની જનરલ કે સોલીસીટર જનરલની તકરાર ઉપર વધારે ધ્યાન આપે છે છતાં કાંઇ ઈલાજ નહોતો

છેવટે સુનાવણીનો દિવસ પણ આવી પહોચ્યો તે દિવસે પહેલો જ, અનન્તરાયજી વિ ખરશેદજી અને બમનજીનો કેસ ચાલવાનો હતો. અનન્ત, શીરીન અને લેડી પેમાસ્તર સાથે વખતસર કચેરીમાં આવી પહોચ્યો હતો મીસીસ બેગ પણ તેમની સાથે જ હતી તેમણે જોયુ તો કોર્ટ ચીકાર્રાસ લોકોથી ચિકાર હતી સ્ત્રીઓની સખ્યા પણ ઓછી નહોતી વકીલોની

આગની બધી ખુરશીઓ પ્રતિવાદીના વકીલોથી એટલી બધી ભરાઈ ગઈ હતી, કે મનુ દેસાઇને બેસવાની જગ્યા પણ આગળ મળી શકી નહિ

"અરે પ્રભુ !" અનન્તે પ્રતિવાદીઓના વકીલોની સંખ્યા ગણતા શીરીનને કહ્યુ "આપણી સ્હામે ત્રેવીશ જણા છે બિચારો મનુ એકલો હાથે શુ કરી શકશે?"

"કોણ જાણે આ તો ખરેખર અન્યાય જ કહેવાય ફરૂ પણ શુ? પૈસા ક્યા હતા કે આપણે બીજાને રોકીએ!" શીરીને જવાબ આપ્યો તે જ વખતે નાનુ સોલીસીટર તેમની પાસે આવી પહોચ્યો તેને શીરીને પૂછ્યુ "આ બધા છે કોણ તે તો ઓળખાવો—"

"આહ !" નાનુએ કહ્યુ "પણે પહેલા બેઠા છે તે એટર્ની જનરલ છે તે સામાવાળા ખરશેદજી તરફથી છે તેની સાથે, ફીલ્ડસ્ટીક, જવેરી, ટોપીવાળા અને ત્રણ્ખી બારીસ્ટરો છે એટર્ની જનરલની પાસે સોલીસીટર જનરલ છે તે બમનજી તરફથી છે, તેની સાથે વાદરાવાલા, દિક્ષિત અને મુડલીઅર બારીસ્ટરો છે તેની પાસે મી ટર્ફી એડવોકેટ છે તેની પાસે છે તે મી રેલી એ ટાઇમ્સ ઑફ ઇન્ડીઆ અને ક્રોનીકલનો રીપોર્ટર છે પાછળની હારમા તેમના મદદગાર વકીલો છે"

આ વખતે એક ગૃહસ્થ નાનુની આગળ આવ્યો તે પ્રતિવાદીઓના સોલીસીટરો મેસર્સ ન્યુસ અને ન્યુસવાળોમાંનો મી ન્યુસ સોલીસીટર હતો

"હુ ધારૂ છુ કે આપ જ મી દેસાઈ છો?" મી ન્યુસે નાનુને ધારીને નિહાળતા પુછ્યુ.

"હાજી"

"હુમ્ મી દેસાઈ, હુ હમણા જ મારા અસીલો, એટર્ની જનરલ અને સોલીસીટર જનરલ સાથે મસલત કરીને આવ્યો છુ. અમે કબુલ કરીએ છીએ કે, આ કેસમા અન્દર અન્દર સમજવાનુ કહેવા માટે પુરતા અને સબળ કારણો છે"

"આ બાબતમા હુ તમારી સાથે વાત કરી શકુ તે પહેલા, મી ન્યુસ, મારા એડવોકેટની અહિ હાજરી જોઇએ" નાનુએ દમામથી કહ્યુ

"આહ—અલબત્ત, બેશક" મી ન્યુસે બોચી ખજવાળતા કહ્યુ મનુને પછી ત્યા બોલાવવામા આવ્યો અને એટર્ની જનરલ પણ ત્યા આવી પહોચ્યો હતો

"જુઓ મી દેસાઈ" એટર્ની જનરલે મનુને કોણ જાણે કેટલાયે વખતથી ઓળખતો હોય તેવી ઢબે શરૂ કર્યું—જો કે મનુનુ નામ તેણે તે જ વખતે મી ફીલ્ડસ્ટીક પાસેથી જાણી લીધુ હતુ. "જુવોને મિ દેસાઈ, તમે નથી ધારતા કે આપણે સમજી જઇએ તો સારૂ ! તમારો કેસ જરા જેવો મજબૂત લાગે છે ખરો પણ તમે જાણો છો કે તેમા કેટલીક મુશ્કેલીઓ અને ખામીઓ પણ છે"

"હુ તે કબુલ કરતો નથી" મનુએ દમામથી જવાબ આપ્યો

"અલબત્ત, અલબત્ત છતા, મારા અભિપ્રાય મુજબ તમને ખોટુ ના લાગે તો—મારે કહેવુ જોઇએ કે તમારો કેસ તમે ધારો છો તેટલા સગીન પાયા ઉપર તો નથી જ દાખલા તરીકે, ધારો કે મીસ દસ્તુરને જબાની આપવા દેવામા ના આવે તો ?"

"તમારી શરતો શુ છે?" મનુએ પૂછ્યુ

તે ઉપરથી પ્રતિવાદીઓના ધારાશાસ્ત્રીઓએ અંદર અંદર મસલત ચલાવી છેવટે ફીટ્ઝલસ્ટીન બારીસ્ટરે કાગળની કાપલી ઉપર કંઈક લખ્યુ અને તે કાપલી એટર્ની જનરલને આપી તેણે માથુ હલાવી સમતિ આપી ને કાપલી સોલીસીટર જનરલને આપી તેણે તેના મદદગારોને બતાવી આવી રીતે તે કાપલી બધે ફરી આવી તે પછી મી ન્યુમેં તે લઈ પોતાના અસીલો, મેસર્સ ખરશે જી અને બમનજીને બતાવી કાપલી જોતા જ ખરશે જી ધુરક્યા અને બમનજીએ નિશ્વાસ નાખ્યો શીરીન, જે આ બનો નાટક તપાસતી ઉભી હતી તે આ ધુરકવાનો અને નિશ્વાસનો અર્થ પૂરેપૂરો સમજી પછી મી ન્યુમેં તે કાપલી બાનુને આપી, તેણે જોઇને મનુને આપી અને અનન્તે પણ તે વાચી તેમા ફક્ત થોડુ જ, લખેલુ હતુ --

"શરતો—મીલકત અર્ધોઅરધી વહેંચી લેવી ખર્ચ બધો પ્રતિવાદીને માથે"

"કેમ, મનુ," અનન્તે પૂછ્યુ "તુ શુ કહે છે? કબુલ કરવુ છે?" મનુએ પોતાનુ ઓઠુ તાલકુ ખજવાળતા કહ્યુ "સજોગો વિચિત્ર છે દશ લાખ કાઇ જેવી તેવી રકમ નથી પણ વીશ લાખ આવે એમ છે મારો અભિપ્રાય તો એવો છે કે આપણે છેવટ સુધી લડવુ જો કે આ રકમ મળવાનુ નિશ્ચિત છે અને કેસનુ પરિણામ અનિશ્ચિત છે"

"મારૂ મન પતાવી દેવાનુ થાય છે" અનન્તે કહ્યુ "કેસ નુરો છે તેમ ધારીને નહિ પણ શીરીન-મીસ હ્યુગને ખાતર. તેણે આખી કોર્ટના દેખતાં ઘણા પાડેલાં બતાવવા પડશે"

"આહ!" મનુએ ઝામમથી કહ્યુ તેને સનાન નથી તેણીએ સમજવુ જોઇએ કે અત્યારે તે એક સ્ત્રી નહી પણ કાયદાનો દસ્તાવેજ છે છતા આપણે એને જ પુછીએ"

"કેમ શીરીન, હવે તારો શું મત છે?" અનન્તે શરતો શીરીનને સમજાવતા કહ્યુ "આપને કબુલ કરીએ તો તું વિટંબણામાથી છુટીશ બોલ જલદી કરી દે જડજ હમણા અહિં આવી પહોંચશે"

'મારી દરકાર કરશો નહિ' શીરીને ઉતાવળથી કહ્યુ "હું તો એથી હવે ટેવાઈ ગઇ છુ હું તો લડવા માટે જ આવી છુ મારી ખાત્રી છે કે એ લોકો તમારાથી બીહે છે, પેલા બીહામણા ખરશેદજીનો ચહેરો જ કહી આપે છે હમણા તે મારી સામ જોઇ વાદરા માફક દાતીઆ કરતો હતો પોતે હલકાનો છે એમ તેની ખાત્રી હોત તો તે કદી એમ કરત નહિ બસ આપણે તો હવે લડવુ જ—"

"ઠીક ત્યારે" અનન્તે કહ્યુ ને પેલા શરતોના કાગળ નીચે "ઉપકાર-કબુલ નથી" એટલા શબ્દો ઘસડી કહાડ્યા અને મી મી ન્યુમના હાથમા આપી તે જ વખતે કોર્ટના પટાવાળાએ એકદમ ઉભા થઇ, મોટી બરાડ પાડી બધાને શાન્ત રહેવા કહ્યુ તરત જ શીરસ્તેદાર કારકુન વગેરે આવ્યા ને પછી જડજ પણ દાખલ થયા કચેરીમા આટલી ગરદી જોઇ જડજ સાહેબે જરા મ્હોં કટાણું કરીને પોતાની બેઠક લીધી —ચાલુ

---

# ડૉ. બૂકર ટી વૉશિંગ્ટન અને વર્તમાનપત્રો અને બાતમીદારો.

લેખક –રા જયન્ત.

વર્તમાનપત્રો અને બાતમીદારો પાસેથી મને ઘણુ શીખવાનુ મળ્યુ છે હુ એકાદ શહેરમાં કે રેલ્વેપ્રવાસ માટે પ્લેટફૉર્મપર આવુ છુ કે તરત જ કોઇને કોઈ વર્તમાનપત્રનો બાતમીદાર મને શોધી કાઢે છે વર્તમાનપત્રોના એ બાતમીદારો ઘણી અણધારી જગ્યાએએ મારી મુલાકાત લેતા તે જોઈ મને ઘણુ આશ્ચર્ય થતું હતુ અને તેમના પ્રશ્નોથી કદી કદી તો હુ ચકિત થઇને ગભરાઇ પણ જતો હતો કોઇ વાત હુ જાણતો હોઉ અને તે કોઇને ન કહેતો એમ મને લાગતુ હોય તો મને મળનારો બાતમીદાર ઘણુ કરીને તે જ વાત વિષે પ્રશ્ન પુછવાનો પ્રયત્ન કરતો જોઇતી હકીકત બાતમીદારને ઘણી વખત મળતી પણુ જો તે તેમને નહિ મળતી તો પછી મને ઘણુ માઠુ લાગતું, કારણુ કે ખરી વાત પ્રસિદ્ધ થતી તો બાતમીદારને મળેલી તથા તેણે પ્રસિદ્ધ કરેલી ખરીખોટી અને અપૂર્ણુ માહિતીથી જે નુકસાન થતું તેના કરતા ઘણુ ઓછુ નુકસાન થતુ

મને જ્યારે થોડો અનુભવ હતો ત્યારે કબુલ કરીશ કે હુ બાતમીદારોથી ગભરાતો હતો હુ ઘણા વર્ષથી એવુ સમજતો હતો કે બાતમીદાર એટલે છિદ્રો ખોળવાનો ધંધો કરનારો ઉપાધિખોર માણુસ! આથી બાતમીદારનો મેળાપ થતો ત્યારે જેમતેમ કરી તેને રસ્તે કેવીરીતે પાડી દેવો, અને ખાસ હેતુ અથવા ઉદ્દેશ તેનાથી કેવી રીતે છુપાવવા એ વિષે જ હુ વિચાર કરતો પણુ વર્તમાનપત્રો અને બાતમીદારો આવે જેમ જેમ મને વિશેષ પરિચય થયો તેમ તેમ મારો એ અભિપ્રાય બદલાયો આરભમા મને એવુ જણાયુ કે, સમાજમાનો કોઈ હીમ્મતવાળો સાધારણુ માણુસ જે પ્રશ્નો પુછી શકે તે જ પ્રશ્નો વર્તમાનપત્રનો બાતમીદાર પુછે છે ફેર એટલો જ કે બાતમીદાર પ્રત્યક્ષ તમારી સામે આવીને હાતકાઇથી સરલ પ્રશ્ન પુછે છે અને સાધારણુ માણુસ એ જ પ્રશ્ન બીજાને પરભાર્યો પુછીને માહિતી મેળવે છે

મારા વિષે પુછો તો હુ કહીશ કે* સમાજનો એકાદ માણુસ નીગ્રોની ઉન્નતિ કે મારા કાર્યસબધી કોઇપણ પ્રશ્ન કેવી રીતે-કેવી પદ્ધતિથી કરે છે તે જાણી લેવુ એ ઘણું આનદદાયક અને મહત્ત્વનુ છે, એમ મને જણાઈ આવ્યુ છે દેશના જુદા જુદા ભાગના બાતમીદારો તરફથી પુછાતા સવાલોપરથી સમાજના લોકોને મારા કાર્યસબધી કેટલી ખબર છે તે મને સારી રીતે સમજાય છે, એટલું જ નહિ પણુ નીગ્રો પ્રજા વિષે સમાજના સાધારણુ માણુસની ભાવના કેવી છે તે હુ ઉત્તમ રીતે જાણી શકુ છુ વર્તમાનપત્રોના બાતમીદારો પોતાના

* આ હકીકત ડા બૂકર ટી વૉશિંગ્ટને પોતાના My Larger Education નામના પુસ્તકમા લખેલી છે અથાત્ અમેરિકન વતમાનપત્રોને લગતી બાબત છે

સવાલોથી મને જરૂરની ઘણી હકીકત પુરી પાડે છે, એટલુ જ નહિ પણ મારી ગેરસમજ દૂર કરવામાં અને નીગ્રોની સ્થિતિ અને ઉન્નતિ વિષે લોકોને જરૂરની માહિતી આપવામાં ઘણી મદદ કરે છે

બાતમીદારો વિષે અભિપ્રાય બદલવામા બીજો કારણભુત વિચાર એ છે કે વર્તમાન આદે પરિચય વધવાથી વર્તમાનપત્ર વાંચનાર અને તેને આશ્રય આપનાર જનસમાજના હિત સબધ અને વિચારનું તે કેટલે સુધી અને કેવી રીતે માન કરાવે છે એ હુ સારી રીતે જાણી શકયો છુ લોકની સદ્દઇચ્છા અને વિશ્વાસ માટે જરૂરનું કોઇ પણ કામ કરનાર માણસ લોકો સાથે પ્રત્યક્ષ સબધમા આવે અને બાતમીદાર પુછે તે પ્રકારના પ્રશ્નના ઉત્તર આપે એ ઘણુ મહત્ત્વનુ છે જો પુછાયલા પ્રશ્નના ઉત્તર આપવામાં આવતા નથી તો તે પ્રશ્નો જેમના તેમ પડી રહે છે અથવા તો લોકોને એ પ્રશ્ન સબધની હકીકત પરોક્ષ અગર તો અવિશ્વાસને પાત્ર એવા સ્થળેથી મળે છે

હુ ટસ્કેગી હતો ત્યારે દક્ષિણના વર્તમાનપત્ર કે માસિકના બાતમીદારો અમારી સસ્થાની આંતર સ્થિતિ વિષે ચાલતી અફવા સબધી તપાસ કરવા ઘણી વખતે મારી પાસે આવી ગયા છે હું તેમને કહેતો કે જોઇએ તેટલો વખત લો અને પુરી તપાસ કરો આથી એકાદ મોટી સસ્થાને વિઘાતક કે સહારક ટીકા કરવાને તથા સસ્થાને નુકશાન થાય તેવી રીતની કોઇપણ ખબર પ્રસિદ્ધ કરવાને દુષ્ટ માણસને ઘણી સવડ મળે છે એ સ્પષ્ટ છે પણ મને એવો અનુભવ થયો છે કે પ્રત્યેક પ્રસગે વર્તમાનપત્રકારે પૂર્ણ તપાસ કર્યા પછી અમારી સસ્થા વિષે કોઇપણ અનિષ્ટ વાત પ્રસિદ્ધ કરી નથી, તેથી ઉલટી રીતે અમારી સસ્થાની સત્યતા તેણે જાહેર કરી છે અને લોકોમા ચાલતી ખોટી અફવાઓને તોડી પાડી છે ગપ્પા નષ્ટ કરવાનો ઉત્તમ ઉપાય કહીએ તો વર્તમાનપત્રકારો તપાસ કરી યાદી બાહેર પાડે એ છે તેવી જ રીતે વર્તમાનપત્રની મ છી મેળવવાનો સારો રસ્તો એ જ છે કે તેનાથી છુપાવવા જેવુ પોતાની પાસે કઇ નથી, એમ બતલાવી આપવુ

મેં ઘણી વખત લોકોના મોઢેથી સાભળ્યુ છે કે, વર્તમાનપત્રો નકામી વાતો અથવા ગપ્પા પ્રસિદ્ધ કરે છે વર્તમાનપત્રો વિષે હુ જે કઇ જાણુ છુ તેપરથી મારી એવી ખાત્રી થઈ છે કે, તેમના તરફ મોકલેલી હકીકતનો દશમો ભાગ પણ તેમા પ્રસિદ્ધ થતો નથી અને પ્રત્યેક વર્તમાનપત્રનો ઘણો ખરો સમય સભવિત તથા મનોરજક વાતોપર વિશ્વાસ રાખનાર મનુષ્ય સ્વભાવની સાહજીક પ્રવૃત્તિને લીધે સમાજમા પ્રસરેલી અફવા અને ગપ્પાના ખરા ખોટાપણાનો નિર્ણય કરવામા જાય છે મને લાગે છે કે ખોટી બાતમી કે ગપ્પ ઉપર આધાર રાખી રહેલ દ્વેષ અને દુરાગ્રહને લોકોના મનમાથી દુર કરવાનું કામ જો વર્તમાનપત્રો કરે તો તેમનુ અસ્તિત્વ સાર્થ થાય, પણ આ વાત કરતા, દૈનિકપત્રો ખોટી અને ભ્રામક વાતો ઘણી છાપે છે અને મહત્વની વાતો સબધી સહેજે ન હાનતાં તુચ્છ તથા ઉત્તેજક બાબતોને ઘણી વખત મહત્ત્વ આપે છે તે તરફ હું આખ આડા કાન કરી શકતો નથી ગામડાના

ગપ્પીન્હાસ કિંવા ત્યાંની એકાદ દુકાનમાં બેની રાજકીય ખટખટી વાતો કરી લોકમત બનાવનાર લોકોનું કામ ઘણા અને દૈનિકપત્રો હાથમાં લઈ બેઠા છે પણ એ કામ વર્તમાનપત્રો ઉંચા પ્રમાણપર કરે છે જગતના દેખાવ, જગતની ખબરો તે જનસમાજ સમક્ષ મુકી સત્ય શોધી કાઢવાનો સ્તુત્ય પ્રયત્ન કરે છે જો કે ગપ્પીન્હાસની માફક કદી કદી વર્તમાનપત્રો અયોગ્ય વસ્તુઓને મહત્ત્વ આપે છે અને ક્ષુદ્ર તથા વ્યક્તિવિષયક બાબતોપર ઘણો સમય ગુમાવે છે પરન્તુ તેઓ તે સર્વ જાતિના લોકોને એક જ કરે છે એકત્ર વર્તમાનપત્ર વાચનાર લોકોમાં એક પ્રકારનો મિત્રભાવ વધે છે-પછી ભલેને તેઓ એક બીજાને કદીએ ન મળ્યા હોય કે હજારો માઈલ દૂર રહેતા હોય

કૉન્ઝરવેટીવ-પુરાણપ્રિય પક્ષ તરફથી કામ કરનારા જ માત્ર નહિ પણ ઉતરતી સ્થિતિના પત્રો તરફથી કામ કરનારા અને સર્વ બાતમીદારો મને મળ્યા છે મેં તેમનું અવલોકન કર્યું છે તેપરથી મારી ખાત્રી થઈ છે કે, પોતાના ભાગનાં કઠિન કામ શ્રમથી, સારી રીતે અને પ્રમાણિકપણાથી કરનારા બીજા લોકો ઘણા થોડા જ મળી આવે છે હું એ પણ કબુલ કરું છું કે, હમણા હમણા બાતમીદારોને મળવામા તથા તેમની સાથે વાતો કરવામા મને ઘણો રસ પડે છે કારણ કે, તેઓને જગતનું, મનુષ્યનું અને પરિસ્થિતિનુ ઘણું સારૂં જ્ઞાન હોય છે તેમની સાથે વાત કરતા તેમને સાર્વજનિક અને ખાનગી બાબતો સબધી કેટલી બરાબર, બીનચુક અને ઉંડી ખબર હોય છે, સાર્વજનિક માણસો અને તેમના કૃત્યો વિષે તેમના અનુમાન કેટલા યોગ્ય હોય છે તે જોઈને હુ ઘણી વખત આશ્ચર્ય પામ્યો છુ

દેશના પ્રત્યેક મોટા વર્તમાનપત્રની ઓફીસમા પુષ્કળ માહિતી ભરેલી હોય છે પણ તેની સાથે સબધ ધરાવનારી કેટલીક વ્યક્તિપર મહેરબાની કરવા અથવા સાર્વજનિક હિતમાં કંઈ બીગાડ ન થાય એ હેતુથી પ્રસિદ્ધ કરવામા આવતી નથી તેઓ ખાનગી વ્યક્તિ અને સાર્વજનિક હિત સબધમા પોતાની લાગણી પોતે શુ પ્રસિદ્ધ કરે છે તેથી નહિ પણ પોતે પ્રસિદ્ધ નહિ કરીને જ ઘણી વખત બતાવી આપે છે વર્તમાનપત્રોની હાલની સ્થિતિ જોતા, સમાજને મનોરંજક અને આનદી લાગતી કોઈપણ વાત એક પ્રકારનો માલ છે અને તેવો માલ એકઠા કરી ખપાવવો એ વર્તમાનપત્રોનુ કામ છે એમ હું પ્રથમ કહી ગયો છુ એવી સ્થિતિ હોવા છતા ઉપર કહ્યુ તેમ તેઓ વિવેકી અને વિચારવાન્ જણાઈ આવે છે એ ઘણુ નવાઈ જેવુ છે

વર્તમાનપત્રો માટે હકીકત મેળવી પ્રસિદ્ધ કરવા માટે તૈયાર કરવાની પદ્ધતિમા હાલમા ઘણો સુધારો થયો છે હવે વર્તમાનપત્રોના બાતમીદારો સુધરેલા છે કિંવા તેમની સાથે કેવી રીતે વર્તવુ એ લોકો સારી રીતે સમજ્યા છે, અથવા હાલના સામાજીક જીવનમા વર્તમાનપત્રોની જવાબદારી કેટલી મહત્ત્વની છે તે લોકો અને વર્તમાનપત્રકારો એ બન્નેને સારી રીતે સમજાયાથી આ સુધારો થયો છે કે કેમ તે હુ ખાત્રીથી કહી શકતો નથી ખાનગી વ્યક્તિ અને જાહેરકામ કરનાર એ સર્વના જાણવામા સારી રીતે આવવુ જાય છે કે જે દેશમા એક વ્યક્તિનો

બીજી વ્યક્તિ સાથે નિકટ સમ્બન્ધ થાય છે, તે દેશમાં પ્રત્યેનો વ્યવહાર ખુલ્લી રીતે થાય અને તેમના કૃત્ય સર્વ જગતના જાણવામાં આવે એ સાર્વજનિક દૃષ્ટિએ અતિ હિતકારક છે. તેવી જ રીતે વર્તમાનપત્રકારો પણ સમજ્યા છે કે, કોઇને કોઇ પણ સાર્વજનિક હિત સાધવું એ જ કોઈપણ વાત વર્તમાનપત્રમાં પ્રસિદ્ધ કરવાનું સમર્થન કે યોગ્ય કારણ છે અને એ વાતનું મહત્ત્વ તથા પ્રસિદ્ધ કરનાર વર્તમાનપત્રની કીર્તિ, તેના રીપોર્ટના ભૂલરહિત સત્યપણાપર અવલંબી રહેલી છે.

વર્તમાનપત્રો સાથે દેશની મહાન વ્યક્તિઓનો સમ્બન્ધ કેવો હોય છે તે પણ જાણવા જેવું છે.

રૂઝવેલ્ટ પ્રમુખ હતા ત્યારે હું ઘણી વખત તેમના મહેલમાં ગયો હું હું પ્રત્યેક વખત તેમની ચોતરફ પાંચસાત વર્તમાનપત્રોના ખાતમી દારોને એકત્ર થયેલા જોતો. આવા પ્રસંગે જેમ એક ભાગીદાર પોતાના બીજા ભાગીદાર સાથે છુટથી બોલતો હોય તેમ પોતાના વિચાર, પોતાનું ધોરણ વગેરે રાજકીય બાબત સમ્બધી પ્રમુખ રૂઝવેલ્ટને ખાતમીદારો સાથે ખુલ્લી રીતે વાતો કરતા જોઇને મને ઘણું આશ્ચર્ય થતું હતું મુલાકાત પછી તે ખાતમીદારો પોત-પોતાના પત્રતરફ તારના લાંબા લાંબા સંદેશા મોકલતા. પણ મને લાગે છે કે, *પ્રમુખના વિશ્વાસનો દુરૂપયોગ કોઇએ ભાગ્યે જ કર્યો હશે આવી મુક્ત મુલાકાત આપી સર્વ દેશને પોતાના રહસ્યમાં લઇ રૂઝવેલ્ટે દેશને પોતાનો બનાવ્યો છે તે વર્તમાનપત્રકારોને ઘણો પ્રિય છે. તેનું કારણ જે પરિસ્થિતિમાં તે લોકો કામ કરે છે અને તે લોક તથા તેમના રીપોર્ટનું પ્રજાસત્તાક રાજ્યમાં કેટલું મહત્ત્વ છે તે જાણે છે એ છે.

વર્તમાનપત્રો સાથે સમ્બન્ધ ધરાવનાર બીજા એક સુપ્રસિદ્ધ ગૃહસ્થ કહીએ તો મી એન્ડ્રૂ કાર્નેગી છે ઘણા શ્રીમતો અપ્રિય હોવા છતાં સર્વ સાધારણ લોકસમૂહ મી કાર્નેગીને જ કેમ માન આપે છે અને તેમનાપર જ કેમ પ્રેમ ધરાવે છે? એવો પ્રશ્ન થતાં મેં સાંભળ્યું છે તેમના વિષે મને જે કઇ ખબર છે તે પરથી, વર્તમાનપત્રો અને ખાતમીદારો સાથે તેમનું મુક્ત અને સરળ વર્તન એ જ તેમની લોકપ્રિયતાનું બહુધા મૂળ છે, એમ મને લાગે છે ખાતમીદારોને પોતાનું રહસ્ય કહેવાનો પ્રમુખ રૂઝવેલ્ટનો કેટલો ગુણ મી કાર્નેગીમાં છે પોતે શું કરે છે તે જગતને જણાવવાનાં સાધનો કહીએ તો વર્તમાનપત્રો જ છે અને એ સાધનોનો ઉપયોગ કેવો કરવો એ મી રૂઝવેલ્ટ અને મી કાર્નેગી સારી રીતે જાણે છે વર્તમાનપત્રોદ્વારા જનસમૂહસાથે પ્રત્યક્ષ સમ્બંધ રાખવાની પ્રેરણા તેમનામાં હોવાથી તેઓ આટલા લોકપ્રિય થયેલા છે મારા આ કથનનો એવો અર્થ ન કરવો કે, તેઓએ લોકપ્રિય થવા માટે વર્તમાનપત્રોનો ઉપયોગ કર્યો છે લોકોનો વિશ્વાસ ધરાવનાર સુપ્રસિદ્ધ મનુષ્ય, પોતાની લોકપ્રિયતાથી છકી જાય અથવા બહેકી ન જાય તો તે એક અપ્રસિદ્ધ માણસ કરતાં ઘણાં સારાં કામ અને વધારે લોકસેવા કરી શકે છે મી રૂઝવેલ્ટ અને મી કાર્નેગી એ ઉભયનાં નામ લોકોના મનમાં જાહેરહિતની બાબતો સાથે જે જડાઇ ગયેલાં છે પોતાના જીવનમાં તેમણે કઈ મહત્વનું જાહેરહિત સમજી રાખેલું હોવાથી

* રૂઝવેલ્ટ ગયા વર્ષે મરણ પામ્યા છે

તે બન્ને જાહેર પુરૂષ બન્યા છું મી કાર્નેજી કોઇપણુ સરકારી અધિકારપર નથી પણુ એક જાહેર સાર્વજનિક ગૃહસ્થ છે મી રૂઝવેલ્ટે મહત્તના સાર્વજનિક કાર્યો સાથેનો સબધ તોડેલો નથી અને તે હવે અમેરિકના પ્રમુખ નથી તોપણુ તેમની રાજકીય સત્તા ક્ષય થયેલી નથી લોકોના મનપર તેમની સત્તા રહેવાનું કારણુ, વર્તમાનપત્રદ્વારા તેમનો પરિચય થયો એ છે

સાર્વજનિક હિતની એક બાબત સાથે એટને હમણા જ સ્વતત્ર થયેલી જ્ઞાતિને પ્રજાસત્તાક રાજ્યના નાગરિકત્વના કર્તવ્ય તથા જવાબદારીને યોગ્ય કરનારી શિક્ષણુપદ્ધતિ સાથે મારૂ નામ જીવનના આરભકાળમા જ જોડાયુ છે તે હું મારૂ મહાન્ ભાગ્ય સમજુ છુ એ શિક્ષણુને માટે લોકોને વિનતિ કરી કરીને મદદ મેળવવી પડતી હોવાથી મારૂ નામ ઘણા ખરા જાણે છે એથી મને સતોષ થાય છે, કારણુ કે વર્તમાનપત્રોદ્વારા સેકડો નહિ પણુ હજારો માણુસોમા મારો પ્રવેશ થયો છે એટલા લોકો સાથે કદીએ હું રુબરૂ વાત કરી શકયો નહોત વર્તમાનપત્રોના યોગથી મારો સેવાનુ બળ સેકડો ઘણુ વધ્યુ છે

હા, એ ખરૂ છે કે, વર્તમાનપત્રદ્વારા પ્રસિદ્ધિમાં આવેલો અને લોકોનો વિશ્વાસ પ્રાપ્ત કરી રહેલો એકાદ માણુસ સાર્વજનિક હિતની માફક જ પોતાના સ્વાર્થ માટે એ શક્તિનો ઉપયોગ કરી શકે છે એવા માણુસોને જનપ્રિયતાનો ખાનગી કામ તરફ ઉપયોગ કરવાની ઘણી તક દર વર્ષે મળે છે, એ નિ સશય છે દાખલા તરીકે, વર્ષમા ઘણી વખત કોઇ એકાદ માણુસ એકાદ નવીન કારખાનાના સ્ટૅાકનો ભાગ મને બક્ષીસ આપે છે અને ઘણી વખત જમીન કે નવીન શહેર વસાવવાની યોજનાનો કેટલાક ભાગ મને અર્પણુ કરવામાં આવેછે આ પ્રકારની પ્રત્યેક ભેટ તરત જ પાછી ફેરવવાનો મે નિયમ રાખ્યો છે એનું પહેલુ ઉત્તમ વ્યાવહારિક કારણુ કે તો નવીન કામ કાયદેસર હોય તો પણુ હું તે વિષે જવાબદાર નહિ હોવાથી મારૂ નામ તેમા ગુથવાથી મને તેનાથી કઇ લાભ થાય નહિ અને મારા નામથી તે કામમા કોઇ રુપિયા નાખે એમ લાગે તો મારા નામનો એવો ઉપયોગ કરવો એ એક પ્રકારની ઠગાઈજ છે. બીજુ એક કારણ એ છે કે, હું લોકો સાથે પ્રામાણિકપણે રહેવા ઇચ્છુ છુ

પ્રથમ કહ્યા પ્રમાણે પ્રથમ પ્રથમ મારા કામકાજ વિષેના વિચાર અને મહત્ત્વાકાક્ષા વર્તમાનપત્રકારોથી છુપાવતો નથી એકાદ મિત્ર અથવા તો ઓળખીતા ગૃહસ્થ સાથે વાત કરૂં તેમ તેમની સાથે હું બોલુ ચાલું છુ તેમને ખબર આપવામા કઇ વાત પ્રસિદ્ધ કરવી અને કઇ નહિ પ્રસિદ્ધ કરવી એ પણુ હુ કહું છુ, કઇ રીતે બાતમી પ્રસિદ્ધ કરવાથી લોકોના મનપર યોગ્ય સસ્કાર થશે તે મારા કરતાં બાતમીદારો સારી રીતે સમજતા હોય છે વૅાશિંગટનના મોટાં મોટા દૈનિકપત્રોને એ વાત વધારે લાગુ પડે છે ઘણી મહત્ત્વની બાબતોનો વિચાર કરી તેમને લખવાનું હોય છે, તો પણુ કઇ વાત છાપવી અને કઈ ન છાપવી એ વિષે તેઓ ઘણી ચાલાકી બતલાવે છે એનું એક ઉદાહરણુ અહીં હું કહીશ —

મી રૂઝવેલ્ટ પ્રમુખ હતા ત્યારે કૅાગ્રેસપ્રતિનો તેમના વાર્ષિક સદેશાનો કેટલોક મહત્ત્વનો ભાગ વચી જોવા માટે તેમણે મને બોલાવ્યો હતો પોતાના સદેશાના જે ભાગ વિષે તેમણે

મારો અભિપ્રાય માગ્યો તે ભાગ વિષે તે વખતે લોકોમા ઘણી ચર્ચા થતી હતી વૉશિંગ્ટનના ખાતમીદાર-વિશેષત મહેલમા કામપર હાજર રહેલા ખાતમીદારોને, પ્રમુખ રૂઝવેલ્ટ મારી સાથે કયા વિષયપર વાત કરવાના છે તેની ગધ લાગી હતી. હુ પ્રમુખની સાથે ઘણી વાર સુધી રહ્યો હતો પછી કચેરીની બહાર નીકળતાં જ મને એકદમ ૭ ખાતમીદારોએ ઘેર્યો તેઓએ મને પ્રમુખ સાથે શી વાત કરી તે જણાવવા કહ્યું કેટલીકવાર સુધી આનાકાની કર્યા પછી મેં તેમની સાથે છૂટથી વર્તવાનો નિશ્ચય કર્યો મેં તેમને સદેશાના કેટલાક મુખ્ય મુદ્દા કરી કહ્યું, "ગૃહસ્થો, હવે વિચાર કરો, વર્તમાનપત્રો દ્વારા આ વિષય મ્હારે લોકોને જણાવવા જેવો છે એમ તમને લાગે છે ?" તેમણે તરત જ કહ્યુ કે, એ વાત લોકોને જણાવવી એવો અમારો પણ અભિપ્રાય નથી પરિણામ એ જ આ યુ કે બીજે દિવસે વર્તમાનત્રોમા એમાંનો એક પણ શબ્દ પ્રકટ થયો નહિ જો મે તેમનાથી કઇ વાત છુપાવવાનો કે તેમને ફસાવવાનો પ્રયત્ન કર્યો હોત તો માત્ર એ વિષેનો રીપોર્ટ, વિપર્યાસથી ભરેલો કે ખોટાં વિધાનવાળો જ લોકોને મળ્યો હોત

સાર્વજનિક ભાષણ તૈયાર કરવાની અને તે બોલવાની તથા તે વર્તમાનપત્રમા બરાબર રીતે પ્રસિદ્ધ કરાવવાની ઉત્તમ પદ્ધતિ કઇ, એ એક પ્રશ્ન મારા મનમા હમેશા ઉભો થાય છે અને બહુધા જાહેર ભાષણ કરનારાઓને એ જ વિચાર આવે છે એમ મને લાગે છે હું પ્રથમપ્રથમ જાહેરભાષણ કરવા લાગો ત્યારે મે મારા ભાષણો બહુધા મોઢે કરવાનુ યોગ્ય રાખ્યુ હતુ પણ એ ક્રમ જલદી છોડી દીધો અત્યત મહત્ત્વના પ્રસગ સિવાય કિંવા એકાદ નવીન વિષયપર બોલવાનુ હોવા સિવાય હું હાલમા ભાષણો મોઢે કરતો નથી ભાષણ લખી કાઢી તે વાચવાની રીતમા કેટલાક ફાયદા છે પરન્તુ તેમાં કેટલુક નુકસાન પણ છે લખીને વાચેલું ભાષણ નિરસ અને ઔપચારિક લાગવાનો સભવ હોય છે તેમ જ લેખી ભાષણપર સર્વ રીતે આધાર રાખવાથી વક્તાથી પ્રસગાનુરૂપ ગોઠવણ કરી શકાતી નથી પણ તે લખેલ હોય છે તો વર્તમાનપત્રોમાં ભૂલ રહેતી નથી

મોઢે ભાષણ કરવાની પદ્ધતિ અને લખી કાઢવાની પદ્ધતિ એ બન્નેનો અનુભવ લઇ મેં એક નવીન ઉપયોગી રીત કાઢી છે જે વિષયપર મારે બોલવાનુ હોય છે તેનો હુ બરાબર વિચાર કરું છુ પછી મારા ભાષણના મુદ્દા બરાબર લક્ષમા આવે તે માટે કેટલાક મથાળાં કે ટાંચણ લખી કાઢુ છુ મારા ભાષણની દિશા નક્કી થયા પછી હુ તે ટુકામાં લખનારાઓને ( *Short hand writers* ) કહુ છુ એ ક્રમ ઘણાં વર્ષોથી રાખ્યો છે હવે સતત અભ્યાસથી મને એવુ જણાઈ આ યું છે કે, હુ ટાંચણ હાથમા લઈ પ્રથમ કલ્પ્યાપ્રમાણે મારૂ ભાષણ બરાબર હુ રજુ કરી શકુ છુ ટુંકામાં લખનારાઓએ કરેલુ ભાષણ કે તેનો ભાગ હુ આગળથી ખાતમીદારોને આપી મુકુ છુ આથી તેમને સારી સમજ મળવા ઉપરાત તેઓ બીનચૂક રીપોર્ટ કરી શકે છે તેમ જ મોઢે કરેલુ ભાષણ બોલતી વખતે કે લખેલુ ભાષણ વાંચતી વખતે લાગતું નિરસપણું દૂર કરી મુક્તપણે ભાષણ કરવાને સ્વતત્ર હોઉ છુ અને

કેટલીક વિશિષ્ટ પ્રાસંગિક વાતો (એટલે શ્રોતાઓની મનની સ્થિતિ અને પૂર્વ વક્તાના ઉદ્ગાર વગેરે) નો લાભ લઇ મારૂ ભાષણ રસદાર બનાવી શકુ છુ

વર્તમાનપત્રમા ખોટો રિપોર્ટ પ્રસિદ્ધ થાય તો વક્તાએ શુ કરવુ એ પ્રશ્નનો જાહેર કામ કરનારાઓએ ઉકેલ લાવવો જોઇએ અત્યંત અપવાદાત્મક સ્થિતિ બાજુએ મુકી ખોટા રીપોર્ટનો કદી પણ નિષેધ ન કરવાનો મે નિયમ રાખ્યો છે ઘણુ ખરા ભાગે રીપોર્ટનો નિષેધ કરતા મૂળ વાત–રીપોર્ટ તરફ લોકોનુ લક્ષ જાય છે અને તેને વ્યર્થ મહત્વ મળે છે મૂળ રીપોર્ટ નહિ જોનારા ઘણા માણસો નિષેધ જોશે અને શુ છે તે સમજવા માટે મૂળ રીપોર્ટ શોધવા લાગશે વળી, માત્ર નિષેધ મેળવવા માટે કિંવા વાદવિવાદ શરૂ કરવા માટેજ ખોટા રીપોર્ટ કરવાને કેટલાક વર્તમાનપત્રો હમેશ તૈયાર હોય છે તેમની અસત્યતા પ્રકટ કરતા તેમને બીનજરૂરી મહત્વ મળે છે, એવો અનુભવ થયેલો છે તોફાન અને લડાઈ જોવાનુ ઘણાને ગમે છે એટલે ક્ષુલ્લક વાત મોટી થઈ પડે છે

હમણા મને એક વર્તમાનપત્રકારે ફસાવ્યો હતો હુ રેલ્વેમા મુસાફરી કરતો હતો તે વખતે ન્યૂયોર્કના એક પત્રનો બાતમીદાર આવી મારી પાસે બેઠો અને લોકો આગળ ચાલતા એક પ્રશ્નનો ઉહાપોહ કરવા લાગ્યો પોતે વ્યાપારી છે અને એ પ્રશ્નનો પ્રસગવશાત્ તે વિચાર કરે છે એવો તેણે મારા મનમા અભિપ્રાય બધાવ્યો મેં તેની સાથે સભ્યતાથી છૂટથી વાત કરી વચ્ચેના એક સ્ટેશને તે ઉતરી ગયા પછી મને શકા આવી મેં મારા મનમા માની લીધુ કે એક વ્યક્તિ સાથે જ નહી પણ લોકો સાથે જ વાતો કરતો હતો બીજે જ દિવસે તેના પત્રના કોલમોમા અમારી લાબી હકીકત પ્રકટ થઇ તે પત્રના વ્યવસ્થાપકને મે પત્ર લખી તરત જ ખરી હકીકત જણાવી મારા એ પત્રની કઈ અસર થઇ કે કેમ તે હુ ખાત્રીથી કહી શકતો નથી પણ મને લાગે છે કે, અયોગ્ય રીતે વર્તવામા આવતા તેનો નિષેધ કે અસમતિ દર્શાવવી એ વ્યક્તિસાથેની વર્તમાનપત્રોની વર્તણક સુધારવાનો એક ઉપાય છે

વર્તમાનપત્રની મુખ્ય વાત એ છે કે, તે આપણા સમાજના સાધારણ મનુષ્યોના વિચારો કે જ્ઞાનનું દ્યોતક હોય છે સ્થાનિક વર્તમાનપત્રો પોતપોતાના વિભાગના વિચારો વ્યક્ત કરે છે તેમના વ્યગ કે દોષ કહીએ તો સાધારણ લોકોના વ્યગ અને દોષ એ જ હોય છે. પોતાના વાચકોના મન વર્તમાનપત્રોએ વ્યકત કર્યા ન હોત તો તે હાલ છે તેવા મનોરજક અને કીમતી બન્યા ન હોત અને આજે અમોને લોકવિષયક જેટલું જ્ઞાન છે તેટલુ હોત નહિ કે થયુ ન હોત જ્યા સુધી વર્તમાનપત્રો અસ્તિત્વમા છે, ત્યા સુધી સાધારણ માનવવૃત્તિ અને વિચાર કેવા છે તે જાણવાનુ સાધન અમારી પાસે ઉભુ રહે છે એટલુ જ નહિ પણ તે મનુષ્યના અત કરણને ભેટવાનું અને તેને દોરવાનુ દ્વાર અમારી પાસે રહે છે જેઓ કહે છે કે વર્તમાનપત્રની વાત પોતાને પસદ નથી તેઓ ઘણું કરીને સામાન્ય માણસો માટે આદરભાવ વગરના હોય છે

વર્તમાનપત્રનો ખરો દોષ કહીએ તો તેઓ હમેશાં સાધારણ માણસની ખરાબ બાજુ બતાવે છે અને સારી બાજુ ભાગ્યે જ આગળ લાવે છે સાધારણ માણસની ઉત્કૃષ્ટ બાજુ વાંચવાની ઈચ્છા થાય તો પુસ્તક કે માસિક વાચવાં જોઈએ વર્તમાનપત્રો ખરી વસ્તુ અને ખરાં માણસો વિષે વિવેચન કરે છે એ એક મોટો લાભ છે એ ખરૂં પણ એ વિવેચન કેવળ ઉપર ઉપરનું હોય છે માટે વર્તમાનપત્ર કોઈની નિંદા કે સ્તુતિ કરે છે તો હું તે નિંદા કે સ્તુતિને કંઈજ મહત્ત્વ આપતો નથી અને મને લાગે છે કે એમ કરવું એ જ ઠીક છે તો પણ કહીશ કે પુસ્તકો કરતાં વર્તમાનપત્રોથી હું ઘણું શીખ્યો છું ખરેખર, મનુષ્ય અને વસ્તુના સમાગમથી હું જો કે કેટલુંક શીખ્યો છું, તોપણ વર્તમાનપત્રોથી મને ઘણું શીખવાનું મળ્યું છે એમ મને લાગે છે વર્તમાનકાળના વિષયપર લેખ લખનાર માસિકોનો વર્તમાનપત્રમાં સમાવેશ કરવામાં આવે તો મારૂં આ કથન તદ્દન ખરૂં જણાશે પુસ્તકોના સાધારણ વિધાનો કરતાં વર્તમાનપત્રની બાતમીઓએ જ મને વધારે ઉત્તેજન આપ્યું છે પ્રત્યેક બાબતમાં કાર્યો માત્ર સાથે પ્રત્યક્ષ વ્યવહાર કરવાનું મને ઘણું ગમે છે અને પુસ્તકો કરતાં વર્તમાનપત્રોમાં જ તે (કાર્યોમાત્ર) મને વધારે મળી આવે છે

ઘણા લોકોને મેં એવું બોલતા સાભળ્યા છે કે, રીપોર્ટ પ્રસિદ્ધ કરવામાં વર્તમાનપત્રનો મુખ્ય હેતુ વિધાયક ન હોતાં વિઘાતક હોય છે પ્રત્યેક માણસને-વિશેષત સાર્વજનિક-જાહેર માણસને વર્તમાનપત્રો લોકમતના ન્યાયાસન સમક્ષ નિશ્ચયતાથી ખેંચી લાવે છે અને તેને પોતાના કૃત્યનો ખુલાસો કે સમર્થન કરવાની ફરજ પાડે છે એ તદ્દન ખરૂં છે પણ લોકોની જે કંઈ સેવા કરવામાં આવે તેપર સર્વ માન કે અધિકારનો આધાર છે, એ તત્ત્વ પ્રત્યક્ષ કે અપ્રત્યક્ષ જાહેરકામ કરનારા પ્રત્યેક માણસે હમેશ નજર આગળ રાખવું એ અતિ મહત્ત્વનું છે એ તત્ત્વની પ્રેરણાને જે કોઈ ખાનગી કે જાહેર વ્યક્તિ વર્તમાનપત્રો સાથે વ્યવહાર રાખે છે તેને તેનાથી કંઈ હાનિ ન થતાં અતિ સહાય મળે છે

મારા પોતાના વિષે પુછો તો કહીશ કે, મને જે કંઈ યશ મળ્યો છે તે સર્વ દક્ષિણ અને ઉત્તરમાં વર્તમાનપત્રોએ મારા કાર્ય વિષે જે સહાનુભૂતિ તથા લાગણી દર્શાવ્યા છે તેનું જ ફળ છે એમ મને લાગે છે મારા સમાજ અને મિત્રમંડળની બહારનાં જનસમૂહ સાથનો સંબંધ એ વર્તમાનપત્રો દ્વારા જ થયો છે, અને એ સાધનોને લીધે જ ટસ્કેગી સંસ્થા એકાદ દાનવીરના આશ્રયને પાત્ર થયેલી કે એક જાતિ અથવા પંથના હિત માટે ચાલતી સંસ્થા ન બનતાં સર્વ લોકોથી પોષાતી અને સર્વ દેશના હિતાર્થે ચલાવેલી એક જાહેર સંસ્થા બની છે

---

# રત્નાવલી.

[ નાટક ]

લેખક—રા. રતિપતિરામ ઉદ્યમરામ પંડયા, બી એ

( ગયા અંકથી અનુસંધાન )

## મુખ્ય પાત્રો

સૂત્રધાર.
નટી—સૂત્રધારની પત્ની
ઉદયન—કૌશામ્બી નગરીનો રાજા
વાસવદત્તા—ઉદયનરાજાની રાણી
યોગન્ધરાયણ—ઉદયનરાજાનો હિતેચ્છુ પ્રધાન
વિદૂષક ( વસંતક )—રાજાનો મશ્કરો મિત્ર,
મદનિકા } વાસવદત્તાની ચેટીઓ
ચુતલતિકા }
કાંચનમાલા—વાસવદત્તાની હિતૈષિણી સખી
સાગરિકા—સિંહલેશ્વરની પુત્રી અપ્રસિદ્ધ થયેલી રત્નાવલી

## રત્નાવલી નાટિકામાંથી એક દૃશ્ય.

### ૧ મદન મહોત્સવ

પાદામેથી ઊભા થતા ઘડી ઘડી ભારે સ્તનોથી નમે
શંભુ આતુર થૈ ત્રિનેત્રથી જુએ ગૌરી શિવારાધને
લજ્જા સ્વેદથી મજવા, અરપવા જાતા શિરે શંભુના,
વચ્ચેથી કુસુમાંજલી પડી જતી તે રક્ષજો સર્વદા ૧

અને વળી,

કીધી આતુર થઈ ત્વરા સહજ લજ્જાથી જ પાછા ફર્યા
પૈનો સંગ થતા સહુ સખીજને કૈં કૈં કરી પ્રેરીયા,
આ શંભુ નિહાળિ રાગથી થતા રોમાંચ ભીતિ ભર્યાં
એવા ગૌરી હરી શિવે ભુજ ભીડયા તેય તમારૂં કરો ૨
* નેત્રે જ્વાળા ઝરતા ત્રાસ પણ રામતા વહ્નિ કોવે ભરેના
ત્રાસી ન્હાસે દ્વિજોના શિરમુગુટ મણો ખેંચીને ભોય નાખ્યા
ભાંડી યમે સ્તુતિ, સ્રી નિજ રડી વિનવે દેવ હે દેવિ ! નાકા,
ગૌરીને અટ્ટહાસે મખમથન× વિધિ શિવ કે શ્રેય ઘો તે ૩

( નાન્દી પુરી થયા પછી. )

**સૂત્રધાર**—બસ ! બહુ થયુ મહારાજા શ્રી હર્ષ દેવના તાબાના દેશેદેશથી આવેલા ખંડીઆ રાજાએ એ મ્હને આજે વસંતોત્સવમા આદરપૂર્વક બોલાવીને કહ્યું કે-'અમારા સ્વામિ શ્રી હર્ષદેવે અપૂર્વ વસ્તુ રચનાથી શોભાયમાન રત્નાવલી નામની નાટિકા લખી છે, એમ અમારા સાંભળવામા આવ્યુ છે, પણ અમે તે નાટિકાને ભજવાતી જોઈ નથી, તેથી સત્ જનના હૃદયને આનંદથી છલકાવી દેનારા તે રાજાના માનની ખાતર અને અમારા ઉપર મોટી કૃપા કરી તે નાટિકા

* દક્ષ બહુ ઓવદાયક છે પાર્વતીના પિતા તેમને વેર રૂપ થવાનો હતો દક્ષની મરજી વિરૂદ્ધ પાર્વતીએ શિવની સાથે લગ્ન કરવાથી દક્ષપુત્રી ઉપર અતિશય ચ્હીડાયો હતો યજ્ઞમા દક્ષે બધાને નિમંત્રણ મોકલ્યા પણ શિવને કે પાર્વતી-પોતાની પુત્રીને પણ નિમંત્રણ મોકલ્યું નહિ પાર્વતીએ વાત જાણી કે દક્ષ યજ્ઞ કરે છે તેથી ત્યાં જવાને શિવની અનુજ્ઞા લેવા આવ્યા શિવે બહુ સમજાવ્યા અને દક્ષના યજ્ઞમા નિમંત્રણ વિના જવામા અનેક ગેરવાજબ બતાવ્યા પણ 'પિતાને ત્યા નિમંત્રણ શા ? કદાચ નિમંત્રણ દેવાનુ ભૂલી ગ્યા હશે' આમ બોલી પાર્વતી પિતાને ત્યા જવાને માટે હઠ લઈ બેઠા. સ્રી તે સ્રી જ શિવે રજા આપી અને પાર્વતી ત્યા ગયા પણ તેમને ન બોલાવ્યા પિતાએ કે ન બોલાવ્યા ભાઈ બ્હેનોએ ! એકલી તેમની માતા જ તેમની સાથે બોલી પાર્વતીને ઘણુ જ ખોટું લાગ્યુ યજ્ઞમંડપમા જતા પાર્વતીને સઘળા દેવોની સ્થાપના જોઈ પણ શિવની સ્થાપના ન જોતા સતીને અત્યંત ક્રોધ ચ્હડયો પતિનુ અપમાન સતી સાખી શકે જ નહિ એકદમ યજ્ઞકુંડ સમીપ જઇ ઉભા અને બબોલ્યા. શિવ પતિ મળે એવી મ્હોંટેથી પોતાની ઈચ્છા દર્શાવી જ્વાળા નિકળતા અગ્નિકુંડમા તેમણે ઝંપલાવ્યું શિવને. આ વાતની ખબર થતા જ દક્ષના યજ્ઞમા ભંગાણ પાડી તેમણે મહાન્ યુદ્ધ આરંભ્યુ તે સમે યજ્ઞનો જે દેખાવ થઇ રહ્યો તેનુ વર્ણન આ શ્લોકમાં કવિએ ભમકભરી આર્યામા ઉતાર્યું છે

× મખ=યજ્ઞ મથન=નાશ ભંગાણ

સંપૂર્ણ પ્રયોગસહિત ભજવી બતાવો!" તેથી તેમની ઇચ્છાને માન આપી રંગમંડપમાં બરોબર રચના કરી હું તેમની અભિલાષા પૂર્ણ કરૂં અને એટલું તો ચોક્કસ લાગ્યું છે કે સમાજનું મન તો ક્યારનું યે આકર્ષાયું છે કારણ કે,

> ૧ જ્યા શ્રી હર્ષ સમાન નિપુણ કવિ આ સારગ્રાહી સભા,
> ચિત્તાપ્ત જ વત્સરાજની ક્યા, નાટ્યે અમે દક્ષ ત્યાં,
> આ એક જ વસ્તુ ઇષ્ટ ફળ દે તો ત્યાં કહેવું જ શું,
> ત્યાં મારે ! થયો જ આ સમુદયો મારા સુભાગ્યો વડે—૪

* ત્યારે ત્યારે, ઘેર જઈ મ્હારી પત્નીને બોલાવી લાવી હું ગાયનનો આરંભ કરાવું. ( આનતેમ ફરી પગલાં સામું જોઈ ) આ ઘર આવ્યું ! ચાલ, અંદર જાઉં, ( પ્રવેશ કરી ) આર્યે ! અહિં જરા આવોને !

નટી—( પ્રવેશ કરી ) આ આવી આર્યપુત્ર ! કહો ! શું કાર્ય આજે આદરવાનું છે ?

સૂત્રધાર—પ્રિયે ! રત્નાવતી નામની નાટિકાનો પ્રયોગ જોવાને આ રાજાઓ ઘણા આતુર છે તેથી નેપથ્યમાં આભૂષણાદિ સજવા ચાલો

નટી—( ઉદ્વેગ સહિત ) પ્રિય ! તમે તો ખરેખરા નફકરા છો ! તમને તો નાટક ભજવવાનું ગમે ! પણ મારા મનને તો પૂછ્યું જોઇએ છીએ મારી એકની એક પુત્રીનો વિવાહ તમે દૂર દેશમાં કરીયે દીધો, પણ દૂર વસતા તેના પતિસાથે તેનાં લગ્ન કેવી રીતે થશે, એ જ ચિન્તાથી મને તો મારી જાતનું યે ભાન નથી રહેતું, ત્યાં નાટક ભજવવાની તો વાત જ ક્યાં !

સૂત્રધાર—પ્રિયે ! 'દૂર વસતા' એવું એની નકામો ઉદ્વેગ મા કરો જુઓને,

> દૂર દેશમાં વસતા સાગરમાં કે બીજા દ્વીપો વિષે,
> વિધિ અનુકૂળ થતાં પ્રેમી સત્વર કરે ત્ય ભેગા—૫
> ( પડદા પાછળ. )

એમ જ ! એમાં શક શો ? ( દૂર દેશમાં ઈ॰ ફરીથી ગવાય છે )

સૂત્રધાર—( સાભળીને, હર્ષથી ) આર્યે ! મારો ન્હાનો ભાઈ યૌગંધરાયણનો વેષ લઇને આવે છે ચાલો ત્યારે, આપણે પણ નેપથ્યમાં આભૂષણાદિ સજી તૈયાર થઈ જઇએ

( બન્ને જાય છે )

પ્રસ્તાવના સમાપ્ત

( યૌગંધરાયણ ઉપર જણાવ્યા પ્રમાણે પ્રવેશ કરે છે )

* યૌગન્ધરાયણ—એમ જ ! એમાં શક શો ? ( દૂર દેશમાં ઇ॰ ફરીથી બોલે ) અથવા જોશીઓના કહેવા ઉપર વિશ્વાસ રાખી જેને સારૂં પરણવાની માગણી થયેલી તે સિંહલેશ્વરની

૧ પ્રિયદર્શના—રા કે હ પુસ્તકનું ભાષાન્તર

* નાટકની વસ્તુ સમજાવવાને યૌગંધરાયણની આ વાણી બહુ જ ખપ લાગે છે મુદ્રારાક્ષસમા ચાણક્ય અને મહાન કવિ શેક્સપીયરે લખેલા ટેમ્પેસ્ટમા પ્રોસ્પેરો આમ જ નાટકની વસ્તુ સમજાવે છે આ વાણી નાટકનું બીજ છે

પુત્રી સમુદ્રમા વહાણના ભાગવાથી ડુબી ગઈ, અને લાકડાનુ ડીમચુ પકડી બહાર આવી આ બનાવ બનવો કયા, અને સિંહલદેશથી પાછા ફરતા કૌશામ્બીના વાણિયાએ તેની અવસ્થા જોઈ તેને માન આપ્યુ તે પણ બનવુ કયા[1] પોતાની જ આપેલી રત્નમાળાથી તે વાણિયાએ તેને ઓળખી અને તે વાણિયો તેને અહિં લાવ્યો ખરે! અમારા મહારાજાનો અભ્યુદય હાથ પાસે આવતો જણાય છે (વિચાર કરીને) મેં પણ તેને દેવીના હાથમા માનભેર સોંપી તે ઠીક થયુ મેં એમ સાભળ્યુ છે કે આપણો કચુકી બાભ્રવ્ય પણ સિંહલદેશના અમાત્ય વસુભૂતિની સાથે મહામહેનતે સમુદ્ર ઓળગીને આવતા, કોશલદેશને જીતવા જતા રૂમણ્વાનને મળ્યા છે માટે મહારાજનુ કાર્ય તો પાર પડ્યા જેવુ જ છે, પણ મને હજુ ધીરજ રહેતી નથી. અથવા એટલુ તો ચોક્કસ કે ચાકરીમા સહજ દુખ તો રહેલુ જ છે

(શાલિની)

સ્વામિ વૃદ્ધિ કાજ આરંભ થાતા<br>
દૈવે આપ્યો હાથ આધાર માટે,<br>
જોશી વાક્યો સત્ય નિશ્ચે જ હોવે<br>
સ્વેચ્છાચારે સ્વામિની બ્હીક લા ! ૬

(પડદા પાછળ શોર બકોર)

(સાંભળીને) નગરીના લોકો તબલાઓની થાપથી મધુર લાગતા ગાયનો તાળીઓ પાડીને ગાતા હોય તેવો અવાજ સભળાય છે, તેથી હુ એમ ધારૂ છુ કે નગરજનોનો મદનમહોત્સવનો આનંદ જોવા મહારાજા મહેલ તરફ પ્રયાણ કરશે કારણ કે એ તો,

(વસંતતિલકા)

[2]એહ શાન્ત વિગ્રહકર્યા રતિકાન્ત સાક્ષાત્,<br>
રાની વસન્તાહ્નમા જનચિત્તમા રે<br>
આતુર રે નિજ મહોત્સવ પેખવાને<br>
વત્સેશ્વર કુસુમબાણ સમાન આવે ૭

(ઉંચે જોઇને) ખરે! મહારાજ તો મહેલ ઉપર ગયા પણ ખરા! ચાલ! ત્યારે હુ ત્વરા જઈને મારા બાકીના કામનો વિચાર કરૂં

વિષ્કમ્ભક સપૂર્ણ

---

(આસન ઉપર બેઠેલા રાજા અને વિદૂષક પ્રવેશ કરે છે)

રાજા—(આનંદથી) મિત્ર વસન્તક!

વિદૂષક—મહારાજ! શી આજ્ઞા?

---

૧ મદનમહોત્સવના બનાવો આપણે તો ચોપડીઓમા જ વાચવાના રહ્યા

૨ પહેલી બે લીટીના વિશેષણો વત્સેશ્વર અને કુસુમબાણને તેમના યોગ્ય અર્થમા લાગુ પડે છે

રાજા—

( શાર્દૂલ૦ )

નાખ્યો સહુ નૃપભાર યોગ્ય સચિવે નિર્મલ ઋતુ થયા,
આનંદે સુખથી પ્રજા સહુ વસે જ્યાં દુઃખ છે તેહના,
છે પ્રદ્યોતસુતા વસંતઋતુ આ તું ધૈર્ય દેનાર છે
જાણુ ઉત્સવ આદરો જન કરે છો કામ સંતોષ લહે ૮

વિદૂષક—( હરખથી ) વયસ્ય ! ખરી વાત છે હું તો વળી એમ જ માનું છું કે આ તો તુમારો યે નહિ ને કામનો યે નહિ પણ મારા જેવા બ્રાહ્મણનો મદનોત્સવ છે પણ તમે તો તમારો માની બેઠા છો ! હોય તેથી શું ? જુઓને મધુથી ઉન્મત્ત બનેલી કામિની સ્ત્રીઓ સાથે ક્રીડા કરતા નગરજનોનો આનંદ કેવી મસ્તી માણી રહ્યો છે ! ચારેપાસ મોહોલ્લાઓમાં ઢોલ ના અવાજ સંભળાય છે, દશ દિશાઓ ધુળ અને સુગંધિ પદાર્થોના ભુકાઓથી ભરાઇ ગઇ છે અને લીધે ખરેખર મદનમહોત્સવની ખૂબી કંઇ ઓર જ દીપી ઉઠી છે

રાજા—( હરખથી ચારેપાસ નિહાળીને ) અહો ! નગરજનોનો પ્રમોદ હવે ઇનકાર જતો જણાય છે કારણ કે,

( સ્રગ્ધરા )

વર્ષે આમોદધારા, દિનસમ ઉજળા કુંકુમ મુખ શોભે,
હેમાનકાર માંતિ ઝળાઝળતી નમ્યા તાજથી શિર ભારે
કામીના લક્ષણોથી ધનપતિ વિભવો, હારતા એમ લાગે,
કોરાખી પીળી પીળી કનકથી જડિયા લોક આ તો જુવાને ૯

વળી,

( શાર્દૂલ૦ )

ફુવારા જળના નિરંતર ઉડે ખાડા ભરાતા જળે
ક્રીડાથી ઝટ થાય કાદવ ઘણો ભીના ભીના આ ગેહે,
રાગ સિંદૂર જે પમત્ત પ્રમદાના ભાનથી ત્યાં પડે,
રંગાતા પગ તેથી રત્નની ભૂમિએ પાદપંક્તિ પડે ૧૦

વિદૂષક—( જોઇને ) અરે વયસ્ય ! કુશળ કામીજનોની જળની પીચકારીના સચોટ પ્રહાર થનાથી નીકળતા 'અરેરે' શબ્દવડે મનોહર લાગતા વિલાસીની સ્ત્રીઓના વિનાસો તો જુઓ.

રાજા—( ચારેપાસ નિહાળીને ) વયસ્ય ! તે મને ઠીક લાગતા નું કારણ કે,

( વસંતતિલકા. )

નિસ્તેજ થઈ સર્વ દિશા પટવાસથી આ,
દેખાય કાક મલિના ઝગઝગ ઝાખા,
જાણે ભુજગ ફણમાં મણિનો પ્રકાશ,
( પાતાળનું અહીં મને પણ ભાન થાય ) ૧૧

---

*કવિતાકલાપ રૂ. ૦-૧૪-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઇ.

વિદૂષક—( જોઈને ) અરે, મદથી અસ્થિર ગતિએ થાનતી, અને વસત ઋતુના વિહાર-નૃત્ય કરતી ચ્યુતનતિકા સાથે આહિં મદનિકા આવે છે મહારાજ! એમના દર્શન તો કરો

( ત્યાર પછી પ્રાકૃત આર્યા ગાતી ગાતી વસત વેશ ધારેલી બે ચેટીઓ પ્રવેશ કરે છે )

ચેટીઓ— ( ગીતિ )

ખીલી આબાદાગો મદને ની પિર થઈ હૃદય શોરે,
માનમાન પ્રમતાના શીતલ દક્ષિણ પવનવડે હારે ૧૨
ખીલ્યા બકુલ સુવાસે ઇચ્છિત પ્રિયતમ તણા સમાગમથી
યુવતીવૃંદ અધિરા થાતા સ્હેજે નહિ વિલબ તણુ તેથી ૧૩
મૃદુ થાના જનહૃદયો પ્રથમ વસતક પ્રભાવથી આહિ
વીંધે કામ પછી ત્યા પ્રબળી હૃદયો સતત કુસુમશરથી ૧૪

રાજા—( જોઈને ) અહો! ક્રીડા તો સરસ જામી છે! કારણ કે,

( સ્રગ્ધરા )

ગીલા થઈ વિખરાતા અલક સહુ રહ્યા પુષ્પોમા સજે છે
નૂપુરો મત્તવેગ્યા પગથી ઝુણુઝુણે વેગના ત્યા અવાજે
ક્રીડામા હાર વાગે સ્તનતણી ગતિથી હાફતા વારવાર
કેડમાથી નમે છે કુચ વજન થકી રાગથી ના ગણે તે ૧૫

વિદૂષક—( હસીને ) સ્વચ્છ! તેમના ભેગો ભળીને હૂં પણ ઉત્સવમા ભાગ નહિ લઉં, હો!

રાજા—( સ્હેજ હસીને ) એમ કર ત્યારે

વિદૂષક—( ફરીને ચેટીઓ પાસે જઈ નાચવા લાગવા ) એ મદનિકા એ ચ્યુતનતિકા, મને આ ચર્ચરી રાગ શીખવોને?

બન્ને—( હસી પડીને ) હાય, હાય, આ તો ચર્ચરી રાગ ન કહેવાય

વિદૂષક—એમ કે? ત્યારે શુ એ!

મદનિકા—એ તો બે લીટીનો ખડ કહેવાય

વિદૂષક—ત્યારે શુ આવા જ ખડના મોદક બને કે?

ચેટીઓ—( હસીને ) અરે નહિ નહિ, એ તો ગવાય છે

વિદૂષક—ત્યારે શા કામનુ એ? એકલું ગવાતું હોય, તેનુ તો મારે નથી જોઇતુ ત્યારે તો હુ મારા મિત્રની પાસે જ પાછો જતો રહુ ( જાય છે )

ચ્યુતલતિકા—મદનિકા, આપણે હવે ઘણી વાર ક્રીડા કરી ચાલ, હવે રાણીએ કહાવેલો સદેશો મહારાજને કહીએ

મદનિકા—હા, ચાલ, એમ કરીએ ( આગળ ચાલે છે રાજાની પાસે આવી )

બન્ને—જય થાઓ! મહારાજાનો જય થાઓ! મહારાજ, દેવી આજ્ઞા કરે છે કે—( લજ્જાથી અર્ધું બોલી અટકી પડે છે ) નહિ નહિ, મહારાજ દેવી વિનતિ કરે છે કે—

રાજા—(હર્ષથી રહેલ હસી માનથી ) મદનિકા, દેવી આજ્ઞા કરે છે, એમાં જ મધુરતા છે, વળી આજે તો વિશેષ કરીને કામદેવનો મહોત્સવ છે, તેથી કહે કે દેવીની શી આજ્ઞા છે ?

ચેટીઓ—( પાસે આવી ) 'રાતા અશોકવૃક્ષના મૂળ પાસે સ્થાપન કરેલા ભગવાન શ્રી કામદેવની પૂજા કરવાને માટે મકરન્દ વાડીમાં જવું છે, માટે આપ મહારાજે ત્યાં અવશ્ય સમીપ રહેવું ' એવું દેવી સૂચવે છે

રાજા—( આનંદથી ) વયસ્ય જોયું કે એક ઉત્સવમાંથી બીજો ઉત્સવ કેવો આવે છે તે ?

વિદૂષક—વયસ્ય ! ઉઠો, ચાલો, આપણે ત્યાં જઈએ, ત્યાં ગયા પછી આ બ્રાહ્મણનું પણ કાંઈ સ્વસ્તિવાચન થશે ખરું !

રાજા—મદનિકા, તમે બન્ને જાઓ અને દેવીને કહેજો કે અમે સત્વર મકરન્દ વાડીમાં આવીએ છીએ

ચેટીઓ—જેવી મહારાજની આજ્ઞા ( બન્ને જાય છે )

રાજા—વયસ્ય ! મકરન્દ વાડીનો માર્ગ બતાવ

વિદૂષક—જેવી મહારાજની આજ્ઞા આમ, મહારાજ, આમ ( આગળ ચાલે છે — આગળ જોઈને )—અરે ! મકરન્દ વાડી તો આ આવી ! પ્રવેશ કરો, મહારાજ ! (પ્રવેશ કરીને ) જુઓ, જુઓ, મહારાજ ! મલયપર્વતના પવનથી ડોલતા આંબાના ઘટાદાર વૃક્ષો મોર ખરી પડવાથી વાડીમાં અંદર પાથર્યા બરોબર દેખાવ થઇ ગયો છે, અને મદોન્મત્ત ભ્રમરાઓના ગુંજારવમાં કોકિલાઓ પોતાના સ્વરો મેળવવાથી કેવું મધુર સંગીત સંભળાય છે ! તમને આમ માનપૂર્વક આદરસત્કાર આપતી હોય, તેવી મકરન્દવાડી અત્યારે જણાય છે, તે તો જુઓ, મહારાજ !

રાજા—( ચારે પાસ નિહાળી ) મકરન્દવાડીની શી શોભા ! અહીં તો,

( શાર્દૂલ )

કુળી કુંપળથી પ્રવાળ સરખો રાતો ધરે રંગ જે
ત્યાં ગુંજારવથી લીધા ભ્રમરની અસ્પષ્ટ વાણી ધરે
વારવાર અનિલથી મલયની શાખા ધ્રુજી હાલતી,
એવા વૃક્ષ વસંતના બળ થકી છે મસ્ત વારુણીથી ૧૬

અને વળી,

( સ્રગ્ધરા ).

પુષ્પો ધારે બકુલો મુખ થકી મદિરા સુંદરી છાંટતાંમાં
છટાના રમ્ય અધે તરુણી મુખ થકી ચંપકો કાન્તિ ધારે,
ઝંકારો નૂપુરોના પદપ્રહારથી રસે ઉભરાતા અશોક,
આરંભે છે સુગુણીને ગાન ગાન કરવા રદ ભૃંગો તણા ત્યાં* ૧૭

વિદૂષક—અરે, વયસ્ય ! ભ્રમરાઓ કાંઇ નૂપુરોના શબ્દોને અનુસરતા નથી, એ તો દેવીની સખીઓના નૂપુરોનો સ્વર છે

રાજા—વયસ્ય ! ખરું કહ્યું તેં

( વાસવદત્તા અને કાંચનમાલા બીજી સખીઓ સાથે ધીમે ધીમે પ્રવેશ કરે છે ).

* આ સમયની માન્યતા પ્રમાણ વિનાની તો નહિ જ હોય

**વાસવદત્તા**—અરે, કાચનમાના ! રાતા અશોકનુ ઝાડ હજીએ બચ્યુ કેટલે દૂર છે ? મારે તો આ ભગવાન્ કામદેવની પૂજા પૂરી કરવાની છે

**કાંચનમાલા**—આ આવ્યુ નથી ઓળખાતું દેવિ ? નિરતર ખીલતા પુષ્પથી શોભાયમાન થાતી આ રહી માધવીલતા નવમાલિકા વળી આ રહી, તેને બીજી બધીયે ઋતુઓમાં પુષ્પ લાવવાને મહારાજ હમેશા પ્રયત્ન કરે છે આનો, આપણે ત્યા જઇએ ( આમ તેમ ફરે છે ) દેવિ ! તમારે પૂજા કરવાની છે તે આ રહ્યું રાતા અશોકનુ વૃક્ષ

**વાસવદત્તા**—એમ કે ? ચાલો ત્યારે પૂજાની બધી સામગ્રી આહિ લાવો

**સાગરિકા**—( આગળ આવીને ) દેવિ ! આ બધુ તૈયાર છે

**વાસવદત્તા**—( જોઈને મનમા ) શુ સખીઓની બેદરકારી ! જેની દૃષ્ટિએ આ ન પડવી જોઇએ તેની જ દૃષ્ટિએ પડી. હવે ઠાવ કહુ ( મોટેથી ) અરિ સાગરિકા ! સઘળો પરિવાર કામદેવના ઉત્સવમાં રોકાયેલો ત્યાં મેનાને મૂકીને તુ આહિ કેમ આવી ? એકદમ ત્યાં પાછી જા આ બધુ કાચનમાલાને સોંપી દે, ઉઠ જ્હેલી !

**સાગરિકા**—જેવી દેવીની આજ્ઞા ( જાય છે કેટલેક દૂર જઈ મનમા ) મેનાને તો મેં સુસગતાને સોંપી છે આ ઉત્સવ જોવાનું મને ઘણુ મન છે મારા પિતાના અતઃપુરમા અનગદેવની જેવી પૂજા થાય છે, તેવી જ પૂજા આહિ થતી હશે કે નહિ ? કોઈ મને દેખે નહિ, તેમ ત્યાં, સતાઈને જોઉં પૂજાનો સામાન તૈયાર થાય છે, ત્યા સુધીમા મદનભગવાનની પૂજા કરવાને થોડાંક પુષ્પો હું પણ વીણી લાવુ

**વાસવદત્તા**—કાચનમાના ! કામદેવને અશોકના મૂળપાસે બેસાડ

**કાચનમાલા**—જેવી દેવીની આજ્ઞા ( તેમ કરે છે )

**વિદૂષક**—નપુરનો અવાજ શાન્ત પડયો છે, તેથી હુ ધારૂં છુ કે દેવી અશોકવૃક્ષ પાસે આવી પહોંચ્યા હશે

**રાજા**—( જોઈને ) વયસ્ય ! આ દેવી તો—

( ગીતિ )

નલિન કુસુમ સમ મધ્યા વ્રત નિયમથી તનુજ શ્રી ધારે,
મદનદેવ પાસે તે ધનુષ્ય તાણી અતિશે શોભા ધારે ૧૮

માટે ચાલો, આપણે ત્યાં જઈએ ( પાસે જઇને ) પ્રિયે વાસવદત્તા !

**વાસવદત્તા**—અહો, આર્યપુત્ર ! જય થાઓ, આર્યપુત્રનો જય થાઓ

**કાચનમાલા**—દેવિ ! આપના જ હાથે રાતા અશોકવૃક્ષને ચન્દન કુકુમથી શોભાયમાન કરી ભગવાન પ્રદ્યુમ્નની પૂજા કરો

**વાસવદત્તા**—લાવ ત્યારે પૂજાની બધી સામગ્રી

( કાચનમાલા લાવેછે વાસવદત્તા પૂજા કરેછે )

રાજા—પ્રિયે, (વસન્તતિલકા)

કાન્તિ ધરે વિમલ સ્નાન થકી વિશેષ,
છેટા દીસે અધિક લાલ સુરમ્ય વસ્ત્રે,
કે શી પૂજા મદનની કરતો સુહાય
જાણે લતા નવિત અંકુરથી ભરાય ૧૯

અને વળી, (ગીતિ)

મદન પૂજનમા રે તો હાથ મુકાતો પ્રિયે ! ખરે જ્યારે
જાણ પલ્લવ ફૂટ્યુ અધિક કુમળુ અશોકનુ દીસે ૨૦

અને તેથી, (અનુષ્ટુપ)

નિંદરો કામ આજે તો અનંગપણુ નકી,
માણે ના જેથી તે તારા હાથના સ્પર્શનુ સુખ ૨૧

કાચનમાલા—દેવિ ! રાજાજીની યોગ્ય પૂજા કરી તેમનો સત્કાર કરો
(વાસવદત્તા રાજાની પૂજા કરે છે બધા બેસે છે)

સાગરિકા—(હાથમા કુલો લઈ) અરેરે ! મેં તો કુસુમો ભેગા કરવામા બહુ વાર કરી, હવે આ વૃક્ષની પછવાડે શરીર સતાડી, લાવ બધુ જોઉં (જોઇને નવાઇ પામી) આહિ શુ ભગવાન્ મકરધ્વજ પ્રત્યક્ષ આવી પૂજાનો સત્કાર કરે છે? ત્યારે તો હુ આહિ રહીને જ આ પુષ્પોથી તે ભગવાનની પૂજા કરીશ હે ભગવાન્ ! કુસુમાયુધ ! તમને હુ નમસ્કાર કરુ છુ તમારા દર્શનનુ ફળ મને મળજો (ફુલ નાખે છે) જોવાનુ તો જોયું હવે કોઇ મને ન જુએ, તેમ ચાલ, વહેલી વહેલી જતી રહું (પાછી ફરી ચોતરફ જોતા આગળ જાય છે)

(નેપથ્યમા વૈતાલિકનુ ગાન સભળાય છે)

(શાર્દૂલ)

થાતા અગત પ્રસારતો રવિપ્રભા અસ્તાચળે ક્ષીણની
સામંતો મળતા સભા દ્વારવિષે સ વા સમે હર્ષથી,
ઈચ્છે પાદની સેવના કમળની કાન્તિ જ એ લે હરી
ઠારે છે નૃપ ચદ્રતો નયનને એવો દીસે રાજવી ૨૨

સાગરિકા—(પાછી ફરી રાજાને સ્પૃહાથી નિહાળતી) અરેરે ! આ શુ ? આ તો જેની સાથે પિતાએ મારો સબન્ધ બાંધવા ઇચ્છા કરી હતી તે જ આ ઉદયન રાજા ! ત્યારે તો પારકાઓની દૃષ્ટિથી દૂષિત થયેલી આ કાયા તેમના દર્શનથી હવે પવિત્ર થઇ

રાજા—અરે, ઉત્સવમા આપણુ ચિત્ત રોકાયુ, ને સંધ્યાકાળ વીતી ગઇ તે પણ આપણે જાણ્યો નહિ હવે તો દિવસ અસ્ત થઇ ગયો પણ ખરો ! દેવિ, જુઓ,

( ગીતિ )

ફી ગા વ ન રમતી પ્રિયવિરહના વિકાર દશાવે
ઝાખી કાન્તિ પૂર્વે ત્યમ નિશાકર તણો ઉદય સૂચવે ૨૩

દેવિ! ઉભા થાઓ ચાલો, આપણે અંત પુરમાં જઇએ

**સાગરિકા**—( રાજાને સ્પૃહાથી જતો જોઇ નિ શ્વાસ નાખી ) અરે! શુ દેવી ગયા પણ ખરા! ત્યારે તો હુ પણ વહેલી વહેલી જાઉ હુ એમને લાંબો સમય જોવા પામી નહિ, એ પણ મારૂ કમનસીબ! ( જાય છે )

**રાજા**—( આગળ ચાલતા ) (શાર્દૂ૦)

કાન્તિ ઝાખી કરે નિશાકરતણી એવા મુખામ્બુજથી
જો જો, આ અરવિન્દકાન્તિ સરસા શીઘ્ર પગે સુંદરિ'
વાણી ગાન મધુકરી પ્રિય' મીઠા તારા સખી સાવના
સનાની કુસુમો તણા દલ વિષે શરમાઇ જાય જતા ૪

મદનમહોત્સવ સમાપ્ત. —ચાલુ

---

# આપણે ઉન્નત થઇએ છીયે કે અવનત ?

લેખક —રા રમણલાલ વસંતલાલ દેસાઈ

( ગયા અંકથી અનુસંધાન. )

આ પ્રમાણે જગતે પોતાનો વિકાસ વ્યક્તિજીવનમા, સસ્થાઓના ઘડતરમા, અને ભાવનાઓના વિધાનમા સાધ્ય કર્યો છે, અને કર્યે જાય છે વ્યક્તિજીવન, સસ્થાઓ, અને ભાવનાઓ એ પરસ્પરના ઉપકારક અને અનિવાર્ય તત્ત્વો છે, એકની બીજા ઉપર અગાધ અસર થાય છે અને આ પરસ્પર થતી અસર છુટી પાડી શકાતી નથી

જગતની નિશ્ચયાત્મક ઉન્નતિના ઐતિહાસિક ક્રમતરફ આપણે સહજ દૃષ્ટિ કરીએ ઉત્ક્રાન્તિ વાદના સિદ્ધાન્ત પ્રમાણે જગતનો આદિપુરુષ અસંસ્કૃત, અજ્ઞાન અને અવિકસીત છતાં પ્રાણીરાજ્યમા તે સર્વોત્તમ વિભૂતિને પ્રાપ્ત હતો કુદરત ના ભયકર, ન સમજાતા બનાવોની વચ્ચે પોષણ રક્ષણ અને ઉત્પત્તિની સર્વ સામાન્ય પ્રેરણાઓથી સર્જાયેલ થએનો તે ખોરાકને માટે પશુઓની પાછળ દોડતો, હિંસક પશુઓથી બચવા માટે હથીઆરો અને ગુફાઓ ખોળતો આવા જ પ્રયત્નોમાં રોમાંચી જગતની આદ્ય સ્ત્રીસાથે રહેતો હતો પોષણ, રક્ષણ અને ઉત્પત્તિ એ ત્રણ પ્રેરણાઓ ઉપર જ આખા જગતનો વિન્યાસ રચાયો છે જે હિંસક પશુઓને

વધ કરવા માટે તે ઉત્સુક રહેતો તે પશુઓના કરતા તેનુ હ્રદય વધારે નમ્ર ભાગ્યે જ હતુ, પરતુ સતાનની પ્રાપ્તિમા મનુષ્યના વિકાસનુ પ્રથમ પગથિયુ રચાયુ હતું માત્ર પોતાના જ પોષણ અને રક્ષણ માટે જે પ્રયત્નો થતા, તે પ્રયત્નોના ફળમાં બાળકને પણ ભાગ મળવા માડ્યો, સ્વાર્થનો પરિઘ વિસ્તૃત થયો, અને જગતની સસ્કૃતિનુ મગલાચરણ આમ રચાયુ. પોતાના બાળકને માટે પાદડાની પથારીઓ પાથરતી ટાઢ અને તાપમાંથી તેનુ રક્ષણ કરવા ન્હાની ન્હાની ઝુપડીઓ બાધતી, અને બાળકના સુખમાટે પોતાના સુખને બાજુએ મુકતી સ્રીને નિહાળી પુરૂષને તેની તરફ સહાનુભૂતિ, કરૂણા અને આશ્ચર્યની લાગણી ઉત્પન્ન થઈ પોતાના બાળક માટે ટાઢ તડકાનુ દુ ખ ન ગણકારતા, હિંસક પશુઓની સ્હામે જીવને જોખમે યુદ્ધ કરી ખોરાક લેઇ આવેના પુરૂષને નિહાળતા બાળકની માતાને તેના વીરત્વ પ્રત્યે પૂજ્યભાવ અને માન ઉત્પન્ન થયા મનુષ્યને આ સમયે માત્ર પ્રેરણા કરતા કાઇક વિશેષ ઉચ્ચ મનોવૃત્તિ પ્રાપ્ત થઈ, પ્રેરણાઓની તૃપ્તિમા જે સુખ હતુ તે સુખમા કોઇ હ્રદયજન્ય સુખનો વધારો થયો તેનુ હ્રદય અને મન એ બન્ને વધારે જાગૃત થયા

ધીમે ધીમે વસ્તી વધતા પોતપોતાની અનુકૂળતા પ્રમાણે આ મનુષ્યના બાળકો ખોરાક અને રહેઠાણની શોધમા નીકળી પડ્યા ધીમે ધીમે આવા ટોળાઓએ જાત ઉપર પથરાવા માડ્યુ એક ઝુપડી હતી ત્યા દસ ઝુપડી થઈ દસ ઝુપડીઓમાથી સો ઝુપડીઓ બધાઇ પરતુ એક ઝુપડીની વ્યવસ્થા કરવામા જે તૈયારીની જરૂર પડે છે તેના કરતા દસ ઝુપડીઓની વ્યવસ્થા કરવા માટે જુદા પ્રકારની તૈયારી આવશ્યક છે આ ભૂમિકામા મનુષ્યને ખબર પડે છે કે સ્વાર્થના વિઘાતક બનતે પોતાના જ રક્ષણ અને પોષણ અર્થે નિયમિત કરવાની જરૂર છે, ખોરાકને માટે પરસ્પર લડવા કરતા દરેક જણે મહેનત કરી આણેલો ખોરાક વહેંચી લેવામા વધારે સારૂ છે આ પ્રમાણે સહકાર્યની ભાવનાનો ઉદય થાય છે

આવી સહકાર્યની ભાવનાથી ગુથાયલા વિવિધ ટોળા પરસ્પરના સસર્ગમા આવતા સર્વ સ્વાર્થને લેઇને પ્રથમ ઘર્ષણ ઉત્પન્ન કરે છે, અને ઘર્ષણના ગેરફાયદા સમજતા સહકાર્યની ભાવનાને પરસ્પર લમાવી એક બીજાની સોડમા પોતાની ગોઠવણ કરી લે છે આમાથી ધીમે ધીમે જાતીય ભાવનાનો ઉદ્‌ભવ થાય છે

પરતુ મનુષ્ય આ ભૂમિકાએ આવે તે પહેલા તેને અનેક નવા નવા અનુભવો થાયછે, નવી નવી બાબતો તેનુ ધ્યાન ખેંચે છે, તેની કલ્પનાઓ તેમાં નવા નવા તરગો ઉત્પન્ન કરે છે, અને આ પ્રમાણે સર્વસામાન્ય વિકાસ થયે જાય છે પરસ્પરના વિચાર સમજવા માટે ભાષાની ઉત્પત્તિ થાય છે, અને અન્ય મનુષ્યોની સાથે કેવા પ્રકારનુ વર્તન રાખવુ એ વાતનો ખ્યાલ આવતા રીતભાત અને શિષ્ટાચારની ગુથણી ગુથાય છે, સુખમા સર્વને ભાગ મળે, તથા દુ ખ સર્વને વહેચાવુ આવે એ અર્થે નિયમો ઘડાવા માડે છે, અને તે નિયમોનુ ઉલ્લઘન કરનારને શાસન દેવાના ઉપાયો યોજનામાં આવે છે ભયકર જળપ્રલય, અગ્નિપ્રલય તથા અન્ય ઉત્પાતને લીધે કોઈ અગમ્ય સત્તા તરફ ધ્યાન દોરાય છે, અને તેમાથી ધર્મ ભાવનાનો ઉદય થતા

Marriage forms under Ancient Hindu Law As 12, N M Tripathi & Co Bombay

પ્રકૃતિનાં દષ્ટિગોચર થતાં પરંતુ ગહન સામર્થ્યો અને પદાર્થો-જેવાકે, વરસાદ, વિજળી, સૂર્ય, ચંદ્ર, અને તારા-એ સર્વ તરફ દેવભાવના ઉત્પન્ન થાય છે, અને તેમને પ્રસન્ન કરવા માટે બલિદાન, હોમ, હવન, પૂજા અર્ચાની વિધિ અને પ્રાર્થનાઓની અટપટી જાળ ગુથાના માંડે છે પોષણને માટે ધીમે ધીમે જમીનરૂપી સબળ સાધન મનુષ્યને જડી આવે છે, અને કૃષિકારની કળા હાથ લાગતા પોષણનાં સાધનો અર્પતી પૃથ્વિતરફ પૂજ્યભાવ પણ અંતે ઉત્પન્ન થાય છે

આ પ્રમાણે સર્વતોભદ્ર વિકાસ થવા માંડે છે, અનેક અધુરા સમજાતા કારણોને લેઇને પૃથ્વીના અમુક ભાગમા ઉન્નતિનો પરિપાક વહેલો થાય છે આ પ્રમાણે અનેક યુગ સુધી ઉત્ક્રાન્તિના નિયમ પ્રમાણે વિકસિત થતી જતી માનવપ્રજા ઇતિહાસપૂર્વ યુગમા ગતિ કર્યા કરે છે ઇતિહાસપૂર્વ યુગનુ જ્ઞાન આપણને પૃથ્વીના પડમાંથી મળી આવતા અનઘડ હથીઆર, ઓજાર, કે વાસણ કુસણ અને ઘરેણામાંથી, આપણા વર્તમાન રીતરીવાજો અને રહેણી કરણીમા તે સમયના રહી ગએલા અવશેષોમાથી અને હાલ પણ ઑસ્ટ્રેલીયા, આફ્રિકા અને અમેરીકામાંથી ગુપ્તપણે મળી આવતી અનાર્ય જાતોમાથી પ્રાપ્ત થાય છે અલબત્ત, ઇતિહાસપૂર્વ યુગ એ વિકાસનો જ યુગ હતો, અને વર્તમાન સંસ્કૃતિનાં મૂળ એ યુગમા રહેલા છે માનવ જાતની વંશાવળી તે યુગસુધી લબાવવામા આપણે શરમાવાનુ કારણ નથી

આ પછી આપણે ઐતિહાસિક યુગમા પ્રવેશ કરીશુ ઐતિહાસિક યુગ એટલા માટે કે આ સમયમા એવી મહાન પ્રજાઓ અસ્તિત્વમા આવી હતી કે જેમના વિષે આપણને થોડે વધતે અંશે જ્ઞાન હોઇ તેમની આપણા ઉપર થએલી અસરો આપણે પરખી શકીએ છીએ વેદની ઋચાઓ લલકારતો, સૂર્ય, ઇન્દ્ર અને ઉષાના પવિત્ર સ્તોત્રો ગાતો આર્યાવર્ત આપણી પ્રથમ દૃષ્ટિએ પડે છે ત્યાર બાદ મીસરની પીરામીડ પોતાના ચીખરો ઉંચા કરી એક મહાન પ્રજાના અસ્તિત્વનુ અવશેષ સૂચવી રહી છે ચીન, બાબીલન અને ખાલ્ડીયાની પ્રજાઓ પણ પોતાની પ્રાચિનતા તરફ જગતનું ધ્યાન ખેચી રહી છે ગ્રીસ અને તેના સમકાલીન ઇરાનનો ઇતિહાસ થોડે ઘણે અંશે આપણને સ્પષ્ટ છે, અને રોમન મહારાજ્યના અસ્ત સાથે આપણા પ્રાચિન ઇતિહાસનુ પ્રકરણ બંધ થાય છે

આ પ્રાચિનયુગ તે કાઈ એક વર્ષ, સો વર્ષ કે હજાર વર્ષનો ઇતિહાસ નથી વેદના કાળનો યથાર્થ નિર્ણય થયો નથી છતા તેને ઓછામા ઓછા ઇસ્વીસન પહેલા પાચ હજાર વર્ષ ઉપર મુકી શકાય, રોમન મહારાજ્યની પડતી ઇસ્વી સનના ત્રીજા ચોથા સૈકામા થઈ એટલે આ પ્રાચિન યુગ એ એક અત્યંત વિસ્તૃત અને વિશાળ સમયનો સમુહ છે તેમા અનેક પ્રજાઓના ઉદય અને અસ્ત થઈ ગએલા છે પરંતુ એક પ્રજાના અસ્તથી સમગ્ર જગતની ઉન્નતિ થતી અટકતી નથી, એ વાત ખાસ ધ્યાનમા રાખવા જેવી છે ઉન્નતિનાં તત્ત્વો સનાતન અસ્તિત્વ ભોગવે છે, અને વ્યક્તિના કે પ્રજાના નાશ સાથે તેઓ કદિ લુપ્ત થતા નથી ક્રાઇસ્ટનો વધ આજ લગભગ બે હજાર વર્ષ થવા આવ્યા, છતા તેણે જે સંસ્કૃતિ મનુષ્યજાતિને સોંપી છે તે અનેક રૂપાંતરોમા-અનેક પ્રજાના પરિવર્તનોમા હજી ટકી રહી છે આર્ય પ્રજા હાલ

ઉન્નતિ।। શિખરે વિરાજમાન થએલી નથી, અને તેથી પ્રત્યેક આર્યને ખેદ થાય એ સ્વાભાવિક છે પરતુ તેથી સારા જગતની ઉન્નતિ વિષે શકા ઉઠાવવી એ તર્કયુક્ત નથી આર્યપ્રજાએ જગતને જે સોપવાનુ હતુ તે પરોક્ષ અપરોક્ષરીતે સોપી દીધુ છે, અને તે તત્ત્વ જગતની ઉન્નતિનુ કાર્ય કર્યે જાય છે આય પ્રજા પોતાનો વારસો સાચવી કે વધારી શકી નહિ એટલે તે વિવિધ પ્રજાઓના હાથમા વહેંચાઇ ગયો એક હસ્તે, એકત્રિત રીતે તેનો વિકાસ થતો હતો તે અટકતા તે વિવિધ ખડમા વહેંચાઈ ગયો, અને વિવિધ હસ્તે આ વિવિધ ખડોનો વિકાસ ચાલુ રહ્યો સરવાળે કશી જ ખોટ ગઇ નથી આપણે આપણી સસ્કૃતિ જાળવી શક્યા નહિ જગતને તેનો જે લાભ આપવો જોઇએ તે આપણે આપી શક્યા નહિ, એટલે જગતે આપણી પાસેથી તે ખુચવી લીધી તેમાં દોષ આપણો જ છે પ્રજાની સાથે જે નાશ પામે છે તે પ્રજાનાં અનિત્ય, અનિષ્ટ તત્વો, જે જગતની ઉન્નતિને બાધકારક હોય છે, અને જેમનો નાશ અવશ્ય થવો જ જોઇએ જગતના મહાપ્રવાસની વચમા આડે આવનાર એક વ્યક્તિ હોય, સસ્થા હોય કે પ્રજા હોય તો પણ તેનો નાશ થવો જ જોઇએ

આ યુગની પ્રજાઓએ જગતની ચોક્કસ ઉન્નતિમા શો શો ભાગ ભજવ્યો છે તેનો અત્યત ટુકાણમા આપણે વિચાર કરીએ તો જણાશે કે આર્યાવર્તની પ્રજાએ જગતને અતિ ઉચ્ચ ધાર્મિક તત્ત્વચિંતન શીખવ્યુ છે, અને બુદ્ધ ભગવાનની અહિંસાનો જગતના પૂર્વ ગોળાર્ધને ઉપદેશ કર્યો છે ખાલ્ડીયાએ ખગોળવિદ્યાના તત્ત્વનો પ્રસાર કર્યો કહેવાય છે ગ્રીસે આપણને સૌન્દર્યની ભાવના અને બુદ્ધિજન્ય તત્વચિંતનનો વારસો આપેલો છે, રોમનોએ રાજ્યશાસન અને ન્યાયશાસન સિદ્ધાન્તો જગતને આપ્યા છે વળી એ પણ આપણે ધ્યાનમાં રાખવા સરખુ છે કે જગતના લગભગ બધા જ મુખ્ય ધર્મો એ પ્રાચીન યુગમા જ અસ્તિત્ત્વમા આવ્યા છે આર્ય, બૌદ્ધ, યાહુદી, પારસી અને ક્રિશ્ચિયન ધર્મોની ઉત્પત્તિ પ્રાચિન યુગમા જ થઇ છે, અને છેવટનો મહાન્ ઇસ્લામી ધર્મ એ લગભગ પ્રાચીન યુગને અડોઅડ આવી રહેલા મધ્ય યુગની શરૂઆતમા જ જન્મ પામ્યો હતો

પરતુ આપણે ભુલવુ ન જોઇએ કે ઉન્નતિનો ઇતિહાસ તે એક યુદ્ધનો ઇતિહાસ છે આ યુદ્ધ તે મનુષ્ય મનુષ્ય વચ્ચેનુ, અથવા પ્રજા પ્રજા વચ્ચેનુ નહિ, પરતુ મનુષ્યના દૈવી અને આસુરી સ્વભાવ વચ્ચેનુ યુદ્ધ છે વ્યક્તિ કે પ્રજા આ યુદ્ધમા સાધનભૂત બને છે ઉન્નતિ એટલે દૈવી સ્વભાવનો આસુરી સ્વભાવ ઉપર વિજય જગતના પ્રારભથી ચાલ્યા આવતા યુદ્ધમા દૈવી સ્વભાવ ધીમે ધીમે વિજય પ્રાપ્ત કરતો જાય છે ઉન્નતિપ્રાપ્ત પ્રજાઓ જો ભૂલ્યે ચુકયે આસુરી સ્વભાવને વિકાસ પામવાની અનુકૂળતા કરી આપે તો તે પ્રજા જરૂર અસ્તને પ્રાપ્ત થાય છે આર્ય પ્રજાએ ઉપનિષદના ચિંતનો ઉપરથી શુષ્ક કર્મકાડ અને પ્રાણી હિંસા તરફ ઉતરવા માડયુ, એટલે તેની અવનતિ થઇ, જેમાથી સુભાગ્યે બુદ્ધ ભગવાને તેને બચાવી લીધી, રોમ અને ગ્રીસનો સુધારો ગુલામોની સસ્થા ઉપર રચાયલો હતો એ વાત ઇતિહાસ વાચનાર સારી રીતે જાણે છે, જ્યારે તેનુ વિનાશકારી બળ જગતની ઉન્નતિમા અવરોધ કરવા લાગ્યુ કે તાત્કાળ તે પ્રજાઓનો અધ પાત થયો છતા તેમની સસ્કૃતિ તેમના પતન સાથે પતિત થતી

નથી એક અથવા બીજે રૂપે તે જાતની ઉન્નતિના કાર્યમા જો ઇ જાય છે પોતાના વિકાસ અર્થ દેહધારણ કરી રહેનો આત્મા જે ક્ષણે દેહની તદ્દન અયોગ્યતા જુએ છે તે ક્ષણે તેને તજી ન્ઈ પોતાને યોગ્ય લાગતે માર્ગે વિચરે છે જગતના આત્માનુ પણ તેમ જ છે પોતાની ઉન્નતિમા સાધનરૂપ બનેલી પ્રજા જ્યા તેના વિકાસને પ્રતિકૂળ થઈ પડે છે ત્યા જગતનો આત્મા તેનો ત્યાગ કરી પોતાનો યથાર્થ માર્ગ શોધી લે છે પોતાના વિકાસની આડે આવનારને તે સહન કરી શકતો નથી, તેમ જ તે કોઈપણ પ્રજાની પૂર્વપ્રતિષ્ટાની શરમ રાખતો નથી

આ પ્રાચિન યુગ પછીના મધ્યયુગમા પશ્ચિમની પ્રજાઓનો ઉદય, અને મુસનમાન ધર્મનો પ્રસાર એ મુખ્ય તત્ત્વો છે પ્રમાણમા આ મધ્યયુગ ઘણો ન્હાનો છે, કારણ આ સમયમાં જગતની ઉન્નતિનો વેગ અત્યંત ત્વરા ધારણ કરવા લાગ્યો વતમાન યુગના બીજ મધ્યકાળની શરૂઆતથી જ સ્પષ્ટ રોપાયના જણાઇ આવે છે આ મધ્યયુગમાથી જ જગતના વિવિધ દેશો નિકટ આવતા ગયા, હિન્દુ, ક્રિશ્ચિયન અને મુસનમાન પરસ્પર સબધથી વિશેષ જાણીતા થયા, અને અનેક સકટો વેઠવા છતા, અનેક પ્રકારનો વિરોધ હોવા છતા તેમના ... એકમેકને ઓળખવાની શરુઆત કરવા લાગ્યાં મુસનમાન પશ્ચિમમા ખ્રીસ્તી મતના ... નિહાળતો હતો, અને પૂર્વમા પ્રભાસપાટણ તથા કાશીના મદીરોની ધ્વજા ફરકતી જોતો હતો

તેમાંથી વર્તમાનનો ઉદય થયો સામાન્ય રીતે વતમાન તરફ અતિ સખ્ત અને ક્રૂર દૃષ્ટિ રાખવામા આવે છે છતા આ યુગ પણ વિકાસ પામતો જ યુગ છે જગતનો વિકાસ કદી અટક્યો જ નથી અને વતમાન યુગનું ખાસ લક્ષણ એ છે કે તેણે જગતના ચારે ખડને ઉન્નતિના ક્રમમા મુકી દીધા છે પ્રથમ એમ બનતુ કે એક દેશ જ્ઞાનના આકાશમા સફર કરતો હોય તો તેની પડોશનો જ દેશ અધકારના ઉંડાણોમા ગોથા ખાધા કરતો હોય વર્તમાનયુગ એવુ સ્પષ્ટ શીખવે છે કે ઉન્નતિ એટલે એક ખડનો વિકાસ નહિં, પરતુ સમગ્ર અગનો વિકાસ. અમેરિકા ઉન્નત આકાશમા ઉડે અને તુર્કસ્તાન ધૂળમા રગદોળાયલું રહે એ બનવુ આ યુગમા અશક્ય છે ચીન અધકારમા ફાફા મારે અને પ્રકાશ એ ઇંગ્લડનો જ ઇજારો રહે એ ચીન અને ઇગ્લડ બન્નેને માટે ઇચ્છવાયોગ્ય નથી એમ આપણે આ યુગમા જોઇ શકીએ છીએ સમગ્ર જગત પ્રકાશથી છવાઈ જવુ જોઇએ તેનો એકાદ ખૂણો પણ જો અધકારવાળો રહી જાય તો પ્રકાશવાળા પ્રદેશો ઉપર કોઇ પણ ધાર્યે પ્રસગે અધકાર છવાઈ જવાની બ્હીક રહે છે ભૌતિક શોધખોળને લીધે જગતના વિવિધ પ્રદેશો પાસે પાસે આવી ગયા છે, અને તેને લીધે દેશદેશની પરસ્પર અસર ઘણી જ વધી ગઈ છે ચીનમા થએનો બળવો ઇગ્લડના લોકોને જાગૃત કરી દે છે પ્રથમ તેમ નહોતુ બનતું ઇંગ્લડમા સેક્સન લોકો રાજ્ય કરે છે કે નોમનો રાજ્ય કરે છે તેની સહજ પણ પરવા વગર ચીન વા જપાનમા રાજ્યની ઉથલ પાથલ થઈ શકતી હવે તે સ્થિતિ બદલાઇ ગઈ છે છટી હદનો કરી ટુંપો તો લેઇ લે એ લગભગ નજીવો લાગતો પ્રસગ જપાનના રાજ્યકારીઓને ચિંતાનો વિષય થઈ પડે એમ હોય છે આ સ્થિતિને લીધે પરસ્પર સસ્કૃતિની આપલે ઘણી થાય છે, અને તેથી ઉન્નતિની ત્વરા અને સર્વગ્રાહીપણુ પણ ઘણા જ વધી ગયા

છે આ યુગમાં હિંદુસ્થાનનું તત્ત્વજ્ઞાન તે એકલા હિંદુસ્તાનનું રહ્યુ નથી સર્વ જગતનો તેમા ભાગ છે ન્યૂટનની શોધખોળથી ઈંગ્લન્ડ જો એમ ધારે કે આપણે એકલા જ તેનો લાભ મેળવી જઇએ તો તેમ બનવુ અશક્ય છે વિમાનની શોધખોળથી એકલુ જર્મની જ લાભ મેળવવા જાય તો તેને માટે તે શક્ય જ નથી

આમ દેશદેશની સંપત્તિ જગત આગળ બહુ સ્પષ્ટ પુરતી મુકાતી જાય છે, અને તેને લીધે વિચાર અને જીવનમા થતા ઝડપી ફેરફાર, સમાજો અને સસ્થાઓમા થતા પરિવર્તન આપણને આશ્ચર્યચકિત કરી દે છે, તથા એ ત્વરિત ફેરફારોનુ સ્વરૂપ પુરેપુરૂ જ્ઞાત ન થવાને લીધે આપણને ડર ઉઠે છે કે રખેને આપણે નીચે તો નથી પડતા! અવનત તો નથી થતા!

વળી અત્યારસુધીની ઉન્નતિનું તત્ર આપણે કુદરતના બળને જ આધીન રહેવા દીધુ હતુ. એ તત્ર હવે મનુષ્ય પોતાના હાથમા લે છે, અને એ ઉન્નતિનુ તત્ર હાથમા લેતા મનુષ્ય વિચાર કરે છે કે ભૂતકાળનો સઘળો જ વારસો ઉત્તમ છે કે કેમ? અને ઉત્તમ ન હોય તો તેને તો જ કરવામાં શી અડચણ છે? અલબત્ત, આપણે ભૂતકાળના દરેક રીતે આભારી છીએ, પરતુ આપણે ભૂતકાળના ગુલામો તો નથી જ અને તેમ રહેવા પણ આપણે ઇચ્છતા નથી આપણી ઉન્નતિના માર્ગમાં આડે આવતા ભૂતકાળના સંસ્કારોને આપણે લુપ્ત થતા દેઇએ તેમા આપણે કાંઇ જ ખોટુ કરતા નથી

આપણને દરેક રીતે પુછવાનો હક્ક છે કે જુના વિચારો, જૂની સસ્થાઓ અને જૂની ભાવનાઓ આ સમયને અનુકૂળ આવશે કે કેમ? વર્તમાન યુગ એ મ્હોટો પ્રશ્નાર્થ યુગ છે સર્વ વિચારોની આગળ પ્રશ્નાર્થ ચિહ્ન ઉભુ રહેલું જ હોય છે રાજતત્ર સારૂં કે પ્રજાતત્ર? હુ હિન્દુ અને આ મુસલમાન એવી ભેદભાવના સારી કે હું અને અન્ય માનવો મારાથી ઉતરતા તેમ જ ચડતા નહિ એવા મ્હારા બધુઓ, એ ભાવના સારી? ધર્મની સસ્થાએ લાભ શા શા કર્યા અને ગેર લાભ શા શા કર્યા? લગ્નની સસ્થા હાલ છે તેવી જ રીતે ચાલવા દેવી ઠીક કે તેમા સુધારો કરવા ની જરૂર છે? આ અને આવા અનેક પ્રશ્નો સ્વાભાવિક રીતે પુછાયે જાય છે પ્રાચિન ભાવનાઓની કસોટી થાય છે આપણુ સમગ્ર માનસિક વાતાવરણ બદલાઈ જાય છે અને સર્વત્ર પ્રવૃત્તિનુ ભાન થયા કરે છે ભૂતકાળ તરફનો આપણો મોહ અપ્રવૃત્તિમાં દૃપણુ જેના પ્રેરાય છે, અને સકુચિત દૃષ્ટિ ઉપજાવી વર્તમાન કાળના સારા નરસા સર્વ ફેરફારો તરફ એક જ પ્રકારની અનુદારવૃત્તિ દૃઢ કરે છે વર્તમાન કાળ એ સપૂર્ણ ઉન્નતિનો કાળ છે એમ કહેવુ એના જેવી બીજી એક પણ ભૂલ નથી છતા તેમા રહેલા ઉન્નતિના અશો તરફ દુર્લક્ષ કરવુ, અને તેની ઉન્નતિ તરફ આખ મીચી દેવી, અને થએના વિકાસને ભૂતકાળના કાલ્પનિક વિકાસના સુન્દર આલેખન સાથે સરખામણીમા મુકી, તેને હસી કહાડી તેનો અસ્વીકાર કરવો એ અયોગ્ય છે એથી આપણી ઉન્નતિનો માર્ગ સરળ થતો અટકે છે, વર્તમાન કાળ તરફ શકા, અશ્રદ્ધા અને તિરસ્કારની વૃત્તિઓ વિનાકારણ દૃઢ બનતી જાય છે, ભવિષ્યને માટે નિરાશા રાત દિવસ ખડી રહે છે, અને નિરુત્સાહી થતુ જતુ મન ભૂતકાળનો જ આશ્રય લેઈ પોતાની ભાવના અને લાગણીને પોષે છે આવા પ્રકારનું માનસિક વલણ તાત્કાળ ફેરવવાની

જરૂર છે ભૂતકાળ તરફ માન અને ઉપકારની લાગણી ચાલુ રાખી, વર્તમાન તરફ આશા અને શ્રદ્ધાની નજરે જોઇ, આપણી ભાવના, કલ્પના, અને સ્વપ્નોને ભવિષ્યમા ફલિભૂત થતા જોવા એ જ યથાર્થ માર્ગ છે ભૂતકાળમા પૂર્ણતા જોવાની ટેવ બદલી નાખી તેને ભવિષ્યમા જોવાની ટેવ પાડવી એ ઘણુ જરૂરનુ છે

જગતનો ભૂતકાળ ઉન્નત હતો, પરતુ જગતનો વર્તમાનકાળ તેથી પણ વધારે ઉન્નત છે અને ભવિષ્યની ઉન્નતિ એ એક અથાગ શકયતાનો ભડાર છે હાલ વર્તમાન ઉન્નતિ રાષ્ટ્રીય ભાવના સુધી આવીને અટકી છે અને તેનાથી વિસ્તૃત થવા માટે ૧૯૧૪ નું યુરોપીય યુદ્ધ સર્જાયુ હતું એ યુદ્ધમા વર્તમાન સસ્કૃતિના અનિષ્ટ અશો બળી જાય છે અને તેમાથી પસાર થઇ જગત વધારે વિશુદ્ધ બનતુ જશે એ નિર્વિવાદ છે તથાપિ વર્તમાન ઉન્નતિથી ઝખવાઇ જઈ તેના મહાન દોષો તરફ આપણે અલક્ષ્ય કરવુ ઠીક નથી આપણા રાજ્યતત્ર શુ ખામી ભરેલા નથી ? એક બાજુએ મહાનગરોના દર્શન થાય છે, ત્યારે સ્હામી બાજુએ ગરીબોના ભાગ્યા તુટ્યા ઝુપડાની હાર આવી રહેલી દેખાય છે એક તરફ જગતની સમૃદ્ધિ સચયીત થતી જોઇએ છીએ, જ્યારે બીજી તરફ પ્રભુના બાળકોને ભૂખથી મૃત્યુને શરણ થતા જોઇએ છીએ રાજ્યતત્ર શુ આ સ્થિતિને માટે જવાબદાર નથી ? માનવજીવનની કિંમત પૈસાના જ ભાવમા થાય એ સમગ્ર જનસમાજને નીચું જોવડાવવા માટે બસ છે ધન એ મનુષ્યના એક સાધનરૂપ છે તેને સ્થાને મનુષ્ય ધનના સાધનરૂપ બની જાય એ લજ્જાસ્પદ સ્થિતિ સસ્કૃતિમા એક કાળા ડાઘરૂપ છે નિરર્થક ધનનો સચય કરનાર સમાજનો એક મહા ભારે ગુનેહગાર છે, છતા રાજ્ય તેને કશી જ સજા કરતું નથી, પરતુ એ જ રાજ્યની અશક્તિને લીધે ભૂખે મરવા દેવામા આવતો કોઇ કોઇ મનુષ્ય પોતાના પોષણની ન મળતી ચીજ આવેશમા આવી જઇ ગુપ્ત રીતે પ્રાપ્ત કરે તેને આપણે ચોરી કરી કહીએ છીએ અને તે મનુષ્યને સજા કરાવવા માટે ન્યાયાસનો પાછળ આપણે લખલૂટ ખર્ચ કરીએ છીએ વસુધૈવ કુટુમ્બકમ્ એ સિદ્ધાન્ત માત્ર બોલવાથી સિદ્ધ થતો નથી- તેને આચારમા મુકવાની જરૂર છે, અને તે પણ માત્ર એક વ્યક્તિ કે એક સસ્થાએ નહિ, પરન્તુ સર્વ રાજ્યોએ અને સર્વ રાષ્ટ્રોએ

વળી એ જ પ્રમાણે આપણી લગ્નસસ્થા શુ ઓછી દૂષિત છે ? તેના ઉદ્દેશો કેટલે અશે સિદ્ધ થાય છે ? જગતમા સુખી ગૃહજીવન કેટલા સ્ત્રીપુરુષો ભોગવે છે ? લગ્નના મહત્ત્વ પ્રમાણે લગ્નનું પરિણામ આવે છે કે નહિ ? રોગી, નૈતિક અને શારીરિક ખામી ભરેલા સ્ત્રી-પુરુષો લગ્ન કરવા યોગ્ય છે કે કેમ ? અને યોગ્ય ન હોય તો તેમના લગ્ન ઉપર કેટલો અને કેવી રીતનો અકુશ મુકવો જોઇએ ? ખુને ભોગે પતિત જીવન ગાળતી લાખો સ્ત્રીઓને તે માર્ગે ધકેલવામા આપણી આર્થિક વ્યવસ્થા, લગ્નસસ્થા અને પુરુષવર્ગની નિર્મળતા કેટલે અશે જવાબદાર છે ? આ વગેરે પ્રશ્નો સહજ સ્ફુરી આવે છે, અને દરેકોઇ સસ્થાની ખામીનું નિકદન કરવાનો માર્ગ ખોળવો એ સમાજસેવકોનો ખાસ ધર્મ છે

કમલકુમાર. ૨ ૧-૮-૦ એન. એમ ત્રિપાઠી એન્ડ કપની, મુબાઈ

વળી આપણે આટલી ઉન્નતિ પ્રાપ્ત કરી છતા આપણા જનસમાજના પુરૂષો સરખા જ આવશ્યક અગત્ય સ્ત્રીઓ હજી હલકી ભૂમિકામા છે તેનો પણ વિચાર સહજ પ્રાપ્ત થાય છે સ્ત્રીઓ શું રાજ્યકાજમા ભાગ ન લેઇ શકે? અને તેવો ભાગ લેતાં આપણી કઠોર રાજ્ય-વ્યવસ્થામા મૃદુતા અને સૌન્દર્યનો ઉમેરો ન કરી શકાય? સ્ત્રીઓને ઉચ્ચ સ્થિતિએ લાવવા માટે શું તેમને આપણા સરખા જ જ્ઞાન અને સ્વાતન્ત્ર્યની જરૂર નથી? સ્ત્રીઓના સ્વાતન્ત્ર્યસબંધી વિચાર થતો સાભળતા જ અનેક મનુષ્યો ભડકી ઉઠે છે સ્ત્રીઓ સ્વતંત્ર થશે તો જગતમા અનીતિ ફેલાશે, રાજ્યશાસનમા દુર્બળતા આવી જશે, ગૃહવ્યવસ્થા કચ્ચરઘાણ થઇ જશે અને કલ્પનામા પણ ના આવી શકે એટલી અવ્યવસ્થા તેને પરિણામે ફેલાશે એવો ભય રજુ કરવામા આવે છે, પરન્તુ આપણે વીસરી જઇએ છીએ કે સપૂર્ણ વિકાસ–કા સ્ત્રી કે કાં પુરૂષનો–સપૂર્ણ સ્વાતન્ત્ર્યની સ્થિતિમા જ સભવે છે

આ સઘળા પ્રશ્નો બહુ મહત્વના છે, હસી કહાડવા જેવા કે રમવા જેવા નથી વિકાસક્રમમા કુદરતને અનુકૂળ થવાનો જો આપણે બુદ્ધિપૂર્વક પ્રયત્ન કરવો હોય તો ઉપરના પ્રશ્નોના ઉત્તર ખોળવા જ જોઈએ ક્ષણિક બનાવો કે આગતુક પ્રસંગો તરફ ધ્યાન આપી મૂળ પ્રશ્નના મહત્ત્વને વિસરવાની ઇચ્છા ભૂલ ભરેલી છે પાર્લામેન્ટનાં બારણાં સ્ત્રીઓએ ભાગી નાંખ્યાં, અને પ્રધાનોને પથરા માર્યા એ છીછરા પ્રસંગની નીચે સ્ત્રીઓની એવી કઇ મહત્ત્વાકાક્ષા ઉછળી રહી છે, કયા બધનો વિરૂદ્ધનો તે બળવો છે, એ બધાની જ તપાસ કરવાની જરૂર છે

વળી આપણા હિંદુસ્તાનમા જ થતી ઉન્નતિ અને પ્રગતિની પ્રવૃત્તિઓ તરફ શકાશીલ નજરે જોવામા આવે છે કેળવણીનો પ્રસાર વધતો જાય છે, અને તેને પરિણામે પ્રજાની ભાવનાઓ અને તેના સસ્કારો બદલાતા જાય છે અસલ કેળવણી લે તેમા આપણને ભયના ચિહ્નો જણાય છે પ્રાચિન ધર્મ લુપ્ત થઇ જશે એવી ભીતિ બતાવવામાં આવે છે આ ઉપરાત અનેક સુપ્રવૃત્તિઓની વિરુદ્ધ થવા માટે આપણી સકુચિત વૃત્તિ ધર્મનો આશ્રય લેવા મિથ્યા પ્રયત્નો કરે છે આ સ્થળે સ્પષ્ટ જણાવવું જોઇએ કે સત્ય ધર્મ કદિ લુપ્ત થતો નથી તેના અમર-તત્ત્વો સદા કાળને માટે, સર્વેના કલ્યાણ અર્થે હાજરાહજુર છે માત્ર તેના સ્વરૂપમા, તેની બાહ્ય આકૃતિમાં ફેરફાર થાય છે એ વાત ખરી પરંતુ આપણે ભૂલવું ન જોઇએ કે વૈદિક કાળથી આપણા ધર્મમા ફેરફારો થએ ગયા છે જો તેથી લાભ હોય તો તે ફેરફાર અવશ્ય સ્વીકારવા જ જોઇએ

વળી એ જ પ્રમાણે નાતજાતની લોખંડમય બની ગએલી દીવાલો, રેલવે, નિશાળ, કોલેજ વગેરે કારણોને લીધે, તથા સામાન્ય જનસમાજની શિક્ષણને અગે ઉચ્ચતર થતી ભૂમિકાને બળે પીગળવા માડી છે, તે તરફ પણ આપણે ભયથી જોઈએ છીએ આપણો વર્તમાન સમાજ–ક્ષોભ કદાચ વિકાસના ઉગ્ર સ્વરૂપોનું દર્શન કરાવે છે અને આપણે ચમકી ઉઠીએ છીએ પારસી–હિંદુના લગ્નની વાત, અને હિંદુ અને યુરોપીયનના લગ્નની વાત આપણને ચમકાવી રહે છે બેશક, રૂઢિમય થઇ ગયેલા વાતાવરણમાં આવા આઘાત થાય એથી આપણે આશ્ચર્ય-

નીતિદર્પણ ૨ ૨-૮-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કપની, મુબાઇ

અંકિત થઈ જઇએ છીએ, પરંતુ સમગ્ર જગતના પ્રવાહનો માન જોઈ આપણે આપણી સમાજને તે પ્રવાહને અનુકૂળ બનાવવાનો પ્રયત્ન કરવો જોઇએ પ્રજાની પ્રગતિનો ફેરફાર એ અધોગતિ નથી

જગતમાં કે હિંદુસ્તાનમા ઉત્પન થતા વિવિધ પ્રશ્નો ગણાવી જવાનો કે તેમની સમાલોચના કરવાનો અત્રે પ્રસંગ નથી માત્ર સહજ સૂચન બસ થશે સંપૂર્ણતાને ભૂતકાળમા જ ખોળવાની ટેવ, આદર્શ સિદ્ધિ નિહાળવા ડોકું પાછળ ફેરવવાની ટેવ આપણે મુકી દેવી જોઇએ, વર્તમાન પ્રવૃત્તિઓ તરફ સર્વદા અશ્રદ્ધા, અને શંકાની દૃષ્ટિએ જોઇ તેમની ખામીઓને મોટું સ્વરૂપ આપવાની ઇચ્છાને અંકુશમાં રાખવી જોઇએ, અને ભવિષ્યને અંધકારમય ઉડાણ સમુ કલ્પવાને બદલે તેને ભાવનાઓ અને આદર્શોની સિદ્ધિના પ્રકાશભર્યા સ્થાન તરીકે ગણવું જોઇએ આથી ભૂતકાળ તરફ અપમાન કે તિરસ્કારની વૃત્તિ ઉપસ્થિત કરવાની લેશ પણ જરૂર નથી વર્તમાન ખામીઓ અને દોષ તરફ આંખમીચામણા કરી ભવિષ્યના સ્વપ્ન માત્રમા જ પડી રહેવાની જરૂર નથી આશા સાથે વિવેકવૃત્તિ પણ હોવી જોઇએ

અંતે એટલું જ કે મનુષ્ય હૃદય મહા મહિમાવાન્ છે તેની શક્તિઓ અદ્ભૂત છે તેની ઉન્નતિની પાર નથી ક્રિશ્ચિયનો કહે છે કે 'માગો અને તે મળશે ઠોકો અને તે ઉઘડશે' ઉન્નતિની ખરા હૃદયે વાચ્છના જ કરવાની છે બાઈબલ કહે છે કે 'સ્વર્ગનુ રાજ્ય ત્હારામા જ રહેલું છે, તે શું તું નથી જાણતો?' આપણા શાસ્ત્રો ઉચ્ચારે છે કે 'अहं ब्रह्मास्मि' સુફી રીતસુફ ગાય છે કે 'અનલ હક' આ મહાવાકયોમા મનુષ્યની મહત્તાનો, મનુષ્યની શકય ઉન્નતિનો સર્વ ખ્યાલ સમાઈ જાય છે આપણે જાણ્યે અજાણ્યે તે માર્ગ તરફ જ ગમન કરીએ છીએ મહાન ભૂતકાળનો ઉચ્ચ વારસો પામેલી માનવપ્રજા વર્તમાનના શિખરે ચઢી ઉજ્જ્વલ ભાવિમાં દૃષ્ટિ નાંખતા શુ દેખે છે?—ઉચ્ચ નીચનો ભેદ તેમા વીસરાઈ ગયો છે, સર્વ કોઈ—સ્ત્રી અને પુરુષ સ્વતંત્રતાથી પોતાની અધિક અધિક ઉન્નતિ સાધ્યે જાય છે, પરતંત્રતા, ગુલામગીરીનુ તેમા નામ નથી, પરસ્પરનાં લોહી રેડતા લશ્કરો વીખરાઇ ગયા છે, આપણી સસ્કૃતિના સ્વરૂપ ન્યાયમદીરો, કેદખાના અને દવાખાના જડતા જ નથી નિરોગી, પ્રફુલ્લ પુષ્પસમા ખીલતાં બાળકો બોજારૂપ ન થઈ પડતા સર્વેના આનંદનુ સ્થાન બની રહે છે જીવનકલહ શાંત થઈ ગયો છે, જીવનસહકારનો સિદ્ધાન્ત પૂર્ણ બળમા પ્રસરી રહ્યા છે નર નારાયણ બનવાના ક્રમમા છે, પુરુષ પુરુષોત્તમ બનવાના ક્રમમા છે, જગત્ સમગ્ર સંગીતમય થઇ ગયુ છે

આ સ્વપ્ન શુ અશક્ય લાગે છે? અશક્ય લાગતા માત્ર એટલુ જ પુછવાનું કે તેમા અશક્યતાનું ભાન થવુ એ શુ પ્રભુના જગતની બદનક્ષી કરવા બરોબર નથી?*

---

* વડોદરા સાહિત્યસભા સમક્ષ આપેલુ ભાષણ

સક્ષરજીવન ૩ ૨-૦-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની મુંબાઈ

# ગ્રન્થાવલોકન.

[ આ પહેલાના પુસ્તકોના અવલોકન જુન માસના અંકમા છપાયા છે ]

## ૧૨. ધન-ગોકાણુ યાને શેરબજારનો સાથી.

[ લેખક—રા. રમણીકલાલ છોટાલાલ કેશાણી લાલજી બિલ્ડીંગ ભીંડી બજાર, મુબાઈ પૃષ્ઠ આસરે ૨૦૦ મૂલ્ય રૂપીઆ અઢી ]

શેરબજાર અને તેના ઉદ્યોગવ્યાપારને ઓળખવાને ગુજરાતીમા આ એક જ-પ્રથમ પુસ્તક છે શેર બજારને લગતા જુદા જુદા મુદ્દાઓ લેખકે બહુ જ ટુકમા આ પુસ્તકમા ચર્ચ્યા છે અને લેખકના પોતાના અનુભવ પ્રમાણે તે સારા લખાયા છે સરકારી જામીનગીરીઓ, ને લીમીટેડ કંપનિઓ આદિ સબન્ધમા લેખકે બની તેટલી ઉપયોગી વીગતો રજુ કરી છે અને શેરબજારના ધંધાની ઝાખી પણ ના હોય તેઓને તો આ પુસ્તક જરૂર વાચી જવાની અમ્હે ભલામણ કરીએ છીએ મીલ ઉદ્યોગના સબન્ધમા હિન્દમા તે કયારે શરૂ થયો અને હિન્દમા આજ કયા કયાં આ ઉદ્યોગ કેટલા અને કેવા પ્રમાણમા વિસ્તાર પામ્યો છે એવી એવી ઘણી ઉપયોગી વીગતો જોકે આ પુસ્તકમા જોઇતા પ્રમાણમા નથી, તો પણ મુબાઇની મીલોની ઐતિહાસિક ઝાખી તો આમા છે જ કઇ મીલોની સદ્ધર ગણાય છે ને કઇ કેટલા પ્રમાણમા નથી ગણાતી તથા મીલોની પાસે કેટલી મૂડી છે એ વીગેરે બાબતો પણ જણાવી છે હિન્દી રૂ અને રૂનો ઉદ્યોગ, નાણા બજાર ને ધનાઢ્યની બેંકો વિગેરે સસ્થાઓ કે ઉદ્યોગો સબન્ધમા પણ લેખકે બની શકે તેટલી પણ ટૂકાણમા ઠીક માહિતી આપી છે

આર્ટ પેપર ઉપર આ પુસ્તક છાપવામા આવ્યુ છે અને પરિણામે પુસ્તકની કિંમત વધી ગઈ છે લેખક નવી આવૃત્તિ વખતે સાદા કાગળ ઉપર આ પુસ્તક છપાવશે, અને શેરબજારના ધંધામા લાબા કાળથી રચ્યા પચ્યા રહેનાર વૃદ્ધ અનુભવીઓના અનુભવની કહાણીઓ તેમ જ વીસમી સદીના આ પ્રવૃત્તિમાન યુગને અનુકૂળ થાય એવી બીજી અનેક વીગતો પુસ્તકમા ઉમેરશે તો પુસ્તક વધારે ઉપયોગી ગણાશે, પ્રેમચંદ રાયચંદની જીવનકથાના અમેજી પુસ્તકમા સર દીનશા વાચ્છાએ શેરબજારના સબન્ધમા જેમ ઉપયોગી ઐતિહાસિક ચર્ચા કરી છે એવી આમાં નથી તેવા ઇતિહાસની પણ જરૂર હતી આમ આ ન્હાનુ પુસ્તક એક દૃષ્ટિએ ઉપયોગી છે અને ઉપર કહ્યુ તે પ્રમાણે એકવાર વાચી જવા જેવુ તો છે જ એમ અમ્હારૂં માનવુ છે

## ૧૩. ફ્તેહ કેમ મેળવવી?

[ લેખક—રા નર્મદાશંકર બાલાશંકર પંડ્યા, નડીઆદ પૃષ્ઠ ૨૫૩, મૂલ્ય રૂપીઆ પોણા બે. ]

મુખલક્ષણ શાસ્ત્ર અને મસ્તકશાસ્ત્રનાં બે ગુજરાતી પુસ્તકોના લેખક તરીકે રા. નર્મદાશંકર ગુજરાતમાં કઇંક જાણીતા તો છે જ ઑ એસ માર્ડનકૃત ' ધી વિકટોરીયસ ઍટીટ્યુડ '*

* સરસ્વતીચદ્ર ભાગ ૧ લો. રૂ ૨-૮-૦ એન એમ ત્રિપાઠી એંડ કંપની, મુબાઈ—

નામના અંગ્રેજી પુસ્તકના આધારે આ ગુજરાતી પુસ્તક લખવામાં આવ્યું છે. જીવનમાં ઘણા દુઃખભર્યા પ્રસંગો ઉભા થવાથી એક સાધારણ શક્તિનો મનુષ્ય નિરાશ થઈ જાય એ સ્વાભાવિક વાત બહુ સ્પષ્ટ છે. પરિણામે આવું મનુષ્ય પોતાના જીવન તરફ ઉદાસી બની જાય છે અને બહુ દુઃખી—કંગાલ જીંદગી ભોગવે છે. સંસારના કડવા અને ખારાખાટા અનુભવે મીઠાશરૂપી તેના બીજા સ્વરૂપનું દર્શન તે કરી જ શકતો નથી. આવા દુઃખગ્રસ્ત મનુષ્યને આત્મબળ અને આત્મશ્રદ્ધાનું જીવન આપી શકે છે એવો પ્રકાર આ પુસ્તક બતાવે છે. પોતાને માટે અકારણ હલકો અભિપ્રાય બાંધવાથી અને પોતાની જાતને પુરેપુરી રીતે સમજી નહિ શકવાથી જે મનુષ્યો દુઃખી દુઃખી થાય છે તેવાઓને આ પુસ્તકમાંથી ઘણું જાણવાનું મળી શકે એમ છે અને અમે આ રીતે આ પુસ્તક સૌને વાંચી જવાની ભલામણ કરીએ છીએ. લેખકનો પોતાનો આશય બહુ ઉદાર છે. પંદર ન્હાનાં મ્હોટાં પ્રકરણોમાં પુસ્તકને વ્હેંચી નાખવામાં આવ્યું છે. વિષયોની ચર્ચા જાણવા જેવી છે.

પુસ્તકની ભાષા અમ્હારે કહેવાની જરૂર છે કે બહુ સરકારી નથી લાગતી. છપામણી તો આપને જરાકે ગમે તેવી નથી. તેમાં દોષ એ છાપખાનાનો છે, લેખકનો નથી. લેખકની પોતાની આ બાબતમાં અજ્ઞાનતા હશે એટલે છાપખાનું પસંદ કરવામાં ગોથું ખાધું લાગે છે. પુસ્તક ઉપર છાપખાનાનું નામ નથી. કોણ જાણે કયા રદ્દી બજારમાં એ છપાયું હશે. કપડાંની 'બાઈન્ડીંગ' હોવા છતાંયે બાંધણી અતિ ખરાબ છે. છાપખાના અને બાઈન્ડરો ઉપર પુસ્તકના બાહ્ય દેખાવનો આધાર બહુ રહે છે એ વાત ભૂલી જવામાં આવી છે. આશા છે કે બીજી આવૃત્તિ વખતે આ બાબતઉપર વધારે ધ્યાન આપવામાં આવશે. પોતાની જાતને ધિક્કારવાનું શીખેલા નિર્બળ મનોબળવાળા મનુષ્યોને જેમ આ પુસ્તક વાંચી જવાની, તેના ઉપર વિચાર કરવાની અને વિચાર કરી એ પ્રમાણે મનને પુષ્ટ રીતે કેળવવાની અમ્હે ભલામણ કરીએ છીએ, તેમ જ 'આત્મશ્રદ્ધા' શક્તિ જેમણે પુરેપુરી મેળવી નથી તેમણે પણ આ પુસ્તક વાંચી જવા જેવું છે. પુસ્તકનો વિષય આમ ઉપયોગી અને વિચારને યોગ્ય છે.

**૧૪. પારસમણિ યાને હૃદયતેજ.**

[ લેખક—રા. સાકરચંદ માણેકચંદ ધરિમાજી, પારસી ગલી મિરઝા સ્ટ્રીટ મુંબાઈ નં. ૩, પૃષ્ઠ ૨૫૬; મૂલ્ય રૂપીઆ બે ]

'પારસમણિ યાને હૃદયતેજ' નું આ પુસ્તક પણ ફ્રેન્ડ કેમ મેળવશો. એના જ જેવા વિચારોના સમર્થનમાં લખવામાં આવ્યું છે. ગુજરાતી ભાષામાં તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ આવા પુસ્તકો ઉપયોગી નીવડે એ નિઃશંક છે. આ પુસ્તક પણ અંગ્રેજી પુસ્તકોના આધારે રચાયું છે. મિસ હેલન વિલ્મેન્સ જેવી આત્મશ્રદ્ધાવાન્ અંગ્રેજ વિદુષીઓના દૃષ્ટાન્તથી અને એનાં જેવી સ્ત્રીઓના આત્મચારિત્ર્યથી સાધારણ મનુષ્ય પણ વિજય સહજ જ મેળવી શકે છે એ વાત લેખક વાચકોના મનઉપર ઠસાવવા માગે છે. રા. સાકરચંદ નિવેદનમાં લખે છે તે પ્રમાણે પ્રથમ આ નિબંધ ચૌદ પંદર વર્ષ પૂર્વે 'સાંજ વર્તમાન' નામના મુંબાઈના જાણીતા પારસી ગુજરાતી પત્રમાં છપાતો હતો. આજ આટલે વર્ષે એને પુસ્તકના આકારમાં પ્રગટ કરવામાં આવ્યો છે. આ, અને

ઉપર લખેના બીજા પુસ્તક–'તેહ કેમ મેળવશો'–બન્ને, અંગ્રેજી પુસ્તકોના આધારે લખવામાં આવ્યા છે એ વાત અમ્હે જણાવી ગયા છીએ અંગ્રેજી પ્રજા *Materialistic* જડવાદી છે એટલે *Will Power*–વિચારશક્તિનો વિકાસ એ લોક જુદી રીતે કરે છે. એ લોક શક્તિના વિકાસ માટે બુદ્ધિને જરૂરી માને છે, ગણે છે આપણી શ્રદ્ધાનુ સ્વરૂપ સત્યની શોધ માટે ઘણાવધુ છે એમા જડવાદને સ્થાન નથી. અને વર્તમાનકાળમા આપણા દેશને વધારેમાં વધારે નુકશાન પશ્ચિમના આ જડવાદે ઘણુ કર્યું છે આત્મશ્રદ્ધાનો વિકાસ જે આપણા સૂક્ષ્મવાદની રીતે કેળવવામા આવે તો આપણે જે સત્યની શોધમા ફરીએ છીએ તે આપણને વ્હેલુ મળી શકત રા સાકરચંદનુ આ પુસ્તક તથા રા નર્મદાશંકરનુ ઉપલુ પુસ્તક કેવળ અંગ્રેજી જડવાદી તત્ત્વના પોષક પુસ્તકોના જ આધારે કેવળ રચાયા છે તેમ રચાયા ના હોત અને આપણા સૂક્ષ્મવાદના સિદ્ધાન્તો પણ તેની ચર્ચામાં યોગ્ય રીતે વિચારવામા આવ્યા હોત તો તેથી વધારે લાભકારક થાત અરવિંદ બાબુના 'આર્ય'પત્રમાં આપણો આ વાદ બહુ સૂક્ષ્મતાથી સમજાવવામા આવે છે

રા સાકરચંદનુ આ પુસ્તક બહુ સાધારણ સરલ ગુજરાતીમા લખાયુ છે અને તેમાં કોઈક કોઈક ઠેકાણે પારસી ગુજરાતીના ચમત્કારો દૃષ્ટિએ પડે છે તે બાદ કરીએ તો ફરી ફરી વાચી જવાનુ અવશ્ય મન થાય જેવુ છે દરેક પ્રકરણ ઉપર મિસે હેલેન વિલ્મેન્સના ઘણા જાણવા યોગ્ય અંગ્રેજી ફકરાઓ, ને તેની નીચે એના ભાવાર્થ આપવામા આવ્યા છે ઓગણીસ ન્હાનામ્હોટાં પ્રકરણોમા પુસ્તકને વ્હેંચી નાંખવામા આવ્યુ છે જગતમા આપણે માટે સુખ નિર્માયુ જ નથી, કે જગત તો દુ ખી જ છે અને આપણે દુ ખી જ રહેવા સર્જાયા છીએ, કે કલ્યાણ આપણી મેળવી શકીએ તેમ નથી, કે એ માટે આપણે અધિકારી નથી એવા એવા વિચારોથી જેમના મન નિર્બલ બની ગયાં હોય છે અગર તો જેમનાં જીવન એવા જ વિચારોથી ઘડાઇ રહ્યા હોય છે તેવાઓને આ પુસ્તક અમ્હે વાચી જવાની ખાસ ભલામણ કરીએ છીએ ઉપર કહ્યું તે પ્રમાણે પુસ્તકની ભાષા પણ સરલ ગુજરાતીમા છે એટલે સાધારણ વાચક વિષયની ગહનતા હોવા છતાં પણ સમજી શકે તેમ છે વાચન પછી વિચાર તો ખાસ જ કરીને જરૂરનો છે અને એ રીતે મનુષ્ય શ્રદ્ધા મેળવી શકે તો વિજય પણ મળી શકે

પુસ્તક કાચી બંધામણીનુ છે અને તે બરાબર વ્યવસ્થિત નથી થોડા જ પાનાનાં વાંચન પછી પૂઠું જુદુ પડી જાય તેવી તેની સીવી બાંધણી છે કાચા પુઠાની બાંધણીના આ પુસ્તકની કિંમત રૂપીઆ એ વધારે છે

૧૫. હૃદયતરંગ

[ કર્તા–રા ડાહ્યાભાઈ લક્ષ્મણભાઈ પટેલ, લાખાપટેલની પોળ, અમદાવાદ, પૃષ્ઠ ૧૯, મૂલ્ય એક આના ]

અમદાવાદની સાહિત્યપ્રિયમંડળી—બન્ધુસમાજ એક વખત ગુજરાતમાં જાણીતી હતી એની સાહિત્યપ્રવૃત્તિ સારી દિશામા ઉત્તેજનને પાત્ર અને અભિનંદનને યોગ્ય એવુ ઘણુ કાર્ય કરી રહી

હતી આજ એ સમાજના સભ્યોમાંથી કોઈ કોઈ તો ભરયુવાવસ્થામાંજ પરલોકવાસી થયા છે અને બાકીના સભ્યો જીવનની બીજી પ્રવૃત્તિઓમા પડી ગયાના પરિણામે બ ધુસમાજ 'નથી' જ એમ કહીએ તો ખોટુ નથી રા ડાહ્યાભાઇ પણ આ મડળના એક સભાસદ હતા વિદ્યાર્થીજીવનથી તેમનો સાહિત્યપ્રેમ સારી રીતે પોષાતો આ યો છે આ પુસ્તકમા રા ડાહ્યાભાઇની કવિતાઓનો સગ્રહ છે રા ડાહ્યાભાઇની કવિતાનો પરિચય કરાવતાં પુસ્તકની શરૂઆતમા રા હીરાલાલ પારેખ લખે છે કે 'નવુ ગુજરાતી કાવ્યસાહિત્ય પ્રમાણમા બહુ ઓછુ છે' એ એક સત્યનુ દર્શન છે તેમ બીજી તરફથી એ પણ સત્ય છે કે 'નવુ ગુજરાતી કવિતાસાહિત્ય પ્રમાણમા બહુ વધારે છે' કાવ્યની પદવિ બહુ ઉંચી છે અને આપણે જેને ખરૂ કાવ્ય જ કહી શકીએ એવુ તો લગભગ નથી જ એ આપણુ દુર્ભાગ્ય છે રા ડાહ્યાભાઇનો આ સગ્રહ 'નવા ગુજરાતી સાહિત્ય'મા વાચકને એકવાર વાંચી જવા ગમે એવો છે એ ખરૂ છે કેટલીક કવિતાઓ લેખકની સસ્કૃતિનુ ભાન કરાવે છે એમાની કેટલીક પક્તિએ નૈસર્ગિક મધુરતા અને સરલ ભાવ સારી રીતે ચિતરે છે સાહિત્યના વાચકોને એમાથી જાણવાનુ અને વાચવાનુ મળે એમ છે પાકી બાંધણીથી અને નિર્ણયસાગર પ્રેસ જેવાની સુદર છપામણીથી પુસ્તક આકર્ષક બન્યુ છે

**૧૬. સ્વદેશ ગીતાવલિ** સ્વદેશપ્રેમના કાવ્યોનો સગ્રહ

[ કર્તા—રા કેશવલાલ હરગોવિંદદાસ શેઠ અમદાવાદ પૃષ્ઠ ૮૦ મૂલ્ય ચૌદ આના ]

રા કેશવલાલ શેઠ ગુજરાતી સાહિત્યના વાચકોથી અજાણ્યા નથી સ્વાતંત્ર્ય—સ્વદેશ પ્રેમના કાવ્યોથી ગુજરાતના માસિકપત્રોમા એ એક સારા લેખક તરીકેનુ સ્થાન ભોગવે છે આ સ્વદેશ ગીતાવલિ એમના સુન્દર ન્હાના કાવ્યોનો સગ્રહ છે આ પ્રકારના જ કાવ્યોના એક સામગ્ર સગ્રહ ગુજરાતના સાહિત્યમાં સ્વ હરિલાલ ધ્રુવે અને રા અરદેશર ખબરદારે પ્રગટ કર્યા છે ગ કેશવલાલનાં કાવ્યો પણ એ સાહિત્યમા એક ઉંચુ જ સ્થાન ભોગવે છે અને એમના કેટલાક કાવ્યો વખત વધતા ગુજરાતીઓ પ્રેમથી અને ઉત્સાહથી ઉચ્ચારતા થશે સરલ અને મધુર ભાષામા સુદર ભાવો એમણે ઉતાર્યા છે અને તે જરાક ઉડાણથી જોનારને સ્હેજે આકર્ષે તેમ છે પૂજન, ભાવના, દેશગૌરવ, અમે કોણ, સ્વદેશ જીવન, હિન્દ હમારો, ગૌરાગ સેવા સ્મરણ દેશની ભાવી આશાઓ, દેશનો રત્નભડાર માતને વન્દન વારવાર અને પ્રહ્લાદનો સત્યાગ્રહ, આદિ કાવ્યો ખાસ વાચવા યોગ્ય છે, અને ગુજરાતીઓને અમ્હે આ કાવ્યસગ્રહ વાગવા ભલામણ કરીએ છીએ નિશાળોમાં અને કોલેજોમા શિક્ષણ લેતા વિદ્યાર્થિઓના અને સ્ત્રીઓના હાથમા આ પુસ્તક મુકાતાં એમના જીવનને સ્વદેશપ્રેમ શીખવશે ગુજરાતી શાળાઓમા આ પુસ્તક પાઠ્યક્રમમા શા માટે દાખલ ન થઈ શકે? આમ અમ્હે વિના સકોચે આ પુસ્તકની સર્વેને ભલામણ કરીએ છીએ

રા હરિપ્રસાદ ડાક્ટરે પુસ્તકની પ્રસ્તાવના લખી એક જુવાન મિત્રે ઉછરતા પણ આશા ભર્યા સાહિત્યવિલાસી લેખકની કૃતિની યોગ્ય રીતે કદર કરી છે પ્રસ્તાવનામા ડાકટરે આજ દસકા પહેલાંનો ઇતિહાસ રજુ કર્યો છે તે જાણવા જેવો છે ૧૯૦૭ નો કાળ ઘણાને વિસ્મૃત થયો હશે. સારા કાગળ ઉપર સુન્દર છપાઇમાં આ પુસ્તક છપાયુ છે અમ્હે રા કેશવલાલને તેમના કાર્યમાં યશ ઇચ્છીએ છીએ

—ર. ગો. ત્રિપાઠી.

# ઉષા—"સ્વરાજ્ય-પ્રતિજ્ઞા."

## ( પ્રથમ ખંડ. )

લેખક—રા શેઠ પુરૂષોત્તમ વિશ્રામ માવજી.

( ચાલુ સચિત્ર ઐતિહાસિક વાર્તા )

પ્રકરણ ૨૪ મુ

### જો હુકમી !

"જુલ્મ કરના છોડ દે, ઝાલીમ ! ખુદાકે વાસ્તે,
હયરૂ હરકત ના હવા, અહ્‍લે વફાકે વાસ્તે ઝુ'મ ૧
કાટકર ઓરોકી ગરદન, ખયર અપની માગતા,
દે જગા ઇન્સાફકો, દીનમે ખુદાકે વાસ્તે ઝુલ્મ ૨
કર ભલા હોગા ભલા, નેકી કા બદલ નેક હય,
ખ્વામખ્વા મુઝરીમ કયો, બનતા સજા કે વાસ્તે ઝુલ્મ ૩
તીન દીનકી ઝીંદગી હય, તન પાનીકા બુલબુલા,
મન સતા હરગીઝ કીસી કે, હાજ ન રફાકે વાસ્તે ઝુલ્મ ૪
કર અદા અપને ફરાયજ, હોનેવાળી શામ હય
મરતા હર મરકદ કયો, નાઝો અદાકે વાસ્તે ઝુ'મ ૫
ખુન કર માનીકકો રીન્તા, દર બદર અય પ્યારે તુ,
જાન દેના ગે હયા, વસ્લે બુતો કે વાસ્તે ઝુ'મ ૬"

---

*"If affliction grasps thee rudely,*
*And present thee such & cup,*
*Drink the draught & brave the torture—*
*Even in despair look up!"*

---

"કપટે જો જનની દે, વિષ નિજ પુત્રને,
કદી મેઘ દુભાડી દુ ખ, કરે છેર માત્રને,
અવિચારે કરે નૃપ દંડ, નિરઅપરાધીને,
કોણુ લે ગરીબની દાદ, કહોને વિચારીને ?"

---

શ્રાવણ માસના દિવસો—ઘણા દિવસથી ચાલુ વરસાદ—શુક્લપક્ષની પંચમીને દિવસે સાય કાળે લગભગ પાચ વાગ્યાને સુમારે વાદળાથી પૂર્ણ આચ્છાદિત થયના આકાશથી પ્રસરતી ઘનઘોર કાળી છાયા—તે વખતે ખળદ ચેનસરમા સિદ્ધપુરી સૈન્ય પૂર્ણ દમદમાથી—દાખલ થયું—શહેરના રસ્તાઓપર, ઘરોપર, આ સૈન્યને જોવા માટે લોકોની ઠઠ જામી ઘોડેસ્વારો, અને પાયદળની હારો ભભકાભેર દમામદાર પોષાકમા શહેરમા એક પછી એક આવવા લાગી નગરવાસીઓ આ સૈન્ય આનદથી જોતા તેને વધાવવા લાગ્યા, પણ તેમના મનમાં આ સૈન્ય કાંઈ ભયકર વિચારથી અત્યારે અહીં આવ્યુ હશે તેનો સ્વપ્ને પણ ખ્યાલ નહોતો તેઓ અહીં તહીં ટોળેબધ રસ્તાની બન્ને તરફ ભીડ કરી ઉભા હતા સ્ત્રીઓ અને બાળકો ઘરોની બારીઓમાંથી આ ભભકાદાર સ્વારી જોતા હતા જયકારના પોકારથી વધાવતા હતાં, અને સુદર રોહીડખોરામાં એક મહા ભયકર દુખદ પ્રસગ આ સૈન્ય લાવનાર હતું તેનો તેમને ખ્યાલ સુદ્ધા ન હોતો

જુદી જુદી જાતના ભાલાઓ, તીરો, ચમકતી તલવારો, અને વાવટાઓ સાથે પ્રથમ પગાણોની હારો દાખલ થઇ, તેની પાછળ બ લાન મોખરે, અને કાળા ભયાનક લાગતા હબસીઓ, તેમની પાછળ મરાઠા ઘોડેસ્વારો, પછી ક્રમવાર દક્ષણી મુસલમાન સૈન્ય—આરબો વગેરે આવ્યા સૈન્યના ગર્ભભાગમા પૂર દમામથી ઘોડાપર બેઠેલો સર્જેખાન હતો તેની આસપાસ બાદલ દેશમુખ, શિરવળનો આમિન, અને તેને સાથે કરી સામે ગયના કાન્હોજી જેધે દેશમુખ, નરસ પ્રભુ, દાદોજી નરસ વગેરે રોહિડખોરાના મ્હોટા લોકો, ખાન સાથેના મ્હોટા સરદારો હતા તેમની પાછળ આઠ દસ મ્યાના હતા તેમા સર્જેખાન વગેરેના જનાના હતા સર્જેખાનના રૂવાબદાર દેખાવથી લોકો અજાતા, જયકારના પોકારથી વધાવતા અને સ્વારી દેશમુખના મુખ્ય વાડાના કિલ્લા પાસે અટકી દેશમુખ કાન્હોજી અને દેશપાંડે દાદોજી નરસ પ્રભુએ આગળ આવી ખાનને ગુરણીયે પડી નમન કર્યું અને તેમની સાથેના માણસે પણ તેમનુ અનુકરણ કર્યું શીરસ્તા મુજબ ચેનસરના દરવાજાઓની ચાવીઓ દાદોજી નરસે ખાનને માનસહ આપી, અને આવકારનુ સુન્દર શબ્દોમા ન્હાનકડુ ભાષણ કર્યું ખાને તેમનો ઉપકાર માન્યો દરવાજાની ચાવીઓ દેશપાંડેને પાછી ન સોપતા તે સીદી બલ્લાલને સ્વાધિન કરી, દરેક દરવાજાપર દેશમુખ દેશપાંડેના પહેરા ઉઠાડી પોતાના પહેરા બેસાડવાનો હુકમ કર્યો આ સાભળી દેશમુખ, દેશપાંડે અને ગામના મુખ્ય લોકો આશ્ચર્યચકિત થયા, પણ કાઇ બોલી શકયા નહી અને ખાન તરફથી નિશાની થતા ઉભા નીચુ માથુ રાખી ઉભા કિલ્લા પાસેના મ્હોટા ચોગાનમા ત્યાથી ખાન પાછો ફર્યો અને સહ સમારી ઉભેના સૈન્ય સામે અતિ ડોળદમામથી ડુલાઇને નજર ફેરવી તેનો ચ્હેરો ગભીર અને દૃઢનિશ્ચયી હતો તેણે ગભીર સ્હેરે બલ્લાલને સબોધી આજ્ઞા કરી —

"આજ રાતે શહેરના દરવાજાઓ બધ રહેશે અને આ નગરવાસીઓને હું જે હુકમ ફરમાવુ છુ તેનો તેઓ અમલ કરે ત્યાં સુધી આ દરવાજાઓ બધ રહેશે"

ખાનનો હુકમ થતા બદનાલ હબસી ચાનીઓ સાથે પોતાની ટુકડી લઇને સત્વર તેનો અમલ કરવા પૂરદમામથી ચાનતો થયો નગારાપર દાડી પીટાઇ સીંગડાનો અવાજ થયો. અને ચોગાનમા આસપાસ આ દેખાવ જોવા એકઠ થયલા નાગરિકો તરફ ફરી સર્જેખાન ગભીર મુદ્રાથી ક્રૂર નજરે તેમના તરફ જોતો મ્હોટેથી બોલવા લાગ્યો —

" દેશમુખ, દેશપાંડે, કુલકર્ણી, નાગરિકો, મ્હારો હુકમ સૌ ધ્યાનપૂર્વક સાભળો અમારા જાણવામા આવ્યુ છે અને પકકે પાયે ખબર પણ મળ્યા છે કે બડખોર શિવાજીરાજા આ નગરમા છુપાયો છે, અને બાદશાહે હુકુમત પન્હાના હુકમ વિરુદ્ધથી ચોરી છુપકીથી તમારા બડખોરાઓ-માથીજ સૈન્ય એકઠુ કરે છે આ લોકો જેઓએ બાદશાહત વિરુદ્ધ બળવો ઉઠાવવા હિમ્મત કરી છે, અને તેમા જોડાયા છે તેમને યોગ્ય શિક્ષા થશે પણ તે દરમિયાન આ બરાબર લક્ષ્યમાં રાખજો કે, જે કોઇ નાગરિક આ શિવાજીરાજાને પોતાના ઘરમા આશ્રય આપશે કે તેને આ શહેર છોડી જવામા મદદ કરશે તે રાજ્યનો ગુન્હેગાર ઠરશે, અને તેની શિક્ષા મોતની થશે સાથેઆ પણ ધ્યાનમા રાખજો કે ત્રણ દિવસની અદર શિવાજીરાજાને મ્હારે સ્વાધિન કરવો એ મ્હારુ ફરમાન છે, અને તેથી તે મુદત પૂરી થાય ત્યા સુધી આ નગરના દરવાજાઓ બધ રાખવા સખ્ત હુકમ આપ્યો છે અને છેવટનુ મ્હારુ એ ફરમાન છે કે આ ત્રણ દિવસની મુદત દરમ્યાન જો શિવાજી રાજાને અમારે સ્વાધિન કરવામા નહી આવે તો આ શહેર—આ તમારા બન્ને ખોરાઓ બડખોર અને કાવતાખોર ઠરાવવામા આવશે અને દરેક સ્ત્રી પુરુષ, અને બાળક તલવારની ધારે મુકાશે, અને આ તમારા ગામો બાળીને ભસ્મ કરવામાં આવશે આ તમારા આખા રોહિડખોરા અને વેલવડખોરાને મેદાનમેદાન કરી નાખવામા આવશે કડકમા કડક શિક્ષા થશે અલ્હાતાના બાદશાહને આપણા શીરપર સદા સલામત રાખો "

" બાદશાહ ઘણુ જીવો, અમર રહો!" વગેરે જયનાદ બિજાપૂરી સૈન્યે કર્યો નગારાપર દાડી પીટાઇ અને રણશીંગાના અવાજ થયા પણ નગરજનો મુગા રહ્યા કોઇએ એક શબ્દ ઉચ્ચાર્યો નહી, કે આ જયનાદમાં ભેળાયા નહી લોકો એક બીજા સામે ભયથી અને ત્રાસથી ફાટેલી આંખે જોઇ રહ્યા તેમનામા જે વીરો હતા તેમના દંત દ્દાન્યા, અને ચ્હેરા ફીકકા થઈ ગયા આ ભયકર ક્રૂર સમાચારથી ઘરોમા કેટલીક સ્ત્રીઓ બેશુદ્ધ થઇ પડી, કેટલીકો ભયની મારી નિશ્વાસ નાખવા લાગી, બેબાકળી બનતી ઊભી થઈ ગઇ, અને બાળકો કાઇ પણ ભયકર બન્યુ છે એમ સમજતા ધ્રુજતા રડતા, રડતી માતાઓ અને ભગિનીઓને વળગી પડયા આખા નગરમા વિદ્યુત પેઠે આ સમાચાર પ્રસરી ગયા અને ભય ત્રાસ વ્યાપી રહ્યો

ખાને આ ભયકર દુષ્કર્મ ફરમાવી પોતાનો ઘોડો ફેરવ્યો, અને કિલ્લામા દાખલ થવા લાગ્યો, ત્યા જાણે આથી કુદરત પણ ઉગ્ર બની હોય તેમ જબરજસ્ત કડકડાટ સાથે મ્હોટી વીજળી આકાશ ચીરતી ચમકી રહી સાથે મ્હોટો ગડગડાટ થયો અને તે સાથે જોરજોર મુસળધાર વરસાદ આ સૈનિકોને પૂર ભિજવતો તુટી પડ્યો ખાનનો ઘોડો એકદમ પાછો હઠ્યો અને ખાન પડતા પડતા બચ્યો તેના અગરક્ષકોમા પણ ગભરાટ ફેલાયો, પણ તરત

તેઓ સાવધ થયા કેટલાક મિયાગ્થીત સૈનિકો આ કાંઇ પણ અમગલ થવાનું છે તેની ઇશ્વરી ચેતવણી તો નથી એવી શકામા પડયા પુર જોસમાથી પડતા વરસાદથી લોકો એકદમ વિખરાઇ ગયા. દેશમુખ, દેશપાંડે અને શહેરના મુખીઓ માત્ર વરસાદ પડતો હતો છતા ગુંચગુ વાળી ઉભા અને એકમેક સામે ગુસપુસ વાતો કરતા ધીમે પગને ચાલવા લાગ્યા નગરજનો બિચારા અત્યત ચિતાતુર ચ્હેરે તેમના તરફ જોતા હતા-તે ગરિબ બિચારી પ્રજા-તેમને આવા દુષ્ટ સમયમાં સૌપર ભય લટકતુ હતુ તે વખતે માત્ર તેમનો આધાર-તેમનાપર નજર હતી જેમની સલાહ મદદની આશાથી તેઓ તેમના તરફ જોતા હતા

ખાન અને તેની ખાસા સ્વારી કિલ્લામા દાખલ થઇ કે અહીં મદનાભર્યા સિપાઇઓ છૂટા થયા જ્યાં ત્યાં ચોકીપહેરા વગેરેનો બદોબસ્ત કરવો હતો તે સૌ થઇ ગયો હતો અને હવે માત્ર બીજા સૈનિકોનો મ્હોટો ભાગ રહ્યો, તેઓ છૂટા હતા તેમણે આખા ગામમાં ધમાચકડી મચાવી મૂકી-તેમને માટે રહેવા અમુક જગા મુકરર કરવામા આવી ન હોતી તેઓ ન્હાની ન્હાની ટુકડીઓમા તેમના જમાદારો સાથે વ્હેંચાઈ જઈ તે જમાદારોને યોગ્ય લાગે ત્યા મુકામ કરી, અને તેની મુખ્ય સરદારોને ખબર પહોચાડતા હતા તેઓએ ચૌટામા, બજારમા, આશરો લીધો એટલુ જ નહી પણ કેટલીક ટોળીઓ તો ગરીબ બિચારા નાગરિકોના ઘરમા ઘુસી, ત્યા રહેવાની માગણી કરતા-તે તેમણે મુગે મ્હોડે સ્વીકારવી પડી અને ત્યા પણ ધીંગામસ્તી, અને મ્હોટે મ્હોટે મર્યાદા રાખ્યા વગર બરાડાઓ પાડવાનો ક્રમ ચાલુ રાખ્યો.તેથી જ્યાત્યા ગડબડ-ગભરાટ મચી રહ્યો

ભય, ત્રાસ અને શોક સર્વ શહેરમા પ્રસરી રહ્યા ખાનનો સખત હુકમ વત્તાઓછા પ્રમાણમા દરેકને કાને ગયો અને એટલામા છુટા મુકેલા સિપાઇઓનું આ વર્તન તેથી તો ગડબડ વધી ઘણાઓ બિચારા તાબડતોબ ગાડાઓ તૈયાર કરી સ્ત્રીબચ્ચાંઓ તથા ઉતાવળે લેવાય તે સામાન લઇ ઘરબાર ગામ છોડી જવા તૈયાર થઇ નીકળ્યા પણ દરવાજાઓ બધ ત્યા જતા તેમને પાછા ફરવુ પડ્યુ શિવાજીને શરણ કરવામા નહી આવે ત્યા સુધી દરવાજા ખુલશે નહી એ ખાનનુ સખ્ત ફરમાન-પછી તેમના ભય, શોક ત્રાસનું પુછવુ શુ ? ઘણો જ ભયંકર-ભય ઉપજાવનાર ક્રુર હુકમ આ નગરના ઘણા જણા તો શિવાજી આ નગરમા છે કે નહી ને ક્યારે ક્યા ક્યારે આવે છે તે જાય છે તે જાણતા સુદ્ધા ન હોતા એવા નિર્દોષ હતા તેમને આ બળવામા સામેલ થવા માટેની સજા એ ક્યાંનો ન્યાય ! આ કેવો જુલમ! પણ જોહુકમી જુલ્મી દોર બેબન્ધશાહી ચાલે ત્યા બાકી શુ હોય ?

> "સીતમગર સખ્ત હુવા તો ક્યા, મેરા અલ્લાહી અલ્લાહ એ,
> ખફા હર વખ્ત હુવા તો, મેરા અલ્લાહી અલ્લાહ એ
> કયુ અફસોસ ખફા મુજમે, ગુઝારે તુ જરા મુજપે,
> શીહા ગરમખ્ત હુવા તો ક્યા, મેરા અલ્લાહી અલ્લાહ એ
>
> \+ + × +
>
> કહે ફિરોઝ રહીમોમે, હજારો બીન રફીકોસે,
> હશદકા સખ્ત હુવા તો ક્યા, મેરા અલ્લાહી અલ્લાહ એ "
>
> —બાનુ

---

# પ્રિયતમનો ઉત્તર.*

લેખક-રા કનુભાઈ અચાભાઈ દેસાઈ, એન એમ. એન્ડ એસ

પુછો છો પ્રશ્ન શું વ્હાલાં! જગતપ્રેમી થશો ક્યારે?
જગતનાં બાંકુમાં જેવું તમોને રાચતાં ત્યારે ૧

પુછો છો પ્રેમથી વ્હાલાં! જગત ઉદ્ધારશો ક્યારે?
પ્રિયામા-બોધને મુકો, જગત ઉદ્ધારશું સાથે ૨

પુછો છો સાચી સુખદુ ખના સહુના કહો થશો ક્યારે?
તમારા મોહના બધો-જરૂરીઆતો ઘટાડો કે ૩

પુછો સન્માર્ગમા વ્હાલા! જગતને દોરશો ક્યારે?
હમારા પ્રેમ-યજ્ઞોમા તમે આહુતિ દો ત્યારે ૪

બનાવો-સાક્ષરો ક્યારે નિરક્ષર બ પુને ક્યારે?
હમારી પાઠશાળામા થશો અધ્યાપકો ત્યારે ૫

દવાખાના દુ ખ દીલનાં પુછો બધાવશો ક્યારે?
દયાની સેવિકા થાશો સજીને શ્વેત વસ્ત્રોને ૬

ભગિની આદર્શો કરશે અને આશિ। માતા દે
તમે થશો સજાવો કે રમીશું-ઝુલશું સમરે ૭

વ્યવસ્થા મારી ગૃહરાજ્યે કરો, સન્તાન સંસ્કારે
સ્વરાજ્યે સ્વરાજ્યે એ ઘુમીશું આમદિ સત્યે ૮

---

* સમાલોચકના ૧૯૧૯ના સપ્ટેમ્બરના અંકમા રા ગોકુળદાસ રાયચુરાના છપાયલા 'પ્રિયતમ'
સ'ના કાવ્યનો ઉત્તર-કનુભાઈ

# અમૃતાંજન

( રજીસ્ટર )

એ દેશી દવામાંથી હીન્દુસ્તાનમા તૈયાર કરવામાં આવ્યું છે. તેનો ઉપયોગ, જ્યાં તમને શરીરમા ખરજવું થાય ત્યારે, અમૃતાજન વાપરજો. આખા શરીરના કોઈપણ ભાગપર એક અતિશય રામબાણ ઇલાજ પુરવાર થયેલો છે.

## ફકત દસ આનાની

## કીંમતમાં તે દરેક

## ઠેકાણે વેચાય છે.

આજના ભણેલા ડાકટરો અમૃતાજન વાપરવાની મજબુત ભલામણ કરે છે.

અમૃતાંજન ડેપો ન. ૧૯૦
ફ્રેન્ચ રોડ, મુબાઇ.




( રજીસ્ટર્ડ )

આખા હિંદુસ્થાનમા આ તેલ જેવુ તેલ મળે તેમ નથી અમારા તેલ માટે ઉપરનો ટ્રેડમાર્ક જોયા વગર ઠગાઓ નહી

બાટલી એકની કીંમત રૂ ૧।, ટપાલખર્ચ જુદુ વધુ માટે નમૂના–ગામોગામ એજન્ટો જોઇએ છે સારૂ કમીશન આપીશુ લખો –

**વ્યવસ્થાપક, યોગબળ મત્રાલય**
૧૦૮, ગીરગામ બેકરો –મુબાઈ નં. ૪.

P 2
Oct 19.

ક, આર્યના ઓર્ડરમા સંનાલોચની નોંધ લેશો.





Oct 18

જ આપનો ઑર્ડરમાં સમાચારની નોંધ લેશો

---

## સમાલોચકના જાહેરખબરના ભાવ

એક વખત માટે એક આખું પાનું રૂ ૧૩ અડધું પાનું રૂ ૭ પા પાનું રૂ ૫,

—આ ભાવ બાર માસની બાંધી મુદતને જ માટે છે ઓછા વખત માટે કે ખાસ જગ્યા માટે ચાલુ ભાવ ઉપર પચીસ ટકા વધારે લેવામાં આવશે

—કવર ઉપરના ખાસ ભાવ માટે રૂબરૂ મળવું યા તો લખીને પુછાવવું

—આ ભાવ છેલ્લામાં છેલ્લા છે તેમાં ઘટાડો થઈ શકશે નહિ વધતી જતી મોંઘવારીને લીધે આ ભાવ ગમે તે વખતે ફરી શકશે વધુ માટે લખો યા રૂબરૂ મળો

રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી, પ્રકાશક

સમાલોચક ઓફિસ, મોરારજી ગોકુળદાસ ચાલ નજર રાઉંડ, સેન્ડહર્સ્ટ રોડ, ગિરગામ, મુંબાઈ

---



કૃપા કરી ઓર્ડરમાં સમાલોચકનું નામ લખશો.

# ન્હાની, મ્હોટી, જાહેર કે ખાનગી લાયબ્રેરીનાં

## પુસ્તકોના ઉત્તમ સંગ્રહ.

૧.

### સ્વ. ગોવર્દ્ધનરામ ત્રિપાઠી —

| | રૂ આ |
|---|---|
| સરસ્વતીચન્દ્ર ભા ૧ થી ૪ | ૧૧–૮ |
| લીલાવતી જીવનકળા | ૦–૧૨ |
| દયારામનો અક્ષરદેહ | ૧–૪ |
| સ્નેહમુદ્રા ( કાવ્ય ) | ૧–૦ |
| Marriage Forms under Ancient Hindu Law | 0–12 |
| Classical Poets of Gujarat ( 1916 Edn ) | 0–6 |

### પ્રૉ. કાન્તિલાલ પંડ્યા —

| | |
|---|---|
| ૧ ગોવર્દ્ધનરામનું જીવનચરિત્ર | ૧–૦ |

### સ્વ. પ્રૉ. મણિલાલ નભુભાઈ —

| | |
|---|---|
| બાળવિલાસ | ૧–૪ |
| ગુલાબસિંહ | ૨–૪ |
| ચારિત્ર | ૧–૪ |
| સુદર્શન ગદ્યાવલિ | ૫–૦ |

### રા. મણિલાલ છબારામ ભટ્ટ —

| | |
|---|---|
| ઝાંશીની રાણી (સાત સુંદર ચિત્રો સહિત) | ૨–૦ |
| સુંદર બ્હેન | ૦–૧૨ |
| ગુજરાતની જુની વાર્તાઓ (ચિત્રો સાથે) | ૨–૦ |
| પૃથુરાજ ચૌહાણ અને ચંદબરદાયી ( નવી આવૃત્તિ છ ચિત્રો સાથે ) | ૨–૦ |
| રતિસુંદરી | ૧–૮ |
| પતિવ્રતા સતિઓ ( ૨૪ ચિત્રો સાથે ) | ૩–૦ |
| પ્રતિમા નાટક | ૧–૦ |
| ગુર્જરી, મુસાફરી ગેય ગીત | ૧–૪ |

### રા. છગનલાલ હરિલાલ પંડ્યા —

| | રૂ આ |
|---|---|
| કાદમ્બરી ( સચિત્ર ) આવૃત્તિ પાંચમી | ૨–૮ |
| એક અપૂર્વ સ્વપ્ન (બીજી આવૃત્તિ છપાય છે) | |
| ક્રાઈસ્ટનું અનુકરણ ભાગ પહેલો | ૦–૮ |
| સચિત્ર મૂળાક્ષરના પત્તા | ૦–૮ |
| મનોરંજક વાર્તાવલિ | ૦–૧૨ |
| વિશુદ્ધસ્નેહ | ૦–૮ |
| હાસ્યજનક વાર્તાલાપ | ૦–૬ |

### રા. ગણપતરામ અનુપરામ ત્રવાડી.–

| | |
|---|---|
| આત્મમહેનત ( સેલ્ફહેલ્પનું ગુજરાતી ભાષાન્તર ) | ૩–૦ |
| દરિયાપરના દેશોની વાતો | ૨–૦ |

### રા. હિંમતલાલ અંજારિઆ —

| | |
|---|---|
| કવિતા પ્રવેશ | ૧–૦ |
| કાવ્યમાધુર્ય | ૧–૮ |
| મધુબિન્દુ | ૦–૪ |
| કિન્ડરગાર્ટન સમ્બન્ધી છ લેખો | ૦–૬ |

### સ્વ. ભગુભાઈ ફતેહચંદ કારભારી —

| | |
|---|---|
| અંગ્રેજી–ગુજરાતી પૉકેટ ડીક્ષનેરી | ૧–૧૨ |
| ગુજરાતી–અંગ્રેજી ” | ૧–૧૨ |
| સ્ટાર અંગ્રેજી ગુજરાતી ડીક્ષનેરી | ૦–૧૨ |
| ટૉડકૃત રાજસ્થાન ( બે ભાગમાં ) | ૫–૦ |

### રા. ભોગીન્દ્રરાવ દીવેટીઆ.—

| | |
|---|---|
| આસીસ્ટંટ કલેક્ટર | ( મળતી નથી ) |
| નવરંગી બાનો | ૦–૪ |
| કાઉન્ટ ટૉલ્સ્ટૉયની વાતો | ૦–૪ |
| ઉષાકાન્ત [ સચિત્ર, બીજી આવૃત્તિ ] | ૨–૦ |
| મોહિની | ૧–૦ |
| સોલીસીટર | ૦–૧૨ |

એન. એમ. ત્રિપાઠી ઍન્ડ કંપની, બુકસેલર્સ ઍન્ડ પબ્લીશર્સ

પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબાઈ નં ૨.

આપના ઑર્ડરમાં સમાલોચકની નોંધ લેશો,

સ્વ. ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠીકૃત

નવી આવૃત્તિ તૈયાર છે

# સરસ્વતીચંદ્ર

## ભાગ ૪ થો.

### સરસ્વતીનું મનોરાજ્ય અને પૂર્ણાહુતિ.

[ ૧૯૨૦. ]

મૂલ્ય રૂપીઆ સ્હાડા પાંચ.

---

| | | | |
|---|---|---|---|
| સરસ્વતીચંદ્ર ભાગ ૧ લો (સાતમી આવૃત્તિ) | રૂ | ૨॥ | ચારે ભાગની કિંમત સ્હાડાઅગીઆર રૂપીઆ |
| ,, ભાગ ૨ જો (પાંચમી આવૃત્તિ) | રૂ | ૧॥ | |
| ,, ભાગ ૩ જો (ચોથી આવૃત્તિ) | રૂ | ૨ | |
| ,, ભાગ ૪ ([illegible] આવૃત્તિ) | રૂ | ૫॥ | |

---

મળવાનું ઠેકાણું ૧. એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબાઈ

૨. રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી,

મોરારજી બીલ્ડિંગ, ગીરગામ, મુંબાઈ નં ૪

૩ અને સર્વે પ્રસિદ્ધ બુકસેલરો

૧૪ આપના ઑર્ડરમાં શામળભાઈની




# તમારૂં બાલક નિશાળમાં કેમ ચાલે છે?

આ પ્રશ્ન આજકાલ બહુ નિનાદો થઇ પડ્યો છે અને એથી જણાય છે કે પોતાની સનતિંના માનસિક વિકાસ માટે માબાપ કેટલા બધા આતુર રહે છે પણ તેસાથે તેમની શારીરિક સપૂર્ણતા પે કેટલી જરૂરની છે એ કેટલા થોડા માબાપ વિચારે છે? તનદુરસ્ત અને સુધડ સુંદર અવયવ એ જીંદગીનાં બહુ જરૂરી તત્વો છે અને જીવનના મોજશોખ કરતા પે એ વધારે અગત્યના છે એ કહેવાની શી જરૂર રહી છે? માટે જ શરીરના અવયવો બરાબર રહી જીતાપાંગના ના બને એવુ જેથી થાય તે વાત દેશના દરેક બાનકે સ્હમજવી જોઇએ

તમારૂ બાનક કોઈ પણ જાતની શારીરિક ખોડખાપણવાળુ હોય તો તમારા ડાકટરને મળીને એની એ નિમનતા વધે નહિ તે માટે તરત અમારે ત્યા જરૂરી ઉપાયો લેવા માટે લેના આવજો

અમારે ત્યા દરરોજ આનાલાભ લેવા કેટલા બધા સખ્યાબધ માણસો આવે છે તે જેવુ હોય તો એક વખત અમારી ઑફિસમા પધારશો તો છેલ્લામા છેલ્લી શોધ પ્રમાણે તૈયાર કરવામા આવેના વીજળીના અને કારીગરીના સાધનોથી મનુષ્યોની સેવા અમે કેટલી કરીએ છીએ તેનો તમને પુરેપુરો ખ્યાન આવે એવી જાતની બધી વ્યવસ્થા તમને સતોષ આપે એ રીતે બતાવીશુ

ખોડખાંપણવાળા દરેક દરદીને તેને લાયક અને જરૂરી પુરેપુરી સલાહ આપવા માટે મેના ખાસ અનુભવી અને લાયક ડાકટર હમેશા હાજર રહે છે એક્સ-રેથી છબી પાડીને શરીરના અદરના ગુપ્ત રોગો અને તેના મૂળ તરત પારખી શકાય છે વધારે વીગત માટે મળો કે લખો

**સુપરીન્ટેન્ડન્ટ, ધી ઑર્થોપેડીક એન્ડ મેડીકા-ઇલેક્ટ્રીક ઇન્સ્ટીટ્યુશન, ( એ. પૉવેલની કપની ) લેમિંગ્ટન રો , મુબાઈ.**

પ૮ પૃ૪. ]  |  સમાલોચક.  [૪ ચિ.

अनुद्वेगकरं वाक्यं सत्यं प्रियहितं च यत्।
स्वाध्यायाभ्यसनं चैव वाङ्मयं तप उच्यते ॥ भ गी १७-१५

પુસ્તક ૨૫ મુ. ]  ઑગસ્ટ, ઈ. સ. ૧૯૨૦.  [ અંક ૮ મો.

તંત્રી—રા. અંબાલાલ બુલાખીરામ જાની, બી. એ.
રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા, બી. એ., એલએલ. બી.

પ્રકાશક—રા. રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી.

વિષય.  વિષયાનુક્રમણિકા.  પૃષ્ઠ



---

વાર્ષિક લવાજમ રૂપીઆ ૭,
હિન્દુસ્તાન બહાર શીલીંગ ચૌદ રૂ. સહાસાત છુટક અંકની કિંમત દસ આના.
આ લવાજમ શરૂઆતમાંજ લેવામાં આવે છે



સમાલોચક,] સ્વ પ્રા ત્રિભોવનદાસ ક ગજ્જર [ઑગસ્ટ ૪ સ ૧૯૨૦

જન્મ
ઑગસ્ટ ૧૮૬૩

અવસાન
તા ૧૬-૭-૧૯૨૦



સમાલોચક,] લોકમાન્ય [ઑગસ્ટ ૪ સં ૧૯૨૦

જન્મ તા ૨૩–૭–૧૮૫૬

બાળ ગંગાધર તિલક

અવસાન તા ૧ આગસ્ટ ૧૯૨૦

છબી લેનાર, રા. શાન્તારામ પ્રધાન.]



સમાલોચક ]　　　સરદારગૃહ ઉપર　[ઑગસ્ટ ૭ સ ૧૯૨૦

સ્વ લોકમાન્ય તિલકનું

મુકવામાં આવેલું મૃત શરીર

છબી લેનાર રા શાન્તારામ પ્રધાન ]





સમાલોચક.] સ્વ લોકમાન્ય તિલકના [ઑગસ્ટ, ઇ સ ૧૯૨૦

દશમાને દિવસે મુંબાઇના ચોપાટીના સમુદ્ર ઉપરનું દૃશ્ય

છબી લેનાર રા. શાન્તારામ પ્રધાન.]



સાથી આર્ટ, મુંબાઈ, નં ૮




પુસ્તક ૨૫ મું,] ઑગસ્ટ, ઈ. સ. ૧૯૨૦ [ અંક ૮.

# સ્વાતન્ત્ય સત્રદીક્ષિત– બાળ ગંગાધર ટિળક.

લેખક —રા. ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદી, બી એ, એલએલ બી

सर्वं परवश दुःखम् सर्वमात्मवश सुखम् ॥—मनु

પ્રાણીમાત્રને સુખ જોઇએ છીએ સુખ એટલે ઉપર આપેલા મનુ ભગવાનના વચન પ્રમાણે સ્વવશતા, સ્વતન્ત્રતા સ્વતન્ત્રતા એ જીવનના સર્વ પ્રશ્નોની કુંચી છે એની ઇચ્છા સાર્વત્રિક છે એ કોને પ્રાપ્ત થાય છે, ક્યારે પ્રાપ્ત થાય છે અને કેવી રીતે પ્રાપ્ત થાય છે એ પ્રશ્નોમાંથી પર અપર સર્વ વિદ્યાઓ, નાના મોટા સર્વ શાસ્ત્રો ઇહલોક પરલોક ઈત્યાદિ સર્વ કલ્પનાસૃષ્ટિઓ, સાહિત્યાદિ નાની,મોટી કળાઓ–એ સર્વ આ પ્રાણીમાત્રની પ્રાથમિક આવશ્યકતાને અંગે ઉત્પન્ન થાય છે રાજ્યાદિક મહાસંસ્થાઓ સંધિવિગ્રહાદિના શાસ્ત્રો અને સાધનો એ પણ એ જ મહામન્ત્રને આભારી છે ખરી સ્વતન્ત્રતા કોને કહેવી એની કાંઈ મર્યાદા છે કે નહિ,અને મર્યાદા હોય તો કઈ, એ વિચારમાંથી જગતનાં નીતિશાસ્ત્રો અને ધર્મશાસ્ત્રો ઉદ્‌ભવ્યાં છે સ્વાતન્ત્ય એ સંસારની પ્રતિષ્ઠા છે, અને પરમાર્થમાં સંસારની નિવૃત્તિનું પરમ સાધન પણ તે જ છે સ્વાતન્ત્ય એ મનુષ્યનું સંસારદશામાં પરમ સાધ્ય છે, પરમાર્થદશાનું તો સ્વાતન્ત્ય સ્વરૂપ જ છે

જે સ્વાતન્ત્ય સામાન્યતઃ પ્રાણી માત્રને ઇષ્ટ છે તે મનુષ્યને અને મનુષ્યના નાના મોટા સર્વ યૂથોને ઇષ્ટ છે, અને જેમ તે યૂથો મ્હોટાં થતાં જાય છે, જેમ જેમ તેમાં બળનો પ્રાદુર્ભાવ અને બહુલીભાવ થતો જાય છે તેમ તેમ સ્વાતન્ત્ર્યની ઇચ્છા પણ બહુલીભાવને પામે છે બીજી તરફ જેમ,જેમ બળ ઘટવા માંડે છે તેમ તેમ સ્વાતન્ત્ય સ્વાભાવિક રીતે ઓછું થાય છે બળને અભાવે મનુષ્યનું–કુટુંબનું, રાજ્યનું–સામ્રાજ્યનું સ્વાતન્ત્ય નષ્ટ થાય છે, બળના પ્રાદુર્ભાવથી મનુષ્યનું, કુટુંબનું, રાજ્યનું, સ્વાતન્ત્ર્યસિદ્ધિના પ્રદેશમાં આવે છે સ્વાતન્ત્ય અને બળની વચ્ચે આવો રીતે નિત્ય સમ્બન્ધ છે, સંસારદશામાં અને એ દશાની બહાર પણ જે બહોળા અર્થમાં સ્વાતન્ત્ય શબ્દ વાપરવાનો અહીં યત્ન કર્યો છે તે અર્થમાં આ જ નિયમ અનુવર્તે છે સ્વાતન્ત્ય કદાચ ભાવરૂપે બળની હાનિથી નષ્ટ થાય તોપણ તેની ભાવના તો પ્રાણીમાત્રના અને ખાસ કરીને મનુષ્યમાત્રના હૃદયમાં સદોદિત રહે છે તે ભાવના એ મનુષ્યના, દેશોના, અને સામ્રાજ્યોના ઇતિહાસોમાં ઘણો ગંભીર અને ઘણો નિકટ ભાગ લીધો છે અને

સાદારજીવન રૂ. ૨–૦–૦ એન. અમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

લે છે ખરી રીતે ઇતિહાસ એ વ્યક્તિ અને સમુદાયોના સ્વાતન્ત્ર્ય વાસનાના વિગ્રહોનો ઇતિહાસ છે એ વિગ્રહોમા પ્રત્યેક ઐતિહાસિક વ્યક્તિનુ સ્થાન ક્યાં છે તે સવાલનો નિર્ણય કરવાથી તે વ્યક્તિનુ ઇતિહાસમા સ્થાન ક્યા છે તેનો નિર્ણય થઇ શકે છે

સ્વાતન્ત્ર્ય અને બળ એ મહામન્ત્રમા લો મા બાળ ગંગાધર ટિળકના જીવનની કુચી રહેલી છે જેમ સ્વાતન્ત્ર્ય શબ્દ બ્હોળા અર્થમા વાપરવાનો ઉપર યત્ન થયો છે તેમ બળ શબ્દ પણ એવા બ્હોળા અર્થમા જ સમજવાનો છે બળ—એટલે માત્ર શરીર બળ નહિ, પણ બુદ્ધિબળ, દ્રવ્યબળ, નીતિબળ, શાસ્ત્રબળ એ બધી તરેહના બળોનો આ શબ્દમા સમાવેશ થાય છે એ ભાવના કોઈ વ્યક્તિમા ક્યા સુધી વિસ્તાર પામેલી છે તેની સીમા અંકાતાં તે વ્યક્તિના ગૌરવની પણ સીમા અંકાય છે લો મા ટિળકની આ સ્વાતન્ત્ર્યભાવના પોતાના દેહમાં નહિ, પોતાના કુટુમ્બમા નહિ પોતાની જ્ઞાતિ કે વર્ણ માત્રમા જ નહિ, પોતાના વિશેષ દેશમાં જ નહિ પણ હિન્દુસ્થાનની તેત્રીસ કોટિ પ્રજાના પોતાની અને હિન્દુસંસ્કૃતિના અને તે સંસ્કૃતિની જન્મભૂમિ—હિન્દુસ્થાન સમસ્તના સ્વાતન્ત્ર્ય સુધી પહોંચી હતી તેમની તે સ્વાતન્ત્ર્યભાવના દેશના કે મનુષ્યના દૈહિક સ્વાતન્ત્ર્ય માત્રમા સમાયલી ન હોતી હિન્દુસ્થાનની પ્રજાના મનનુ, પ્રજાનુ આંતર સ્વાતન્ત્ર્ય પણ તેમને એટલુ જ સાધ્ય હતુ અને આ સ્વાતન્ત્ર્યના સાધ્ય રૂપ જે બળની આવશ્યકતા તેમને જણાઇ હતી તે બળમાત્ર દેહબળ ન હતુ પણ મનોબળ, શાસ્ત્રબળ, અને અધ્યાત્મબળ હતુ અને એમની આ સાધ્યબુદ્ધિ ઘણી જ ગભીર, ઘણા જ ધીરા રંગોથી રંગાયલી, ઘણા જ ઉગ્ર સંકલ્પથી એકાગ્ર થયેલી, ઘણી જ દૃઢ શ્રદ્ધાથી સ્થિર થયેલી, અને ઉંડા સાધનસામગ્રીના વિચારથી બહુળીભાવને પામેલી હતી અને આ દ્વિવિધ સાધ્યની સંપત્તિમા, એને માટે જોઇતી સામગ્રી સંપાદન કરવામા, એના સાધનોની ગણત્રીઓ કરવામાં અને એ સાધનો ઉત્પન્ન કરવામા પોતાની સર્વ શક્તિ, પોતાની સર્વ સંપત્તિ, પોતાનો સર્વ સમય, પોતાનુ સર્વ સુખ, અને એક શબ્દમા પોતાનુ આખુ જીવન અથવા પોતાનો સમગ્ર આત્મા એમણે આરંભથી તે અંત સુધી અર્પણ કર્યો હતો

આજથી ત્રીસ વર્ષ ઉપર હિન્દમા એવો સમય હતો કે જ્યારે હિન્દુસ્થાનની ઉન્નતિના વિચારો હાસ્યપાત્ર ગણાતા, જે વખતે કોન્ગ્રેસ કૉન્ફરન્સ વગેરે જે સંસ્થાઓ તે વખતે પહેલ વહેલી જન્મ પામી હતી તે સંસ્થાઓ આપણા યુરોપિયન મીજમાનો હાસ્યથી વધાવતા હતા એટલુ જ નહિ પણ તેમાના કેટલાએક ડાહ્યા પુરુષો તો એટલે સુધી કહેતા હતા કે પૂર્વની સર્વ પ્રજાઓનો સમય હવે વહી ગયો છે તેમના કાળમા તેમણે જે કરવાનુ હતુ તે કરી લીધુ છે હવે તેમણે જરા મરણને વશ થવાનું અને બીજી ઉગતી પ્રજાઓને પોતાની સમૃદ્ધિ સોંપી પરલોકપ્રયાણ થવાનુ જ બાકી રહ્યુ છે આ સિદ્ધાન્તનો પડઘો તે કાળમાં એટલો ભારે પડતો હતો કે સને ૧૮૮૨ મા *Social Evolution*—સામાજીક વિવર્તન *—એ વિષય ઉપર ભાષણ આપતાં આ સિદ્ધાન્તનો ગંભીર જવાબ આપવાની દેશમાન્ય કૈ મહાદેવ ગોવિન્દ રાનડેને જરૂર પડી હતી તેમણે તે વખતે સ્પષ્ટ કહ્યુ હતુ કે —

* ભારતોદય ને સ્વરાજ્ય રૂ ૦—૮—૦ અને અમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઇ

"આ દેશનો ઇતિહાસ માત્ર કલ્પનાજ ન હોય તો તે ઉપરથી એટલુ તો સ્પષ્ટ રીતે સાબીત થાય છે કે જ્યારે જ્યારે આ દેશ ઉપર પરપ્રજાઓના હુમલા આવ્યા છે ત્યારે ત્યારે આ દેશની પ્રભુનો-પ્રસાદ પામેલી-પ્રજાને આત્મસંયમનો અભ્યાસ કરવાની તકો મળેલી છે, અને તેના પરિણામમા આપણી પ્રજા રાજકીયજીવનની ઉચ્ચતર ભાવનાઓની સિદ્ધિ તરફ નહિ તો, તે સિદ્ધિ માટે જોઈતી શક્તિઓની પ્રાપ્તિ કરવાની દિશામા, હમેશા આગળ વધેલી છે આટલા ઇતિહાસમા કોઈ કાળે હિન્દી પ્રજા પુન સ્વસ્થ અને સબળ થવાની આશા જ ન હે એટલી બધી ઉત્સાહ હીન કદી પણ થઇ નથી પરપ્રજાના સત્તા પૂરમા થોડા કાળ સુધી ડુબકી મારી જઇને પાછી તે પ્રજાની સસ્કૃતિમા, રાજ્યવ્યવસ્થામા અને તેના ધર્મમા જે કાંઇ સારૂં હોય તેનો પોતા નામાં સગ્રહ કરી થોડે કાળે સપાટી ઉપર આ પ્રજા તરી આવતી દેખાય છે વિજ્ઞાન પણ એ વાતની સાક્ષ્ય પૂરે છે જો પરિસ્થિતિથી સવર્ધન નિયમિત થાય છે તો પરિસ્થિતિ બદલાતાં રાજ્યસસ્થાઓ અને સામાજીક સસ્થાઓમા ફેરફારો થવા જ જોઇએ આમ ઇતિહાસ અને વિજ્ઞાનનો આ બોધ સ્મરણમા રાખીએ કે જ્યા સુધી નવો ઉષ્મા, સમાજની તમામ શક્તિ ઓને પ્રાણવાન ન કરે, અને તેની તમામ હીલચાલોને પ્રકાશ અને ગરમી ન આપે ત્યાં સુધી સમાજશરીરમા કોઇપણ પ્રકારના બૃહણની આશા નથી, તો ( આજ કાલમા પ્રવર્તતી કૉંગ્રેસ કૉન્ફરન્સ વગેરેની પ્રવૃત્તિના સબધમા ) નિરાશ થવાનુ કાંઈ કારણ નથી."*

આજથી ત્રીસ વર્ષ ઉપર આપણા તે કાળના અગ્રેસરાગ્રણીઓને આવી ગભીર દલીલો કરવી પડતી હતી તે સ્મરણમા રાખીએ ત્યારે તે વખતની ખાસ પ્રવૃત્તિઓની અને તે માટે તે કાળના અગ્રણીઓએ દેશના હિતમાટે લીધેલા શ્રમની ખરી તુલના આપણે કરી શકીશુ બળવતરાવ ટિળકે ૧૮૭૯ મા વિદ્યાભ્યાસ પૂરો કરી અને એલએલ બી ની ઉપાધિ મેળવી વકીલાતના ધધામાં તે વખતે માન સાથે મનમાન્યુ નાણુ હતુ ધધા તરીકે તે સ્વતંત્રતા માટે પ્રખ્યાત હતો કુટુબના નિર્વાહને માટે અને પોતાના મૉજ શૉખનો અને દેશકાર્ય કરવાની વૃત્તિની તૃપ્તિમાટે તેમા સપૂર્ણ અવકાશ હતો પણ પૂનાની હવામા ઉન્નત સસ્કારી યુવાનો માટે આટલું બસ નહતું ત્યાં હજી પેશવાઇનો ધા તાજો હતો. સતારાના રાજ્યને ખાલસા કર્યે

* The history of this great country is but a fairy tale if it has not illustrated how each invasion from abroad has tended to serve as a discipline of the chosen race and led to the gradual development of the nation to a higher ideal if not of actual facts, at least of potential capabilities. The nation has never been depressed beyond the hope of recovery, but after a temporary submerging under the floods of foreign influences has reared up its head—absorbing all that is best in the alien civilisation and polity and religions The testimony of science points in the same direction If the environment determine the growth a change in the environment, must bring about a change in the political and social organism. There is thus no cause for despair if we all remember one great lesson of history and science namely that no development of the body politic is possible unless the new heat animates *all powers and gives life and warmth to all our activities.* ( Ranade's misc. writings pp. 115-116 )

( ૧૮૪૯ ) હજી ત્રીસ વર્ષ થયાં હતાં નાગપૂર ખાલસા કર્યું અને ભોસલાનાં જવેરાતને જપ્ત કરી હરાજ કરી નાખ્યાને ( ૧૮૫૩ ) હજી એક જમાનો પણ પૂરો થયો ન હતો નાગપૂર પછી થોડા જ માસના અરસામાં ઝાંસીનું નાનું રાજ્ય જપ્ત થયું હતું અને તે બધાના અને બીજા પણ ગંભીર પ્રકારના કારણોથી નીપજેલો બળવો—તેમાં મરાઠાઓએ લીધેલો ભાગ–વગેરે બધું હજી મરાઠાઓના મુલકમાં અને ખાસ કરીને પૂનામાં તાજું હતું. વડોદરાના મહારાજા મલ્હારરાવને હમણાં જ અંગ્રેજે પદભ્રષ્ટ કર્યો હતો અને લૉર્ડ લિટનની સ્વાતન્ત્ર્યવિરોધી કારકીર્દી પૂર જોસમાં ચાલતી હતી આમ સ્વાભાવિક રીતે મરાઠીશાહીનાં સ્મરણો તાજાં હતાં તે વખતે ગુમાવેલી સ્વતન્ત્રતા જેટલી બને તેટલી પાછી મેળવવાની લાગની હવામાં જ લાલસા હતી પણ માર્ગ શાન્તિનો લીધો હતો અંગ્રેજોએ અંગ્રેજની સસ્કૃતિમાંથી બને તેટલું પોતાનામાં સમૃદ્ધ કરવાનો નિશ્ચય કર્યો હતો અને તેની અસર હજી કેળવાયલી મહારાષ્ટ્રમાં વેગથી વધે જતી હતી અને યોગ્ય વિદ્યાબળ સંપાદન કરી અંગ્રેજના જેવા જ બુદ્ધિબળથી બની શકે તેટલી સ્વતન્ત્રતા પ્રાપ્ત કરવા મરાઠી પ્રજા કૃતનિશ્ચય કરવાની હતી પરન્તુ ૧૮૮૦ માં એનો જે વેગ જણાયો હતો તે ટિળક અને આગરકર જેવા બે સ્વદેશભક્ત વીરોને પુરતો ન જણાયો તેને વિશેષ વેગ આપવા માટે તે બે મનુષ્યોએ સુખ અને સરળતાનો માર્ગ છોડી દીધો; સરકારથી તદ્દન સ્વતન્ત્ર રીતે કેળવણીના રસ્તા અને સત્વર પ્રચારમાં પોતાનું જીવન યદૃચ્છા લાભથી મુક્ત થઈને ગાળવાનો એમણે નિશ્ચય કર્યો અને એક નિશાળ અને કૉલેજ સ્થાપવાના નિર્ણય ઉપર એ બે વીર પુરુષો આવ્યા આ યોજના જેમ જેમ આગળ વધતી ગઈ તેમ તેમાં બીજા જે સમાનશીલ મહાત્માઓ જોડાયા તેમાં પહેલા વિષ્ણુ શાસ્ત્રી ચિપ્લુનકર હતા અને પછીથી નરહર નામજોશી અને વામન શિવરામ એ બે હતા સને ૧૮૮૦ માં પૂનાની 'ન્યુ ઇંગ્લીશ સ્કુલ' સ્થપાઈ, એ વગેરે સુવિદિત છે તાત્પર્ય કે અહીં સ્વતન્ત્રતાની સિદ્ધિ અને તેની સાથે તેના સાધન રૂપે જ્ઞાનબળની અને બુદ્ધિબળની આવશ્યકતા, એ ઉપર બળવંતરાવનું ધ્યાન એટલું સચોટ રીતે લાગ્યું કે તેની પાછળ તેમને પોતાની સર્વ શક્તિઓ પોતાનું સમગ્ર જીવન, અર્પણ કરવાનો, એમણે ચોવીસ વર્ષની કિશોર વયે દૃઢ સંકલ્પ કર્યો એ સંકલ્પને કેવી રીતે કેવી મુશ્કેલીઓ વચ્ચે, કેટલાં દુઃખો સહન કરીને, કેટલા આત્મભોગ સાથે અને તે છતાં કેટલી બાહોશીથી તેઓ છેવટસુધી વળગી રહ્યા તે બધું હિન્દના ઇતિહાસમાં સ્થાન પામી ચુક્યું છે

બળવંતરાવની આ સ્વાતન્ત્ર્યલાલસા એકલી ન હતી પણ સર્વ પ્રદેશોમાં એ સ્વાતન્ત્ર્યનો આવિર્ભાવ કરવાની એમની ઉત્કંઠા હતી સમાજ સુધારાના અને ધાર્મિક સુધારાના વિષયોમાં તેઓ જૂના વિચારના હતા અને નવા પ્રકાશનો તેમાં પ્રવેશ થવા દેતા ન હતા તે વાત આ સાર્વત્રિક સ્વતન્ત્રતાના અભિલાષના તર્કને બાધિત કરે છે, એમ કોઈ કહેશે પણ તેમાં એટલું વિચારવાનું છે કે સંસારસુધારો અત્યારથી કરવાની તેમની ના ન હતી તે માટે પરપ્રજાની સરકારની સહાયતા લેવી અને પરધર્મી પરદેશી અમલદારોની પરતન્ત્રતામાં આપણા

ગૃહજીવનને મૂકવુ, એ વિચાર એમને માન્ય ન હતે અને સમતિવયના કાયદા ઉપર અને સામાન્ય રીતે સસા સુધારા સમાજ ઉપરના તેમના તિરસ્કારનું બીજ આમા હતું એટલુ જ નહિ પણ ધર્મના વિષયમા પણ એમને એમ જણાતુ કે તે વખતની ધાર્મિક સુધારાની કેટલીએક પ્રવૃત્તિઓ પરધર્મના અનુકરણને આભારી છે અને તેથી તેઓ તેની વિરુદ્ધ હતા પરન્તુ પશ્ચિમના આદિ વની અને પશ્ચિમના વિચારોનુ આમ જય જનસમાજ ઉપર ન સ્થપાઈ જાય તે માટે પોતાના વતમાનપત્રે દ્વારા તેઓ હમેશા મદ્ધ પરિકર રહેતા જૂના અગ્રેજી સાહિત્ય અને તે અગ્રેજી સસ્કૃતિના સારા અશોની તેઓ અવગણના કદી ન કરતા એ એમના લેખો અને ભાષણો ઉપરથી જણાઇ આવે છે મનને સ્વતન્ત્ર અને સ્વસસ્કૃતિ માટે આગ્રહી રાખી બધુ જુઓ બધુ વિચારો, અને દેશભક્તિ અને પરિસ્થિતિના બળે સઘળી વ્યવસ્થા કરો આ ટૂકામા તેમના મનમા બધારણનો પાયે હતો, તેમની તમામ જાહેરપ્રવૃત્તિઓ અને તેમના કાર્યાકાર્યના નિશ્ચયો આ મહામન્ત્રો ઉપર રચાતા હતા

રાજ્યવિચારમા આ સ્વાતન્ત્ર્યભાવના સ્વરાજ્યના આગ્રહનું અને તેના ઉપાય તરીકે રાજ્યનુ શરણુ નહિ પણ લોકબળના લોકની બહુમતિના બળના ઉપર અવલમ્બન રાખવાના માર્ગનુ ગ્રહણ કરે છે સસ્કૃતિના વિચારમાં પ્રાચીન સાહિત્યના પરિશીલનમા, અને પૂર્વ અને પશ્ચિમના જુના તથા નવા વિચારોના મનનપૂર્વક અભ્યાસદ્વારા સ્વસસ્કૃતિના સદેશો દૃઢ કરવાના અને પરને મુકાબલે તેનુ ગૌરવ વધારવામા એ ભાવના પરિણામ પામે છે અથ વિદ્યામા સ્વદેશી વ્રતનો તેમનો ઉત્કટ આગ્રહ આ જ મહાભાવનાના અવતાર રૂપે જણાય છે અને આ લેખક સમજે છે તે પ્રમાણે ભગવદ્ગીતા રહસ્ય અથવા કર્મયોગશાસ્ત્ર નીતિ, ધર્મ અને તત્ત્વજ્ઞાનના વિષયમા આ સ્વાતન્ત્ર્યવૃત્તનુ સાચા અને શુભ સ્વદેશ બન્ધ અને સ્વરાજ્ય— આગ્રહી વીર સેનાપતિની હૃદયગુહામા વીરાજતા પરમાત્માની દિવ્ય ના યુગાન્તરના અરુણો, ઉષાના સમયની અનુભવની વીરાશા છે એમનુ નામ હિન્દુસ્થાનના ઇતિહાસમાં અમર થયું છે પ્રભુ એમના આત્માને શાન્તિ આપો અને જે સ્વાતન્ત્ર્યને માટે તેમણે પોતાનું સર્વસ્વ અર્પણ કર્યું તે સ્વાતન્ત્ર્ય સપાદન કરવાનો આગ્રહ હિન્દની આબાલવૃદ્ધ પ્રજામા, જનસમાજના સર્વ થરોમા, પ્રેરાઓ, તેને માટે યથાશક્તિ યત્ન કરવા, આત્મભોગ આપવા, સર્વને સદ્બુદ્ધિ આપો અને હિન્દની સમગ્ર શક્તિ તે મહાન્ સાધ્યમા એકાગ્ર કરી એ મેળવુ પણ કેવળ અસ્તિત્વને અર્થે પણ આવશ્યક જણાતુ સ્વાતન્ત્ર્ય, હિન્દને સત્વર પ્રાપ્ત થાઓ, એવી આ પ્રસગે મારી કર્તુમકર્તુમન્યથા કર્તું સમર્થ વિશ્વનિયન્તાને અતઃકરણની પ્રાર્થના છે

---

॥ श्री ॥

## लोकमान्य ब्रह्मर्षि बालगंगाधरतिलकस्य स्वर्गारोहणविरह.

लेखक—पंडित यार्तान्तिक

पंचकम्.

हा हा दुर्विधतस्करेण नयता श्रीबालगंगाधर।
सूनुं भारतमातुरुत्तमतम लोके वयं वञ्चिता ॥
यात संस्कृतिवल्लरीप्रियतम श्रीतांशुरस्ताचलं।
सद्यो नररत्नमप्रतिमरं विश्वम्भरामण्डनम् ॥ १ ॥
ख्यातस्त्वं परदुःखदुःखितमना श्रीबालगंगाधर।
त्वय्यस्माद्विषमे गतस्तु समये दुःखाब्धिमग्नारकथम् ॥
धर्माब्धे भवता विना जगति न को वा शरण्य परो।
गाढध्वान्तविपन्नकोकशरण्या सूर्यादृते क पर ॥ २ ॥
मृत्युर्नैव यशःशरीर भवत श्रीबालगंगाधर।
न्यायाधाशिमनीश्व किंचिदिह ततस्तल्लब्धिवक्त्रादर ॥
यात सत्यनयाम्बुधेर्भगवत किं वा सकाश भवान्।
धीर त्वद्विरहे पुनर्वयमहो दुर्दैववज्राहता ॥ ३ ॥
भानुं पद्मवनी मधुं वनभुवश्चन्द्रं चकोरा पुन ।
माकन्दं तु पिका श्रयन्ति च यथा हंसा सरोमानसम् ॥
तद्वद्भारतवासिनामपि नृणामासीस्त्वमेवाश्रयो ।
जीवन्तोऽपि मृता जनास्त्वयि मृते वर्तन्त एवाधुना ॥ ४ ॥
त्वन्नाशेन तदा खलप्रणयपथो जातस्तु निष्कंटको ।
हहो हन्त हतप्रभा यतवता पुंसा स्वराज्यैषणा ॥
लीनं भारतभूतलस्य परमं सञ्जीवनं स्वौषधं ।
शुष्क प्राच्यप्रतीच्यसुन्दरगिरा सौभाग्यवारानिधि ॥ ५ ॥

અહો! બહુ દુખની વાત છે કે ભારત માતાના અગ્રણી પુત્ર લોકમાન્ય શ્રીમાન્ બાલ ગંગાધર તિલકનુ અમારા દુર્દૈવરૂપી તસ્કરે ( ચોરે ) હરણુ કરીને અમોને આ લોકમાં ઠગ્યા છે જેથી સુધારણારૂપી વનલતાઓના પરમપોષણ કરનાર ચદ્રમા અસ્તાચલ પછવાડે ગયો યાને અસ્ત થયો અને વીર પુરૂષોમા અગ્રણી પૃથ્વીનુ મંડનરૂપ નરરત્ન ખરેખર નષ્ટ થયુ ૧

હે બાલ ગંગાધર! અન્ય મનુષ્યોના દુખને જોઇ દુખિત મનવાળા આપ વિખ્યાત છો તે આપ આ વિષમ ( કઠીન ) સમયમા દુખના મહાસાગરમાં ડુબેલા એવા અમોને તજી

દઈ કેમ ચાલ્યા ગયા? ઓ ધૈર્યના મહાસાગર! આપવિના આ પૃથ્વીમા અમારે બીજુ કોણ ઉત્તમ શરણ છે? અર્થાત્ કોઇ છે જ નહિ કારણ કે રાત્રિના ભયકર ગાઢ અધ કારથી ત્રાસ પામેલા ચક્રવાક્ પક્ષીઓને ભગવાન્ સૂર્યનારાયણવિના બીજુ કયુ શરણ હોઇ શકે? ૨

હે ખાનગગાધર! આપનુ સ્થૂલશરીર જો કે નષ્ટ થયુ પરતુ યશરૂપી શરીરથી આપ જીવીત છો તથાપિ આપના આ મહા પ્રયાણનો હેતુ અમોને તો એ જ ભાસે છે કે આપે મહાન્ ભગીરથ પ્રયત્ન કર્યા છતા પણ આ લોકમા આપની યથાર્થ ઇન્સાફ નહિ મળવાથી તેને માટે આપ સત્ય અને ન્યાયના મહાસાગર શ્રીમાન્ ઈશ્વરની સમક્ષ ગયા છો શુ? પરતુ હે વીર! આપનો વિયોગ થવાથી અમોપર દુ ખરૂપી વજ્ર તુટી પડયુ છે અર્થાત્ અમો દુર્દૈવ રૂપી વજ્રથી હણાયા છીએ ૩

જેમકે કમળના વનને સૂર્યનો, વનલતાઓને વસતનો, ચકોરનેચ દ્રનો કોયલને આમ્રવનનો અને હસને માનસ સરોવરનો આશ્રય છે તેમ જ ભારતક્ષેત્રનિવાસી મનુષ્યોને પણ આપનો જ મહાન આશ્રય હતો તે આશ્રય આપનો સ્વર્ગવાસ થવાથી નષ્ટ થયો છે, જેથી અમો જીવીત હોવા પણ મૃતાવસ્થાને ભોગવીએ છીએ ૪

તથા આપનો સ્વર્ગવાસ (નાશ) થવાથી અમેરીકન પેપરોના માલેકોનો માર્ગ નિષ્કટક થયો. અને મહાન્ આશ્ચર્ય સાથે એ જ ખે થાય છે કે સ્વરાજ્ય મેળવવા માટે કડી બધ્ધ પરિશ્રમ કરનારા પુરૂષોની ઇચ્છાઓ નિસ્તેજ થઇ તેમ જ ભારતભૂમિનુ અત્યુત્તમ સજીવન ઔષધ પણ લય (નાશ) પામ્યુ અને પૌર્વાત્ય તેમ જ પાતિવ્રત્ય ઉન્નતિઓનો સૌભાગ્યસ્વરૂપ મહાસાગર સૂકાઈ ગયો ૫

---

## વિનયન.

લેખક—ગુણવત.

હુ તો મારગ મારે જાતી લાલ, છેલ છબીલા છોગાળા
કયમ આડો આવી ઊભો લાલ, છેલ છબીલા છોગાળા,
તારૂ નામ નથી કોઇ લેતુ લાલ, છેલ છબીલા છોગાળા,
તને કોણ મોનાવા આવ્યુ લાલ, છેલ છબીલા છોગાળા,
મને જાવા દે મૂક મારગ લાલ, છેલ છબીલા છોગાળા,
મારી સખીઓ મ્હેણા દેશે લાલ, છેલ છબીલા છોગાળા,
મારાં વાજર ભરવાં ભરવાં લાલ છેલ છબીલા છોગાળા,
મારાં હૈયાં હુલારો ન લ, છેલ છબીલા છોગાળા
મને માગી મારી નજરો લાલ, છેલ છબીલા છોગાળા,
જઈ નદરામને કહુ છુ લાલ, છેલ છબીલા છોગાળા

મુબાઈ
અનતચતુર્દશી }

# ગુજરાતી જોડણી.

લેખક —પ્રો બલવંતરાય કલ્યાણરાય ઠાકોર, બી એ

ગુજરાતી સાહિત્ય પરિષદની અમદાવાદની બેઠકમા વિષયકમિટિએ જોડણીનો વિષય ઠીક ચર્ચ્યો હતો તેમા શાળાખાતાની જોડણી અને પરિષદની જોડણીકમિટિની જોડણી એ બે વચ્ચે ઘણો મોટો તફાવત હોય એમ ઘણાખરા ધારતા જણાયા હતા મેં પણ ચર્ચા દરમિયાન કહ્યુ હતુ કે શાળાખાતાની જોડણી શાળોપયોગી-બાળોપયોગી છે આપણે શુદ્ધિ અને સરળતાનો મેળ ન મળે તેવા સ્થળોમા વિકાસ માટે ભાગે બાળોપયોગી દૃષ્ટિએ જ કરિયે તો આપણી એવી જોડણી વધતા જતા ભાષાજ્ઞાનના અને શુદ્ધિ માટે વધતા જતા આદરભાવના હવે પછીના દાયકાઓમા પોતાનો ટકાવ કેવી રીતે કરી શકશે? પરંતુ પરિષદના દિવસો વીતી ગયા પછી ઉપલી બન્ને જોડણીઓને સાથે સાથે મુકીને મુકાબલો કરી જોતા વસ્તુસ્થિતિ જુદી જ માલુમ પડે છે અને મને જણાવતા આનંદ થાય છે કે એ બે વચ્ચેના ભેદ વિષયના આખા ક્ષેત્રમા એક છેડાથી બીજા છેડા સુધી પથરાયલા નથી, તેમ જે છે તે એવા મહત્વના પણ નથી કે તે ઓછા કરવાનો માર્ગ સુઝે જ નહીં ગુણદોષની દૃષ્ટિએ પણ બેમાંથી એક બીજીના કરતા ચોખ્ખી ચઢિયાતી ગણાય મારી સરખામણીના પરિણામ અહીં ટુકામા જણાવુ છુ, અને સાથે ગુજરાતી વિદ્વાનોને વિનતિ કરવા પણ લલચાઉ છુ કે તે દરેકે આવી સરખામણી પોતપોતાની જાતે જરૂર કરવી ગુજરાતી જોડણીનુ સર્વમાન્ય થઈ શકે એવુ એક ધોરણ આપણે ઉપજાવી શકીશુ તો તે આ માર્ગે પ્રયાસ કરતા કરતા જ બહુમતિ સિદ્ધ કરીને આપણે ઉપજાવી શકીશુ

પરિષદની જોડણી કમિટિના નિર્ણયમા* અઢાર કલમો છે, એ સર્વનો વિચાર કરતા વિષયને પાચ ખડકમા વહેચી નાખુ છુ

( ૧ )

**કલમ ૧૧**—ચ્ છ જ્ ઝ ૬ ૬ ના બે ઉચ્ચાર થતા હોય તો તે જુદાજુદા દર્શાવવાની જરૂર નથી

ટીકા—આ કલમ નકામી છે એમાના ઉપયોગી અંશને માટે જુવો આગળ **કલમ ૧૨ મી** ઉપરની ટીકા

( ૨ )

**કલમ ૧**—ભાષામા તત્સમ અને તદ્ભવ બન્ને રૂપોને સમાન રીતે સ્વીકારવા ( ઉ કાપ્ય, કઠિન—અચરજ, આશ્ચર્ય, )

* જુવો વડોદરા પરિષદનો અહેવાલ અને નિબંધસંગ્રહ આ પુસ્તક બધા વાચનારા પાસે નહીં હોય એમ ધારી ઉપર મેં દરેક કલમ ઉતારી છે એમા કેટલેક ઠેકાણે મૂળનુ લખાણ ટુકુ કર્યું છે, પણ અર્થમા ફેર પડવા દીધો નથી

**કલમ ૫**– એક સ્વર વાળા તદ્ભવ શબ્દોમા ૬ઉ દીર્ઘ લખવા ( ઉ ઘી, લૂ )

ટીકા —આ બાબતોમા શાળાખાતાની જોડણી ધોરણ પણ એ જ છે

**કલમ ૨**—સ્વરાન્ત તત્સમ શબ્દો મૂળપ્રમાણે લખવા ( ઉ મતિ ગુરૂ )

ટીકા—આ કલમમા પહેલો શબ્દ કાઢી દેવો—કે પુરશ નહીં પણ પુરુ લખવુ અને એ પ્રમાણે પહેલો શબ્દ કલમમાથી કાઢી દેવો, કલમ ૧૭ ભીનુ પહેલુ વાક્ય આ કલમનો એક પેટાવિભાગ બની જાય છે જુઓ—**કલમ ૧૭** ( અ )–અલ્પપ્રાણ અને મહાપ્રાણ સયુક્ત હોય એવા તત્સમ શબ્દોમા સસ્કૃત જોડણી કાયમ રાખવી ( ઉ સ્થાન, અશ્વત્થ ) વળી **કલમ ૩** આ કલમ ! ત્રિજો ભાગ અપવાદ જ છે જુઓ–કલમ ૩–વ્યજનાન્ત તત્સમ શબ્દો ગુજરાતીમા આવતા તેને વિકલ્પે સ્વગ ન ગણીને લખવા ( ઉ જગત્ જગત ભગવાન્, ભગવાન ) પહેલા શબ્દ વગરની **કલમ ૨** પ્રમાણે તો–જગત ભગવાન્–એમ અત્ય વ્યજન ખોડો લખવાનુ જ પ્રાપ્ત થાત પણ ગુજરાતીની સગવડતાની રુચિને માન આપી આ કલમ અપવાદ રૂપે છૂટ આપે છે કે અત્ય વ્યજન આખો લખિયે તે પણ ગુજરાતીમા શુદ્ધ ગણવુ અગર આપણે ભગવાન જેવા શબ્દોને તદ્ભવ જ ગણી લઇયે અને આ કલમ એમને લાગુ પડતી જ નથી એવો પણ નિર્ણય કરી શકિયે કલમ ૧ લીમા–ભગવાન, ભગવાન્ એવુ એક ઉદાહરણ ઉમેરી લેતા આમ થઇ શકે છે અને આવળે કલમ ૨ જીમાથી પહેલો શબ્દ તેમ આ **કલમ ૩ જી** આખી મને રદ્દ કરી શકિયે છિયે

**કલમ ૪**—શિષ્ટ ઉચ્ચાર જુદા જુદા હોય ત્યા બધા ઉચ્ચાર સ્વીકારવા ( ઉ ડોશી, ડોસી ફૂલ ફળ )

ટીકા —**કલમ ૧૪–આવ્ય, આખ્ય** નહીં પણ **આન, આખ્ય**–એમ જ લખવુ એટલે કે **આવ્ય–આખ્ય** એને શિષ્ટ ઉચ્ચારણ ગણો તો ભલે, તોપણ એવુ ઉચ્ચારણ ઝાઝો ફેલાવ પામેલુ નથી એટલે એને **કલમ ૪** થી નો લાભ નહીં મળે, એ પ્રમાણે **કલમ ૧૪**મી **કલમ ૪** થીનો એક અપવાદ ખાસ નોધી આપે છે

**કલમ ૧૫**–કેટલાક શબ્દોના ઉચ્ચારમા **શ સ** બન્ને વપરાય છે, તે બન્ને, શિષ્ટજનોના સમ્પ્રદાયનો બન્નેને આધાર હોય તો, રાખવા ( ઉ દશ, દસ, શકવુ સકવુ પણ શાકર નહીં, સાકર ) આ કલમ પણ **કલમ ૪** થીમા આવી જાય છે

**કલમ ૬**—બહુ સ્વરવાળા તદ્ભવ શબ્દોની જોડણીમા શિષ્ટ ઉચ્ચાર ઉપર, અને જ્યા વ્યુત્પત્તિનો આધાર મળી શકતો હોય ત્યા વિશેષે કરીને વ્યુત્પત્તિ ઉપર, ધ્યાન રાખવુ ( ઉ દૂધ, શીખવુ, ઉડવુ નીવડવુ )

ટીકા —આ કલમનુ લખાણ બરાબર નથી તદ્ભવ શબ્દોમા વ્યજનોનો નિયમ ઉપર આવી ગયો–**કલમ ૪** એકાક્ષરી ( *One syllable, monosyllabic*) તદ્ભવોમાં સ્વર માટેનો નિયમ ઉપર આવી ગયો–**કલમ ૫** હવે આ નિયમ અનેકાક્ષરી ( *Polysyllabic* ) તદ્ભવોને માટે છે આ શબ્દોમા વ્યુત્પત્તિ જોતા બીજો અક્ષર સયુક્ત વ્યજનવાળો મૂળ

ભાષાનો શબ્દ માલુમ પડે ( ઉ સર્પ દુગ્ધ, ) તો ગુજરાતી શબ્દના પ્રથમાક્ષરમાંનો સ્વર દીર્ઘ ગણવો-લખવો આમા અપવાદ ગણાવવો રહી જાય છે-ગુજરાતીમા પણ બીજો અક્ષર સયુક્ત વ્યજનવાળો રહ્યો હોય તો શુ કરવુ ? પત્થર કે પથ્થરમા પનો પા કવો ? સયુક્તવ્યજન કાયમ રહે તો આગનો સ્વર દીર્ઘતા પામતા મારેનો નિયમ છે જ નહીં, અથવા કોઇ પણ 'શિષ્ટ જન' પાત્થર કે પાથ્થર ઉચ્ચાર કરશે જ નહી, માટે આની શકા ઉઠી શકતી જ નથી, એમ કહી શકાય ખરુ તો પણ મ્હને લાગે છે કે અહીં અનેકાક્ષરી તદ્દભવોના સ્વરોને માટે જ લખાણ કરવુ ભાવાર્થ જે ઉદાહરણોથી જણાવેલો છે તે જ આવશે

• કલમ ૧૭ નુ બીજુ વાક્ય-તદ્દભવ શબ્દોમા ( અલ્પપ્રાણ અને મહાપ્રાણ મૂલ સસ્કૃતમા સયુક્ત હોય તોપણ )ગુજરાતીમા મહાપ્રાણના દ્વિત્વનુ એક ધોરણ જ રાખવુ ( ઉ ચોખ્ખુ, પથ્થર ) આ નિયમનો પણ કલમ ૪ થીમા સમાવેશ કરી નેસાર એમ એ કલમ ફરી લખવી

**કલમ ૯**—જે શબ્દોમા ' અૈ " અને " અૌ " એમ એક સ્વરનાળો જ ઉચ્ચાર થતો હોય તે શબ્દોમાં " ઐ અને "ઔ" થી જ જોડણી કરવી ( ઉ પૈસો, ચૌદુ )

ટીકા —પણ એકાક્ષર શબ્દોમા ચાલતી રૂઢિને માન આપીને વિકલ્પ રાખવો, ( ઉ **પઇ, પૈ, થઇ થઇ, થૈ થૈ** અને જોડણી શુદ્ધ ગણવી **પાઇ** અને **થેઇ થેઇ** એ ( અનેકાક્ષરી ) જોડણી પણ શુદ્ધ ગણવી સઉ, સૌ સઉ-બન્ને જોડણી શુદ્ધ ગણવી ક્રિયાપદના રૂપોમા **જઈ** આવુ, **દઉં** છુ, એમ જ લખવુ-એવા રૂપોને એકાક્ષરી ગણવા જ નહી + પણ અનુસ્વાર વાળા રૂપોમા અનુસ્વારને દ્વિતીયાક્ષર ઉપર જ મુકવુ કૈં, દઇ બને શુદ્ધ ગણવાં કંઈ, દઉં, ન લખવુ પણ **અહીં** જ લખવુ અહિં કઈ, હૈં ન લખવા **નહિ** અને **નહી** એ બે રૂપ જ શુદ્ધ ગણવા

**કલમ ૧૨**—પર ભાષાના શબ્દોના ઉચ્ચાર મૂળ પ્રમાણે કરવા જ્યા ઇષ્ટ હોય, અને તે દર્શાવવાના આપણી લિપિમા સાધન ન હોય ત્યા તે ઉચ્ચાર માટે સાકેતિક ચિહ્નો ઉમેરવા ઠીક છે

ટીકા —કલમ ૧૦—'એ' અને 'ઓ'ના સંવૃત અને વિવૃત ઉચ્ચારની ભિન્નતા માટે જુદાંજુદા ચિહ્નો રાખવાની છૂટ રાખવી, પરતુ પર ભાષાના શબ્દોના ઉચ્ચારમાં ભ્રાન્તિ ન થાય તે માટે આવા ચિહ્નોનો ખાસ ઉપયોગ કરવો ઇષ્ટ છે

આ કલમ ઉપની ૧૨ મી કલમના પેટાવિભાગ જેવી છે બેશ ( ઉત્તમ ) અને બેશ ( ડાt ) કોલ ( વચન ) અને કોન* ( કેલવનીમા આવી જાય તે, ઉદરથી મેટો ) એ ઉચ્ચારોનો ભેદ જોડણીમા જણાવવા સવૃત ઉચ્ચાર માટે માત્રા અને વિવૃતને માટે ઉનટી માત્રા વાપરી શકાય છે ગુજરાતીમા સ્ટ થઈ ગયેલા શબ્દોમા પણ કલમ ૧૦ છૂટ આપે છે કે એવા ચિહ્ન જેને વાપરવા આગ્રહ હોય તેણે તે વાપવા પણ ન વાપરે તેની જોડણી ખોટી ન ગણવી અને કલમ ૧૨ આગળ વધીને પર ભાષાના શબ્દોમા એવા ચિહ્ન વાપ

+ પદ્યરચનામાં કવિને આવી છૂટ ને ( હેતી • કોન ગેયવા એ શબ્દ નર્મકોષમા નથી

રવાની ભલામણ કરે છે ફારસી અરબીના ખાસ ક ખ ા, જ મરાઠીના ચ છ, જ, ઝ, અને બીજી ભાષાઓના બીજા ઉચ્ચારો માટે પણ જોઇના નવા સંકેતો આપણી લિપિમાં ઉમેરવાનું દ્વાર આ કલમ ઉઘાડે છે યુરોપીય ભાષાઓમાંથી કેટલીક–ખાસ કરીને ઇંગ્રેજીમાં–ઉચ્ચારણમાં પ્રયત્ન ( *Stress* ) આવે છે તેનાં સ્થાન પણ આ પ્રમાણે નવા ચિહ્નો વડે દર્શાવી શકાય, ઉ. પોલમેન્ટ

**કલમ ૧૩**—અસ્પૃષ્ટ નાસિક્ય ( ઉ વંશ ) અને ધ્વનિરૂપ નાસિક્ય ( ઉ કાંતવું ) ઉચ્ચારો અનુસ્વારથી દર્શાવવા, અને સ્પૃષ્ટ નાસિક્ય ઉચ્ચાર માટે વિકલ્પ રાખવો ( ઉ અન્ત અંત કંપ, કમ્પ )

ટીકા—વિકલ્પે અનુનાસિક લખનારા ઘણા પરભાષાના શબ્દોમાં પણ સંસ્કૃત ભાષાના નિયમ પ્રમાણેનો અનુનાસિક લખે છે ( ઉ પોલમેણ્ટ ) પણ એવા પરભાષાના શબ્દોમાં તે શબ્દનો તે ભાષામાં જે ઉચ્ચાર હોય તે પ્રમાણેનો અનુનાસિક જ લખવો જોઈએ માટે પોર્લમેણ્ટ અશુદ્ધ અને પોલમેન્ટ જ શુદ્ધ ગણવું વળી સંસ્કૃત નિયમો પ્રમાણે સ્, ષ્, શ્ પણ પછીના વ્યંજન પ્રમાણે ફરે, આથી ઘણા પોષ્ટ લખે છે પરંતુ પોસ્ટ જ લખવું જોઇયે

**કલમ ૧૬**—દોરડું, ખાંડણી, દળણું જેવા શબ્દોમાં ર ડ ળ ને ઠેકાણે ય મુકાય છે ખરો, પરંતુ જોડણી માટે મૂળ રૂપમાં વિકાર દાખલ કરવાની જરૂર અમને લાગતી નથી

ટીકા—જુવો આગળ ખંડક (૫)

અહીં આ મહત્ત્વના નિયમો પુરા થાય છે શાળાખાતાની જોડણીના આ વિષયોને લગતા નિયમો સાથે આ ખંડકમાંના નિયમો સરખાવતાં જણાશે કે–શાળા ખાતાના ધોરણનો મોટામાં મોટો ગુણ સરળતા તે આ નિયમો પાળવાથી ઘટવાની નથી અને શાળાખાતાના નિયમોનાં કરતા આ નિયમો શુદ્ધિ ઘણી વધારે સાધી આપે છે કેટલે સ્થળે વધારે નહીં તો વિકલ્પનો રસ્તો ખુલ્લો કરીને શુદ્ધિ માટે આગ્રહવાળા લખનારાઓને જોઇતી છૂટ કરી આપે છે શાળા ખાતું પોતાના નિયમોને બદલે આ છ નિયમો ( કલમ ૨, ૪, ૬, ૯, ૧૨, અને ૧૩–ટીકાથી સ્પષ્ટતર કરેલા અર્થમાં ) સ્વીકારશે તો સરળતાને હાનિ નથી, શુદ્ધિની દૃષ્ટિએ લાભ છે અને ગુજરાતી જોડણીના પ્રદેશમાં એટલી એકવાક્યતા વધશે એ સૌથી મોટો લાભ છે

( ૪ )

**કલમ ૧૮**—અમુક શબ્દોમાં હ ઉચ્ચાર થવા છે કે નહીં? છે તો તે જોડેના અક્ષર સાથે ભળેલું છે કે કેમ? અને ભળેલું હોય તો તે જોડેના ક્યા અક્ષર સાથે? ઇત્યાદિ પ્રશ્નોના ઉત્તરમાં અમારી કમિટિ એકમત થઇ શકતી નથી, વિદ્વાનોમાં પણ પુષ્કળ મતભેદ જોવામાં આવે છે, અને તેથી અમારી કમિટિ દિલગીર છે કે તે આ સંબંધમાં ચોક્કસ ભલામણ કરી શકતી

લોકમતનો આમાંથી સૂચના ૧ અને ૨ માન્ય છે જ સૂચના ૩ અને ૪ વિશે લોકોની હઠ કંઈક અજ્ઞાનમૂલક હશે તો કંઈક વિદ્વાનોનો પણ દોષ હશે દરેક શબ્દનું આખું રૂપાખ્યાન ધ્યાનમાં રાખીને વિદ્વાનો મત બાંધતા હોય એમ મને તો જણાતું નથી અને રા રા નરસિંહરાવ, રા બ કમળાશંકર, અને રા રા કેશવલાલ હર્ષદરાય ધ્રુવ જેવા આ વિષયનો સાંગોપાંગ વિચાર કરી શકનાર વિદ્વાનો જાણે જ છે કે **એકધારી જોડણી શક્ય જ નથી, તેમ હાલ ચાલી રહેલી અવ્યવસ્થાથી કોઈ દૃષ્ટિએ રજ પણ લાભ નથી.** માટે આમાં ક્યાં કેટલી કેવી છુટ ઘટે એ એકમતે ઠરાવવાની ફરજ પણ એમની છે આ જમાનાનું આટલું કાર્ય એઓ નહીં કરી આપે તો તેઓને માથે એટલું ઋણ રહી જશે

( ૫ )

પરિષદની જોડણીકમિટિના નિર્ણયોની અગાર કલમોમાંથી આપણે હવે કલમ ૭ અને ૮ એ બે વિશે જ વિચાર કરવાનો રહે છે

**કલમ ૭**—પ્રાથમિક તદ્ભવ શબ્દો ઉપરથી થયેલા શબ્દમાં પ્રાથમિક શબ્દની જોડણી રાખવી ( ઉ દૂધ, દૂધાળી, શીખવ, શીખવવું શીખવાડવું )

**કલમ ૮**—બહુસ્વરવાળા ઈકારાન્ત ઉકારાન્ત શબ્દોમાં મૂળ શબ્દોને પ્રત્યય લગાડતાં ઉચ્ચારમાં વિકાર થતો હોય તે પ્રમાણે, અગર મૂળ શબ્દની જોડણી પ્રમાણે, એમ બે રીતે જોડણી થઈ શકે પરંતુ જોડણી એકધારી રાખવા માટે અમે મૂળ શબ્દનું સ્વરૂપ કાયમ રાખીને જોડણી કરવાની ભલામણ કરિએ છિયે ( ઉ નદી નદીઓ નદિઓ જુ [જોવું ધાતુનો આદેશ]-જૂઓ જુવો પરંતુ જોડણી એકધારી રાખવા માટે નદીઓ, જૂઓ, ઇત્યાદિ રૂપો સ્વીકારવા ઠીક છે )

**ટીકા**—આ બાબતોમાં શાળાપાઠમાળાની જોડણી આ નિર્ણયોથી જુદા જ નિર્ણયો સ્વીકારે છે અને કહેવું પ્રાપ્ત થાય છે કે પરિષદની કમિટિના આ નિર્ણયો ચાલી શકે એવા છે જ નહીં આ કંઈ કલમ ૨૬ મીના જેવી માત્ર થોડા અમથા શબ્દોને લાગુ પડે એવી બાબતો નથી નામવિશેષણને વચનવિભક્તિના પ્રત્યય લગાડવા એ એક વાત છે, ધાતુને કાળ પ્રયોગ આદિના અને ત્રણે પુરુષ અને બે વચનોના પ્રત્યયો લગાડવા એ બીજી વાત છે, અને કોઈ પણ શબ્દ બીજાને આધાર કે પ્રત્યય લાગીને અગર તેના રૂપમાં ફેર પડીને બીજા શબ્દ શબ્દો ઉપજે એ ત્રીજી જ વાત છે પરિષદની કમિટિ ત્રણેમાં એક ધોરણ બીજાના અવિકારનું ધોરણ-લાગુ પાડવાનું ઠરાવે છે આ ધોરણ એ ત્રણમાંની પહેલી બાબતમાં જ ચાલી શકે પણ બીજીમાં અને ત્રીજીમાં અશક્ય માનું છું ભાષાની ભાવનાનું ક્ષેત્ર ઘણું વિશાળ છે એ સ્વીકારું છું પણ આ બે બાબતે એ ક્ષેત્રમાં નહીં પણ બહાર રાખવાની છે ભાષાની કુદરતી વૃદ્ધિનો આધાર ભાષામાં થોડા શબ્દો વડે વધારે વધારે વિવિધતા વર્ણવવાની શક્તિ, અને થોડા બીજકોમાંથી અસંખ્ય સ્પષ્ટ અર્થવાચક નવા શબ્દો—પોતાનો અર્થ પોતે જ જણાવે એવા નવા શબ્દો—ઉપજાવવાની શક્તિ એ બે ઉપર છે અને એ બે શક્તિઓનો સરલતાને

ભોગ આપવો એમા સરલતાભક્તિ નથી, ભાષભક્તિ પણ નથી, કેવળ મૂર્ખતા છે એમ માનુ છુ શાળાખાતાનુ ધોરણ પણ આ મહત્ત્વની બાબતોમાં જોઇએ એવુ સારું નથી એમા પણ ભાષાની શક્તિઓનો સરલતાની ખાતર ભોગ અપાયો છે, જો કે પરિષદ્ની કમિટિની ઉપલી કલમોના જેટલો નહી

છેવટ, એક મહત્ત્વની બાબત ઉમેરવાની રહે છે તત્સમ નહીં અને તદ્‌ભવ નહીં એવા શબ્દોની જોડણીને માટે પણ નિયમ-નિયમો જોઇયે અને એવા શબ્દ-બીજકોમાથી નવા શબ્દો ઉપજાવવાને આશય પ્રત્યયો લગાડવામા આવતા, અગર શબ્દના રૂપમા ફેરફાર કરવામા તત્સમ અને તદ્‌ભવ શબ્દોને જે નિયમો લગાડિયે તે જ લગાડવા કે એમાં કઈ ફેરફાર ઘટે તે પણ જણાવવુ જોઇયે

આશા છે કે ગુજરાતના વિદ્વાનો આ વિષયને આપણી આગળના બે પ્રતિષ્ઠિત જોડણી ધોરણોની સરખામણીના રૂપમા ચર્ચશે અને ધીમે ધીમે પણ દૃઢતાથી સર્વમાન્ય એક ધોરણ ઉપજાવવા મથશે

---

# વિચિત્ર વીલ.

લેખક-રા. પુષ્કરરાવ બામનરાવ મહુતા, એમ એ એલએલ બી

(ગયા અંકની અનુસધાન)

પ્રકરણ સાતમુ

રાયજી વિ. ખરશેદજી અને બમનજી—ચાલુ

જડજ સાહેબ બોલ્યા કે શીરસ્તદારે "અનન્ત વિ ખરશેદજીનો કેસ પોકાર્યો એટલે મનુ દેશાઇ તરત જ ઉભો થયો

"એમનુ નામ શુ?" જડજે શીરસ્તદારને પુછ્યુ

"મી મનુ દેશાઇ-સાહેબ" શીરસ્તદારે કહ્યુ

"વાદી તરફથી તમે એકના જ છો, મી દેશાઇ?" જડજે ભાર દઇને મનુને પૂછ્યુ

"હા નામદાર, હુ એકલો જ છુ" મનુએ જવાબ આપ્યો તે જવાબથી કોર્ટમા ખળભળાટ થયો ને બધાયે મનુ તરફ દયાની દૃષ્ટિથી જોયુ

'અને પ્રતિવાદી તરફથી કોણ છે?"

"હુ ધારૂ છુ નામદાર સાહેબ," એડવોકેટ જનરલે જવાબ આપ્યો "કે આ આગળની ખુરશી ઉપર બેઠેના મારા બધા વિદ્વાન મિત્રો પ્રતિવાદીઓ તરફથી છે" વળી પાછો એવો, જ બીજો ખળભળાટ શરૂ થયો

"સારૂં, મી ઍટર્ની" જડજે કહ્યુ પણ નગાનું પ્રમાણુ ઝગખુ નથી તે દેખીતુ છે પણ અલબત્ત આવી બાબતમા કોર્ટ કંઈ કરી શકે નહિ ' '

"મને બોલવાની રજા હોય, નામ૦ ર સાહેબ" મનુ દેસાઈ બોલ્યો "તો મારે જણાવવુ જોઈએ કે બીજા વકીલો તો રોકાયા જેટના પૈમાના અભાવે વાદી તરફથી હું એકનો જ છુ હું કેસની હકિકતથી તદ્દન વાકેફગાર છુ અને આપ સાહેબને મદ૦ કરવા મારાથી બનતું કરીશ"

"સારૂં મી દેસાઈ—" જડજે દયાની નાગણીથી કહ્યુ "તમારી હકીકત કહો—" મનુએ ગંભીર ચુપકીદી વચ્ચે કેસના કાગળોના ઉઘાડયા પણ તે જ વખતે તેના આખા શરીરે ધ્રુજારી છૂટી અને મગજ જાણે ભમવા લાગ્યુ આવો અનુભવ આપણને દરેકને કોઇ વખતે પણ થયો જ હશે આવો અગત્યનો કેસ ચલાવવાના બોજો અનુભવ વગરના મનુ એકનાના ઉપર પડ્યો હતો, તે ઉપરાત તેની સામે લગભગ વીશ, મોટા અનુભવી ને જાણીતા વકીલ બારીસ્ટરો લડવાને તૈયાર હતા, કોર્ટ પણ ચિકાર ભરાઈ હતી અને દરેકની નજર મનુ ઉપર હતી આવા સજોગોમા મનુ ધ્રુજે તેમા નવાઈ નથી

'નામદાર સાહેબ' તેણે શરૂ કર્યું પણ પછી જીભ ઉપડી શકી નહિ અને મગજ ખાલી થઈ ગયુ હોય એમ લાગ્યુ શુ બોલવુ તે તેને સુઝે જ નહિ—અન્તર ધીમે ધીમે વધવા લાગ્યુ પણ મનુ એક શબ્દ પણ ઉચ્ચારી શક્યો નહિ

"તમારી અરજી મોઢેથી વાચી જાઓ" મનુની પાસે બેઠેના એક વકીલે ધીમેથી સૂચવ્યુ આ સૂચના તદ્દન વખતસરની હતી અને મનુએ તરતજ તે ગ્રહણ કરી લીધી કાગળીયામાથી દાવા અરજી કહાડીને વાચવા માડી

(૧) "મુંબઇના મરહુમ મી ધનન્જય રાયજી જેઓ તા ૨૩-૧૨-૧૮-ના રોજ ગુજરી ગયા તેના વીલથી વાદી તેની મીલકતનો એકનો જ વારસ છે સદરહુ વીલ તારીખ ૨૨-૧૨-૧૮-ના અરસામાં થએલુ છે"

જડજે ઉચુ જોઈ, ઝુગી પેનસીલથી કઇ નોંધ લીધી

(૨) "તા ૨૧-૫-૧૮-ના રોજ એક કહેવાતા વીલનુ પ્રોબેટ પ્રતિવાદીઓને આપવામા આવ્યું છે; તે વીલની તારીખ ૧૦-૧૧-૧૮-છે

(૩) વાદીની માગણી એ છે જે,

(અ) પ્રતિવાદીઓને આપેલુ તા ૧૦-૧૧-૧૮-ના વીલનુ પ્રોબેટ નામદાર કોર્ટ રદ કરવુ જોઇએ"

(બ) અને તા ૨૨-૧૨-૧૮-ના અરસાના વીલનુ પ્રોબેટ વાદીને આપવુ જોઇએ"

"નામદાર સાહેબ" મનુએ અરજી વાંચી રહી પાછુ શરૂ કર્યું"

'પ્રતિવાદીઓનો જવાબ એવી મતલબનો છે કે તા ૨૨ ૧૨-૧૮-નુ વીલ કાયદેસર રીતે કહેલુ નથી અને વીલ કરનારને વીલની હકીકતની ખબર ન હોતી પુરવણી જવાબમા તેઓ કહે છે કે નવુ વીલ બીજા શાગીર ન્હુરે ગેરવાજબી દાબ લાવી કરાવી લીધુ હતુ."

આટલું બોલી વળી પાછો તે નાહિમ્મત થઇ ગયો ને ધ્રુજારી છુટી ને આગળ બોલવાનો તેનો પ્રયત્ન નિષ્ફળ થયો.

જડજે પણ મનુની દશા જોઇ, નોંધ લેવામાં જેમ બને તેમ વધારે વાર લગાડી પરંતુ તેથી કાંઈ ફાયદો થયો નહિ બિચારા મનુથી કાંઇ બોલાતુ જ ન હોતુ આ વખતે મનુના સારા નસીબે કોર્ટમાં એક હસવાલાયક બનાવ બન્યો. ફીડનરડીક બારીસ્ટર, પ્રતિવાદીનો વકીલ મનુની દયાજનક સ્થિતિ પારખી ગયો હતો તેને પોતાને પણ ભૂતકાળમાં આવો અનુભવ થયો હશે તેથી કદાચ તેના અન્તરમાં મનુ તરફ સહાનુભૂતિની લાગણી પેદા થઇ હશે તે લાગણીને લેઇને ફીડનરડીકે આ વખતે જે કૃત્ય કર્યું તેથી મનુ દેસાઈ તેનો હમેશનો આભારી રહ્યો. ફીડનરડીક બેઠો હતો તે ટેબલના ખુણા ઉપર કાયદાના પુસ્તકોનો ઢગલો પડ્યો હતો. મનુ દેસાઇનું, જડજનું અને આખી કોર્ટના લોકોનું ધ્યાન બીજી તરફ દોરવવા માટે ફીડનરડીકને આ પુસ્તકોનો ઉપયોગ કરવાનો વિચાર સુઝ્યો. ટેબલ ઉપર આગળ નમવાને બહાને તેણે, જાણે અકસ્માતથી જ, ચોપડીઓના ઢગલાને હાથની કોણીથી ધક્કો માર્યો, તેની સાથે જ ચોપડીઓ-લગભગ વીસેક જાડી ચોપડીઓ હશે-ધડ ધડ કરતી ટેબલની કોટ ઉપર થઇને, નીચે મી. ખરશેદજી બેઠા હતા તેના માથા ઉપર અને બરડા ઉપર થઇને જમીન ઉપર મોટા અવાજ સાથે પડી, અને ચોપડીઓના ભારથી ખરશેદજી પણ ખુરશી ઉપરથી ઉથલાઇને ધુળ ચાટતા થઈ ગયા. ખરશેદજી પોતાની ટેબલને અઢીને જ બેઠા હતા તે કદાચ ફીડનરડીકને માલુમ નહિ હોય! ફીડનરડીકના ધાર્યા કરતાં અતિશય વધારે હસવા લાયક બનાવ બની ગયો અને આખી કોર્ટ ખડખડ હસી પડી! જડજસાહેબ પ્રથમ તો ગુસ્સે થયા પરંતુ હાસ્યજનક દેખાવ જોઇ તેમનું મ્હો પણ મલકાયું. એક ખરશેદજી હસ્યા નહિ તેમ મલકાયા પણ નહિ. બિચારા શું હસે? જમીન ઉપરથી એક ઝટકા સમેત ઉભા થઇ, જખમ થયેલું નાક એક હાથે દાબી રાખી ફીડનરડીક તરફ તેઓ ધસી આવ્યા અને પોતે ક્યાં છે તેની દરકાર કર્યાવગર બગડયા "જાણી જોઇને આ કર્યું છે ઉભો રહે મને આવવા દે-" આ ઉપરથી કોર્ટના લોકો ફરી હસી પડયા ફીડનરડીકે પણ હસતા હસતા ખરશેદજીની માફી માગી અને મી ન્યુમ તથા એક બીજા વકીલે ખરશેદજીને પકડીને તેની જગાએ બેસાડ્યા. મનુને પણ આ દેખાવથી ખુબ હસવુ આવ્યું, તે હસવાની સાથે જ તેની ધ્રુજારી જતી રહી અને હિમ્મત આવી લોકોના ચેહરા શાંત થાય તો પહેલા મનુએ પોતાનું ભાષણ સ્પષ્ટ અને જોરદાર અવાજથી શરૂ કરી દીધું હતુ ફીડનરડીક બારીસ્ટરે તેને બચાવ્યો!

"નામદાર સાહેબ" મનુએ ચલાવ્યુ 'આ કેસની હકીકત મારા જાણવા પ્રમાણે સૌથી વિચિત્ર છે વાદી અનન્ત રાવજી મુંબઇના જાણીતા પુસ્તકો પ્રસિદ્ધ કરનારા મેસર્સ રાવજી, ખરશેદજી અને બમનજીની પેઢીના એક ભાગીદાર લાગીવા મરહુમ મી ધનન્જય રાવજીનો અતનગનો સગો છે તા ૮-૫-૧૮-ના પહેલા વીલથી, ધનન્જયે હાલના વાદીને જ પોતાની ગંજાવર મિલકતનો વારસો સોંપ્યો હતો તે પછીના તા ૧૦-૧૧-૧૮-ના વીલથી,

જે વીલ ઉપર પ્રતિવાદીએ આધાર રાખે છે ને વીલથી વાદીને વારસામાથી બાતલ કરી, હાલના પ્રતિવાદીઓને પોતાની બધી મિલકત લખી દની ત્યાર પછી તા ૨૨-૧૨-૧૮-ના અરસામા ધનન્જયે એક બીજુ વીલ બનાવ્યુ, જેની રૂએ વાદી સઘળી મિલકતનો હકદાર વારસ ઠરે છે આ જ વીલ ઉપર અમે આધાર રાખીએ છીએ આ દસ્તાવેજ, અગર વીલ, એક સ્ત્રીની એચી ઉપર છુદણા પાડી-(કોર્ટમા ખળભળાટ)-છુદણા પાડી લખેલુ છે તે સ્ત્રી તે મીસ શીરીન દસ્તુરને આપ નામદારની સન્મુખ રજુ કરવામા આવશે અને કોઈ પણ જાતની ગેરસમજ દૂર કરવા માટે હુ જણાવવાની રજા લઉં છુ કે, તે વખત પછીથી વાદી અને આ સ્ત્રી લગ્નસબધથી જોડાઈને બધાઈ ચુકેલા છે" (ફરી પાછો ખળભળાટ) "નામદારસાહેબ, મારા કેસની હકીકત હું સ્હેજ ટુકામાથી આ સાહેબ આગળ રજુ કરૂં તો કેસની વિચિત્રતા અને અગત્યના ધ્યાનમા રાખી દરગુજર કરશો જ"

હવે મનુને પોતાના ઉપર પૂર્ણ વિશ્વાસ આવી ગયો હતો અને ધ્રુજારીનું કે નાહિંમતનું નામ નિશાન પણ જણાતું ન હોતું તેણે ઘણા જુસ્સાદાર ભાષણથી પહેલેથી છેહને સુધીના બધા બનાવો કહી બતાવ્યા અન્તે તેણે બેઠક લીધી ત્યારે લોકોએ અદર અદર પ્રશસાના ઉદ્ગાર કહાડ્યા પછી તેણે પોતાના પહેલા સાહેદ અનન્ત રાવજીને બોલાવ્યો

અનન્તની જુબાની ધનન્જય અને શીરીન સબધના તેના સબધ પુરતી જ હતી તેણે ઘણી સરળ રીતે જુબાની આપી સામા પક્ષ તરફથી ઉલટ તપાસ થઇ તેમા પણ તે ટકી રહ્યો ત્યારપછી લેડી પેમારતરની જુબાની થઇ 'કાન્તાર' સુધી તે પ્હેલા તરત જ તેણે મીસ દસ્તુરને જોઇ હતી, અને તે વખત તેની એચી ઉપર કાઇ પણ ન હોતુ, મુબાઈમા ફરીથી મીસ દસ્તુરને જોઇ તે વખતે તેની એચી ઉપર છુદણા પડેલા હતા એ બતનની જુબાની થઇ ત્યાર પછી મનુએ મીસ શીરીન દસ્તુરને બોલાવી તે વખતે આખી કોર્ટ ઇન્તેજારીથી આતુર જણાતી હતી મીસ દસ્તુર સાક્ષીના પીંજરામા આવી ઉભી એટલે તરત જ એટર્ની જનરલ ઉભા થઈ વાધો લીધો "પ્રતિવાદી તરફથી, આ સાક્ષીની જુબાની લેવા સામે મારો વાધો છે, નામદાર સાહેબ"

"શા આધારે?" જજે પૂછ્યુ

"એ કારણથી કે આ સ્ત્રીનુ મ્હો બધ થયેલુ છે વાદીની હકીકત જો ખરી માનવામાં આવે તો આ સ્ત્રી પોતે જ ધનન્જય રાવજીનુ વીલ છે તેમ હોય મારી વિનતી એવી છે કે, તે જુબાની આપવાને બેશક અસમર્થ છે એક દસ્તાવેજ જુબાની આપી શકે એવુ બતાવનારો કોઇ આધાર બતાવવામા આવતો નથી-હું ખાત્રીથી કહુ છુ કે તેવો કોઈ આધાર છે જ નહિ માટે મારી વિનતી છે કે આ સાક્ષીની ફક્ત એક દસ્તાવેજ જેટલી જ તુલના થવી જોઇએ

'પણ મી એટર્ની" જજે કહ્યુ 'દસ્તાવેજ એ પુરાવો છે-અને વળી સૌથી મજબુત પુરાવો છે"

"બેશક, નામદાર સાહેબ કોર્ટ આગળ દસ્તાવેજ રજુ થાય અને કોર્ટ તે ઉપરથી પોતાનું અનુમાન કરે તે સામે અમારો વિવાદ નથી પણ તે દસ્તાવેજ પોતે જ પોતાનો ખુલાસો કરે તે સામે અમારો સખ્ત વાંધો છે દસ્તાવેજમાં તો જે લખ્યું હોય તે જ માત્ર વંચાય છે, તે મ્હોંડેથી એવી પોતાની મતલબ કહી શકતો નથી દસ્તાવેજોના અર્થ કરવાના કાયદાના સાધારણ તત્વોથી પણ મારા કહેવાને ટેકો મળે છે"

"એ તત્વો મને બરોબર ખબર છે, મી એટર્ની પણ એ અને આ કેસને કોઇ જાતનો સબંધ નથી"

"જેવી નામદારની ઇચ્છા પણ મારી મુખ્ય તકરાર એ છે કે, મીસ દસ્તુર આ કેસના અંગે એક દસ્તાવેજ છે અને વાદીના લાભમાં જુબાની આપવાનો તેને લેશમાત્ર પણ હકક પહોંચતો નથી"

"આ તકરાર નવિન છે તેમાં તો શક નથી" જડજે કહ્યું "તમારે શું કહેવું છે મી દેસાઇ?"

બધા લોકોની નજર હવે મનુ તરફ ખેંચાઇ કારણ કે, આ તકરાર જો કબુલ કરવામાં આવે તો મનુનો કેસ તુટી પડે એ દેખીતું હતું

"મારો સવાલ એ છે, મી દેસાઇ" જડજે કહ્યું "કે મીસ દસ્તુરનું વ્યકિતત્વ તેણીના દસ્તાવેજી સ્વરૂપમાં શું એટલું બધું ઢંકાઇને ફેરવાઇ ગયું છે કે, બીજી કોઇ પણ સમજદાર મનુષ્યની માફક કોર્ટની રૂબરૂ હાજર થઇ જુબાની આપવાનો તેનો હકક નષ્ટ થાય છે?"

"નામદાર કોર્ટને મારી વિનતી એવી છે કે, એ પ્રમાણે હોઇ શકે જ નહિ" મનુએ દ્દઢતાથી જવાબ આપ્યો 'મારી દલીલ એવી છે કે દસ્તાવેજ તે દસ્તાવેજ છે, અને જુબાની આપવી અગર એવાં જ બીજા કૃત્યો કરવા માટે, મીસ દસ્તુર તે મીસ દસ્તુર જ રહે છે કોઇ પણ માણસના શરીર ઉપર દસ્તાવેજ લખ્યો હોય તે માટે તે માણસ પોતે જ દસ્તાવેજ છે અને તેટલા જ કારણસર જુબાની ના આપી શકે એવી તકરાર ન્યાય વિરૂદ્ધ અને અર્થ વગરની છે વળી એ તકરાર જો સ્વીકારવામાં આવે તો તે શુદ્ધ ન્યાય અને નીતિ વિરૂદ્ધ જશે કોઇ પણ મનુષ્યના નૈસર્ગિક હકકો એવી સહેલાઇથી ખુંચવી લેવાનો કોર્ટને કોઇ રીતે અધિકાર નથી માટે આ તકરાર માન્ય કરવી જોઇએ નહિ"

"આ તકરાર" વિદ્વાન જડજે ચુકાદો આપતાં કહ્યું, "વિચિત્ર છે, અને પ્રથમ દર્શનીય કાંઇક જોરદાર પણ જણાય છે પરંતુ બારીકાઇથી વિચાર કરતાં અને મી દેસાઇની દલીલ સાંભળીને મારી ખાત્રી થાય છે કે આ તકરાર ટકી શકે એવી નથી પ્રતિવાદી તરફથી એવી તકરાર કરવામાં આવે છે કે મીસ દસ્તુર, આ કેસના અંગે, માત્ર એક દસ્તાવેજ છે અને તેથી તેનું મ્હોં બંધ થયેલું છે મને લાગે છે કે આવી તકરાર કરતાં પહેલાં એટર્ની જનરલે પુરો વિચાર કર્યો નથી આ કામમાં સંજોગો કેવા છે? એક સ્ત્રીના શરીરની ચામડી ઉપર છુંદણાં પાડી વીલ લખવામાં આવ્યું છે તે ખરૂં પરંતુ ચામડી તે કાંઇ મનુષ્ય નથી ચામડી સિવાય વ્યકિતત્વ અને સમજશકિત પણ શું નથી? એક ઉદાહરણ આપી, હું ધારૂં છું કે મારા કહેવાનો અર્થ હું વધારે સ્પષ્ટ કરી શકીશ

ધારો કે પ્રતિવાદીની તકરાર માન્ય રાખુ છુ અને પરિણામે વાદીનો દાવો રદ થાય છે પછી ધારો કે, તે બાઈને-સાક્ષીને-કોઇપણ રીતે મનાવી તેની ચામડી ઉતરાવી લીધી-( અહિં મીસ શીરીનને જબરો આચકો લાગ્યો ) અને તે શસ્ત્રક્રિયામાથી સાક્ષી બચવા પામી અને તેને પાછી કોર્ટ આગળ સાક્ષી તરીકે રજુ કરવામા આવે તેવા સન્જોગોમા શુ કોર્ટ કદાપિ તેની જુબાની લેવાની ના પાડી શકશે ? આવા સન્જોગોમા, શુ એમ કહી શકાશે કે દસ્તાવેજ ચામડી ઉપર લખાયનો હોવાથી સાક્ષીદારણનો મનુષ્ય હકક નષ્ટ થયો છે ? અમારા અભિપ્રાય મુજબ તેમ થઈ શકશે નહિ આપણે બીજુ ઉદાહરણ લઇએ, ધારો કે વીલ કોઇ પણ મનુષ્યના પગ ઉપર છુદણા પાડી લખવામા આવ્યુ છે, અને મળતા સન્જોગોમા જ તે પગ કાપીને કોર્ટ આગળ રજુ કરવામા આવે એવી સ્થિતિમાં શુ એમ કહી શકાશે કે, તે પગ એકવાર માણસના શરીરને વળગેલો હતો તે કારણથી જ તે માણસ કોર્ટ આગળ જુબાની આપવાને અસમર્થ છે ? હું ખાત્રીથી કહુ છુ કે તેમ બની શકે જ નહિ ઉપરના કારણોથી મારી માન્યતા એવી છે કે જે વસ્તુ છુટી પાડી શકાય એવી છે તે કાયદાની નજરે છુટી પાડેલી જ છે એમ ગણવુ જોઇએ તેથી હાલનુ વીલ, સાક્ષીદારના શરીરથી જુદો જ એક દસ્તાવેજ છે એમ માનવુ જોઇએ માટે પ્રતિવાદીઓની તકરાર હુ નામજુર કરૂ છુ ”

“નામદાર સાહેબે આપેલા ઠરાવની નોંધ રહેવી જોઇએ” એટર્ની જનરલે ઉભા થઈ કહ્યુ “કદાચ તેમનો અપીલ કરવાનો ઇરાદો હશે !”

“બેશક મી એટર્ની ! સાક્ષીને સોગદ આપો ”

---

પ્રકરણ આઠમુ

## રાયજી વિ. ખરશેદજી અને બમનજી—સમાપ્ત

હુકમ મુજબ શીરીનને સોગદ આપવામા આવ્યા પછી મનુએ તેની સરતપાસ શરૂ કરી અને ધીમે ધીમે યુક્તિથી, પોતાની ઇચ્છા મુજબ, બધી હકીકત સાક્ષીના મ્હોંથી કોર્ટ આગળ રજુ કરી કોર્ટમા બેઠેલા દરેક શ્રોતાજનોને આ હકીકત સાભળવામાં ઘણો જ રસ પડતો જણાતો હતો નામદાર જડ્જ સાહેબ પણ એક ચિત્તે બધી હકીકત સાભળતા હતા જ્યારે છુદણા પાડવાની હકીકત આવી ત્યાર તો કોર્ટમા બધા જ ડોકા ઉંચા ને લાંબા કરી, કાન દઇ સાંભળવામા પડ્યા—શીરીને શાન્તિથી પણ ભપકાદાર વાણીથી, દરેકે દરેક બનાવનુ કોર્ટ આગળ બરાબર વર્ણન કર્યું ધનન્જયના પશ્ચાત્તાપનુ વર્ણન શીરીને ઘણી જ ફતેહમદ રીતિએ આપ્યુ હતું અને તેથી નામદાર જડ્જ ઉપર ઘણી જ અસર થએલી જણાતી હતી જુબાની પૂરી થતા મનુએ કહ્યુ “હવે મીસ કસ્તુર, હુ દીલગીર છુ પણ તેમ કર્યા વગર છુટકો જ નથી તમારે દસ્તાવેજ કોર્ટને બતાવવો પડશે” શીરીને સ્હેજ લજવાતા એકેની ગાન બાજુએ કરી અને કોર્ટ તરફ ખુલ્લી ગરદન કરી ઉભી રહી

---

જડજે શીરીનને પોતાની બેઠક આગળ બોલાવી તે ઉપરથી શીરીન બોર્ડ ઉપર જઇ, જડજ આગળ પીઠ ફેરીને ઉભી રહી જડજે ઘણી જ સભાળથી સૂક્ષ્મદર્શક યત્રથી પીઠ ઉપર લખેલો દસ્તાવેજ વાચી જોયો, અને તેણે કહ્યુ "બસ જાઓ પણ મને લાગે છે કે બધા વકીલોને પણ તમારે એ દેખાડવો પડશે"

એટલે શીરીને નીચે ઉતરી દરેક વકીલ આગળ પીઠ ફેરીને દસ્તાવેજ દેખાડ્યો પછી શાલ પાછી ઓઢી, સાક્ષીના પીંજરામાં આવીને ઉભી એટને મનુએ શરૂ કર્યું "તમે જે દસ્તાવેજ નામદાર કોર્ટને બતાવ્યો તે જ દસ્તાવેજ પેના ટાપુ ઉપર બાવીસ ડિસેમ્બર અગર તે અરસામા તમારા ઉપર લખવામા આવ્યો હતો?"

"હા તે જ"

"અને તે વખતે વીલ કરનાર ધણી અને બે સાક્ષીઓ હાજર હતા અને તેઓની સહીઓ એક બીજાની રૂબરૂમા થઇ હતી ખરૂ ?"

"હા"

"દસ્તાવેજ લખાયો તે વખતે વીલ કરનાર ધણી, પૂરી સમજશકિત અને અક્કલહુશિયારીમા જ હતો એમ તમને લાગ્યુ હતુ?" "બેશક તે હુશિયારીમા જ હતો"

"આ વીલ કરવા માટે, તમે જુબાનીમા જે હકીકત કહી છે તે શિવાય, બીજી કોઈ રીતે ગેરવ્યાજબી દાબ વાપરવામા આવ્યો હતો ?"

"ના"

"સોગદ ઉપર કહો છો?"

"હા"

પછી તેણે બે ખલાસીઓના મૃત્યુના અને બચાવ કરવા વહાણ આવી પ્હોંચ્યુ તે વખતના અને પછી મુબાઈ આવી પહોંચી ત્યા સુધીની હકીકત કહી અને ચાર વાગે કોર્ટ ઉઠી ત્યારે સરતપાસ પૂરી કરી

બીજે દિવસે એટર્ની જનરલે ઉલટ તપાસ શરૂ કરી

"મીસ દસ્તુર, તમારી છેવટની જુબાનીમા તમે નામદાર કોર્ટને જણાવ્યુ કે તમે વાદી મી અનન્ત રાયજી સાથે લગ્ન સમધથી જોડાવાને બધાયલા છો હવે મારે એક અગત સવાલ પૂછવાનો છે હું દીલગીર છુ પણ મારે પૂછવો જ પડશે જ આ દસ્તાવેજ છુંદણા પાડી લખાયો તે વખતે તમે મી રાયજી સાથે પ્રેમમા હતા કે નહિ?"

આ આમાટ ફટકો હતો અને શીરીન પ્રથમ તો જરા ગભરાઇ પણ તેની અક્કલ તેની મદદે આવી તેણીએ જવાબ આપ્યો 'પ્રેમમા હોવાની વ્યાખ્યા આપ જો મને કહેશો તો આપના સવાલનો હુ ખુશીથી જવાબ આપીશ'

આ જવાબથી શ્રોતાજનો અને જજ સુદ્ધાનના મો મલકાયા હવે એટર્ની જનરલ ગુચવણમા પડ્યા અને તે સ્વાભાવિક છે, કારણ કે કેટલીક વસ્તુઓ એટર્ની જેવા વિદ્વાન માણસોથી પણ અજાણી હોય છે

"ઠીક" એટર્ની જનરને ચલાવ્યુ "મી  ગયજી સાથે લગ્નસબધ બાંધવાનો તમારો ઇરાદો હતો ?"

"એટર્ની જનરલ" નામદાર જડજે કહ્યુ "તમારા બે સવાલોનો અર્થ એક જ થતો નથી એમા બીજાનો સમાવેશ થઈ શકશે નહિ"

"આપ નામદારના અનુભવને તાબે થઉ છુ" એટર્ની જનરને સચકાથી કહ્યુ

"હુ મારા સવાલ બીજી રીતે પૂછીશ મી રાયજી સાથે નમ સબધથી જોડાવવાને તમે બધાશો એવો તમારા મનથી ખ્યાલ હતો ?"

"બીલકુલ નહિ"

"વાદીની સાથે સબધ બધાશે એવા હેતુથી આ છુપ્યા પાડવાની અસહ્ય ક્રિયા તમે સહન કરી હતી ?"

"અનમત નહિ મારે કહેવુ જોઇએ કે, આવી રીતે કદરૂપા થવાથી વધારે આકર્ષક થવાતુ નથી"

"મહેરબાની કરી મારા સવાલને જ જવાબ આપો. ટીકા કરવો નહિ તો પછી આવો અણગમતો પ્રયોગ તમે શામાટે માથે લીધો ?"

"કારણ કે, મને તેમ કરવુ વ્યાજબી લાગ્યુ ધનન્જયનો હેતુ બર પડે તેવો બીજો કોઇ રસ્તો હતો નહિ. વળી—" એટલુ બોલી શીરીન અચકી

"વળી શુ ?"

"વળી મારા સબધની તકરારના પરિણામે મી રાયજીએ વારસો ખોયો હતો તેથી તેના તરફ મને લાગણી થઇ હતી"

"આહ ! હવે ઠેકાણે આવ્યા ત્યારે વાદી તરફની લાગણીને લઇને અને નહિ કે ફક્ત ન્યાયને ખાતર તમે છુપ્યા પડ્યા હતા ખરૂ કે ?"

"હા, હુ એમ ધારૂ છુ ખરી"

"એમ હોય તો પણ શુ ?" જડજે પુછ્યુ

"મારો હેતુ નામદાર સાહેબ એવુ બતાવવાનો છે કે આ બાઇએ મારા વિદ્વાન મિત્ર મી દેસાઇ જણાવે છે તે પ્રમાણે છેક જ નિઃસ્વાર્થ ફૂલનમા આ ભાગ લીધો નથી તેમ કરવામા તેનો હેતુ હતો"

"સ્વાભાવિક છે પણ તે હેતુ અયોગ્ય હતો એમ કહી શકાય નહિ"

જડજે ટીકા કરી

તે પછી ઉલટ તપાસમા એટર્ની જનરલે એવુ સાબિત કરવા પ્રયત્નો કર્યા કે વીલ કરતી વખતે ગેરવ્યાજબી દબાણ વપરાયુ હતુ અને વીલ કરનાર ધણી શુદ્ધિમા ન હોતો પણ તેના સર્વે પ્રયત્નો નિષ્ફળ ગયા કોઇપણ મુદ્દા ઉપર શીરીનની જુબાનીને ધક્કો લગાડી શક્યો નહિ તે પછી મનુ દેસાઇએ ફેર તપાસ કરી અને ફરીથી બધી હકીકતનો ખુલાસો કરાવ્યો

આવી રીતે મીસ શીરીનની જુબાની થઇ રહ્યા પછી, તેને બચાવનાર સ્ટીમરના કેપ્ટનની સ્ત્રીની જુબાની થઈ તેણીએ ટાપુ ઉપર લાસ જે હતી તે ધનન્જયની જ હતી એમ તેની છબી ઓળખી બતાવી સાબિત કર્યું શીરીનની ગરદન ઉપર છુંદણાં તેણીએ જોયાં ત્યારે તે તાજા જ પાડેલાં જણાતા હતા એમ પણ સાબિત કર્યું તે પછી 'કાન્ગારૂ' સ્ટીમરવાળી કંપનીના એક કારકુનની જુબાનીથી ખલાસીઓના નામ જે વીલ ઉપર હતા તે નામના ખલાસીઓ 'કાન્ગારૂ' ઉપર હતા એમ સાબિત કરવામાં આવ્યું

આવી રીતે વાદીના સાક્ષીઓ પૂરા થયા પછી એટર્ની જનરલે પોતાના બે સાક્ષીઓને બોલાવ્યા તે સાક્ષીઓ મી પેચાજી સોલીસીટર અને તેનો કારકૂન હતા તેમનાથી સાબિત કરવામા આવ્યું કે મરહુમ મી ધનન્જયે તા ૧૦–૧૧–૧૮–ના રોજ એક વીલ કર્યું હતુ જે વીલ ઉપર પ્રતિવાદીઓ આધાર રાખતા હતા તે પછી એટર્ની જનરલ અને સોલીસીટર જનરલના ભાષણો થયા તેમા તેમણે મીસ શીરીન સ્તુરની જુબાની ઉપર ખુબ ટીકા કરી, પણ તેની કાંઈ પણ અસર થયેલી જણાઇ નહિ કારણ કે, મનુ જ્યારે જવાબ આપવા ઉભો થયો ત્યારે જજ સાહેબે તેને કહ્યુ "નકામી તકલીફ લેશો નહિ જવાબ આપવાની કાંઈ જરૂર નથી"

તે પછી વિદ્વાન જડજે લંબાણથી વિવેચન કરી મીસ શીરીન દસ્તુરની હકીકત ખરી છે એમ ઠરાવ કર્યો છેવટે ચુકાદો આપતા તેમણે જણાવ્યુ કે 'આખી વિના બેશક વિચિત્ર અને કાલ્પનિક જણાય છે છતા ખાત્રી ખાત્રી થઇ છે કે મરનાર ધનન્જયે, હાલનુ વીલ કરી કાયદેસર રીતે વાદીને પોતાની બધી મિલકતનો વારસ ઠરાવ્યો છે સદર વીલ કાયદેસર નથી એમ હું ઠરાવી શકતો નથી આવા સંજોગોમા, તા ૧૦–૧૧–૧૮–ના વીલ' ઉપરથી પ્રતિવાદીઓને જે પ્રોબેટ આપવામા આવ્યુ છે તે હું રદ કરુ છુ, અને વાદીની માગણી મંજુર કરી, તેને તેણે રજુ કરેલા વીલનુ પ્રોબેટ આપવા ઠરાવુ છુ"

"ખર્ચ સાથે નામદાર?"

"નહિ આ દાવો વીલ કરનારાના કૃત્યથી જ ઉપસ્થિત થયો છે હુ એટલે ખર્ચનો અપાવી શકતો નથી ખર્ચ મિલ્કત ઉપર પડશે"

"જેવી નામદારની ઈચ્છા"

તે પછી નામદાર જડજે મી મનુ દેસાઇને કામ ઘણી કાબેલીયતથી ચલાવવામાટે ધન્યવાદ આપ્યો ને કેસ પૂરો થયો લોકો વિખરાવા લાગ્યા પ્રતિવાદીના વકીલો હસતા મુખે બેદરકારીથી પોતાના કાગળીયા સંકેલવામા પડ્યા 'વર મરો કે કન્યા મરો પણ ગોરનું તરભાણું ભરો એટલે બસ" એ જ વકીલોનો મુદ્રાલેખ છે એમ સામાન્ય અવલોકન ઉપરથી હરકોઇને જણાઇ આવે છે, એટલે પ્રતિવાદીના વકીલો હારથી નિરાશ થાય નહિ એ સ્વાભાવિક છે પરન્તુ મેસર્સ ખર શેઠજી અને બમનજીના મનની અને તનની સ્થિતિ જૂદી હતી આખો વખત ગુસ્સામા તેઓએ બન્ને હાથોની મુઠી વાળી રાખી હતી છતા વીશ લાખની રકમ તેમના હાથમાથી હમણા જ

ખુચવી લેવામા આવી હતી ખરશેદજી ગુસ્સાથી લાલ તરબુચ જેવા થઈ ગયા હતા હમણા જ જાણે ફાટીને બધુ લોહી માંસ બહાર નીકળી પડશે કે શુ એવો દેખાવ હતો બમનજી બુલડોગ માફક ઘુરકતા ખરશેદજીની પીઠ પાછળ ઉભા હતા તે જ વખતે એટર્ની જનરલે ઉભા થઈ મનુ દેશાઈને પોતાની પાસે પાસે બોલાવી તેને શાબાશી આપી કે "હુ તમને ધન્ય વાદ આપું છુ, મી દેશાઈ! તમે કેસ ઘણી જ સરસ રીતે ચલાવ્યો છે મને ઘણો જ આનદ થાય છે નામદાર જડજ સાહેબે પણ તમારાં વખાણ કર્યાં એ કઇ થોડુ માન નથી હુ એટલું જ ઇચ્છુ છુ કે હવે તમે મારી સાથે કામ ચલાવવા ઉભા રહો એવો પ્રસગ આવે અને હા, તમને જો રોકાણ ના હોય તો કાલે બપોરે બાર વાગે મારી ઓફીસમા આવી જજો" ખરશેદજી પાસે જ ઉભા હતા તેમણે આ વાતચિત સાભળી એટલે તેમનુ બોઇલર ફાટયુ, એક કુદકો મારી તેઓ મનુ અને એટર્ની જનરલ વચ્ચે આવીને ઉભા અને ગુસ્સાથી ફાટતા અવાજે બબડ્યા "હા, હવે મને બધુ સમજાયુ તેં મને વેચી માર્યો છે-મારી જ પાસેથી પાંચસો ગીનીએ લઇને લુચ્ચા હવે તું આને સાભારી આપે છે મને છેતર્યો છે ઠગ્યો છે લુચ્ચા! પાજી!" આ સ પુષ્પપ્રહારથી એટર્ની જનરલનું પણ મગજ તપી આ યુ ને પોતાનો દરજ્જો ભૂલી જઈ તેણે પણ બાય ચડાવી મુક્કી ઉગામી અને બીજા વકીલોએ વચમા પડી બન્નેને છુટા કર્યા ના હતે તો કચેરીમા જ મલ્લકુસ્તિનો પ્રયોગ ભજવાઇ જાત

\+ \+ \+ \+

નામદાર કોર્ટના ઠરાવથી બરાબર દસમે દિવસે અનન્ત રાયજી અને શીરીન દસ્તુર બ્રાહ્મોસમાજની વિધિએ લગ્ન સબધથી જોડાયા આ જુદીન લગ્ન નહિ થવા દેવા માટે ખર શેદજી અને બમનજીએ પોતાની કોમને ઉશ્કેરી પોતાથી બનતા બધા પ્રયાસો કર્યા પણ તેમાં તેઓ ફાવી શક્યા નહિ શીરીનની જ્ઞાતિ અને લેડી પેમાસ્તરની લાગવગથી લગ્ન, કઈ પણ વિઘ્ન આવ્યા સિવાય, થઇ ગયા લગ્નની સાજે અનન્તે અને શીરીને મનુ અને નાનુને જમણ માટે નોતર્યા હતા બધા ટેબલ ઉપર બેઠા હતાં ત્યાં નાનુનો કારકુન એક ચીઠ્ઠી લાવ્યો ચીઠ્ઠી ઉપર "અર્જન્ટ" એમ લાલ શાહીથી મોટા અક્ષરે લખેલુ હતુ "શુ છે?" નાનુએ ચીઠ્ઠી લેતાં પુછ્યુ

"મેસર્સ ન્યુસનો માણસ લાવ્યો છે સાહેબ," કારકુને જવાબ આપ્યો

"શુ છે?" અનન્તે પૂછ્યુ

"અપીલની સુચના હશે" નાનુએ જવાબ આપ્યો

"વાંચી તો જુઓ"

નાનુએ વાચવા મા ડયુ

"રાયજી વિ ખરશેદજી અને બમનજી"

"મે સાહેબ,

"અમારા અસીનો મેરર્મ ખરશેદજી અને બમનજીની સાથે મસલત કર્યા પછી, અમે નીચેની શરતો આપને મોકલીએ છીએ

"દરમ્યાન ઉત્પન્ન માટે—"

"એ ખોટો શબ્દ વાપર્યો" મનુ વચમા બોલી ઉઠયો "દરમ્યાન ઉત્પન્ન તો સ્થાવર મિલકત સબંધે જ હોઇ શકે સોલીસીટરો આવી જ ભુલો હમેશા કરે છે"

"કઈં ભુલ નથી" નાનુએ બીજાજમા જ ઉત્તર આપ્યો "આ કાળમા પણ થોડી સ્થાવર મિલકત હતી તેથી બધી ઉત્પન્નને દરમ્યાન ઉત્પન્ન કહેવામા કાંઇ ખોટુ નથી"

"અરે, મારા મહેરબાનો ! પરમેશ્વરની ખાતર હમણા લડો નહિ આગળ વાચો, જોતા નથી કે મારો જીવ તાળવે ટાંગ્યો છે ?" અનન્તે અધીરા પડી કહ્યુ

નાનુએ તેથી આગળ વાચ્યુ —

"દરમ્યાન ઉત્પન્ન માટે તમારા અસીલનો આગ્રહ ના હોય તો આ કેસમા અસીલ નહિ કરવાનુ મારા અસીલો માથે લે છે કે દરમ્યાન ઉત્પન્ન તમે જતુ કરવા માગતા હો તો, આ કેસમા અમે યોગ્ય રીતે આગળના પગલા ભરીશુ

આપના તાબેદાર,
ન્યુસ અને ન્યુસ
ખરશેદજી અને બમનજીના 'સોલીસીટરો."

'તો કુ તુરત જવાબ આપશો તો મહેરબાની થશે"

"કેમ રાયજી, શુ વિચાર કર્યો?" નાનુએ પુછ્યુ "પણ હુ ભૂલ્યો, માફ કરજો તમારા વકીલની સલાહ લઇને પછી કહેજો"

"નહિ નહિ મેં ઠરાવ કરી નાખ્યો છે જહન્નમમા જાય—દરમ્યાન ઉત્પન્ન કે દરવાન ઉત્પન્ન જે હોય તે બાજો એ નાકોના મ્હોમા મારે નથી જોઇતું હું તો હવે આ જંજાળમાથી છુટવા માગુ છુ અત્યારે જ તાર કરીને હા ભણો"

"હુ ઘણો ખુશી છુ" મનુએ રોફ માથુ ખજવાળતાં કહ્યું "કે આ બાબતમાં તમારી સાથે સમત થવા હુ શક્તિમાન છુ જોક, એમા પણ કેટલાક મુદ્દા એવા છે કે જેનુ એક પછી એક મારે વિવેચન કરવુ પડશે"

"રામ રામ ! નહિ માફ કરજો હવે તો" લેડી પેમાસ્તરે અધીરાં પડી કહ્યુ "વિવેચન તમારી ઓફીસમાં જઈને જ મહેરબાની કરી કરજો"

વિદ્વાન મનુને આવા તોછડા અજ્ઞાનથી ખેદ લાગ્યુ પણ નામદાર અસીલની ખાતર તેણે મુગે મ્હોડે સહન કર્યું મેસર્સ ન્યુસ અને ન્યુસને ટેલીફોન કરી તેમની શરતો કબુલ કરવામાં આવી ને પછી [illegible] આપણામા રોકાયા. હવે તે કોમમાં આપણે પતન કરી [illegible]

---

—પ્રકાશક ... [illegible] ... કંપની, મુબાઈ

ઓછા દબાવી, થાણદારો વારવાર લાકડા પડાવતા, પોતાના સબધીઓમા એ વહેંચતા અને સર્વ અધિકારી વૃંદ એથી સતોષ માની થાણદારોને ' પ્રભાવશાલી ' ' દબાવી શકે તેવા ' અને ' સબધ જાળવે એવા ' લેખતા યશસ્કાન્ત તરફથી સર્વને એ ભેટ મળતી બધ થઇ, કાઠી દરબારોમાથી કેટલાક વારવાર કાઇક નિમિત્તથી કાર્યે સાવના ભેટ ધરી જતા, અને જેનુ નિખાલસ હૃદય સ્વમાન જાળવવા ડખે, તેનાપર તેઓ ફરી જતા. આ સર્વ બધ થયુ સર્વ વાતનું સત્ય સ્વરૂપ પ્રકાશના લાગ્યુ અને તે વખતે જ સર્વએ પોકાર ઉઠાવ્યો કે થાણદાર બીન અનુભવી અને વિચિત્ર છે!

આમ એકાદ વર્ષ ચાલ્યુ ગયું યશસ્કાન્ત વિરૂદ્ધ સરકારમા એકાદ બે વખત અરજી પણ થઇ, કામદારો અને કાઠી દરબારોના ભયથી કેટલાક લોક પણ તેમા ભળ્યા અને આ ચક્ર નગરનો પોકાર છે એમ સરકારમા જાહેર થયુ એ વખતે નવા આવેલા ફીલીપ્સ સાહેબ, માત્ર કાગળપર સહી જ કરતા, અને થોડા કાગળપર સહી કરવી પડે ત્યારે શીરેસ્તદારે વધારે કાર્ય કર્યું છે એવો વિચિત્ર હિસાબ તે રાખતા ડૉક્ટરનો એક મરીઆઇ ભાઇ ફીલીપ્સ પાસે શીરેસ્તદાર હતો, એટલે હવે ડૉક્ટરની માન્યતા હતી કે યશસ્કાન્તને નાળીએર મળવાનું! પરતુ વિશ્વમા ઘણી વખત એવુ બને છે કે સજ્જનતા દુર્જનોથી જ રક્ષાય છે તે દરમ્યાન એક વિચિત્ર ઘટના ઉત્પન્ન થઇ ' ચાંપરાજ ખાચર નામના કાઠીની જાગીર કરજને લીધે જપ્તીમાં હતી કરજનો નીકાલ થઇ જવા આવ્યો હતો, અને તેથી હવે જાગીર જપ્તીમાથી ઉઠે તેમ હતી ચાંપરાજની ઉમ્મર આશરે પચીશેક વર્ષની હતી તેના ગૌર વિશાલ ભાલપર ક્ષાત્રતેજ હતુ એનામા ડહાપણભર્યું શૌર્ય હતુ પરતુ એ ડહાપણ વાણીઆનું નહિ કે સ્વાર્થ સિવાય સબધ ન જાળવે, એટલો એનો ઉદાત્ત સ્વભાવ વ્યાવહારિક ડહાપણથી વિરૂદ્ધ હતો જાગીર ડૉક્ટરનો સગો હતો, અને વારવાર સબધ જાળવવાથી ફોઝદારનો મિત્ર બન્યો હતો આ સુગ્રહણિને લઇ, વારવાર મનુષ્યત્વભર્યા પ્રયાસો કર્યા છતાં ચાંપરાજ હજી પોતાની જાગીર મેળવી શક્યો ન હતો

યશસ્કાન્ત આવ્યો ત્યારે ચાંપરાજે તેને સર્વ શ્રોણુદારના વર્ગમા જ ગણ્યો હતો પણ ડૉક્ટરની સાથેનો તેનો આવો વિચિત્ર સબધ જોઇ તેણે કાઇક આશા રાખી હતી અને તેણે આ વાત પુન સરકારમા લખાવી જપ્તી ઉઠાવતો હુકમ મેળવ્યો. આ ઘટનાને ફોઝદારે તથા ડૉક્ટરે પોતાની હાર માની લીધી અને તેથી તેમનુ ગુપ્ત વૈર બમણા જુસ્સાથી પ્રગટ થવા લાગ્યુ

ફીલીપ્સ આળસુ હતો છતા એ વખત તેના મગજમા ધુન આવે કે અમુક કાર્ય કરવુ છે એટલે તે ઉદ્યોગી બની જતો ત્યારે તેને ઘણી વખત, આખી રાત્રિ કામ કરતાં પરિશ્રમ પડતો નહિ યશસ્કાન્ત વિષે તેનો સ્વભાવ ઉત્સાહથી ઉદ્યોગી બન્યો ઉત્સાહ આટલા માટે કે એક વિષયમા મતભેદ પડતા યશસ્કાન્તે સાહેબનુ દુષ્ટશબ્દના પ્રયોગ વિષે ધ્યાન ખેંચતાં સભળાવ્યુ હતુ કે, ' સાહેબ ! બોલનાર અધિકારી છે એટલે એમ નહિ કે સાભળનાર ગુલામ છે ! " આમ નાના ચક્રનગરમા યશસ્કાન્ત અને ચાંપરાજમા કોઇક ઔદાર્ય અને સજ્જનતા

દેખાયા સદ્‌ગુણોએ આકર્ષ્યો અને ચાપરાજના મિત્ર જેવો એ બન્યો યશસ્કાન્તનુ ગૌર અને સુદર વદન જોવા ચાપરાજના ઝનાનામાથી બે તૃષાતુર નયનો વારવાર ચોર કાર્ય કરતાં આ પ્રતિ ચાપરાજનુ લક્ષ હતું તેની પીઠ તે તરફ જ રહેતી અને ઉદાર મનુષ્ય થોડાક બેદરકાર હોય છે, શૌર્યમા કાંઇક વિશ્વાસની દૃષ્ટિ રહે છે પરતુ મનુષ્યની લાગણી અને તેનુ સમગ્ર બળ સમજનાર યશસ્કાન્ત આ ચહેરો જોઇ સાનદાશ્ચર્ય પામ્યો અને ભયનુ ઉંડાણુ જોઇ ધ્રુજ્યો યશસ્કાન્તમા સદ્‌ગુણ સદા ઉત્તેજિત રહેવાથી તેનો સ્વભાવ થઇ ગયો હતો યશસ્કાન્તે આ વાત ચાપરાજને ન કરી, નહિ કે ગુપ્ત રીતે તે આ નયનો જોવા આતુર હતો પણ તેને એમ લાગ્યુ કે એ સાધારણ વિવેકમર્યાદા બહાર છે સૌથી સરલ રસ્તો એ જ શોધ્યો કે તેણે ચાપરાજને ત્યા જવાનુ બધ કર્યું આ બિનાપર જગતમા ઘણા અનુમાનો બધાયાં અને મૈત્રીનો તાર તુટ્યો નહિ પણ કાઇક બેસૂર બોલ્યો તેનો પ્રતિધ્વનિ એથી પણ વધારે બેસૂર બોલ્યો અને એ વાતપર દુર્લક્ષ આપનાર યશસ્કાન્ત સમજતો કે એ પાનુ હવે પોતાને ફરીવાર ફેરવવુ નહિ પડે ચાપરાજને એ વાતની શકા હતી નહિ પણ ડૉકટરે યશસ્કાન્ત પર તરવાર લટકતી જોઇ આ વાતને સહસ્રગણુ સ્વરૂપમાં તેણે પોતાના ભાઈ પાસે રજુ કરી હતી અને તેના ભાઇએ લખ્યુ હતું કે 'ફ્રીનીપ્સ સાહેબ થોડા દિવસમા ત્યાં આવનાર છે' કહેવાની જરૂર છે કે ડૉકટરને આ ખબર આપનાર–યશસ્કાન્તનુ ઘરકામ કરનારી એક બાઇ હતી તે ચાપરાજને ત્યા પણ જતી આવતી હતી

*   *   *

યશસ્કાન્તની કામ કરવાવાળી રાધા મારફતે ડૉકટરે, જે દિવસે સાહેબ ત્યા આવવાના હતા એવી ખબર તેને મળી હતી તે દિવસે આ ચાપરાજના ઝનાનાની સ્ત્રી રાત્રે એકાન્તમા યશસ્કાન્તને મળે એવી ગોઠવણુ કરાવી હતી ડૉકટર પોતાના પાસા ખેલતો હતો નિશુદ્ધ સ્નેહથી ભીંજાએલું આ સ્ત્રીહૃદય આ ઘટના અભિનંદનીય માની રાજાના ઉપકાર નીચે દબાતું હતું

*   *   *

અમીમ અધકારથી જગત્ ઢંકાયુ હતુ અને ભુરા આકાશમાં માત્ર તારા ઝગઝગતા હતા ગામમા હજી ક્યાક ગીતનો સ્વર સભળાતો હતો અને વચ્ચે વચ્ચે કુતરાનું ભસવુ શાંતિનો ભગ કરતુ હતું યશસ્કાન્ત પોતાની ઑફીસમા બેઠો હતો તેની પીઠ દ્વાર તરફ હતી દ્વાર ખુલ્લું હતુ પરન્તુ પોતાના હમેશના રીવાજ મુજબ વાડાનુ દ્વાર કામ કરવાવાળી રાધા બધ કરી ગઇ હશે એમ ધારીને પોતાના ખડમા નિશ્ચિન્ત બેઠો હતો એકાએક, વીજળીના ચમકારાની માફક, તેના મગજમાં ધુન આવી, તે ખડમાં સ્વતત્ર હતો, એકલો હતો અને એકાત મનુષ્યનું સમાજથી નિરાળુ ભાનુ જીવન પ્રર્દશિત કરે છે યશસ્કાન્તે પોતાની પાસે પડેલી એક પેટી ખોલી તેમાથી કેટલાક કાગળ કાઢ્યા અને તે સનમા બહુ સભાળથી ગોઠવી પોતાની પ્રિય પત્નીની છબી કાઢી આ નગરનો તાજવિનાનો રાજા અત્યારે આમ સાધારણ મનુષ્યના જેવી ચિન્તામા પડેલો હતો અને એ નિર્ગત ચિન્તામાં તેણે ઘણો સમય વ્યતીત કર્યો

એ જ સમય યશરકાન્તના ખ ુ બીજુ દ્વાર ખુ યુ નાથી આગળ ફિલિપ્સ હતો, તેની પાછળ, પોતાના યત્નમા વિફળ થયેલો ડૉક્ગર ઓ સાથી છે ને શૈવબાળાનો ધર્મપિતા ચાંપરાજ! આ સઘને અત્યારે પોતાના ખંડમા જોઈ કાંઈક આશ્ચર્યચકિત બનેલો યશરકાન્ત ફિલિપ્સ તરફ ફરતો હતો, તેટનામા અભિમાની અને દુરાગ્રહી છતા, કાઇ મહત્તને માન આપનાર અંગ્રેજ બુચ્ચો યશરકાન્તની સામે આવ્યો અને ત્હેને પોતાના બન્ને હાથથી સહ્રદય અભિનદન આપ્યુ સર્વ તો નહિ પણ માદક સ્પષ્ટ યશરકાન્ત કળી શક્યો રાવા ડૉક્ટરને આ પ્રણ કામ કરવા જતી; અને શૈવબાળા પણ એ કયારેક જતી આ ક્રમાનપર ડૉક્ગરે રાધા મારફતે શૈવબાળાના વિશુદ્ધ પ્રેમ કાઇક કૂત્રિમ સ્વરૂપમા જાહેર કરવા, આ રચના કરી હતી તેમા તે આટલે સુધી તે ફાવ્યો, પરંતુ યશરકાન્ત સમય જોઇ ફિલિપ્સ સાથે ગુપ્ત રીતે વાડામા ઉભા ઉભા ને ધ્રૂજ્યો, અને ત્યાર જ એને લાગ્યુ કે મનુષ્યનુ આવુ સુંદર જીવન એ જીવનનો અન્તિમ હેતુ છે પરંતુ ડૉક્ગર નિરાશ થયો જેટલી ઝડપથી પડી તેટલી જ ઝડપથી ઉડી ગઈ અને યશરકાન્તના કઇક રીતે શોધવાની ચિન્તામા એ પ્રજા દુષ્કાળના ભયંકર સ્વરૂપ પ્રજાને બમણું દેતા તૈયાર હતુ યુરોપની ભયંકર લડાઇ પ્રજાને હણી રહી હતી અને વધતા જતા નવી વ્યાધિની અંતિમ મૃત્યુકાનના જેવી ભયંકર શાન્તિ ફેલાઇ રહી હતી ત્યારે આ નગરના આ અંગ્રેજ અધિકારીએ ફિલિપ્સની જગ્યાએ આવેલા કર્નલ એવન્સે, પ્રજાની આ સ્થિતિ યથાર્થરીતે સમજાવવા યત્ન કર્યો કારણ મનુષ્યો આટલું દુઃખ સહન ન કરી શકે એ સાહેબને પસદ ન પડ્યુ એ કાનિ ડૉક્ગ ને તો તરત જ મળ્યો અને એ બમણા જોસથી યશરકાન્તની સામે ઉભો રહ્યો ચાંપરાજનુ મન ખાટુ તો નહિ, પણ મિત્રતાના ઉત્સાહભર્યા ઉલ્લાસમાથી નિવૃત્ત થયુ હતુ શૈવબાળા ઋતુએ ઝપાટા ઝડપે ઝુપડા, અને ઘરેઘર ફરતી હતી ભયંકર રાત્રિમા પોતે એકલી ઋતુનો ભય તજી ગઈ માતાપિતાના સતાનોને કાંઇક મીઠી નજરથી પોતાના જગતદ્વાર ઉઘડી આંખ ફેરવતા નિરુત્સાહી દર્દીને કાંઇક આશ્વાસન અને ધૈર્ય આપવા તથા જેના કોઇ ન હોય તેવા અનાથને યોગ્ય સ્થાને પહોંચાડવા હમેશા ફર્યાં કરતી હતી એ ક્ષેત્રમાં બીજો ભાગ લેનાર યશરકાન્ત હતો અત્યારે આ બે પવિત્ર હૃદયો આ લોકકલ્યાણમાં રોકાયા હતા, ત્યારે ડૉક્ગર ગમણી ત્રમણી થી ઉઘરાવી, યશરકાન્તને તદ્દન નિર્મૂળ કરવાની રચનામા પડ્યો હતો દુર્જનતાથી સજ્જન પુરુષો જાહેરમા આવે છે એને દ્રાક્ષાસવનુ વ્યસન વધારે હતુ કામમા આળસુ હતો સ્વભાવનો ચીડીયો હતો અને અધુરામાં પુરૂં હિંદ,રમણીના પવિત્ર શીલ સબંધી ત્હેના વિચારો પ્રથમથી જ ઝુનૂનભરેલા હતા ડૉક્ગરના બીજા શબ્દોમાં ત્હેણે માન્યુ કે યશરકાન્ત એક દંભી મનુષ્ય છે, લોક સશક્ત છતા ત્હેનને મદદ આપી લડાઈની ભરતીના કામમા નિરર્થક ઢીલ કરવા માટે જવાબ દેવા ત્હેને બોલાવવામા આવ્યો ડૉક્ટરની માન્યતા એવી હતી કે, એમર્સન, કાર્લાઇલ, કેન્ટ અને હગલ વાચીને જે મગજ ગુમાવી બેઠા હોય તે સર્વ નિરર્થક પશુઓ છે! દશ્ય જગતથી કાંઈપણ વધારે ઉત્કૃષ્ટ ભાવના ની વાર્તા કરનારને ત્હેણે હમેશા

મૂર્ખ ગણ્યા હતા ! ત્હેના મનમાં એમ પણ હતું મ્હારામાં કાંઈક વધારે ગાંભિર્ય છે અને ડૉક્ટર છતાં રાજનીતિના મન્ત્રો સમજી શકવા જેટલી સૂક્ષ્મ બુદ્ધિ છે એમને ત્હેણે સમજવું કે, યશસ્કાન્ત પતુર્થવર્ગનો મનુષ્ય છે અને લાગવગથી થાણદાર થવા પામ્યો છે વસ્તુત ત્હેનામાં અધિકારીના જેવા ગુણ નથી ગુણનું દિગ્દર્શન કર્યા વિના માન ધોગી ચામડીના ગુણથી નિમાયના આ અધિકારીઓમાં સહી કરવા જેટલી જ અક્કલ હોય છે, અને તેથી વારંવાર, સાહેબના શીરેસ્તદારની જગ્યાનો ૯૦ કે ૧૦૦ રૂ નો પગાર હેસ્ટિંગ્સના સમયમાં બનતું તેમ, હજારની ઉપજવાળો ગણાય છે યશસ્કાન્ત જવાબ આપવા તૈયાર હતો સાહેબનો મુકામ ચંદનગરમાં થયો, અને સાહેબના જમણા હાથ થઈ પડેલા ડૉક્ટરે, જ્યારે સાહેબ દ્રાક્ષાસવના આનન્દમાં વિરાજ્યા હતા ત્યારે યશસ્કાન્તને બોલાવવા માણસ મોકલ્યું યશસ્કાન્ત સત્યને ધૈર્ય ઘણું હોય છે-પોતાના મુકામથી નીકળ્યો, અને જ્યારે એ અરધે રસ્તે પહોંચ્યો ત્યારે શૈવમાલાને સાહેબના બંગલા પાસેથી જતી જોઈ યશસ્કાન્તનું મન ત્હેના સાંપ્રત ભયમાં ગુંથાયું હતું, અને સર્વદા ગરીબના ઝુંપડે ઝુંપડે ફરનાર એ પવિત્ર બાળા કાંઇક પવિત્ર ઉદ્દેશથી આ દિશાએ નિકળી હશે એમ માની આ વાતને મગજમાંથી કાઢી નાખી યશસ્કાન્ત સાહેબ પાસે આવ્યો. ડૉક્ટર, તથા શીરેસ્તદાર અને ફોઝદાર સાહેબ પાસે ઉભા હતા સાહેબે તરત જ કરડાગીમાં પૂછ્યું

"મી યશસ્કાન્ત ! યોગ્ય સમયે નિરર્થક ઢીલ કરી, ત્હમે સરકારના કાર્યને હાનિ પહોંચાડી છે અહીંના લોક ગરીબાઈનો ડોળ કરી, આ મહદ્કાર્યમાં પોતાનો હિસ્સો ભરવા માગતા નથી ત્હમે આ દિશા તરફ કાંઈ યત્ન કર્યો નથી તેમ કરતા પણ નથી, અને જે કાર્ય માટે, તમારાં કરતાં વધારે યોગ્ય ડૉક્ટર જેવા માણસ નીમાવલ છે, તે લોક સુખાકારીના કાર્યમાં પડી ગયા છે ! હું દિલગીર છું કે તે કાર્યમાં પણ ત્હમારો હેતુ સ્વાર્થ છે એક યુવાન સ્ત્રીમાટે આ ક્ષેત્ર ત્હમે પસંદ કર્યું છે" યશસ્કાન્તને મૌન રહેવા ફોઝદારે ઈસારો કર્યો પરન્તુ સ્વમાનની ઉત્કૃષ્ટ ભાવનાથી કેળવાયલું મગજ, નિરંકુશ ઉચ્છૃંખલતા સહન કરવા એ તૈયાર ન હતું ત્હેણે ધીરજથી પણ કાંઇક નિશ્ચયાત્મક સ્વરથી જવાબ આપ્યો.

"સાહેબ ! મ્હારૂં કર્તવ્ય હું યથાર્થ રીતે બજાવું છું ને બજાવીશ અહિંના લોક અસહાય છે તદ્દન ગરીબ છે, અને આપને પ્રસન્ન કરવા, હું તેમને પૈસાદાર નહિ ઠરાવું લોકસુખાકારીનું કાર્ય એ પણ મ્હારી જ ફરજ છે છેલ્લો આક્ષેપ, આપની હિંદુસંસાર વિષેની અજ્ઞાનતા દર્શાવે છે"

"મૂર્ખ !" સાહેબ દ્રાક્ષાસવના તારમાં ગાજી ઉઠયો ડૉક્ટરે કાંઇક મંદ હસતા ચ્હેરાથી એ મદને દ્વિગુણીત કર્યો "શું તે યુવાન સ્ત્રીના સંસર્ગમાં અવાય, એટલા માટે આ કાર્ય તમે નથી ઉપાડ્યું ?" "આપની ભૂલ થાય છે" યશસ્કાન્ત ધીમેથી કહ્યું

"આ એક જ વ્યક્તિ સંપૂર્ણ છે અધિકારી પણ એ છે અને કર્તવ્ય પણ એ જ સમજે છે અભિમાની મૂર્ખ ! "

સાહેબ એથી વધારે બોલત તેટલામાં યશસ્કાન્તનો ગંભીર સ્વર સંભળાયો, ત્હેના ચ્હેરા પર સ્વમાન ભરી નિરાશાજનક દુ ખની લાગણી પ્રગટી આવી

"સાહેબ! આપની સત્તા છે તેનો અર્થ એટલો જ કે, જ્યાંસુધી આપ એ સત્તાને પાત્ર હો ત્યાં સુધી હું આજથી ત્હમારી સત્તાની બહાર છું."

"મ્હારા અધિકારની બહાર! તું?" બ્રેવ ખુરશીપરથી કુદ્યો, અને પીસ્તોલ ધરી બોલ્યો, "તું શું મ્હારા અધિકારમાં નથી?" એ જ સમયે બહારથી દ્વારપર જુગ્સામય હલ્લો થયો. ધડાક દેતુકને તે કમાડ ઉઘડી ગયું અને તે જ સમય બ્રેવની, ડૉક્ટરની યશસ્કાન્તની, અને ફૈઝતરની આંખ, શૈલબાલાના હાથમાં ભરેલી પીસ્તોલપર પડી. શૈલબાલા, ધીમાં અને અતિગર્વ પરન્તુ પુરૂષનું વીર્ય દર્શાવનાર જુસ્સાથી બોલી ઉઠી.

'બ્રેવ! કર્નલ બ્રેવ! ત્હેં મ્હારા વીનપર હડહડતો જુઠો અને નીચ આક્ષેપ કર્યો છે, હું યશસ્કાન્તને ચાહું છું. ત્હેં એને ગુપ્ત ત્રાસિક ર માન્યો છે. એ સર્વનો જવાબ ત્હારે હમણાં જ આપવાનો છે ડૉક્ટર! આ વિષે ત્હમારો શું મત છે?' કર્નલના પીસ્તોલ ખાલી હતી ત્હેને શરીરે પ્રસ્વેદ છુટ્યો. અને ડૉક્ટર બે ડગલાં પાછો હઠી, યશસ્કાન્ત પોતાની અને શૈલબાલાની વચ્ચે આવે તેમ ઉભો. શૈલબાલા નિશાન લેવા એક ડગલું પાછી હઠી, તે જ વખતે કર્નલનો આર્તનાદ સંભળાયો.

"શૈલબાલા! એ માન પુરૂષને ન છાજતી દારૂની ઉન્મત્તતા હતી. તમારી હિન્દુ સ્ત્રીઓ માટે અમને બહુ માન છે. ત્હમારા ધર્મમાં અહિંસાનું માહાત્મ્ય બહુ છે. તમે હિન્દુઓ સ્વભાવથી ધાર્મિક છો."

"કર્નલ," શૈલબાલાએ કરડાકીમાં જવાબ આપ્યો, "એ ત્હારી વણિક વિદ્યા જવા દે! હું ત્હને છોડી દઉંછું. અધિકારીને યોગ્ય વર્તન રાખ. યાદ રાખજે કે, જે મૃત્યુથી તું ધ્રૂજે છે, તે મ્હારે,મન સુંદર કલ્પના છે!"

*  *  *

કહેવાય છે કે ત્યારપછી ડૉક્ટર રાજનીતિના સૂત્રો ગોખતો ભૂલી ગયો, કર્નલ બ્રેવ યશસ્કાન્ત સાથે સ્નેહથી વર્ત્યો અને પોતાની બદલી કરાવવા યત્ન કરવા લાગ્યો.

*  *  *  *

ગરીબોને છુપકે છુપકે પરનાર, ચંદનગરની દેવી, બીજે દિવસે અદ્રશ્ય થઇ ગઇ. ત્હેની રાહ, માતાપિતાનાં ઘણાં સંતાનોએ જોઈ. કેટલાક ગામની ભાગોળ સુધી સામા આવ્યા અને સૂર્યના મંદ થતા કિરણમાં મળી જતી, ગૌરજથી રિસાએલા, ભીની આંખે, નિરાધાર અને નિરાશ બની, મ્લાન વદને પાછા ઘેર ગયા. યશસ્કાન્તનું હૃદય ઘણું ખિન્ન થયું. શૈલબાળાને બહુ કહેવાનું બાકી રહી ગયું હતું, તે ચંદનગરના વનોપવનમાં તથા ધીમાં વહેતા ઝરાની પાસે અને શાંત ગંભીર ઉભેલા પર્વતોની ખીણમાં ફર્યો. પોકાર કર્યો. "શૈલબાલા! શૈલબાલા!"

નિર્જન વનમાંથી અને ગંભીર પર્વતમાંથી ત્હેના આદ્રબની ધ્રુજતા સ્વરો પ્રતિધ્વનિ આવ્યો— "શૈલબાલા!"

---

# વીસમી સદીનું ગુજરાતી.

લેખક--રા. ડાહ્યાભાઈ લક્ષ્મણ પટેલ.

"સાંગોપાંગ સુરંગ સ્વાંગ અંગિ, મારી ગિરા ગુર્જરી
પાદે પાદ રસાળ ભૂષણવતી, થાઓ સાખ્ય ઉરી,
જે ગિર્વાણ ગિરા ગણાય ગણતાં તે સ્થાન એ હો વરી,
થાયે શ્રેષ્ઠ રહુ સમ્મિજન થકી એ આશ પૂરો હરિ !'

'મહાકવિ પ્રેમાનંદના નામથી પ્રસિદ્ધ થયેલા 'શ્રીરોપ ઊંબ સત્યભામાખ્યાન" નાટકના અન્તભાગમાં જોવામાં આવતી ગુર્જર ભાષાની કેવળ સજ્જનતા હની ઇચ્છા પ્રકટ કરનારી, આ પંક્તિઓ વાંચનારને, અમારા હાલના સાથે સંબંધ રાખતી મુંબઈના નીકળે 'સરકારી ગેઝેટ" માં પ્રકટ થતી એક જાહેરખબરમાંથી ગુજરાતી ભાષા વાંચના ખરેખર ક્ષોભ થયા વગર રહેશે નહિ. સરખામણી માટે અમને અંગ્રેજીને ગુજરાતી તથા મરાઠી બન્ને ભાષાન્તર સહિત રજુ કરવામાં આવ્યું છે. મરાઠી ભાષાન્તર પણ દોષયુક્ત છે પણ ગુજરાતી જેટલું તે દોષયુક્ત તેમ નામે નથી

## PROCLAMATION

BOMBAY TO WIT—By virtue of a Precept to me directed I hereby proclaim and give notice that the FIRST SESSIONS of 1917 of OYER and TERMINER and GENERAL GAOL DELIVERY will be holden before the High Court of Judicature at Bombay, at the Court House, on THURSDAY, the TWENTY-FIFTH day of JANUARY 1917 at 10 30 o'clock in the forenoon, for the trial of all Treasons Murders and other Felonies, Perjury, Trespasses and other Crimes, Misdemeanors and Offences, had done or committed within the Town and Island of Bombay, and the limits thereof, and the Factories subordinate thereto, and also to inquire hear and determine in the like manner all Treasons Murders Felonies Forgeries, Perjuries Crimes, Extortions, Misdemeanors Offences, Wrongs and Oppressions had, done or committed by any of His Mejesty's British subjects in any of the Territories which now are subject to or dependent upon the Government of Bombay, or within any of the Dominions of the Native Princes of India in alliance with the said Government

And also that at the same time and place will be holden a Session o Admiralty, for the trial of all Treasons Murders Piracies, Robberie Felonies, Misdemeanors, Offences and other Maritime Crimes whatsoever done or committed on the High Seas

રતનમુદ્રા રૂ ૧--- અને એમ નેપાલી એન્ડ કંપની, મુંબાઈ.

And I hereby give notice to all persons bound to prosecute and give evidence at the above Sessions or in any way concerned therein, that they are to attend at the time and place abovementioned, and not to depart without leave of the Court

And I hereby give notice to all Justices of the Peace, Coroners, Escheators and also all Chief Constables and Bailiffs of the Town and Island of Bombay, and the limits thereof that they be then and there in their own persons, with their Rolls Records Indictments and other Remembrances to do those things which to their offices in that behalf appertain to be done —Dated this 8th day of January 1917

જાહેરનામુ

શ્રી (મુમબઈમાં) મહને જે હોકમ કીધો કે તેહની ખુશી પ્રમાણે અતરેથી ઢંઢેરો કરૂચ તથા ખબર આપુચ કે મુમબઈના ગામ તથા ટાપુમા તથા તેહની હદમો તથા મુમબઈ તાલુકાના અમેંડ કોઈવાતા ઠેકાણાઓમા જે જે મોહોટા દગા તથા ખૂન તથા ચોરી તથા જુગ સપનના વાકા તથા તકશીરો તથા બીજા ગુનાહ તથા ભુંડા કમોં જે થયેના હાય, અથવા કીના હોએ તેહની છાકન કરવાને સારૂ તથા તે સાથે મુમબઈ સરકારના અમલ નીચેના તથા તાબેના દરેક મુલકમો તથા હિંદુસ્થાનમાંના ગામડી રાજાઓ, કે જે મુમબઈ સરકાર સાથે મિત્રાચારી રાખે છે, તેઓનાં દરેક રાજમા, નામદાર રાજાની દરેક અમેડ પ્રજાએ જે જે મોહોટા દગા તથા ખૂન તથા ચોરી તથા તરખટ તથા બેગી સપનના વાકા તથા સખતગીરી તથા ભુંડા કમોં તથા નુકસાન તથા જુલમ કીધો હોય તે વીશે પખ મગાવાને તથા તેહનો ન્યાય કરવાને જાન્યુઆરી મહીનાની તારીખ ૨૫ મી ને ગુરૂવારને દિને પહેલા પોહોર ૧૦-૩૦ કલાકને અમને (સ્ટાન્ડર્ડ ટાઈમ) મુમબઈની જુડીશ્યરના હાઈકોર્ટમો, કે જે ઘેરગો કોર્ટ ભરાએચ તે ઘેરમો આયેર તથા ટરમનર તથા જનરલ જેલ ડિલિવરીની સને ૧૯૧૯ ના વરસની ૧ લી સેશન બેસગે

અને બિજું હું એમ જાહેર કરૂંચ કે મોહોટા મમુ માં જે મોહોટા દગા તથા ખૂન તથા ધાંધીઆ, ચોરી તથા લુટ તથા તકશીરો તથા ભુંડા કમોં તથા બીજા ગુનાહ કીધા હોએ તેહનો ન્યાય કરવાને વાસ્તે તે જ જગોએ આડમીરલ ટી સેશન અટલે જે દરીઆવરદી ખાતાનાં ન્યાયની સભા બેસગે

અને જે અતરેથી ફુરમાનુચ તથા હોકમ કરૂંચ કે ઉપર કહેલી સેશનમા જે જે માણસોએ દાઓ કરવો હોએ અથવા તેહમાં દરેક રીતે ઇલાકો રાખતા હોએ, તેઓએ ઉપર કહેલા વખતે તથા જગામો હાજર થવુ અને કોર્ટની રજાવિના કોર્ટમાથી જવુ નહીં

મુમબઈ શેહેર તથા ટાપુ તથા તેની હદમાંના જસ્ટીસ ઑફ ધી પીસ, કોરોનર, એસ ચીટર તથા મુખ્ય કાનસ્ટેબલ તથા બેલીફ એ સરવને હું જાહેર કરૂંચ કે તે સરવેએ ખતો,

ઈઆદી, કાગળપત્રો લાવીને તે વખતે ત્યાં હાજર રહુ તથા પોતપોતાના હુદ્દાનુ કામ બજા વવુ —તારીખ ૮ મી જાન્યુઆરી સને ૧૯૧૭

## जाहीरनामा.

मुंबईस खबर,—मजला हुकूम दिल्यावरून जाहीर करितों व खबर देतों कीं, अयर आणि टरमिनर आणि जनरल जेल डिलिवरी यांचें सन १९१७ चें पहिलें सेशन मुंबईतील जुनी पेटराचे हाइ कोटाचे इमारतींत जानेवारी महिन्याच्या २९ व्या तारिखेस गुरुवारीं सकाळचे १०–३० वाजतांना ( स्टान्डर्ड टाइम ) त्रेशन, खून, चोरी, खोट्या सह्या, खोट्या साक्षी वगैरे अन्याय, मिसडिमिनर आणि अपराध जे मुंबई शहर व टापूमध्यें व त्यांच्या सीमेमध्यें त्यांच्या हद्दींतील फॅक्टोरीमध्यें केले असतील त्याचा न्याय करण्याकरिता बसतील तसेंच सर्व प्रकारचे अन्याय जे कोणी राजाचे ब्रिटिश प्रजेनें मुंबईचे गव्हनराचे अमलांतील राज्यामध्यें अथवा त्या सरकाराशीं सख्यानें राहणारे हिंदुस्थानांतील नेटीव राजाच्या राज्यात केले असतील ते तपासण्याकरिता बसतील

आणखी सदहू वेळीं व ठिकाणीं समुद्रामध्यें जे त्रेशन व खून व चोरी व त्या प्रकारचे दुसरे अन्याय केले असतील त्याचा इनसाफ करण्याकरिता आडमिरालटीचें सेशन भरलें जाईल

आणि ज्यास सदहू सेशनामध्यें फिर्याद करणें, साक्षी देणें अगत्य आहे अथवा कोणत्याहि प्रकारचा संबंध असेल त्या सर्व लोकाला जाहीर करितों कीं सदहू वेळीं व ठिकाणीं त्यानीं हजीर असावें आणि यो चे रजेशिवाय जाऊं नये

मुंबई शहर व टापू व त्याचे हद्दींत जस्टिस आफ दि पीस, कारोनर व एसचीटर व मुख्य कान्स्टेबल आणि चेलीफ या सर्वांस जाहीर करितों कीं त्या संबंधी खतें, यादी, कागदपत्र आणून, तेथें त्या वेळीं हजीर असावें व आपआपले हुद्याचें काम करावें —तारीख ८ वी जानेवारी १९१७.

THOMAS WILLIAM BIRKETT,
Sheriff of Bombay

ગુજરાતી ભાષાની શૈલીમાં વર્ષે પ્રતિવર્ષે ઘણો ફેરફાર થતો રહ્યો છે ખુદ **પારસી-ગુજરાતી** જેનો આ ઘણો જૂનો નમુનો છે તેમાં પણ ઘણો ફેરફાર થઇ ગયો છે મુંબાઇ સરકારના ગેઝેટમાં કેટલાયે વર્ષથી આની આ જાહેર ખબર પ્રકટ થતી મારા જોવામાં આવી છે ગુજરાતી ભાષાનુ અભિમાન રાખનાર તેની સર્વ પ્રકારની સુન્દરતા માટે અભિલાષ રાખનાર ગુજરાતી સાહિત્યના અગ્રેસરોનુ આ જાહેરખબર તરફ ધ્યાન નથી દોરાયુ એ આશ્ચર્યજનક છે

કેટલાક લોકો ભાષાની ઉત્કૃષ્ટતા પ્રત્યે ઉદાસીનતા બતાવતા દેખાય છે ગુજરાતી ભાષાની શૈલી, જોડણી વગેરે વિષે ગુજરાતના અગ્રગણ્ય વિદ્વાનો તરફથી સાહિત્ય પરિષદ જેવા

સમેલનોમાં થતી ચર્ચાનું તેઓ વિધાન કરે છે તેઓએ જાણવું જોઇએ કે જગતમાં એક અથવા બે વસ્તુની જ જરૂર હોતી નથી જગતના વિજ્ઞાન ન વ્યવહાર માટે જગતના અનેક પ્રકારના વાઙ્મયી અને ઉત્કર્ષક આનંદના ઉપભોગ માટે અનેક વસ્તુઓની જરૂર રહે છે અને તેમાં રસિક, સુન્દર અને વિસ્તારવતી બળવાન્ ભાષા પણ એક છે સ્વભાષા સર્વાંગ સુન્દર અને વિસ્તારવતી, એક ધોરણ વાળી રહે તેને માટે દરેક સુધરેલા દેશની પ્રજા પ્રયાસ કરે છે અને ભાષાના સાહિત્યકાર કહેવા માટે સર્વને તે ભાષાના ધોરણ સ્વીકારવા પડે છે

— પારસીઓની માતૃભાષા ગુજરાતી છે પારસીઓએ ગુજરાતી સાહિત્યની અનેક શાખાઓની ખીલવણી કરવાને સારો પ્રયાસ કર્યો છે તે માટે તેઓને અભિનંદન ઘટે છે પણ ગુજરાતી સાહિત્યના આગેવાન પારસી લેખકોએ ગુજરાતી ભાષાની સત્તમા વર્ગની સ્વીકારના વૃત્તિ બતાવી છે અને તેઓ બતાવે છે તેવો સામાન્ય સ્વીકાર તેમના સર્વ લેખકો તરફથી થવો જોઇએ એટલું જ નહિ પણ ગુજરાતી ભાષા શાળાઓમા શીખવા તરફની ઉપેક્ષા દૂર કરી, વધારે નહિ તો શાલોપયોગી વાચનમાળામાં પ્રકટ થતી ગુજરાતી ભાષા બોલવા તથા લખવાને પણ તેમણે પ્રયાસ કરવો જોઇએ

કેળવણી ખાતું સરકારના હાથમા છે સર્વ ગુજરાતી બાળકોને ક્યા પ્રકારની ગુજરાતી ભાષા શીખવવી તે તેમણે માથે લીધું છે તો તેમણે તથા ગુજરાતી ભાષાનું અભિમાન ધરાવનાર વિદ્વાનોએ જ્યાં આવી ભાષા જણાય ત્યાંથી દૂર કરાવી ગુજરાતી ભાષાને સર્વાંગ સુંદર સર્વ રીતે વિકસિત, કરવાને પ્રયાસ કરવો જોઇએ

આ વિષયની ચર્ચા સાથે સબંધ ધરાવનારી એક વાત રહી જાય છે વડોદરાની રાજભાષા ગુજરાતી છે કોર્ટોમા પણ તે જ ભાષા વપરાય છે તેના માપ તથા કોર્ટનું કામકાજ ગુજરાતી ભાષામાં પ્રચલિત હોવાથી ગુજરાતી ભાષાના શબ્દ ભંડોળમા ઘણો ઉપયોગી વધારો થયો છે નવા નવા અંગ્રેજી શબ્દો માટે નવા નવા અનેક ગુજરાતી શબ્દો પણ ખાસ પરિશ્રમથી લોકોમા ધીમા પ્રસારે પ્રચલિત થાય તેવી રીતે યોજાયા આ છે બ્રિટિશ સરકારે આવી જ લાગણી પ્રજાની ભાષા તરફ પ્રકટ કરવી જોઇએ અને સ્વભાષા તરફની કોઇ પણ બાજુની ઉપેક્ષા પ્રત્યે કોઇ પણ પ્રજાને ગુસ્સો અને ઉદ્વેગ થાય તેમ સરકારને પણ થવું જોઇએ

પચાસ વર્ષ પહેલાનું જૂનું પારસી ગુજરાતી જે હાલ પારસીઓ પોતે પણ અપવાદરૂપે લખે તેવું ગુજરાતી સરકારના એક પત્રમા ("સરકારી ગેઝેટ") માં પ્રકટ થાય છે તે તરફ ધ્યાન ખેંચાતાં સરકારએ પણ એ થયા વગર રહેશે નહિ ગુજરાતી ભાષાની આ પ્રકારની તથા બીજી શોચનીય સ્થિતિ સુધારવા સરકાર તથા પ્રજાના અગ્રેસરો લક્ષ આપશે એવી આશા રાખવામા આવે છે દેશોન્નતિના કાર્યક્રમમા સુંદર અને સુદૃઢ ભાષા સાહિત્યનું કોઇ રીતે ઓછું મહત્વ નથી

# સરયૂબાલા.

લેખક–રા. મંજુલાલ રણછોડલાલ મજમુદાર.

( જુન માસના અંકથી અનુસંધાન )

૫.

નવા આગન્તુકનો પહેરવેશ સાદો છતાં ભભકાદાર હતો હાથની આંગળી ઉપર હીરાની વીંટી ચળક ચળક થતી હતી અને જોનારની આંખ તે તરફ સહજ ખેંચાતી હતી સાથે કોઈ સેવક ન્હોતો તેથી કોણ હતુ તે કોઈ કળી શક્યુ નહીં અને એ જાતે ઓળખાણ આપશે એમ નોકરોને લાગ્યુ–પણ ત્હેણે તેમ કર્યું નહીં

કારભારી કોણ છે એ ખબર કાઢ્યા પછી એણે ત્હેને એક કાગળ આપ્યો અને 'મૈયાં' કને લઈ જઈ પ્રત્યુત્તર લાવવા કહ્યું

"મૈયા હજી બહુ ન્હાના છે અને તેથી ફરમાન કર્યું છે કે અજાણ્યા માણસે આપેલા કાગળ પહેલાં વાંચી જોયા વગર મ્હારી તરફ મોકલવા નહીં" કારભારીએ કહ્યું

"હો ત્યારે ત્હમારે વાંચવો હોય તો વાંચી જૂવો"

કારભારીએ પત્ર વાંચવા માંડ્યો —

"વ્હાલી બ્હેન,

પુરૂષોને ત્હમે નિયમ તરીકે મળતાં નથી, પણ આમને એક અપવાદરૂપ ગણશો, જે પરિણામ આવે તે જણાવને —

લી કુંજબાળા"

દીનાનાથ બાજુની પુતળીની સહી જોઈ કોરાએ વાંધો હતો નહીં પત્ર અંદર મોકલાવ્યો એક સેવિકાએ પુરૂષને સ્વાગત દેખાડ્યો એની સાથે કોઈ એ ગયુ નહીં મ્હોટા શણગારેલા ખંડમાં સેવિકા એને લઈ ગઈ અને ત્યાં બેસવાને કહ્યું અંદરના ખંડમાં એક પુરૂષને આમ પહેલી જ વાર લાવવામાં આવ્યો હતો. એક જણી સરયૂબાળને તેડવા ગઈ અને બીજી પડદા પાછળથી આગન્તુકને ધારી ધારીને જોવા મંડી

એના દેહનો વર્ણ ગોરો હતો એનો બાંધો ઉંચો અને બાંધો મજબૂત હતો ઉંચા વિશાળ કપાળ ઉપર રેશમ જેવા વાળના ગુચ્છા ઝૂલી રહ્યા હતા એની આંખ તેજભરી અને ચકોર હતી નાક અણીદાર અને ધાટીલું હતુ હોઠ પાતળા હતા ગરદન લાંબી અને ભરાવદાર હતી આખું શરીર કપડાથી ઢંકાયલુ હતુ ફક્ત એકના હાથ જણાતા હતા, આંગળીઓ સુન્દર હતી અને તે ઉપર મ્હોટા હીરાની વીંટી ઝગઝગતી હતી

સરયૂબાળા ખંડમાં આવી અને સખી સેવિકાને બહાર જવા કહ્યું એ આવી તે વખતે જાણે ઉગતા સૂર્યની પ્રભાથી બધે ઝગઝગાટ થયો અને એના હાથના વાળ પણ એ સૌન્દર્ય તેજના અંબારમાં વધારે દીપ્યા

---

— ઇન્દ્રકના ઇતિહાસ ૨ ૧–૮૦ અંત અમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

કોઈ પુરુષ આને મળવા જાય અને પોતે વયમાં જો મ્હોટો હોય તો પહેલી વાત એણે જ શરૂ કરવી ઘટે છે પણ આ આગન્તુક તો કશુંયે બોલ્યાચાલ્યા વગર પૂતળા જેવો ઉભો રહ્યો

'મ્હને આમ ખાનગી રીતે મળવાનો હેતુ શો છે? હું એક ઓજન છું અને કુંજમાતાની ખાસ ભલામણથી જ ત્હમને અહીં આવવા દીધા છે—" સરયૂ સહેજ સંકોચાઈને બોલી

આગન્તુક બોલ્યો — 'મ્હેં મ્હારી મેળે જ ત્હમને મળવાનું માગી લીધું છે એમ કહો તો તે બરાબર નથી "

'ના, ના પણ ન્હેં કંઈ લખ્યું ય નથી—શાથી આ—મ્હને લાગે છે કે ત્હમને એનું કારણ ખબર હશે ' સરયૂ માનભર થઈ બોલી

આગન્તુકે એક જૂનું વર્તમાનપત્ર કહાડ્યું અને સરયૂમાતાને બતાવ્યું એ એને ઉપર ઉપરથી જોઈ ગઈ એમાં દીનાનાથ બાબુની સહીવાળી જાહેરખબર હતી સરયૂ મૃણાલદંડ જેવી હજી ઉભી હતી ત્હેને સહજ કંપ થયો સ્હામી દેવ જેવી આગન્તુકની દેહયષ્ટિ જોઈ સરયૂના મનમાં થયું -'આ જ પેલા મ્હારા શશિભૂષણ કે!" અને રહેવાયું નહીં તે બોલી ઉઠી —' ત્હમારું જ નામ શશિભૂષણ બાબુ?" "ના" આ પ્રત્યુત્તરથી આઘાત થયો હોય એમ સરયૂ ધીમે રહી બેઠી ગઈ અને જાણે હૃદયના ચૂરા થતા હોય એમ અનુભવવા લાગી

'ના, ના, જો મ્હારું નામ શશિભૂષણ હોત તો દીનાનાથ બાબુ એ જાહેરખબર કહાડત જ નહીં કારણ કે એ મ્હને ઓળખતા હતા પણ એ ઉપર નજર પડવાથી મ્હેં મ્હારી પાસે તેની એક નકલ રાખી મૂકી "

"ત્હમને કશો યે જાહેરખબર જોડે સમ્બન્ધ ન્હોતો ત્યારે આમ એને સંગ્રહી રાખવાનું શું પ્રયોજન હતું?' સરયૂએ પૂછ્યું

'અમસ્થો જ કુતૂહલની ખાતર ગયા દશ વર્ષથી હું બધે બહુ પર્યટન કરું છું અને તેથી લોકોની કડક નજર બહાર રહેવાય એટલા સારુ હું પરદેશી જેવો ફરું છું અને શશિભૂષણના નામથી ઓળખાઉં છું કેમ ત્હમે કંઈ વિચારમાં પડી ગયા હો એમ દેખાવ છો?'

સરયૂના હૃદયમાં ફરીથી ઝાંખી ઝાંખી આશાનો સંચાર થયો આગન્તુકે બોલવા માંડ્યું શશિભૂષણના નામવાળું બીજું કોઈ હોય એમ મ્હારી જાણમાં નથી પણ એમ ધારીને કે કોઈ મ્હારી તપાસ તો નહીં કરતું હોય-અને એમ તે કોણ હોવાનું હતું?—છતાં યે એ અસંભવિત ન લાગ્યું તેથી મ્હને થયું કે આ જાહેરખબર હું રાખી મૂકું પરંતુ એના જવાબમાં દીનાનાથ બાબુને મળવા સારુ મ્હારામાં જોઈયે તેવી ધૃષ્ટતા ન્હોતી"

"પછી?"

દીનાનાથ બાબુના પુત્રોએ એમના શ્રાદ્ધવિધિ ઉપર મ્હને પોતાને ત્યાં બોલાવ્યો હતો પણ કેટલાક કામ હોવાથી મ્હારાથી તે વખતે ત્યાં જઈ શકાયું નહીં પછી એક દિવસ હું એમને ત્યાં મળવા ગયો ત્યાં વાતેવાતમાં મ્હને પેલી જાહેરખબર સાંભરી આવી અને એ જાહેરખબર કાઢવાનો શો હેતુ હતો તે બાબુના વકીલ પુત્રને પૂછ્યું એણે કહ્યું કે તે સરયૂબાલાના કહેવાથી છપાવી હતી—

શશિભૂષણે જવાબ દીધો —' મ્હે ત્હમને કહ્યુ છે કે એ સરયૂબાલાને હું ઓળખતો હતો મ્હે એની છબી આખ આગળ આણી સરખાવી જોઇ, અને અધારી રાતમા આગીઆના તેજ જેવુ હૃદયના ઉંડાણમા આશાનુ કિરણ ફુટયુ—મ્હને થયુ આ સરયૂ વખતે આગળ ઉપર મ્હારી સરયૂ થાવ !"

"ત્હમારી સરયૂ ?" સરયૂના મુખમાથી ઉદ્ગાર નિકળી ગયો

"હા, મ્હારી સરયૂ મ્હે એને એક વખત-તે રાતે જ જોઈ અને એ વાતને આજ આઠ વર્ષ વહી ગયા, પણ હજી સ્મરણ તાજુ જ છે એ મ્હારી સરયૂબાલા છે "

"ભલે થાવ એ ત્હમારી સરયૂ!" વચમા સરયૂએ ટાપશી પૂરી

શશિભૂષણે આગળ બોલવા માડ્યુ —" એવી દૂર દૂરની આશામા મ્હે દીનાનાથ બાબુના મ્હોટા પુત્રને સરયુબાલાના સબધી પૂછ્યુ પણ એ સબધી બધુ કહેવાનુ જાણે એનુ મન ન હોય એમ મ્હને લાગ્યુ ફક્ત એણે એટલું જ કહ્યુ કે એ અમારા એક સ્નેહીની છોકરી છે મ્હેં યે એને વધારે પુછ્યુ નહી પરન્તુ શશિભૂષણની તપાસ કરવાનુ સરયૂબાલાને શુ પ્રયોજન હશે એટલું મ્હે પૂછ્યુ મ્હે કહ્યું, ખપ હોય તો હું એ બાબતમા કે ખબર આપી શકુ એમ છુ. પણ એણે કહ્યુ:-"સરયૂબાલા શા માટે શશિભૂષણની ખોળ કરાવે છે ત્હેની મ્હને ખબર નથી મ્હારા પિતાને એ વાતની બધી ખબર હતી, અને વખતે કુબ્જબાલાને પણ એ ખબર હશે" મ્હે જ્યારે કંઈ પણ બાતમી આપવાનુ કહ્યુ ત્યારે એણે બહેનને પૂછી જોવાનુ કહ્યુ અદર જઇ, મ્હે પેલો ત્હમને પત્ર આપ્યો તે પત્ર હાથમા લઇ એ પાછો આ યો અને કહ્યુ-કુબ્જ બહેનને કઈ વધારે માહીતી નથી પણ ત્હમે જાતે જ રાજપુરમાં જ્યાં ગરીબોનો આશ્રમ છે ત્યાં જઈ એમને મળજો ' તેથી જ હું અહીં આ યો છુ એમ કરવાથી મ્હારાથી કઇ અઘટતુ તો નહી જ થયુ હોય—"

"મ્હને તો બધી વાત ઉપરથી એમ જણાય છે કે ત્હમે અહીં આવવામાં મ્હોટી ભૂલ કરી છે હું ત્હમારી સરયૂને ઓળખુ છુ કે નહી તે, ત્હમારી વાત જાણ્યા વગર હુ ક્યાથી કહી શકુ ?" વૃદ્ધને પણ શરમાવે એવી કાર્યદક્ષતા સરયૂએ બતાવી

શશિભૂષણે રથયાત્રાની રાતે જે જે બન્યુ હતું તે માંડીને કહ્યુ ફક્ત પેલા રૂપીઆ તથા ઓઢણીની વાત કહી નહી

સરયૂ બોલી—"માફ કરજો, મ્હારાથી જરા ચોખ્ખેચોખ્ખુ કહી દેવાય છે-ત્હમારામા દયા નથી, તેથી હું ત્હમને સરયૂની વાત જરાયે કહેવાની નથી અરેરે ! જો ત્હમારૂં હૃદય દયાથી જરાકે દ્રવ્યુ હોત તો ત્હમે ભિખારી સકટમા આવેલી છોકરીને મદદ કર્યા વગર રહેત જ નહી પણ ત્હમને શુ ?"

"હા, મ્હારાથી એને જોઇએ તેવી રીતમ . . . થઇ શકી નહી હું તે દિવસે રથ જોવા હોડીમા આ યો, અને જગન્નાથે કૃપા કરવા મ્હે શશિભૂષણ નામ રાખ્યુ, બપોરે હવામાં તોફાન શરૂ થયું તેથી મ્હારે હોડીમાંથી ઉતરવુ પડ્યુ મ્હારી કને જે કઇ થોડા પૈસા હતા તે મ્હે સરયૂ

આપ્યા પણ એ તો નહીંજ જેવુ બીજે દિવસે એમની વવારે પૂછપરછ કરવા મ્હને મન થયુ હતું પણ મ્હારા પિતાની માંદગીની ખબર મળવાથી તે જ રાતે હું બનારસ જવા ઉપડી ગયો પિતાની લાબી માંદગીને લીધે એક વર્ષ હુ રોકાયલો રહ્યો એક વર્ષ પછી હું એ ઝુપડી કને આવ્યો અને તપાસ કરી પણ એ તો લાથી જતા રહ્યા'તા"

"હું ત્હમને એક પ્રશ્ન પુછુ છુ-તે દિવસે પુષ્કળ વાવાઝોડુ થયુ ત્યારે ત્હને થાય છે ત્હમારે ઝુપડીમા જતા રહેવુ પડ્યુ હશે ત્યા ત્હમે કેટલીવાર સુધી રહ્યા'તા?" સરયૂએ પ્રશ્ન કર્યો

"હું ત્યા બહુ રહ્યો જ નહી પેલા મ્હેં આપેલા પૈસા પૈસા જ છે કે બીજુ કઇ-તે જોવા સારૂ સરયૂ દીવો સળગાવવા અદર ગઇ અને હું એને મારે લુગડા લેવા જતો રહ્યો"

"ત્હમે એને બીજુ શુ આપ્યુ હતું ?"

"કઇ જ નહી ફક્ત એક ન્હાની કરન્સી નોટ હુ ઝુપડીમાં મૂકતો આવ્યો હતો"

"એ ત્હમે ઠીક ન કર્યું, કારણ કે કોઇને એમ થાય કે એ ખોવાયલી નોટ હશે!"

"મ્હેં તે નોટની પાછળ પેન્સીલથી "સરયૂબાલા સારૂ" એમ લખ્યુ હતુ, અને નીચે શશિભૂષણ તરીકેની મ્હારી સહી કરી હતી મ્હેં પેની જાહેરખબર સાચવી રાખી તે આટલી આશાથી જ કે જો એ જ સરયૂબાલાને એ જ શશિભૂષણ સબધી જાણવાની જરૂર હોય તો એ કામ લાગે-"

"પણ ત્હમારામાથી દયા સૂકાઇ ગઇ લાગે છે-એ સરયૂ ત્હમારે ચરણે—" આટલું બોલતા જ સરયૂબાલાએ માથુ નીચે નાખી દીધુ, અને આંખમાંથી દડદડ આંસુ નિકળી પડ્યા-જાણે નમેલા ફુલની પાખડીમાંથી જલધારા જ ટપકી શશિભૂષણ ભણીનો સાડીનો પાલવ જરા નીચો ઓઢી સરયૂ ઉભી થઇ અને ખડ બહાર જતી રહી

શશિભૂષણે આંસુ જોયા કે નહી તે સ્હમજાયુ નહી

૬.

સરયૂ એકલી પડી એટલે મ્હો ધોઇ નાખી આંસુની નિશાની યે રહેવા દીધી નહી, અને મનમા બબડી

"નક્કી, આ જ ત્યારે શશિભૂષણ અને હુ જ એમની સરયૂ એકમેકને અમે હૃદય આપી ચૂક્યા છીએ હવે શુ કરવુ? હુ એ જ સરયૂ છુ, ત્હેની હું એમને ખાત્રી આપુ, પણ પછી શુ? એમની વાત મને કશી જ ખબર નથી,-પણ એ તો તરત પરખી શકાશે એમની વાત જૂદી હોય તો લગ્ન થાય નહી-પછી પવિત્ર લગ્નગ્રથિ તો ક્યાથી જ સભવે, અને પરસ્પર પ્રતિજ્ઞાયે ક્યાથી લેવાય? ત્યારે એમની સાથે વધારે વાત કર્યે પણ શો અર્થ? હશે શશિભૂષણને હૈયાથી મન ભર પૂજ્યા કરીશ અને મ્હારૂ બાળેનુ જીવન પૂરૂ કરીશ એ પૂજામા જ આટલા વર્ષ ગાળ્યાં છે, અને હૃદયના પહેલા જ સ્નેહના ઉલરાને મ્હે દબાવ્યો છે ત્યારે શુ બાકીના દિવસો મ્હારાથી એકના નહી નિર્ગમી શકાય" આ છેલ્લા વિચારથી એના હોઠ ધ્રૂજી ઉઠ્યા, હૃદય હલમલી ઉઠ્યુ, અને ગાલ ઉપર બોર જેવા બે આંસુ ટપકી પડ્યા

ફરીથી મ્હોં ધોયુ, પણ પાછી એની એ વિચારમાળા ફેરવવા માડી –"હવે ધારો કે એ મ્હારી જ નાતના છે–પણ એટલેથી શું વળ્યું ? એ શ્રીમંત વયના લાગે છે, તો હજી કુવારા હોય એમ ક્યાંથી બને ?–પરંતુ જો પરણેલા હોય ત્હોયે શું થયું–ના, ના એ તો ન જ બને એમને દૂરથી જ સ્નેહભર નિરખીશ અને માનસપૂજા કરીશ મ્હારા સ્નેહમા કોઇનો યે ભાગ મ્હારાથી ના ખમાય–ત્યારે મ્હારે શું કરવું ? એમને નાત પૂછ્યે શું ? હું જ સરયૂબાલા છુ એમ પ્રત્યક્ષ થઇ પહેલા એમનું ખરૂં નામ શું છે તે ચાન જાણી લઉં કારણ કે એમનુ નામ શશિભૂષણ ન હોય હૃદય ! પ્રાણેશ્વરનું ખરૂં નામ જાણવા તૈયાર થા–ઓ હાની હું જ તું કેટલી વેની ? અણસમજી ! એનું શુ પરિણામ આવશે ત્હેનો વિચાર કર્યા વગર આ મોંઘી વસ્તુ ત્હેં શું કામ મોકલી ? ત્હને ક્યાંથી ખબર હોય કે જીવનના એવા મન્થનમાં એકને હાથ અમૃત જાય અને બીજાને તો વિષ લાગે ? "

સરયૂનું મન પાછી બધી યે વિગત કહેવા ઉંચુ નીચુ થઈ ગયુ અને પ્રાણથી યે અધિક સાચવેલી પેટી કરન્સી નોટ ત્હેણે બહાર કાઢી વિચારમાળાના મણકા ફરીથી મૂકવા માડ્યા–હવે જો મનનાં મનોરથ ફળતાં કશું આડે આવે નહી તો પહેલી સ્નેહયાચના કોણે કરવી ? આ વિચાર આવતાં જ એના હૃદયમાં વિદ્યુતનો તનમનાટ થયો–"ના, ના મ્હારાથી એ થાય જ નહી કેટલી બધી શરમ આવે ! આ વખતે કુંજબાલા અહીં હોત તો કેવું સારૂં થાત ! પરન્તુ એમને અહીં એક બે દિવસ રોકી પાડી એને અહીં તેડાવીશ એ એમની મેળે સુરતમે વાગી વખત ગાળશે મ્હારી લાયબ્રેરી એમને માટે જ છે ને–એ એમને ચરણે ધરીશ–પણ જો એમને કઇ જરૂરનું કામ હોય ને એ ન રહી શકે તો ?–તો શું મ્હારે જ માગણી કરવી–હા, એમા શી હાનિ છે ? પણ લોકોને એથી વાત કરવાની મળશે–છો મળે અત્યાર સુધી લોકમત સ્હામે થઇ મ્હેં શું શું નથી કર્યું ? હું અઢાર વર્ષની થઈ હજી બાલબ્રહ્મચારિણી–કુમારી છું–આથી તે બીજી કેવી વાત જોઇએ છીએ–આવડી મ્હોટી થવામાં મ્હેં સુધારાનો સ્વીકાર કર્યો, તો હવે આમ કરવામાં શો બાધ ?"

એટલામા સરયૂના મન ઉપર એકદમ વિનય અને નરમાશની લાગણી ફરી વળી, અને વિચારસરણી બદલાઈ–"ત્યારે શું મ્હારે જ આર્યબાલાની મર્યાદા મુકવી પડશે ? ઓ પ્રભુ ! આ અનાથને શું શું બોલવુ તે શીખવ અને મ્હારૂં હૃદય કહી નાંખવાને બળ આપ !"

૭.

પરમેશ્વરે સરયૂની પ્રાર્થના સાંભળી–અથવા તો શુદ્ધ અંતઃકરણથી કરેલી પ્રાર્થના પ્રભુ ક્યારે સાંભળતો નથી ?–સરયૂ ધીર ગંભીર બની શશિભૂષણ પાસે આવી ઉભી રહી એના હોઠ ઉપર હાસ્ય ફુરી રહ્યું હતું

" ત્હમે મ્હને જવાની રજા આપી નથી, તેમ જ જે વાત જાણવા હું આવ્યો છું તે પણ કહી નથી–તેથી મ્હારે બેસવું પડ્યું." શશિભૂષણ બોલ્યો

"હાં હાં મ્હને, સાંભર્યું ત્હમે અહીં સરયૂબાલા માટે આવ્યા છો હા, અહીં એક જણ છે ત્હેને સરયૂબાલાના નામથી અખૂટ આનન્દ મળે છે હું એની કને જ પૂછવા ગઇ હતી, કે ત્હમારૂં ઓળખાણ ખરૂં છે કે નહી–" સરયૂ બોલી

આક્ષરજીવન ૩ ૨–૦–૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની મુંબાઈ.

" પછી ?"

સરયૂએ દૃષ્ટિ પગ ઉપર ઠરાવી અને હાથની બગડીઓ સાથે આમતેમ બાલક પેઠે રમવા લાગી એક ઘડીમા સ્હામે બેઠેલી સૌન્દર્યમૂર્ત્તિ તરફ એણે નજર ફેંકી અને બીજી જ ઘડીયે દૃષ્ટિ ત્યાથી પાછી વાળી શશિભૂષણની સ્હામુ જોયા વગર મ્હો હસતુ રાખી સરયૂ બોલી–

" હમણા ત્હમે કહ્યુ કે શશિભૂષણ એ ત્હમારૂ ખરૂ નામ નથી પરતુ ત્હોયે સરયૂએ હજી એના હૃદયેશ્વરનુ નામ જાણ્યુ નથી "

" એ એનો હૃદયેશ્વર ક્યાથી ? " શશિભૂષણ બોલી ઉઠયો સરયૂની અધીરાઈએ આ ન છૂપાવાય એવી ભૂલ કરી તે સુધારતા એણે કહ્યુ કે સજ્જનને નામ પૂછવાની આ એક રીત હતી

શશિભૂષણે કહ્યુ—" મ્હારૂ નામ જુગલકિશોર રાય છે "

સરયૂના હાથે કોઇ ન જૂવે તેમ એકદમ સ્વસ્તિક રચ્યો, અને મનમા પ્રાર્થના કરી– "પ્રભો ! ત્હારી દયા અનહદ છે !"

સરયૂ બોલી—" મ્હે રાજા જુગલકિશોર રાયનુ નામ સાભળ્યુ છે "

" એના તો કૈ કૈ રાજાઓ છે મ્હને તો જો કોઇ 'કુમાર' કહીને બોલાવે તો મ્હને બહુ જ માન આપ્યુ એમ હુ સ્હમજુ છુ "

" ત્યારે તો હવે આપણે એક ન્યાતના છીયે એટલે મ્હને વિવેક કરવા વધારે હિમ્મત આવી છે તેથી મ્હારૂ આતિથ્ય સ્વીકારવા ત્હમને વિનવુ છુ—"

" ત્હેનુ તો જાણે થઇ પડશે, પણ પહેલુ મ્હને કહો કે એ સરયૂબાલા કોણ છે ?—"

" હુ ત્હમને બધુ યે જમી રહ્યા પછી કહીશ "

" પરતુ જ્યારે મનમા ચિ તાઓ ઘોળાયા કરે છે ત્યારે જમવા ઉપર રૂચિ રહેતી નથી "

" ત્હમને સરયૂબાલા માટે બહુ લાગે છે ખરૂ ? એમ શાથી ?"

" એ શુ છે તે તો મ્હારાથી કહી શકાતુ નથી પણ એટલુ ખરૂ કે આઠ વર્ષથી મ્હારા મન ઉપર શોકની છાયા પડી છે "

" ખરેખર, સરયૂબાના સબધી ત્હમને આમ એકદમ કહેતા હુ અચકાઉ છુ–પણ જો એ અહી જ આવે તો ત્હમે એને શુ કરશો ?"

" કશુ નહી ફક્ત એને જોઇ રહીશ "

" ફક્ત એને જોવાની ખાતર ત્હમે આટલા આઠ આઠ વર્ષ થયા શોકના સતાપ ખમો છો? એ તો નવાઇ જેવુ લાગે છે !"

" એક જ વસ્તુને લીધે જુદા જુદા મન ઉપર જુદી જુદી અસર થાય છે "

" ચાલો ઠીક હુ ત્હમને જમી રહ્યા પછી ત્હમારી સરયૂબાલા બતાવીશ પેલો સ્હામે અરીસો છે એમા ત્હમે એને જોઇ શકશો ત્હમારી સ્હામે તો એ નહી ઉભી રહે "

સસારદર્પણ. ( નાટક ) રૂ ૦–૧૨–૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઇ

" સ્હામે પ્રત્યક્ષ જણાવામાં શી હરકત હશે ? હું એને જોવા અધીરો થયો છુ–હશે,-એમ તો એમ "

એકમેકના પ્રાણેપ્રાણ પરખ્યા કે નહી તે જણાયુ નહી, પણ વાતચિત આમને આમ ચાલી "ત્હમે કહો છો તે બધુ મ્હારૂં મન માની શકતુ નથી ત્હમે એને આઠ વર્ષ પહેલાં જોઈ હતી ખરૂ ? ત્યારે એની વય કેટની હતી ?" સરયૂ બોલી

" અગીઆરેક વર્ષની " "ત્યારે એવડી અગીઆરવર્ષની છોકરીએ ત્હમને ગાડાવેલા કર્યા ?"

"કેમ ન થવાય ?"

"મ્હેં તો એવુ સાભળ્યુ નથી "

"ત્યારે એમ કહો કે કુતૂહલ જ એ બધાનુ મૂળ છે "શશિભૂષણે નમતુ આપ્યુ

"એટલે જરા વધારે સ્પષ્ટ કહો "

"એને જોવાનું જ ફકત કુતૂહલ "

"સારૂ ત્હમને અરીસામાથી એ દર્શન દેગે, પણ ત્હમારે બહાર ઉભા રહેવુ પડશે "

"અમને સ્હામસ્હામા મળવા દેવામા શો વાધો છે ?"

"એક ઉચ્ચ કુટુબની સ્ત્રી ત્હમને પ્રત્યક્ષ મળવા આવે એ શુ સમાજના નિયમનો ભગ નથી ?"

"ત્યારે તો એ વાત ત્હમને પણ લાગુ પડે છે" શશિભૂષણને બોલવાનો દાવ આવ્યો

"મ્હારો સવાલ જૂદો છે મ્હારે થોડી મિલકત છે ને હું જાતે સભાળુ છુ, અને તેથી મ્હારે બહાર નિકળવુ પડેછે બીજુ હૂં મ્હારી મુખ્ત્યાર છુ પણ એને તો પતિ છે ત્હેની રજા શિવાય-"

"એનો પતિ !"

"હા, કેમ ચમકોછો ?"

"એ પરણી છે ?"

"હા, એ આર્યમાતા છે–અરાઢ વર્ષની–અને હજી અવિવાહિત તે હોય ?"

જુગલકિશોરના હૃદયમાં કઇ કઇ થઈ ગયુ હાથ ઉપર માથુ ટેકવી એ શાન્ત બેસી રહ્યા

"કેમ, ત્હમારે એને પરણવુ હતુ ?" શાતિનો ભગ કરતા સરયૂ બોલી

" મનુષ્ય કશાની ઇચ્છા ન કરે એવુ કઇ છે ?" જુગલકિશોરે જવાબ દીધો

"ત્હમારાં રાણીને ત્હમારા અભિલાષની ખબર છે ?"

" આમા વચ્ચે આવે એવુ કોઇ નથી સરયૂને મળતા પહેલા મ્હારી પત્ની કયારની યે મ્હને તરછોડીને ચાલી ગઇ છે "

સરયૂએ આ કૃત્રિમ હિમ્મત સ્હેજ વધારે વખત ટકાવવા પ્રભુને પ્રાર્થના કરી એ બોલી —" હવે ત્હમે જાણ્યુ હશે કે એ પરણી ચુકી છે ત્હોયે એને મળવા ત્હમને મન છે ?"

" હા, હા, હું એને મળીશ તો ખરો જ—"

" ત્હમને આમ કહેવુ ઘટે છે ? "

" મ્હને હજી ત્હમે કહેતાં નથી કે શાથી સરયૂએ મ્હારી તપાસ કરાવી હતી ? "

"તમારી તપાસ કરાવવાનુ એને એટલું જ કારણ હતુ કે એને તમે આપેલી રમ્મ પાછી આપવી છે તે તમે પાછી સ્વીકારશો ?"

"હા, જો મ્હેં આપેલું બધુ મ્હને પાછુ મળે તો હું તે લેવા ખુશી છુ" જુગલકિશોરે હસતા હસતા કહ્યુ —

"મ્હને કહો તો ખરા, તમે એને શુ શુ આપ્યું તુ ?"

"એક કરન્સી નોટ"

"આ રહી એ-" કહી સરયૂબાલાએ સાડીના પાલવમા સતાડી રાખેલી નોટ બહાર કાઢી અને એની આગળ ધરી

જુગલકિશોરે પોતાના અક્ષરે લખેલુ સરયૂનુ નામ તે ઉપર વાચ્યુ અને બોલ્યો,— "સરયૂના પતિએ આ નોટ કોઈ દિવસ દીઠી'તી ?"

"સરયૂ તો કુમારી છે એના પતિસબધી વાત તો બધી ખોટી છે"

"મ્હને બહુ પાછુ આપ્યુ નથી, હજી"

"શુ બાકી છે તે કહો ?"

"બે રૂપીઆ અને પેલી ઓઢણી"

"એ બધુ દેવુ હું પતાવી દઉં તો તમે અહીંથી જમ્યા વગર જતા રહો, પોતાનુ લહેણુ પતા પછી કયો શાહુકાર ઉભો રહે છે ? તેથી બાકીનું દેવુ જમી રહ્યા પછી મળશે"

"પણ હજી બહુ બાકી છે"

"શુ છે ?"

"મ્હેં મ્હારૂ હૃદય સરયૂને આપી દીધુ છે પણ બદલામા એનુંહૃદય મ્હને મળ્યુ નથી"

"તમે એનુ હૃદય કેટલાએ દિવસથી ચોરી ગયા છો, એટને એ બાબતમાં તો આપણે બન્ને સરખા ઉતર્યા છીયે"

"મ્હને થોડુ વ્યાજ નહી મળે ?"

"ચોક્કસ"

"તે મ્હને શુ આપશો ?"

"આ દીન સરયૂબાળાને એક મગલ મુહૂર્તે અને ધન્ય ઘડીએ તમને લગ્નમા આપી દેશે—" આટલુ બોલી સરયૂ ખંડ બહાર જતી રહી

૮

સરયૂબાલાની સૂચના પ્રમાણે કારભારી જુગલકિશોર રાયને બહારના ખંડમાં તેડી ગયો; અને એમને બહુ આદરભાવથી બેસાડ્યા રાજા જુગલકિશોરે ભોજન કર્યું અને સરયૂબાળાએ જાતે જ એમને ઉમગથી જમાડ્યા.

"હજુ ત્હમે મ્હારી કને બે રૂપીઆ અને પેની ઓઢણી માગો છો પણ રૂપીઆ ખર્ચાઈ ગયા છે અને ઓઢણી ફાટીને ચૂરેચૂરા થઇ ગઈ છે તેથી એ પાછી અપારો નહી એના બદલામાં આ હું આપુ છુ તે લ્યો–" સરયૂ આટલુ બોલી હીરાનો નવલખ હાર જુગલકિશોરના ગળામા પહેરાવવા ગઇ પણ જુગલકિશોરે સરયૂને એમ કરતા અટકાવી અને માગી લીધુ–" જો મ્હને મ્હારૂ લહેણુ આપવુ જ હોય તો ત્હમારા ગળામા હાર છે તે મ્હને આપો " સરયૂએ નવસેર મોતીનો હાર કાઢી હસતા હસતા જુગલકિશોરને પહેરાવ્યો.

"હવે બધુ પતી ગયુ પણ મ્હારે ત્હમારૂ જરા દેવુ છે " જુગલકિશોર બોલ્યો

"એ કયુ વળી?" "ત્હમે મ્હને પેની ફૂલમાલાની કિમત પાછી આપી એટલે મ્હારે ત્હમને એ માલા પણ પાછી આપવી જોઇયે " સરયૂના ના કહતી જુગલકિશોરે પોતાના હૈયાનો હાર કાઢી સરયૂના ગળામા પહેરાવ્યો, અને કહ્યુ–" લ્યો, આ રહી એ માલા—"

આ જ ઘડીએ શખનાદ સભળાયો "કોણે એ શખનાદ કર્યો?" ધીમુ ધીમુ હસતા સરયૂએ પૂછ્યુ "દેવિ, એ તો મ્હેં–" રૈન નામની પરિચારિકા બોલી " શા માટે?" "કેમ બા, કઈ ઇનામ મારેરતો!" રૈનને ઇનામ દેવા વચન આપ્યુ

પછી એક બીજાની પાસે બેસી બન્ને જણે પોતપોતાના હૃદય ખાલી કર્યા જુગલકિશોરની કુતૂહલવૃત્તિ શાત કરવા સરયૂએ પહેલા મળ્યા પછીની બધીયે વાત કરી–પોતાના દાદાજીની મિલકત–એ જવાથી માતાની ગરીબાઇ–માતાનું મૃત્યુ–દીનાનાથ બાબુને ત્યા રહેવા જવુ–પ્રીવી કૌન્સીલમાથી હુકમનામુ–દીનાનાથ બાબુનુ અવસાન–કુજબાના અને જાહેરખબરની વાત–એકદરે બધીયે વિગત માંડીને કહી

હૈયાના દ્વારની ભોગળ ઉઘડી ગઇ ઘડીમા હસતી તો ઘડીમા રડતી સરયૂ શાત થઈ અને જુગલકિશોરના સૂકા વેરાન જેવા હૃદયને પણ અમીસિંચનથી ટાઢક વળી

"મ્હારા જાણવા પ્રમાણે, ત્હમારે કોઈ સગુ નથી પણ અહીં તો ઘણા માણસો ત્હમારી પાસે રહે છે "

"જ્યારે હુ દુ ખમા હતી ત્યારે 'મ્હારૂ' કહુ એવુ કોઇ ન્હોતું હવે ઘણા યે માણસો મ્હારૂ સગપણ કાઢતા મ્હારે ઘેર આવે છે હુ ન્હાની છુ તેથી મ્હારાથી છેક એકલાં રહેવાય નહી એટલા માટે જ એમને અહીં રહેવા દીધા છે, અને એમની દેખરેખ હુ રાખુ છુ "

"આ બધા માણસોમા ત્હમારૂ એવુ કોઇ સગુ છે જે ત્હમારૂ દાન કરી શકે?"

"હા, છે " "ત્યારે મગનમુહૂર્ત નક્કી કરાવો કારણ કે शुभस्य शीघ्रम् "

સરયૂએ રૈનને બોલાવી એટલે એ આવી–"અલી રૈન, મુહૂર્તની ત્હને કઈ ખબર છે?"

"હા, કારભારીએ આપણા જોશીકને એ જોવરાવ્યુ હતું; અને એમણે આ પૂર્ણિમા નક્કી કરાવી છે બધી તૈયારી ચાલી રહી છે "

કુંજબાલા અને દીનાનાથ બાબુના ઘરના બધા યે આવ્યા દૂરના સગા યે લગ્નમા મ્હાલવા આવી ચ્ડ્યા જુગલકિશોર રાયનુ મિત્રમડળ તથા બીજા સેવકો પણ આવી પહોચ્યા

"અલી કુજ, ત્હારામા જરા કે ભાન હતુ કે નહી ?" સરયૂ બોલી

"કેમ, બહેન આટલુ બધુ ? તુ શુ કહે છે તે તો હુ સ્હમજતી નથી " કુંજે જવાબ દીધો

"કહે, પેલા અજાણ્યા માણસને ત્હે અહી પત્ર આપી શા માટે મોકલ્યો ?"

"કેમ, એણે શુ કર્યુ ?"

સરયૂએ બધી યે વાત માડીને કરી, કુંજબાલા ખડખડ હસી પડી –" ખરેખર ગુસ્સો ચડે એવી વાત ખરી તો–એની કનેથી ત્હારાથી લેવાય એટલુ લ્હેણુ હવે તુ લઇ લે આવો નણી ત્હારી આગળ મ્હેં મોકલ્યો ત્હેનો આ જ શિરપાવ કે ? સરયૂ તુ બડી પકકી છે "

"લે ત્યારે એ શિરપાવના બદલામા આ દોરી ત્હારા ગળાની આસપાસ વીંટી દઉં છુ લે લેતી જા–" કહી સરયૂએ જુગલકિશોરને પહેરાવવા ગઇ હતી તે હીરાનો હાર કુંજબાળાની ડોકમા નાખ્યો

પછી પૂર્ણિમાના મગલ મુહૂર્તે બન્ને જણ જીવનભરના જોડાયા એમના લગ્ન થયાં અખડ સુખની સમાધિમા જગતની કડવાશ એ ભુલ્યા, અને પ્રેમને જ પરબ્રહ્મ ગણી પૂજવા લાગ્યા *

---

ત્હમારીપાસે જે કાઇપણ હોય તે વેચી નાખો અને તેમાથી ઉપજેલા પૈસા ગરીબોને વ્હ્હેચી આપો ત્હમારે જે કરવાનુ છે તે એટલુ જ કે મ્હને અનુસરો–મ્હારા ઉપદેશનુ મનન કરો —ક્રાઇસ્ટ

જો કદાચ ત્હમે ક્રોધ પામો તો પાપ કરશો નહિ ત્હમારા ગુસ્સા ઉપર સૂર્યને અસ્ત થવા દેતા ના, અર્થાત્ સૂર્યાસ્ત થતા પહેલા ક્રોધનો ત્યાગ કરજો —લૉર્ડ બેકન

---

* અગાઉ ઉપરથી

---

# ઉષા—"સ્વરાજ્ય-પ્રતિજ્ઞા."

## (પ્રથમ ખંડ)

લેખક—રા શેઠ પુરૂષોત્તમ વિશ્રામ માવજી.

(ચાલુ સચિત્ર ઐતિહાસિક વાર્તા)

### પ્રકરણ ૨૫ મુ

### સ્વાત્માર્પણ.

*"Up, break the chain,—the yoke remove,*
*And smite to earth oppression's rod,*
*With those grand arms of Truth & Love*
*Made mighty through the living, God"*

—*Downes*

"હા હા સદા રણ શૌર્ય દાખીશૂ,
હા હા ભૂડા શત્રુ આડી નાખીશૂ,
જય જય થતા લગી જરી ન ઝંપીશૂ
કનક કુટુબ આણુસઘુ અર્પીશૂ

—નર્મદ

તેજ રાત્રિના આ સમયમા શેકર્મા—પુબૈયા નગરથી થોડે માઇલ દૂર આવેલા, ગાઢા અરણ્યમા એક મહાદેવના ખડિયેર મદિરના ચોગાનમા કેટલાક લોકો એકઠા થયા હતા થોડીક મસાલો પેટવવામાં આવી હતી આ લોકોમા મુખ્યત્વે યુવાનો-મજબુત બાંધાના યુવકો હતા પણ સાથે સાથે ત્યા ગભીર દેખાતા ધોળા વૃદ્ધો પણ કોઇ કોઈ નજરે પડતા હતા આ ટોળીમા મુખ્ય નરસ પ્રભુ દેશપાડે, તેનો પુત્ર દાદોજી, દેશમુખનો વીર પુત્ર મુધોજી અને શહેરના કેટલાક મુખ્ય વૃદ્ધ આગેવાનો પણ દેખાતા હતા મધ્યભાગમાં પ્રતાપી નરહરસ્વામિ બેઠેલો દેખાતો હતો • તેની પાસે મુરોજી બેઠો હતો આસપાસ નરસ પ્રભુ, દાદોજી વગેરે હતા

આ પ્રમાણે લગભગ બે હજાર માણુસો ત્યા એકઠા થયા હતા તેમની દરેકની આંખો મદિરના ઓટલાપર બેઠેલા આ નાયકોતરફ ખેંચાયલી હતી, તેમાં પણ મુખ્યત્વે કરીને તેમની વચ્ચે બેઠેલા ઉંચા ભવ્ય દેખાવના નરહરસ્વામિપર ખેંચાયલી હતી પ્રિયવાંચક, શહેરના દરવાજા બધ હતા અને આટલા બધા લોકો ત્યા આ અરણ્યમા ક્યાથી આવી ચઢ્યા?—આથી તુ અજાયબ થઇશ તે શહેરમાં બે મુખ્ય મદિરોમાંથી ગુપ્ત માર્ગો-ગુફાઓ હતી. તેમ જ ગામમાં ત્રણચાર ઘરોમાંથી પણ ગુપ્ત માર્ગો હતા તે બધા, રસ્તામાં જુદે જુદે સ્થળે એકઠા થતા એક થઇને આ મહાદેવવાળા ખડિયેર મદિરમાં બહાર નીકળતા હતા તેનો

આ ટોળી વારવાર ઉપયોગ કરતી હતી તે માર્ગોદ્વારા લગભગ ચારસો જણા શહેરમાંથી બહાર આવ્યા હતા, અને બાકીના અગાઉથી તે સધ્યા પહેલી ખબર પહોચ્યાથી આસપાસના ગામડાઓમાંથી આવ્યા હતા નરહરસ્વામી હવે મ્હોટા ગાઢા અવાજે બોલવા લાગ્યો

"શિવાજી મહારાજનો જય થાઓ! તેમણે મને તમારા સર્વે ભાઇઓના નામો અને ઠેકાણા આપ્યા અને આજ રાત્રે તમને અહીં એકઠા કરી આપણાપર ભય લટકે છે, તેની ચેતવણી આપવા ફરમાવ્યાથી આપણે અહી મળ્યા છીયે"

"સ્વામિજી, એ ઉત્તમ થયુ" દાદોજી નરમે કહ્યુ "અમે બધા તમારી સલાહ પ્રમાણે ચાલશું અને તમને અમારો નાયક બનાવવા તૈયાર છીએ પણ આ કટોકટીને વખતે શુ કરવુ તે અમને સુજતુ નથી તમે જ અમારા માર્ગદર્શક છો"

"મેં જે કાઇ થોડુ ઘણુ કર્યુ છે તેથી વિશેષ કરી દેખાડવાની ઇશ્વર મને શક્તિ આપો! મિત્રો મેં કાલે જ તમને સધાને ખબર પહોચાડ્યા હતા કે, ભય સમિપ છે! ભયકર! તર તર્મા! જે શીયા વાદળુ તમારાપર અત્યારે લટકે તે પૂરજોરસથી ત્રુટી પડવાનું છે! આપણી યોજનાઓની શત્રુઓને ખબર પડી ગઈ છે, અને શિવાજી મહારાજની વેલસરમા હાજરી અર્જેખાન જાણે છે! માટે જે કોઇને બચવુ હોય તે સર્વે બૈરા છોકરા લઇ સત્વર નગર છોડી જાઓ, કારણ જે કોઈ રહેશે તેના શીરપર મોત, જુલમ લટકી રહ્યા છે!"

"પણ, અમારા વ્હાલા ખેરખાહ!" નીલકઠ નામનો એ ગામનોં જ એક શ્રીમત ગૃહસ્થ બોલ્યો -"અમારામાના એકપણ જણે તમારી સલાહનો આ ભાગ ગ્રહણ કર્યો નથી"

"તમે સર્વે આ માવળના વીરપુત્ર છો મહારાજને તમારે માટે અભિમાન છે તે તમારો વિશ્વાસ કરે છે તમારામા માને છે જે કાર્ય-કારણમા તમારા જેવા વીરો—રક્ષકોએ મદદ કરવા કબુલ્યુ છે, તે જરૂર પાર પડશે જ અત્યારે શિવાજી મહારાજ-જે આ સર્વનો આધાર સ્તભ છે તે નિર્ભય છે, એ સમાચાર તમને આપુ છુ"

સર્વેએ પૂર ઉત્સાહથી જયનાદ કર્યો "પણ કમ ભાગ્યે હુ મહારાજને આજ સવારે આ નગર છોડી જવાની ભલામણ કરવામા ફાવ્યો નહી તેમનાપર જ ઝઝુમતુ ભય તેમણે માન્યુ નહી, તેમની હાજરી અને યોજનાઓ સામાવાળાઓ જાણે છે એ તેમણે ખરૂ ધાર્યુ નહીં

"હા, દગો થયો છે અને તે દગો કરનાર કોણ છે તે તમે જાણો છો, સ્વામિજી?" દાદોજી બોલી ઉઠયો

"કોણ? કોણ? તે નરાધમ દેશદ્રોહી કોણ છે?" કેટલાક મુખમાથી આ શબ્દો નીકળ્યા મુધોજી જેઘેની ચમકતી આંખો નરહર સ્વામિપર ટીકી રહી, તેના મ્હેરાપર પ્રકાશ છવાઇ રહી તેના પીકા મ્હેરા તરફ જોતા નરહર સ્વામિ બોલ્યો —

"હા, એક, જેણે આ દગો—જે ભયકર પરિણામ લાવશે—તે દગો કર્યો તે કરવાના ફળ તેણે અગાઉથી જ ચાખ્યા છે"

"શુ મરાયો? મુવો?" એવા સવાલો નીકળ્યા

નરહર સ્વામિએ માથુ નીચુ નમાવ્યુ, અને સ્પષ્ટ રીતે બીધોઉત્તર ન આપ્યો પણ તેઓ સતોષ પામ્યા તેઓ જાણતા હતા કે અતિ ચાણાક્ષ–ચારોને આ ઉપરી નરહરસ્વામિ કાઈ જેવો તેવો ન્હોતો આ દેશદ્રોહી કાવનાખોરની તેને તરત ખબર પડી હશે અને તેને યમધામે પણ તરત પહોચાડયો હશે માત્ર મુધોજી પોતાનું માથુ નીચુ નમાવી રહ્યો, અને એ સબધી એકે પ્રશ્ન કે અક્ષર ઉચ્ચારવાની તેણે હિમ્મત કરી નહી

"પણ મહારાજ ક્યા છે? અત્યારે સહીસલામત છે?" નરસપ્રભુએ પુછ્યુ

"હા, ઇશ્વરનો ઉપકાર માનો તે શિવાપૂરને માર્ગે છે આખો દિવસ મેં વિનવ્યા, પણ તેમણે માન્યુ નહી અતે સાયકાળ પહેલા ખાન આવે છે એ ખબર મળ્યા અને શિરવળથી મ્હારા વિશ્વાસુ ચારે આપી છુપી બાતમી આવી, ત્યારે તેમની ખાત્રી થઇ અને એમ વખતસર એ ગામ બહાર નીકળી ગયા, તેમને થોડે સુધી વળાવી હુ પાછો આવ્યો, અને અહીં હાજર છુ આ મ્હારી ફરજ મ્હે બજાવી પણ હવે મિત્રો, હવે ભાવિ માટે શુ યોજના કરવી તે મ્હારાથી વધુ શાણા આ વૃદ્ધોના વિચારપર હું મુકુ છુ"

"નહી! નહી!" નરસ પ્રભુ બોલ્યો —"અમે અત્યારે જ જાહેર નથી કર્યું શુ કે તમને અમે અમારા માર્ગદર્શક—નાયક નીમ્યા છે?"

"મને? હું નાયક થના નાનાયક છુ કોઇ પુખ્ત વયના ચતુરને નીમો, અને ભયની વખતે તેના હુકમમા રહીં હું મ્હારુ કાર્ય બજાવીશ હૂં નાયક થવાને યોગ્ય નથી હું તો જાસુસમહારાજનો સેવક"

સર્વેમા ગણગણાટ થઈ રહ્યો એક જણ બોની ઉઠયો—"પણ અમે તમારા વગર બીજા કોઇનુ માનીશુ નહી આપ સર્વ રીતે અમારા નાયક બનવા યોગ્ય છો અમે જાણીયે છીયે, આપ ખરા સાધુ નથી, પણ સાધુના વેષમા છુપાયલા કોઇ મહાવીર છો આપ ખરા સ્વરૂપમાં અમને આ વખતે દર્શન આપી ઉત્સાહિત કરો એ અમારી સર્વની સાચા હૃદયની વિનતિ છે"

"તમે સર્વેએ મને તિરસ્કારથી ભુતકાળમાં ધિક્કાર્યો છે, તો ભવિષ્યમાં મ્હારી સલાહ પ્રમાણે કેમ વર્તશો?"

"તે હડહડતુ જુઠુ છે," દાદોજી બોલ્યો –"અમારામાના દરેકે દરેકને આ નરહરસ્વામિ પ્રત્યે અત્યત માન છે અમે જાણીયે છીએ કે અમારા સૌ કરતા પણ તમે વધારે ખરા વીર દેશભક્ત છો આ જુલમીઓની સત્તામાથી આ દેશને છોડાવવાના પ્રયત્નમાં એક શિવાજી મહારાજ–તે માટે અમને જે અદ્ભુત માન–ભક્તિ છે, તેથી ઉતરતુ જ માન ફક્ત તમારે માટે છે માટે આ પદવિ સ્વીકારો ને ખરા સ્વરૂપમા જાહેર થાઓ"

નરહરસ્વામિ ઉઠયો અને બોલ્યો —"મ્હારા વીર મિત્રો આ આપનો નમ્રસેવક આપ ફરમાવો તે પ્રમાણે વર્તવા હમેશા તૈયાર છે મે તમને પ્રથમથી કહ્યું છે કે હું એક નાયક નથી, અને માર્ગદર્શક થવાને યોગ્ય નથી તો પણ તમે મને એ મહાન માન આપવા ધારો છો અને રકઝક કરવાનો, વાતો કરવાનો આ વખત નથી આ ભયકર પ્રસગે મને

ટોળાંના ટોળા આવશે હથીયારના પહેલા ખણખણાટ સાથે જ નગરના યુદ્ધ જોડાશે, અને ઇશ્વર યશ આપશે! પણ મિત્રો, આપણે આ ભુલવું નથી જોઇતું કે આ જુલમીએ ત્રણ જ દિવસની મુદત આપી છે દયા દેખાડવા અને તમને શિક્ષામાંથી મુક્ત કરવા એક સરત એ કરી છે કે શિવાજીને એ મુદત દરમ્યાન તમારે હાજર કરવો મિત્રો, ઇશ્વરકૃપાથી મહારાજ હાલ અહીં નથી પણ એ લોહીનો તરસ્યો રાક્ષસ જે માગે છે, તેમાંનું થોડું લોહી તેને આપણે અર્પણ કરી શકીશુ, અને તેણે આ પવિત્ર નગરના નાશ માટે જે ભયકર વિચારો કલ્પ્યા છે તેથી તેનુ આપણે રક્ષણ કરી શકીશુ "

"તે કેવી રીતે?" નરસ પ્રભુએ નિઃશ્વાસ નાખતા પુછ્યુ

"તે કેવી રીતે? જુવો, સાંભળો કાલ પ્રભાતે તમે, દાદોજી અને આ નગરના મુખ્ય મુખ્ય લોકોમાંના આપણામાંના થોડા તમે મળી દેશમુખ, કાન્હોજી જેધેને લઇને આ રાક્ષસ સન્મુખ જાઓ અને તેને કહો કે શિવાજી રાજા આ તેના નમ્ર સેવકની મદદથી છટકામાંથી છટકી ગયો છે, અને અમે આ નરહર સ્વામિને તમારે શરણ કરવા તૈયાર છીયે."

"આ શુ? આ શુ? અમારે કબુલ નથી અમારે કબુલ નથી" ચોપાસથી અવાજો આવ્યા

"મિત્રો, સાભળો, સાભળો શાંત થાઓ હું તમને વિનવુ છુ આટલું યાદ રાખો કે મ્હારી આ યોજનામા કાંઈ ભેદ છે મહારાજ પછી આ કમભાગ્ય દેશમા બીજા કેટલાક છે કે જેના લોહી માટે આ મુસલમાન જુલમી રાજકર્તાઓ એકસરખા જ તલપી રહ્યા છે તેઓમાંનો આ સેવક પણ એક છે, અને મ્હારી પૂર્ણ ખાત્રી છે કે ખાનને તમે મને શરણ કરવાની માગણી કરશો કે લાગતો તે જુલમી આપણા નગરપર જરાતરા દયા દેખાડવા તો તૈયાર થશે જ"

"અમારા ખેરખાહ!" દાદોજી બોલ્યો –"આ તમે વગર વિચાર્યું બોલો છો એક વખત આ જુલમી રાક્ષસના હાથમા સપડાયા કે પછી મોત–અરે, રીબાઇ રીબાઇને આવતુ ભયકર મોત તમારે માટે છે–"

"તે હુ જાણુ છુ મ્હારા કરતા સારા સારા મહાન નરો દેશ માટે, સ્વતત્રતા માટે અને ધર્મ માટે, આવા મોતને સ્વાધીન થયા છે હુ હજુ યુવાન છુ તે ખરૂ–પણ આ દુનિયામાં મને બધન કરનાર પ્રેમ કે આશા કાંઈ પણ હવે રહ્યાં નથી મ્હારા મૃત્યુથી કોઇને દુઃખ થનાર નથી હુ સસારથી લાગી છુ મ્હારો વિચાર તમે કરો નહી હુ તમને વિનવુ છુ કે સર્જેખાન પાસે કોણે જવુ, શુ કહેવુ, તે સબધનો હવે વિચાર કરો–હા, જે જશે તેનાપર ભય રહેવાનો સભવ પણ કદાચ ખરો–કદાચ આ માગણીનો અસ્વીકાર પણ થવાનો સભવ છે ખરો–પણ આખા નગરના રક્ષણ માટે એકના પ્રાણ અર્પવા એ યોગ્ય જ છે!"

"આ ધિક્કારપાત્ર કાર્ય માટે તમે કોને યોજવા ધાર્યા છે?" મુધોજીએ પ્રશ્ન કર્યો

"તમને તો નહી–તમારી માતાને હાલ રક્ષણ, આશ્વાસન આપવા માટે તમારી જરૂર પડશે આ ભયથી મુકત થવા રક્ષણ ભરેલી જગ્યાએ જવા એમણે ના પાડી, તેથી તમારી તેમની પાસે આખર વખતે જરૂર પડશે દાદોજી નરસ આ નગરના દેતપાડે દેશકુલકર્ણી છે તેઓ આ

સ્નેહમુદ્રા ૨ ૧–૦–૦ એન. એમ ત્રિપાઠી એન્ડ કપની, મુબાઇ

આપણા પ્રતિનિધિઓના પ્રમુખ થશે તેઓ આ બાબમા સામેલ છે એવો વ્હેમ માત્ર પણ ખાનને નથી તેના ચારે હાથો તેમનાપર છે નીલકંઠરાવ આમના નગરશેઠએમની માફી જરો અને "

"નહી, કદી નહી!" દાદોજી ગજગ કઠે વચ્ચે બોલી ઉઠયો -"એ અધમ કાર્ય મ્હારાથી નહીબને આ કરતા તો હુ મ્હારી જીભ ખેચી કાઢીશ"

"આ નીચ કામમાં હુ જોડાઇશ નહી ત્યા જવા પહેલા હુ મ્હારા પગ કાપી નાંખીશ" નીલકંઠરાવ બોલી ઉઠયો

"શુ ત્યારે તમે આપણા આ આખા નગરનો-આખા ખોરાનો ભોગ આપવા માગો છો? આપણી માતાઓ, સ્ત્રીઓ અને બાળકોનો ભોગ આપવા માગો છો? અને તે પણ કોને માટે?-એક કે જેને તમે ઓળખતાએ નથી—"

જબરી ગુચવણ થઈ આ વીરોમાથી કોઇને પણ આ ગુચવણમાથી બહાર કેમ નીકળવુ તે સુજયુ નહી

"હુ તમને વિનવુ છુ, મિત્રો! હુ જે કહુ છુ તે પ્રમાણે તમે કરો તેમા સર્વેનો લાભ છે નહી, હવે હુ વધારે સખ્તાઇથી કહીશ તમે મને તમારો નેતા-ઉપરી કર્યો છે, તો એ પદવિના આધારે હુ તમને આજ્ઞા કરૂ છુ કે મ્હારી આ ઇચ્છાનો તરત અમલ કરો!"

"ત્યારે શુ આ દઢ નિશ્ચય?" દાદોજીએ પ્રશ્ન કર્યો

"હા, શુ મને મ્હારી ધારણામા પાછો હઠવાની સનદ આપો છો? મિત્રો, મ્હારો વિચાર કરો નહી મ્હારે માટે શોક ધરો નહી, તમે હિમ્મત ધરો, અને આ સદેશા માટે તૈયાર થાઓ. તમારી દશા માટે તમે વિચાર કરો હવે આ જુલમી રાક્ષસ જેને તમે ધિક્કારો છો તેની સન્મુખ તમારે જવાનુ છે, ગુઠણીયે પડી વિનતિ કરવાની છે, અને દયા માગવાની છે તેની અને તેના હલકા તુચ્છ સેવકોની આપખુદી મગરૂબી તમારે સહન કરવાની છે, અને તમારો ગુસ્સો તમારી મગરૂબી દાબી દેવાનો ભગીરથ પ્રયત્ન કરવાનો છે મ્હારા ભોગ કરતા તમારો ભોગ કંઇ જેવો તેવો નથી તે ઘણો વધારે છે હુ તો માત્ર મારો આ નશ્વર દેહ અર્પણ કરૂ છુ, અને તમે તો તમારૂ સ્વમાન, તમારી માણસાઇ તમારૂ સર્વસ્વ અર્પણ કરવાના છો મારા કરતાં તમે આ નગરની વધારે સેવા બજાવો છો"

"ઓ ઇશ્વર આપણુ સર્વેનુ રક્ષણ કરો!" નગરપ્રભુ બોલી ઉઠયો

'હા, એ જ માત્ર આપણુ રક્ષણ કરી શકશે મને તો ભય છે કે આપણી આ અર્જ આ લોહીનો તરસ્યો રાક્ષસ ખાન સ્વીકારશે નહી પણ એક આશા-એક મૃગજળ જેવી તણખલાને વળગવા જેવી આશા-કે કદાચ આ નગરનો નાશ કરવાની તેની ઇચ્છા દબાઇ જાય, અને આપણી અર્જ સ્વીકારી દયા દેખાડે, તે આશા માત્ર-' એમ કહી તેણે દીર્ઘ નિશ્વાસ નાખ્યો, સર્વેના ચ્હેરાપર ગમગીની પથરાઇ રહી હુ ખતી દશાંટ ગ્રુનાઓ દેખાવા લાગી તેણે પુન આગળ ચલાવ્યુ —"હા, જો આપણા સદેશા ન સ્વીકારાય તો મિત્રો, આપણે માટે એક જ માર્ગ ખુલ્લો રહેશે મૃત્યુ થાય ત્યા સુધી મરણીયા થઇ લડવુ, વિજય તો







LOOKING
GLASS

Printed by D. R. Mitra, at the Manoranjan Press 3 Sandhurst Rd. Girgaon Bombay
Published by Ramaniyaram Goverdhanram Tripathi at Messrs N. M. Tripathi & Co's Princess Street Kalbadevi Bombay

I ૧ આપના ઑર્ડરમાં સમાલોચકની નોંધ લેશો.

પંકાયેલા, પુરાણા અને મનપ્રિય મશીન

પૉલીશની શરૂઆત કરનાર

અને આ ધંધાને એ- ફેશનેબલ બનાવી અપાટીપણ વધારનાર

# ઝવેરી કાનજી માલજી



## આ નામ કોણ નથી જાણતું ?

પહેલા પાયોનીયર

હજી પણ કંઈ નવી કૃતિઓ,

નવા ઘાટ, નવા શણગાર, અને નવા અલંકારો

**તૈયાર કર્યા જ જાય છે!**

દુકાને પધારી તસ્દી લઈ જોશો તો

**જરૂર જ મોહશો!**

પરિણામે અમને મળ્યા વિના

**છુટકો જ નથી!**

પછી આજે આવો કે કાલે !

## અબદુલ રેહેમાન સ્ટ્રીટ, મુંબાઈ

ટેલીફોન નં. ૭૮૨

## સમાલોચકના જાહેરખબરના ભાવ

એક વખત માટે એક આખુ પાનુ, રૂ ૧૩  અરધુ પાનુ રૂ ૭  પા પાનુ રૂ ૫

—આ ભાવ બાર માસની બાંધી મુદતને જ માટે છે ઓછા વખત માટે કે ખાસ જગ્યા માટે ચાલુ ભાવ ઉપર **પચીસ ટકા** વધારે લેવામાં આવશે

—કવર ઉપરના ખાસ ભાવ માટે રૂબરૂમા મળવુ યા તો લખીને પુછાવવુ

—આ ભાવ છેલ્લામા છેલ્લા છે તેમાં ઘટાડો થઈ શકશે નહિ  વધતી જતી મોંઘવારીને લીધે આ ભાવ ગમે તે વખતે ફરી શકશે  વધુ માટે લખો યા રૂબરૂ મળો

**રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી,** પ્રકાશક

સમાલોચક ઓફિસ, મોરારજી ગોકુળદાસ ચાલ, નબર ૨૩૬, સેન્ડહર્સ્ટરોડ, ગિરગામ, મુંબાઈ

> ૧૧ આપના ઑર્ડરમાં સમાલોચકની નોંધ લેશો.

# ન્હાની, મ્હોટી, જાહેર કે ખાનગી લાયબ્રેરીનાં

## પુસ્તકોના ઉત્તમ સંગ્રહ.

૧.

**સ્વ. ગોવર્ધનરામ ત્રિપાઠી —**

| | રૂ આ |
|---|---|
| સરસ્વતીચન્દ્ર ભા ૧ થી ૪ | ૧૧–૮ |
| લાવતી જીવનકલા | ૦–૧૨ |
| દારામનો અક્ષરદેહ | ૧–૪ |
| સ્નેહમુદ્રા ( કાવ્ય ) | ૧–૦ |
| Marriage Forms under Ancient Hindu Law | 0–12 |
| Classical Poets of Gujarat (1916 Edn ) | 0–6 |

**પ્રૉ. કાન્તિલાલ પંડ્યા —**

| | |
|---|---|
| ગોવર્દ્ધનરામનુ જીવનચરિત્ર | ૧–૦ |

**સ્વ. પ્રૉ. મણિલાલ નભુભાઈ —**

| | |
|---|---|
| બાળવિલાસ | ૧–૪ |
| કાન્તસિદ્ધ | ૨–૪ |
| ચારિત્ર | ૧–૪ |
| સુદર્શન ગદ્યાવલિ | ૫–૦ |

**રા. મણિલાલ છબારામ ભટ્ટ —**

| | |
|---|---|
| રાગીની રાણી (સાત સુન્દર ચિત્રો સાથે) | ૨–૦ |
| સુન્દર બ્હેન | ૦ ૧૨ |
| ગુજરાતની જુની વાર્તાઓ (ચિત્રોસાથે) | ૨–૦ |
| યુરાજ ચૌહાણ ઓ ચંદબરાઈ (નવી આવૃત્તિ ૭ ચિત્રો સાથે ) | ૨–૦ |
| નિસુન્દરી | ૧–૮ |
| પતિવ્રતા સતિઓ ( ૨૪ ચિત્રો સાથે ) | ૩–૦ |
| પ્રતિમા નાટક | ૧–૦ |
| ગુર્જરી, સુમાઈની રોશણી | ૧–૪ |

**રા છગનલાલ હરિલાલ પંડ્યા —**

| | રૂ આ |
|---|---|
| કાદમ્બરી ( સચિત્ર ) આવૃત્તિ પાચમી | ૨– |
| એક અપૂર્વ લગ્ન (બીજી આવૃત્તિ છપાય છે) | |
| ક્રાઇસ્ટનુ અનુકરણ ભાગ પહેલો | ૦– |
| સચિત્ર સૂનાક્ષરના પત્તા | ૦– |
| મનોરંજક વાર્તાવલિ | ૦–૧ |
| શિશુહરનેહ | ૦– |
| હાસ્યજનક વાર્તાવલિ | ૦– |

**રા. ગણપતરામ અનુપરામ ત્રવાડી**

| | |
|---|---|
| જાતમહેનત ( મે સ્હેલ્પનુ ગુજરાતી ભાષાન્તર ) | ૩– |
| દરિઆપારના દેશોની વાતો | ૨– |

**રા. હિંમતલાલ અંજારિઆ —**

| | |
|---|---|
| કવિતા પ્રવેશ | ૧– |
| કાવ્યમાધુર્ય | ૧– |
| મધુબિન્દુ | ૦– |
| કિન્ડરગાર્ટન સબન્ધી ૭ લેખો | ૦– |

**સ્વ. ભગુભાઈ ફતેહચંદ કારભારી —**

| | |
|---|---|
| અંગ્રેજી–ગુજરાતી પૉકેટ ડીક્ષનેરી | ૧–૬ |
| ગુજરાતી–અંગ્રેજી , , | ૧–૧ |
| સ્ટાર અંગ્રેજી ગુજરાતી ડીક્ષનેરી | ૦–૧ |
| રોકફૂત ગજરસ્તાન ( બે ભાગમા ) | ૫– |

**રા. ભોગીન્દ્રરાવ દીવેટીઆ.—**

| | |
|---|---|
| આસીસ્ટંટ કલેક્ટર | ( મળતી નથી |
| નરગીની બાનકો | ૦–૧ |
| કાઉન્ટ ટૉલ્સ્ટૉયની વાતો | ૦–૧ |
| ઉપાકાન્ત [ સચિત્ર, બીજી આવૃત્તિ ] | ૨– |
| મોહિની | ૧– |
| સોતીમીટર | ૦–૧૨ |

એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ

પ્રિન્સેસ સ્ટ્રીટ, મુબાઈ, ન. ૨.

આપના ઑર્ડરમાં સમાલોચકની નોંધ લેશો.

# સમાલોચક.

अनुद्वेगकर वाक्यं सत्यं प्रियहितं च यत्।
स्वाध्यायाभ्यसनं चैव वाङ्मयं तप उच्यते ॥ भ गी १७–१५

પુસ્તક ૨૫ મુ. ] સપ્ટેમ્બર, ઈ. સ. ૧૯૨૦. [ અંક ૯ મો.

તંત્રી—રા. અંબાલાલ બુલાખીરામ જાની, બી. એ.
રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડયા, બી. એ., એલએલ. બી.
પ્રકાશક—રા. રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી.

વિષય. વિષયાનુક્રમણિકા. પૃષ્ઠ



વાર્ષિક લવાજમ રૂપીઆ છ;
હિન્દુસ્થાન બહાર શીલીંગ ચૌદ રૂ. મ્હાલસાત છુટક અંકની કિંમત દસ આના
આ લવાજમ શરૂઆતમાં જ લેવામાં આવે છે

સમાલોચક

સ્તક ૨૫ મુ, ] સપ્ટેમ્બર, ઈ. સ. ૧૯૨૦ [ અંક ૯.

# મીઠી વિદાય.*

લેખક—રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા, બી એ, એનએલ બી

( કામણ દીસે છે અલબેલા ત્હારી આંખમાં રે—એ લય )

વ્હાલાં વિદાય મીઠી દે છે બન્ધુ! સીધાવજો રે,
વ્હેલા આવજો રે—વ્હાલાં

પરદેશે બન્ધુ! પરવરતા, કંઈક મહેચ્છા ઉરમાં ધરતા;
ઇચ્છે હૈયાં હેતભરેલાં "બન્ધુ અમ્હારા ફાવજો રે,"
"અવનવું લાવજો રે"—વ્હાલાં

ઉજ્જ્વલ નાગર નામ દીપાવો, ઉજ્જ્વલ નટપુર ગામ શોભાવો;
ગુજરાતતણું ગૌરવ દર્શાવી ભારતવર્ષ સુહાવજો રે,
દિગન્ત ગજાવજો રે—વ્હાલાં

વિશેષ બન્ધુ! શું શું કહીએ? મર્મ ટુંકમાં સૂચવી દઈએ:
કંઈક અનેરાં પ્રભાવશાલી પરાક્રમો પ્રકટાવજો રે,
પાણી બતાવજો રે—વ્હાલાં

વિશાલ વ્યોમે કરો વિહારો,—રખે પરન્તુ અમને વિસારો;
અમ્હે તમ્હારા તમ્હે અમ્હારા સ્નેહબન્ધ નભાવજો રે,
ખબરો કહાવજો રે—વ્હાલાં

પારેખનો બંગલો, }
નડિઆદ, }
તા ૧૫:૮:૧૯૨૦, }

* મ્હારા એક પરમ પ્રિય મિત્ર અને ગુજરાતના એક પ્રતિષ્ઠિત લેખક તથા વિજ્ઞાનશાસ્ત્રી પ્રો. કાન્તિલાલ છગનલાલ પંડ્યા, એમ એ, રસાયનશાસ્ત્રના પ્રદેશમાં શોધખોળનું કાર્ય ( Research Work ) કરવા માટે સોમવાર તા ૨૩: ૮: ૧૯૨૦ ને દિવસે ઇંગ્લંડ પ્રતિ પ્રયાણ કરવાના હોવાથી તે પ્રસંગ નિમિત્તે આ વિદાયગીત રચ્યું હતું રવિવાર તા ૧૫. ૮ ૨૦ ને દિવસે નડિઆદમાં અને રવિવાર તા ૨૨: ૮ ૨૦ ને દિવસે મુંબાઈમાં ત્હેમના માનમાં થયેલાં સ્નેહસંમેલનોમાં આ ગીત ગવાયું હતું

# આવતી નવી ધારાસભાઓ અને તેના સભાસદોની યોગ્યાયોગ્યતા.

લેખક—રા. રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી.

ચાલતા ૧૯૨૧ ના વર્ષના આરંભકાળમા હિન્દની ઇતિહાસપ્રસિદ્ધ પુરાતન વૈભવ શાળી રાજ્યધાની દિલ્હીમા રાજ્ય તરફથી એક ઉત્સવ ઉજવવામા આવશે એ ઉત્સવમાં રાજ્યના જ અધિકારીઓ અને અધિકારીઓના પાશમા નિબદ્ધ થયલા છુટક છવાયા કોઇ કોઇ હિન્દવાસીઓ પણ ભાગ લેશે ઈલાકાઓના મુખ્ય મુખ્ય શહેરોમા પે આના પ્રકારો રચાશે હિન્દના જીવનને તોડીફોડી ચૂર્ણવિચૂર્ણ કરવામા અને હિન્દવાસીઓને કેવલ નિર્બલ અને પરાધીન અવસ્થામા મૂકવાના આજ વર્ષોના વર્ષોથી ભગીરથ પ્રયાસો આ દેશના સત્તાધિકારીઓ કરી રહ્યા છે દુષ્કાળમા એક ભુખ્યો ડાંસ માણસ જેમ મરી રહ્યો હોય તેવી સ્થિતિ ખરી રીતે જોતા આજ હિન્દવાસીઓની થઇ રહી છે જેમના વ્યાપાર ઉદ્યોગમા લક્ષ્મીદેવી અહોરાત્ર પ્રસન્ન થઈ રહી છે અથવા તો જેમને રાજ્યમા મહામ્હોટા હોદ્દાઓ મળી રહ્યા છે એવા વેરાતા પડેલા હિન્દીજનો શિવાયનો આ દેશનો નવમો ભાગ ભૂખે પીડાય છે, તરસે મરે છે અને મરના પડ્યો છતા મરી શકતો નથી આ કંગાળ સ્થિતિમા યે એણે થયુ તેટલુ કર્યું, સહન થઇ શક્યુ તેટલું સહન કર્યું, પરન્તુ હવે તેનું ધૈર્ય રહ્યુ નથી આ ઇતિહાસ કરૂણાના ભયંકર અને ત્રાસજનક પ્રસંગોથી કાળા શ્યામ અક્ષરોથી રંગાયલો તો છે જ એટલે એનુ દિગ્દર્શન અહિં તો નિષ્પ્રયોજન છે હિન્દની કંગાલ પરિસ્થિતિનુ ભાન હિન્દની રાષ્ટ્રીય પરિષદે આજ પાત્રીસ વર્ષથી આ દેશના પરદેશી રાજ્યકર્તાઓને કઇ ઓછુ કરાવ્યુ નથી પણ પરિણામે દેશમા ત્રાસ વધ્યો ગયો છે, પ્રજા વધારે નિર્બલ અને કંગાલ અધમ અવસ્થામા મુકાતી જ ગઈ છે પ્રજાનો પોકાર હૃદયભેદક હોવા છતા રાજ્યના અધિકારીઓ સુણતાયે નથી એટલુ જ નહિ પરન્તુ તેનો જોહુકમી રીતે તિરસ્કાર પણ કરે જ છે એવા એના દૃષ્ટાન્તોનાં તો પુરાણોના પુરાણો લખાય એમ છે અહિં તેનુ સ્થળ નથી. આ બધી અશાન્તિને રોકવી વળવા માટે હિન્દ માટે નિમાયલા મન્ત્રીજી મિ મોન્ટેગુએ ઘણા પરિશ્રમ પછી હિન્દને રાજકીય સુધારાના નામે એક અપક્વ—અસંતોષ આપે એવુ—ફલ આપ્યું ખરૂ, એ સુધારાની યોજના પ્રમાણે આ દેશના રાજ્કારોબારમા હિન્દવાસીઓ મ્હોટા પ્રમાણમા ઉમળકાથી ભાગ લે એટલા માટે ધારાસભાઓમા લોકના પ્રતિનિધિઓની સખ્યા પ્રમાણમા વધારી પણ દેશના અમુક જ ભાગના લોક શિવાય ઘણા મ્હોટા—લગભગ બધા જ—ભાગને આ યોજનાથી અસંતોષ રહ્યો છે એ અસંતોષ બહાર દૃષ્ટિએ પડતો હતો તે કરતા ઘણો ઉંડો છે એ અસંતુષ્ટ વર્ગ હૃદયના ઉંડાણમાથીયે એ માટે અસંતોષ જ રાખે છે એ અસંતોષ જાહેર કર્યા પછી આજ આઠ મહિને પ્રજા ફરી સુદૃઢ અને વધારે જાગૃત અને ચેતનવાળી બની છે પંજાબના પૈશાચિક ક્રૂર કત્લેઆમને બ્રિટીશ પાર્લમેન્ટે ખુલી જ રીતે—તેના અમલદારોના

કૃત્યોને વ્યાજબી ગણી–ટેકો આપ્યો અને ટર્કીના ખિલાફતના પ્રશ્નથી મુસલમાનભાઇઓનાં અંતઃકરણને બાળી નાખ્યાં તે વખતથી તો પ્રજા આ ઘોર અન્યાયથી વધારે બળી રહી છે અને બળતામાં ઘી હોમાય તે ન્યાયે બ્રિટીશ પ્રજાએ આમ ઉઘાડેછોક ન્યાય અને ધર્મનો તિરસ્કાર કર્યો છે આમ વસ્તુસ્થિતિ એથી તો દુર્ગંધ મારી રહી છે અને હિન્દવાસીઓ જગતમાં એટલા તો હલકા જણાઇ રહ્યા છે કે આફ્રિકામાથી હિન્દ વાસીઓને સદંતર કહાડી મુકવામાં આવે છે, તેમને ત્યાંથી દેશપાર કરવામાં આવે છે, જર્મની જેવા મહામુલકમા ડૉ રવિન્દ્રનાથ ટાગોર જેવા વિશ્વરત્નને પ્રવેશ કરવા સ્હામે પ્રતિબંધ મુકવામાં આવે છે અને એવા એવા ગણ્યા ગણાય નહિં અને સાંભળ્યા સહન પણ થઇ શકે નહિં એવા અગણિત દૃષ્ટાન્તો નજરે પડે છે એ દૃષ્ટાન્તોની નોંધ લખવા જતા વેબ્સ્ટરનો મહા મ્હોટો અંગ્રેજી શબ્દકોષ પણ ન્હાનો પડે જગતના મહામ્હોટા રાજ્યાધિપો પણ જેને નમન કરી રહે તો એમાં ખોટું નથી–પણ તેમનું મહા ભાગ્ય ગણાય એવા વિશ્વનરરત્ન મોહનદાસ ગાંધીજીએ એ અન્યાય, અસત્ય, અધર્મ અને ભયંકર ત્રાસ સ્હામે આજ ધર્મનું યુદ્ધ માંડયુ છે અસહકારના નામથી એ યુદ્ધ ઓળખાય છે હજી હિન્દના ઘણા હિન્દવાસીઓને પશ્ચિમનો મોહ છે, અને સુષુપ્તિમા પડેના હિન્દના અચેતનકાળની નિર્બળતા એ અનુભવે છે પરિણામે ગાંધીજીના અસહકારમા કંઈ કંઈ ભયંકર સ્વપ્ન એ જુવે ઝ કૉંગ્રેસે ગાંધીજીના મહા પરિશ્રમના પરિણામે અસહકાર સ્વીકાર્યો છે કહેવાય છે તે પ્રમાણે એક પક્ષે એ નિર્ણય પ્રજાનો નથી, પણ અમુક જ જનોનો છે એ તકરારી દલિલમા ઉતરવાનું આ સ્થળ નથી અત્રે તો બીજી વાત જણાવવાની છે અને એ, એ છે કે, કૉંગ્રેસના નિર્ણય–ફરમાનને અનુસરીને આજ દેશમા એક એવો મ્હોટો સમૂહ છે કે જેણે ધારાસભામા પોતાના પ્રતિનિધિઓ નહિં મોકલવામા પોતાનો પરમ ધર્મ જોયો છે કોઇ વધારે ડાહ્યા જનોને આ ધર્મ મહાન જગત્પ્રિતવનો અધર્મ લાગતો હશે એની ના નથી પરન્તુ પ્રશ્ન એ થાય છે કે આ નવી ધારાસભાઓમા જનારા દેશપ્રેમી સજ્જનો કોના તરફથી સભાસદો બને છે ? આજ સુધી જે જે મહાપુરૂષોના નામો બહાર આવ્યા છે તેમનામાથી હિન્દની સાચા જીગરથી સેવા કરી શકે એવાં નામ તો એ યાદીમા જડવાં જ મુશ્કેલ છે કોઇ સુરેન્દ્રનાથનું નામ ગણાવશે, કોઈ શાસ્ત્રીયારને આગળ મુકશે, કોઇ રાજા ઑફ મહમુદાબાદની ગર્જના કરશે અને કોઇ તેમના સાથે પેન્શન ઉપર ગયેલા મામલતદાર કે અવલકારકુનનું નામ ગણાવશે પણ એથી શું ? સુરેન્દ્રનાથની દેશસેવા આજ ભૂતકાળની બની ગઈ છે એ ધરવીર દેશનાયકના નિરહમા શુભ્દમાનનો ઉચ્ચાર આ લેખક કરી શકે તેમ નથી, છતા પણ કહેવું પડે જ છે અને તે મહાદુઃખથી કે સુરેન્દ્રનાથ આજ સુરેન્દ્રનાથ રહ્યા નથી હિન્દમાટેનો ત્હેમનો પ્રેમ અને હિન્દવાસીઓ માટેના ત્હેમના શુદ્ધ ભાવો આજ ત્હેમના હૃદયમા ગૌણ થઇ રહ્યા છે જે દેશનાયકો દેશની ભયંકર પરિસ્થિતિમા તેનો ત્યાગ કરે છે એ દેશનાયકો માટે સ્વાભાવિકરીતે અમ્હારો પૂજ્યભાવ ઓછો જ થાય છે એ જ સુરેન્દ્રનાથ અને એ જ

શૌર્યવીર આજ ગાધીજીની સાથે રહી, દેશના આ અલૌકિક ચેતનમા પોતાની અપ્રતિહત બુદ્ધિ અને અપૂર્વ શક્તિનો ફાળો આપે તો ગાધીજી કહે છે તેમ, **જો તેત્રીસ કરોડ હિન્દવાસીઓ એક સામટા શૌર્યથી, દઢતાથી, અને નિડર પ્રયત્નથી અસહકાર આદરે તો સ્વરાજ્યની પ્રાપ્તિ એ કાલ સ્હવારે પ્રત્યક્ષથાય** અત્યારે સ્વપ્નમા પણ ના આવે, કલ્પનાશક્તિ પણ દૂર જતી રહે એવી સ્થિતિ કાલે પ્રસક્ષ રીતે જોઈ જ શકાય ! આમ આજ દેશમા બે વિભાગો પડી ગયા છે એક વિભાગમા સુરેન્દ્રનાથ જેવા દેશસેવકો સહકારનો ઝુડો, એક વખતના પિત્રાઈ અને આજના સહોદર ભાઇ ગણાયલા સરકારી પક્ષે રહી, ઉડાવી રહ્યા છે, બીજા પક્ષે ગાધીજી અસહકારનો ગગનભેદી શખ ફુકી રહ્યા છે ગાધીજીનો પક્ષ અત્યારે તો એવો સમર્થ છે કે એની ગણના કરવી મુશ્કેલ થઇ પડે છે પહેલો પક્ષ મુઠીભરનો છે. પ્રજાનો તેમનાપર વિશ્વાસ નથી પ્રજા ત્હેમને પોતાના હવે ગણતી નથી આ ધારાસભાઓમા મતદારની સખ્યા મૂળ તો મ્હોટી હતી, જો કે હિન્દની સમસ્ત વસતીના પ્રમાણમાં ઘણી જ ન્હાની આ મતદારોની એ સખ્યામાથી લગભગ બહુ મ્હોટા પક્ષે લગભગ બધાએ જ મત આપવાનો પોતાનો અધિકાર વાપરવા ના કહી છે અને ધારાસભાઓમા અમ્હારે કોઇ પ્રતિનિધિ મોકલવા નથી એવુ પ્રગટ કર્યું છે તેમ જ ધારાસભાઓમાં જવા યોગ્ય અધિકારીઓ ગણાય એવા દેશસેવકોએ ધારાસભાનો બહિષ્કાર કર્યો છે પરિણામે દેશની સેવા કરવા જેમની લાયકાત કશી જ નથી, કે જેમની શિક્ષણ-સપત્તિ દેશને તદ્વિરૂપ નીવડી હોય કે એ સપત્તિ શૂન્યકારમાં વિરમી હોય એવા અર્ધદગ્ધ અને કમઅકલવાન્ કે જેમના જીવન અમલદારવર્ગની ખુશામતમાં જ મ્હોટે ભાગે વ્યતીત થયા હોય એવા જનોના જ મ્હોટા ભાગે ધારાસભાઓમા જવા માટે પોતાના નામ નોધાવ્યા છે અને તેમને મત આપનામા પણ લગભગ નહિ જ જેવા મતદારો ઉભા રહેશે એટલે કે **આ ધારાસભાઓ હિન્દના લોકપ્રતિનિધિઓની નહિ બની શકે.**

આ સભાસદોથી બનેલી ધારાસભાઓ જે કાયદાઓ કરશે તે આપણે સર્વદા માન્ય રાખવા જ પડશે એમ પણ આપણે કહી શકીશુ નહિં, જો કે આજ સુધીમાં જે જે ફજેતા થતા હતા તેવા તો ઓછામા ઓછા આ ધારાસભાઓમાં થવાના જ, કારણ કે રાઉલેટ બીલ જેવા કાળા કાયદાઓ પણ ઘડાયા જ કરશે આમ આ સહકારીઓ દિલ્હી સીમલાના દિવાને આમ અને દિવાને ખાસમાં બેસી નિર્ભિ(?)ને હિન્દમા અમલ ચલાવશે (!) આ સહકારીઓમા ઉપર કહ્યુ તેમ દેશના સાચા અને નિડર સ્વતત્ર પ્રતિનિધિઓને ઠેકાણે માબાપના કહ્યાગરા અને માવડીયા છોકરાઓ મનમાનતી મોજ માણશે હિન્દની તેત્રીસ કરોડની વસતીના મ્હોટા ભાગે અસહકાર દ્રષ્ટિએ ધારાસભાઓનો બહિષ્કાર કર્યો છે અને પોતાના પક્ષના દેશના સ્વતન્ત્ર અને સુભટ પ્રતિનિધિઓ મોકલવા ધસીને ના પાડી છે એટલે ત્યા જનારા સભ્યો લોકોના પ્રતિનિધિઓ નહિ કહી શકાય, એ લોકનિયુક્ત સ્વતન્ત્ર નાગરિકોની સભાઓ ગણી શકાશે નહિ, અને આ ધારાસભાઓ સ્વતન્ત્ર દેશભક્તો અને દેશસેવકોની તો થઇ જ શકશે નહિં, આમ હિન્દનો અખિલ જનસમાજ આ સભાસદોને પોતાના પ્રતિનિધિઓ તરીકે કોઇ રીતે સ્વીકારી

શકશે નહિ ધારાસભાઓએ આમ પોતાનું ગૌરવ ખોયુ છે અને ખોશે અને એ માટે બ્રિટીશ પ્રજાની સ્વાર્થી રાજનીતિ જ જોખમદાર રહેશે આજ સુધી હિન્દની રાજ્યનીતિ માટે આપણે તેના ઉપરિ અમલદારોને જ મ્હોટે ભાગે જવાબદાર ગણતા હતા અને એવી આશામા રહેતા હતા કે આ આપખુદી સત્તા સ્હામે બ્રિટીશ પ્રજા પાસે આપણે આપણી ફરિયાદો રજુ કરી ન્યાય મેળવી શકીશુ. પણ એ આશા એક મ્હોટા ભ્રમરૂપ હતી અને એથી આપણે આપણી જાતને અને દેશને છેતર્યા છે એ આપણે હવે સ્પષ્ટ જોયુ છે છેલ્લા સાત વર્ષોમા હિન્દે બ્રિટીશ સલ્તનતની એવી તો અપૂર્વ સેવા કરી છે કે જેનો બદલો બ્રિટીશ પ્રજા જેટલો વાળે તેટલો ઓછો જ છે પરન્તુ, એ સ્વાર્થભરી પ્રજા પાસે વધારે આશા રાખવી એ હવે પાપ છે અને ધારાસભાઓમા જઈ અત્યારની સ્થિતિ જોતા આપણે કશુ જ ઉપયોગી કાર્ય નહિ કરી શકીએ એ નિર્વિવાદ છે અને જે મોહાન્ધ જનોને એ સહકારથી લાભ જણાતો હોય તે ધારાસભાઓમા જાય એ સહકારી પક્ષમા ઘણાયે એવા છે કે જેમણે એક વખત ગર્જી ગજાવ્યુ છે કે આ ધારાસભાઓ અર્થવિનાની છે પણ ફરી પુરૂષાર્થ (!) કરવો જોઇએ આ માન્યતાની સત્યાસત્યતામા ઉતરવાનું અત્રે સ્થળ નથી જેમની એ માન્યતા હોય તેમને તે મુબારક હો. અમ્હારૂં તો માનવુ છે જ કે ધારાસભાઓના સ્વીકારમા જે લાભ સમાયા દીસે છે તે ભ્રમરૂપ મિથ્યા છે અને ધારાસભાઓના બહિષ્કારના અગણિત લાભ કરતા એના સ્વીકારમાં હાનિ ઘણી મ્હોટી છે આ ધારાસભાઓમાં હિન્દની મહાન કલ્યાણયોજનાઓને ભાંગીને ચૂર્ણવિચૂર્ણ કરવામાં આવી છે હિન્દની પ્રજાના દારૂણ દુ ખની વિષમતાઓ વધારવામા આવી છે, હિન્દની પ્રજાનો છડેચોક તિરસ્કાર કરવામા અને તેના ગૌરવને અને સન્માનને કેવળ લત્તામહાર જ કરવામા આવ્યો છે તેની કયો હિન્દીજન ના પાડી શકશે? એ અમલદારી કારોબારથી હિન્દનું સ્વાતન્ત્ર્યાભિમાન નષ્ટ થયુ છે, આર્થિક ભય કરતા વધતી જતા પ્રજા કંગાલ ભુખમરામાં આજ મરી રહી છે, શિક્ષણ પદ્ધતિ એવી સ્વાર્થભરી રાજ્યનીતિની રીતે ઘડવામા આવી છે કે પ્રજા આજ નિર્બલ અને નિસ્તેજ બની રહી છે, પ્રજા આવા આવા દારૂણ સતાપોથી શોષાઈ શોષાઈને મૃત્યુપ્રાય થઇ રહી છે તેની કોણ ના કહી શકશે? પ્રજાનો ઉદય પોતાના જ પગઉપર નિડરતાથી અને હિમ્મતથી ઉભા રહેવાથી જ પ્રાપ્ત થશે સ્વાતન્ત્ર્યજ્યોતિ ત્યારે જ પ્રદીપ્ત થશે દેશનુ સ્વાતન્ત્ર્ય, દેશનું ગૌરવ અને દેશનુ સ્વમાન એ હિન્દીજનોના જીવનનું પ્રથમમા પ્રથમ લક્ષ્ય હોવુ જોઇએ અને એ જ્યા સાધ્ય હોય નહિ ત્યા તેની સાથે અસહકાર અને તેનો બહિષ્કાર એ પવિત્ર ધર્મકર્તવ્ય જ છે ધર્મકર્તવ્યની સિદ્ધિ અર્થે જીવનના સમર્પણ અને ઐહિક સુખવૈભવોના ત્યાગ કરતાં બીજુ કશુ જ આવશ્યક નથી—એ સમર્પણ અને એ ત્યાગ દેશ અને દેશજનોના કલ્યાણ માર્ગો છે પવિત્ર અને પુણ્યકારી છે સ્વાતન્ત્ર્યપ્રાપ્તિ અર્થ શું શું ત્યાગો નથી કરવા પડતા? આ ધારાસભાઓના બહિષ્કાર કરતા અને કરાવતાં અમ્હને દુ ખ થાય છે પણ દેશના અહોકલ્યાણના વધારે પુણ્યવતા અને પવિત્ર ધર્મકાર્ય પાસે અમ્હે નિરૂપાય છીએ દેશજનોનો સહકાર ઇચ્છતા અમલદારવર્ગ અને શાસનકારો પોતાના કર્તવ્ય જ્યારે વધારે, તાદશ

તાથી ગભીર રીતે સ્હમજાતા થશે, હિન્દનુ શ્રેય એમને હૃદે છે એવુ આ દેશના દેશજનો જ્યારે સપ્રમાણ પ્રત્યક્ષ જોઇ શકશે અને હિન્દના સ્વાતત્ર્ય યોજાઇ અન્યાયના માર્ગે જતા બધ પડશે ત્યારે હિન્દની પ્રજાનો સહકાર તો છે જ

આ દૃષ્ટિથી જોતા અમ્હને ધારાસભાઓના બહિષ્કારનો વિચાર વાસ્તવિક અને ધર્મ્ય લાગે છે મતદારભાઇઓ કે જેમને હિ દનુ હિત જ હૃદે છે ત્હેમણે વિનયપૂર્વક પોતાનો મત આપવાનુ બધ રાખવુ જોઇએ અને દુદુભિનાદથી ગર્જી જણાવવાની જરૂર છે કે અમ્હારે ધારાસભાઓમાં પ્રતિનિધિઓ મોકલવા નથી, અને સ્વયમેવ ચુટાયેલા સભ્યો પ્રતિનિધિઓની કક્ષામા આવી શકતા નથી માટે સરકારે એમને લોકોના પ્રતિનિધિઓ તરીકે તો સ્વીકારવા જ નહિ ઉમેદવાર સભ્યોએ સીધી રીતે પ્રજાના પ્રતિનિધિઓ તરીકે જ જવાનો વિચાર કરવો જોઇએ અને જો પ્રજા ત્હમને મોકલતી ના હોય તો ત્હેમણે માનસહિત પોતાનો વિચાર માંડી વાળવો એ વિચાર માડી વાળવામાં દેશના કલ્યાણમાર્ગની એક પવિત્ર ધર્મભાવના છે એ ધર્મભાવનાનુ ખડન ઘોર પાપ છે, ભયકર દેશદ્રોહ છે સહકારના આવેશમા કરેના આ ભયકર કૃત્યના પ્રાયશ્ચિત્ત સ્હેજમાં વળી શકશે નહિ અમ્હે ઇચ્છીએ છીએ કે આ વિચારભાવના ઉપર જનસમાજ વધારે ઉંડા વિચાર કરશે અને કોઇ પણ નિર્ણય ઉપર આવતા પહેલાં દેશ અને દેશકર્તવ્યના અને પ્રજાના ઉંડા ધાનાં સ્મરણ કરશે, અને દેશ અને દેશજનોના સહકારને વધારે પ્રિય, વિશેષ ઉન્નત, વિશેષ કલ્યાણદાયી અને પુણ્યશાળી ગણશે આમ આ ધર્મભાવનાનુ સપૂર્ણ પાલન જ અમ્હને એક પવિત્ર ધર્મકાર્ય લાગે છે

---

## રાષ્ટ્રીય કૉંગ્રેસ અને ગુજરાત રાજકીય પરિષદ્.

લેખક-રા. હીરાલાલ હરજીવન ગણાત્રા, બી એ

"આપણી ગભીરતા, અગ્રેસરોમા આત્મ-બલિદાનની ભાવના, સામાન્ય જન-સમૂહમા આત્મ-નિવેદનની ભાવના, ધર્મદૃષ્ટિએ માર્ગદર્શન કરાવવાની અને ધાર્મિક પુરુષોના માર્ગદર્શન પ્રમાણે ચાલવાની સત્તાના પ્રમાણમાં આપણને વિજય મળશે શરીર અને આત્માનું સ્વાતન્ત્ર્ય અને વર્તમાન પદ્ધતિ હેઠળ આપણામાંના થોડાકને સગવડ અને કાંઇ સુખચેનભર્યું જીવન ગાળવા દેવામાં આવે છે, એ ઉભયની વચ્ચે નિર્ણય કરવાનો સમય હવે આવી પહોચ્યો છે જો આપણે પ્રથમ વસ્તુ પસદ કરીએ તો પરિણામોને માટે આપણે તત્પર, રહેવુ જોઇએ જો આપણે બીજી વસ્તુ પસદ કરીએ તો આપણને "ચાંદલીયો" ન મળે ત્યારે રૂદન કરવુ ન જોઇએ તમારી સમક્ષ એ જ ખરેખરો મુદ્દો છે, અને હુ જાણુ છુ કે, એ મુદ્દો વિશ્વાસપૂર્વક હુ તમારા હાથમા રહેના દઇ શકીશ"–દેશભક્ત લાલા લજપતરાય

ઉપર ટાકેલા શબ્દો મહાન્ દેશભક્ત લાલા લજપતરાયે કલકત્તામાં મળેલી હિન્દી રાષ્ટ્રીય કોંગ્રેસની ખાસ બેઠકને પ્રમુખપદેથી ઉચ્ચાર્યા હતા કોંગ્રેસની આ ખાસ બેઠક ચાલુ સપ્ટેમ્બર

માસના પ્રારંભમાં બોલાવવામાં આવી હતી મ૦ ગાંધીજીએ દેશની વર્તમાન રાજકીય પરિસ્થિતિનો અસરકારક ઉપાય યોજવાને માટે અસહકારનો મંત્ર મુકયો હતો, તેનીપર વિચાર ચલાવવાને માટે કોંગ્રેસની આ ખાસ બેઠક બોલાવવામાં આવી હતી ધીમે ધીમે કોંગ્રેસના રાષ્ટ્રીય સંચાલનમાંથી વિનીત પક્ષ પાછા પગલાં માંડી અદ્દશ્ય થતો ગયો હતો, તેથી પાછા તેમને આકર્ષી શકાય એવી આશાથી એ કોંગ્રેસનું પ્રમુખપદ દેશભક્ત લાલા લજપતરાયને આપવામાં આવ્યું હતું વિનીતોને કોંગ્રેસમાં આવીને પોતાનો પક્ષ રજુ કરવાને લાલાજીએ આમંત્ર્યા, પરન્તુ તેઓ એકના બે થયા નહિ તેઓ દેશની નાડ સારીરીતે જાણતા હતા, દેશનો પ્રવાહ કઇ દિશામાં કેટલા વેગથી વહે છે, તેનું તેમને ઝીણું જ્ઞાન હતું અને તે પ્રવાહ તેમનો ખાળ્યો ખળાશે નહિ, એવો તેમને પ્રતીતિપૂર્ણ ભય હતો તેથી તેઓએ એ પ્રવાહના વેગમાં આડો પગ મુકવો યોગ્ય ધાર્યો નહિ

આ ખાસ બેઠકના પ્રમુખ લાલા લજપતરાયે ઘણું સુંદર, લાંબુ, અને સ્વમાનથી ભરપૂર, એવું કડક, સ્પષ્ટ ભાષણ આપ્યું તેમાં તેમણે દેશની રાજકીય સ્થિતિ દર્શાવી પંજાબ પ્રકરણની ઘોર નિર્દયતાએ તેમના ભાષણનો યોગ્ય રીતે ઘણો મોટો ભાગ રોકયો હતો દેશની રાજકીય સ્થિતિનું બીજું પ્રકરણ ખીલાફત પ્રશ્ન છે ! આ પ્રશ્નથી મહાત્મા ગાંધીજી જેટલા રંગાયા છે, તેટલા લાલાજી રંગાયા લાગતા નથી આ પ્રશ્નોના સંબંધમાં બ્રિટિશ પ્રજાસત્તાને વિજ્ઞપ્તિ કરવાથી ન્યાય મળશે, એવી આશા ઘણાઓને હતી લાંબા સમયથી એવી આશા-એવી શ્રદ્ધા ઘણાએ રાખી રહ્યા છે આ પ્રજાસત્તાઓ-જેમની ન્યાયવૃત્તિપર, જેમના નિષ્પક્ષપાતપણાપર, જેમના સ્વાતંત્ર્યપ્રેમપર આટલા બધા વિશ્વાસ શ્રદ્ધા અને આશા રાખવામાં આવે છે તે પ્રજાસત્તાઓ-બહુધા સ્વાર્થ થી જ પ્રેરાયેલી હોય છે, પરમાર્થ, હિત, કલ્યાણ,શ્રેય, અને ન્યાય આદિ સર્વ તેમના સ્વાર્થમાં સમાઇ જઇ ભસ્મિભૂત થઇ જાય છે, એ વાત લાલાજીએ પોતાના ભાષણમાં કહી હતી. લાલાજીને ઇંગ્લાંડની પ્રજાસત્તાના પ્રત્યક્ષ અનુભવ છે, તેમને જાપાનની પ્રજાસત્તાનો પણ તેવો જ અનુભવ છે, રે, દુનિયામાં સર્વ શ્રેષ્ઠ અમેરિકાની પ્રજાસત્તાનો પણ ઉંડો અનુભવ છે, અને તે બધા અનુભવોપરથી બંધાયેલા પોતાના વિચારો તેમણે સ્પષ્ટ રીતે દર્શાવ્યા છે-એ વિચારો દેશજનોએ અવશ્ય હૃદયમાં ધારણ કરવા યોગ્ય છે મારી કલ્પના તો એ છે કે, સ્વમાન ધરાવનાર કોઇ પણ વ્યકિત કિંવા પ્રજા અન્ય અમુક વ્યકિત કે પ્રજાની ન્યાયવૃત્તિપર આધાર રાખીને તેમાંયે ખાસ કરીને જ્યારે જીવનમરણના અમોઘ પ્રશ્નો નિરંતરના આંખ આગળ જ ખડા હોય ત્યારે હાથ પગ જોડીને તો બેસી રહી ન જ શકે

લજપતરાયજીએ આટલા શબ્દો કહ્યા તે ઉપરાંત, અસહકાર વિષે પોતાના લાંબા ભાષણમાં એક અક્ષર પણ તેમણે ઉચ્ચાર્યો નથી એક પ્રમુખ તરીકે નિષ્પક્ષપાતવૃત્તિ જાળવી રાખી કોઇ પણ પક્ષમાં પોતે છે એમ સ્પષ્ટ ન બતાવવું, એ ઉદ્દેશ તેમનો એમ કરવામાં હતો, એમ કહેવામાં આવ્યું છે એ એમને ગમ્યું તે ખરૂં પરંતુ સંપૂર્ણ માનપૂર્વક મને એમ કહેવાની આવશ્યકતા લાગે છે કે, લાલાજીએ એવું દ્વિઅર્થી કિંવા અસ્પષ્ટ વલણ ધારણ ન

કર્યું હોત તો વધારે ઠીક થાત મારા કારણો એ છે કે, લાલાજી કયા પક્ષમાં ભળશે, એ વાત જાહેરપ્રજાથી કોઇપણ ગુપ્ત તો રહી શકી ન હતી માત્ર મતભેદ અસહકારની વિગતો પરત્વે જ હતો મહાત્મા ગાધીજીએ અસહકારના સર્વ મુદ્દા વિગતવાર તેમની સમક્ષ રજુ કર્યા હોના જોઇએ, અને તે સર્વ લાલાજીને માન્ય ન હતા, એ આપણે પાછળથી જાણી શકયા છીએ, તો મારી માન્યતા એ છે કે, એ મુદ્દાઓ ઉપાડીને તેમણે વીગતવાર ચર્ચા કરી પોતાના અભિપ્રાયો દર્શાવ્યા હોત તો ખાસ કરીને આવા મહાકઠિન અને કેટલેક અંશે ગૂઢ અને અગમ્ય પ્રશ્નપર કૉંગ્રેસના શ્રોતાજનો–પ્રતિનિધિઓ વિગેરે વધારે ઉંડો વિચાર કરી શકયા હોત

આ વિષયમા આગળ ન વધતા આપણે હવે કૉંગ્રેસના કાર્ય તરફ દૃષ્ટિ ફેંકીશુ મેં બહુ કૉંગ્રેસો જોઇ નથી, તેમ જ કલકત્તાની કૉંગ્રેસમા જાતે જવાનું સદ્‌ભાગ્ય મારૂ ન હતું, તથાપિ મળેલી વિગતોપરથી એટલુ તો મને સ્પષ્ટ માલૂમ પડયુ છે કે, કલકત્તાની એ બેઠકમા જેટલી અને જેવી ચર્ચા થઇ છે તેવી કોઇ પણ કૉંગ્રેસમા ભાગ્યે જ થઇ હશે દેશના મહા બુદ્ધિમાન્ પુરૂષોએ અસહકાર પરત્વે પોતાના બુદ્ધિવાદનાં ફળો રજુ કર્યા, બુદ્ધિવાદનુ પ્રચડ મથન થયુ, તે મથન કરતાં કરતાં ઘણાખરાઓએ વાગ્યુદ્ધ પણ સારૂં કર્યું, પ્રત્યેક નરપુંગવ પોતાનું અને પોતાના પક્ષનું બલ મ ગાધીજી અને તેમના પક્ષ સાથે માપવા પ્રયત્નશીલ થતો હતો અને તેમા વિજયવત બનવાની આશા રાખતો હતો બુદ્ધિવાદના અખાડામાં છેવટે મલ્લરાજરૂપ ગાધીજી સર્વને પટકી પટકી વિજયવત થયા વિષયનિર્ણયક સભામા તેમના પક્ષમાં આશરે પન્દર જણ પ્રતિપક્ષ કરતા વધારે માલૂમ પડયા હજી ગાંધીજીની શક્તિ ભર કૉંગ્રેસના ખુલ્લા મેદાનમાં કસાવાની હતી પરન્તુ મહારાજ ગાધીજીના વિશ્વાસ અને શ્રદ્ધામા અનેક ગણો વધારો થઈ ગયો હતો, અને ખુલી કૉંગ્રેસમા પણ પ્રતિપક્ષીઓને મહાત્ કરી પોતાનાં પક્ષને વિજય અપાવ્યો નિર્માલ્ય, ડરપોક, બીકણ ગણાતા ગુજરાતે સિંહ જેમ ગાજતા "બગાળી બાબુઓના" પાટનગરમા સર્વને પરાજિત કરી મૂછે હાથ દઈ આમ ગરવી ગુજરાતનુ ગૌરવ અમર કર્યું

મ ગાધીજીનો આ વિજય અનુપમ, અપૂર્વ, અદ્‌ભુત છે, એમ સર્વને વિનાસંકોચે કબુલ કરવુ પડશે કૉંગ્રેસમાં ખુદ બગાલના મહાન્ આગેવાનો સી આર દાસ અને બિપિનચંદ્ર પાલ જેવા તેમની વિરુદ્ધ હતા, પંડિત મદન મોહન માલવીય જેવા પ્રખર અને કૉંગ્રેસના તેમ જ દેશના ધુરધર, અનુભવી પીઢનેતા તેમના મત્રનો બલપૂર્વક વિરોધ કરી રહ્યા હતા, મદ્રાસ તેમની વિરૂદ્ધ માલૂમ પડતું હતું, મધ્ય પ્રાંતો અને બ્રહ્મદેશનો વિરોધ તો નિ શક પૂરવાર થયો છે, પજાબના સિંહ સમાન દેશભકત લા લા લજપતરાય તેમની સાથે નિસરણીના એક જ પગથીયાંપર ચઢીને અટકી જતા હતા, ખુદ મુબાઇ ઇલાકામા સ્વર્ગસ્થ લોકમાન્ય તિલકનો બળવાન વર્ગ પણ તેમની સામે ઉભો રહી બાજી ચલાવતો હતો–આ સઘળા વિરોધ છતાં, અનેક પ્રકારની વિટંબનાઓ, મુશ્કેલીઓ, અડચણો, દખલો છતા મ ગાધીજી કેવી રીતે સફળ થઇ શક્યા? આનો પ્રત્યુત્તર હું લબાણથી આપવા ઇચ્છતો નથી–આપું તો લબાણની સીમાયે કદાચિત્ આવે નહિ મ ગાંધી-

ર્જીનુ જ્ઞાન, તે જ્ઞાનનો સપૂર્ણ ઉપયોગ કરવાની શકિત, કાર્ય કરવાની શકિત, અપૂર્વ આત્મબળ અને મહાન સનાતન સિદ્ધાંતોનો આશ્રય તેમ જ, દભાદિક દુર્ગુણસમૂહનો સંપૂર્ણ તિરસ્કાર અને ધિક્કાર એ જ તેમની સફળતાના કારણો છે મ ગાધીજીને કદાચિત્ એવો વિચાર પણ નહિ આવ્યો હોય તથાપિ મને કહેવાનુ મન થાય છે કે, એમા એમણે અન્ય સર્વ અગ્રેસરો કરતાં પોતાનુ ચઢીયાતાપણું દર્શાવી આપ્યું છે અન્યમત, આથી અન્ય અગ્રેસરોને સ્હેજ પણ ઉતારી પાડવાનો મારો સકલ્પ નથી

૧૧ કલકત્તા કૉંગ્રેસમાં પોતાનો પક્ષ પ્રતિપાદન કરી મ ગાધીજી જપ્યા નથી તેમને જપ તો હોય જ શાનો? શુ સૂર્ય પ્રકાશ આપતા જપે છે? વાયુનો પ્રવાહ જગતને પ્રાણ અર્પતાં જપે છે? કૉંગ્રેસમા પોતાના પક્ષનુ પ્રતિપાદન એ તો એમના કાર્યની માત્ર એક આશાભરી શરુઆત જ હતી, ભવ્ય મહાલય ચણવાનુ ખાત મુહૂર્ત હતુ પારીશાની પહેલી પુણી હતી અસકારને વ્યવહારમા યોજવાને તેઓ પોતે અને તેમના અનુયાયીઓ કાર્ય કરી રહ્યા છે, કેટલેક અશે પ્રજા તેમની પાછળ ચાલી જાય છે આમ આ હીલચાલનો વેગ વધતો જાય છે, એમાં તો કાંઇ જ શક નથી જેઓ એમ ધારતા હતા કે, આ હીલચાલ આપોઆપ સ્વધામ પહોચી જશે, તેઓ હવે સફાળા ઉઠીને આખો ચોળવા લાગ્યા છે કે આ શુ? કોઇ દિવસ એવો ગયો નથી કે એ હીલચાલની પ્રગતિ વિષે આપણે કાંઇ સાભળ્યુ ન હોય! પ્રજામાં જાગૃતિ વધતી જાય છે, તેઓમા સ્વમાન અને સ્વાશ્રયની ભાવનાઓ પોષાતી જાય છે અને નિરાધાર અવસ્થામાં સબડવાને માટે તેઓ શરમિંદા પડતા જાય છે આ અસહકારની હીલચાલના અન્ય પરિણામો ગમે તે આવે, પરન્તુ એનાથી પ્રજામાં એટલી બધી જાગૃતિ આવી છે, અને હજી આવશે કે, અન્ય કોઈ હીલચાલથી અત્યાર સુધી એવી જાગૃતિ આવી નથી મીસીસ બિસેંન્ટને "હોમરૂલ" (અથવા સ્વરાજ્ય) ની મૂર્ત્તિ તરીકે લૉર્ડ પેન્ટલાંડે મદ્રાસ ઈનાકામા દફનાવ્યાં, તે વખતે જે પ્રચડ હીલચાલ ચાલી હતી ને સમયે જે જાગૃતિ આવી હતી તે બહુધા ઉપરચોટીઆ અને બાહ્ય હતી—પરિણામોએ આ વાત સિદ્ધ કરી છે અલબત્ત, તેથી લાભ તો થયો જ છે વર્તમાન જાગૃતિ આતરિક છે, અતરમાથી એનુ ઝરણ વેગપૂર્વક ફુટે છે, તેના બીજ બહુ ઉડા છે, ને તેથી જ તે વણાઓને—પ્રજાના કેટનાક આગેવાનોને વખત વીતતા લાંબા કાળે—પોતાને અસહ્ય લાગે તો તેમા કાઇ જ આશ્ચર્ય નથી આ હીલચાલ અને આ જાગૃતિના પરિણામો શાં આવશે તે તો પયગમ્બરો—ભવિષ્યવેત્તાઓ—ભવિષ્ય તરફનો પડદો ફાડીને જોનારાઓ જ કહી શકે એમા આત્મઘાત નથી, એમા અધ પાત નથી, એમા પ્રજાનો વિનાશ નથી એ કહેવાનુ હું સાહસ કરૂં છુ કેટલીક ચીજો આપણી આંખોની ઘણી જ નજીક હોય છે ત્યારે તેમનુ યથાસ્થિત સ્વરૂપ આપણને દેખાતુ નથી, તેવી જ રીતે કેટલાકોના સબધમા અસહકાર વિષે બને તો તેમા આશ્ચર્ય છે!

આ અસહકાર અને તેની વિગતો પરત્વે કાંઇ નિર્ણયાત્મક અભિપ્રાય આપવાની ધીટતા, ધૃષ્ટતા અને સાહસ હું નહિ કરૂ જ્યાં ધુરધર શક્તિઓમા તીવ્ર મતભેદ હોય ત્યા મારા

કૃષ્ણચરિત્ર રૂ ૧-૮-૦ એન એમ ત્રિપાઠી, એન્ડ કપની, મુબાઇ,

જોવાનો અભિપ્રાય શા કામનો ? હા, જો 'અસહકાર'નો પ્રશ્ન કેવળ વ્યકિતગત હોય તો આવશ્યક આત્મ-ભોગ આપીને હું તેનો સ્વીકાર કરી લઉં, અને બીજાઓને તેમ કરવાને હું કહું પરન્તુ એ પ્રશ્ન સમસ્ત પ્રજાનો હોઈ, પ્રજા તેને કેવી રીતે ઝીલશે, તેને વિશુદ્ધ સ્વરૂપમા ઝીલીને વિશુદ્ધ જ રાખશે, અને વ્યવહારમા યોજતાં તેને વિકૃત બનવા નહિ દે ઇત્યાદિ વાતોનો નિર્ણય ન થાય, ત્યા સુધી આપણને તે ઇષ્ટ છે કે નહિ ? એનો ઉત્તર આપી ના શકાય કેટલાક મહાન્ દેશભકતો હજી કળકળીને કહે છે કે એથી દેશને હાની પહોચશે મ૦ ગાંધીજી પુન: આશા રાખે છે કે, તેમ નહિ થાય, પણ સર્વથા તેથી લાભ જ થશે મેં ઉપર કહ્યુ તેમ એક વાતે તો લાભ છે જ અન્ય વાતોમા તેથી લાભ થશે કે નહિ ? તે તો ભવિષ્ય જ દર્શાવી શકશે

## ગુજરાત રાજકીય પરિષદ.

હવે આપણે અમદાવાદમા ભરાયલી ગુજરાત રાજકીય પરિષદની વાત કહીએ કેંગ્રેસની ખાસ બેઠક પહેના થોડા દિવસ અગાઉ એ પરિષદ અમદાવાદમા ભરવામા આવી હતી એનો ઉદ્દેશ એ હતો કે કોંગ્રેસની ખાસ બેઠકને અસહકારપર વિચાર કરવામા એ પરિષદના નિર્ણયોનુ બળ મળે

આ પરિષદની સ્વાગતસભાના અધ્યક્ષ રા વલ્લભભાઇ ઝવેરભાઇ પટેલ મ ગાંધીજીના વિચારોના અનુયાયી હોઇ, ચુસ્ત અસહકારી છે એથી એમના સ્વાગત આપનારા ભાષણમા અસહકારનો પક્ષ સારી રીતે કરવામાં આવ્યો છે એ આપણાથી સમજી શકાય છે એમનુ ભાષણ સરળ, શ્રોતાઓપર અસર કરે એવુ, અને માર્મિક છે આ ભાષણનુ વિશેષ અવલોકન કરવાની આવશ્યકતા નથી, પણ એટલું ઉમેરીશુ કે, જ્યારે તેમણે પોતાના ભાષણમાં આખી બ્યુરોક્રસીને ગટરના પાણી સમાન કહી લૉર્ડ સિંહની નીમણૂંકને તે ગટરમા નાખેલા ગગાજળના છાંટા તુલ્ય કહી, અને સર ચદાવરકરને પોતાનો ખીતાબ છોડી દેવામાં ગીતાજીનો કયો શ્લોક આડે આવ્યો એમ કહ્યુ, ત્યારે આખી સભામા ખડખડાટ હાસ્યના ધ્વનિની ગર્જના થઇ રહી હતી

પરિષદ્ના પ્રમુખ મિ અબ્બાસ તૈયબજીનુ ભાષણ પણ સુદર હતુ, પરન્તુ તેમાં રા વલ્લભભાઇના ભાષણ જેટલી સરળતા ન હતી એમા સઘળી હકીકત દર્શાવ્યા પછી, વર્તમાન પરિસ્થિતિનો અન્ય ઉપાય ન જ હોય તો અસહકાર કરવો, એમ કહેવામા આવ્યુ હતુ, અને અસહકાર કરવામા કેવા કેવા ભોગ આપવા પડશે, કેટકેટના બલિદાન દેવાં પડશે, અને કેટલુ સહન કરવુ પડશે, એ સઘળુ ગભીર ચેતવણીરૂપે કહેવામાં આવ્યુ હતું એ પોતે અસહકારવિના અન્ય કોઇ માર્ગ સૂચવી શક્યા નહિ, પરન્તુ શ્રોતાઓને અસહકારના સબધમા તેમણે ઠીક ચેતવ્યા હતા વળી પરિષદનુ કામ ચલાવવામા પણ તેમણે અચ્છી કાર્યકુશળતા બતાવી હતી જો કે ઘણુખરૂં કાર્ય રા. વલ્લભભાઇ આરોપી નેતા દેખાતા હતા પરન્તુ તે સર્વેપર મિ અબ્બાસ તૈયબજીની આખ રહેતી હતી, અને તેમણે પ્રમુખ તરીકે પરિષદનું કાર્ય સમેટતા જે જુસ્સાપૂર્વક ભાષણ કર્યું હતું, તેપરથી તેમની શકિત અને હૃદયનો

સારો પરિચય તેમણે કરાવ્યો હતો આપણે એટલું ઇચ્છીએ કે, આવા પુરુષ આપણા રાજકીય પ્રકરણમા ભાગ લેવાને પ્હેલા આવ્યા હોત પરન્તુ, એ ભૂતકાળની ભૂલ હજી પણ સુધારાય તોયે બહુ છે

બીજો દિવસ ખરેખર મહત્ત્વનો હતો, કેમ કે તે જ દિવસે અસહકારનો ઠરાવ પસાર કરવાનો હતો અસહકારને ઉત્પન્ન કરનાર પંજાબ પ્રકરણ અને ખીલાફતના પ્રશ્ન વિષે બીજો અને ત્રીજો ઠરાવ પસાર કર્યા પછીથી ચોથો ઠરાવ અસહકારનો હાથમા લેવામાં આ વ્યો મ ગાંધીજી પોતે આ ઠરાવનુ સમર્થન કરવા વ્યાસાસનપર આવ્યા, અને પોતાની અસ્ખલિત વાગ્ધારાથી તેના સર્વ અંગો ચર્ચ્યા, અને પ્રતિપક્ષની કેટલીક દલીલોનુ પણ સમાધાન કર્યું જ્યારે ગુજરાતના આ પયગમ્બરનો પ્રવાહ ચાલતો હતો, ત્યારે આખી સભા ચિત્રવત્ બની રહી તે બાનીનુ પાન કરતી હતી મ ગાંધીજીની દલીલો પ્રતીતિકારક હતી, એમ તો કહેવુ પડશે તેમણે અસહકારપર ખુબ વિચાર કર્યો હતો દેશની સ્થિતિ વિષે ઉડો વિચાર કર્યો હતો દુખેના દેશનો ઉદ્ધાર શી રીતે કરવો ? અને ઉંઘતી પ્રજાને શી રીતે જગાડવી ? એ જ એમના કાર્યનો ઉદ્દેશ હતો સઘળી દિશાઓમા નજર ફેરવી પણ તેમને "અસહકાર" વિના અન્ય કાર્યસાધક માર્ગ સુઝ્યો નહિ અન્યાયની સામે ન્યાય, અસત્યની સામે સત્યને અથડાવા દેવા–અથડાવા એટલે અન્યાય, અસત્ય ગમે તેવા પ્રબળ દેખાતા હશે તથાપિ ન્યાય અને સત્યની સમક્ષ છિન્નભિન્ન થઇ જશે, આ સનાતન સિદ્ધાંતપર મ ગાંધીજી ઉભા છે એમની અપૂર્વ દીર્ઘદૃષ્ટિ અને પ્રબુદ્ધ આત્માએ તેમને ત્યા દોર્યા છે પરન્તુ 'એવી દીર્ઘદૃષ્ટિ નહિ ધરાવનાર લોકો કહે છે કે, એવી નીતિના સિદ્ધાતો ધર્મના ક્ષેત્રમા કામ આવે, રાજકીય પ્રકરણમા અને અર્થશાસ્ત્રમા કામ ન આવે આપણે જોઇશુ કે, અંતે કોનો જય થાય છે આપણાં શાસ્ત્રો તો પોકારી પોકારીને કહે છે કે, सत्यमेव जयते, नाऽनृतम् ।

આ અસહકાર વિષે હું માત્ર એક જ વાત ઉમેરવા ઇચ્છુ છુ તેમા એક પેટા-કલમ એવી નાખવામાં આવી છે કે, અસહકારીઓએ પોતાના બાળકોને શાળાઓમાંથી ઉઠાડી લેવાં. કેટલાકો, જેઓએ પૂરતો વિચાર કર્યો નથી, અથવા એવો વિચાર કરવાની ના પાડે છે, તેઓ આ પેટા કલમને હસી કાઢે છે, અને તેને વિષે અનેક પ્રકારની વાતો કરે છે જેને જે યોગ્ય લાગે તે કહેવાના હકક છે, એ હું કબુલ કરીશ પણ મારા નમ્ર અભિપ્રાય પ્રમાણે અસહકારને હમેશને માટે સફળ કરવાનો કોઇ પણ માર્ગ હોય તો તે બાળકોને રાષ્ટ્રીય કેળવણી આપવાનો જ છે, અને જો આપણે ખરેખરૂ સ્વરાજ્ય ભોગવવુ હોય તો આપણાં બાળકોને આપણું પોતાનુ જ શિક્ષણ આપણને પોતાને યોગ્ય લાગે તે પ્રકારે આપવુ જોઇએ. ઇતિહાસ પણ આપણને એ જ પાઠ શિખવે છે અમેરિકા જુવો, જાપાન જુવો આ પ્રજાકીય કેળવણી આપણે ત્યાં બહુ ફેલે અને ફાલે તેટલા માટે પ્રથમ આવશ્યકતા એ છે કે, હાલની નિશાળોમાથી બાળકોને ઉઠાડી લેવાં વર્તમાન કેળવણી કેટલી હાનિકર છે, તેનો ખ્યાલ જેમણે એ કેળવણી લીધી હોય, અને મોટપણે યોગ્ય વિચાર કરી શકતા હોય તેમને જ

આવે છે. એક વખત બાલકો શાળાઓમાથી ઉઠાડી લેવાશે તો તેમની કેળવણી વિષે ખાનગી રીતે અરાજકીય પદ્ધતિપર શિક્ષણ આપવાની વ્યવસ્થા ઝડપથી થઇ શકશે, એમ હુ માનુ છુ અને જેમને એટલી બધી શ્રદ્ધા ન હોય તેમણે એવી વ્યવસ્થા થાય ત્યારે પોતાના બાળકોને તે શાળાઓમા મુકવા જોઇએ અસહકારના કાર્યક્રમની આ શાખાને હુ ઘણુ મહત્વ આપુ છુ, અને તેથી રાષ્ટ્રીય શાળાઓ કાઢવાને, અને ગુજરાતમા રાષ્ટ્રીય વિદ્યાપીઠ કાઢવાને માટે અને તમામ પ્રયત્નો પુરી સતતતાથી કરવાનો મારો પ્રત્યેકને આગ્રહ છે હુ ધારૂ છુ કે, મ૦ ગાધીજીએ પણ આ વાતનુ મહત્ત્વ વિચાર્યું હશે, અને તેને માટે વ્યવસ્થા કરવા માડી હશે ગુજરાત કેળવણી મડળ પણ આ સબધી અચ્છુ કામ બજાવશે એવી આશા રાખવામા આવેછે પણ માત્ર આના મડળો જ સઘળુ કરશે, અને આપણે તેના ફળો ખાઇશુ, એમ ધારીને આપણે હાથપગ જોડીને બેસી રહેવાનુ નથી "અસહકાર"મા મને તો મુખ્ય સૂત્ર એ લાગ્યુ છે કે, 'તમારા દેશને માટે તમારા દેશની સરકાર જે પ્રયત્નો કરી રહી છે, તેમા તમે ભાગ ન લો, પરન્તુ **તમારા પોતાના દેશબધુઓને યોગ્ય લાગે તે દિશામા તમારા દેશની ઉન્નતિને માટે કાર્ય કરવાને પ્રત્યેક જન કટિબદ્ધ થાઓ.'** "અસહકાર" કહો કે "**સ્વાશ્રય**" કહો, મને તો એ બેમાં ભેદ લાગતો નથી ગુજરાતનો, હિન્દનો આ આદેશ છે, તે પ્રત્યેક સાચા ગુજરાતી, સાચા હિન્દીએ ઝીલી લેવો જોઇએ સ્વમાન એ આપણા સ્વરાજ્યની ચાવી છે, અને સ્વાશ્રય વિના સ્વમાન અસભવિત છે તેથી પ્રત્યેકે કાર્ય કરવુ જોઇએ, અને નિશ્ચેતના, મદતાનો ત્યાગ કરવો જોઇએ તે પછી ત્રીજે દિવસે પરિષદ્‌મા કેટલાક મહત્ત્વના ઠરાવો પસાર કરવામા આવ્યા હતા વખત ઝાઝો વીતી ગયો હતો એટલે ઘણા ખરા ઠરાવો પ્રમુખસ્થાનેથી રજુ કરવામા આવ્યા હતા આ ઠરાવોમા કેટલાક વિશેષ મહત્ત્વના હતા, પરન્તુ તે સઘળાને એક જ લાકડીએ હાંકવામા આવ્યાથી શ્રોતાઓને તેમનુ મહત્ત્વ સમજાયુ હશે કે કેમ? એ શકાસ્પદ છે પરિષદ્ થોડો સમય વધારે લમાવી હોત અને એમાના કેટલાક વિષયોને ચર્ચાવા દીધા હોત તો તેથી ઘણો લાભ થાત એમ હુ માનુ છુ આ વિષયો ચર્ચાયા નહિ, તેથી કદાચ ન્યાયપૂર્વક કહી શકાય કે અસહકારનો ઠરાવ પસાર કરવાને માટે જ આ પરિષદ્ ભરવામા આવી હતી જો એ વિષયોપર ચર્ચા થઈ હોત તો આપણી ઉન્નતિને માટે આવશ્યક કેટલાક મહત્ત્વના સગીન પ્રશ્નોપર આપણે કેટલો વિચાર કર્યો છે, તે પણ માલૂમ પડી આવત આપણે વિષે સામાન્યત એવી ફર્યાદ છે, અને તે સત્ય છે એમ કહેવાનુ મને મન થાય છે કે, આપણે જે વિષયોનો અભ્યાસ કરવો જોઇએ તેમનો અભ્યાસ કરતા નથી, અને માત્ર ઉપરચોટીઆ જ્ઞાન મેળવી ચલાવી લઇએ છીએ—આ પરિષદ્‌મા થયલા ભાષણો જ એના સમર્થનમા રજુ કરી શકાશે માત્ર ખેચાર વક્તાઓને બાદ કરીએ તો બાકીના વક્તાઓએ પોતાના વિષયોનો અભ્યાસ કર્યો ન હતો, અને જેમ ફાવે તેમ ફેંકતા હતા, એમ સ્પષ્ટ માલૂમ પડી આવતું હતું

ત્રીજે દિવસે સ્વદેશીના ઠરાવપર ચર્ચા થઈ હતી, જે અતિ મહત્ત્વની હતી આપણા દેશની આર્થિક સ્થિતિ ઘણી ખરાબ થઈ ગઇ છે, અને તેથી આપણા દેશબધુઓ, અને બહેનો

રોજીવિના ભૂખ્યાં મરે છે, ઘણી વેળા કાઇ કામ વિનાના દિવસો, ગાળે છે, જ્યારે દેશી માલ-પૂરતો મળતો નથી, તેમાં વણી ખામીઓ પુરવાની રહે છે, તે તેમના કામથી પૂરી કરી શકાય અવશ્ય, મ ગાંધીજીનો રેંટીઓ આ બાઈઓને આશિર્વાદ સમાન થઇ પડ્યો છે પણ દિવસે દિવસે તેમને અધિક ઉત્તેજન આપવાની જરૂર છે જેઓ કોનર, ટાઇ વિગેરે પહેરીને ઇસ્કી ટાઇટ થઈ ફરે છે, તેમણે સાદાઇ ધારણ કરવાની જરૂર છે, અને તેવાઓને હું એક જ ઉદાહરણ આપીશ, કે ઘણા અંગ્રેજો, અને ગોરાઓ પણ આપણા દેશીઓ જેવા કપડા પહેરીને ઘણું સાદુ જીવન ગાળે છે આ સાદાઇની મધુરતાનો સ્વાદ ચાખવાની આપણે ખાસ જરૂર છે, અને આપણી પોતાની ખાતર-આપણા પોતાના દેશની ખાતર આપણે સ્વદેશી માલ વાપરવો જોઇએ હવે આમા એક બે મુશ્કેલીઓ એ છે કે, પ્રથમ તો ઘણી જગ્યાઓએ સ્વદેશી માલ મળતો નથી, અને મળે છે તો ઘણો મોંઘો મળે છે જે જે જગ્યાઓએ સ્વદેશી ભંડારો ખોલવામા આવ્યા છે, તે તે જગ્યાઓની કેટલીક સ્વદેશી ચીજો મળી શકે છે, પણ ત્યાંયે બધી ચીજો અથવા ઘણી ખરી ચીજો મળી શકતી નથી અને વળી તેમની કીંમતો પણ ભારે લેવામાં આવે છે ભંડારો કાઢનારા તેમ જ સ્વદેશી મીનોના એજંટો વિગેરે એકદમ પૈસો કમાઇ લેવાના પ્રયત્નો કરે છે તેઓ વ્યાપાર કરતા હોવાથી, વિના લાભે તેમને વ્યાપાર નહિ કરવાની ભલામણ કરી શકાય નહિ-પરન્તુ મારૂ કહેવુ એ છે કે, પોતાના દેશની ખાતર તેઓ થોડો નફો ખાય, અને પોતાના દેશને માટે માલ જેમ બને તેમ વધારે ટકાઉ અને ઉપયોગી બનાવે તો સ્વદેશી હીલચાલને સારૂ ઉત્તેજન મળે, અને તેથી પરિણામે તેમને જ લાભ થશે આમ કરવુ એ તેમની પવિત્ર ફરજ છે અને તે ફરજ તેઓ જલદી સમજી જાય તો સારૂ છે, નહિ તો તેમની સામે પણ દેશ કદાચ થાય તો તેમા નવાઇ નહિ અને તેના ભણકાર આ પરિષદમા જ વાગ્યા હતા મીલ માલેકો અને મીલએજંટોને જે વિશેષણોથી વધાવી લેવામા આવ્યા હતા, તે ઉપરથી એમણે પૂરતી સમજણ લેવી જોઇએ

એકદરે આ પરિષદનુ કાર્ય સફળતાથી સમાપ્ત થયુ મ. ગાંધીજી અને તેમની મંડળીનો એને માટે આપણે આભાર માનવો જોઇએ પરન્તુ જેઓ પરિષદના પ્રારંભમા પરિષદમાં ભાગ લેતા હતા તેવા ઘણા આ પરિષદમા ગેરહાજર રહેલા જોવામા આવતા હતા હોમરૂલ લીગની હીલચાલના આરંભમા જેઓ ખુબ ચપળતા બતાવતા હતા, તેઓ હવે પાદા પાછા જતા જણાયા છે તેનુ કારણ શું ? શું તેઓને હવે પોતાની ઉપયોગિતા ઓછી થયેલી લાગે છે ? અથવા બીજુ કાંઈ કારણ છે ? તેઓ સમજાવશે ?

---

## હતાશ.

લેખક–રા. ગિરિજાશંકર મ. ભટ્ટ

[ શિખરિણી ]

દિશાઓ ઝાંખી ને પવન પણ ક્યાંહી નવ મળે,
દિસે અંધારૂં આ જગત્ સઘળે ને મુજ ઉરે,
બધા લોકો નાચી ખૂબ હસી વળી ખૂબ રડતા,
અહો ! તેની છાયા મુજ ઉપર તો શ્યામ પડતી

સુકાણા આનન્દો મુજ જીગરના ખૂબ દિનથી,
હવે ત્યાં તો ઉડે બહુ બહુ અરે ! ધૂળ ભૂખરી,
મઝા મારે માટે નથી નથી લખાણી જગતમાં,
શું એ શંકા કૂડી મુજ હૃદયની સત્ય જ હશે ?

ઘણા બાંધ્યા મેં તો મમ હૃદયમાં મ્હેલ નવલા,
ટક્યા ના તે ઝાઝા કડડધૂમ હાવા પડી જતા,
ન ટેકો દેવાને અહિં જ મુજ પાસે કશું રહ્યું,
અને ચપાતો હું મમ હૃદયના મ્હેલ તળીએ

હવે એ ખંડેરો નહિ જ કદિએ મ્હેલ વદવા,
વિચારોના ભૂતો તહિં જ રમખાણો મચવશે,
અને તેની ચીસો દુ:ખી હૃદયમાં દુ:ખ ભરશે,
નકી આંખો રોશે રૂધિર જળ ના ત્યાંય જડશે

પ્રભો ! મૃત્યુ વ્હાલું સુખ. મુજને આપ અધુના,
ન શાન્તિ તે વિના શ્રમિત ઉરને ક્યાંય જડશે,
અહો ! મૃત્યુ વ્હાલા ! જગત્ સઘળે છો તું કડવું
મને લાગે મીઠું શ્રમિત ઉર આ શાન્ત કરજે !

---

# ચાર્લીબાબા.

લેખક-રા ગટુલાલ દામોદરદાસ બરશીવાળા, એમ. એ, એલએલ બી

રક્તના આસ્વાદથી માત્ર સિંહ જ ઉન્મત્ત થઇ જાય છે એમ નથી, રક્તના આસ્વાદન માટે મનુષ્યની ઉંઘતી પશુવૃત્તિ પણ જાગી ઉઠે છે શિવરાત્રિએ શિવજીના મંદિરમા જેટલી ભીડ થાય છે તેથી ઘણી જ વધારે ભીડ કાલિકાના મંદિરમાં ભેંસના બલિદાન વખતે થાય છે એ વખતે રક્તપાત થઈ જાય તો કોણ રોકી શકે ? હમારા અનેક મિત્ર એ દશ્ય નિરખી આવ્યા છે છતા હમને એ જોવાની ઇચ્છા નથી હમારી પણ ઉંઘતી શાર્દુલવૃત્તિ કદાચ જાગી ઉઠે તો હમે તેને નહિ રોકી શકીએ બલિદાન જોવા આપણે જેટલા ઇચ્છુક હોઇએ છીએ, તેટલા આરતી સાંભળવા નથી હોતા.

આજ કાનપુરની અદાલતમા આટલી ભીડ છે, તેનુ પણ એવુ જ એક કારણ છે મરે સાહેબના નોકરે સાહેબનુ ખૂન કીધુ છે—એ બાબતમા સેશન જજ ફૉરેસ્ટસાહેબની અદાલતમા વિચારણા થઇ રહી છે આવા ભારી અપરાધ માટે દેહાતદંડની શિક્ષા થવાનો પૂરો સંભવ છે ફૉરેસ્ટ સાહેબ ઘણા જ કડક છે, એ વાત સારૂં શહેર જાણે છે એક તો મરે સાહેબનુ ખુન થયુ અને હવે ખૂનીના રક્તપાતનો સંભવ છે—આવો ' તમાસો ' જોવાની ઇચ્છા કોણ રોકી શકે ?

પણ એ મેદનીમા એવી પણ બે આંખ હતી જે પ્રતીક્ષા, ઉત્કંઠા, સન્દેહ ને આશંકામાં એક અનિર્વચનીય ભાવ ધારણ કરી રહી હતી આસામીની સ્ત્રીના કાનમા સરકારી વકીલની દલીલનો એકે એક શબ્દ-જો કે તે એ શબ્દોના અર્થ ન્હોતી જાણતી—કાંટા જેમ ખુંચતા હતા. તે વારવાર ઇચ્છતી કે કોઇ ન કોઇ રીતે સરકારી વકીલની જીભ અટકી જાય તેણે પોતાનો હાર વેચી એક નામાંકિત વકીલ ઉભો કીધો હતો તે વૃદ્ધ વકીલનો કર્કશસ્વર લલીના કર્ણવિવરમાં મધુવૃષ્ટિ કરતો હતો તે મનમાં ને મનમા ધારતી કે આવી જ્ઞાનભરી વાતોથી જજ ને જુરીના મનપર જરૂર અસર થશે પરતુ જજનુ મુખ જોઇ એનુ મન વ્યગ્ર થઇ જતું જજ જાણે પત્થરની મૂર્તિ થઇ બેઠા હતા સાક્ષીઓનુ નિવે ન નોંધતી વેળા લલીએ તેમના મ્હોપર સંદેહ કે અવિશ્વાસનો કોઇ ભાવ નહિ જોયો લલીને જજની મુખાકૃતિ કાંઇક પરિચિત લાગતી હતી જજ સાહેબે એના અમૃતભાષી 'વકીલને કોઇક વાતપર ઝાટકી નાખ્યો ત્યારે એ બાપડીનાં નેત્રોમાથી જળધારા વહેવા લાગી એણે એવા તો જોરથી શ્વાસ ખેંચ્યો કે કચેરીમાં હાજર થયેલા બધા જ લોકે એના સામે જોયુ જજ સાહેબે પણ એની તરફ જોયુ જજની નજર સાથે લલીની નજર મળી લલી ચમકી ઉઠી 'શુ એ ચાર્લીબાબા છે ?—ઓ પ્રભૂ !'

જજ સાહેબના મનમાં પણ કાંઇક સંદેહ થયો એ પોતાના વિચારાસનપરથી વાર વાર તે ઉન્મત્તાપ્રતિ જોવા લાગ્યા એના હૃદયમાં—એના સ્મૃતિપટપર બાલ્યાવસ્થાના અનેક સુખચિત્ર દોરાયા એ મનમાં વિચારવા લાગ્યા આ લલી તો ન હોય ? સ્ત્રીની ગોદમા બાળક

બાલ્યકાળના સ્મરણો જાગૃત કરતી રહી હતી ભાઈસમાન 'ચાર્લીબાબા' પાસેથી શુ એને બાલ્યસ્નેહનો બદલો નહિ મળે ? આજ એની મા બુધિયા જીવતી હતે તો, જરૂર તેને એ ચાર્લીબાબાકને મોકલત લયની એ પણ ખબર કાઢી ચુકી હતી કે ચાર્લીબાબાના માતપિતા વિલાયતમાં છે જો તેઓ કાનપુરમા હોત તો લયની જરૂર તેમને પગે પડત ને પોતાના સુકુમાર બાળકોને તેમને ચરણે ધરત એના ભાગ્યમા શુ છે, શુ થશે ?

બીજા દિવસની સુનાવણીમા લયનીએ જોયુ કે જજની મૂર્ત્તિ વિશેષ ગમ્ભીર થઈ ગઈ છે એથી એનુ હૃદય કમ્પવા લાગ્યુ લયની બીલકુલ સમજી નહિ શકી કે કરુણ હૃદય 'ચાર્લીબાબા' આવા નિષ્ઠુર જજ કેવી રીતે બની ગયા સાક્ષીઓની તપાસ પૂરી થઈ જજે આંસામીના વકીલને પૂછ્યું—'આપને કોઈ સાક્ષી હાજર કરવો છે?'

પ્રતિવાદીનો કોઇ સાક્ષી ન્હોતો તો પણ ધરડા વકીલે લયનીને એક વાર પૂછી જોયુ જજ સાહેબના મનમા મ્હોટો સગ્રામ મચ્યો હતો સાક્ષીઓના નિવેદન સાભળી રહ્યા પછી પણ એ કાઇ નિર્ણય ન્હોતા કરી શકયા આ વેળાએ લયનીનુ મ્હો જોતા જ એમનુ હૃદય ધ્રુજી ઉઠયું એમને પ્રતિવાદીએ મરે સાહેબની હત્યા કરેલીએ સદેહભર્યુ લાગ્યુ એમણે નિશ્ચય કર્યો કે એને છોડાવવાની કોશિશ કરીશ, જ્યૂરીને સમજાવીશ કે આસામી નિરપરાધી છે

બચાવ પક્ષે કોઈ સાક્ષી રજુ ન કીધો બન્ને બાજુના વકીલોની લીન-તકરાર પૂરી થઇ અપરાધી તરફથી કોઈ વજનદાર વાત નહિ કહેવાઇ જોવા મળેલાના મનનો જાણે ભાર ઓછો થઇ ગયો અપરાધીને ફાસીની આજ્ઞા થવામા હવે એમને કશો સદેહ ન રહ્યો પણ, લયનીના મનમા કોણ જાણે વારવાર કહેતુ હતું કે ત્હારા પતિનો જરૂર છુટકારો થશે.

જજસાહેબ પચને મુકદ્દમો સમજાવા લાગ્યા અદાલતમા ચુપકી પસરી ગઈ "મરે સાહેબનો મૃતદેહ સ્નાન કરવાના એક પીપમાથી મળી આવ્યો હતો એના શરીરમા ઘાની કોઈ નિશાની ન્હોતી શ્વાસ રૂંધાવાથી જ એમનુ મૃત્યુ થયુ હતુ ઘરમા એમના અને અપરાધીના શિવાય કોઈ નહોતુ એક નોકરે બ્હારથી આવી સાહેબની લાશ જોઈ હતી અને અપરાધીને સ્નાનગૃહમાથી નીકળતા જોયો હતો અપરાધીને એણે જ્યારે પૂછ્યુ ત્યારે અપરાધી સ્થિર હતો—પણ પોલીસના આવતા વાર જ નાસી ગયો હતો પોલીસે એને કાનપુર સ્ટેશને પકડ્યો હતો " જજ સાહેબે અહીં ઉમેર્યું—"આ બધુ સાભળી અપરાધીપર ખુબ સન્દેહ આવે છે, પણ એના પક્ષમા બહુ વજનદાર વાતો છે "

આ સાંભળી દર્શક મડળી જરાક વિચલિત થઇ જજસાહેબ લયનીના મ્હો તરફ એક વાર નજર નાખી ફરી કહેવા લાગ્યા-પ્રતિવાદીએ આવો ભારે ગુન્હો શા માટે કીધો એ આપણને બીલકુલ જણાતુ નથી એ મરે સાહેબનો વિશ્વસ્ત સેવક હતો એણે કદીપણ એમની કોઈ વસ્તુ ચોરી ન્હોતી મરે સાહેબ સાથે કોઇને શત્રુતા પણ ન્હોતી એથી કોઇએ ઉત્તેજના કરી અપરાધી પાસે મરે સાહેબની હત્યા કરાવી–એ કલ્પના કેવળ અમૂલક છે વિનાકારણ કોઈ ગુન્હો નથી કરતુ એ પોતાના શેઠનુ નામારે ખુન કરે એ આપણને સમજાતુ નથી.

આ સાભળી સરકારી વકીલ અકળવિકળ થયો લયનીનો વકીલ જરાક હસી પડ્યો 'ચાર્તીમાના'એ લયનીના નેત્રોમા તત્ક્ષણ અસીમ કૃતજ્ઞતા ને આનન્દના ભાવ જોયા

જજ સાહેબે વળી એક બારીક વાત કહી તે સાભળીને તો સરકારી વકીલ તથા પોલિસના વડા ન્યાયકર્તાની માનસિક નિરામયતાપર સન્દેહ લાવવા લાગ્યા ફૉરેસ્ટસાહેબે કહ્યુ-"આ મુકદમામાં પ્હેલા તો એ વિચારવાનુ છે કે મરે સાહેબનુ ખૂન થયુ છે કે નહિ સાક્ષીપન્ની તો એમ લાગે છે કે એ પોતાના કુદરતી મોતે મર્યા છે"

હવે તો અદાલતની ચૂપકી કાઇક ભાગી ગઇ ઉપસ્થિત લોક એક બીજાના મ્હોં સામુ જોઈ લાગ્યા જજ સાહેબના મ્હોપર હજુ એવી જ ગભીરતા હતી અલબત, સત્સશોધનનો વિજયગર્વ એમના મુખપર ચળકી રહ્યો હતો આ મુકદમામા એણે લયનીને ન જોયા હોત તો કદાચ એ સાક્ષીનુ આવુ ઉત્તમ વિશ્લેષણ નહિ કરી શકતે એમણે જે કાંઇ કહ્યુ તે વિષે એમને જરાપણ સન્દેહ ન્હોતો એમણે પુરૂ સમજી-વિચારીને કહ્યુ હતુ કે મરે સાહેબનુ સ્વાભાવિક મૃત્યુ થયુ હતું જૂરિને આગળ કહેવા લાગ્યા-'જો કોઈ મરે સાહેબનુ ગળુ દબાવી હત્યા કરતે તો જરૂર તેના ચિન્હો શરીરપરથી મળી આવતે મરે સાહેબે સ્નાન માટે જ્યારે ડૂબકી મારી ત્યારે એમને કોઇએ ઉપરથી દાબી રાખ્યા હોત તો જરૂર પોતાના બચાવ માટે એમણે પછાડા માર્યા હોત "

"ટબની ઉચાઇ પાચ ફીટ હતી મરે સાહેબની લાશ મળી તે વખતે એ પાણીથી ઉપરસુધી ભરેલુ હતુ માત્ર ત્રણ ઇંચ ખાલી હતુ જો આપણે એમ માની લઇએ કે અપરાધી એટલો જોરાવર છે કે એ મરે સાહેબને ઘણા વખત સુધી ઉપરથી દાબી રાખી શકે તો બેશક એને દોષિત કરી શકીએ આપનામાથી અનેકે મરે સાહેબને જોયા છે અપરાધી પણ આપની સામે ઉભેલ છે-એને એકવાર ધ્યાનપૂર્વક જુવો."

માર્કોની સાહેબના જન્મની લાખો વર્ષ પૂર્વે લોકો આખતી વિજળીને પ્રભાવે વગર શબ્દે વાત કરવાની કળા જાણતા હતા જજ સાહેબના ભાષણની મતલબ લયની ને એનો પતિ જરા પણ સ્હમજતા ન્હોતા એઓ એક બીજાની તરફ એકીટશે જોઇ રહ્યા હતા એ ભાવપૂર્ણ કટાક્ષનો અર્થ કોણ બતાવી શકે? બન્નેની આખમાથી આસુ સરતા હતાં આ જન્મે એઓ ફરી નહિ મળે એમની લાવભગીથી એ વાત સારી રીતે પ્રગટ થતી હતી એમનુ ન્હાનકડુ બાળક ઘડીકવાર પિતાતરફ નજર નાંખતુ ને કોઇકવાર માતાની આખમા પાણી ભરાયલુ જોઈ વિસ્મિત થતુ

અદાલતમા આવેલા માણસોની એમની સાથે પડેલી નજરથી એ પ્રેમીઓનો યોગ ભગ પામ્યો વાસ્તવમા પ્રતિવાદી હત્યારો ન્હોતો લાગતો એના મુખપર નિર્દોષિતા ને અમલતા ઝળકી રહી હતી જૂરિએ પ્રસન્નતાનો ભાવ દેખાડ્યો આથી જજ સાહેબને વિશેષ બળ આવ્યુ એમણે જૂરિને સારી રીતે સ્હમજાવ્યુ કે પ્રતિવાદીને હાથે મરે સાહેબનુ ઉપર કહેલી રીતે ખુન થયુ અસમ્ભવ છે, મરે સાહેબ પાણીમા ડુબતા જ બેહોશ થઇ ગયા-એમના હૃદયની ગતિ બધ પડી ગઇ-એથી જ એમનુ મૃત્યુ થયલુ લાગે છે

જૂરિના સભ્યો એક બીજાનુ મ્હો તાકવા લાગ્યા જજ, સાહેબે આગળ ચલાવ્યુ•
"પ્રતિવાદીની સામે પણ એક વાત કહી શકાય છે તે એનુ આચરણ , મરે સાહેબની લાશ મળી ત્યારે એણે બહુ જ વિચિત્ર આચરણ કીધુ હતું પણ એ બાબતમાં શુ આપને એનો જવાબ બરોબર નથી લાગતો? એ કહે છે કે મરે સાહેબની લાશ જોતા જ એણે ધાર્યું કે દોષ એને માથે નાખવામા આવશે તેથી જ આગગાડીમાં બેસી પોતાના બાયડી-છોકરાંને છેલ્લીવાર મળી લેવાને એ ઉપડી ગયો હતો એના કહેવાપર અવિશ્વાસ કરવાનુ કોઇ કારણ જણાતું નથી વાત ખરી લાગે છે—સહૃદય લાગે છે—પ્રેમી લાગે છે "

જજ સાહેબે અડધો કલાક વધારે ભાષણ ચલાવ્યુ એમનુ ભાષણ સમાપ્ત થતાં અડધા કલાકમા લોકોએ જોયુ કે છુટકારો પામેલો આસામી પોતાની બાલિકાને ગોદમાં લઇ તેનુ મ્હો ચૂમી રહ્યો છે હર્ષોત્ફુલ્લ લયની બચેના પૈસા સિપાઇને-પહેરાવાળાને વ્હેંચી રહી છે ઉપસ્થિત મન્ડળી ઉંડી નિરાશાથી એ ત્રણ જીવને જોઈ રહી છે પેલી તરફ વૃદ્ધ વકીલ સાહેબ પોતાનો જૂનો કોટ હાથમા લઇ વિજયી વીરની જેમ લોકો તરફ જોઈ રહ્યા છે

૪.

સન્ધ્યા સમયે ફૉરેસ્ટસાહેબ બગલાસામે આરામખુરશીપર સૂતા સૂતા પોતાની લણ્ડન નિવાસિની પ્રણયિનીના મુખકમલનું ધ્યાન ધરી રહ્યા હતા એ વેળા એમની મૂર્ત્તિ અત્યત શાત દીસતી હતી એકાએક એમના ધ્યાનમા ભગ પડ્યો એમના ચરણમા પોતાની બાળકીને મૂકી લયની બોલી—'ચાર્લીબાબા, હજૂર! ભગવાન આપને સલામત—"

ચાર્લીબાબા લયલીનુ મ્હોં જોઈ કાતર થઇ ગયા એમણે લયલીના મેલા કપડાવાળા બાળકને ઉપાડીને ગોદમા લીધુ બાળકને વારવાંર ચુમ્બન કરી લયલીને ખાધે હાથ મૂકી બોલ્યા—

"લયલી, બ્હેન લયની તુ રાજી થઇ ને? રાજી શાને ન થાય?" લયલીએ સાહેબને સ્હમજાવી દીધુ કે કોઈ પણ જજ એના નિરપરાધ સ્વામીને ગોડત નહિ લયલીએ શુદ્ધ અન્તઃકરણથી ચાર્લીબાબાને જલ્દી લાગ્ગીરી મળે એવી આશા પ્રગટ કરી

અન્તે નિશ્ચય થયો કે બે મહીના પછી 'ચાર્લીબાબા'ના લગ્ન થયા બા. લયલીએ મડમ સાહેબ પાસે રહેવુ કૃતજ્ઞ લયની સાહેબના ચરણ ચુમવા દોડી-એટલે ફૉરેસ્ટ સાહેબ ઉઠીને ચાલ્યા ગયા *

---

* શ્રીયુત કેશવચન્દ્ર દ્વાસ, એમ એ ની બેગની એક બગાલી કથાના હિન્દી અનુવાદનુ પ્રતિબિમ્બ

# પૂર્વ અને પશ્ચિમની સભ્યતા.

લેખક–રા નર્મદાશંકર વલભજી દ્વિવેદી.

( વિચારકોને માટે )

યૂરોપીય સભ્યતાની પ્રકૃતિ સબંધી, ફ્રાન્સના વિદ્વાન ગિઝોએ જે કાંઇ કહ્યુ છે તેનો આપણે ઉંડો વિચાર તથા આલોચના કરવાની જરૂર છે પહેલા અગે તેનો મત નીચે ટાકી બતાવીએ છીએ

" તે કહે છે કે આ નવી યુરોપીય સભ્યતા પહેલા, એશિયામા અને અન્યત્ર, એટલે સુધી કે ગ્રીસ અને રોમમા પણ તત્કાલીન સભ્યતામા એક પ્રકારનો એકદેશીય ભાવ દૃષ્ટિગોચર થાય છે એમ જણાય છે કે પ્રત્યેક સભ્યતાની ઉત્પત્તિ એક મૂળમાથી થઇ હોય છે અને પ્રત્યેક સભ્યતાનો આધાર એક જ ભાવ ઉપર હોઈ છે સમાજની અદર, તેના પ્રત્યેક કાર્યમાં, આચાર વિચારમા, અને તેના અગના વિકાસમા તે જ એક સ્થાયી ભાવનો પ્રભાવ દેખાઈ આવે છે "

" જેવી રીતે, ઇજીપ્તદેશમા એકના પુરોહિતોનુ જ શાસન આખા સમાજ ઉપર અધિકાર જમાવી બેઠુ હતુ તેઓના આચાર વિચારમા અને કીતિસ્તભોમા માત્ર પુરોહિતોનો જ પ્રભાવ પ્રત્યક્ષ થાય છે એવી જ રીતે બ્રાહ્મણોના શાસને સર્વ સમાજને એક ભાવથી સગઠિત કરી દીધો હતો "

" પ્રસગોપાત, આ બન્ને દેશના સમાજમા જૂદીજૂદી શક્તિઓમા વિરોધ ઉપસ્થિત નહોતો થયો એમ કહી શકાય નહિ, પરતુ ઉક્ત શાસનકર્તાઓ આગળ તે શક્તિઓને હાર ખાવી પડી હતી '

" આ પ્રકારે એક ભાવી હકુમતથી, એક દેશને એક તરેહનુ અને બીજા દેશને બીજી તરેહનુ ફલ મળ્યુ છે આખા સમાજમા એક ભાવની એકતા-હોવાના કારણને લીધે ગ્રીસે એવા તેજથી એવી તો અપૂર્વ ઉન્નતિ પ્રાપ્ત કરી કે જોનારાઓ આશ્ચર્ય પામી ગયા પૃથ્વીની બીજી કોઇ જાતિ આટલા ટુંક સમયમા, આટલો પ્રકાશ નથી પાડી શકી પરન્તુ ગ્રીસ દેશ પોતાની ઉન્નતિની અન્તિમ સીમાએ પહોચતા વૃદ્ધ થઇ ગયો ઉન્નતિની જેમ તેની અવનતિ પણ શીઘ્ર થઇ ગઇ જે મૂળ સ્વરૂપ એક ભાવે ગ્રીક સભ્યતામા જીવનનો સચાર કર્યો હતો તે જતુ રહ્યુ—પૂર્ણ થયુ અને કોઈ નવી શક્તિએ આવી તેને બળ ન આપ્યુ તેમ તેનુ સ્થાન પણ ન ગ્રહણ કર્યું "

" બીજી બાજુ ભારતવર્ષમા શુ થયુ ? ઇજીપ્ત અને ભારતવર્ષની સભ્યતાના મૂળ ભાવ એક જ છતા, ભારતમા તેનુ ફળ અન્ય જ આવ્યુ ભારતવર્ષમા એ એક મૂળભાવથી સમાજ અચલ-અટલ રહી શક્યો તેના મૂળ ભાવની સરળતાથી, ભારતવર્ષનો સમાજ, બધાથી નિરાળો એક જ સમુદાયરૂપે પડી ગયો દેશનો ધ્વસ ન થયો, સમાજ કાયમ રહ્યો, પરતુ કાઇ પણ પ્રગતિ ન થઇ સારામા સારો સમાજ એક જગ્યાઉપર જકડાઇ ગયો. "

---

સસારદર્પણ (નાટક) રૂ ૦-૧૨-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કપની, મુબાઈ

"પ્રાચીન સભ્યતાઓમા કોઇએક સર્વોપરિ હતી તે પોતાનીપાસે બીજી કોઇને આવવા ન્હોતી દેતી તે પોતાની આસપાસ ચારે બાજુ એક જાતનો બધ બાધ્યો હતી આ એકતા, આ સરલતાનો ભાવ, સાહિત્યમાં તથા સર્વ લોકોની બુદ્ધિ અને ચેષ્ટામા પણ પોતાનુ શાસન જમાવતા હતા આ કારણથી પ્રાચીન આર્યોના ધમ અને ચારિત્ર્યસબધી ગ્રથોમા ઇતિહાસમા કે કા યમા, સર્વત્ર એક જ ઢગ દેખાઈ આવે છે તેઓનુ જ્ઞાન, તેઓની કલ્પના, તેઓનો જીવનક્રમ અને તેઓનુ કામકાજ, એક જ ઢબથી થતુ હતું આ રીતે ગ્રીસમા પણ, ત્યા જ્ઞાન અને બુદ્ધિનો અતિ વિસ્તાર થયા પછી, તેઓના સાહિત્ય અને શિલ્પકળામાં એક પ્રકારનો વિચિત્ર એકદેશીય ભાવ નજરે પડે છે"

"પરતુ યૂરોપની આધુનિક સભ્યતા તેનાથી સારી રીતે ઉલટા પ્રકારની છે આ યૂરોપની સભ્યતા તરફ એક વખત દૃષ્ટિપાત કરતા જણાય છે કે તે અતીવ વિચિત્ર, ક્ષોભવાળી એટલે કે ચચલ છે ત્હેની અદર સમાજતત્રનાં બધા મૂળતત્વ મોજુદ છે લૌકિક ત્હેમ જ આધ્યાત્મિક શકિત પણ છે ત્હેમા પુરોહિત-શાસન, રાજ્યશાસન, પ્રધાન-શાસન, પ્રજાશાસન, સમાજપદ્ધતિની બધી અવસ્થાઓ એકમા જ એકત્ર દેખાઇ આવે છે ત્હેમા સ્વાધીનતા, ઐશ્વર્ય ક્ષમતા આદિ સર્વેએ પોતાના સ્થાન ગ્રહણ કર્યાં છે પરતુ એ બધી વિચિત્ર શકિતઓ પોતાના સ્થાન ઉપર સ્થિર નથી તે અદર અદર લડી રહી છે તો પણ એમા કોઇ એવી શકિત નથી કે જે પ્રબળ બની બીજી સર્વ શકિતઓને દબાવી સારા સમાજ ઉપર પોતાનો અધિકાર જમાવી શકે એક જ સમયમાં, એક જ જગ્યામાં પાસે પાસે રહીને એ બધી વિરોધી શકિતઓ પોતપોતાનુ કામ કરી રહી છે કિન્તુ, આ બધી શકિતઓમાં આટલી વિભિન્નતા હોવા છતા પણ તેઓની અદર એક પારિવારિક સદૃશતા નજરે પડે છે એ બધા યૂરોપીયનથી પોતાનો ઓળખાવે છે'

"યૂરોપના ચરિત્રમા મતમા અને ભાવમા પણ આ પ્રકારની વિચિત્રતા અને વિરોધ છે યૂરોપની એ શક્તિઓ નિત્યપ્રતિ પરસ્પર હરીફાઇ કરે છે, ધક્કા દે છે, અને સીમા બધ કરે છે એક બીજાનુ રૂપાન્તર કરે છે અને એક બીજામા ઘૂસી જાય છે એક બાજુ સ્વતત્રતા માટે અન ત તૃષ્ણા રહી છે, બીજી બાજુ એકાન્ત અનુગામિતાની શકિત છે એક બાજુ મનુષ્ય મનુષ્ય વચ્ચે અદ્ભુત વિશ્વાસ બન્ધન છે, ત્યારે બીજી બાજુ બધા બધનોથી છૂટી, સસાર સિવાય બીજી કાઇપણ દિશા તરફ નજર ન કરતા એકના પોતાની ઇચ્છાનુસાર ચાલવાની ઉત્કટ ઇચ્છા છે, યૂરોપનો સમાજ જેવો વિચિત્ર છે તેવુ જ ત્હેનુ મન પણ વિચિત્ર છે"

'ત્હેના સાહિત્યમાં એવી જ વિચિત્રતા છે યૂરોપના સાહિત્યમાં મનુષ્યના મનની ચેષ્ટા બહુ બહુ રીતે વર્ણવેલી છે તેઓનો વિષય વિવિધ પ્રકારનો છે ત્હેની ગભીરતા દૂરગામી છે આ કારણથી યૂરોપના સાહિત્યનો મદિર્ આકાર અને આદર્શ, પ્રાચીન સાહિત્યની પેઠે, વિશુદ્ધ સરલ અને સપૂર્ણ નથી સાહિત્ય અને શિલ્પમાં ભાવની અભિવ્યક્તિ સરળતા અને એક

તાથી રચનાસૌંદર્ય ઉત્પન્ન થાય છે કિન્તુ વર્તમાન યૂરોપમા ભાવ અને ભાવનાની બેહદ વિચિત્રતાથી આ મોટી વિશુદ્ધ સરળતાની રક્ષા કરવી એ દિનપ્રતિદિન કઠિણ બનતું જાય છે "

" આ સાંપ્રત નવી યુરોપીયન સભ્યતાના પ્રત્યેક અગમ્ય મર્મમાં, અમે આ વિચિત્ર પ્રકૃતિ જોઇએ છીએ આમા કોઈ સન્દેહ નથી કે આ વિચિત્રતામા અસુવિધા પણ છે આમાંના કોઈ એક અંશ કે અંગને અલગ કરીને જોતા, સભવ છે કે અમે પ્રાચીન સમયના મુકાબલામાં ન્હાનો દેખીશુ પરન્તુ સમગ્રભાવથી જોતા, ચોકસ અમોને ત્હેનુ ઐશ્વર્ય જણાઇ આવશે "

"યૂરોપની સભ્યતા દોઢ હજાર વર્ષ થયા ટકી રહી છે, અને બરાબર આગળ વધતી જાય છે એ વાદ સત્ય છે કે ગ્રીક સભ્યતાની પેઠે એવી તેજીથી તે ગતિ કરતી નથી, પરન્તુ સદેહ નથી, કે પગને પગને ઠોકર ખાતા છતા પણ તે અદ્યાપિપર્યંત આગળ વધતી ગઇ છે બીજી સભ્યતાઓના એક જ ભાવ-એક જ આદર્શના આધિપત્યથી આધીનતાનુ બન્ધન ખરુ થયુ પરન્તુ યુરોપમા કોઇએક સામાજીક શક્તિ બીજી શક્તિઓને પૂર્ણપણે દાબી શકતી નથી બધી શક્તિઓ આઘાત પ્રત્યાઘાતથી સચેત અને સયત બની રહે છે આ કારણથી યૂરોપની સભ્યતામા સ્વાધીનતાની સૃષ્ટિ ઉત્પન્ન થઈ છે હમ્મેશનો કલહ જોઇને, એ સર્વે પરસ્પર વિરોધી શક્તિઓએ, અન્દર અન્દર સમજાવટ કરીને સમાજમા પોતપોતાનુ સ્થાન નિયત કર્યું છે આ કારણથી એ શક્તિઓ એક બીજીની જડ ઉખેડવાની ચેષ્ટા કરતી નથી ત્યા પરસ્પર અનેક વિરૂદ્ધ સમૂહો પોતે સ્વતન્ત્ર બની કામ કર્યા કરે છે "

" આ નવી યૂરોપીય-સભ્યતાની મૂળ પ્રકૃતિ છે, અને આ ત્હેની શ્રેષ્ઠતા છે "

મહાશય ગિઝો વળી કહે છે કે " આ વિચિત્રતા અને વિભિન્નતાનો સગ્રામ સકલ સૃષ્ટિમાં ચાલી રહ્યો છે એ તો ખુલ્લુ જ છે કે કોઈ પણ એક નિયમે, એક પ્રકારથી સગઠન કરવાની શક્તિએ, એક જ સરલ ભાવે અથવા કોઈ એક વિશેષ શક્તિએ એટલા પ્રમાણમા બળ નથી મેળવ્યુ કે, તે એક જ સમસ્ત જગત ઉપર પોતાનો પ્રભાવ નાખીને ત્હેને એક કઠણ સચામા દાબીને, બધા વિરોધી પ્રભાવોને હઠાવીને, શાસન કરી શકે વિશ્વમા અનેક શક્તિઓ, અનેક તત્વો, અનેક શાસનતન્ત્રો યુદ્ધ કરી રહ્યા છે, પરસ્પર એક બીજાને દબાવે છે, પરન્તુ કોઈ કોઇને પૂર્ણપણે દબાવી શકતા નથી તેમ જ પોતે પણ દબાતા નથી "

" તો પણ એ સર્વ સગઠન શક્તિઓ, તત્વો અને ભાવોની વિચિત્રતા તેઓના યુદ્ધ અને ગતિ એક લક્ષ્યબિન્દુ-એક આદર્શ તરફ પ્રયાણ કરે છે સાંપ્રત યૂરોપની સભ્યતા આ વિશ્વ શાસનનુ પ્રતિબિમ્બ કહેવાય છે એ સકુચિત રૂપથી સીમાબદ્ધ નથી, એકનિષ્ઠ નથી, તેમ જ સ્થિર પણ નથી જગતમા આ પહેલો જ પ્રસગ છે કે જ્યારે સભ્યતા પોતાનુ વિશિષ્ટ રૂપ છોડીને આ પ્રકારે દેખાઇ પડે છે જગતમા આ પહેલી જ વાર વિશ્વની નાના વિકાસની માફક બહુવિભક્ત વિપુલ અને બહુચેષ્ટા-સમ્પાદિત સભ્યતાનો સુદર વિકાસ થયો છે યૂરોપીય સભ્યતાએ આ પ્રમાણે સનાતન સત્યની રાહ પકડી છે ત્હેણે જગદીશ્વરની કાર્ય પ્રણાલીનો ઢગ ગ્રહણ કર્યો છે ઇશ્વરે જે માર્ગ નિર્માણ કર્યો છે તે ઉપર તે આગળ વધતી જાય છે આ સભ્યતાની ઉત્તમતાનો આધાર આ સત્ય ઉપર છે "

અમે તમોને ગિઝોનો મત કહી બતાવીએ

યૂરોપીય સભ્યતાએ આ વખતે બહુ મ્હોટો આકાર ધારણ કર્યો છે અર્થાત્ ઘણે દૂર સુધી ફેલાઇ ગઇ છે, એમાં કોઈ પણ સન્દેહ નથી યૂરોપ અમેરિકા અને ઑસ્ટ્રેલીયા આ ત્રણ દેશ આ સભ્યતાના પાલક-પોષક છે. જૂદા જૂદા અનેક દેશોમાં, એ મહાન્ સભ્યતાની સ્થાપના આવી અદ્ભૂત વિરાટ ઘટના-પહેલાં કદી પણ બની નથી તો પછી એની તુલના કોની સાથે કરવી ? ક્યા ઇતિહાસની સાક્ષી લઇ આના પરિણામનો નિર્ણય કરવો ? બીજી બધી સભ્યતાઓ એક દેશની અને એક જાતની જ છે જે જાતિ, જ્યાં સુધી કાષ્ટ નાખવામાં ગઇ ત્યાં સુધી તેની સભ્યતા જ્વલન્ત રહી અને પ્રકાશ ફેલાવતી રહી પશ્ચાત્ એ બુઝાઇ ગઇ અથવા રાખ નીચે દબાઈ ગઇ યૂરોપીય સભ્યતા રૂપી યજ્ઞને માટે કાષ્ઠ મેળવવાનું કામ અનેક દેશોએ અને અનેક જાતિઓએ માથે લીધું છે તેથી નથી કહી શકાતું કે આ યજ્ઞની આગ બુઝાઇ જશે કે ફેલાઇને સમસ્ત પૃથ્વીનો ગ્રાસ કરશે

કિન્તુ આ સભ્યતાની અંદર એક એવી શક્તિ અથવા એક એવો ભાવ છે કે જે સર્વોપર દોરદમામ ચલાવે છે કોઈપણ સભ્યતા આકાર-પ્રકાર વિના હોઇ શકતી નથી એટલા માટે કહેવાય છે કે આના મૂળમાં એક એવી શક્તિ રહેલી છે કે જે ત્હેના દરેક અંગ પ્રત્યંગને ચલાવી રહી છે એ શક્તિના વધવા-ઘટવા ઉપર આ સભ્યતાની ઉન્નતિ અથવા વિનાશનો આધાર છે એ શક્તિ કઈ છે ? આ સભ્યતાની અનેક વિચિત્ર ચેષ્ટા અને સ્વતન્ત્રતાની અંદર એ એક શક્તિ કયા છે ? યૂરોપીય સભ્યતાને પ્રત્યેક દેશમાં જૂદા જૂદા વિભાગો કરીને જોતા જણાશે કે બધી બાબતોમાં ત્હેની સ્વતન્ત્રતા અને ભિન્નતા દેખાઇ આવે છે માત્ર એક જ પ્રસંગમાં તેઓની એકતા દૃશ્યમાન થાય છે અને તે મામલો રાષ્ટ્રના સ્વાર્થનો-રાષ્ટ્રના હાનિ લાભનો છે

ઈંગ્લાંડમાં હો કે ફ્રાન્સમાં હો, સર્વ પ્રસંગોમાં સર્વસાધારણ એક મત કદી બની શકતો નથી, એક બીજા ઉપર વિશ્વાસ મૂકી શકાતો નથી, પરંતુ જ્યારે રાષ્ટ્રની રક્ષા કરવાનો પ્રસંગ ઉપસ્થિત થાય છે ત્યારે કિંચિત્ પણ મતભેદ થતો નથી યૂરોપીયન લોકો આ બિન્દુ ઉપર એકમત છે પ્રબળ છે રાષ્ટ્રના સ્વાર્થને ધક્કો પહોંચતી વખતે સમસ્ત દેશ એકત્રિત બની જાય છે, કમ્મર કસીને તૈયાર થઇ જાય છે સ્વજાતિ રક્ષા કરવાના સંસ્કાર જેમ અમારાં રોમાંચમાં વ્યાપ્ત થઇ ગયા છે તેમ રાષ્ટ્રની રક્ષા કરવાના સંસ્કાર યૂરોપનિવાસીઓમાં વ્યાપ્ત થઇ ગયા છે

ઇતિહાસના કયા નિગૂઢ નિયમથી કયા દેશની સભ્યતાએ કયો ભાવ ગ્રહણ કર્યો એ નિર્ણય કરવો કઠિન છે, પરન્તુ, એ તો ચોક્કસ છે કે જ્યારે સભ્યતાનો ભાવ પોતાનાથી ઉચ્ચભાવનો ધ્વંસ કરવા તૈયાર થાય છે ત્યારે તેના ઉપર અવશ્યમેવ સભ્યતાનો નાશ સમિપવર્તી થાય છે

જેવી રીતે દરેક જાતિનો એક જાતિ ધર્મ છે, ત્હેમ ત્હેનાથી શ્રેષ્ઠ એક ધર્મ પણ છે એ શ્રેષ્ઠ ધર્મ એક જાતિનો જ નથી, કિન્તુ મનુષ્યમાત્રનો છે અમારા દેશના વર્ણાશ્રમ ધર્મે જ્યારે

આ ધર્મ ઉપર આક્રમણ કરના માંડયુ ત્યારે તેણે પણ વર્ણાશ્રમ ધર્મને ઠીક હરકત પહોંચાડી કહ્યું છે કે —

धर्म एव हतो हन्ति धर्मो रक्षति रक्षित ।

એક સમયે આયમભ્યતાએ બ્રાહ્મણ આદિ દ્વિજો અને શૂદ્રો વચ્ચે એક દુર્લંઘ દીવાલ ખડી કરી દીધી ધીરેધીરે એ દીવાલે વર્ણાશ્રમ ધર્મથી પણ ઉચ્ચ ધર્મને સતાવવાનુ શરૂ કરી દીધુ વર્ણાશ્રમ ધર્મની રક્ષા કરવાની ચેષ્ટા ચાલી, પરન્તુ શ્રેષ્ઠ ધર્મની રક્ષાપર બિલકુલ લક્ષ અપાયુ નહિ જ્યારે શૂદ્રને ઉચ્ચ દરજ્જાથી અને મનુષ્યત્વથી વચિત કરવાનુ ઇચ્છ્યુ ત્યારે ધર્મે તેઓને બદલો આપ્યો ત્યારે બ્રાહ્મણો જ્ઞાનધર્મ લઇ પ્રથમની માફક આગળ ન વધી શક્યા અજ્ઞાનથી જડ બનેલા શૂદ્ર-સમુદાય સમાજને ખુબ જોરથી પકડી નીચે ને નીચે ખેંચી ગયા બ્રાહ્મણે શૂદ્રને ઉપર ચઢવા ન દીધા પરિણામ એ આવ્યુ કે શૂદ્રોએ બ્રાહ્મણને નીચે ઘસડી આણ્યા વર્ણાશ્રમ ધર્મમા બ્રાહ્મણોની પ્રધાનતા રહેવા છતા પણ નિકૃષ્ટ અધિકારીઓના અજ્ઞાનથી બ્રાહ્મણપર્યંત સર્વ સમાજ શૂદ્ર-સરકારમા ફસાઇ પડયો છે

જ્યારે અંગ્રેજ લોકોએ અત્ર આવી પ્રત્યેકને માટે જ્ઞાનપ્રાપ્તિના દ્વાર ખુલ્લા મૂક્યા, જ્યારે પ્રત્યેક વ્યક્તિ જ્ઞાન મેળવવા માટે અધિકારી છે એમ સમજવા લાગી ત્યારે બ્રાહ્મણો પણ સચેત થઇ ગયા

આ જ બ્રાહ્મણથી શૂદ્રપર્યંત, સર્વ એકત્ર બની, હિન્દુ જાતની અંદર રહેલ આત્માની વિશુદ્ધ મૂર્તિને જોવાની ચેષ્ટા કરી રહ્યા છે, બધા જાગૃત બની ગયા છે શૂદ્ર લોક સચેત થયા હોવાથી બ્રાહ્મણો પણ આખ ખોલી રહ્યા છે

ગમે તેમ હો, અમારા વર્ણાશ્રમધર્મના સકુચિત ભાવથી નિત્યધર્મ ઘણે સ્થળે દબાઇ ગયો હતો આ જ કારણથી તે જ વર્ણાશ્રમધર્મ ઉન્નત થવાને બદલે અવનત થવા લાગ્યો

અમારે યાદ રાખવુ જોઇએ કે યૂરોપીય સભ્યતાનો મૂલ આધાર દેશ-સ્વાર્થ ઉપર છે એ દેશ-સ્વાર્થ જો કેવળપણે નિત્યધર્મની સીમાને ઓળગી જાય તો, અવશ્ય તેનો વિનાશ થશે અને તેના ઉપર શનિની પનોતી આવી બેસશે

સ્વાર્થમાંથી વિરોધ જ ઉદ્ભવે છે યૂરોપીયન સભ્યતાની પ્રત્યેક સીમામાં આ વિરોધના જ દર્શન થાય છે, અને તે પ્રતિદિન વૃદ્ધિંગત થતો જાય છે પૃથ્વી ઉપર એક સમયે યૂરોપીયન જાતિઓમા ધમધમકા અર્થાત્ યુદ્ધ થવાની સૂચના અત્યારથી જ મળે છે (યુદ્ધ ક્યારનુ ય થઇ ચૂક્યું છે )

એ પણ દેખાઇ આવે છે કે આ રાષ્ટ્ર-સ્વાર્થ નિત્ય ધર્મના કાબુમા ન રહ્યો

એ પણ સ્પષ્ટ જ છે કે જે ઉદાર ધર્મનીતિ વ્યક્તિ માટે ગ્રાહ્ય છે તે રાષ્ટ્રીય-નીતિમા અગ્રાહ્ય થઈ પડે છે રાષ્ટ્રનીતિમા, મિથ્યા આચરણ, પ્રતિજ્ઞાભંગ, અને દગાબાજી એક પ્રકારની પૉલીસી ગણાય છે જે જાતિઓ-મનુષ્ય સાથ સત્ય વ્યવહારનુ પ્રતિપાદન કરે છે, તેઓ પણ રાજનીતિમા એ સિદ્ધાતને એક ખૂણે મૂકે છે આ જ કારણથી ફ્રાન્સ, જર્મની, અને રૂશીયા, તથા ઇગ્લાડ અન્યોન્ય, કપટી ધૂર્ત, દગાબાજ ઇત્યાદિ ગાળી આપે છે

દયારામનો, અક્ષરદેહ ૧-૪-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કપની, મુબાઇ

આથી સિદ્ધ થાય છે કે યુરોપીય સભ્યતાએ રાષ્ટ્રીય સ્વાર્થને એટલી અધિક પ્રધાનતા આપી છે કે હવે ધીમે ધીમે તે સત્ય ધર્મથી તદ્દન વિમુખ થતી જાય છે પાછલી સદીમાનો સામ્ય અને બાતૃભાવ મત્ર માત્ર મુખનો જ રહ્યો છે ખ્રિસ્તી પાદરીઓ પણ 'ભાઇ' શબ્દ બોલતા અચકાય છે

પ્રાચીન ગ્રીક અને રોમન સભ્યતા આવા જ દેશ-સ્વાર્થથી અંકિત હતી અને આ જ કારણથી રાષ્ટ્રીય મહત્વ ઘટી ગયુ અને સાથે તે દેશોની સભ્યતા પણ નષ્ટ પામી પરન્તુ અમારી હિન્દુ સભ્યતા આ રાષ્ટ્રીય સ્વાર્થ ઉપર । અવલબેલી હોવાથી, અમે પરાધીન હોવા છતાં અમારી હિન્દુ-સભ્યતા એવી જ સજીવ માલૂમ પડે છે આ આશા ફોગટ નથી, હથેલીમાં ચાદ પકડવાની અભિલાષા જેવી નથી

અમારી ભાષામા નેશન ( *Nation* ) શબ્દ નથી એ અમારા દેશના ભાવ પણ નથી. આજ કાલ અમે અંગ્રેજી શિક્ષણ મેળવીને *Nation* અને *Nationality* એ બે શબ્દોનો બહુ જ આદર કરતા શીખ્યા છીએ અફસોસ એટલો જ કે એવો આદર્શ અમારા દેશમાં કે અમારા અત કરણમા છે જ નહિ અમારો ઇતિહાસ, અમારો ધર્મ, અમારો સમાજ, અમારૂં ઘર, કોઇપણ *Nation* અર્થાત્ રાષ્ટ્રભાવની પ્રધાનતાનો સ્વીકાર નથી કરતાં યૂરોપમાં સ્વાધીનતાને જે સ્થાન મળ્યુ છે તે સ્થાને અમે મુક્તિને આપ્યુ છે અમે આત્માની મુક્તિ ( સ્વતત્રતા )ને મુખ્ય માનીએ છીએ એ સિવાય ઇતર સ્વાધીનતા અમારે અમાન્ય છે અદરના કે બહારના શત્રુના બન્ધનમા ફસાવુ તેનુ નામ પરાધીનતા કામ, ક્રોધ, લોભ આદિ શત્રુઓનો નાશ કરી અમે રાજા મહારાજાઓથી પણ શ્રેષ્ઠ પદ પ્રાપ્ત કરીએ છીએ અમારો દરેક ગૃહસ્થ વિચારે છે કે સસાર તરફ મારે કાઇ પણ કર્તવ્ય છે અમારો સર્વથી પ્રધાન કર્તવ્યનો ઉલ્લેખ નિમ્નમન્ત્રમા દેખાઇ આવે છે

ब्रह्मनिष्ठ गृहस्थो स्यात् तत्त्वज्ञानपरायण ।
यद्यत् कर्म प्रकुर्वीत तद् ब्रह्मणि समर्पयेत् ॥

અર્થ —તત્વ અર્થાત્ સત્યજ્ઞાનમા લાગ્યા રહીને, ગૃહસ્થ અને બ્રહ્મનિષ્ઠ બનીને, જે જે કાર્ય કરે તે બ્રહ્માર્પણ કરે છે

આ આદર્શને અનુસાર વર્તવુ એ ( *National* ) રાષ્ટ્રીય કર્તવ્યતા કરતાં અધિક કઠિન છે આ સમયે આ આદર્શ અમારા સમાજમા સજીવ નથી આજ કારણથી અમે યૂરોપની સભ્યતા તરફ અનિમિષ નયનથી જોઇ રહ્યા છીએ જો અમે આ આદર્શ અમારા ગૃહમા સ્થાપીએ તો અમારે તોપ, ગોળા, બન્દુકો ઇત્યાદિથી સજ્જ થવાની જરૂર ન પડે ત્યારે જ અમે ખરેખર સ્વતત્ર બનીશું-આપણા વિજેતાઓ કરતા કોઇ રીતે ઉતરતા નહિ હોઇશું અમારે યાદ રાખવુ જોઇએ કે દરખાસ્ત પસાર કરવાથી કે આજીજી કરવાથી જે અમને મળશે તેથી અમારી મ્હોટપ વધશે નહિ

પદર-સોળ સૈકા એ બહુ વખત નથી રાષ્ટ્ર ( *Nation* ) જેનો વિકાસ છે એવી યૂરોપીય સભ્યતા હજી પરીક્ષામા ઉત્તીર્ણ થઇ નથી વચમાં દેખાઇ આવે છે કે તેનું ચરિત્ર અને વર્તનનો આદર્શ ઠીક નથી તે અન્યાય, અવિચાર અને મિથ્યાત્વમા ડૂબી છે અને તેની દરેક નસમા ભયાનક નહોરતા ફેનાઈ રહી છે

આપમાણે રાષ્ટ્રીય ( *National* ) આદર્શને જ અમારો આદર્શ માનવાથી અમે પણ મિથ્યાવાદી-જડવાદી થતા જઇએ છીએ અમારી રાષ્ટ્રીય સભાઓમા અનેક પ્રકારનું જૂઠાણુ ચાલે છે સત્ય વાત કહેવી ભૂલાઈ જાય છે અમે અરસપરસ નિન્દા કરીએ છીએ, અને વ્યક્તિગત જે દૂષણો હોય છે તે રાષ્ટ્રીય સ્વાર્થની બાબતમા ભૂષણ ગણાય છે

દરેક સભ્યતાને કઇક મૂળ હોય છે વિચારવાનું એ છે કે એ મૂળનો આધાર ધર્મ ઉપર છે કે નહિ ? જો તે મૂળ ઉદાર અને વ્યાપક ન હોય, ધર્મને હાનિ પહોચાડતું હોય તો તેની વર્તમાન ઉન્નતિ જોઇને અમારે તેના ઉપર ગરી રીઝવુ જોઇતું નથી

*અમારી હિન્દુ સભ્યતાનું મૂળ સમાજ અને યૂરોપની સભ્યતાનુ મૂળ રાષ્ટ્રનીતિ છે સામાજીક નીતિ તેમ જ રાષ્ટ્રનીતિથી પણ મનુષ્ય પોતાનુ ગૌરવ વધારે છે પરતુ યૂરોપીયન ઢબ ઉપર માત્ર ( *Nation* ) રાષ્ટ્ર-ગઢ છતવો એ જ મનુષ્યમાત્રનુ લક્ષ્ય હોય, અથવા સભ્યતાનુ મૂળ સ્વરૂપ હોય, તો તે અમારો મોટો ભ્રમ છે +

---

# રત્નાવલી.

લેખક—રા રતિપતિરામ ઉદયરામ પડ્યા, બી એ

( જુલાઇ માસના અકથી ચાલુ )

## દ્વિતીય અક

નાટકના પાત્રો

**વત્સરાજ**—રાજા

**વસન્તક**—વિદૂષક-રાજાનો રમુજી મિત્ર

**વાસવદત્તા**—વત્સરાજની રાણી

**સાગરિકા**—રત્નાવલીનું ગુપ્ત નામ, વાસવદત્તાના અ ત પુરમા તેહેની દાસી થઈ રહેલી સિંહલ દેશના રાજાની પુત્રી

**કાચનમાલા,**
**સુસગતા** }—વાસવદત્તાની પરિચારિકાઓ

---

( હાથમા મેનાનુ પાજરૂ લઇ સુસગતા પ્રવેશ કરે છે )

**સુસગતા**—અરેરે ! મ્હારા હાથમા આ મેનાનુ પાજરૂ મૂકીને સાગરિકા ક્યાં ગઇ હશે ? આ પેલી નિપુણિકા આવે, લાવ, તેને જ પૂછી જોઉં

---

* આ સભ્યતાનો અર્થ આખા લેખમા સસ્કૃતિ ( Civilization ) કરવાનો છે
+ રવિન્દ્રનાથ ટાગોરના એક લેખનો અનુવાદ

---

( નિપુણિકા પ્રવેશ કરે છે )

**નિપુણિકા**—( વિસ્મય સાથે ) આશ્ચર્ય ! દેવીઓનો પ્રભાવ તો ખરેખર અલૌકિક લાગે છે મહારાજનો વૃત્તાંત મ્હને ખબર છે આન, બ્હેલી બ્હેલી દેવીને કહી આવુ ( જવા માંડે છે )

**સુસગતા**—અનિ નિપુણિકા, તુંયે ખરી, હું આહિ બેઠી છુ તે જોયા વિના મનમાં સકલ્પ વિકલ્પ કરતી,ક્યાં ચાલી જાય છે ?

**નિપુણિકા**—કોણ ? સુસગતા કે ? અનિ સુસગતા, સારૂં થયુ કે ત્હેં મને વિચારમાં દીઠી શ્રીપર્વતથી આવેલા ખડ્ગદાસ નામના કોઇ સાધુ પુરુષ પાસેથી ઋતુવિના ઝાડને ફુલ આણવાની વિદ્યા મહારાજા શીખી લા યા છે, અને પોતાની ઊછેરેલી નવમાલિકાને ફુલથી સુદર બનાવવાના છે વાર પણ તુ ક્યાં જાય છે ?

**સુસગતા**—પ્રિય સખી સાગરિકાને શોધવા

**નિપુણિકા**—સાગરિકાને તો મ્હેં જોઇ છે હાથમા ચિતરવાની પીંછી લઈ ઉંડી ચિંતામાં હોય તેવી દેખાતી ક ળી ગૃહમાં જતી હતી માટે ત્યા જા, હુ પણ જરા દેવી પાસે જઈ આવુ

(બ ને જાય છે )

### પ્રવેશક સમાપ્ત

---

[ કામથી પીડાતી હોય તેવી દેખાતી સા ગરિકા પ્રવેશ કરે છે ]

**સાગરિકા**—( નિ શ્વાસ નાખતી ) હૃદય ! શાન્ત થા, શાન્ત થા દુર્લભ જનના વિચાર શા ! તેમા ફળ શુ ! માત્ર ફોગટ મહેનત શી ! જેને જોવાથી જ આટલો બધો સતાપ થાય છે, તેને ફરીથી જોવાની લાલસા રાખવી, એ તે મૂર્ખતા જ ! અરેરે, દુષ્ટ હૃદય, જન્મથી ઉછર્યું મ્હારી સાથે, ત્યારે શુ એક પળમાત્ર દર્શનથી પરિચિત થયેલા અન્ય જનની પાછળ જતા લાજ નથી આવતી ? અર, પણ તારો શો વાક ? અનગના બાણથી વિંધાવાની બ્હીકે તું આવુ થઇ ગયુ લાગે છે ( આખમા અશ્રુ સાથે ) હે ભગવાન્ કુસુમાયુધ ! દેવ અને દાનવો જેવા છતા તો પછી મ્હારા જેવી સ્ત્રી ઉપર પ્રહાર કરતા શરમ નથી આવતી ? અરે ! હવે તો આ રીતે મ્હારૂ મરણ જ આવતું જણાય છે, તેથી આહિ કોઇ પણ આવે, તે પહેલાં તે પ્રિયજનની છબી ચિતરીને લાવ, મન વાળુ અતિ કપથી મ્હારી આંગળીઓ ધ્રુજે છે, ત્હોયે પણ ચિત્ર વિના તે પુરૂષના દર્શનનો બીજો ઉપાય છે જ નહિ તેથી લાવ, જેમ તેમ ચિતરૂ [ ચિતરવા માંડે છે ]

[ સુસ ગતા પ્રવેશ કરે છે ]

**સુસગતા**—આ રહ્યુ કદલીગૃહ ! ચાલ એમા પ્રવેશ કરૂ

[ પ્રવેશ કરી આગળ જુએ છે ]

આ રહી મ્હારી પ્રિય સખી સાગરિકા પ્રેમથી અત્યત વિહ્વળ થઇ તે કાંઇ ચિત્રે છે, તેથી મ્હને જોતી પણ નથી હશે તે શુ ચિત્રે છે, તે, ન દેખાઉ તેવી રીતે જોઉં જોઇએ

---

( ધીમેથી તેની પાછળ ઉભી રહી જુએ છે )

અરે, આજે તો મહારાજાની છબી ચિતરી ખરી, સાગરિકા, તુ ખરી ! કમળના ઝુંડ મૂકી રાજહંસી બીજે કયાંઇ પણ રમણ કરે જ નહિ

**સાગરિકા**—છબી તો ચિતરાઈ પણ આંખમા વારેવારે આંસુ ઉભરાવાથી તે પુરી જોવાતી પણ નથી *

(ઉંચુ જોઈ આંસુ લુછતા જ સુસંગતાને જોઈ છબી ઢાકતી ઢાકતી પરાણે હસીને )

કોણ, પ્રિય સખી સુસંગતા ! આવ સખી, બેસ

**સુસંગતા**—( પાસે આવતા મનમા ) મ્હને દેખીને આણે તો છબી સતાડી પણ ફીકર નહિ (મોટેથી) સખી, દેખાડ તો ખરી, આ તે કોની છબી ચિતરી છે ?

त्वामालिख्य प्रणयकुपितां धातुरागै शिलायाम्
आत्मन ते चरणपतित यावदिच्छामि कर्तुम् ।
अस्रैस्ताव मुहुरुपचितैर्दृष्टिरालुप्यते मे
क्रूरस्तस्मिन्नपि न सहते सगम नौ कृतान्त ॥

રીસાયેલી પ્રણયથી તને ધાતુરંગે શિલામા
આલેખીને ચરણ નમવા જાઉં હુ તેટલામા
રૂવે દૃષ્ટિ ઘડિ ઘડિ ઘડિ આંસુડા ઉભરાતા
વેઠાયે ના કઠણ વિધિથી આપણો સંગ એમાં—

સ્વ મિલાભાઇનુ ભાષાંતર

**સાગરિકા**—( વિચાર કરતી છબી દેખાડીને )—મદનમહોત્સવ સમયે જે અનંગ ભગવાન હતા, તેમની

**સુસંગતા**—( હસીને )—અહો શી ત્હારી ચતુરાઈ ! પણ આ ચિત્ર મ્હને સુનુ સુનુ કેમ લાગે છે ? તેથી પાસે રતિનુ ચિત્ર ચિતરી લાવ આ મિત્રને શોભાવુ ( પીછી લઇ ચિત્ર કાઢવા માંડે છે )

**સાગરિકા**—( જરા ચ્હીડાઇને )—સખી, આ શુ ? ત્હે તો મ્હારી છબી કાઢી !

**સુસંગતા**—( હસીને )—સખી, નકામી શુ કામ ચ્હીડાઇ જાય છે જેવો ત્હારો કામ દેવ, તેવી મ્હારી રતિ ! આ બધા ઢાંક પીછોડા મૂકી દે, અને જેવુ હોય તેવુ કહી દે

**સાગરિકા**—( મનમાં )—આણે તો બધુ જાણી લીધુ લાગે છે

( સુસંગતાનો હાથ ઝાલી આંખમા ઝળઝળીઆ સાથે )

સખી ! મ્હને ઘણી જ શરમ આવે છે માટે કોઇ બીજાને કાને આ વાત ન જાય, તેમ કરજે

**સુસંગતા**—એમા શરમાય છે શાની ? ત્હારા જેવા કન્યારત્નને આવા વરમા અભિલાષા થવી જ જોઇએ બીજુ કોઇએ આ વાત જાણવાનુ નથી પરન્તુ આ ચતુર અને બટક-

* આ વિચારને મળતો મેઘદૂતમાંનો વિચાર સરખાવો

ઓની મેનાની મ્હને બ્હીક લાગે છે તેણે સાંભળ્યા હોય, તેટલા શબ્દો હર કોઇ પાસે રખેને તે બોલી ઉઠે !

**સાગરિકા**—ત્યારે તો આપણે શુ કરીશુ ? સખી, હવે તો મ્હને વિશેષ સતાપ થાય છે

[ કામજ્વરથી પીડાતી હોય તેવી દેખાય છે ]

**સુસગતા**—( હૃદય ઉપર હાથ મૂકી- ) સખી, શાન્ત થા, શાન્ત થા, ઉભી રહે, હુ આ કુવામાથી નલિનીના પાદડા લઇ આવુ છુ

[ આમતેમ ફરી, પાદડા લાવી, સાગરિકાના હૃદય ઉપર મૂકે છે ]

ધૈર્ય ધર, પ્રિયસખી, ધૈર્ય ધર

**સાગરિકા**—( પાદડા ફેંકી દઇને ) સખી, આ પાદડા અને તન્તુઓને લઇ લે મ્હારે સારૂ તુ નકામી શીદ ચિન્તા કરે છે ? હુ ખરૂ જ કહુ છુ કે—

[ ગીતિ ]

દુર્લભ જનમા પ્રીતિ લજ્જા મ્હોટી, પરવશ નિજ જાતે
પ્રેમ વિષમ પણ જ્યારે, મરણ એ જ છે ખરૂ શરણુ મ્હારે ?

[ પૃથ્વી ઉપર ઢળી પડે છે ]

**સુસગતા**—સખી, આમ શુ કરે છે ? શાંત થા ! શાંત થા !

( નેપથ્ય ) ( સ્રગ્ધરા )

તોડી તોડી નાખી કનકની કળિ એ સાકળી દ્વારમાથી
મ્હી ન્હાસે સુણીએ ચપળચરણની ઘટડીના સ્વરો ત્યા
નારીઓ ભીતિ પામી, પુઠળ કઇ ગયા વેગથી અશ્વપાલો
છૂટી તે અશ્વશાળા થકી નૃપતિતણા મદિરોમા પ્રવેશ્યો

અને વળી—

( શાર્દૂલ )

ષણ્ઢોની ગણના કરી ન જનમા ન્હાઠા મૂકી શામને
ત્રાસી વામન હારથી કંચુકિ લાજ્યા પેસે કટિ વસ્ત્રમા
* કિરાતો નિજનામ સાર્થક કરે ન્હાસી જતા ચોદિશે,
ખુધ્યા થૈ નીચ નાસતા ભય ધરી કે દુષ્ટ જુએ રખે !

**સુસગતા**—( સાભળીને ગભરાટમા સાગરિકાનો હાથ ઝાલી ) સખી ! ઉઠ, ઉઠ એ દુષ્ટ વાનરો તો અહિં જ આવે છે, ચાલ, ચાલ, આપણે આ તમાલ વૃક્ષની પાછળ, એ જતો રહે, ત્યા સુધી સતાઇને ઉભા રહીએ

[ બન્ને ભયથી કપતા ઉભા રહે છે ]

---

* કિર =આસપાસનો પ્રદેશ + અતાત = ફરે છતે કિરાત શબ્દનો અર્થ એ થાય છે કે જે આસ પાસના પ્રદેશમા ભટકતો ફરે છે તે

# સ્વભાષાદ્વારા શિક્ષણનો પ્રચાર.

લેખક—રા અબાલાલ નૃસિંહલાલ ગાહ.

સ્વદેશી આન્દોલન પછી દેશમા અનેક પ્રકારના આન્દોલનો થઇ રહ્યા છે સ્વભાષાની ઉન્નતિ કરવી, સ્વભાષાનુ જેમા પ્રાધાન્ય હોય તેવા વિશ્વવિદ્યાલયો સ્થાપવા અને તેના જ દ્વારા શિક્ષણનો પ્રચાર કરવો–ઇત્યાદિ વિષયોના આન્દોલનો શરૂ થઇ ચૂક્યા છે ઘણાઓનુ એવુ માનવુ છે કે સર્વે આન્દોલનો સ્વદેશી આન્દોલન આગળ મારહીન છે સ્વદેશી આન્દોલનો પછી જે જે આન્દોલનોની ચર્ચા આજકાલ સભળાય છે તે તે વિષયમાં સત્યતા અથવા અસત્યતા, ઉપયોગિતા અથવા નિરૂપયોગિતાની ક્ષમતા ચિત્તમા એકવાર પણ ઉભી થતી નથી.

સ્વદેશી આન્દોલનની પછી જાતીયવિશ્વવિદ્યાલયની આવશ્યકતા ભારતવર્ષમા બહુ જણાય છે દેશી કે વિદેશી, શાસક કે શાસિત બનેને સમાજમા તેની જરૂર જણાઈ છે પાચ સાત વર્ષ પૂર્વે મદ્રાસ તથા મુબાઈના મહાશયોએ દેશી ભાષા દ્વારા શિક્ષણ આપવાના પ્રસ્તાવને સમર્થન આપ્યુ હતુ આ વિષય પરત્વે ઘણા પે મહત્વપૂર્ણ અને ગભીર ભાષણો થયાં હતા લડનના એક પત્રમા આ વિષયમા બહુ જ ટીકાઓ થયેલી હતી ભારતના શાસનકર્તાઓમાએ કેટલાક મહાનુભાવ આ પ્રસ્તાવના સમર્થક છે અહીંની તો વાત જ શી કરવી ? દેશના વિચારશીલ અને શિક્ષિત નેતાઓએ આ વિષયમા અનુકૂલ અને ઉપયોગી અભિપ્રાયો જાહેર કર્યા છે

રાય પ્રફુલ્લચદ્ર, કવિવર રવિન્દ્રનાથ; અધ્યાપક વિનયકુમાર સરકાર' વગેરેએ ઘણી ટીકાઓ કરેલી છે ચિત્તરજનદાસ અને અન્ય મહાશયોએ જેટલી ચર્ચા પહેલા ઉઠાવી હતી તેટલી હાલ જણાતી નથી

મહામાન્ય મહાત્મા ગાધી અને પ્રખ્યાત બેરિસ્ટર પી. જે. મેહતા દેશીય ભાષામાં શિક્ષણ દેવાના અત્યત પક્ષપાતી છે એમણે વળી તે ઉપરાત સ્વતત્ર લેખ અને પુસ્તકાદિ દ્વારા પોતાના વિચારોનો પ્રચાર કરવાનો આરંભ કરી દીધેલો છે આવા પ્રકારનુ એક પુસ્તક પણ અમારા હાથમા આવ્યુ છે એનુ નામ "*Vernaculars as Media of Instruction in Indian Schools and Colleges*" છે આ પુસ્તકના લેખક રા મેહતા છે, અને મહાત્મા ગાધીએ એની ભૂમિકા લખી છે લેખક મહાશયે અનેક પ્રમાણોદ્વારા એમ દર્શાવ્યુ છે કે સ્વાયત્ત–શાસન, હોમરૂલ વગેરે મોટી ચળવળો કરી સમજાવી શકયા ત્યારે જ ગણાય કે જ્યારે સર્વસાધારણ મનુષ્યગણને જાગૃત કરી યોગ્ય શિક્ષણનો પ્રચાર કરી શકીએ અમે જે આન્દોલનો કરીએ છીએ તે ફક્ત બેચાર હેટ પહેરનારને માટે, કોટ, બૂટ પહેરનારને માટે અને એવા શોખીન જનો માટે બસ નથી, પરંતુ એ આન્દોલનો ખેડૂત વર્ગ માટે, ઢાઢુ પાળનારને માટે, મોચીઓને માટે,

---

પાચ પ્રેમકથા ૨ ૦–૬–૦ એન એમ ત્રિપાઠી એન્ડ કપની, મુબાઈ

મજુરને માટે અને જેને પહેરવા માટે શરીરપર પુરતાં ફાટલાં તુટલાં લુગા પણ મળતાં નથી તેમને માટે છે એ લેકોના હૃદયમા એ વાત ઉતાર્યા વિના આન્દોલનનો પુરેપુરાં નહિ કરી શકાય તથા તે લેકોમાં એ હીનચાલ સ્વદેશી ભાષાદ્વારા જ થઇ શકે એમ છે

જાતીય સગઠન થવા માટે જાતીય ભાષાની મુખ્યત આવશ્યકતા છે આપણા દેશમાં જાતીય ભાષા વિના, જાતીય ભાવ ઉત્પન્ન થઇ શકે એમ છે જે નહિ એ વાતનુ યથેચ્છ પ્રમાણ વિખ્યાત મ્યાકમ નર્ડાઉના નિમ્નલિખિત વચનોમાથી મળી શકે છે —

'Such a subject as this only he has any right to discuss who has been born in a country where his nationality is in the minority and suppressed where his language is not the state-language and where he sees himself obliged to learn a foreign tongue of which nevertheless he will merely avail himself as a stranger unless he would be willing to renounce for ever all higher kinds of activity for his individuality all better careers and all exercise of his rights of citizenship in the municipality and state like a slave of middle ages or like a criminal convict of the present day'

દેશીય ભાષામા શિક્ષણપ્રચારનો પ્રસ્તાવ જેટલો આન્દોલના સીપમા છે તેટલો વાસ્તવમાં કાર્યસીપમા પ્રચલિત નથી; પરન્તુ દેશના સર્વ સુશિક્ષિત જનોએ અવશ્ય સમજી લેવુ જોઇએ કે દેશીય ભાષા બહુ જ દરિદ્રાવસ્થામા છે આપણી ભાષામા વિજ્ઞાનના પ્રચારનો અસભવ તો નથી જ પરતુ, કઠિન તો અવશ્ય છે જ તો પણ પ્રમાદનો જો નાશ કરવામા આવે તો કઠિન પણ નથી કોઇ પણ દેશે સ્વભાષાવિના પોતાની સ્વાધીનતા અથવા સ્વતત્રતા પ્રાપ્ત કરી નથી જેની જાતિ સ્વાધીન નથી તે દેશ સ્વતન્ત્ર નથી જેની ભાષા પોતાના દેશની નથી તેનો દેશ પણ પોતાનો નથી વાત એમ છે કે પોતાની ભાષાવિના, હું હિમ્મતથી કહી શકુ છુ કે, દેશમા હોમરૂલ અથવા સ્વરાજ્ય પ્રાપ્ત થઇ શકતું નથી કોણ નથી જાણતુ કે થોડા વર્ષ પહેલાં સીસિયાવાસીની ભાષા કેટલી દરિદ્ર અને નિર્જીવ હતી, તેનુ કોઇ નામ પણ લેતું ન હોતું, છતા આજ તેનો પણ દહાડો વળ્યો અને એ તેના પગપર ખડુ થઇ ગયુ સાહિત્ય, વિજ્ઞાન આદિ સર્વ વાતોની ચર્ચા ફરીથી રૂશિયામા થવા લાગી અને રૂશિયાનો દિવસ ફર્યો. રૂશિયાના વિખ્યાત વૈજ્ઞાનિક મિસ્ટર મેંડલિફે જ્યારે પોતાની ભાષામા વૈજ્ઞાનિક કાર્ય કરવા માંડ્યુ અને તેમા જ પોતાનું સર્વસ્વ અર્પણ કરી દીધુ ત્યારે રૂશિયાની ભાષા એકદમ જાગતી ભાષાઓમા આવી ગઇ પ્રોફેસર પ્રફુલ્લચન્દ્રે આ સબધમા જે કહ્યુ છે તે સર્વની જાણ ખાતર પ્રકટ કરવાનુ હુ ઉચિત ધારૂ છુ —

'Another great service which Prof Mendeleef rendered to his country and for which he may justly claim a place in the grateful memory of his countrymen, is his patriotic attempt to enrich his mother tongue with

scientific literature. Before the sixties of the last century, German was the Scientific Language of Russia, while French was the diplomatic medium. Mendeleef discontinued the use of the former language and began to the dismay and despair of his brother chemists in the more western part of Europe to contribute his original articles in Russia to the then newly founded Chemical Society. I will remember how one of my class-friends at Edinburgh, now occupying a distinguished position in the chemical world, was compelled to learn Russian with enormous labour, so that he might not be deprived of the treasures locked up in the irregular orthography and still more irregular Syntax of that Slave language."

આનો સારાંશ એ થાય છે કે દેશની મોટી સેવા જો પ્રોફેસર મેંડલીફે કરી હોય તો એ છે કે એને લીધે દેશ સ્વદેશ એનો કૃતજ્ઞ રહેશે. એણે તેની માતૃભાષાની સ્વદેશહિતની ચેષ્ટાથી વૈજ્ઞાનિક સાહિત્ય પરિપૂર્ણ કરી દીધું. પહેલા રુશિયનોની વૈજ્ઞાનિક ભાષા જર્મન હતી અને રાજકીય વિષયોની માધ્યમિક ફ્રેંચ ભાષા હતી. મેંડલીફે જર્મન ભાષાના પ્રયોગ છોડી રુશિયન ભાષામાં યૂરોપની નવીન સ્થાપિત વૈજ્ઞાનિક સભામા મુખ લેખ લખી લખીને મોકલવાનુ આરંભ કર્યું. રાસાયણિક સમાજમા મુખ્ય સ્થાન અધિકૃત કરવામા આવ્યુ હતું, તેને રશિયન ભાષામા ને વૈજ્ઞાનિક કોષ છે તેથી દૂર નહિ રહેવાના વિચારને લીધે અનિયમિત રુશિયન ભાષાનો બહુ જ પરિશ્રમથી અભ્યાસ કર્યો હતો.

શું ભારતવર્ષમા મેંડલીફ જેવા કર્મવીર ઉત્પન્ન નહિ થઇ શકે? વાસ્તવમાં વાત એવી છે કે અહીં પણ જગદીશચન્દ્ર બોસ જેવા વૈજ્ઞાનિક છે, પરન્તુ દુઃખ એ છે કે એમા ભાવ નથી. માતૃભાષા તરફ એમનુ ધ્યાન ગયુ નથી એવો એમનો પશ્ચિમનો મોહ છે.

હુ એક વાત કહેવા માગુછુ કે વિદેશી ભાષાદ્વારા શિક્ષણ દેવામા અનેક પ્રકારના દોષ છે. એવાઓને માટે શ્રીયુત મેહતાએ પોતાના પુસ્તકમા બહુ જ સારી રીતે લખ્યુ છે. એઓ લખે છે કે—

"આજકાલ અંગ્રેજી ભાષાનો ઉપયોગ બહુ જ વધી પડ્યો છે. જ્યા જૂઓ ત્યા વાતચીત ભાષણ અને સભા-સોસાયટીમાં અંગ્રેજી ભાષાનો પુરેપુરો અધિકાર જામી ગયેલો છે. શોકની વાત છે કે ગત પચાસ પચાવન વર્ષથી સર્વ સાર્વજનિક સંસ્થાઓની ભાષા અંગ્રેજી થઇ ગઇ છે. એમ નથી કે કેવળ ઇંડીયન નેશનલ કોંગ્રેસ (*Indian National Congress*) માં પણ અંગ્રેજી ભાષાનો ઉપયોગ થાય છે, પરન્તુ સ્થાનીય અને જાતીય, સામાજિક, ધાર્મિક, ઔદ્યોગિક આદિ સર્વ કાર્યોમા એનો વ્યવહાર કરવામા આવે છે. ઘણા લોક કાગળપત્ર, રોજનામામા, આવકજાવકનો હિસાબ આદિ પોતાના કામોમા પણ અંગ્રેજી ભાષાનો આ

કવિતાપ્રવેશ રૂ ૧-૦-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

પ્રમાણેનો ઉપયોગ કરે છે! સર્વત્ર માતૃભાષા પ્રતિ ઉદાસીનતા, અનાદર, અને કઇક સ્થળે તો ઘૃણા પણ જોવામા આવે છે **ભારતવર્ષના અગ્રેજી** ભણેલા લોકો પોતાના ભાઇઓ તરફ સહાનુભૂતિની દૃષ્ટિથી નથી જોતા ભારતનુ પ્રાચીન ગારવ, ધર્મ, ઇતિહાસનું અને સભ્યતાનુ અપમાન થઇ રહ્યુ છે કેટલાકને **અગ્રેજી** ભાષા તો જીવનનો મૂળ આધાર અને સર્વસ્વ થઇ ગઇ છે વળી બાળકોના નામ, પોતાની સસ્થાઓના નામ પણ **અગ્રેજી** પદ્ધતિથી રાખવામા આવ્યા છે પુસ્તકાલયોમા અગ્રેજી ભાષાના પુસ્તકોને પણ અધિકસ્થાન આપવામા આવ્યુ છે અમને અમારા સવતની તિથિઓ પણ યાદ નથી રહેતી **અગ્રેજી** તારીખોથી કામ લેવુ પડે છે દુકાનોપર જે બોર્ડ (પાટીયા) લટકાવવા આવે છે તે પણ અગ્રેજીમા **જયજય** અથવા **જયશ્રીકૃષ્ણ**ને બદલે "ગુડ મૉર્નિંગ"નો પ્રયોગ થઇ રહ્યો છે કયા વળી કહેવુ કે અગ્રેજી ભાષાની સાથે અમારે સદૈવ રહેવુ પડતુ હોવાથી–એની જ સાથે વ્યવહાર હોવાથી–અમારા વિચારોમા પણ એવુ વિલક્ષણ પરિવર્તન થઇ ગયુ છે અને અમારા બાપદાદાને મૂર્ખ કે પોથીપુરાણ આદિ ધર્મગ્રંથોના ક્પોલ કલ્પિત કહેવામા કઇ સકોચ ખાતા નથી તાત્પર્ય કહેવાનુ એ છે કે ઘરમા અગર તે આપણા દેશમા આપણે પુરા વિદેશી બની ગયા છીએ એ સઉ અગ્રેજી ભાષાનો વ્યવહાર તથા શિક્ષણની અનાવશ્યક તથા નાશકારિણી અધિકતાનુ ફળ છે આથી ભારતીય રાષ્ટ્રની બહુ જ હાનિ થઇ રહી છે અને જીવન ટકાવવાની એની સ્વભાવશક્તિ દિનપર દીન ઘટતી જાય છે

રાષ્ટ્રીય દૃષ્ટિથી જોતાં દેશી ભાષાઓને–અને તેમા પણ વિશેષત હિન્દી ભાષાને–મહત્વનુ સ્થાન આપવુ એમ અમે યોગ્ય ધારીએ છીએ **મુબઇમા સન ૧૯૧૫ મા નેશનલ કૉંગ્રેસનુ** જે અધિવેશન થયુ હતુ તેમા પ્રાય દશ હજારથી અધિક શ્રોતાઓને જે ભાષણ અધિક પસદ પડ્યાં હતા તે **હિન્દી** ભાષામા હતા શ્રોતૃ–સમુદાયમા ભિન્નભિન્ન સ્થાનોથી ભિન્નભિન્ન ભાષા જાણનારી વ્યક્તિઓ હાજર હતી આ વખતે **અગ્રેજીમા** પણ અનેક ઉત્તમોત્તમ ભાષણો થયા હતા, પરતુ તે શ્રોતાઓના હૃદયમા સ્થાન પામી શકયા ન હતા પરતુ **હિન્દી** ભાષણનુ જેવુ ઇષ્ટ ભાષણ અસરવુ જોઇએ તેવુ જ થયુ હતુ, ફકત મદ્રાસ પ્રાતના કઇ સભ્યોસિવાય, અધિકાશ શ્રોતાઓએ નિશાળોમા હિન્દીનો અભ્યાસ ન કર્યો હતો તથાપિ તેઓ સારીરીતે સમજી શકતા હતા એથી કહેવુ પડે છે કે રાષ્ટ્રીય સસ્થાઓ સફલ થવાં ચાહતી હોય તો એમણે દેશી ભાષાઓનો ઉપયોગ અવશ્ય કરવોજ પડશે એથી વિપરીત વર્તન કદિ જો કરવામા આવશે તો સારામા સારા વ્યાખ્યાનોનું કંઇપણ ફળ નહિ આવે **લખનૌની કૉંગ્રેસમા** આજ હાલ જોવામા આવ્યા હતા ત્યાંનાં અધિકાશ ભાષણ ઉત્તમ હતા, પરતુ એમા અસ્વાભાવિકતાનો નિકૃષ્ટ દોષ ભરપુર ભરેલો હતો. અતએવ જેટલું હિદીદ્વારા ભાષણ કરવામા આવતા પરિણામ સારૂ નીવડ્યુ હોત તેટલું ના નીવડયુ આ તત્વને બરાબર સમજી કર્મવીર મહાત્મા ગાધીએ કૉંગ્રેસમા ડકો વગાડી કહી બતાવ્યુ હતુ કે 'જો કોઇ કૉંગ્રેસના આગામી અધિવેશનમાં **હિન્દી** નહિ સમજી શકે તો મારા વ્યાખ્યાનમાથી કઇપણ લાભ નહિ મળી શકે "

અગ્રેજી ભાષા દેશના થોડા જ લોક જાણે છે અને તેમની ભાષા અગ્રેજી જાતિ પણ જાણતી નથી દેશી ભાષા અને અગ્રેજી ભાષા મિશ્રિત બની એક નૂતન ભાષાની સૃષ્ટિ થઇ રહી છે, જેથી દેશનો શિક્ષિત સમુદાય એક પ્રકારની નવીન જાતિમા પરિણત થયુ જણાય છે

કેટલાકનુ એમ માનવુ છે કે દેશી ભાષામા કાર્ય પ્રણાલી ચલાવવાને બહુ જ શક્તિ અને અર્થવ્યય કરવો પડશે, અને એટલુ કરવા છતા પણ ભારતની બત્રીસી કરોડ પ્રજાની એક ભાષા નહિ થઇ શકે

કહેવુ ઠીક છે કે આપણા દેશમા જેટલી ભાષાઓ બોલાય છે તેની સખ્યા ૧૨૬ છે, પરતુ એમા વળી બગાલી, હિદી, તેલગી, ઉર્દૂ, મરાઠી અને પજાબી છે તે એક ભાષામા પ્રધાન છે અન્ય ભાષાઓ તો એક પ્રકારની ઉપભાષાની સદરા છે એ સઉ ભાષા ઓને ૩૨ કરોડ પ્રજા બોલે છે અગ્રેજી ભાષા જાણનાવાળી પ્રજા કૈંક લાખ પ્રજા છે અગ્રેજી તો આપણી વિજાતીય ભાષા છે ભારતને ઐક્યસૂત્રમા બાધવાને માટે અગ્રેજીને સાધારણ સાર્વજનિક ભાષા કરવા ઇચ્છા રાખનારાઓને શ્રીયુત મેહુતાના વિચાર એમના પુસ્તકમા નીચે પ્રમાણે જણાય છે તેઓ લખે છે કે —

"આવશ્યકતાથી અધિક અગ્રેજી ભાષાનો પક્ષ કરનારાઓ તેમની માતૃભાષાની ગર્દનપર છુરી ચલાવવાને ઉદ્યુત થઇ ગયા છે ધ્યાનમા રાખજો કે જે જેટલો વખત અગ્રેજી ભણવામાં ગાળે છે તેટલો વખત માતૃભાષાનુ જ્ઞાન પ્રાપ્ત કરવાના સદ્અવસરથી વચિત રહે છે." જેટલા પ્રમાણમા અગ્રેજી ભાષાનો ઉપયોગ કરે છે તેટલા પ્રમાણમાં માતૃભાષાનો બહિષ્કાર કરવામા આવે છે, જેટને દરજ્જે જે જે કામમા અગ્રેજી ભાષાને માન આપવામા આવે છે તેટલે દરજ્જે આપણે આપણી માતૃભાષાથી પરાઙ્મુખ બનીએ છીએ આ વિષયનુ જ્યારે યથાર્થ સ્વરુપ સર્વેની ધ્યાનમા આવશે ત્યારે માતૃભાષા અને રાષ્ટ્રીયતાનો પરસ્પર સબધ સમજાશે આના કૈંક ઉલ્લેખ પહેલા કરવામા આવ્યા છે ફરી પણ એ જણાવવાની જરુર પડે છે કે માતૃભાષાનો બહિષ્કાર તથા દેશી ભાષાઓનો અનાદર કરવાથી સાહિત્યમાં બુરૂ પરિણામ થવાનો સભવ છે વર્તમાન સમયમા શિક્ષિતવર્ગમા માતૃભાષાનુ જ્ઞાન નથી તો વિચાર થાય છે કે માતૃભાષામાં કેવા પ્રકારનુ ગદ્યપદ્ય સાહિત્ય જોઇએ તેની ઉપર ટીકાઓ કરી શી રીતે નિર્માણ કરી શકે? વિદેશીભાષાદ્વારા શિક્ષણ દેવાથી જે ભાવ રહેવો જોઇએ તે રહેતો નથી આમ હોવાથી સાહિત્યની દૃષ્ટિથી જોતા દેશમાં તેમનુ હોવુ ન હોવુ એ બન્ને બરોબર છે ભારતવર્ષમા આંજ સો વર્ષ થયા અગ્રેજી શિક્ષણ ચાલુ છે પણ ઓગણીસમી શતાબ્દી પૂર્વે જ્યારે ભારતવર્ષમા આ કેળવણી ન્હોતી આપવામા આવતી ત્યારે એક એકથી ચઢીયાતા મહા કવિ અને તાત્વિક ગ્રથકારો થઇ ગયા છે, જેમના જેવા હાલ જોવામાં આવતા નથી આ ખેદજનક દશાની મિમાસા કરતા સ્વર્ગવાસી ન્યાયમૂર્તિ રાનડેએ એમના એક ગ્રથમા લખ્યુ છે કે —

"વર્તમાન સમયમા કાવ્યશક્તિની જે અવનતિ દશ્યમાન થાય છે તેના અનેક કારણ છે એમા પ્રધાન કારણ એ છે કે શિક્ષિત જનોની શક્તિનો સ્વાભાવિક વિકાસ થતો નથી

વિદેશી ભાષાના શિક્ષણમા યુવાવસ્થાનો સર્વોત્તમ સમય નષ્ટ થઇ જાય છે અને ભારતીયજન પોતાના રાષ્ટ્રીય સાહિત્ય ભાણ્ડારથી તદ્દન અપરિચિત રહે છે જો આપણે અનુવાદના વિષયમા જોઇએ તો માલુમ પડે છે કે કેટલાક અંગ્રેજી ગ્રન્થોનો અનુવાદ કરવા સિવાય શિક્ષિત વર્ગે કાઇ વિશેષ કાર્ય કર્યું નથી. સાચી વાત તો એ છે કે કેટલાક સજ્જનોને બાદ કરતાં આ જમાનામાં સાહિત્યની સાચી સેવા સારી રીતે વિશ્વવિદ્યાલયની કોઇ સન્માનસૂચક પદવી નથી લીધી તેણે જ કરી છે આનુ ખાસ કારણ એ છે કે જ્યારે વિદ્યાર્થી તેની બાર વર્ષની ઉમરે અંગ્રેજી સ્કૂલમાં ભણવા માટે દાખલ થાય છે ત્યારથી તેને માતૃભાષાનો વિયોગ થઇ જાય છે આટલા માટે અંગ્રેજી ભાષાના અધિક સહવાસથી એ પોતાના દેશ, પોતાના દેશનિવાસીઓ અને પોતાના દેશના સાહિત્યથી એટલો બધો અપરિચિત થઇ જાય છે કે એ પોતાની માતૃભાષામા વાતચીત પણ કરી શકતા નથી, તેમ જ કઇ લખી શકતા પણ નથી પરિણામ એ થાય છે કે એ પોતાની માતૃભાષાની નિન્દા અને ઘૃણા કરવા મડી જાય છે અને તેનો પડોશી તેની શિક્ષણ પદ્ધતિપર ટીકા કરવા તૈયાર થઈ જાય છે, જેથી એવા કૃત્રિમ શિક્ષણનો નિર્માણ થયો છે "

" અંગ્રેજી ભાષાદ્વારા શિક્ષણ પ્રાપ્ત કરવાનુ પરિણામ એ થાય છે કે વિચાર તો માતૃભાષામા ઉદ્ભવે છે પણ એનો અનુવાદ અંગ્રેજી ભાષામા થાય છે આ બે વિરૂદ્ધ ભાષાઓના સયોગથી જે વર્ણસંકર આચાર અને વિચાર પેદા થાય છે એને દેખીને કોઇ પણ વિચારશીલ મનુષ્યનું હૃદય દુ ખીત થયા વિના રહેશે નહિ આધુનિક કવિ રવીન્દ્રનાથ ટાગોરને કોઇએ એકવાર પુછ્યુ, " શુ આપ અંગ્રેજીમા કવિતા કરી શકો છો ?" ઉત્તર મળ્યો—"નહિ," તેમણે કહ્યુ કે પહેલા એના ભાવોને બંગાલી ભાષામા વિચારવા પડે છે પછી એનો અનુવાદ અંગ્રેજીમા કરવામાં આવેછે સારાંશ એ છે કે શિક્ષણ પ્રાપ્ત કરવામા અને વિચારવામા ભારતવાસીઓ માટે અંગ્રેજી જેવી મધ્યસ્થ ભાષાની આવશ્યકતા નથી ભારતવાસીઓને જો કોઇપણ વિષયનું સાચુ શિક્ષણ આપવુ હોય તો ફક્ત દેશી ભાષાઓદ્વારા આપી શકાશે—વિદેશી ભાષાદ્વારા નહિ "

દેશીય ભાષાના સમર્થ મા શ્રીયુત મેહતાનો એવો અભિપ્રાય છે કે દેશના મુખ્યમુખ્ય પુરૂષો એના ઉપર પુરતો વિચાર કરે સર્વનું એમ જ ધારવુ થવુ જોઈએ કે " સરકાર અમને અમારી માતૃભાષામા જ ઉચ્ચ શિક્ષણ આપે "

દેશના મુખ્ય મુખ્ય વર્તમાન પત્રોના અધિપતિઓને અમારી પ્રાર્થના છે કે આ સબધી સ્થળે સ્થળે આન્દોલનો પ્રવર્તમાન થાય એમ લખે અને કરે આ વિષયને ચર્ચતા નાના નાના પુસ્તકો પણ પ્રસિદ્ધ કરવા જોઇએ મહામાન્ય ગાધી અને કર્મવીર પડિત માલવીઆ સર્વે સભાઓ અને રાજદરબારોમા પણ હિન્દી ભાષામા વ્યાખ્યાન દે

મહાત્મા ગાધીએ રા મેહતાના આ પુસ્તકની ભૂમિકામા લખ્યુ છે કે "દેશી ભાષાઓની અવહેલના કરવાથી જો કઈ પણ લાભ થઈ શકતો હોય તો તે ફકત પોતાના હાથે જ પોતાના રાષ્ટ્રીયત્વનો આત્મઘાત જ છે

"કોઇ બહુ જ પરોપકારથી અથવા ઉદાર બુદ્ધિથી સ્વરાજ્ય પદ્ધતિ અમને આપે, તથાપિ અમને અમારા મનમા એ ભાષાના વિષયમા આદરભાવના હોય, તો અમે સાચા સ્વરાજ્ય ભોગી કદાપિ પણ નહિ થઈ શકીએ "

નિષ્કામ દેશભકત ગાધીના એ વિચાર શિક્ષિત નવયુવકોના ધ્યાનમા ઉતારવા લાયક છે

---

શ્રીયુત ગોવર્ધનરામ (સચિત્ર) રૂ ૧-૦-૦ એમ એન ત્રિપાઠી એન્ડ કપની, મુબાઇ

# કૈ. મહામહોપાધ્યાય ડૉકટર સતીશચંદ્ર આચાર્ય, વિદ્યાભૂષણ, એમ્. એ., પી. એચ. ડી.

લેખક—ના. હરિનારાયણ ગિરવરલાલ આચાર્ય, બી એ

અત્યંત શોકની વાત છે કે ગઈ તા ૨૫ એપ્રીલ ૧૯૨૦ ના દિવસે સંસ્કૃત, પાલી, તિબેટી, પ્રાકૃત આદિ પ્રાચીન ભાષાઓના પ્રખર વિદ્વાન્, કલકત્તા સંસ્કૃત કૉલેજના યશસ્વી પ્રિન્સીપલ, બંગ ભાષાના પ્રસિદ્ધ લેખક, સરસ્વતીદેવીના વરપુત્ર, બહુભાષાભિજ્ઞ મહામહોપાધ્યાય ડૉકટર સતીશચન્દ્ર વિદ્યાભૂષણનો પક્ષાઘાત રોગથી અસમય કૈલાસવાસ થયો છે.

એમનો જન્મ સને ૧૮૭૦ ના જુલાઈ માસમાં વર્તમાન નદિયા જીલ્લામાં આવેલા—સંસ્કૃત વિદ્યાના પ્રાચીન કેન્દ્ર પ્રસિદ્ધ નવદ્વીપના એક સન્માન્ય બ્રાહ્મણકુળમાં થયો હતો તેમના પિતા પણ્ડિત પીતામ્બર વિદ્યા વાગીશ ઘણા પ્રસિદ્ધ પુરુષ હતા બાલક સતીશચન્દ્રને પ્રાથમિક શિક્ષા ત્યાંની ગ્રામ્ય પાઠશાળામાં મળી હતી બાલ્યાવસ્થાથી જ કુશાગ્ર બુદ્ધિ હોવાથી તેમણે માત્ર ચાર વર્ષની ઉમ્મરમાં જ અંગ્રેજી તથા બંગ ભાષાની ભામળી (લઘુતમ) પરીક્ષા પાસ કરી તેમાં સર્વે વિદ્યાર્થીઓમાં તે પ્રથમ પંક્તિમાં આવ્યા તેથી પાંચ માસ સ્કૉલરશીપ મળી ત્રણ વર્ષ પછી તેમણે નવદ્વીપની હિન્દુસ્કુલમાથી એન્ટ્રન્સની પરીક્ષા પ્રથમ વર્ગમાં પસાર કરી તેથી પન્દર મહિના સુધી તેમને સ્કૉલરશીપ મળી ત્યાર બાદ ક્રમે ક્રમે તેમણે એફ્. એ. તથા બી એ, ની પરીક્ષાઓ પાસ કરી બી એ, ની પરીક્ષામાં તેઓ કલકત્તા યુનિવર્સિટીમાં બીજા અને આખા બંગાળામાં પ્રથમ નમ્બરે આવવાથી એક સુવર્ણપદક મળ્યો, આ પરીક્ષામાં તેમણે સંસ્કૃતમાં ખાસ નામના મેળવી હતી એમ એ પાસ કરવા પહેલાં જ તેમણે સંસ્કૃતમાં પૂર્ણતા મેળવી હતી તેમના પાણ્ડિત્યથી મુગ્ધ થઈ નવદ્વીપ વિબુધજનસભાએ તેમને 'વિદ્યાભૂષણ'ની ઉપાધિ આપી ત્યાર બાદ તેમણે કલકત્તાની સંસ્કૃત કૉલેજમાંથી એમ એ ની પરીક્ષા પસાર કરી, અને તેમાં પણ તેમણે ઘણી નામના મેળવી

અભ્યાસ પૂર્ણ કર્યા પછી સને ૧૮૯૩ માં તેઓ પોતાના જીલ્લાની કૃષ્ણનગર કૉલેજમાં સંસ્કૃતના અધ્યાપક નીમાયા આ જગ્યા ઉપર તેમણે ચાર વર્ષ સુધી પૂર્ણ યોગ્યતાથી કામ કર્યું અને તે દરમ્યાન પોતાના ગામના મહામહોપાધ્યાય પંડિત અજિતનાથ ન્યાયરત્ન તથા મહામહોપાધ્યાય પંડિત યદુનાથ સાર્વભૌમની સહાયતાથી કાવ્ય અને ન્યાયનું અસાધારણ જ્ઞાન પ્રાપ્ત કર્યું તેમની ગભીર વિદ્વત્તાને લીધે બંગાળ સરકારે તિબેટી ભાષાના અનુવાદક તરિકે તેમની નિમણુક કરી અને તે ભાષાનો એક શબ્દકોશ કરવાનું કામ પણ તેમણે માંડ્યું. આથી તેમને ઘણો સમય દાર્જીલિંગમાં રહેવું પડ્યું આ વખતે પ્રસિદ્ધ વિદ્વાન્ લામા ફુનચોગ વાગ્ડન (*Funchong Wangdon*) પણ ત્યાં રહેતા હતા આથી શ્રી સતીશચન્દ્રને તિબેટી ભાષાનો પૂર્ણ અભ્યાસ કરવાનો લાભ મેળવવાનો સુન્દર સંયોગ મળી ગયો બે વર્ષ સુધી તેમણે એ ભાષાનું અધ્યયન કર્યું અને તે કાર્ય સમાપ્ત કર્યા પછી,

સને ૧૯૦૦ મા કલકત્તાની સરકૃત કૉલેજમાં તેઓ અધ્યાપક નિમાયા આથી તેમને કલકત્તામાં આવવુ પડ્યુ ત્યા તેમણે પાલીનો અભ્યાસ શરૂ કરી દીધો સને ૧૯૦૧ માં તેમણે પાલી સાથે એમ એ ની પરીક્ષા પ્રથમ વર્ગમા પ્રથમ નબરે પાસ કરી એ સમયે પાલી ભાષાનાં એમ એ ના પરીક્ષાપત્ર તપાસનાર કોઈ ભારતવર્ષમા ન હતું આથી લન્ડન યુનિવર્સીટીની પાલી અને બૌદ્ધ સાહિત્યના પ્રો ર્હાઇઝ ડેવીસ ઉપર મોકલવામા આવ્યાં સને ૧૯૦૨ મા કલકત્તાની સરકૃત કૉલેજમાથી બદ્લી તેમને કલકત્તાની પ્રેસીડ સી કૉલેજમાં સરકૃતના સીનીયર પ્રોફેસર નીમવામા આવ્યા

સને ૧૯૦૫ ના ડીસેમ્બર માસમા ઘી-શી લામા (*Ghe-She Lama*) ભારત વર્ષમા બૌદ્ધ તીર્થોની યાત્રા અર્થ આવ્યા હતા સરકારની ઇચ્છાથી ડૉ સતીશચન્દ્રને તેમની સાથે પર્યટન કરવાનુ થયુ આથી તેઓ લામા મહાશયની સાથે ભ્રમણ કરતા બુદ્ધ ગયા, અને વારાણસી, સારનાથ, આગરા, રાવલપીંડી, તક્ષશિલા આદિ પ્રાચીન સ્થાનોનુ મહત્વ અને તે સમ્બન્ધી પુરા તત્ત્વવિષયક વાતો પૂર્ણ સ્ફોટ કરી સમજાવી તેમના સદ્વ્યવહાર અને પ્રખર પાણ્ડિત્યથી લામા અત્યત ખુશી થયા, અને એમની અત્યત પ્રશસા કરી, "ખાતાગ" નામથી ઓળખાતી એક સુન્દર રેશમી ચાદર પ્રેમની નિશાની દાખલ ભેટ આપી સને ૧૯૦૬ ના જાન્યુઆરી માસમા તેમની વિદ્વત્તાની કદર કરી સરકારે તેમને મહામહોપાધ્યાયની એક માનનીય ઉપાધિ આપી સને ૧૯૦૭ મા તેમને કલકત્તા યુનિવર્સીટીના સદસ્ય બનાવવામાં આવ્યા એ જ વર્ષમાં તેઓ રૉયલ એશિયાટીક સોસાયટી-બેન્ગાલ ના ચ-ના ભાષા વિજ્ઞાન ભાગના જોઇંટ સેક્રેટરી નિમાયા વળી એ જ વર્ષમા તેમણે બૌદ્ધ તથા જૈન ન્યાય ઉપર એક અત્યત ગવેષણા પૂર્ણ નિબન્ધ લખ્યો જેથી કલકત્તા યુનિવર્સીટીએ એમની પ્રખર વિદ્વત્તાની કદર કરી ડૉક્ટર ઑફ ફીલોસફીની ઉચ્ચ ડીગ્રી એનાયત કરી

સને ૧૯૦૯ ની સાલમા બગાલ સરકારે એમને પાલી તથા બૌદ્ધ સાહિત્યનો ઉંડો અભ્યાસ કરવા સારૂ લકા, અને વેદ, હિન્દુ દર્શનશાસ્ત્રો તથા પ્રાચ્યભાષા વિજ્ઞાનનુ પૂર્ણ જ્ઞાન પ્રાપ્ત કરવા કાશી મોકલ્યા લકા ગયા પછી ત્યા તેમણે બૌદ્ધ ગુરૂ સુમગલ મહાસ્થવિર પાસે બૌદ્ધ ધર્મ, બૌદ્ધ સાહિત્ય અને પાલી ભાષાનો સપૂર્ણ અભ્યાસ કર્યો ત્યા તેમણે અનુરાધાપુર, કાડી, કોલબો આદિ સ્થાનોમા અગ્રેજીમા કેટલાંક ભાષણો આપ્યા હતા, અને એમની વિદ્વત્તા સમ્બન્ધી ત્યાના ઘણા પ્રખર વિદ્વાનોએ પ્રશસા કરી હતી ત્યાંથી પાછા આવી કાશીમા તેમણે મહામહોપાધ્યાય પડિત શ્રીસુબ્રહ્મણ્ય શાસ્ત્રી પાસે શાકર વેદાન્ત તથા શ્રુતિઓનો, મહામહોપાધ્યાય પડિત શ્રીભાગવતાચાર્ય પાસે રામાનુજ સામ્પ્રદાયિક દર્શનશાસ્ત્રોનો અને પડિત વામાચરણ આદિ વિદ્વાનો પાસે ન્યાય શાસ્ત્રનો પૂર્ણ અભ્યાસ કર્યો ન્યાયશાસ્ત્રમા આવતી શકાઓનો ખુલાસો વારવાર તેઓ મહામહોપાધ્યાય પડિત શ્રી શિવકુમાર શાસ્ત્રી પાસેથી મેળવતા કાશીથી પાછા આવ્યા પછી તેમણે કલકત્તા યુનિવર્સીટીના ભૂતપૂર્વ રજીસ્ટ્રાર અને સરકૃતના પ્રસિદ્ધ વિદ્વાન ડૉ થીબો પાસે જર્મન ભાષા તથા પાશ્ચાત્ય દર્શન શાસ્ત્રોનુ અધ્યયન કર્યું

કવિવર આથી શું કહેવા માગે છે તે સ્હમજવું મુશ્કેલ નથી કવિ કહે છે કે ત્હમે કર આપી ત્હમારા જીવનનો ધ્વંસ કરો છો એ કર શા માટે આપો છો ? ત્હમારા બાળકોને પશ્ચિમની મોંઘી કેળવણીના દાસ બનાવવા માટે એ કેળવણીનો પાયો—એ કેળવણીના સિદ્ધાન્તો—પશ્ચિમના વિચારો અને પશ્ચિમની ભાવનાઓ ઉપર ઘડાયો છે એમાં હિન્દની સંસ્કૃતિનો લેશભાર પણ અંશ નથી ત્હમે જાતને ભૂલી પરજાતને પોષી પરાધીન અને નિર્બલ બનો છો એ સત્ય કહ્યું માટે જ કવિ કહે છે કે,

' એટલા જ માટે હિંદનો અંતરાત્મા આપણને આના કરે છે કે આ દેશમાં એવા મહાન્ કેન્દ્રે સ્થળો સ્થાપો જ્યાં નવીન સૃષ્ટિની રચનાને માટે તેની સર્વ બૌદ્ધિક શક્તિઓ એકત્ર થાય, અને તેની પૌર્વાત્ય તથા પાશ્ચાત્ય જ્ઞાનની અને વિચારની સકલ સામગ્રી સંગ્રહ એકતાનતામાં વિલીન થાય પોતાનું અર્વાચીન પ્રજ્ઞાસન જનકના સમયની મિથિલા વિક્રમાદિત્યના સમયની ઉજ્જયિની તે પોતાને માટે શોધે છે પોતે પોતાનું મન જાણે અને જગતને પોતાનું મન આપે તેથી જગતની પ્રગતિને સહાય મળે એવા ભવ્ય અવસરને છિન્નભિન્ન થયલી શક્તિઓની અસ્તવ્યસ્તતામાંથી અને હાથીની મેળવેલી પરાઈ ચીજોની મંદતામાંથી પોતાને મુક્તિ મળે એવા ભવ્ય અવસરને તે શોધે છે '

કવિવરે આ સુન્દર ભાવનાવડે હિન્દની અતિ મોંઘી અને એક જ આવશ્યક ઉત્તમ અભિલાષા રજુ કરી છે અને કયો હિન્દવાસી એ અભિલાષ રાખતો નથી ? ભાવનાવેલા સરકારી અને શુદ્ધ હિન્દીજનોનો આપણે ત્યાં કંઇ તોટો નથી, પરંતુ અતિ ડાહ્યા વ્યાવહારિક હિન્દીજનો એમનો ઉપહાસ કરે છે અને આકાશમાંની આ વાતો છે એવું માની લઇ આડકતરી રીતે પોતાની નિર્બલતા વધાર્યાં જાય છે આપણા બાલકોની કેળવણીના મૂળમાં આપણી જ સંસ્કૃતિ, આપણી જ પદ્ધતિથી, વધારે ને વધારે કેળવાવી જોઇએ, આપણી જ ભાવનાઓ, આપણા જ આચાર અને વિચાર, આપણાં જ હૃદયો, અને આપણાપણું જ વધારે વિકસાવવું જોઇએ પરદેશી સંસ્કારોના દાસ બનાવવા ના જોઇએ પરદેશી જીવનમાં જ જીવી શકે અને તે જ જીવન જીરવી શકે એવા અધમ પ્રાણીઓ એમને બનાવવા ના જોઇએ, કવિવર પહેલા ઘણા મનુષ્યો આ જ દલિલ આપણી પાસે કરી ગયા છે–કરી રહ્યા છે પરન્તુ, કવિવરે બહુ સ્પષ્ટ ભાષામાં સુન્દર રીતે આ ભાવના રજુ કરી છે અત્યારે આપણે ત્યાં ગાંધીજી જેવા પ્રચંડ આદર્શમાન્ હિન્દીજનના નેતૃત્વ નીચે રાષ્ટ્રીય કેળવણીનો પ્રચારબંધ રચાય છે ગાંધીજી એ કોઇ પણ હિન્દીજન કરતાં વધારે ચુસ્ત હિન્દીજન છે એમના આદર્શો પ્રમાણે નવી રચના રચાય છે તેવા વખતમાં આ પુસ્તક બહાર પાડી રા હીરાલાલે ઘણું સારું કર્યું છે ગુજરાતીઓ ઉમળકાથી એ વાંચે અને વિચારે તથા રવિન્દ્રનાથની આ ભાવના આચારમાં મુકી સિદ્ધ કરવા ખંતથી અને બુદ્ધિથી શ્રમ લે એવું અમ્હે ઇચ્છીએ છીએ

પુસ્તકની છપામણી સુન્દર મઝાના એન્ટીક કાગળપર સ્વચ્છ જણાય છે પુસ્તક ઉપર કહ્યું તે પ્રમાણે ખરેખર જ ઉપયોગી છે અનુવાદકને ફરી અને અભિનન્દન આપીએ ભાષા સંસ્કૃતમય છે, પણ એવી નથી કે વર્તમાન ગુજરાતી સાહિત્યના વાચકને ન્હ્મજાય નહિ રવિ

લલિતના કાવ્યો રૂ ૧–૦–૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

ન્દ્રનાથના મૂળ અંગ્રેજી કરતા તો બેશક આ ગુજરાતી ધાડ રહેલું છે, અને બની શકે તેવી સ્પષ્ટ ભાષામા સરળતાથી કવિનો આ લેખ ગુજરાતીમા ઉતારવા આવ્યો છે

## ૧૮. યૌવનના સ્મરણો.

[ લેખક–સૌ પ્રમદા પ્રકાશક–રા રામુ ઠક્કર, મુમાઈ, પૃ ૬૫ મૂલ્ય બાર આના. ]

આ પુસ્તકના પ્રકાશક જણાવે છે તેમ એક સ્ત્રીએ આ પુસ્તક લખ્યુ છે—લખ્યુ છે એટલે સૌ પ્રમદાએ પોતાની ડાયરીમા ભેગા કરેલા કેટલાક છુટક છવાયા પ્રસગોને એક સામગ્ર વાર્તાના રૂપમાં ગોઠવ્યા છે તે નિત્ય–નોધ કે નિત્ય બનતા પ્રસગોની નોંધપોથીમાથી આવા જ માન પ્રસગો વીણી કહાડવામા શા માટે આવ્યા હશે તે સ્હમજાતુ નથી પુસ્તકરૂપે આ લેખને બહાર પાડવામા લેખકનો કશો જ ઉદ્દેશ જણાતો નથી નથી કોઈ ઉચ્ચ ભાવના, નથી તેમા શુદ્ધ અને સસ્કારી જીવનની સસ્કૃતિ કે નથી એમાં સામાજીક કે સાસારિક પ્રશ્નોની કોઈ ચર્ચા આવુ તેમા ખાસ કશુ જણાતું નથી એ વાત બાજુએ મુકીએ તો બીજા પક્ષે તેમા કેટલાક વાધા પડતા વિચારો છે સૌ પ્રમદાને હિન્દુસસાર તરફ અણગમો, અને ખ્રિસ્તી-ધર્મ તરફ અનુરાગ છે એવુ પુસ્તકના છેવટના ભાગપરથી સ્હમજાય છે "અનેક હિન્દુઓને પોતાના ધર્મસમ્બન્ધી કશુ જ્ઞાન હોતુ નથી એવા લોકો કે સમજ્યા વગર પોતાને હિન્દુ કહેવડાવે તેના કરતા **ખ્રિસ્તી ધર્મ સમજી, સ્વીકારીને પોતાને ખ્રિસ્તી કહેવડાવે તેમા હુ તો તેમના આત્માનુ વિશેષ શ્રેય જોઉ છુ** " આ વિચાર જેટલે અશે હિન્દુ-ધર્મ તરફ સૌ પ્રમદાનો અણગમો બતાવે છે તેટલો જ ખ્રિસ્તીધર્મ તરફ એ બાઇનો અધ પ્રેમ અને ખોટો અનુરાગ બતાવે છે જુદા જુદા ધર્મના શુદ્ધ અશુદ્ધ કે સારા નરસા પ્રકારો ચર્ચવાનુ આ સ્થાન નથી, પણ અમ્હારે સ્પષ્ટ રીતે કહેવુ જોઇએ કે હિન્દુધર્મ તરફ જે અસ-હિષ્ણુતા આ રીતે બતાવાય છે તે આ બાઇના ઘોર અજ્ઞાનનુ જ પરિણામ છે ઉપર બાઇએ આપેલી દલિલ બહુ નાદાન અને અણસ્હમજુ જ છે હિન્દુઓ સ્વધર્મ સ્હમજ્યા વિના હિન્દુઓ કહેવડાવે તે કરતા સ્હમજીને કહેવડાવે, હિન્દુધર્મના સૂત્રોનો અભ્યાસ કરે અને સાચા હિન્દુઓ તરીકે પોતાને જગતમા ઓળખાવે એવી વધારે શુદ્ધ ભાવના રજુ કરવાને ઠેકાણે તદ્દન અવળચંડો માર્ગ બતાવે એ વિચારને કોણ સ્વીકારે ? આવા ધર્મના અશુદ્ધ વિચારો ઉપરાંત એમાં અનીતિના પોષક બીજ પણ છે પ્રમદાની નીતિબન્ધમા એના પતિને બહુ વિશ્વાસ હતો અને મધ્યરાત્રે હુ પરપુરૂષની સાથે એકલી બેઠી હોઉ તો પણ તેમને કદિ મારા વર્તન વિષે શકા થતી ન હોતી' વિગેરે બીજી જ ક્ષણે આ પ્રમદા સુન્દર નામના એક યુવક ઉપર મોહ પામે છે ને તેની સાથે નિન્દ્ય કર્મ કરવા સુધી એ પ્રેરાય છે 'હૃદયમા જે વિકાર પ્રગટ્યો હતો તે અપવિત્ર હોવા છતા મને બહુ રમણીય લાગતો હતો ' સુન્દર આજે મને બહુ સુન્દર લાગતો હતો' આ વિચારને સુન્દરે લાત મારી–પોતે સ્હમજ્યો અને રજા લઇ ચાલ્યો ગયો આમ આ પુસ્તક પ્રસિદ્ધ કરવામા કોઈ શુદ્ધ હેતુ સચવાયો નથી, પરન્તુ અમે ઇચ્છીએ છીએ કે–આ પુસ્તક જનસમાજમા ફેલાવો પામે તો અનીતિ

અને અશુદ્ધ વિચારનો પ્રસાર થતો હોઈ–આટલેથી જ અટકે આ પુસ્તકનુ અવલોકન લેવાનુ અમ્હે એટલા માટે સ્વીકાર્યું કે આપણી અજ્ઞાન અને કોમળ બાનડીઓ, સ્ત્રીઓ અને યુવાન પુરૂષો આ પુસ્તક તરફ પોતાનો અણગમો જાહેર કરી પ્રજામાં વેચાતુ બંધ કરાવે

## ૧૯. કૈલાસ માનસસરોવર દર્શન.

[ લેખક– સ્વામી હસ અનુવાદક રા ગિરિજાશંકર ભગવાનજી બધેકા પ્રકાશક રા ચિમનલાલ ર દેસાઇ, મુબાઇ પૃષ્ઠ ૨૪૫ મૂલ્ય રૂપીયા બે ]

સ્વામી હસનુ સક્ષિપ્ત જીવનચરિત્ર આ માસિકમા રા. મોતીલાલ જેઠાલાલ મહેતાએ ગયે વર્ષે પ્રગટ કર્યું હતું સ્વામી હસ પ્રભુની શોધમા પ્રભુના જ આદેશથી પ્રેરાઇને શ્રી કૈલાસની યાત્રાએ ગયા હતા એ યાત્રાનુ આ વર્ણન છે કૈલાસ જવુ એ બહુ દુર્ઘટ કાર્ય છે અને એ મુસાફરીએ જતા માર્ગમા કેટકેટલી ભયકર વિપત્તિઓ નડે છે તેનુ આ પુસ્તકમા બહુ સુન્દર દર્શન છે અને મુસાફરીના પુસ્તક તરીકે તો વર્ણન રસથી વાચવુ ગમે એવુ છે યોગમાં અને તપસ્વીઓના તપસ્વીજીવનમા આપણા જે ભાઇઓને પુરેપુરી શ્રદ્ધા નથી અગર તો જે એમા માન્યતા રાખતા નથી એવા જનોને આ પુસ્તકમા પ્રભુપ્રેમ અને પ્રભુ શ્રદ્ધાના વર્ણવાયલા પ્રસગો અતિશયોક્તિના લાગે તો એમા આશ્ચર્ય જેવુ કઈ જ નથી સ્વામી હસની લાંબી એકસરખી સમાધિ અને તે પછી એમને થયેલા પ્રભુદર્શન એ વાતો આ જમાનામા સમાજ ના માને તો એમા આશ્ચર્ય નથી યોગનું બર્લ એવુ છે કે સાધારણ જ્ઞાનના મનુષ્યો એનું માહાત્મ્ય સમજી શકે નહિ અરવિંદબાબુ જેવા જ અર્વાચીન યોગીઓ એનું રહસ્ય સપૂર્ણ રીતે સ્હમજી શકે સ્વામી હસે મૂળ આ ઇતિહાસ મરાઠીમાં પ્રસિદ્ધ કર્યો હતો રા બધેકાએ સરળ ગુજરાતીમા એનો અનુવાદ કર્યો છે અને રા ચિમનલાલ દેસાઇએ એને પુસ્તકના આકારમાં સમાજ પાસે રજુ કર્યો છે એ બહુ આનન્દની વાત છે અને રા બધેકા તથા રા દેસાઇને અમ્હે ધન્યવાદ આપીશુ પુસ્તક ઉપર કહ્યુ તેમ સરલ ગુજરાતી ભાષામા છે પુસ્તકની બધામણી પણ સારી છે આવા વિષયોમા રસ લેતા જનોએ આ પુસ્તક વાચી જવાની જરૂર છે

—ર. ગો. ત્રિપાઠી.

# ઉષા—"સ્વરાજ્ય-પ્રતિજ્ઞા."

( પ્રથમ ખંડ )

લેખક—રા શેઠ પુરૂષોત્તમ વિશ્રામ માવજી.
( ચાલુ સચિત્ર ઐતિહાસિક વાર્તા )

## પ્રકરણ ૨૬ મુ
## નરહરસ્વામિ કોણ !

*" In easy hope or lies*
*Shall bring us to our goal,*
*But iron sacrifice*
*Of Body, will and soul—" Kipling*

*" Yes, mother, he dies, But then he dies*
*For you and me, & all the holy things*
*That death by sacrifice in glory brings*
*To us, through them whom he hath sanctified*
*Yes, he dies Our solace & our pride*
*Is joining the army that the whole world sings*
*Is flowing aloft, up born or Honour's wings,*
*Through Heaven's gates in welcome opened wide,*
*And, mother, he is dead, that knowledge be*
*To those that live regenerate and whole*
*Of heart, so they be better that he bled*
*And thus for memory to you and me—*
*That there is grace unto his living soul,*
*And peace unto his body that dies*

—*R E T*—

સર્વે ગયા-મદિરનું ચોગાન લગભગ ખાલી થઇ ગયુ સર્વે ગયા, પણ માત્ર બે જણા ત્યા બાકી રહ્યા એક નરહરસ્વામિ અને બીજો મુધોજી જોધે

આ મડપ વિખરાયુ, સર્વે ગયા ત્યા સુધી મુધોજી મુગો મુગો કાંઈ વિચારમાં પડેલો એક તરફ ઉભો હતો પણ જ્યારે નરહરસ્વામિ જવાને તૈયાર થયો ત્યારે ઝડપથી તેની સન્મુખ આવી મુધોજીએ એવા દયાપણા ચ્હેરાથી તેના તરફ જોયુ કે એક પળની આના

કાની પછી તેણે પણ ત્યા થોભવાનું ઠરા પુ–મંડળમાંનો છેલ્લો જણ અદશ્ય થયો. હવે તેઓ બેઉ એકલા રહ્યા. મુધોજીએ કાંઈ બોલવા પ્રયત્ન કર્યો, પણ તેની જીભ બંધ થઈ ગઈ શબ્દો ગળામા જ રૂંધાઈ અટક્યા પણ હજુ તેના નેત્રોમા મુંગી અર્જ ઝળખી રહી હતી, તેની દયાર્દ્ર મુદ્રાપરની દરેક રગપર ન ખમી શકાય એવી માનસિક વ્યથા દેખાતી હતી, અને એક મૃત્યુવત્ દુ ખથી પીડાતા પ્રાણી પેઠે તેના ઓષ્ઠમાથી ધીમી ચીચીયારી બહાર પડી,' અને પોતાના હાથથી મ્હોડુ છુપાવતો, ન્હાના બાળક પેઠે ડચકા ભરતો સ્વામિની સન્મુખ ગુઠણીએ પડયો! આ આવેશ શાંત પડયો ત્યા સુધી નરહરસ્વામિ શાંતિથી મુગો ઉભો, તેનો ચ્હેરો ગભીર અને દયાળુ દેખાતો, અને તેની ચમકતી આખો આ ગુઠણીયે પડેલા મુધોજી પર ટીકી રહી. મુધોજી શાંત થતો દેખાવાથી ત્યા ભરેલ ગભીર અવાજે ધીમેથી નરહરસ્વામિ બોલ્યો —

"ગભરાવ નહી, આપણા લોકોના ગુરુસાંઈ–વૈરાગિથી તે સન્માન છે મુધોજીરાવ, તમોને તે અત્યારે દુ ખ થાય છે, નહી?"

મુધોજી પોતાના અશ્રુથી શરમાતો–એકદમ સફાળો ઉઠયો પોતાના પરસ્વેદથી ભીના થયેલા કપાળપર હાથ ફેરવ્યો, અને નરહર સ્વામિના ચ્હેરા તરફ જોવા પ્રયત્ન કરતો બોલ્યો —"હા, કેટલેક અંશે તે ખરૂ, પણ આપણે તેના વિષે હવે બોલીશુ નહિ શુ આપણને બધાને ઉઘાડા પાડી તેણે આપણો ઘાત નથી કર્યો?"

આનો નરહરસ્વામિએ ઉત્તર આપ્યો નહી પણ મુધોજીએ આગળ ચલાવ્યુ –"આ યાદીઓ વિશે હુ અત્યારે વધારે બોલવા માગુછુ મહારાજે તે કાગળો મ્હારી સભાળમા આપ્યા હતા હું તે કાગળો મેં જ્યા રાખ્યા હતા ત્યાં ગોધવા ગયો અને હાય તે ગયા અને સાથે એ કાગળો પણ ગયા"

"હા, પછી તમે શુ કર્યું?"

"મેં તરત જાણ્યુ કે દગો થયો છે ઘાત થયો છે પછી ત્યા તરત જ અને તે પણ તે વિચિત્ર, વિચિત્ર આવી સુંદર સ્ત્રીઓ સ્વામિજી જેને હુ અરેરે, અરેરે ભયકર! શુ કહું?" આ પ્રકારે અસ્પષ્ટ તુટેલા શબ્દો તેના મુખમાથી બહાર પડયા અને તેના ચ્હેરા પર, તેના ફીકા ગાલોપર અને ઉડી જતી આખોપર, મૃત્યુની છાયા આવી હોય એવુ દેખાયુ ફરીથી શાત થતા પુન બોલવા લાગ્યો –"હા! પ્રથમ આ ફટકો સખત લાગ્યો આ ભયકર શોધથી હુ બેફામ જેવો થઈ ગયો વિચાર કરી શકયો નહી કે કાંઇ પગલુ ભરી શકયો નહી સર્વે શક્તિ હરાઈ ગઇ અને પ્રથમ સયુક્ત વિચાર આવતા એમ આવ્યુ કે માતુશ્રીને મળી સર્વે વાત જાહેર કરીને તેમની સલાહ લઉ મહારાજને ક્યાં શોધવા, આ યાદીઓની બીજી નકલ કયાથી કેમ મેળવવી અને તરત નગરમા ઢંઢેરો ફરી સર્વેને આ ભયકર આઘાત દગાની કેમ ખબર આપવી તેની સલાહ–માતાની સલાહ લેવાનુ મનમા આવ્યુ"

"તમે નાશી જવાનુ યોગ્ય ધાર્યું નહી? તમારી માતા માટે–હું કહેતો હતો"

મારી વીસ વાર્તાઓ. (સચિત્ર વાર્તાસગ્રહ) રૂ ૨–૦–૦ એન એમ ત્રિપાઠી એન્ડ કપની, મુંબાઇ

"હા, મેં માતુશ્રીને તરત જ નગર છોડી જવામાટે ઘણી વિનવ્યા, પણ તેમણે માન્યુ નહી, જવા ના પાડી કહ્યુ-' મ્હારી જગ્યા અહી છે અમે આ ભયકર આફતથી બેબાકળાં બની એક બીજા સામે દિગ્મૂઢ થઇ જોઈ રહ્યા હતા સાઇજીવાએ આની એક પત્ર મને આપ્યો અને તેને તે પત્ર કોઇ માણસે દરવાજાપર આપ્યો એમ કહ્યુ તે પત્ર તમે મોકલ્યો હતો, એમ હુ ધારૂ છુ"

'હા, મેં મોકલ્યો હતો તમે કાઇપણ ઉતાવળુ પગલુ ભરી બેસો, અને ખરી જરૂર હોય તે પહેલા સર્વે સ્થળે ભય ફેલાવી દો, એ મને બ્હીક હતી, તેથી તે પત્ર મોકલ્યો હતો યાદીઓ સહીસલામત છે દેશમુખના ઘરમા મુકાયલી યાદીઓ ખરી નથી તેમા આપેલ નામો ઠેકાણા ખરા નથી તેવા લોકો આ નગરમા વસતા નથી દેશમુખના ઘરમાં ખરી યાદીઓ સલામત નથી ધારીને જ આ યુક્તિ કરવામા આવી હતી-મહારાજે ખરી યાદીઓ તો આ સેવકને સોપી છે તમે નિષ્ફિકર રહો અમારી યોજના પાર પડી. અમારી ફીકર ચૂકા સત્ય ઠરી આ કૃત્રિમ યાદીઓ તમારા ઘરમાથી ચોરાઇ ખાનપાસે પહોંચી પણ ગઈ તમે ચિંતા ન કરો ખરી યાદીઓ આ રહી લ્યો, તમારે સ્વાધિન રાખો તમારે ત્યાથી ચોરાઇ છે એમ કોઇ પણ ધારશે નહી" એમ કહી પોતાના શરીરમા છુપા વેલી યાદી બહાર કાઢી મુધોજીના હાથમા મુકી

મુધોજી આશ્ચર્ય પામતો દિગ્મૂઢ જેવો બની તેની સામે જોઈ રહ્યો "આશ્ચર્ય-સારૂ થયુ કે હજુ મેં એ યાદી ચોરાયાનુ બહાર પાડ્યુ નથી મને એ હિમ્મત જ ન થઇ આપણે બધા જાણીયે છીએ કે દગો થયો છે, આપણે જાહેર થયા છીયે તમે અમને સર્વેને ચેતવ્યા અને અત્યારે અહીં એકઠા કર્યા પણ તમારો પત્ર મળ્યો કે-' ધાસ્તી કરશો નહી બધુ સહીસલામત છે, હિમ્મત ધરો ' ત્યા સુધી મ્હારા હૃદયમા ડખતા માનસિક દુ ખોની વેદનાઓ એટલી અસહ્ય હતી કે નર્કવાસમા પીડાતા પ્રાણીને પણ એવી નહી હોય મે અન્ત-ચક્ષુથી આ યાદીઓ રાક્ષસ-જુલમી ખાનના હાથમા જોઇ-અને તે પણ તેના હાથમા એક સ્ત્રી તરફથી મુકાયલી, અને વળી તે સ્ત્રી કઈ, તો જેને હુ પવિત્રતાની શુદ્ધતાની દેવી સમજતો, જેને માટે મને પૂર્ણ માન હતું તે-મ્હારી માનસિક સૃષ્ટિમા મેં તે જોયુ વળી જોયુ, આજ રાતના નગરમાં ચોમેર ખાનના જાસુસો ફરી વળ્યા છે, અને એક પછી એક આપણા વીરોને પકડી પકડી લઇ જાય છે આ મેં જોયુ-માનસ સૃષ્ટિમા જોયુ ઓ ઇશ્વર! શકર! મને શુ શુ વેદનાઓ થતી હશે, તેનો તમને ખ્યાલ છે?"

' હવે તેનો તમે વિચાર નહી કરો, મુધોજી ! " શાત સ્વરે સ્વામિએ કહ્યુ -યાદીઓ મ્હારી પાસે સલામત છે તે તમે જોયુ હાય! હવે તમારી માતાને આ નગરમાથી કોઇરીતે પણ બહાર લઇ જવા-સલામતીવાળી જગ્યાએ લઇ જવાનુ કહેવુ મિથ્યા છે ઘણું મોડુ થયુ હવે અશક્ય છે તેની ખરાબર સભાળ રાખજો અને રક્ષણ કરજો, એ મ્હારી તમને ભલામણ છે ઇશ્વર, શ્રીભવાની આપણુ સર્વેનુ રક્ષણ કરશે આપણ સર્વેને સહાય થશે "

તે હવે જવા નીકળ્યો મુધોજી તેની પૂઠે નીકળના તૈયાર થયા, પણ અન્તની ઘડીએ આ સ્વામિને પુન અટકાવવાની મુધોજીને કાઇ લાગણી થઈ આવી, તેના ઓષ્ટપર એક પ્રશ્ન વળી ઉદ્દભવ્યો અને ધીમે સાદે બોલ્યો —

"સ્વામિજી, માફ કરશો પણ તેનુ શુ થયુ ?"

"તેને માટે શ્રી શકરની પ્રાથના કરો–" શાત સ્વરે નરહરસ્વામિએ ઉત્તર આપ્યો "તે તમારા કરતાં વધારે પ્રમાણમા અત્યારે દુખી છે તે અતિશય માનસિક વેદનાઓનો ભોગ થઇ છે "

"આપણો શાપ તેનાપર પડે છે જો એમ ન કરીએ તો આપણા લોકોના આપણે દગાખોર શત્રુ બનીયે "

"નહી, તેનીપર શ્રાપ નહી પણ દયાની નજરે જુવો ! તે એક માત્ર હથીયાર હતી તેનો દોષ નથી તેણે જે કર્યું તે પોતાના દેશમાટે, રાજા માટે કરે છે એવી ધારણાથી કર્યું એ પ્રકારનુ તેને શિક્ષણ મળ્યુ હતુ મુધોજી, તે બચ્ચપણથી જ આપણને સર્વેને ધીકારતા શીખી છે, આપણને પોતાના કટ્ટા શત્રુ સમજે છે મને તે પોતાના એક વખતના થનારા ભરથાર–જેનાપર તેનો અતુન પ્રેમ છે– તે પુરૂષનો ખૂની સમજી ખરા અત કરણથી ધીકારે છે તેને માટે ક્રોધ વૈર નહી, પણ દયાની લાગણી રાખો. અને તેના ઉદ્ધાર માટે, તેની આંખો ખોલવા માટે ઈશ્વરની પ્રાથના કરો

× × × ×

ઉપલા બનાવને કલાકેક વીત્યો હશે વેલસરમા સર્વ સ્થળે રાત્રિની શાતિ પ્રસરી રહી હતી રાત્રિ અન્ધારી હતી શ્યામ વાદળાઓએ વધુ અધકાર ફેલાવ્યો હતો નગરના જે જે ઘરોમા, બજારમા, ચૌટાઓમા, ચોરામા બિજાપૂરી ભાડુતી શિપાઇઓએ જોરજુલમથી વાસો કર્યો હતો, ત્યાં ત્યાથી માત્ર ઠઠ્ઠામશ્કરીનો અવાજ માત્ર આવતો બાકી સર્વ સ્થળે શાતિ પ્રસરી હતી નગરમા દેશમુખના ઘરમા આ વખતે સર્વ શાત હતું, માત્ર પોતાના પડમાં નિરાશ ચ્હેરે સાવિત્રીબાઇ બેઠી હતી તેના પગ પાસે મુધોજી બેઠેલો દેખાતો હતો

"માતા, હવે બહુ મોડી રાત થઇ, ઉઠો જરા વિશ્રાતિ લ્યો " મુધોજી બોલ્યો —

"મારૂ માની કાલ બપોરે આ શ્રાપીત નગર છોડી ગયા હોત તો કેટલું સારુ થાત ? હાય, વિધાતાએ ધાર્યું તે ખરૂ ! બચાવ થવો હવે અશક્ય છે "

"શુ હું મ્હારી આ જગ્યા, જે ખરે વખતે એક હિન્દુ સ્રીને યોગ્ય જ છે તે છોડુ ? કાયર થઇ મ્હોડુ છુપાવી નાસુ ? મ્હારો પતિ, મ્હારા બચ્ચા જ્યા, ત્યાં હું ! હું પાસ નકરની પુત્રિ છુ ! હા, હું અત્યારે અશક્ત છુ–મદવાડે મને અશક્ત કરી છે પણ વખત આવે સશક્ત બનીશ મ્હારા સ્વામિ, મ્હારો હુ પુત્ર, કદાચ પડે તો ત્હારી સાથે હુ પણ પડીશ પણ તે ચડાળણી તે અધમ દેશદ્રોહી કુળકલકિણી સ્રીના હુકમથી, ચેતવણીથી હું જીવતી રહી તે જોવા હું નથી માગતી–તે દેશદ્રોહી, ધર્મદ્રોહી અધમ સ્રી " તેનો અવાજ રૂધાયો તેને અટકાવતો હૃદયભેદક નિશ્વાસ નાખતો મુધોજી બોલ્યો —

---

દયારામનો અક્ષરદેહ રૂ ૧–૪–૦ એન એમ ત્રિપાઠી એન્ડ કપની, મુબાઈ

" માતા, માતા ! શાંત, શાંત ! ઈશ્વર ખાતર આમ ન બોલો ! "

" શું તું પણ તે કુલાંગારનો બચાવ કરવા તૈયાર થયો છે ? "

"તેણે જે કર્યું છે તે માટે તેને ફરજ પાડવામાં આવી હતી તે નિર્દોષ છે તે ભોળી અને ભલી છે તેના હૃદયમાં કપટ નથી" "ભોળી અને ભલી તેના હૃદયમાં કપટ નથી,'વાહ વાહ !" ગ્યાકમાં સાવિત્રીબાઇ બોલી — ' એક સેતાનનું રમકડું-દયા કે પવિત્રતાનો જેનામાં પાયસુદ્ધાં નથી-એવું રમકડું-હાય, તે દયાહીન-જેનું કાળું હૃદય દગાથી અને જુઠાણાથી ભરેલું તેને મ્હારૂં બચ્ચું કહેતા પહેલાં આ જીભ કેમ કપાઇ ન ગઇ ! તેનો બચાવ નહી કર, સુધોજી ! તું મ્હારૂં હૃદય ચીરી નાખીશ તેનો બચાવ તેનો પતિ-ત્હારો ભાઇ બાજી કરશે-બાજી, જેવેના નામને બટ્ટો લગાડનાર બાજી-જેના પાષાણ જેવા હૃદયમાં પોતાના વ્હાલાઓની કે પોતાના દેશની, ધર્મની દાઝ નથી, અરેરે, આ નગર, આ વેનસર, આ સર્વ દેશ, રોહિડખોરા પડશે, લૂંટાશે એ સ્વરો પણ કાને પડતા છતાં તે જાગૃત નહીં થાય અને બેદરકારીથી હસતો, દારૂ પીતો આનંદ કરશે જે મૂર્ખે પોતાનું નમળું અને કાયર હૃદય આ ખૂની દેશદ્રોહી સ્ત્રીને અર્પણ કર્યું-તે બીજું શું કરી શકશે ? તેને તેનો બચાવ કરવા દે સુધોજી એ બે એક બીજાને લાયક છે બા લની પુત્રિ સકવાર આ બાજી જેવેને લાયક છે "

" માતા, માતા ! " ન ખમી શકાયાથી સાવિત્રીબાઇનો હાથ પકડતો સુધોજી બોલી ઉઠયો —" અરે ઇશ્વર ખાતર ક્ષમા કરો આમ ન બોલો તમે આ શ્રાપ આપો છો-કોને બાજીને ? બાજીનું નામ—ભાઇનું નામ આનંદ આશિર્વાદના શબ્દો વગર તમારા હોઠોમાંથી ન ઉચ્ચારો આ રાત્રિએ અગાઉ તેને માટે કોઇ પણ વખત પ્રાર્થના ન કરી હોય એવી કરુણ પ્રાર્થના આપણી ઇષ્ટ માતા, માતા ભવાનીની સ્તુતિ કરો "

" સુધોજી ! " પ્રેમળ માતા બોલી ઉઠી —" શું તું ગાંડો થયો છે ? તું શું કહે છે ? બાજીને શું થયું છે ? તે ક્યાં છે ? બોલ, બોલ "

" માતા, આ પળે તો તે પોતાના બિછાનામાં છે "

" બિછાનાપર છે, હ ! તે સુખે સુવે છે અને તેને માટે આપણે રડીયે છીયે, પ્રાર્થનાઓ કરીયે છીયે ! "

" હા, તે સુખે નિદ્રા લે છે-તે આપણા બધા માટે, આપણા સર્વસ્વ માટે, પોતાની જીંદગી, પોતાનું સર્વસ્વ અર્પણ કરવા તૈયાર થયો છે " એમ બોલતો તે ધીમેથી ઉઠયો.

" સુધોજી, તું ગાંડો તો નથી થયો ના ? બાજી તો "

" બાજી, માતા આપણા કુલનો ઉદ્ધાર કરનાર ખરેખર બાજી, આપણા શિવબા રાજાનો રક્ષક-મિત્ર છે " શાંત સ્વરે સુધોજી બોલવા લાગ્યો —" જેને આપણે નરહર સ્વામિ, તરીકે ઓળખીયે છીયે, માનની નજરે જોઇયે છીયે, તે બીજો કોઈ નહી પણ આપણો બાજી છે—"

"હે! અશક્ય! તે જુઠું છે, હું માની શકતી નથી "

"તે સત્ય છે હું ઈશ્વરના શપત ખાઈ કહું છું કે તે સત્ય છે "

આશ્ચર્યનો સ્વર સાવિત્રીબાઇના મુખમાથી નીકળવાની અણીપર હતો, પણ તે ત્યા જ ઠડો થઇ ગયો તે ક્ષણમાત્ર શાત રહી–એક દુ ખનો નિ શ્વાસ તેના ઓઠમાથી બહાર પડ્યો, તેના હાથ જોડાયા, અને આ શબ્દો તેના મુખમાથી બહાર પડ્યા અને સાથે સાથે આખો માંથી અશ્રુ પણ બહાર પડ્યા —

"મને ક્ષમા કર, માતા ભવાની ! જગદબે, ક્ષમા કર જો આ વાત ખરી હોય તો !"

"તે ખરી છે, માતા ! આજ રાતના લગભગ બે કલાક હુ તેની નજીક બેઠો હતો તે બોલતો હતો, ત્યારે તેનો સ્વર નજીકથી જોતા તેના ભાવ વગેરે જોતા મ્હને વ્હેમ પડ્યો, અને તે અંતે ખરો ઠર્યો માતા, મહારાજ નથી તેથી અમે તેને અમારો નેતા નિમ્યો છે કાલ અમે સર્જેખાન પાસે જે સદેશો લઇ જવાના છીયે, તે જો તે સ્વિકારશે નહી તો બાજી, અમતે લડવા દોરી જશે જય મેળવીશુ યા તો ધારાતીર્થે પોઢીશુ–મૃત્યુને સ્વાધિન થશુ પણ પીઠ દાખવશુ નહી."

"પણ તમારો સદેશો–શુ સદેશો ?"

"આ નગરના રક્ષણમાટે અમે નરહર સ્વામિને શરણ કરવા તૈયાર છીયે તે !"

"અને તુ–તેનો ભાઇ—આ હીનકૃત્યમા સામેલ !"

"આપણા દેશમાટે, આપણા નગર માટે, આપણી સ્ત્રીઓમાટે, આપણા બાલકોના રક્ષણ માટે–એક પણ યુક્તિ કે યોજના અજમાવ્યા વગર રહેવુ ન જોઇએ આપણો ધર્મ-આપણી ફર્જ એ જ છે સર્વ બાજુએ મુકી તે પ્રથમ બજાવવી સ્વાત્માર્પણ–એથી ઉત્તમ બીજુ શુ છે ?"

"ઓ ઇશ્વર, આપણ સર્વેનુ રક્ષણ કરો" એમ હૃદય તુટેલે અવાજે નિ શ્વાસ નાખતી માતા બોલી

ત્યા કાન્હોજી જેધે દાખલ થયો અને ઉત્સાહથી બોલી ઉઠ્યો —"દેવી, સાવધાન ! આજ આપણે કૃતાર્થ થયા મેં બધુ સાભળ્યુ છે સુધોજીનુ કહેવુ સત્ય છે મ્હારી ખરી લાગણી આ વીરો તરફ છે, પણ બહારથી હુ રાજ્યસત્તા તરફ હતો કેમકે હજુ વખત આ યો ન્હોતો પણ, હવે સર્વેનો નાશ થવાનો સમય આવ્યો ત્યારે જાગૃતિની જરૂર છે, અમે પણ વિચાર કરી લીધો છે, અને અત્યારે આ વાત જાણતા હું કૃતાર્થ થયો છુ —બાજીએ આપણુ નામ ઉજ્જ્વળ છે સ્વાત્માર્પણ–દેશમાટે, ધર્મમાટે આત્મદાન–એના જેવુ મહાન માન, મહાન કૃત્ય કયુ ? અરે, મ્હારા બન્ને બાળકો, મ્હારી સ્ત્રી, હુ પોતે, સર્વે, આ નગરના રક્ષણ માટે કુરબાન થવા તૈયાર છીએ કાલ સવારે જરૂર હિમ્મતથી તમે જજો મ્હારી પૂર્ણ લાગણી તમારા તરફ છે ઇશ્વર તમારા કાર્યમા તમને યશ આપો બાજી જશે તેનો શોક થશે નહી પણ તેના જવાથી આ નગરનુ રક્ષણ થશે, એ આનંદ છે વીરમાતાને વીર પત્નીને આ શોક છાજતો નથી–ઉચિત નથી રજપૂતાણીઓના દાખલા પ્રત્યક્ષ છે તે ધ્યાનમા લ્યો અને તે પ્રમાણે વર્તન કરો આજે આપણે કૃતાર્થ થયા સુધોજી, મ્હારો આશિર્વાદ છે જાઓ ફતેહ કરો હું પણ તમારામાં હવેથી સામેલ છુ જો હવે ખાન આ નહી સ્વિકારે તો આ જેધેની તલવાર, આ રોહિડાના મરોની સમશેરો–આ જુલમી પરધર્મીઓને ઠેકાણે–લાવશે"

Printed by D. R. [illegible] at the Manoranjan Press, 3 Sandhurst Rd., Girgaon, Bombay
Published by Kalianiyaram Goverdhanram Tripathi at [illegible] I. Tripathi & Co.'s
Princess Street, Kalbadevi, Bombay

આપના … ગમે સમાલોચકની નોંધ લેશો

# સમાલોચક:

> अनुद्वेगकरं वाक्यं सत्यं प्रियहितं च यत्।
> स्वाध्यायाभ्यसनं चैव वाङ्मयं तप उच्यते ॥ भ गी

પુસ્તક ૨૫ મું ] ઑક્ટોબર, ઈ. સ. ૧૯૨૦. [ અં

તંત્રી—રા. અંબાલાલ બુલાખીરામ જાની, બી. એ.

રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા, બી. એ., એલ

પ્રકાશક—રા. રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી.

વિષય. વિષયાનુક્રમણિકા.



---

વાર્ષિક લવાજમ રૂપીઆ ૩—૦—૦
હિન્દુસ્તાન બહાર શીલીંગ ચૌદ રૂ. રહ્યા
આ લવાજમ શરૂઆત

# સમાલોચક

પુસ્તક ૨૫ મુ,] ઑક્ટોબર, ઈ. સ. ૧૯૨૦ [અંક ૧૦.

## ધન્ય ધર્મવીર-અવસાન !

લેખક—રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા, બી. એ. એલએલ. બી.

(લાવણી.)

ધન્ય ધર્મવીર-અવસાન !
ધન્ય ધર્મસમર્પિત પ્રાણ ! ધન્ય.

મરણજીવન છે સૃષ્ટિનાં, તત્ત્વે બે ય સમાન,
મરણ નથી તે જીવન સાચાં જે ધર્મે કુરબાન ધન્ય.

જગે ઝળૂમતું ધર્મસમર્પિત ધર્મવીરોની લ્હાણ
"સનાતન જીવન ધર્મસમર્પણ" સત્ શાસ્ત્ર પ્રમાણ ધન્ય.

બાગ મુઝફ્ફરખાન,
આગ્રા, તા. ૨૨-૩-૧૯૧૯

# સત્તાગ્રહ સ્હામે સત્યાગ્રહ.

લેખક રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા, બી એ , એલએલ બી

'સત્તાગ્રહ સ્હામે સત્યાગ્રહ'–એ સનાતન વિગ્રહનું નાટક જગતની રંગભૂમિ ઉપર ભિન્ન ભિન્ન સ્વરૂપે નિરન્તર ભજવાયે જાય છે અને જ્યાં સુધી મનુષ્યસ્વભાવ જેવો છે તેવો રહેશે ત્યાં સુધી એ ભજવાયે જશે કારણ કે એ વિગ્રહ દ્વારા જ વિશ્વનો વિનાસક્રમ નિર્માણ થયો લાગે છે, અને આસુરી તથા દૈવી સંપત્તિઓનો સંગ્રામ એ જ ત્હેમના સહકારનું સ્વરૂપ જણાય છે

ભારતવર્ષમાં અત્યારે કોઇ અગત્યમાં અગત્યનો બનાવ હોય તો તે સરકારી સત્તાગ્રહ સ્હામે પ્રજાકીય સત્યાગ્રહ છે હિન્દના ઇતિહાસનું આ ગંભીર અને ચિન્તાજનક પ્રકરણ કેવી રીતે વિકસશે અને કેવી રીતે પરિણમશે તે તો પ્રભુને માલુમ અત્યાર તો પ્રાકૃત મનુષ્યોને માટે એ દૂર સત્ય છે કે એ સમારંભનો આરંભ મહાત્મા ગાંધીજી જેવા ધર્મવીરના નેતૃત્વ નીચે થઇ ચૂક્યો છે સમય સાબિત કરશે કે ગાંધીજીનો પ્રયોગ ઠીક હતો કે વિપરીત, દરમ્યાન અત્યારે તો એ પ્રશ્ન માત્ર કોંગ્રેસ કે કાઉન્સિલોમાં ચર્ચાને માટે રજુ થયલી દરખાસ્ત નથી, હિન્દની સ્હામે ઉભેલો પ્રત્યક્ષ વ્યાવહારિક પ્રશ્ન છે જે ક્ષણેક્ષણ વીતે છે તે ગંભીર ચિન્તાથી ભરેલી છે અને બીજી ક્ષણ શા સમાચાર સંભળાવશે અને શા દેખાવ દેખાડશે તે કહેવું મુશ્કેલ છે,–કલ્પવું પણ મુશ્કેલ છે મામલો ગંભીર છે દેશ ચિન્તાતુર છે

હિન્દના તેમ જ સામ્રાજ્યના વિશાલ અને ઉદાર દૃષ્ટિવાળા હિતૈષીઓને "કાળા કાયદાઓ" પસાર કરનારી સંકેત સરકાર માટે શું શું નહિ લાગે? હિન્દને ન્યાયની વાત દૂર રહી સામ્રાજ્યના હિતની વાત દૂર રહી જગતમાં બ્રિટિશ પ્રતિષ્ઠાની વાત દૂર રહી પરન્તુ અંગ્રેજોના સ્વાર્થની હલકામાં હલકી અને સાંકડામાં સાંકડી દૃષ્ટિથી જોતાં પણ રાઉલેટ બિલ્સની મંજુરી એ કયા તટસ્થને રાજ્યનીતિની એક ગંભીર અને ગજાગર ભૂલ નહિ લાગે? પ્રભુશ્રદ્ધા અને આશાવાદના અચલ ખડકોનું અવલંબન જે હૃદયોને નહિ હોય ત્હેમની આ અન્ધકારમય અમાવાસ્યાની ભયાનક રજનીએ શી દશા? જે સંયોગોમાં રાઉલેટ બિલ્સ રજુ થયાં અને જે સંયોગોમાં તે મંજુર થયાં તે ઉપરથી શ્રદ્ધાળુમાં શ્રદ્ધાળુ હૃદયને બ્રિટિશ રાજ્યનીતિની શુભાશયિતા માટે શંકા ઉદ્ભવે અને કાનદેશર સંક્ષોભની સ્વીકૃત પદ્ધતિથી દેશને પોતાના હક્કો મળવાનો સંભવ નથી જ એવી નિરાશા થઇ જાય એ જેટલું શોચનીય તેટલું જ શું સ્વાભાવિક નથી? "આસ્તેકદમ સુધારા"નું સૂત્ર મિતવાદીઓનું મૃગજલ નીવડ્યું લાગે છે "વેગભર્યા કાયદેસર સંક્ષોભ"ની ઉદ્દામોની કાર્યપદ્ધતિ પણ સ્વાર્થાન્ધ અધિકારીવર્ગની હઠ આગળ વસ્તુત વધારે સંગીન અથવા વધારે ત્હેલું ફલ અપાવનારી નીવડે એવો સંભવ કમી લાગે છે–એ બે ઉપચારોના પક્ષવાદીઓ પોતાના ઉપચારો અજમાવ્યે જાય છે ત્યાં સત્યાગ્રહનો ઉગ્ર અપૂર્વ ઉપાય પણ આરંભાયો છે અત્યારે તો પરિણામ અનિશ્ચિતતાના ગર્ભાશયમાં લપાયલું છે, કાળે કરીને જે નીપજે તે ખરૂં.

–રૌલટ બિલ્સ રૂ ૧-૦-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

રાઉલેટ બિલની સરકારી મજુરીને નામજુર કરવામા દેશ એકમત છે,' સત્યાગ્રહનો સ્વીકાર એ જ માત્ર ઉદ્ધાર છે એનો અંગીકાર કરવા વિષે લોકમતમાં દેશમાં અનેકમત છે માત્ર મિતવાદીઓ જ નહિ, પરન્તુ ઉદ્દામોને અગત્યનો ભાગ સત્યાગ્રહની સ્વીકાર્યતાના સમ્બન્ધમા સદિગ્ધ છે ગાંધીજી એમને નિશ્ચય, ગાંધીજી એટને આચાર સત્યાગ્રહની સદ્‌ગતાના સમ્બન્ધમા સદેહ હોય તે ભલે સદેહએના ઉપર ગુને ગાંધીજીને શ્રદ્ધા છે એટને તહેમણે જાતે ઝુકાવ્યુ છે અને દેશના તપસ્વીઓને ઝુકાવવા આમત્રણ કર્યું છે હીન હિન્દને આમે ને તેમે સદન તો કરવાનુ છે જ સવાલ માત્ર એટલો જ છે કે એ તે સરનડીનની માફક દીનતાથી સહે કે સરદાર શાહીની માફક વીરતાથી ? આસ્તિકો ભલે ઝુકાવે, નાસ્તિકો ભલે મના કરે, તટસ્થો ભલે જોયા કરે પરન્તુ એટલુ તો ન્યાય માગે છે કે ગાંધીજી સમાન તપોધને હિન્દના આમત્રણ ઉપર લગોની હુંડી સ્વીકારી છે કે કેમ તે માટે તેઓ જગ વોમે અને જુએ એટલુ તો કસોટીમા કમી ગાની જ રે ઘટે છે -

આત્મા, તા ૧૩ ૪ ૧૯ ]

---

# સ્વીડનની કેળવણી

### લેખક—રા અમૃતલાલ માધવલાલ શાસ્ત્રી.

જે વિશિષ્ટ સિદ્ધાતોપર સ્વીડનની કેળવણીનો પાયો રચાયો છે, તેમા નિરીક્ષણવૃત્તિનો અને મૂળબુદ્ધિનો વિકાસ, તેમ જ સાથે સાથે તેનો વ્યાવહારિક ઉપયોગ એટલાનો સમાવેશ થાય છે

સ્વીડનના લોકો સામાન્ય ઉંચી કેળવણી પ્રતિ સારૂ લક્ષ આપે છે સાધારણ વ્યક્તિઓ તેમ જ સરકાર શિક્ષણવિષયક હેતુની સિદ્ધિ અર્થે અતિશય ઉદારતા દાખવે છે પ્રજાની વસ્તીના પ્રમાણમા તુલના કરીએ તો સ્વીડનમા ઘણી સારી સખ્યામા યુનિવર્સિટિઓ છે, અને વધારામા, સારી રીતે વિકાસ પામેલી કૉલેજો ત્યા સ્થપાએલી છે વિજ્ઞાનશાસ્ત્ર માટે સ્વીડિશ યુવાનોને પ્રબળ આકર્ષણ હોય છે, અને વિજ્ઞાન પ્રત્યેના પ્રેમને ત્યા અનેક રીતે ઉત્તેજન આપવામા આવે છે

---

* આ લઘુ લેખ ઇ સ ૧૯૧૯ ના એપ્રિલ માસમા લખાયો હતો તે વખતે જ પ્રકટ થવો જોઈતો હતો પણ ન થયો "સત્યાગ્રહ" એ ગાંધીજીનો પ્રથમ પ્રયાસ હતો અસહકાર એ બીજો પ્રયાસ છે બને પ્રયાસોની સાહસિકતા સ્પષ્ટ છે આખરે એ સાહસથી હિંદને લાભ થાય છે કે હાનિ એ જોવાનુ છે

તા. ૨૮ ૧૦ ૨૦   ચ ન પડ્યા

ગિરગામ મુંબાઈ

સત્તરમી સદીના આરંભે દેશના ઘણા ગામડાના લોકો ધર્મોપદેશકોના પ્રયત્નોને લીધે લગભગ પુસ્તકો વાચના જેટલી શક્તિ ધરાવતા હતા પણ ૧૬૮૬ ના વર્ષમા એક ધાર્મિક કાયદો પસાર થયો તેનાથી પહેલવહેલુ એવુ પરિણામ આવ્યુ કે, પ્રજાકીય શિક્ષણને ઉદ્દેશી કેટલાક નિયમો ઘડવામા આવ્યા, ને શિક્ષણનુ સુકાન દેવાલયની દેખરેખમાથી નીકળીને સરકારને હસ્તક આ પુ અઢારમા સૈકા સુધી કેળવણીની પ્રગતિ ધીમે ધીમે થઇ, અને ઓગણીસમા સૈકા દરમિઆન આ નિર્ણય ધીમે ધીમે પૂર્ણતાએ પહોચતા દરેક પેરિશમા* નિશાળો સ્થપાવા માડી, અને તેમા કાયમ શિક્ષકો રાખવા માડ્યા, આ ઉપરાત, સાધારણ કેળવણી ફરજિઆત કર વામા આવી ૧૮૪૨ ની સાલમા (ઇંગ્લંડની બોર્ડ સ્કૂલ્સને મળતી) જાહેર-શાળાઓસબધી પહેલો સ્વીડિશ કાયદો પ્રસિદ્ધ થયો તેમા એવુ ધોરણ બાધવામા આવ્યુ હતુ કે, દરેક પેરિશમા ઓછામા ઓછી એક શાળા હોવી જોઇએ, અને તેમા સત્તાધિકારીઓએ પ્રમાણપત્ર આપ્યુ હોય એવો લાયક શિક્ષક રાખવો જોઇએ હાલના વખતમા દરેક મહાલમા ઓછામા ઓછી એક નિશાળ રાખવી, અથવા સજોગોને અનુસરી એકથી વધારે શાળા પણ ઉઘાડવી એવો હુકમ આ કાયદો ફરમાવે છે સામાન્ય જાહેર-શાળાનો અભ્યાસક્રમ પુરો કર્યો હોય એવા વિદ્યાર્થીઓ સારૂ પરગણાની ઘણી નિશાળોમા વધારાનો અભ્યાસક્રમ ગોઠવેલો છે આવી ઉચી જાહેર-શાળાઓનો આશય એવો છે કે, વિદ્યાર્થીઓને વ્યવહારૂ શિક્ષણ ને નાગરિક ધર્મનુ જ્ઞાન વધારે પ્રમાણમા મેળવવાની સારી તક આપવી રાજ્યના તરફથી જાહેર શાળાઓનો વહિવટ ચલાવનાર અધિકારી મડળ (*The Public School Board of Administration*) દેશની શાળાઓના કારભારપર અકુશ રાખે છે, તેમ જ તે મડળ નિશાળોની પરીક્ષા લઇ શાળાઓની સ્થિતિ સબધી હકીકત નિવેદન કરવા સારૂ ફરનારા તપાસણી અમલદારોની નીમણૂક કરે છે

બધા શિક્ષકો-સ્ત્રી અને પુરૂષ, બન્ને-એ રાજ્ય તરફથી સ્થપાએલી શિક્ષકોની પાઠશાળાની પરીક્ષા પસાર કરેલી હોવી જોઇએ હાલ, આવી પદર પાઠશાળાઓ ત્યા છે, તેમાની નવ પુરૂષો માટે છે અને છ સ્ત્રીઓ સારૂ છે વધારામા, ત્યા સ્ત્રીઓને માટે એના જેવી બે ખાનગી પાઠશાળાઓ છે પાઠશાળાનો અભ્યાસક્રમ ચાર વર્ષનો છે તેમા નીચેના વિષયો શિખવાય છે, ધાર્મિક શિક્ષણ, સ્વીડિશ ભાષા, ગણિતશાસ્ત્ર, ઇતિહાસ, ભૂગોળ, પ્રાણીશાસ્ત્ર, આરોગ્યવિદ્યા, પદાર્થવિજ્ઞાન, રસાયનવિદ્યા, અર્થશાસ્ત્ર, પરદેશી ભાષાઓ (જર્મન અથવા ઈંગ્રેજી), માનસશાસ્ત્ર, શિક્ષણશાસ્ત્ર, ડ્રોઇંગ, સગીત, બાગકામ, હસ્તકલાશિક્ષણ (સ્લોઇડ), દાવ અને રમતો સાથે વ્યાયામવિદ્યા અને શિક્ષણશાસ્ત્રનુ પ્રાયોગિક જ્ઞાન દરેક શાળામા એક હોશિયાર વૈદ્ય રાખવામા આવે છે તેનું કર્તવ્ય કોલેજના વિદ્યાર્થીઓનુ આરોગ્ય જાળવવાનુ અને કોલેજની આરોગ્યવિષયક સ્થિતિ તપાસવાનુ તેમ જ વિદ્યાર્થીઓને સ્વાસ્થ્ય સબધીના નિયમોનુ શિક્ષણ આપવાનુ છે એ ઉપરાત વૈદકશાસ્ત્રના

* 'પેરિશ' પાદરી નામના અમલદારની સત્તા નીચેનો ભાગ

ઇંગ્લાંડનો ઇતિહાસ રૂ ૧-૮-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કપની, મુબાઇ

ધાની તાલીમ લેવા સારૂ જે કઇ પૂછે તેને વિના મૂલ્યે સલાહ આપવાની તેની ફરજ ગણાય છે વળી વિદ્યાર્થીઓને સ્નાનગૃહોનો તેમ જ ધારાયન્ત્રગૃહો ( *Shower-baths* ) નો પણ અનુભવ લેવો પડે છે

**વિદ્યાર્થીઓ** બધા માબાપોને તથા વાલીઓને પોતાના બાળકોને યા આશ્રિતોને શિક્ષણ આપવા દેવાની ફરજ પાડવામા આવે છે આ નિયમ પ્રમાણે થાય છે કે નહિ તે જોવાનુ કામ સ્કૂલ-બોર્ડનુ છે શાળામા અભ્યાસ કરવાનો વખત ૭ થી ૧૪ વર્ષની ઉમર સુધીનો ગણાય છે જો માબાપો અથવા વાલીઓ બાળકોના લુગડાલત્તાનુ અને ગુજરાનનુ ખર્ચ પુરૂ પાડવાને શક્તિમાન્ નહિ હોય તો તેવે પ્રસગે પરગણાના લોકો ગરીબોના નજરાણા આથી તેમને મદદ કરવામા આવે છે જે વિદ્યાર્થીઓ દુર્ગુણી હોય અને તેમના માબાપ સરકાર તેમના સોબતીઓપરૂ પડવાનો સભવ હોય તેવા વિદ્યાર્થીઓને સ્કૂલ-બોર્ડ ત્યાથી કાઢી મુકે છે, ને એવા બાળકો માટે જ ખાસ નક્કી કરેલી શાળામા તેમને દાખલ કરે છે કાયદા પ્રમાણે આખા વર્ષ દરમિઆન નિશાળનુ કામ ઓછામા ઓછુ આઠ મહીના સુધી ચાલવુ જોઇએ બાળકોનો શારીરિક વિકાસ થાય એ હેતુથી ત્યા બીજી કેટલીક ગોઠવણો કરેલી છે કસરત અને રમતના વિષય ઉપરાત જે કઈ ત્યા વધારે છે, તેમા નીચેની વસ્તુઓનાં નામ ગણાવી શકાય, દાંતની સભાળ, નિશાળમા નહાવાનુ જે વિદ્યાર્થીઓના માબાપ પોતાના બાળકોને યથાયોગ્ય ખોરાક પુરો પાડવાને અશક્ત હોય તેવા બાળકોને અપાતુ ભોજન, અને રજાના દિવસોમા ઉત્સવ-શાળા ( *Holiday-School* ) ની સ્થાપના

ત્યા નિશાળના મકાનમા નહાવાના ખાસ ઓરડાઓ હોય છે તે જગાએ છોકરાઓ ગરમ પાણીએ સ્નાન કરે છે, અને હોશિયાર નોકરો તેમના અગ ધુએ છે તેટલા વખતમા બાળકોના વસ્ત્રો ગરમ વરાળથી ધોવાઈ રહે છે મોટા શહેરોમા નિશાળોમાં જ ભોજન પુરૂ પાડવામાં આવે છે સ્ટૉકહોમમાં વિદ્યાર્થીઓને માત્ર મુખ્ય ભોજન જ નહિ, પણ નાસ્તો સુદ્ધાં કરાવવામાં આવે છે

ઉત્સવ-શાળા ( *Holiday-School* ) ની સ્થાપનાના નિયમથી ગરીબ અને સુકુમાર બાળકોને ઉનાળાની રજાના દિવસોમા ખાનગી માણસની દેખરેખ નીચે શહેરમાથી ગામડાઓમા મોકલવામાં આવે છે ઘણુ કરીને, આવી વ્યવસ્થામા લગભગ ત્રીસ છોકરાનો, તેમના પર દેખરેખ રાખનાર એક શિક્ષકનો અથવા શિક્ષિકાનો, તેમ જ બીજા જરૂરના મદદનીશ માણસોનો સમાવેશ થાય છે કેટલીક વખત આવી શાળા ગામડામા પોતાની માલીકીનું મકાન રાખે છે, નહિતર, તેઓ જગલની અથવા સમુદ્રની પડોશમા ખેતરોની નજીક યા તો દૂર એકાદ મકાન ભાડે રાખે છે ત્યાં બાળકોને પૌષ્ટિક ખોરાક મળે છે, તાજી હવામા ફરવાનું હોય છે, અને શક્તિને વધારનારૂ સમુદ્ર-સ્નાન કરવાનો લાભ થાય છે આવી રીતે ઉત્સવ-શાળાઓ બાળકોની શક્તિમા અભિવૃદ્ધિ કરી તેને જાળવવાનું અગત્યનું કામ બજાવે છે, વળી તે જ વખતે ત્યાં બાળકોને નિયમિતપણાની અને વ્યવસ્થાની ટેવોને

અભ્યાસ કરી તેમના પર શિક્ષણના ઉચ્ચ સંસ્કાર પાડવામા આવે છે એ લાભ કંઈ નાનોસુનો નથી

૭૧-સમાજની કેળવણીની વૃદ્ધિ કરવા ખાતર જે ખાસ ઉપાયો લા યોજવામા આવે છે તે પૈકી નિશાળનુ પુસ્તકાલય એ મુખ્ય છે પુસ્તકાલયોનુ ખાતું નિશાળના કાયદાનુસાર સ્કૂલ-બોર્ડને સ્વાધીન કરેલુ હોય છે ૧૯૧૪ ની સાલમ સ્ટોકહોમ નગરમા ૧ નિશાળની લાઇબ્રેરિઓ હતી, અને તે બધીમા મળીને કુલ ૪૩,૦૦૦ પુસ્તકો હતા

હસ્ત-કલા અર્થાત્ સ્લોઇડ શાળાઓ.

'બધા દેશોમા મગજમારીની એકદેશીય કેળવણીની વિરુદ્ધમા, શારીરિક ખીલવણીને માનસિક શિક્ષણમા એક અગત્યના અંગ તરીકે લેખવાની જે ભગીરથ પ્રવૃત્તિ ચાલી રહી છે, તેમા સ્વીડને મુખ્ય ભાગ લીધો છે ત્યા હસ્ત-કળાનુ શિક્ષણ આપવા સારૂ ભારે શ્રમ લઇને એક ખાસ પદ્ધતિ ખોળી કાઢવામા આવી છે ને તેને ત્યારપછી યુરોપના તેમ જ બહારના બીજા ઘણા દેશોએ પોતાને ત્યાં દાખલ કરી છે સ્વીડનની હસ્ત-ઉદ્યોગ-શાળા પરથી આપણે સમજશું કે, કે નાસની હસ્ત-કળા-પાઠશાળા.( *Nass Sloyd Seminary* ) જ્યાથી સ્લોઇડ અને સુથારીકામ શીખીને તૈયાર થએલા ઘણા શિક્ષકો બહાર પડ્યા છે તે મારફતે શિક્ષણની પદ્ધતિ અને રીતિ વિકાસ પામ્યા છે વળી, એ વિષય ત્યાની બધી જાહેર-શાળાઓમા શિખવાય છે, અને દેશમા કેટલેક ઠેકાણે જાહેર-શાળાઓના શિક્ષકો માટે સ્લોઇડનો અભ્યાસક્રમ ગોઠવવામા આવ્યો છે હાલ તો ઉનેજની ઉનાળાની રજાના દિવસોમા ૭ ૭ અઠવાડીઆં સુધી ચાલે એવા બે અભ્યાસક્રમ ગોઠવ્યા છે આ ઉપરાન, ત્યા ધાતુકામના, રમતોમા અગ્રેસરપદ લેતા શીખવા માટે, અને રાંધણકળાની તેમ જ અખાડાની તાલીમ લેવા સારૂ ખાસ અભ્યાસક્રમ રાખેલા છે શિઆળાની રજાના મહીનામા શિવણકામ તથા નકશીકામ પણ શીખવવામા આવે છે જે વિદ્યાર્થીઓ જાહેર-શાળામા શિક્ષક તરીકે નીમાયાં નથી, તેઓ ૨૫ ક્રોનર ( લગભગ ૨૮ શિલિંગ ) એક વર્ષમાં આપે છે એટલા અપવાદ સિવાય બધા વિદ્યાર્થીઓને શિક્ષણ મફત મળે છે પરદેશી પ્રજાના શિક્ષકો ૫૦ ક્રૉનર આપે છે, હસ્તકળા શિક્ષણ, તેની પદ્ધતિઓ અને રીતિઓ, તેનો ઇતિહાસ તથા ફ્રૂઇંગ વગેરે વિષયોપર વ્યાખ્યાન અને ચર્ચા કરીને શિક્ષણ આપવામા આવે છે કેટલીક શાળાઓમા કાગળનુ કામ, ધાતુકામ, ઘાટ ઘડવાનુ કામ અને લાકડાનુ કોતરકામ વગેરે વિષયો પર પાઠ અપાય છે હસ્તકળા શિક્ષણનો ઉદ્દેશ એવો નથી, કે સુથારો અથવા બીજા ધંધાદારી કારીગરો કેળવવા પણ તેનો આશય એવો છે, કે એકદેશીય પુસ્તક-જ્ઞાન બાળકોના મગજમા ભરવાને બદલે સુખકર ઉદ્યોગોથી નેત્રેન્દ્રિયને વધારે સારી રીતે જોતા, અને હસ્તને વધારે સારી રીતે કામ કરતા શીખવી વ્યવસ્થા, નિયમ, ધૈર્ય વગેરે ઉચ્ચ ગુણોનો અભ્યાસ પાડી બાળકના શરીરનો, બુદ્ધિનો અને નીતિ વિષયક ગુણોનો વિકાસ કરવો

"જ્ઞાનસંચય નહિ, પરંતુ જ્ઞાનશક્તિ" (*Not quantity but quality*) એ સ્લૉઇડ-શાળાનો મુદ્રાલેખ છે નાસમા જે પદ્ધતિને અનુસરાય છે તે 'અભ્યાસ' ॥ ઉપર રચાએલી છે અમુક રીતીથી એક યા તો વધારે ઓજારો વાપરીને કોઇક નિશ્ચિત વિષયની ફળપ્રાપ્તિ માટે પદાર્થોનો ઉપયોગ કરવો તેનું નામ 'અભ્યાસ' એવો અર્થ અહીં સમજવાનો છે સંપૂર્ણ ક્રિયા અર્થાત્ ઉદ્યોગ તેના તે જ સ્વરૂપમા વ્યાવહારિક ઉપયોગિતા ધરાવનારો હોવો જોઇએ અને નિયમ પ્રમાણે, ઘર અને નિશાળનો સંબંધ દૃઢ કરવા સારૂ, જેનો ઉપયોગ થઈ શકે એવી વસ્તુઓ જ ત્યાં બનાવવામાં આવે છે વળી સ્લૉઇડ-શાળાઓ પણ વિદ્યાર્થીઓની મૂળબુદ્ધિની અને કલ્પનાશક્તિનો વિકાસ કરવાની ઇચ્છા ધરાવે છે, તેમ જ બાળકોને નિરીક્ષણ કરવાની અને વિચાર કરવાની ટેવ પાડે છે–તે બાળકો નિયતની પહેલા પ્રયોગ, અને સ્પષ્ટીકરણ કરતા અગાઉ રીતિઓ બતાવીને પોતાને માટે વિચાર કરતા શીખવાનો મહાવરો પાડે છે, અને તે જ વખતે, બાળક પોતાના શુદ્ધ વિચાર ખોળી કાઢે તે સ્લૉઇડ-શિક્ષણનો મૂળ ઉદ્દેશ એવો છે, કે બાળકનો વ્યક્તિગત વિકાસ કરવો, પણ માત્ર હસ્તક્રિયાના લાભ પ્રાપ્ત થાય એથી જ કૃતકૃત્યતા લેખવાની નથી ત્યાંનું શિક્ષણ પણ વ્યક્તિગત છે આખા વર્ગને શિક્ષણ આપવા જેવી રીત ત્યાં નથી

જનસમાજને કેળવવાના કામમા–જાહેર ઉંચી શાળાઓમા, તેમ જ જે લોકો શાળા છોડી દઈને પોતાના ખાસ વેપારરોજગારમા પડ્યા છે તેવા પ્રૌઢ વયના માણસોને મફત શિક્ષણ આપવાના કામમા–સરળ વૈજ્ઞાનિક વ્યાખ્યાનો અને જાહેર પુસ્તકાલયો છુટથી ઉપયોગમા લેવાય છે "જનસમાજની કેળવણી" એ શબ્દને પ્રજાના વિસ્તૃત ભાગના માત્ર મજુરિઆત વર્ગની સૂચક ગણીને અમુક અર્થ કરવાનો નથી પણ આ સ્થળે 'જનસમાજ' શબ્દ પ્રાકૃત જન અને ધનમાથી માણસનો તફાવત દર્શાવવાને વાપરેલો છે રાજ્ય, પેરિશ અને ખાનગી વ્યક્તિઓ આ હેતુ સ્વીકારે છે તેમણે પણ આરંભમા મુખ્યત્વે કરીને અલ્પ સાધનવાળા લોકોપર ઉપકાર કરવામાં ધ્યાન આપ્યું હતું

ઉંચી જાહેર-શાળાઓમા પ્રૌઢ વયના સ્ત્રીપુરૂષોને સાધારણ નાગરિક ધર્મનું શિક્ષણ અપાય છે અને તે ઉપરાંત, વ્યક્તિત્વ અને નીતિવિષયક બળ ઉત્પન્ન કરવા સારૂ ખાસ કાળજી રાખવામાં આવે છે સમભાવની વૃત્તિ કેળવવામાં આવે છે અને વિદ્યાર્થીને પોતાનો દેશ તેનો ઐતિહાસિક વિકાસક્રમ, અને તેની વર્તમાન સમયની સ્થિતિ, દેશની આધ્યાત્મિક અને ભૌતિક સંપત્તિ તેમ જ તેની સાથે વિદ્યાર્થીને પોતાના જીવનપથમા સહાયભૂત નીવડે તેવું બીજું જ્ઞાન–એવા કલ્યાણકારી વિષયોનું વૈજ્ઞાનિક દૃષ્ટિએ ત્યાં શિક્ષણ અપાય છે સ્વીડનમાં હાલ ૪૮ ઉંચી જાહેર-શાળાઓ છે તેમાંની ઘણીક તો ગામડામા આવેલી છે–ત્યાં અભ્યાસક્રમનું ખાસ ધોરણ બાંધવામા આવતું નથી, અને નિશાળ છોડતાં પરીક્ષા લેવાની નથી એક અથવા બે વર્ષમાં શિક્ષણ પુરૂ થાય છે તેટલા વખતમા પુસ્તકો મારફતે અને વ્યાખ્યાનદ્વારા ભિન્ન ભિન્ન વિષયો શીખવવામાં આવે છે વળી વધારામા, ત્યાં ખેતીવાડીનું શિક્ષણ પણ આપ

વામા આવે છે સ્ત્રીવિદ્યાર્થીઓને રાંધણકળા, બાગકામ, અથાણા ને મુરબ્બા કરતા, તથા જુદીજુદી જાતની લલિત કળાનુ કામ શીખવવાને માટે ખાસ વર્ગો ઉઘાડવામા આવે છે કેટલીક ઉચ્ચ પ્રકારનુ શિક્ષણ આપનારી જાહેર-શાળાઓના વિદ્યાર્થીઓ છુટા પડે છે, ત્યારે તેઓ એક મંડળ સ્થાપે છે આ મંડળ વર્ષમા બે વાર મળે છે તે વ્યાખ્યાનો સાભળે છે, અને જાહેર-પ્રશ્નોપર ચર્ચા કરે છે પૂર્વના વિદ્યાર્થીઓ, લોકો, શિક્ષકો તથા જે માણસો યુનિવર્સિટિના અને બીજી શાળાના વ્યાખ્યાનકર્તાઓની સહાય્ય લેવામા રસ માનતા હોય તેના બધા માટેસૈના લાભાર્થ, ગૃહ-વ્યવસ્થા, અને મ..નો સબંધીનુ શિક્ષણ આપવાના વર્ગો વળી શાળાઓમાં એકાદ બે અઠવાડીઆ સુધી ભરવામા આવે છે વળી વધારામા, નાના ખેડુતોને માટે તેમ જ મજુરોપર દેખરેખ રાખનારા માણસોને સારૂ ખાસ વર્ગો ખોલવામા આવે છે કેટલીએક ઉચ્ચ શિક્ષણ આપનારી જાહેર-શાળાઓમા સાજના વર્ગો ભરાય છે આવી રીતે સાધારણ લોકોને કેળવણી આપવાનુ કામ ઉચી શાળાઓ મારફતે સાધી શકાય છે, અને તેથી તે બહુ દરજ્જે જરૂરનુ છે

**સરળ વૈજ્ઞાનિક વ્યાખ્યાનો**—શિક્ષણ આપતી વખતે સત્રાત્મક અને અનુભવસિદ્ધ માર્ગોમા પ્રવેશ કરવા સારૂ ઉત્સાહ ઉભો કરવામા, નવીન વિચાર પ્રદીપ્ત કરવામા, નવીન રસ પ્રત્યેના અભિલાષ સચેતન કરવામા અને નવરાશના વખતમા કલ્યાણકારક વિનોદ પુરા પાડવામા આ ભાષણોનો બહોળો ફેલાવો કરવામા આવે છે રાજકીય કે ધર્મવિષયક વિરૂદ્ધતા ચર્ચામા ઉપસ્થિત થવા ન પામે એટલી શરતથી કોઇ પણ વિષય ભાષણમા લેઇ શકાય છે આ કાર્ય માટે શહેરોમા તેમ જ ગામડામા અને વળી લશ્કરની ભરતી કરવાના મથકોમા પણ વ્યાખ્યાન-મંડપો બાધવામા આવ્યા છે આવા મંડપો બાધવા માટે સરકાર દર વર્ષે ૨૭૦,૦૦૦ ક્રૉનર (લગભગ ૧૫,૦૦૦ પોંડ) ની મદદ આપે છે દર વર્ષ ત્યા લગભગ ૧૨,૦૦૦ ભાષણો થાય છે

**જાહેર પુસ્તકાલયો**—હમણા હમણા વ્યાખ્યાનપદ્ધતિને પુસ્તકાલયોની પ્રવૃત્તિ સાથે જોડી દેવાના પ્રયત્નો કરવામા આવ્યા છે કારણ કે તેમ કરવાથી ભાષણના શ્રોતાજનો તે વિષયમા રસ ધરાવી શકે તે તે વિષયના પુસ્તકો મેળવી તેમા વિશેષ જ્ઞાન સપાદન કરી શકે બધા શહેરોમા પુસ્તકાલયો હોય છે અને ભંડાર પુસ્તકો ખરીદવા સારૂ તેને દર વર્ષે નાણાની મદદ આપે છે જાહેર પ્રજા માત્ર બાહેધરી આપવાથી મનગમતું પુસ્તક મફત મેળવી શકે છે જાહેર-શાળાઓનો વહિવટ ચલાવનારા મંડળમા "સનાહકાર અથવા નાયબ્સ" હોય છે તેઓ જાહેર-શિક્ષણના કાર્ય સાથે જોડાએલા વિષયો તૈયાર કરે છે, અને તેપર ભાષણો આપે છે જનસમાજને તેઓ જ્ઞાન, વર્તમાન સમાચારને ઉપયોગી રચનાઓ આપીને સેવાધર્મ બજાવે છે આ ઉપરાંત, પુસ્તકાલયોના ખાતાને અંગે રાજ્ય તરફથી મદદ તરીકે અપાતા નાણાની વ્યવસ્થાપર તેઓ દેખરેખ રાખે છે, ને પુસ્તકાલયોનો કારભાર ચલાવે છે *

* ઇંગ્રેજી પરથી

# રત્નાવલી.

[ નાટક ]

લેખક—રા રતિપતિરામ ઉદ્યમરામ પંડ્યા, બી એ

( ગયા અંકથી ચાલુ )

## દ્વિતીય અંક—ચાલુ

---

સાગરિકા—અયિ સુસગતા ! હ્હેં પેલુ ચિત્ર ક્યાં મુકયું ? કદાચ કોઈ દેખશે તો ?

સુસગતા—હવે નકી ચિત્રની કથા વાત કરે છે ? જોને, દુધભાત ખાવાને પેલી મેનાનું પાંજરું એ દુષ્ટ વાદરાએ ઉઘાડી નાખ્યું અને એ ઉડી પેલી મેના ચાલ, ચાલ, એની જ પાછળ જઇએ નહિ તો સાભળેના વાક્યો તે બીજાને પણ સભળાવશે આગળ જાય છે, ( નેપથ્યમા ) હા હા હા અ શુ આ શુ ! ! !

સાગરિકા—( ભયથી ) સુસગતા, સાભળુ છુ કે ? એ દુષ્ટ વાનરો તો આહિં આવે છે

સુસગતા—( વિદૂષકને જોતાં જ હસી પડીને ) અયિ બ્હીકણું, બ્હીશ નહિ, આ તો મહારાજાનો વસન્તક છે

સાગરિકા—( ઉત્કણ્ઠાથી નિહાળી )-સખી સુસગતા, આ માણસ જોવા જેવો છે

સુસગતા—સખી, આને જોવાથી શું વળવાનું હતુ ? આ જોને પેલી મેના, કેટલે દુર ઉડી ગઇ તે ચાલ, ચાલ, ત્યા જ જઇએ　　( બન્ને જાય છે )

( પડદો એકદમ ખમેડીને નાખી ખુશી થતો થતો વિદૂષક પ્રવેશ કરે છે )

વિ૦—હા હા હા　આ શુ આ શુ ? ધન્ય છે, ધર્માત્મા ખણ્ડદાસ, હ્હમને ધ ય છે એમની બતાવેલી યુકિતથી તો આ નવમાલિકા આમ બારમાસી ફુલવાળી થઈ ફુલના ગુચ્છ થતા દીપતી નવમાલિકા, દેવીની માનીતી માધવીલતાને હવે તો જાણે હસતી હોય નહિ, એમ દેખાય છે ચાલ હું મ્હારા મિત્રને, વધામણી ખાઉં આતુ પણ અરે નવમાલિકા આમ પુષ્પવાળી થઈ, એવુ કો'કની પાસેથી સાભળીને મ્હારો મિત્ર હરખાતો હરખાતો આ આવે લાલ, હ્હેની પાસે જ જાઉં

( રાજા પ્રવેશ કરે છે )

રાજા—( હર્ષથી )

( શાર્દૂલ )

ખીલતી બહુ ઉત્કલિત કલિકા કાંતિ ત્રિપાણ્ડુ ધરે
વાયુ શ્વાસતણો નિરતર વરી કંપાવી દુ ખી કરે

શાર્દૂલ )

દેખી વિષ્ણુ તે મહિ સમરમાં શત્રુ બધા ન્હાસતાં,
હારી મન પ્રતાપથી જઇ વસ્યા ભુજગ પાતાળમાં,
પૂર્વે લક્ષ્મણ વીર વાનર ફાગ જે ઈ દ્રજીતે હણ્યા
તેના દૈત્ય મહાન ભોરડી તની પાળ થતા ત્યતા.

તેથી ત્હેના દર્શનના ફળ અનુભવીએ, એવો માર્ગ બતાવ

વિદૂષક —આ પાસ મહારાજ, આ પાસ (જતા માડે છે )

( બધ માથે પાછો ફરી રાજાનો હાથ ઝાલી )

વિ૦—અરે, ન્હાસો મહારાજ, ન્હાસો આ ઝાડમા કાંઈ ભૂત જેવુ દેખાય છે

રાજા—મૂર્ખ, બસ કર, બીકણા, એવાઓનુ અહિં શુ બળ ચાલવાનુ છે ?

વિ૦—અરે, વયસ્ય! જુઓ તો ખરા કેવા ચોખ્ખા શબ્દો તે બોલે છે! જો મારા બોલવા ઉપર ભરૂંસો ન હોય તો જરા આગળ આવી ને આપ જાતે જ સાભળો ને

રાજા—( સાંભળીને )—

મીઠી ચોપી વદે શબ્દો નીચ સ્ત્રીના સ્વતતાથી
રૂપ ધીમા સ્વરો સુણી જાણુ સારિકા ખરે

( પાસે જઈ, ઊંચે જોઇ ) ખરે લે, આ તો સારિકા જ છે

વિ૦—( ઉચે જોઇ ) આ? ખરેખર, આ તો સારિકા જ

( ગેડથી લાકડી ઉપાડી ) અરે ચાકરડી, તુ શુ સ્હમજે છે? શુ ત્હારાથી વસન્તક બ્હી જશે? હરણુ ઉભી રહે તો ખરી, હમણાં જ પાકેના ફળની માફક લાકડીના પ્રહારથી મારૂ ઉપરથી ડોકુ જુદુ કરી નાંખીશ

રાજા—મૂર્ખ, જાણતો નથી કે એ કેવુ મનોહર બોલે છે! ના મારે એને બ્હીવ લે છે? સાંભળવા દે, એ શુ કહે છે તે

વિ૦—ઓ હો તેમાં વળી આવડો રોષ શો? સાભળો ત્યારે (બન્ને સાભળે છે )

[ સાંભળી ને નવાઇ પામી ]

વિ૦—શુ બોલે છે? હે, વયસ્ય, એ તો બોલે છે કે "સખી, આ શુ? ત્હેં તો મ્હારી બ્હી માર્યા સખી, નમામી શુ કામ ઢીલાઇ થાય છે જેવો ત્હારો કામદેવ, તેવી મ્હારી રતિ" મહા જ એનો અર્થ શુ ?

રાજા—વયસ્ય, હુ તો એમ ધારૂ છુ કે, કામદેવને મિષે કોઇ સ્ત્રીએ પોતાના પ્રિયતમની છબી ચિતરી હશે, ત્હેની સખીએ એ વાત જાણી લઇ ચતુરાઇથી રતિને મિષે ત્હેની છબી ચિતરી હશે

વિ૦—( ચપટી વગાડીને ) મહારાજ, શાન્ત રહો એમ પણ હોય

રાજા—અરે વયસ્ય! તુ જ ગાનો રહેને! જો આગળ વળી પાછુ એ કાઇક કહે છે

વિ૦—શું! શું! "સખી, એમાં શરમાવ છે શાની! ત્હારા જેવા કન્યા રત્નની આવા વરમાં અભિલાષા થવી જ જોઇએ"

— રાજા—ઓહો, આનો અર્થ તે—

વિ૦—વયસ્ય! નકામા પંડિતાઇનો ગર્વ ન કરશો હું જ હમને એ બધું કહીશ. જે કન્યાની છબી ચિતરાઇ છે, તે જોવા લાયક તો હશે જ, એટલું તો નિઃસંશય!

રાજા—જો, જો, સાભળ વળી પાછુ આપણી ઉત્કંઠાને હવે કાઇક વધારે જાણવાનુ મળશે

વિ૦—મહારાજ, સાભળ્યુ એણે કહ્યુ તે! એ તો કહે છે કે 'સખી, આ પાંદડાં અને તન્તુઓને લઇ લે મ્હારે સારૂ તું નકામી શીદ ચિન્તા કરે છે?'

રાજા—વયસ્ય, સાભળ્યુ એટલુ જ નહિ, પણ હેના મનનો અભિપ્રાય પણ જાણી લીધો.

વિ૦—મહારાજ, હજુ પણ આ મેના કાંક લવલવ કરે છે આ બધુ સાભળીને પછીથી હું હમને કહીશ વયસ્ય, જુઓ તો ખરા આ મેના તો ચતુર્વેદી બ્રાહ્મણની પેઠે ઋચા બોલના પણ મંડી ગઇ

રાજા—વયસ્ય, મ્હારૂ ધ્યાન બીજી દિશામા હતું, તેથી હું કાઇ સાભળી શક્યો નથી. કહે જોઇએ, એણે શુ કહ્યુ?

વિ૦—મહારાજ, એણે તો ગાયુ કે—

( ગીતિ )

'દુર્લભ જનમા પ્રીતિ લજ્જા મ્હોટી, પરવશ નિજ જાતે,
પ્રેમ વિષમ પણ જ્યારે, મરણુ એ જ છે ખરૂ શરણ મ્હારે

રાજા—મિત્ર, હારા જેવા બ્રાહ્મણ શિવાય બીજુ કોણ આવી ઋચા ભણી શકે?

વિ૦—ત્યારે હમે શુ સ્હમજ્યા?

રાજા—મૂર્ખ, આ તો ગાથા છે ભર જોબનમાં આવેલી સ્ત્રીને પોતાનો પ્રીતમ પ્રાપ્ત થતો નથી, તેથી તે જીવવાની આશા ત્યજીને આમ કરે છે

વિ૦—ઓહો! એમ આડુ શુ કામ બોલો છો? સીધુ જ કહી દોને કે હમે હેને પ્રાપ્ત થતા નથી નહિ તો વળી કામદેવને મિષે બીજા કોને બોલાવે?

( મોટેથી ખડખડાટ હસી પડે છે, મેના ઉડી જાય છે )

રાજા—છટ મૂર્ખ, ખડખડાટ હસીને આને બીવડાવી કાઢી મૂકી જો એ તો ઉડીને બીજે કાંક ગઇ

( બન્ને જોઈ રહે છે )

વિ૦—એ તો કેળની વાડીમા ગઇ ચાલો આપણે પણ ત્યાજ જઇએ

રાજા—

( પ્રહર્ષિણી )

રહેતી જે મદનશર વ્યથા અસહ્ય
લીને હું સ્મરણ વદે સખી સમીપે
મેના તે ફરી વદતી સ્વરો મધુરા
સુણતા જન નિજને ગણે જ ધન્ય!

વિ૦—ચાલો, ચાલો, મહારાજ, ( આમ તેમ ફરે છે ) વયસ્ય ! આ રહી કેળની નાડી ચોતે એમા પ્રવેશ કરીએ

( બન્ને પ્રવેશ કરે છે )

અરે ! મેના તો ઉડી ગઇ ત્યારે તો હવે પવનથી મદ મદ હાલતા આ કેળના પાદડાની ઘટા નીચે રહેજ આરામ લઇએ તો ઠીક

રાજા—જેવી ત્હારી ઇચ્છા ( બેસે છે )

વિ૦—( આમ તેમ જોઇ ) વયસ્ય ! જુઓ પેલુ વાદરાએ ભાગી નાખેલુ મેનાનુ પાજરૂ. આ ચિત્રપટ પણ અહિ જ છે ( હાથમા લઇ હર્ષ પામતો ) અરે, વયસ્ય ! ત્હમારૂ ભાગ્ય તો મ્હોટુ છે મ્હે ત્હમને કહ્યુ તેમ જ છે લ્યો, આ ત્હમારી જ છબી ચિતરાઇ છે ત્હમારા સિવાય કામદેવ જેવો બીજો કોણુ હોય !

રાજા—( હર્ષ પામતો ) મિત્ર, લાવ, જોઉં તો ખરો

વિ૦—નારે ભાઇ, હું તો નહિ દેખાડુ આમા તો વળી તે કન્યારત્નની પણ છબી છે આવુ રત્ન તે કાઇ ઇનામ વિના દેખાડાય કે ?

રાજા—(બળાત્કારે ચિત્રપટ ઝુટવી લઇ નવાઈ પામતો જોઇ રહે છે ) ખરે

( ગાતિ )

કમળ પત્ર વિલાસે કપાટે, તે અધિક ગણે અમને
કોણ હરે પ્રમદા એ રાજહસી સમ છબી હરે મનને

( સાગરિકા ને સુસગતા પ્રવેશ કરે છે )

સાગરિકા—સખી, મેનાને તો આપણે,ન પકડી શકયા ચાન ત્યારે, કદલીગૃહમાથી ચિત્રપટ ઉતાવળે લઇ આવીએ

સુસગતા—હા, હા, ચાન જઇએ ( જરાક આગળ ચાલે છે )

વિ૦—અરે વયસ્ય, એને છબીમા શેતી શામાટે ચિતરી હશે ?

સુસગતા—( સાભળીને ) સખી, વસન્તક બોલતો હોય એમ લાગે છે હું ધારૂં છું કે મહારાજ પણ ત્યા જ હોવા જોઇએ ચાન, કદલીવૃક્ષની પાછળ સતાઇને આપણે જોઇએ

(બન્ને સતાઇને જુએ છે)

( ધીમેથી ) સખી, ત્હારૂ ભાગ્ય તો મ્હોટુ છે ત્હારો હૃદય-વલ્લભ ત્હારૂ જ વર્ણન કરતો ઉભો છે

સાગરિકા—( શરમાઇને ) સખી, મશ્કરી કરી મ્હને શીદ હલકી પાડે છે ?

વિ૦—( રાજાને ) મહારાજ, એને છબીમા શેતી શા માટે ચિતરી હશે ?

રાજા—વયસ્ય, મેનાએ જ બધુ સ્પષ્ટ કરી દીધુ છે

સુસગતા—( હસીને ) સખી, આ ડહાપણની મેનાએ તો પોતાનુ બધુ ડહાપણ બતાવી દીધુ લાગે છે

વિ૦—વયસ્ય, હવે ત્હમારા નેત્રને શાન્તિ થઇ કે નહિ?
સાગરિકા—(મનમાં) અરે, હવે આના જવાબમાં જ મરણ કે જીવન નક્કી થશે,
વિ૦—(રાજાને હલાવીને) મિત્ર, જોઓ ને, ત્હમને શાન્તિ વળી કે નહિ?
રાજા—વયસ્ય, એમાં પૂછે છે શું? જોતો નથી કે —

(શાર્દૂલ)

દૃષ્ટિ બહુ શ્રમથી ઉરૂથી ખમીને નીતંબ વિષે ઠરી
મધ્યે ત્રિવલીના તરંગ દીસતાં ત્યાં તો મુઝાઇ ગઇ,
તરસી થઇ પછી ત્યાંથી સ્હેજ વધતાં ઊંચા સ્તનોએ પડે,
વારંવાર એ કુતૂહલથી તે, આંસુભર્યા લોચને

સાગરિકા—(સાંભળીને, મનમાં) હાશ? હૃદય, શાન્ત થા, શાન્ત થા! ત્હારા મનોરથ શું હવે આટલે સુધીએ નથી આવ્યા?

રાજા—ને વળી,

(અનુષ્ટુપ)

પૂર્ણ ચન્દ્ર સમી શોભા મુખમાં વિધિ નિર્મીને
થાતા દુખી હશે, પદ્મો ખીલતાં નિજ સ્થાનનાં

સુસંગતા—સખી, સાંભળ્યું કે?
સાગરિકા—તું જ સાંભળ ને આ તો ચિત્રનું વર્ણન થાય છે

વિ૦—અહો વયસ્ય, આની સ્ત્રીઓ જ્યારે ત્હમને આમ ચિતરીને તમારો સમાગમ પ્રિય ગણે છે, ત્યારે ત્હમે તો ત્હમારૂં ચિત્ર જોતા જ નથી ત્હમે ત્હમારી જ રૂપવર્ણના આમ શું કામ કરો છો?

રાજા—(નિહાળીને) વયસ્ય, એણે મ્હને ચિતર્યો છે, તેથી તો હું ઘણો મકલાઉં છું. શા માટે હું તે જોઉં? કારણ કે —

(ગીતિ)

ઝગી ચિતરતાં એના નયનથી આંસુ ખર્યા અધિક દિસે
હસ્તસ્પર્શથી થાતો પરિસ્વેદ સમ દિસે મને શરીરે

સુસંગતા—સખી, ભર્તાએ ત્હારાં તો બહુ વખાણ કર્યાં, ધન્ય છે ત્હને!

વિ૦—(એક પાસ જોઇ) અહા વયસ્ય, આ વળી સરોવરના કમળપત્ર અને મૃણાલનું રચેલું શયન ત્હેની મદનાવસ્થા સૂચવતું જણાય છે?[૧]

---

૧—નૈસર્ગિક જીવન ગાળનારાં આ તીન મનુષ્યો કામવેગથી અકળાઇ શાંત થવા માટે કમળપત્ર અને મૃણાલનું શયન કરી શાંતિ ભોગવવા મથતાં શાકુન્તલમાં પણ આવો જ ભાવ કલ્પ્યો છે —સરખાવો— तस्याः पुष्पमयी शरीरलुलिता शय्या शिलायामयम्। એવી પુષ્પ ભરી શિલા ઉપરની શય્યા પડી આ રહી! ભાષાન્તર—ઝવેરીલાલ

રાજા—વયસ્ય, ત્હે ઠીક જોયુ એમ જ છે, કારણ કે —

(શિખરિણી)

* ઉભે પાસે પુષ્પો રતન જડ઼ન આ થી ચીમળ્યા,
રહ્યા તા ન મ ન તનુકટિ તણો સ્પર્શ ન થતા
વિમેરાયા પુ ને શિથિ ભુજ ની ગતિ વડે
દ્યાનિનો તાપ સ્તન નલિનીનુ જ કુચે

અને વળી,

(માલિની)

કર ઉપર મૂકયુ પદ્મિની પત્ર મ્હોટુ
અતિશય સ્મરતાપે છે બહુ ચીમળાયુ
પરિ રમણી કેમ મે સ્તનોનો જણાવે
દિલની મદન પીડા તેની ના બતાવે

વિ૦—અરે વયસ્ય, એના ભારે સ્તન ઉપરથી સરી પડવાથી તાપથી ચીમળાઈ ગયેલો આ કોમળ મૃણાલહાર જુઓ તો ખરા આ રહ્યો તે

રાજા—(હાથમા લઈ, છાતી ઉપર મુકી સ્હેજ ઠપકો દેતો) અરે જડવસ્તુ!

સગી પ તે તુ સ્તનજાળમાથી
કરે મણાલગ્રજ રોષ તેથી
જ્યા સૂત્ર ત તુ પણ ના સમાયે
ત્હારેદ તહીં કેમ સમાસ થાયે?

સુસગતા—(મનમા) અરેરે, અતિ અનુરાગથી બળતા મહારાજા ગમે તેમ બોલવા મડી પડ્યા છે ક્યા આ મૃણાલનો હાર, ને ક્યા આના બોલ! માટે હવે વધારે વાર થવા દેવી ન જોઇએ ઠીક છે ત્યારે, હવે એનો ઉપાય કરૂ (મોટેથી) સખી, જેને માટે તુ આહિ આવી છુ, તે તો ત્હારી પાસે જ ઉભો છે

સાગરિકા—(ઠપકો દેતી) કોને માટે અહિ આવી છુ જે સુસગતા?

સુસગતા—(હસીને) અરેરે ગાંડી, પેલા ચિત્રને માટે,

* આ ભાવ સાથે શાકુન્તલનો ભાવાર્થ સરખાવો —

संदष्टकुसुमशयनान्याशुक्लान्तबिसभङ्गसुरभीणि ।
गुरुपरितापानि न ते गात्राण्युपचारमर्हन्ति ॥

ભાષાન્તર— ભારે તાપે તારા તમામ ગાત્રો રૂએ રૂએ ધીકે
માટે વિવેક કરવો છોડ તને છે ક્ષમા દરદ લીધે,
સુખશૈયા બહુ વ્હેકે ફુલ ચપાઈ સુગધિમય વાસે
કરમાયેલા બહુધા કમલ ની ડથી સુગધી એ પાસે.—શ્રી ઝવેરીલાલ.

કુસુમશયનને ચોળ્યા ને અરે સુકતા બિસતતુથી સુગધી
અતિ પરિતાપે પીડ્યા ગાત્રોને ના વિવેક શોભે છે—શ્રી મગનભાઈ પટેલ

સાગરિકા—( પોતાથી ) સુસગતા, હું ત્હારૂ કહેવુ સ્હમજતી નથી, તેથી હું તો જઉ છું ( ચાલી જવા માડે છે )

સુસગતા—( સાગરિકાનો હાથ ઝાલી ) અનિ ઉભી રહે ને હવે ચે, હુ જ ચિત્ર ઉપાડી લાવુ છુ

( કદલી ઝદમા જાય છે )

વિ૦—( સુસગતાને જોઈ, ગભરાટમા ) અરે વયસ્ય, ઢાકી દો, આ ચિત્ર, આ તો ખરે દેવીની દાસી સુસગતા જ આવી

( રાજા કપડાના છેડાથી ચિત્રપટ ઢાંકે છે )

સુસગતા—( પાસે આવી ) જય જય મહારાજ

રાજા—અમે આહિ છીએ, એવુ ત્હેં શાથી જાણ્યુ ?

સુસગતા—( સ્હેજ હસતી ) મહારાજ, ત્હમે જ આહિ છો એટલુ જ જાણ્યુ, એમ નથી આ ચિત્રફલકનો યે સઘળો વૃત્તાત પણ જાણી લીધો તેથી હવે તો જઈને દેવીને જ કહી આવનારી છુ

વિ૦—( ભય પામી એકાન્તમાં રાજાને ) વયસ્ય, એ તો દેવીને કહ્યુ યે કહી દે તેવી છે તેથી કાઈ ઇનામ આપી ત્હેનુ મોંઢુ બધ કરો

રાજા—સાચુ કહ્યુ ( સુસગતાને ) સુસગતા ! આ તો અમે ગમ્મત કરતા હતા વિના કારણે દેવીને સતાપ ઉપજાવીશ નહિ

( પોતાના કાનનુ કુડળ આપે છે )

સુસગતા—( સ્હેજ હસીને કુડળ લેતી ) મહારાજ, આપે નકામી શકા કરી મ્હારે તો મહારાજની કૃપા જ બસ છે, આ કુડળને મ્હારે શુ કરવુ છે ? પણ પેલી મ્હારી પ્રિયસખી સાગરિકા 'મ્હારૂં ચિત્ર કેમ કાઢ્યુ' એમ કહેતી ઉભી છે, ત્હેને જરા પ્રસન્ન કરો.

રાજા—( એકદમ ઉભો થઇ ) દેખાડ, દેખાડ, ક્યા છે એ ?

સુસગતા—આમ, આમ, મહારાજ

વિ૦—( મનમા ) હું ચિત્રપટ લઈ લઉં છુ, કદાચ ત્હેનુ યે કામ પડે

સુસગતા—મહારાજ આ રહી

( બધાંયે કેળના માંડવામાંથી બહાર આવે છે. )

સાગરિકા—( રાજાને ઉત્કઠાથી જોઈને, ધ્રુજતી મનમા ) અરેરે, આમને જોઈને ત્હારાથી તો ડગલું એ ખસાતુ નથી, હવે હું શુ કરીશ ?

( ગભરાય છે )

વિ૦—વયસ્ય, આ તો વાહ ! શુ આવુ રૂપ આપણા લોકમા છે. ખરૂં ? મ્હને તો લાગે છે કે બ્રહ્મા આ રૂપને ઘડયા પછી બહુ જ નવાઈ પામ્યા હશે !

રાજા—વયસ્ય, મ્હને પણ એમ જ લાગે છે

( શિખરિણી )

નિહાળ્યા નેત્રોથી નિજ કમળ કાન્તિ ક્ષિતિ થતી,

મુખે ચારે તો યા ... તિ મજબ કાઇ ખીલી રહી

# પ્રૉફેસર ઢોલકિયા—એમ એ (ઑક્સન) બી એસસી, બાર-એટ-લૉ,

## —એક પીછાન.

લેખક-રા. વામનર્મા.

અમે જાણિયે છિયે કે અમને જાણે છે તે સહુ કોઈ જાણે છે કે અમારા ગામમાના ઘણાઓ પોતાને અમારા મિત્ર તરીકે ઓળખાવે છે આ ગામમા જ અમારો જન્મ થયો છે અને આ ઉમર સુધી અમે આ ગામમા રહ્યા છિયે છતા અમારા મિત્રો ઘણા નથી એ વાત અમે જ જાણિયે છીયે કેટલીક વસ્તુઓ ચકને અને ચોરે ટોઇ શકે છે-ઉદાહરણ, ચેણુ-દારો, પરન્તુ મિત્રો એ એવી વસ્તુ નથી તેમા પણ જ્યારથી અમે, વામનર્માએ પ્હેલો પુરુષ એકવચન "હું" છોડી બહુવચન "અમે" વાપરવા જેટલી નમ્ર મહત્તા ઓઢી લીધી છે ત્યારથી તો મિત્ર બનવા ચ્હાતાઓની સખ્યામા, છાપાવાળાઓ કહે તેમ ચિંતા ઉપજાવનારો ઉછાળો થયો છે એ હિસાબે નૈયારના જ ભાવ કહિયે તો પણ અમારા ગામની મ્હોટી શેરી દીઠ ત્રણ ત્રણ અને સાકડી શેરી દીઠ (સરેરાશે) ડોઢ ડો઼ઢ મિત્રો થઈ પડે જ્યારે, જેને અમે અમારા મિત્રવર્ગમા લેખી શકિયે એવા થોડા છે આ સુનદા થોડા ઇસમોની પિછાન આપવાનું અમે દુરુસ્ત ધારિયે છિયે

અમારા મિત્રવર્ગમા પ્રથમ અકે ત્રેવીશ નગ હતા આટલા વર્ષમા વ્યાધિ, સ્નાન, સરાધ, પ્રમાદ, આલસ્યાદિ શાસ્ત્રોક્ત દોષોને લીધે હવે માત્ર ૧૭ અકે સત્તર નગ રહ્યા છિયે આમાંનો એક એક જણ પહેલા પુરુષ એકવચન પેહલીપાન ખ્હે ચેનો છે, એક એક જણ બીજા બધાથી પોતાને વધારે ડાહ્યો માને છે નવાઇ જેવું જરાયે નથી કે આ સાગના બેળા-જથાબધ ડહાપણ સામટી વિદ્વત્તાનો અમારી પોળમા પ્રભાવ પડે છે આ મિત્રોમાના એક પછી એક વિદ્વાન મિત્રનો થોડા શબ્દોમાં ઘણો ખ્યાલ આપવાના ઉદ્ગાર જણાવેના અમારા ઇરાદા પ્રમાણે અમે આજે પ્રૉફેસર ઢોલકિયા એમ એ (ઑક્સન) બી એસસી બાર એટ-લૉ-ની પિછાન આપીયે છિયે

એઓના વડવાઓ ધોળકાના હશે પણ પ્રૉફેસર ઢોલકિયાના જન્મટાણે તો તેઓ અમદાવાદના વતની હતા એમનુ પોતાનુ નામ ગણુભાઇ છે જો કે બાપનુ નામ તો કચરાભાઈ છે. એમની માના ખાસ આગ્રહથી એમની રાસ ગ ઉપર હોતા એમનુ નામ ગજેન્દ્રદત્ત પાડ-નામા આવ્યુ એમનો સ્થૂલ જન્મ આમ થયો જ્યારે એમનો બીજો જન્મ અમારા મિત્ર તરીકે થયો ત્યારે અમે તો એમની ચટક જ જોઈ હતી તેઓ પોતે વિલાયતી ઢબે બોલતા હોવાથી ઘોનો ડો બોલે છે પ્હેલા અમે એમને ઢોલ વગાડનારા લગા મા યા પણ પાછળથી અમારી ભૂલ સુધરી, અને અમારા મડળમાના અન્ય ચેચાર પેઠે એઓ પણ અમદાવાદના જુના વિચારના ને ઇંગ્રેજી ઢબના નવા વિચારના નબીરા નીવડ્યા

પ્રૉફેસર ધોનડિયા-અથવા ઢોનકિયા અમારા મિત્ર મડળનુ નામીચુ નાક છે એટલુ જ નહિ પણ એઓ ગુજરાતના વિદ્વન્મડળનુ પાણીદાર ઘરેણુ છે આમ એમની વિદ્વત્તા સરસ્વતીના જલ પેઠે અમારા મિત્રવર્ગરૂપી સિદ્ધપુરને કાઠે જ ડોઅ હાથના ઉંડાણથી વહે છે-માળી ગહન છતા એમની સરસ્વતી પણ ગુપ્ત છે એમની કલ્પના બહુ તીવ્ર છે અને કોઇ પણ વસ્તુને જોતા વાર તે વસ્તુની ઉત્પત્તિ, વૃદ્ધિ, પરિપાક, પરિણામ અને ક્ષય સર્વ એમ ધ્યાનમા આવી જાય છે જે સર્વાનમા દેશના વૃદ્ધ નેતાઓને દિશા સુઝતી નથી ત્યાં એમને સ્પષ્ટ દેખાય છે જે વાત સુધારકો આટના વધતી હાથ જોડ, અને માથા ફોડથી કે એવી બીજી જીવતોડ મ્હેનતથી નથી કરી શકતા, તે સર્વ વાતોના એમની પાસે રામબાણ ઈલાજો છે, જ્યારે એઓ આ ઇલાજોની ચાવીનુ રેખા સ્વરૂપ માત્ર અમને સમજાવે છે ત્યારે અર્ધા કલાકમા દ્રવ્ય ન થાય તો પૈસા પાછા અપાવનાર હકીમોની વાતો અમને ઘડીભર સાચી લાગી જાય છે અમારા મિત્રોમાના એક એક જણનો મત છે કે પ્રૉફેસર ઢોનકિયા અપૂર્વ શક્તિનુ પ્રાણી છે અને અહિયા અમારે જણાવવુ જોઇએ કે અમારૂ મડળ એકમત થાય એ બનાવ ઐતિહાસિક જ લેખાય, કારણ અમારો સર્વાનો એક મત એવો છે કે વિદ્વાનો કદી કોઈ વિષયમા પણ એક મત હોય શે નહિ અમારી વિદ્વત્તાને ધોકો ન પ્હોચે તે માટે અમારામા એવો નિયમ જ બધાઇ ગયો છે કોઈ ચર્ચામા બે જણાએ પણ એક મત ન થઇ જવાય તેનુ ધ્યાન રાખવુ ગમે તેટલી દેખીતી વાત હોય તો પણ તે સબધિ વાત નીકળતા અમે પરતુ કે એવો કોઇ અ ય ર શબ્દ દેખા ા મુખી હમે છિયે મતભેદના આના ઉપાસક છતા પ્રૉફેસરની શક્તિની બાબતમા અમે ન છુટકે એક મત થયા છિયે કોઇના મતમા પરન્તુ નથી નોવ - તર્ક *Logic* મા પરન્તુ જેવો સમાધાનકારક બીજો કોઈ શબ્દ નથી આનંદના જગતમા રહેતા પ્રખ્યાત તત્ત્વજ્ઞાની ટચસ્ટોનનો સિદ્ધાન્ત જ હતો કે *Much virtue in your If*

પરન્તુ પ્રૉફેસર ઢોનકિયાની અપૂર્વ શક્તિ માટે અમે સહુ એક મત છિયે એમણે અમારા પર તુ ના પતુછઓનો પરન્તુ કહાડી નાખ્યો છે પ્રૉફેસરને જે દહાડાથી અમે મિત્ર તરીકે ગણવા લાગ્યા તે દહાડા ઉપર હજુ રાત ફરી નો'તી વળી તે પ્હેના જ અમે એમની શક્તિ અનુભવી જ્યારે તેઓ અમારા પરિચયમાં આ યા ત્યારે વિનાયતથી આવે તેમને પુરા સાત મ્હાડ નો'તા થયા જ્યારે તેમની શક્તિનો અમને અનુભવ થયો ત્યારે તેમના પરિચયને હજુ સાત મિનિટ નો'તી થઇ આખી જીદગીમા અમને બીજી કોઇ એવી સાત મિનિટ ધ્યાનમા નથી જેમા અમે આટઆટલુ જાણ્યુ હોય

અમે પ્હેલીવાર પ્રૉફેસર ઢોનકિયાના પ્રતાપે અમને ઓળખતા થયા અરેરે! અમે શુ છિયે એ જ અમને ખબર નો'તી એ જાણવાને અમે કોશેશ વરીક કરી નો'તી એક કવિ કહે છે "હુ એક સ્હવારે જાગ્યો તો મ્હે મ્હને જગવિખ્યાત જોયો" અમે પણ અજ્ઞાનની રાત્રીમા ઘોરી રહ્યા હતા તેમા ઢોલકિયારૂપી કુકડાના ગાનના સાથે જાણે જ્ઞાનને મળસ્કે આંખો ચોળતા ઉઠતા તો અમને તદ્દન નવા રૂપમાં અમે દીઠા અમે જોયુ કે અમે બધા સત્તરમાનુ એક એક નગ નેટિવઝ છિયે! નેટિવઝ ને-ટિ-વ-ઝ!

આગતની વાત કરતા અમા । મ્હને, મન્દ સમેકના, ખોખરી ગાતના લબારર સમા ગામ્ભારથી આગળ વ્હળ્વા દેતા નથી કોઈ પણ વકતાનુ ભાષણ સાભળવા જઈએ તો ત્ર સ્થાનમા હોઇયે તેટનો બધો વખત ત્નગતા બેસતા નથી, અને જરાક પણ તીમાનવા કોઇનુ ભાષણ વાચ્યુ હોય તો " ભાનુઓ અને ગૃહસ્થો " એ શબ્દ વાચ્યા ઉ રાન ન વીતે ત્યા સુધી," પ્રેગી જવાની રજા લઉ છુ " એ શબ્દો ઉપર અમ્હે આવતા નથી

સાર સાચી વાત હોવાથી જ્યારે પ્રૉફેસર દોલકિયાએ અમને સ્વરાજ્યનો માર્ગ નાન યક ગણ્યા ત્યારે અમને શોક ન થયો આટલો વખત અમે સ્હેંકડો વાતોથી ભ્રમિત ગ ગા હતા ત્યારકી અમને તો દેખાતી નો'તી પણ નાનાયકીનુ ભાન પણ કોઈએ કોડી કાળજીને કરાવ્યુ નો'તું શુ ત્હમે તમ્હારા ઘરમા પણ રાજ્ય કરવા નાનાયક છો? હોમરૂલરો આ સવાલ પુછતા અહિં આ પ્રશ્નનો વિચાર કરવા ઘેર પ્હોચતા ત્યારે સેધાનમા અમે એવુ કરી જેમના કે અમારા ગૃહરાજ્યમા કલહ થતો "હજુ રાજનૌરી ક્ષેત્રમા તો આપણે પાપા પગલા માડ નાના છે" આમ જ્યારે સાભળતા ત્યારે અમે અમને તદ્દન બાળક જેવા ગિનવા લાગી જતા અને બાળક જેવા અજ્ઞાનમા મસ્તકને ચોડીયે આમ ફી તેમ હડદોલા ખાતા પણ હવે સત્યા વસ્થા દૂર થઇ ગઇ આજે અમ્હે કમળીને જાગ્યા એ અમ્હારી નાનાયકીનુ અમને ભાન થયુ

જના અમ્હારા મળેલા સહુ જાગતા વાર લાગી લાગે જ તો અમે હમેશા કમળી જગ વાસી શગ ઊિયે અનાનની ઉંઘમા પડિયે ખરા પણ તે ઢાગા નીંરમા જ આ ઉપરથી સહુ સમજી શકશે કે પ્રૉફેસરની વિદ્વત્તાનો લાભ લેવાની તક સહુને મળે એમ અમારી ઇચ્છા ઢઈ ખોટી નથી, પરન્તુ એમનો વિગતવાર પ્રતિહાસ તે અમારા મિત્ર ગીતો જ ઇતિહાસ છે, એટલે અવકાશ મળ્યે અન્ય મિત્રોની પિછાન આપતા અમે અમારા વિદ્વાન પ્રોફેસર અગ્રિ હકીકત કહેવાનુ નહિ જ ચુકિયે એની જેટલી અમારા દિલમા ખાતી છે તેટલી સહુ ગખવા આગ્રહ છે ( છેલ્લો શબ્દ લખી લીધા પછી અમારા એ ભાષાનિપુણ મિત્ર અમને આગ્રહ' બદલે, વિનતિ' શબ્દ મુકવા કહે છે બીજા વિનતિપૂર્વક આગ્રહ' સૂચવે છે, જ્યારે વળી ત્રીજા 'આગ્રહપૂર્વક વિનતિ'ની તરફેણમા છે આટલા વિદ્વાન અભિપ્રાયોમાથી ખરુ કહિયે તો અમને મુશ્કિલાર પેડ્યુ જડતું હોથી વાચકોએ યથારુચિ શબ્દ પસદ કરી લેવાની કૃપા કરવી )

---

# પરાજય

લેખક—રા નાથુભાઈ દયાળજી પટેલ.

સૌન્દર્યમા મહાનલક્ષ્મી સાક્ષાત્ લક્ષ્મી જ હતી ને ખાનદાની જો અઢળક ધન અને સ્થાનિક માનમરતબાનુ બીજુ નામ હોય તો ત્હેનુ કુટુબ પણ સપૂર્ણ રીતે ખાનદાન હતું પણ દૈવ આ બધુ ક્યા જુએ છે જે? ત્હેના ચચળ હાથોમા આ જીવન પર્ણ સપડાયુ ને કચડાયુ, નિર્દય દૈવ!

મહાનલક્ષ્મી અને રજની બન્ને એક જ મહોલ્લામા જન્મ્યા હતા ને એક જ દિવસે સ્નાનના ઝાખા સૂર્યપ્રકાશ પગલે મહાનલક્ષ્મીયે આ વિશ્વને વધાવ્યુ ને 'લાલમહલ'ની ગૃહલક્ષ્મી માતુશ્રીના બાહુનો સ્પર્શ કરાવે તે માનવવાત્સલ્યતાની મૂર્તિ કરતા વિજળી ચમકાવતી કની ને જેની નવુ લાગતી ભાડુતી 'નર્સ' ની વધા પૂરતી કાળજી ને રત્નવિભૂષિત માતાના નૈસર્ગિક સ્નેહ તજી મહાનલક્ષ્મીનુ બાલ્ય ખીલવા લાગ્યુ

રજ લેતા સૂર્ય ભગવાનના છેલ્લા સ્પર્શ ચિતરેલ મદભર રતાશ હવે આકાશપટ પર ન્હોતી ને સારી દષ્ટિ અધાર વિંટાળવા આરભતો આવે ઝાખે સમયે લાલમહેલની પાછળના ન્હાના ઝુપડામા કણ્યા ગુણ્યા ગાભાપર ઝવેરાતની ચોથી છોકરી રજનીનો જન્મ થયો હતો રજનીની માતા પાસે આબૂપણમા રક્ત બગડી જન્ને તે પણ વીરલ વર્ષોની જૂની ગરીબ કુટુબમા ચોથી બાળકીના જન્મનો જે સત્કાર ઘરની દાગી વગેરે તરફથી થાય છે તે જણાવવાની જરૂર નથી, અને જો નધુમા બાળકી ગૌરવર્ણી દેખાતી ન હોત તો—બ્હેતર છે કે એ વાત જ પડતી મૂકવી

રજની રસોડામા ને વખતે વખતે વિધવા બ્હેન જમનીના ખોળામા મ્હોટી થવા લાગી ગાભાની પથારી પર પડી પડી રજની રડવાનુ પરાક્રમ કરતી ત્ય્હારે ત્હેની પરસેવાથી નીગરતી ને ધોરથી લોટાયલી મા ત્યા આવતી ને પાખડ ઉચકી તે કોમળ મુખમા જેમ તેમ થોડુ દૂર ઉતારી પાછી રસોડામા ચાલી જતી ને પોતાના કાર્યમા ગૂંથાતી મ્હાર્ગે તો મા કે બ્હેન જાય ત્હેની સભાળ ન્હોતુ નાખી શકતુ બધા કામમા ગથાઇ રહેતા ને ન્હાની બાળકી રાજગી ન્હાની એના સામે લડવામા સપૂર્ણ બળ અજમાવતી, એવી ઇચ્છાથી કે, સ્નેહાળ માતાના આલિંગનોનો રોમાચ—રહેજ રોમાચ તે અનુભવે ને અમૃતમય સ્પર્શ ચુમ્બન કરતા ઓષ્ઠમાથી મધુર [illegible] હાલરડુ તે સાભળે—પણ હા! એ સૌભાગ્ય કેટલુ મોઘુ ?! ત્હેની આઠ વર્ષની બ્હેન કામિની સ્વપ્ન પ્રદેશમા ઉડી જતી બ્હેનને જોવા આવતી પણ ત્હેની તેના તો ગુસ્સા ને નિરાશામા એક ઘડાવતી ને ન્હાનકડા પગલી કામિનીને ખસેડી મૂકવા પ્રયત્ન કરતી, ને પોતે બોનપર ગબડવામા સતોષ માનતી કામિની સ્નેહથી તેને પથારી પર મૂકતી ને ત્હેના બાળમુખને પોતાના મુખ સાથે દાબતા મધુર હાલરડા ગાતી—તે જાણે રોષે ભરાયેલ માનભગ નતનુ પર કોઈના વચનો મનામણાની અસર સાદશ ન કરતી હોય એવુ લાગતુ.

, વરરાજની પધરામણી ત્હારે તો ન થઇ પણ જ્હારે થઇ ત્હારે લોકો કહેવા લાગ્યા " આ તો નસીબનુ પાનુ ફરી નહિ ગયુ તો બીજુ શુ ? " હીરામાણેકના ધસારામા જન્મેલી, દાસ દાસીના રોળામા ઉછરેલી, ને અભિમાનતાના ખોળામા જેના પગ ચાર વંશમા ચાર નાક પણ ન રહ્યા હશે એવી મહાલક્ષ્મીને જે આવો વર મળ્યો હોત તો તે બ્હુ ભાગ્ય ઉઘડ્યુ ન કહેવાત જેવુ જોઇએ એવુ જ મળ્યુ એમ બધા કહેત ને ભાગ્યને પોતાની કીર્તિનો હિસ્સો ન મળત, ત્હેને ત્હારે કોઇ ચમત્કાર ન કહેત કદાચ એટના માટે જ ભાગ્યદેવીએ રજની મારફત કીર્તિ ફતી લેવાનો લાગ સાધ્યો હશે મનુષ્યની કૃતઘ્નતાથી તે સપૂર્ણ વાકેફ હતી ને પોતાની ચમત્કારિક શક્તિની પ્રતીતિ કરાવવા ભૂતકાળના હજારો પરાક્રમો કરતા વર્તમાનના એક જ કૃત્યના વધુ મહત્તાની ત્હેને પુરેપુરી ખાતરી હતી

મહાલક્ષ્મી અને રજની ગામમા સાથે જ ફરતા ક્રૂર રાત્રિ જ્હારે દિવસને ગળી જતા કે પોતાના અગમ્ય ભેદમા ડીંગી નેવા લપાતી લપાતી આવતી ત્હારે—તે સન્ધ્યાની સન્ધ્યાના સમયે માનવહૃદયમાં જે ભાવ પ્રકટે છે તે ભાવ મહાલક્ષ્મી રજનીની જોડ જોતા આપના દિલના હૃદયમા પ્રગટતા આ અવસ્થામા પણ પોતાના હાનભાનનુ જ્ઞાન ધરાવતી લક્ષ્મી હમેશા આગળ જ ચાલતી, ડોક જરા ગુમાનમા ઉચુ રાખતી ને રૂપેરી ઝાંઝરના રણકાર કે ખમખમાટથી પોતાના આગમનની ખબર લોકોને આપતી સાથે રમવા બ્હેનપણી તરીકે રજની હમેશા ત્હેની સાથે જતી બાળપણથી જ પોતાની રૂપવતી બ્હેનપણી સાથે પોતાનો શ્યામ રંગ નહેને ફરતા તે શરમાતી નહીં મ્હાઝે સુવર્ણ ચંપકની માના બન્ને ગુથની મહાલક્ષ્મી દરેકને પોતાની પેતાની કળાના વખાણ કરતી, ત્હારે રજનીને પોતાની કળાના બન્નામા ફુલની મધુર સુવાસને મૃદુસ્પર્શ જમની જો મહાલક્ષ્મીનુ માથુ ગુથવાની ઇચ્છા દર્શાવતી તો તે કહેતી "રજનીનુ માથું ઓળ, હું તો છે તેવી જ રૂપાળુ દેખાઉ છુ' જમની કહેતી "આટનુ રૂપાળુ દેખાવુ સારૂ નહીં હો બ્હેન નહી તો કોઇ લોકો ત્હને લઇને ન્હાસી જશે " મહાલક્ષ્મી જવાબ આપતી "એમ પણ લોકોને મારવા મ્હ ! લાકીવાળાઓ કાંઇ નથી જે" જમની કહેતી ' હા બ્હેન ત્હારે તો નોકરો છે, પણ અમારે નથી એટને રજનીયે તો માથુ ગુથાવવુ જ જોઇએ " મહાલક્ષ્મી-કહેતી "હા, કઇ ફિકર નહીં રજની એટલી કદરૂપી છે કે એને કોઈ લેવી જાય નહીં "

+ લક્ષ્મીને રજની વિના જરાપણ ચાલતુ નહીં, તોપણ તે ત્હેને જરા જરામા ઉતારી પાડવામા પાછુ મૂકતી નહીં રજની સાદી ને ગરીબ છે ને પોતે ગર્ભશ્રિમન્ત પિતાની સુન્દર છોકરી છે એ તે સારી પેઠે જાણતી પણ એટનુ જાણવામા જ ત્હેને સંતોષ ન્હોતો ત્હેને તો રજનીને પોતાના ધનને સૌન્દર્ય વિશેની યાદ આપવામા જ આનંદ મળતો, કઈનુ આભૂષણ કે વસ્ત્ર ત્હેને મળતુ ત્હારે તે પ્હેરી રજનીપાસે લઇ જતી રજની કહેતી " કેવા સરસ ! ને તુ તો જાણે રાણી જેવી દેખાય છે !' પણ લગીર માનથી કે ઈર્ષ્યાથી લક્ષ્મીનો ગુમાન ધાનો ભરતો નહીં તે તો રજનીને મ્હોએ રજનીનો પરાજ્ય કબૂલ કરાવવા માગતી ને વિજયના હર્ષમાં પોતે

+ પાંચ પ્રેમકથા રૂ ૦-૬-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની મુબાઈ

આપના ઑર્ડર સમાલોચક ની નોંધ લેશો.

આપના ઑર્ડરમાં સમાચાયકની નોંધ લેજો

૬ આપ ના ઑર્ડરમાં સમાલોચકની નોંધ લેશો.

૨૦ વરસની જુની દુકાન,

હીરા તથા ઝવેરાતના વેપારીઓ

# સુરજમલ લલ્લુભાઈની કું.

હમારે ત્યા કોફિપ જાતના મોટી તથા નાની સાઇઝના
હીરાઓ તથા મોતી માણેક પાના વિગેરે ઝવેરાત ખુલ્લ
તથા ઝથાબંધ મળશે

હાલની ચાલુ ફેશનનુ કોફિપ જાતનુ ઝવેરાત તથા સોના
ચાંદીના દાગીનાઓ તૈયાર તેમ જ ઓરડરથી બનાવી
આપવામા આવશે

હમો માલની આકણી કરી આપીશુ તેમ જ ઝવેરાતના
દાગીનાને રીપેર કરી આપીશુ

ઠે૦–૨૨૫–૨૨૭ કાલબાદેવી રોડ, પોસ્ટ ઓફીસની
સામે મુંબાઈ.

ટેલીફોન નં ૨૨૩૬

ટેલીગ્રાફ એડ્રેસ Calmness, Bombay

૭૭ આપના ઑર્ડરમાં 'સમાલોચક'ની નોંધ લેશો

## મુંબાઈના સુપ્રસિદ્ધ ઝવેરીઓ.

ઉત્તમ કારીગરીના અનેક નમુનાઓનુ પ્રદર્શન !

## મોહનલાલ એન્ડ કંપની,

દરેક પ્રકારના સોના, ચાંદી અને ઝવે-
રાતના મનપસંદ ઉત્તમ દાગીના

બનાવનાર ને વેચનાર

નં ૧૯૭-૨૦૧ શેખ મેમણ સ્ટ્રીટ,
ગણેશવાડીની સામે, મુબાઈ

---

### આનંદ અને સ્વતંત્રતા

સૌરભના આરોગ્યચુર્ણનુ સેવન કરાવવાથી મળે છે. દરેક જાતની બીમારીઓથી તેમ જ માતાના અપથ્યથી થતા દરેક વ્યાધીથી હમેશા દૂર રહે છે તો સુ-

### નિરોગી સંતાન.

માતાનો સાચો આનંદ અને ખાવાપીવા તથા ફરવાની છુટ ને સ્વતંત્રતાનો સાચો લહાવો નથી? કિંમત દર શીશીનો રૂ ૧) ટપાલ તથા વી પી ખર્ચ જુદુ

---

### મચ્છર, માકડ, તથા ચાંચડના જુલમ અસહ્ય હોય

તો

અમારૂ એન્ટી મોસ્કવીટો ઓઈલ વાપરી તેના ત્રાસથી મુક્ત થાઓ ફક્ત થોડા ટીપા રાત્રે [illegible] ઉપર ચોળી સૂઈ રહેવાથી ઉપદ્રવી જન્તુઓ પાસે ટકી શકતા નથી, મેલેરીઆ તેમ જ બીજા ઝહેરી તાવથી બચવાનો ચોક્કસ અને ખાતરીપૂર્વક ઈલાજ છે કિંમત દર શીશીના રૂા ૧) પોસ્ટેજ જુદુ.

એજન્ટ્સ,
ધી કૃષ્ણા ઈમ્પોર્ટીંગ કો.,
Feb 19 રીલીફરોડ, અમદાવાદ

મળવાનુ ઠેકાણુ
ધી ન્યુ મેડીકલ હોલ,
કમર્શીઅલ બિલ્ડીંગ્ઝ, લાહોર

---

૧૧ આપના ઑર્ડરમા સ[illegible]ગ્રાહકની નોંધ લેશો

# સમાલોચક.

अनुद्वेगकर वाक्य सत्य प्रियहित च यत्।
स्वाध्यायाभ्यसन चैव वाङ्मय तप उच्यते ॥ भ गी १७-१५

પુસ્તક ૨૫ મુ. ] નવેમ્બર, ઈ. સ. ૧૯૨૦. [ અંક ૧૧ મો.

તંત્રી—રા. અંબાલાલ બુલાખીરામ જાની, બી. એ.
રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડયા, બી. એ., એલએલ. બી.
પ્રકાશક—રા. રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી.

વિષય. વિષયાનુક્રમણિકા. પૃષ્ઠ



---

વાર્ષિક લવાજમ રૂપીઆ ૭,
હિન્દુસ્તાન બહાર શીલીંગ ચૌદ ૨. મ્હાડાસાત છુટક અંકની કિંમત દશ આના.
આ લવાજમ શરૂઆતમા જ લેવામા આવે છે

સમાલોચક

પુસ્તક ૨૫ મુ, ] નવેમ્બર, ઈ. સ. ૧૯૨૦ [ અંક ૧૧.

# ગાંધીજીને ચરણે*.

લેખક—રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા, બી. એ. એલ્એલ્. બી.

ચરણે ગાંધીજીને શિર ઝુકાવીએ
શિર ઝૂકવીએ-દિલ ઝૂમીએ
—ચરણે

સરકારે કાળા કાયદા કીધા
લોકપુકારો લક્ષ ન લીધા,
પીડા પ્રજાની ક્યાં જઈ કહીએ ?
—ચરણે

બ્રિટિશ નોકરમાં શ્રદ્ધા જ રાખી,
હિન્દ બીચારૂં બની ગયું ખાખી,
મૂગા માર ક્યાં સુધી સહીએ ?
—ચરણે

મિતવાદી થાક્યા ઉદ્દામો થાક્યા,
કોના ઉપાયો કામ ન લાગ્યા,
સત્યાગ્રહનું તપ આદરીએ
—ચરણે

વ્યાપી છે ચારે બાજુ નિરાશા,
અનાથ હિન્દની એક જ આશા
ગાંધી મહાત્માનું શરણું જ લઈએ
—ચરણે

આગ્રા, તા ૧૬-૪-૧૯૧૯

* આ ન્હાનકડા ગીતનો કાંઈક અમૂલ્ય જેવો ઇતિહાસ છે. ઈ. સ. ૧૯૧૯ ના એપ્રિલમાં સત્યાગ્રહના સમારંભ સમયે, લોકોની મનોદશા આલેખનાર આ ગીત રચાયું હતું અને ગાંધીજી ઉપર મોકલાયું હતું. ત્હેમણે એમની લાક્ષણિક સુજનતાને અને વિનીતતાને છાજે એવો સત્યાગ્રહ મ્હારા આ [illegible] [illegible] ને તે પ્રગટ ન કરવા મ્હને [illegible] મીઠી રીતે મનાઈ હુકમ લખ્યો. એ મનાઈ હુકમનો અવિનય ન કરવા મ્હને મ્હારા [illegible] અનિવાર્ય આજ્ઞા કરે છે અને પરિણામે મહાત્માજીની મના તેમની મુબારક [illegible] માનમહિત નાગપુરની કોંગ્રેસે બતાવ્યું છે કે ગાંધીજી તરફની લોકવાણી [illegible] છે એટલું જ નહિ પણ અનેકગણી વધી છે.
(મુંબાઇ, તા ૩ ૧ ૧૯૨૧)

# કાઉંટ ટોલ્સ્ટોયના શિક્ષણવિષયક વિચાર.

લેખક—રા જયન્ત.

શિક્ષણ તે જ છે કે જે સૃષ્ટિમા જે ભેદ—અસમાનતા દષ્ટિએ પડે છે, તેને તોડી પાડીને સમાનતા ઉત્પન્ન કરી શકે છે અભેદ બનવાની ઈચ્છા માનુષવૃત્તિમા કુદરતી રીતે રહેલી છે એ ઇચ્છાને અનુસરીને મનુષ્ય માનસિક કાર્ય કરે છે એ માનસિક કાર્યનુ અંતિમ સાધ્ય જ્ઞાન સંપાદન છે, માટે પ્રત્યેક શિક્ષકે એ તત્ત્વ લક્ષમા રાખી પોતાના શિક્ષણની દિશા નક્કી કરવી જોઇએ ગણિતના શિક્ષકે ગણિત એવી રીતે શિખવવુ જોઇએ કે, જેથી ગણિતના મૂળભૂત તત્વોની ગોઠવણી બાળકો સહેલાઇથી કરી શકે પરકીય ભાષા, પદાર્થ વિજ્ઞાન, તત્વજ્ઞાન એ સર્વ વિષયને એ જ નિયમ લાગુ પડે છે શિક્ષકનુ એટલુ જ કાર્ય છે કે, બાળકોને પોતાની મેળે વિચાર કરવાના માર્ગ પાડી તેમની વિચારશક્તિ જાગૃત કરવી અપક્વ વાતોનો બોજો બાળકોના મનપર નાખવો એ તેમનુ કામ નથી શિષ્યને પોતાના જેવો બનાવવાનુ અભિમાન દરેક શિક્ષકમા હોવુ જોઇએ જે પદ્ધતિથી એ કાર્ય જલદી અને સારૂ બને તે પદ્ધતિ જ ગ્રાહ્ય છે, અને તેના વિરૂદ્ધની સર્વ ત્યાજ્ય છે, એ કહેવાની જરૂર નથી સાહિત્યને પણ એ જ નિયમ લાગુ છે જે ગ્રંથકાર પોતાના ચિત્તના સર્વ વિચાર વાચકના હૃદયમા ત્વરાથી ઉતારે છે, તે જ ગ્રંથકાર ઉત્તમ છે

મનુષ્ય માત્રની ઇચ્છા જ્ઞાનમા સર્વ સરખા બને તેવી હોય છે પોતાનાથી બીજો કોઇ અધિક શાણો થાય એ તેને સ્વભાવિક રીતે જ પસંદ હોતુ નથી, તેથી હમેશ જ્ઞાન સંપાદન કરી અન્ય વ્યક્તિઓની બરાબરી કરવા માટે તે અસ્ખલિત પ્રયત્નશીલ રહે છે. માનવ સ્વભાવનુ આ રહસ્ય સમજી શિક્ષકે પોતાની શિક્ષણપદ્ધતિ નક્કી કરવી જોઇએ. તેણે લક્ષમાં રાખવુ જોઇએ કે જ્ઞાનમા સમાનતા લાવવા માટે પોતાના જ્ઞાનને વીસરી જઇને શિષ્યસમાન થવાનો પ્રયત્ન ન કરતા શિષ્યને પોતાના જેવો બનાવવાનો છે સાંપ્રત શિક્ષણપદ્ધતિમા એ તત્વનુ નામનિશાન પણ ન રહેતા તદ્દન ભિન્ન પાયાપર તેને ઉભી કરવામા આવી છે

સાંપ્રતના તત્ત્વોનો વિચાર કરીએ છીએ તો જણાઇ આવે છે કે, મારૂ્થી બચવાને માટે, ઇનામ મેળવવાને માટે, અન્યજનો સાથે હરિફાઇમા ઉતરીને ઉચ્ચ સ્થાન મેળવવા માટે અને જગતમા જન્મ કરતા પોતાનો ચરિતાર્થ સારી રીતે ચાલે તે માટે જ બાળક શીખે છે.

કોઈ પણ માતાપિતા પોતાના બાળકને તેના કુદરતી ગુણોનો વિકાસ થાય એ હેતુથી શાળામા મોકલતા નથી વર્તમાન સમયની શાળા એ ભિન્ન ભિન્ન આકાર અને પ્રથના માનવ બનાવવા એક જાતના બીબામા નાખી સરખા લાંબા પહોળા પૂતળા બનાવવાનુ યંત્ર છે અને પોતાના બાળક પણ પોતાની વિશેષતા વીસરી જઇને સામાન્ય જનોના માર્ગે પડે તેટલી જ માતાપિતાની ઇચ્છા હોય છે એવી રીતે સર્વ માણસને એક જ સંચામા નાખવા માટે આપવામા આવતુ શિક્ષણ નિરર્થક, અયોગ્ય અને અશક્ય છે

શાળાઓમા લેવાતી પરિક્ષામા શિક્ષકોની મગરૂરી જણાઇ આવે છે—અને શિષ્યોમાંદગ બુદ્ધિ ઉત્પન્ન થાય છે આવી સ્થિતિમા બાળકમા જ્ઞાનતાનસા સત્વરે વિનાસ કેવી રીતે પામે એ વિચાર કરવા જેવો પ્રશ્ન છે સ્વાભાવિક રીતે જ પ્રત્યેક બાળક અને મનુષ્યમા આત્મશક્તિ હોય છે એ આત્મશક્તિ જાગૃત હોય છે ત્યારે જ જ્ઞાન મેળવી શકાય છે અને બાળક રમતગમતમાં તથા આનંદમા હોય છે ત્યારે જ તેની આત્મશક્તિ જાગૃત હોય છે માટે બાળકોની રમતગમત, તેમની આનંદવૃત્તિ—એવા પ્રસગે તેમણે કરેલી ભૂલો કે કાર્યને પદ્ધતિના નામ નીચે તોડી પાડવા એ અત્યત ભયંકર અક્ષમ્ય ભૂલ છે

વિદ્યાર્થીઓના મનની સ્થિતિ ઉત્તમ પ્રકારની હોવી જોઈએ એ શિક્ષણના ફળદ્રૂપપણાનુ એ પહેલુ બીજ છે તેનુ ચિત્ત કમાયલુ ખિન્ન અથવા ઉદાસ હશે તો તે કોઈપણ જ્ઞાન ગ્રહણ કરી શકશે નહિ તેનુ મન તદ્દન મુક્ત સ્થિતિમા હશે તો જ તમારા શિક્ષણનુ ઉત્તમ ફળ આવશે બાળકની શિખવાની ઇચ્છા ન હોય, અથવા એવા વિષય તરફ તેની પ્રવૃત્તિ ન હોય તો તેનાપર શિક્ષણનો ભાર નાખવો એ કેવળ જૂલમ છે

એક જ બાળકનુ આપણે ભિન્ન ભિન્ન સ્થળે અને જુદા જુદા સમયે નિરીક્ષણ કરીશુ તો સુ જણાશે? એક જ બાળક ઘેર હોય છે ત્યારે અને શાળામા હોય છે ત્યારે કેવો જણાય છે? ઘેર હોય છે ત્યારે ખુલ્લા દીલથી તે વિવિધ જાતના પ્રશ્નો પુછે છે, તેની જીજ્ઞાસા પુરી રીતે જાગૃત થઇ હોય છે, મનના વિચારોને તે મુક્તપણે બહાર કાઢી શકે છે તેના વદનપર બાલ્ય હાસ્ય વિરમે છે તેના નેત્રોમા તેજ ચમકે છે, પ્રત્યેક બાબતની માહિતી પોતાને મળવી જોઈએ એમ તે સ્પષ્ટ જણાવે છે અને એ માહિતી મેળવવામા જ પોતાનુ સર્વ સુખ સમાયેલુ હોવાનુ તે પોતાના વર્તનથી બતાવે છે

હવે એ જ બાળક શાળામા કેવો જણાય છે તે જુઓ! ત્યા જોતા જ તમારા મનમા આવશે કે, એ કોઇ થાકેલો પાકેલો પ્રાણી છે, તેના વદનપર ભયનો નિવાસ છે, પોતાના હોઠવડે તે અન્યના શબ્દ, વિચાર વગેરેનો જેમતેમ બડબડાટ કરે છે, એ બડબડાટનુ કાર્ય પુરૂ થાય છે કે 'છૂટ્યો હવે' એમ જ તેને લાગતું હોય એમ તેના વદનપરથી જણાઇ આવે છે પોતે શુ બડબડે છે તે તરફ તેનુ લક્ષ હોતુ નથી પણ જો બડબડવામાં નહિ આવે તો માર પડશે એટલા ભયથી જ તે બડબડે છે, ગોકળગાયની સીંગડીને સ્પર્શ કરતાં જ તે જેમ પોતાની પીઠપરના ગૃહમાં સંકુચિત થવા લાગે છે અને ભયથી પોતાનો બચાવ કરે છે તેવી જ રીતે તેના વદનપર હરહમેશ સકુચિત થવાની ઇચ્છા ઉપજી રહી હોય એમ દેખાય છે એક જ બાળકના આ બે ચિત્ર જોયા પછી તેમાની કઇ સ્થિતિ શિક્ષણ માટે ઉપયોગી છે અને કયા બાળકનો વિકાસ અધિક વેગથી થશે, તેનો વિચાર કરવાની જરૂર જ રહેતી નથી

જે બાળકો એવી સ્થિતિની શાળાનો અનુભવ ઘણા વર્ષ સુધી મેળવે છે તે બાળકોપર તેની અસર તેમની ઉત્તર વયમાં પણ સ્પષ્ટ જણાય છે એવાં બાળકોની કલ્પનાશક્તિ પણ નષ્ટ થયેલી હોય છે અને તેમનામાં સ્વત્વનુ દર્શન થતુ નથી તેમની વિચારશક્તિ નષ્ટ

થયેલી હોય છે તેથી પોતાની જાતે કોઈ પણ જાતનો વિચાર અથવા કલ્પના કર્યા શિવાય તે આખી જીંદગી સુધી પરકીય વિચારોનો ગણગણાટ કર્યા કરે છે એ શિક્ષણપદ્ધતિથી બાળકનો માનસિક વિકાસ અટકી જાય છે ત્યારે ઘણીવાર એક જ ચમત્કારિક દેખાવ નજરે પડે છે તે એ કે, “મૂર્ખ વિદ્યાર્થી પહેલા નંબરે બેસતો જણાય છે ત્યારે હુશિયાર બાળક સર્વથી છેલ્લો પડી રહે છે” આ કથનનુ મુખ્ય તાત્પર્ય એ છે કે, જે વખતે બાળકના મનપર કોઇપણ પ્રકારનુ બાહ્ય દબાણ હોતુ નથી-તેનુ મન તદ્દન ખુલ્લુ હોય છે, તે જ વખતે તેની ગ્રાહકશક્તિ પૂર્ણ ખીલેલી હોય છે જ્ઞાન સંપાદન કેમ કરવુ તે તે જ વખતે તેને સમજાય છે માટે શિક્ષણપદ્ધતિ તદ્દન નિશ્ચિત અથવા નક્કી કરેલી હોય તો તે ઉપયોગી નથી. તે પદ્ધતિ હમેશ પ્રયોગાવસ્થામાં હોવી જોઇએ અનુભવ થતો જાય તેમ તેમ તે બદલાતી જતી જવી જોઇએ અને તેના મૂળ પાયામા મુક્તવૃત્તિ હોવી જોઇએ બાળકો ‘પોતાની આત્માનો સંપૂર્ણ દમન કરે અથવા તે કોઇ જાતનો કોલાહલ ન કરે તે માટે કડક નિયમ આચારમા મુકવાથી શાળાગૃહ બાળકોના જીવનું એક સ્થાન થઇ પડે છે અને તેમની બુદ્ધિ મંદત્વના પથે વળે છે

જર્મનિની પ્રાથમિક શાળામાથી અભ્યાસ કરી બહાર નીકળેલા વિદ્યાર્થિઓમાં સેંકડે નેવું જણાઓ શાળાથી એટલા કંટાળેલા હોય છે કે, તેનુ નામ કાઢતાં જ તેમનુ રક્ત ઉકળી આવે છે એમ થવાનુ કારણ શાળાનો કડવો અનુભવ એ જ છે માત્ર આ કથનની પ્રતીતિ પક્ષપાત વગરના ભણેલા લોકો કયા પ્રકારના પુસ્તકો વાચે છે તે જોવાથી થઇ શકશે કેવળ રૂશીયામાં જ નહિ પણ સર્વ યુરોપમા વર્તમાન સમયે જે શિક્ષણપદ્ધતિ પ્રચારમાં છે તેનું સૂક્ષ્મ નિરીક્ષણ જેમણે કર્યું હશે, તેમના લક્ષમાં એ મુદ્દો આવ્યા સિવાય નહિ રહ્યો હોય કે, સામાન્ય મનુષ્યોમા જે જ્ઞાન દૃષ્ટિએ પડે છે, તે તેમની શાળાના શિક્ષણનુ ફળ ન હોઈ તે તેમણે જુદી જ રીતે પ્રાપ્ત કરેલુ હોય છે અને તેઓ શાળામા જે મૂળ ભૂતતત્વો શીખેલા હોય છે તે તેમના વ્યવહારમા કોઈ પણ સ્થળે જણાતા નથી

સાંપ્રતની શાળાઓની રચના જોઇયુ તો જણાઈ આવશે કે તે બાળકની સગવડ લક્ષમા રાખી કરેલી હોતી નથી પણ શિક્ષકની અનુકૂળતા માટે કરેલી છે બાળકોને જોઇતા બહુ જોઇએ છે, તેમને નિશ્ચિત બેસી રહેવાનુ પસંદ હોતું નથી અને તેમની આનંદવૃત્તિ પ્રત્યેક પળે ઉપસી આવવા માટે આતુર હોય છે વાસ્તવિક રીતે તેમની એ વૃત્તિ શિક્ષણ ફળદ્રૂપ બનવામાં અનુકૂલ હોય છે, એટલું જ નહિ પણ તેની અત્યંત આવશ્યકતા હોય છે પરંતુ બાળકોનું એ વર્તન શિક્ષકોને પ્રતિકૂળ હોય છે તેથી તેમની સગવડ માટે, વર્તમાન સમયની શાળાએ ઠરાવને સ્થાપ્યો સ્થપાઇ છે શિક્ષક પ્રશ્ન કરે, બાળકો તેની માફક ઉત્તર આપ્યા જાય અને હાથ પગ જોડી લાકડાનાં પુતળાની માફક બેસી રહે, એ વર્તમાન શાળાનુ વર્ણન છે. હાલની પદ્ધતિમા બાળકો માટે શિક્ષકો નથી, પણ શિક્ષકો માટે બાળકો ઉત્પન્ન થએલા છે. કોઇ પણ પદાર્થની આપણે માહિતી મેળવવી હોય તો તે પદાર્થનો અભ્યાસ કર્યા શિવાય

તે ગણી શકતી નથી. શિક્ષણ પદ્ધતિનો વિચાર કર્તવ્ય હોવા છતા તેનું મુખ્ય અંગ બાળક છે માટે બાળકની માનસિક સ્થિતિનો અભ્યાસ કરવાની ખાસ આવશ્યકતા છે પરંતુ હાલના મિથ્યાભિમાની શિક્ષકોને તેનું ભાન પણ હોતું નથી પોતાને ગમે તેવી રીતે તે બાળકને શિક્ષણ આપે છે અને શિક્ષણનો ઉપયોગ થતો નહિ હોવાનું જણાઈ આવે છે છતા પોતાના માર્ગમા ફેરફાર ન કરતા બાળકોનો સ્વભાવ બદલવાનો તે પ્રયત્ન કરે છે—તેમનો એ પ્રયોગ વર્ષોના વર્ષ ચાલ્યા કરે છે અને શાળાગૃહ સ્વભાવમા પરિવર્તન કરવાની પ્રયોગશાળા બને છે બોર્ડીંગશાળા—વસ્તીગૃહવાળી શાળા સબંધી પણ મારો વિચાર વિશેષ અનુકૂળ નથી બાળકોને સ્વગૃહે સુખ—આનંદ જણાય છે તેનું કારણ એ છે કે સર્વ માતાની કાળજી અને સર્વ કુટુંબના પ્રેમની તેમનાપર વૃષ્ટિ જણાય છે સારૂં અન્ન, સ્વચ્છ પાણી અને સુયોગ્ય વ્યવસ્થા એકંદર કુટુંબ અને વિશેષ માતાની દેખરેખ—ક્ષતાને લીધે બાળકને પ્રાપ્ત થાય છે સામાન્ય રીતે એવું કોઈ પણ જગાએ બનતું નથી કે માતા પોતાના બાળક સબંધી દુર્લક્ષ કરતી હોય અથવા તેના ખાનપાન માટે ચિંતા ન કરતી હોય જેટલી કાળજી અને ટાપટીપ વધારે હોય છે તેટલું જ બાળકને અધિક સુખ હોય છે તેથી વિરૂદ્ધ સ્થિતિ હોય છે ત્યાં તેટલું જ ઓછું સુખ હોય છે કોઈને લાગશે કે એ વાત વિશેષ લક્ષમા લેવા જેવી નથી પણ એનકઝાડરના ઇતિહાસ કરતા, ન્યુટનના જ્ઞાન કરતા, શિક્ષણની દૃષ્ટિએ એ ઝીણી નજીવી દેખાતી વાતો અધિક મહત્વની છે વસ્તીગૃહયુક્ત શાળામા એ ઝીણી વાતોપર કેટલું ધ્યાન આપવામા આવે છે તે સૂક્ષ્મ અવલોકનથી સમજાય તેમ છે ત્યાં રહેતા નોકર ચાકરો વગેરે પોતાની મરજી પ્રમાણે ચાલે છે તેમા કંઈપણ સારો નરસો ફેરફાર કરવાનો તેમને કદી વિચાર જ થતો નથી આથી તે સ્વચ્છતા રાખે તેટલી ખરી અને જે અન્ન પીરસવું હોય તે પીરસ્યું, એમ જ બધા નજરે પડે છે નક્કી કરેલી યાદી પ્રમાણે પદાર્થ તૈયાર કર્યા એટલે તેમનું કાર્ય પુરૂં થયું પછી તે પદાર્થ કાચા છે કે પાકા તે વિષે કોઈ કંઈ પુછતું નથી.

વિચાર કરતા હાલની શિક્ષણપદ્ધતિ એક જ દુષ્ટ તત્વપર ચાલતી જણાય છે હજારો બાળકોનો જીવન પથ ઉત્પન્ન કરવાનો હક્ક એક મનુષ્ય અથવા એક મનુષ્ય મંડળીને સોંપેલો હોય છે, એ દૃષ્ટિએ સર્વ શાળા, વસ્તીગૃહ અથવા વિશ્વવિદ્યાલય સરખા જ છે બાળકનો જન્મ થતાં જ તેના શિક્ષણનો આરંભ થાય છે તે જે પ્રત્યક્ષ વ્યવહાર જુવે છે, તેમાં પણ તેનું શિક્ષણ કાર્ય ચાલતું જ હોય છે હાલની શાળાઓ એવા પ્રત્યક્ષ શિક્ષણમાથી બાળકના જીવનના રોજના પાંચ છ કલાક બાદ કરી તેને એક સ્થાને પુરી રાખવાનું કાર્ય કરે છે માનવ જીવનનો એ કાળ અતિ મહત્વનો છે, પણ વર્તમાન શિક્ષણપદ્ધતિ એટલાથી પણ તૃપ્ત થયેલી જણાતી નથી ત્રણ ત્રણ વર્ષના બાળકો માટે પણ શાળાઓ સ્થાપવાની તૈયારી થતી જણાય છે હવે ઉછરતા બાળકને એન્જીનની મદદથી દૂધ પાઈને તે સાથે જ શિક્ષણ આપવાની એક જ શાળા ન નીકળે તો મોટું ભાગ્ય જ કહેવું જોઈએ હાલની શાળાઓમા કંઈ ખામી

છે, એમ લોકને લાગવા માંડ્યું છે, પણ મારી તો ખાત્રી થઈ છે કે હાલની શાળાઓ ખરેખર કેવી છે હું સમજી શકતો નથી કે, કોઈપણ એક વ્યક્તિને અથવા વ્યક્તિના સમૂહને પોતાની ઇચ્છામાં આવે તે વિષયનો બોજો અન્યપર નાખવાનો અધિકાર કેવી રીતે પ્રાપ્ત થાય છે. એકાદ બાળકને એકાદ વિષય પસંદ પડતો ન હોય અથવા તેને રૂચે તેવો ન હોય તો જબર જસ્તીથી તે તેના મસ્તકમાં ભરવાનો શિક્ષકને શો અધિકાર છે? અમે તો અમુક જ પ્રકારે શીખવીશું અથવા અમુક પદ્ધતિથી નહિ શીખવીએ એવું કહેવાને સાંપ્રત સમયની શાળાઓને શી સત્તા છે? મને સમજાતું નથી કે, બાળકની ખુશી હોય કે ન હોય તો પણ ગમે તે વિષયનું જ્ઞાન મેળવવાની ફરજ પાડવાની સત્તા એમને ક્યાંથી પ્રાપ્ત થઈ અને નોકો પણ આધળાની માફક કેમ કબુલ કરે છે? એવો અધિકાર પ્રાપ્ત થવા જેવું કયું ઉત્તમ કોટીનું જ્ઞાન એમને પ્રાપ્ત થયેલું છે? એ સ્થિતિ પ્રાચીન સમયમાં એક વખત શોભે તેવી હતી બાયબલ ઇશ્વર પ્રણિત છે, એવી માન્યતા જે સમયે હતી, તે સમયે તેનો અભ્યાસ કરવો જ જોઇએ એમ કહેનાર લોકો ઉત્પન્ન થાય તેમાં નવાઇ જેવું નથી, પણ જે સમયે તેવા હકીકત તત્ત્વપર કોઇનો પણ વિશ્વાસ બેસતો નથી અને જે સમયે સ્વેચ્છા પ્રમાણે, ચાલવાનું સામર્થ્ય પ્રાપ્ત થયેલું છે, તેવા સાંપ્રતના નવા મનુષ્યમાં એ પૂર્વની હઠવાદી શિક્ષણપદ્ધતિ ટકતી કેમ રહી છે તે જ મને નવાઈ જેવું લાગે છે મનુષ્યને આત્મા છે અને ગાયને નથી, એ વાક્યનું વિવરણ એક વર્ગમાં ચાલતું હોય છે, તે જ વખતે પાસેના વર્ગમાં સર્વેન્દ્રિય પ્રાણીની રચના એક જ તત્ત્વપર થઇ છે એવો બોધ થતો હોય છે હાલના એક પણ શિક્ષકને અમુક એક વાત નિઃશંક સત્ય હોવાની શ્રદ્ધા નથી હોતી, કારણ કે તે પ્રત્યક્ષ જોઈ શકે છે કે, નવીન શોધથી જુના સિદ્ધાન્ત ઉંધા પડી જાય છે આવી સ્થિતિમાં પણ તે પોતાનો હઠવાદી રસ્તો છોડતા નથી, જે તે કહે છે કે આગળ પગલું ભરવું એ સારૂ છે અને પાછા હઠવું એ ખરાબ છે, પણ સંસ્કૃત વિકૃતિના મૂળ તત્ત્વ શા છે તેનો વિચાર કોઇ જ કરતું નથી લ્યૂથર કહે છે કે બાયબલનો અભ્યાસ કરવો હોય તો ધર્માધિકારીઓની સટિક આવૃત્તિઓ બાજુએ મુકી મૂળ ગ્રંથ વાચવો બેકન કહે છે કે સૃષ્ટિનો અભ્યાસ કરવો હોય તો ખુદ સૃષ્ટિનો પરિચય કરીને જ અભ્યાસ કરવો રૂસો કહે છે કે જીવનશાસ્ત્રના અભ્યાસમાં પૂર્વતુલના નિરૂપયોગી છે નવીન પદ્ધતિ જુના સિદ્ધાંતને નામશેષ કરી નાખે છે તેથી પૂર્વનો સશાસ્ત્ર વાદ આજે અશાસ્ત્ર કરે છે આવી સ્થિતિમાં શિક્ષણપદ્ધતિ પૂર્વની માફક જ ચાલ્યા કરે એ શું યોગ્ય છે કે?

માતા પિતાની મૂર્ખાઇ, બાળકોને ખેતીના કામમાં નાખવાની ઉતાવળ અને ગામડાના અસ્થિર જીવનક્રમથી શિક્ષણમાં વ્યત્યય આવે છે, એવો આક્ષેપ હમેશ સાંભળવામાં આવે છે, પરન્તુ હવે આપણા લક્ષમાં આવવું જોઇએ છે કે, અહમન્ય પંડિતોએ નિયત કરેલી શિક્ષણ પદ્ધતિમાં, ઉપરોક્ત કારણોથી હરકત આવતી હશે ખરી, પણ ઉપર કહેલી પરિસ્થિતિ ખરા શિક્ષકને પ્રતિકૂળ નથી પરન્તુ અનુકૂળ છે ઘરમાં કે રસ્તામાં બાળકો ફરતાં હોય છે-

ત્યારે તેમના મનમાં જે અનેક પ્રશ્ન ઉદ્‌ભવે છે, તેના ઉત્તર આપી તેમને તેની સમજ આપવી એ જ શાળાનું પ્રથમ કાર્ય છે વરના સામાન્ય જીવનક્રમમાં ઉદ્‌ભવતા પ્રશ્નના ઉત્તર શાળા ન આપી શકે તો તેના અસ્તિત્વની શી આવશ્યકતા છે? માનવજીવનસંબંધી બાળકના મનમાં નવનવા પ્રશ્ન ઉત્પન્ન કરી તેમની તે વિષેની કુતૂહલબુદ્ધિ જાગૃત કરવી એ શાળાનું કર્તવ્ય છે એ કર્તવ્ય તે કરતી નથી એટલું જ નહિ પણ બાળકોને આપોઆપ સૂચતા પ્રશ્નના ઉત્તર પણ આપતી નથી શાળામાં બાળકો મ્હોડું જ ઉઘાડે નહિ તે માટે હાલની શાળાઓ નિયમ કરે છે બાળકને ક્ષણવાર બહાર જવાની જરૂર હોય તો તે બીચારાએ મુખ ન ઉઘાડતા એક આંગળી આગળ કરવી એ એક નિયમનો નમુનો છે બાળક પ્રશ્ન પુછે છે કે શાંતિનો ભંગ થાય છે અને માસ્તર સાહેબને ગુસ્સો ચઢે છે

આ બાબતમાં શું શીખવવું અને કેવી રીતે શીખવવું એ બે મુદ્દા જ અતિ મહત્વના છે પ્રાચીન સમયે ધર્મ અને શિક્ષણને પાકી ગ્રંથી બંધાયેલી હોવાથી તે સમયે એમ જ સમજવામાં આવતું કે, શિક્ષણ એટલે ધર્મગ્રંથનો અભ્યાસ આ કારણથી તે વખતે શું શીખવવું અને કેવી રીતે શીખવવું એ પ્રશ્નનો ઉદ્‌ભવ થવાનો જ સંભવ ન હતો. ઇસ્લામી દેશમાં ધર્મ અને શિક્ષણની ગ્રંથિ હજી પણ ઉકેલાઇ નથી શીખવું, એટલે કુરાન 'વાંચવું અને તે માટે અરબી ભાષાનો અભ્યાસ કરવો'[1] યૂરોપમાં હવે ધર્મ અને શિક્ષણનો સંબંધ ધીમે ધીમે છુટો જતા તેમાં પરસ્પર કોઇપણ પ્રકારનું બંધન રહેલું નથી આવી સ્થિતિમાં શું શીખવવું અને કેવી રીતે શીખવવું એ પ્રશ્ન આપણી આગળ ખડો થાય છે અને તેનો ઉત્તર આપ્યા સિવાય ચાલે તેમ નથી આજ સુધીમાં એ પ્રશ્નનો ઉત્તર કોઇ પણ પંડિત કે જ્ઞાનીએ આપ્યો નથી કેટલાક કહે છે કે, ઉચ્ચ પંક્તિની શાળામાં પ્રાચીન વિદ્યાનો અભ્યાસ કરાવવો ત્યારે બીજાઓ કહે છે કે, ત્યાં અર્વાચીન ભૌતિક શાસ્ત્રો શીખવવાં, પ્રાથમિક શિક્ષણની પણ એવી સ્થિતિ છે આવા સંજોગોમાં બાળકોના અથવા તેમનાં માબાપની જરૂરીયાતો પુરી પડે તેવું શિક્ષણ તેમને આપવું અને તે તેમની સગવડપ્રમાણે આપવું એ જ કર્તવ્ય છે હવે શીખવવું કેવી રીતે, એ પ્રશ્નનો પણ વિચાર કરવાની જરૂર છે ગુરૂ અને શિષ્યનો સંબંધ સંતોષકારક નીવડે તેવી શિક્ષણપદ્ધતિ ઇષ્ટ છે એ વાતનો કોઇ પણ માણસ અસ્વીકાર કરી શકશે નહિ ગુરૂ અને શિષ્યનો સંબંધ જુલમી નહિ પણ પ્રેમી હોવો જોઇએ સાંપ્રત કાળની શિક્ષણપદ્ધતિમાં ગુરૂશિષ્ય સંબંધ કેવો હોય છે તેનું વર્જન નક્કી કરવાનો એ જ સહેલ કાંટો છે જે પદ્ધતિમાં બાળકપર જુલમ વિશેષ હોય છે તે પદ્ધતિ તેટલા જ પ્રમાણમાં, અયોગ્ય છે અને જેમાં જુલમનું પ્રમાણ ઓછું છે તે તેટલા પ્રમાણમાં યોગ્ય છે એ સિદ્ધાંત એટલો સ્પષ્ટ છે કે તેને સિદ્ધ કરવાની જરૂર નથી સર્વના જાણવામાં જ છે કે શરીરની વૃદ્ધિ માટે અન્ન, ઔષધ અને વ્યાયામની જરૂર છે પણ જો અન્ન ઔષધ અને વ્યાયામથી મનમાં તિરસ્કાર ઉત્પન્ન થાય તે અન્ન ઔષધ અને વ્યાયામ

[1] હિંદ યૂરોપનું અનુકરણ કરે છે એટલે આ લેખની સર્વ બાબત હિન્દને લાગુ પડે છે

શરીરની વૃદ્ધિને પોષક નથી પણ ઘાતક છે શરીરની વાત મનને પણ લાગુ પડે છે મનને પ્રિય ન હોય તેવી પદ્ધતિ અથવા એવા વિષયનો બોજો નાખવાથી તેની વૃદ્ધિ થવાને સ્થાને તેનું મન માન અધિક વિકૃત બને છે બાળકને શીખવવા માટે જુલમની આવશ્યકતા હોય તો તે પરથી નિ સશય તમારી શિક્ષણપદ્ધતિ ભુલભરેલી છે, એ જ અનુમાન નીકળે છે કોઈપણ માણસ જોઈ શકશે કે એકાદ શિક્ષકને એકાદ વિષયનું પુરૂ જ્ઞાન ન હોતા અથવા એકાદ વિષય તેને પ્રિય ન હોતા, તે શીખવવાનો તેનાપર પ્રસગ આવે છે તો તે દુરાગ્રહી અને ચીડીઓ બને છે એવા શિક્ષકને જુલમીપદ્ધતિનો સ્વીકાર અવશ્ય થઇ પડે છે જેમ તેમ કરી તે પોતાને સોપાયલુ કાર્ય પાર પાડવાનું નાટક કરે છે આથી તેની પદ્ધતિની સ્વાભાવિકતા નષ્ટ થઇ ત્યા કૃત્રિમતા ઉદ્ભવે છે અને તેની સાથે જુલમી પદ્ધતિ પણ આવે છે ઉલટ રીતે એકાદ શિક્ષકને માટે તેની પસદગીનો વિષય શીખવવાની ફરજ હોય છે તો તેની ભાષાપદ્ધતિ પણ કેવી સ્વભાવિક સુદર વહે છે અને શિષ્ય તથા શિક્ષક કેવી તલ્લીનતા અનુભવે છે તેનો અનુભવ પણ ઘણાને હશે જ

કેટલાક પુછે છે કે, બાળકોને શાળામા સ્વતત્રતા હોવી જોઈએ એ વાત સ્વીકારીએ પણ તે કેટલે સુધી હોવી જોઇએ તેની હદ કેવી રીતે નિયત કરવી? આ પ્રશ્નનો ઉત્તર એટલો છે કે, એ વાત શિક્ષકના પોતાના જ હાથની છે જે શિક્ષકને પોતાના વિષયનું પુરૂ જ્ઞાન હશે અને જેનામા શાળા ચલાવવાની શક્તિ હશે તે તરત જ બાળકોને પોતાના બનાવી દેશે. ત્યા કેટલી સ્વત ત્રતા આપવી એ પ્રશ્ન જ થશે નહિ સ્વત ત્રતા કાટલા-વજનથી તોળી આપી શકાય તેમ નથી શિક્ષકના પોતાના જ ભલા બુરાપણાપર તેનો આધાર છે બે શાળાઓની તુલના આપણે કરવાની હશે તો કઈ શાળામા બાળકોને વિશેષ સ્વાતત્ર્ય છે અને કઇમા વિશેષ જુલમ છે, તે જોઇ તેનો તારતમ્ય ભાવ આપણે ઠરાવી શકીશુ જે શાળામા જુલમ અને કાયદા વધારે છે તે શાળા નિ સશય ખરાબ છે અને જ્યા ઘરની માફક બાળકો છુટથી રહી શકે છે તે જ શાળા ઉત્તમ ગણાઇ શકે છે

બાલકજીવન ૬ ૨-૦-૦, એનુ. ન. કેશવજી સુતાર

# હંગેરીનું પુનરુજ્જીવન.

લેખક—રા મજુલાલ રણછોડલાલ મજમુદાર.

અસહકારની પ્રથમ અને સપૂર્ણ ફ્તેહ માટે હગેરીનો નામનો ઇતિહાસના પાનાઓમા મોજૂદ રહેશે હમણા આયર્લેંડમા સ્વીકારાયલી સીનફેન પદ્ધતિની પ્રેરણા અને વિકાસ આને જ આભારી છે, એમ આર્થર ગ્રીફીથ ( હમણાના આયરીશ રીપબ્લીકના ઉપપ્રમુખ ) ના *"The Resurrection of Hungary"* નામના પુસ્તકમા જણાવાયુ છે

હગેરીની ઉથલપાથલને સમજવા આપણે ઇ સ ૧૭૧૮ ની સાલથી શરૂઆત કરવી પડશે એ સાલમા ઑસ્ટ્રીયને અને હગેરીયનોએ, છેલા બસો વર્ષથી ઝુનમ્ના ઘણી વઇ પડેલા ટર્કી સજ્જડ હાર ખવરાવી હતી આ જ અરસામા ઑસ્ટ્રીયા અને હગેરીના રાષ્ટ્રો સમાન અને સ્વતંત્ર પ્રજાઓ તરીકે એક સમ્રાટ્ નીચે જોડાયા, પરંતુ કોર્ટ વીએના ( ઑસ્ટ્રીયાની રાજધાની ) મા હતી અને ત્યા જઇ રહેતા હગેરીના ઉમરાવો પોતાપણુ ખોઇ બેઠા ધીમે ધીમે ઑસ્ટ્રીયાના શહેનશાહોએ હગેરીની અલગ રાષ્ટ્રીય ભાવના અને ભાષાને દાબી દેવામે વધારે ને વધારે તિરસ્કાર દેખાડવા માડયો.

ઑસ્ટ્રીયાના દબાણમાથી હગેરીને છોડાવવા એક છુપો સકેત રચાયો હતો પણ તે ખુલ્લો થઇ જવાથી તેહેમના અગ્રણીઓને દેહાન્ત દડ થયો અને કેટલાક કેદ થયા આમ થોડા વખત માટે હગેરી ઑસ્ટ્રીયાના ખરા સપાટામા આવ્યુ

તો પણ કેટલાક લોકોએ " હગેરી એક રાષ્ટ્ર " છે એવી ભાવના જાગૃત રાખી હતી અને તે જ્યારે ઑસ્ટ્રીયન શહેનશાહે હગેરીમાથી સૈન્યની ભરતી કરવાનો હુકમ કર્યો ત્યારે લોકોમા ફરીથી સતેજ થઇ તેહેમણે એની સત્તા તેમ જ હુકમને માન્ય રાખવા સાફ ના પાડી એટલા હગેરીના રાજાને જ જ્યારે સભા મારફત રાજ્ય કરે ત્યારે અમારી રાજનિષ્ઠા ઉપર હક છે ઑસ્ટ્રીયાના શહેનશાહ સાથે હગેરીને કઇ લેવા દેવા નથી તેઓએ "કહ્યુ—" હગેરીની ડીયેટ ( રાજ્યસભા ) ને બોલાવો, અને પછી સૈન્યની ભરતી કરવી કે નહી તેનો નિર્ણય થવા દ્યો"

આ મુદ્દા ઉપર પાચ વરસ સુધી લડત ચાલી. આખર શહેનશાહ ફ્રેન્ઝને ડીયેટને બોલાવવી પડી ગયા ઓગણીશ વર્ષ પછી મળેલી આ પહેલી જ સભા હતી

આ સભા મળતા એક એવી વાત બની કે જેથી ઑસ્ટ્રીયા તેમ જ હગેરીમા ખળભળાટ ફેલાયો. કાઉન્ટ સેચેની—હગેરીના શ્રીમન્ત ઉમરાવોમાના એક—ઉભા થઈ હગેરીયન ભાષામા સભાને સબોધન કર્યુ વીએના જોડેના સસર્ગને લીધે પોતાપણુ ખોઈ બેઠેલા બીજા ઉમરાવો—એ એને ટપકો આપ્યો, અને એની આ અણસમજ જુવાનીના જોરને લીધે થઇ હતી ( તે ૩૪ વર્ષનો હતો ) એમ ઠરાવ્યુ, પણ બીજા પ્રસગે એણે ઠાવકી રીતે એનો એ ગુન્હો કર્યો. તે પ્રસગને આર્થર ગ્રીફીથ બહુ સરસ રીતે ચીતરે છે —

"સભાની મધ્યમાં પેલો જુવાન ધડીભર સ્થિર ઉભો રહ્યો પછી એના મતાદકારોના આમણી તરફ આંખ ફરાવી હોય હતા—તો ત્હેમાથી ધીમે ધીમે હંગેરીઅન વાક્યો નિકળવા માંડ્યા જેમ જેમ વિસ્મય પામેલા અને ઉતરાયેલા ઉમરાવો મજી લીધા હોય એમ બેશી રહ્યા તેમ તેમ એનો સ્વર ઉંચે ચઢ્યો અને એ વિજય તથા ઉત્સાહના પૂરમા આખી સભાને તાણતો તાણતો તુમ્બકારાવથી દેશની ભાષામાં હંગેરીની દુખની કથા કહેવા મંડ્યો, અને એના પુનરુજ્જીવનની આગાહી આપી રહ્યો જ્યારે એ બોલતો નહ્તો ત્યારે જેઓ તો એમના એમ સાંભળી રહ્યા, પરન્તુ યુવાનોમાંના ઘણાંકે હૃદય ઉંચી આવવાથી, અને મોટા વાક્યોથી સ્વાભિમાન જાગવાથી, એને એકદમ વધાવી લીધો."

લોકોમાં ઝેચેનીને ટેકો આપનારા ઘણા જણ બહાર આવ્યા, અને ભારે ઉત્સાહ ફેલાયો પણ વૃદ્ધ ઉમરાવો તો ચમકયા અને આશા થયા ઝેચેનીને ત્હેમના અભિપ્રાયની દરકાર ન્હોતી એ શાન્તપણે એના પોતાને ચાલ્યો

એક દિવસ પ્રાન્તિક સભામાં એ ગયો ને ત્યાં રાષ્ટ્રીય ભાષાની ખીલવણી માટે કયા સાધનો ઉપયોગમાં લેવાં અને કેવી રીતે તે હેતુ બર આવે ત્હેની ચર્ચા ચાલતાં એ બેશી રહ્યો એક પ્રતિનિધિ ઉભો થઇ બોલતો હતો અને બતાવી રહ્યો હતો કે આ વિષયની વાગધાટ કરવી જ નકામી છે, હંગેરીઅન ભાષા અને કેળવણીને ટકાવી રાખવા માટે હંગેરીઅન યુનિવર્સીટીની સ્થાપના એ જ એકલું સાધન છે, પરન્તુ આવા હેતુ માટે ઑસ્ટ્રીયન સરકાર કર નાખવા દે એમ નથી તેથી નિરાશાને લીધે બીજા પ્રતિનિધિઓ એ પણ આ મતમાં હા ભણ્યા, પછી બીજો ઉશ્કેરનારો પ્રસંગ બન્યો.—

ઝેચેની ઉભો થયો, અને પોતાને એક મિનિટ સાંભળવાની એણે રજા માગી રજા મળતાં ઝેચેનીએ હંગેરીઅન ભાષામાં નીચેનું ટુંકૂ ભાષણ કર્યું —

'હું ઉમરાવ છું, અને મ્હારી મિલ્કતની એક વર્ષની આવક ઉપર રાષ્ટ્રીય મહાશાળા સ્થાપવામાં હું આપીશ'

સભામાં ઉત્સાહ માયો નહીં 'હું એક હજાર ફ્લોરીન આપું છું'—એક સભ્ય બોલ્યો અને 'હું બે હજાર' અને 'હું—અને હું—' એમ થોડીક મિનિટ જેટલા વખતમાં ત્રણ લાખ ફ્લોરીન જેવડી સારી રકમ એકઠી થઇ ગઈ, અને હંગેરીની રાષ્ટ્રીય મહાશાળાનો જન્મ થયો'

દેશમા જેને અને ત્હેને મ્હોએ ઝેચેનીનુ નામ બોલાવા માંડ્યું અને એ દેશનો લોકમાન્ય નેતા થયો તો પણ એણે કોઈ પણ રાજકીય ચળવળ કે ઑસ્ટ્રીયા સ્હામે બંડ ઉઠાવવાની પ્રવૃત્તિને આગળ ધરવાના કામમાં ભાગ લેવા ના પાડી એણે બધું બળ કેળવણી, ખેતી, અને હુન્નરઉદ્યોગ ઉપર એકઠું કરી અજમાવ્યું 'ભાષાને ખીલવો, ત્હમે કેળવણી લોક એનીને વધારો, હુન્નરે કરો—તો જ ત્હમે મહાન અને સ્વાવલંબી પ્રજા થશો' એમ એ કહેતો

જેનેનીએ રાષ્ટ્રીયજીવનને નવચેતન આપ્યુ ત્હેમાંથી રાજકીય પ્રવૃત્તિએ જન્મ લીધો ત્હેના નેતાઓમા ફ્રાન્સીસ ડીક, એક કેથોલીક સદ્ગૃહસ્થ, અને લુઈ કોસુથ નામનો પ્રોટેસ્ટન્ટ બેરીસ્ટર એમ બે હતા તેઓ ૧૮૩૩ ની ડીયેટમા પહેલીવાર મળ્યા હતા ત્હેમનામા મતભેદ ઘણો હોવા છતાં ત્હેમની સ્વદેશ દાઝને લીધે બન્ને વધારે પરિચયમા આવ્યા હતા કોસથને ફ્રેન્ચ રીવોલ્યુશને અસર કરી હતી અને એની કલ્પનામા મધ્ય સામાન્ય પ્રજા સત્તાક જોડે હંગેરી એક સ્વતંત્ર પ્રજા તરીકે જોડાયલું રહે એમ એની ઇચ્છા હતી ડીકને ફ્રેન્ચ રીવોલ્યુશનના સિદ્ધાત માન્ય ન્હોતા, અને હંગેરીમાથી રાજારૂપી આકળની કડી ખરોડવાની એની ઇચ્છા ન્હોતી

ડીકનો પ્રોગ્રામ નીચે પ્રમાણે હતો —"હંગેરીની આખી કાયદા કરવાની સત્તા અને રાજ્ય વ્યવસ્થાની પદ્ધતિ સ્વતંત્ર છે રાજા કે રાજાની સત્તા સાથે અમને કઈ તકરાર નથી પરન્તુ હંગેરીના હકકો કોઈપણ દેશના કરતા ઓછા કીમતી ગણાય તે ન્યાયથી વિરુદ્ધ છે સામ્રાજ્યની સવડની ખાતર અમારા હકકોનો ભોગ આપવા અમે કદી પણ હા કહેવાના નથી રાજ્યબંધારણ રૂપી ખજાનો વિદેશી હિતની ખાતર કે બીજા ગમે ત્હેવા લાભો માટે ગુમાવી દેવો એ પાલવે એમ નથી, એને સાચવી નિર્ભય રાખવો એ આપણો પહેલો ધર્મ છે"

ઑસ્ટ્રીયન જુલ્મની સ્હામે થવા માટે ડીયેટમા ડીકનો અવાજ ઘણો ખરો આગળ પડતો સભળાતો વિનીત પક્ષવાળા કહેતા—" આપણે શુ કરીયે ? તરવારથી ઑસ્ટ્રીયા સ્હામે આપણે લડી શકીયે એમ નથી—ત્યારે ફક્ત તાબે થવુ અને મુગા રહેવુ એ ઉપરાંત બીજુ શુ બને એમ છે ?"

ડીક જવાબ દેતો —" ત્હમારા કાયદાનો ભગ થાય છે છતા મ્હો કેમ બંધ રહે છે ? જે પ્રજા પોતાના હકકો કચરાઇ જતા જુવે છે છતા પોકાર કરતી નથી તે પોતાની શાંતિ વડે ગુલામીની બેડી વધારે તંગ કરતી જાય છે જે પ્રજા અન્યાય અને જુલ્મને બીન તકરારે ચાખી લે છે ત્હેનુ ભવિષ્ય સારૂં ન જ સભવે"

ઘણી વખત બને છે એમ, રાજકીય ચળવળ ભેગી જમીન માટે પણ ચળવળ ઉભી થઇ જમીન ઉમરાવોની મિલ્કત છે એમ જ્યારે ડીકને કહેવામા આવ્યુ ત્યારે તે બોલ્યો "આપણા પુરાણા દેવો, વન, ખેતરો, પહાડ, ખાણ અને ઝરાઓમા ફક્ત એક ભાગ ઉપર જ માલકીનો હકક રાખતા—શુ ત્હમે દેવથીયે મ્હોટા થઇ ગયા ?"

પ્રાન્તિક સભાઓએ ડીકને પ્રોત્સાહન આપ્યુ અને ઑસ્ટ્રીયન સરકારકનેથી જમીન બાબતમાં સુધારાની માગણી કરી, અને તે સબધમા કરેલા બીજા હુકમો અમલમા મૂકવા ના પાડી માગણી એટલા આગ્રહથી થઇ કે હંગેરીના ઉમરાવોએ નમ્યુ આપ્યુ; પણ સરકાર વચ્ચે પડી, અને એ ફેરફાર થવા ના દીધો

એક ચોક્કસ પ્રજાકીય માગણીએ હવે સ્થાન લીધુ અને ૧૮૩૬ મા ચુટાયલી ડીયેટ પણ આ નિશ્ચયથી બકાયલી હતી દેશભકતોએ રાષ્ટ્રીય શિક્ષણની યોજના માટે માગણી

ફરી સરકારે માગણી ઉઠાડી મુકી પણ એ ચર્ચાની બીજી રીતે મહુ કીમતી અસર થઇ. કોસથે જે જે કહેવાયું હતું, ત્હેના લીથોગ્રાફ રીપોર્ટ છાપી દેશમાં બધે ફેલાવ્યા. લોક લાગણીનું પૂર જોઇને બ્હીનેલી સરકારે કોસથને ઓદ્દો આપવાની લાચ આગળ ધરી શાન્ત રાખવા પ્રયત્ન કર્યો એણે એની ના પાડી

આમ લાચ આપી મગાડવામાં ન ફાવવાથી સરકારે જુલમ, અખત્યાર કર્યા એણે ઝેચેની, કોસથ, વેસ્લેની ( એક સહૃદયી ઉમરાવ ) અને જોન બેલોગ નામના ડીયેટના સભ્યોને કેદ પકડ્યા, ને કેટલાંક વર્ષની કેદની સજા કરી બેલોગના પકડવાને લીધે ત્હેની ડીયેટમાંની જગા ખાલી છે એમ જાહેર થયું, અને એક મોટા બોલા સરકારી ઉમેદવારે મતદારોને ઉંધે કાન વચન આપનારૂં ભાષણ કર્યું મતદારોએ તરત જ જોન બેલોગની ફરીથી ચુંટણી કરી

સરકારે પ્રાન્તના લૉર્ડ લેફ્ટીનન્ટને દરેક સ્વતંત્ર મતદારને પાંચ ફ્લોરીનની નોટ આપવા અને સરકારી સ્ટોરમાંથી મત આપવાને દિવસે જે પસંદ પડે તે લેવા દેવા સૂચના કરી ચુંટણીને દિવસે થોડી બહુમતીએ મતદારોએ બેલોગને પસંદ કર્યો અને પછી એને વિજયથી ખભે બેસાડી પ્રાન્તિક સભાના હૉલમાં લઇ ગયા તે વખતે દરેક મતદારની મુઠીમાં પાંચ પાંચના કકડા ઉપર ઉદાર સરકારે આપેલી પાંચ ફ્લોરીનની નોટ મ્હોટેથી હતી કાઉન્સીલ હૉલમાં લૉર્ડ લેફ્ટીનન્ટને જોતાં ત્હેમને પ્રમુખ સ્થાને ગોઠવી દીધા એ ત્યાં બેઠેલા રહ્યા તે વખતે દરેક સ્વતંત્ર મતદારે એક પછી એક એમ આગળ આવી સરકારના કૃત્ય સંબંધી પોતાનો મત જણાવ્યો જ્યારે પ્રમુખે ઉઠીને ન્હાસી જવાનું કર્યું ત્યારે એમને ફક્ત એકના જોરથી ખુરશીમાં બેસાડી મૂક્યા અને પોતાના દેશીઓને આપેલા દ્રોહ બદલ કનાં સુધી સાંભળવાની ફરજ પાડી છેવટે પાંચ ફ્લોરીનની નોટ બધાએ ફાડી નાખી અને એના ઉપર ફેંકી ”

ડીયેટ મળતાં બે વર્ષ થયાં એમાં પહેલું કામ એ જ થયું કે કોસથ અને એના સાથીઓના છુટકારા માટે માગણી થઇ " ચાલો આપણે સમાધાન કરીયે " સરકારે કહ્યું, " જો ત્હમે વિરૂદ્ધતા ઓછી કરશો તો કોસથને છોડીશું "

ડીકે હીમ્મતથી જવાબ દીધો —" અમારા સાથીઓ માટેની લાગણી કરતાં દેશની ફરજ વધારે પવિત્ર છે આટલા ભોગને પરિણામે મેળવેલો છુટકારો ત્હેમની બધી હાડમારી કરતાં વધારે દુઃખદ છે "

જ્યારે ડીક સાથે કોઇપણ પ્રકારે સમાધાનની આશા ન રહી ત્યારે સરકારે નમતું મૂક્યું કોસથ અને એના સાથીઓને છુટા કરવામાં આવ્યા

કોસથે હવે વર્તમાનપત્રોના સાહસ રાષ્ટ્રીય ચળવળને આગળ કરવા ખેડવા માંડ્યું અને " પેસ્ટગેઝેટ " પ્રસિદ્ધ કર્યું હંગેરીમાં એની જબરી અસર થઇ કોઇપણ શંકાના મામલા વખતે હંગેરીયન પૂછતા " લુઇ કોસથ શું કહે છે ? " અને લોકસંઘ તથા દેશ જે વાતો બોલે ત્હેનો જ પડઘો કોસથ પાડતો

, રાષ્ટ્રીય પક્ષવાદીઓએ બે પ્રકારની મક્કમ માગણી આગ્રહપૂર્વક આગળ ધરી (૧) ઑસ્ટ્રીયનની સાથે કર ભરવામા સમાનતા (૨) અને હંગેરીયન ભાષાનો ગજભાષા તરીકે સ્વીકાર ભાષાના બાબતમાં હેમને વિજય મળ્યો પણ કરની બાબતમા કઇ વળ્યુ નહી ત્યાર પછી કોસથે હંગેરીયન હુન્નર અને વ્યાપારનું લીગ સ્થાપન કર્યું તેનાથી હંગેરીયન હુન્નર ઉદ્યોગને ઑસ્ટ્રીયના ભોગે ખીલવવા અને હંગેરીયન કારીગરી તથા એનીને ટકાવવા ટેરીફ ક્ષુગી નાખવાનુ ઠરાવ્યુ હતુ

ઑસ્ટ્રીયાની રાજ્ય કરતી પ્રજાને આ લીગ સખત ધમકીરૂપ નિવડ્યુ અને સરકારે હેને દાબી નાખ્યુ હંગેરીનીપચાવન પ્રાન્તિક સભાઓએ એ લીગને સપૂર્ણ ટેકો આપતાં જબરો વિરોધ ઉઠાવ્યો. પણ સરકારે હેના પ્રમુખોને પદચ્યુત કર્યા, અને ઑસ્ટ્રીયન સરકારી માણસોની નિમણુક કરી આ પગલુ લેવાશે એમ કોસથ વિચારી રહ્યો હતો અને અને ઇચ્છતો પણ હતો.

સભાઓના અધિપતિ ઉમરાવો હતા, અને હેમનો પહેલાંનો ઑસ્ટ્રીયા તરફ સદ્ભાવ છના હેમણે હુન્નર અને વ્યાપારના લીગને ટેકો આપ્યો. કારણ કે એ ખેતી ને હુન્નરના ફલથી જ તેઓ ધનાઢ્ય થયા હતા, એમ એ જોઈ શક્યા હતા જ્યારે સરકારે હેમને હેમના પ્રાન્તિક સભાઓના પ્રમુખપદથી દૂર કર્યા ત્યારે કોસથે હેમને સચોટ શબ્દો કહ્યા–"હંગેરીના ઉમરાવો, હવે તો જરા વીર નર થાવ !" એની અસર અજબ થઈ, જથાબધ ઉમરાવો કોસથ સાથે જોડાયા અને પોતાની જાગીરના હકો છોડવા તૈયાર થયા

૧૮૪૭ ની ડીયેટની ચુટણી વખતે પેસ્ટ–જે જીત્યાને ઑસ્ટ્રીયનો "વફાદાર" કહી ગર્વ માનતા હતા–ત્હેમાં ભારે ધમાલ થઇ લાચ અને ધમકી જેવા સાધનોનો છુટે હાથે ઉપયોગ થયા છતા કોસથ જીત્યો અને નવી ડીયેટનો સભ્ય થયો

ડીયેટે હંગેરીની સ્વતત્રતા પાછી મેળવવા માટે મજબુત ઠરાવો કર્યા આ ઠરાવો બેગો મક્કમ થયેલી પ્રજાનો મન ખડો છે એમ લાગતા ઑસ્ટ્રીયાને મ્હાત થયા વગર છુટકો ન્હોતો શહેનશાહ ફરડીનાન્ડ હંગેરીમાં આવ્યો અને પ્રજાની માગણીને કબુલ રાખી

૧૮૪૮ ના કાનુન ધારાઇ મજુર થયા અને લોકોને જુમ્મેદાર એવી હંગેરીયન સરકાર અને હંગેરીમાં શહેનશાહ એવુ અસ્તિત્વમાં આવ્યુ તુર્ક બેથેની હેનો મુખ્ય મત્રી થયો ડેયેતી પબ્લીક વર્ક્સનો પ્રધાન થયો ન્યાયનો મંત્રી ફ્રાન્સીસ ડીક અને નાણા ખાતાનો મત્રી કોસથ થયો કોસથને સતોષ થયો હેણે ગાદીને રાજ્યનિષ્ઠા બતાવતુ ભાષણ કર્યું અને હંગેરીયન પ્રજાએ પરદેશી દબાણ દૂર થવાથી અને રાષ્ટ્રીય સૈન્ય રાખવાની સત્તા મળતાં એ ભાષણને વધારી લીધુ

પરતુ વીયેનાના મત્રીમડળે હંગેરીને કોઇ પણ રીતે સ્વતન્ત્ર ન થવા દેવાનો નિશ્ચય કર્યો તેણે ગરબડને છૂપી રીતે મદદ કરવાને ઉશ્કેર્યુ, અને ઑસ્ટ્રીયાની સત્તા ફરીથી જમાવવા ચાલુ રાખી પણ હંગેરીનુ નવુ લશ્કર એક પ્રકારની ધાર્મિક ઝનૂનથી એવુ લડ્યુ કે ચઢી આવનારને હરાવ્યા

કરી સરકારે માગણી ઉરાડી મૂકી પણ એ ચર્ચાની બીજી રીતે મહુ કીમતી અસર થઈ કોસથે જે જે કહેવાયુ હતું તેહેના લીથોગ્રાફ રીપોર્ટ છાપી દેશમાં બધે વેહેંચ્યા. લોક લાગણીનુ પૂર જોઇને બ્હીનેલી સરકારે કોસથને ઓદ્દો આપવાની લાચ આગળ વધી શાન્તિ રાખવા પ્રયત્ન કર્યો એણે એની ના પાડી

આમ લાચ આપી બગાડવામા ન ફાવવાથી સરકારે જુલમ, અખ્ત્યાર કર્યો એણે ઝેચેની, કોસથ, વેસ્લેની ( એક સહૃદયી ઉમરાવ ) અને જોન બેલોગ નામના ડીયેટના સભ્યોને કેદ પકડ્યા, ને કેટલાક વર્ષની કેદની સજા કરી બેલોગના પકડવાને લીધે તેહેની ડીયેટમાની જગા ખાલી છે એમ જાહેર થયુ, અને એક મીઠા બોલા સરકારી ઉમેદવારે મતદારોને કંઇ કંઇ વચન આપનાર ભાષણ કર્યુ મતદારોએ તરત જ જોન બેલોગની ફરીથી ચુંટણી કરી

સરકારે પ્રાન્તના લૉર્ડ લેફ્ટીનન્ટને દરેક સ્વતંત્ર મતદારને પાંચ ફ્લોરીનની નોટ આપવા અને સરકારી સ્ટોરમાથી મત આપવાને દિવસે જે પસંદ પડે તે લેવા દેવા સૂચના કરી ચુંટણીને દિવસે થોડી બહુમતીએ મતદારોએ બેલોગને પસંદ કર્યો, અને પછી એને વિજયથી ખભે બેસાડી પ્રાન્તિક સભાના હોલમા લઈ ગયા તે વખતે દરેક મતદારની મુઠીમા પાટીયાના ટુકડા ઉપર ઉદાર સરકારે આપેલી પાંચ ફ્લોરીનની નોટ ચ્હોડેલી હતી. કાઉન્સીલ હોલમા લૉર્ડ લેફ્ટીનન્ટને જોતા તેહેમને પ્રમુખ સ્થાને ગોઠવી દીધા એ ત્યાં બેઠેલા રહ્યા તે વખતે દરેક સ્વતંત્ર મતદારે એક પછી એક એમ આગળ આવી સરકારના કૃત્ય સબંધી પોતાનો મત જણાવ્યો જ્યારે પ્રમુખે ઉઠીને ન્હાસી જવાનુ કર્યું ત્યારે એમને ફક્ત એકના જોરથી ખુરશીમા બેસાડી મૂક્યા અને પોતાના દેશીઓને આપેલા દ્રોહ મદદ ક્યા‌ં સુધી સાભળવાની ફરજ પાડી છેવટે પાંચ ફ્લોરીનની નોટ બધાએ ફાડી નાખી અને એના ઉપર થૂંક્યા ”

ડીયેટ મળતા બે વર્ષ થયા એમા પહેલુ કામ એ જ થયુ કે કોસથ અને એના સાથીઓના છુટકારા માટે માગણી થઇ "ચાલો આપણે સમાધાન કરીયે," સરકારે કહ્યુ, "જો ત્હમે વિરૂદ્ધતા ઓછી કરશો તો કોસથને છોડીશુ "

ડીક હીમ્મતથી જવાબ દીધો —"અમારા સાથીઓ માટેની લાગણી કરતા દેશની ફરજ વધારે પવિત્ર છે આટલા ભોગને પરિણામેં મેળવેલો છુટકારો તેહેમની બધી હાડમારી કરતાં વધારે દુઃખદ છે"

જ્યારે ડીક સાથે કોઇપણ પ્રકારે સમાધાનની આશા ન રહી ત્યારે સરકારે નમતુ મૂક્યું કોસથ અને એના સાથીઓને છુટા કરવામા આવ્યા

કોસથે હવે વર્તમાનપત્રોના સાહમ રાષ્ટ્રીય ચળવળને આગળ કરવા ખેડવા માંડ્યા અને "પેસ્ટગેઝેટ" પ્રસિદ્ધ કર્યું હંગેરીમા એની જબ્બર અસર થઇ કોઇપણ શકાના મામલા વખતે હંગેરીયન પૂછતા "લુઇ કોસથ શુ કહે છે?" અને લોકસંઘ તથા દેશ જે વાતો બોલે ત્હેનો જ પડઘો કોસથ પાડતો

, રાષ્ટ્રીય પક્ષવાદીઓએ એ પ્રકારની મક્કમ માગણી આગ્રહપૂર્વક આગળ ધરી (૧) ઑસ્ટ્રીયનની સાથે કર ભરવામાં સમાનતા (૨) અને હંગેરીયન ભાષાનો રાજ્યભાષા તરીકે સ્વીકાર ભાષાના બાબતમા ત્હેમને વિજય મળ્યો પણ કરની બાબતમા કઇ વળ્યુ નહી ત્યાર પછી કોસથે હંગેરીયન હુન્નર અને વ્યાપારનુ લીગ સ્થાપન કર્યું તેનાથી હંગેરીયન હુન્નર ઉદ્યોગને ઑસ્ટ્રીયાના ભોગે ખીલવવા અને હંગેરીયન કારીગરી તથા ખેતીને ટકાવવા ટેરીફ ડ્યુટી નાખવાનુ ઠરાવ્યુ હતું

ઑસ્ટ્રીયાની રાજ્ય કરતી પ્રજાને આ લીગ મજાત ધમકીરૂપ નિવડ્યુ અને સરકારે ત્હેને દાબી નાખ્યું હંગેરીનીપ્રધાનન પ્રાન્તિક સભાઓએ એ લીગને સપૂર્ણ ટેકો આપતાં જબરો વિરોધ ઉઠાં યો પણ સરકારે ત્હેના પ્રમુખોને પદભ્રષ્ટ કર્યા, અને ઑસ્ટ્રીયન સરકારી માણસોની નિમણુક કરી આ પગલુ લેવાશે એમ કોસથ વિચારી રહ્યો હતો અને અને ઇચ્છતો પણ હતો

સભાઓના અધિપતિ ઉમરાવો હતા, અને ત્હેમનો પહેલાનો ઑસ્ટ્રીયા તરફ સદ્‌ભાવ છતા ત્હેમણે હુનર અને વ્યાપારના લીગને ટેકો આપ્યો કારણ કે એ ખેતી ને હુન્નરના ફલથી જ તેઓ ધનાઢ્ય થયા હતા, એમ એ જોઈ શકયા હતા જ્યારે સરકારે ત્હેમને ત્હેમના પ્રાન્તિક સભાઓના પ્રમુખપદથી દૂર કર્યા ત્યારે કોસથે ત્હેમને સચોટ શબ્દો કહ્યા—" હંગેરીના ઉમરાવો, હવે તો જરા વીર નર થાવ !" એની અસર અજબ થઈ, જથાબધ ઉમરાવો કોસથ સાથે જોડાયા અને પોતાની જાગીરના હકો છોડવા તૈયાર થયા

૧૮૪૭ની ડીયેટની ચુટણી વખતે પેસ્ટ—જે જીલ્લાને ઑસ્ટ્રીયનો " વફાદાર " કહી ગર્વ માનતા હતા—ત્હેમા ભારે ધમાલ થઇ લાચ અને ધમકી જેવા સાધનોનો છુટે હાથે ઉપયોગ થયા છતાં કોસથ જીત્યો અને નવી ડીયેટનો સભ્ય થયો

ડીયેટે હંગેરીની સ્વતત્રતા પાછી મેળવવા માટે મજબુત ઠરાવો કર્યા આ ઠરાવો ભેગો મક્કમ થયેની પ્રજાનો મત ખડો છે એમ લાગતાં ઑસ્ટ્રીયાને મ્હાત થયા વગર છુટકો ન્હોતો શહેનશાહ ફરડીનાન્ડ હંગેરીમા આવ્યો અને પ્રજાની માગણીને કબુલ રાખી

૧૮૪૮ ના કાનૂન ઘડાઇ મજુર થયા અને લોકોને જુમ્મેદાર એવી હંગેરીયન સરકાર અને હંગેરીમા શહેનશાહ એવુ અસ્તિત્વમા આવ્યુ હુઈ મેથેની ત્હેનો મુખ્ય મત્રી થયો ઝેયેની પબ્લીક વર્ક્સનો પ્રધાન થયો ન્યાયનો મત્રી ફ્રાન્સીસ ડીક અને નાણા ખાતાનો મત્રી કોસથ થયો કોસથને સતોષ થયો ત્હેણે ગાદીને રાજ્યનિષ્ઠા બતાવતુ ભાષણ કર્યું, અને હંગેરીયન પ્રજાએ પરદેશી દબાણ દૂર થવાથી અને રાષ્ટ્રીય સૈન્ય રાખવાની સત્તા મળતાં એ ભાષણને વધાવી લીધુ

પરતુ વીયેનાના મડળે હંગેરીને કોઇ પણ રીતે સ્વતન્ત્ર ન થવા દેવાનો નિશ્ચય કર્યો તેણે લશ્કરને છૂપી રીતે બગાઇ કરવાને ઉશ્કેર્યું અને ઑસ્ટ્રીયાની સત્તા ફરીથી જમાવવા આશા રાખી પણ હંગેરીનું નવુ લશ્કર એક પ્રકારની ધાર્મિક ઝનુનથી એવુ લડ્યુ કે ચઢી આવનારને હરાવ્યા

ઑસ્ટ્રીયાના લોર્ડ લેફ્ટીનન્ટે આ હાર થયા પછી હંગેરી છોડ્યું આમ આમા પાછા પડવાથી સરકારે બીજી યુરાત્ર પર લાવવા યુક્તિઓ રચી શહેનશાહ ફરડીનાન્ડે કાઉન્ટ લેમ્બર્ગને હંગેરીનો નવો વાયસરાય નીમ્યો, અને આથી ૧૮૪૮ મા કરેલા કાયદાને રદ કરવા પ્રયત્ન આરંભ્યો

હંગેરીયન ડીયેટે તરફથી જવાબ તદ્દન સ્પષ્ટ અને ચોકકસ મળ્યો તેણે લેમ્બર્ગને સૂબા તરીકે સ્વીકારવાની ના પાડી અને એવુ જાહેર કર્યું કે 'જે કોઇ એને મદદ, આશરો કે સલાહ આપશે તે દેશના શત્રુ ગણાશે' લોકોના ક્રોધ તથા અણગમો ન ગણકારતા લેમ્બર્ગ બ્યુડાપેસ્ટમા નવી નજનીતિ દાખલ કરવા આવી ગયો, અને ત્યા મરાયો

શહેનશાહે ઑસ્ટ્રીયન પ્રીનેડીયરસને હંગેરીમા કુચ કરવાનુ કહી વધારે નફરોઇ બતાવી. પણ હંગેરીયન ડીયેટ જરા પણ ડગી નહી

પરન્તુ ડીયેટે એકદમ સ્હામા થવાની ભૂલ કરી આ અરસામા ખુદ વીએનામા પણ લોહોનુ બંડ થવાની તૈયારીમા હતુ કોસથે આ બંડખોરોને મદદ મોકલવા ડીયેટને ખુબ ભલામણ કરી પરિણામ એ આવ્યુ કે બંડખોરો તથા હંગેરીયનો હાર્યા, અને ઑસ્ટ્રીયન સરદાર વીનડીસગ્રેઝ બ્યુડાપેસ્ટ તરફ આગળ વધ્યો

ડીકે વીનડીસગ્રેઝને કહ્યુ " પોતાના કાયદાથી પોતાનુ જે ન હોય તે હંગેરી માગતુ નથી સરદારે કહ્યુ—" હુ બળવાખોરો જોડે કંઇ પણ મસલત કરતો નથી " ડીકે હંગેરીનુ પહેલાનુ બંધારણ પાછુ મળે તે માટે ઘણોયે નિષ્ફળ પ્રયત્ન કર્યો પરન્તુ 'હુ બળવાખોરો જોડે કંઇ પણ મસલત કરતો નથી' એ ઉદ્ધત જવાબ જ દર વખત મળતો હતો જ્યારે ડીકે પોતાના સાથીઓને તથા કોસથને બીન સરતે તાબે થવા સમજાવવા પોતાનુ બળ વાપરવા ના કહી ત્યારે ત્હેને તથા બેટીએનીને કેદ પકડયા ઑસ્ટ્રીયન લશ્કર હંગેરીયન રાજધાનીમા પહોંચ્યુ અને વીનડીસગ્રેઝે ફ્રાન્સીસ જોસફ–પોતાના શાહને લખ્યુ–' મ્હેં જીત મેળવી છે "

ફ્રાન્સીસ જોસફ હમણા થોડા વખતથી જ ગાદીએ આવ્યો હતો હંગેરીના રાજ્યબંધારણ પ્રમાણે એણે બ્યુડાપેસ્ટમા હંગેરીયન ડીયેટની એને ગાદી સોંપવામા અનુમતિ લીધા પછી અને ત્યા જુદો રાજ્યાભિષેક થયા પછી જ એ ગાદીએ આવ્યો ગણાય, એમ હતુ ડીયેટે જાહેર કર્યું કે હંગેરીની પ્રજા ફ્રાન્સીસને માટે, જ્યા સુધી અહીં ન આવે ત્યાં સુધી કંઈ પણ રાજ્યનિષ્ઠા બતાવી શકે એમ નથી, તો પણ બ્યુડાપેસ્ટમાના પોતાના લશ્કર ઉપર ભરોસો રાખી એણે ના કહ્યા કહી પણ એ લશ્કરની પૂરતી સંમતી રહી નહી

આથર જ્યોર્જ નામની યુદ્ધકળામા બાહોશ વ્યક્તિ આ વખતે હંગેરીમા ઉભી થઈ એની કુશળ ચપળતાથી ઑસ્ટ્રીયન જનરલ હાર્યો પણ એનો વિજય કોસથની એક રાજનીતિમા ભૂલને લીધે તણાવ ગયો એણે લશ્કર કે જ્યોર્જ ( એ માટે એને ઇર્ષ્યા હતી )ને પૂછયા વગર શહેનશાહને પદભ્રષ્ટ જાહેર કર્યો અને પ્રજાસત્તાકનો ઝુંડો રોપ્યો

હંગેરીયનોએ મેળવેલી લશ્કરી ફત્તેહો રાષ્ટ્રના બચાવની લાગણીને લીધે પ્રેરાયલી હતી. હેપનો હથીયાર ઉંચકવાનો હેતુ રાજાને પદભ્રષ્ટ કરવાનો ન હતો, પરંતુ રાજ્યબંધારણની સંસ્થાનો બચાવ કરવાનો હતો. કોસથના હુકમથી આત્મસંરક્ષણની લડાઇ વિપ્લવની લડાઇમાં ફેરવાઈ ગઇ. હંગેરીયનો રીપબ્લીકનો ન્હોતા અને તેથી લશ્કરમાંથી ઉત્સાહ ઓછો થતો ગયો.

હંગેરીયન લશ્કરમાંથી આમ જુસ્સો નરમ પડ્યો, તેમ બીજી તરફ સ્હામેના લશ્કરમાં બળ જામતું ગયું. ઑસ્ટ્રીયનોએ, રશીયન સરદારને આ વિપ્લવને દાબી નાખવાને આહ્‌વાન કરી. હંગેરીયનોનું આવી બન્યું એમ બધાને લાગ્યું.

સરદાર ગ્યોર્જીની બહાદુરીથી બે મ્હોટી સત્તાઓ થોડો વખત રોકી શકાઈ, પરંતુ પૂરી ફતેહ મળવાનો તો જરાયે સંભવ ન રહ્યો. કોસથે પોતાના પ્રજાસત્તાક સિદ્ધાંતોને વળગી શત્રુઓમાં ભેદ કરવાની યુક્તિ અજમાવી અને રશીયન રાજકુટુંબના એક કુમારને હંગેરીની ગાદી આપવાની લાલચ આગળ ધરી. પણ એ યુક્તિ મોડી પડી અને ગ્યોર્જીને તાબે થવું પડ્યું.

ઑસ્ટ્રીઆનો હાથ ફરીથી ઉપર થયો. હંગેરીના રાજ્યબંધારણને વખોડી કાઢવામાં આવ્યું. ડીયેટને દાબી નાખ્યું. રાષ્ટ્રીય સંસ્થાઓને જપ્ત કરી ભાષાનો પણ બહિષ્કાર કરાયો. આન્તિક સભાઓ પણ બંધ કરવામાં આવી અને વ્યવસ્થા ઑસ્ટ્રીયન અમલદારોને સોંપાઇ. દેશના ભાગના થયા અને લશ્કર સાચવી શકે એવા પ્રાન્તોમાં એની વહેંચણી થઇ. હંગેરીનું નામ યુરોપના નકશા ઉપરથી ભૂંસી નાખવામાં આવ્યું.

"હંગેરી નામશેષ થયું" એમ યુરોપના રાજનીતિજ્ઞો કહેવા લાગ્યા, પણ ફ્રાન્સીસ ડીક હજી જીવતો હતો અને એનામાં હંગેરીનો આત્મા જાગતો હતો.*

—ચાંદુ

* રા. વિઠ્ઠલભાઈ ઉમેદના અંગ્રેજી લેખનો અનુવાદ.

## આશ્વાસન.

લેખક —ગ વિવિત્સુ.

વસંતતિલકા

ઢાળે કઇ નયનથી સખિ ! અશ્રુ આમ
ભીંજે કપોલ રડીને કંઠ તું તમામ,
આપત્તિ કેવી પડી શો ધરવો વિષાદ
જેના નિવારણ પ્રતિ ન કંઇ ઉપાય
સારૂં ય વિશ્વ રડતું સખિ ! આપ્ત શોકે
ત્હારા થકી ય વધુ અગત કંઇ ભોગે
આ અશ્રુઓઘ વહતો જ અનંતતાનો
તેમાં ઉમેર કરવો ઘટતો નહિ હા
આશ્વાસનો કંઇ સખિ ! વીર બ્હેન કેરા
અશ્રુ લુછી ધૃતિ અનેરી દીધી ધરે હા
તું એક બન્ધુ ગત માટ તજી જ શોક
સોલ્લાસ વાણી વદી વિશ્વ કરે અશોક
આનંદ ને પ્રગતિમાં કરવો વિહાર
રંજ શું થયું સહવો વિધિનો પ્રહાર
છે લક્ષ્ય ઉચિત તણું પ્રભુની જ પ્રીતિ
ત્યાં ધારવી ઘટતી ના અસહાય રીતિ
ક્યાં માનતી સખિ ! તું મૃત્યુ અને ય અંત !
ક્યાં માનતી જીવનને સખિ ના અનંત !
સંયોગ ને સ્મૃતિ ગણે કંઇ વ્હાલી ! ભિન્ન
ક્યાં શોકગ્રસ્ત રડતી કરી મુખ છિન્ન !
જો વ્યોમમાં સખિ ! ઉડન્ત ખગો અનેક
પક્ષો કરી વિતત ક્રીડન આદરે જ
જો પૂર્વમાં કનક-ભાસ્કર શો ભભૂકે
તે નિજ ભર્ગથી ન શોક તિમિર છેદે !
નિત્યે સખિ ! કુદરતે કરતા વિહાર ,
કૈયા રસકાન્તી ? લ્યો કંઇ તાન
તો ! આજ ક્યાં પ્રિય ! અચેતસમાં રહી ને
ના ઝીલીએ ઋતુ થકી નવ જિન્દગી ?
તું ઉઠ્ય ઉઠ્ય થઇ શોક થકી વિમુક્ત
નિર્બન્ધ કાં નદની ના રમ ઓઘ મધ્ય,
કારુણ્ય આમ ધરવું ઘટતું તને ના
સદ્‌વિનિ ! નિમિત્તિના ખાતુ ઘટે ના

---

# દેશની આર્થિક ઉન્નતિ.

લેખક—રા માનજી હામજી શાહ.

ગૃહસ્થી—દુનીયાદારીવાળાના દરેક કામ રૂપીયાથી જ ચાલે છે એટના માટે ગૃહસ્થે રૂપીયા પેદા કરવા તેમ જ તેનો વ્યય કરવાની રીતથી વાકેફ થવુ અત્યંત જરૂરનુ છે આ ધન ત્રણ માર્ગોવડે મેળવી શકાય છે (૧) ધનથી ધન મેળવવુ (૨) વિદ્યા ચતુરાઇ તેમ જ હુન્નર વગેરે દ્વારા ધન કમાવવુ (૩) શારીરિક શ્રમ અર્થાત્ મહેનત મજુરીદ્વારા ધન પેદા કરવુ એમા રૂપીયા કરજે દઇને વ્યાજ લેવુ, જમીન ગીરે આપી ખરીદીને તે ખેડનારને દઇને તેનુ મહેસુલ લેવુ મકાન બનાવીને ભાડે દેવુ સસ્તો માલ ખરીદીને મોઘા ભાવે વેચવો એક દેશનો માલ બીજા દેશમા લઈ જવો, કારીગરોદ્વારા અનેક પ્રકારની વસ્તુઓ તૈયાર કરાવવી જથ્થાબધ માલ ખરીદીને છુટક છુટક વેચવો વગેરે આ બધા માર્ગો ધનથી ધન મેળવવાના સમજવા એવી જ રીતે વિદ્યા શીખીને નોકરી કરવી વકીલ ડાક્ટર મુનીમ, ગુમાસ્તા કે કારીગર બનવુ યા તો લુહાર કડીયા દરજી મોચી કે માળી વગેરેના ધધા કરવા આ બધા વિદ્યા ચતુરાઈ કે હુન્નર વડે ધન કમાવાના રસ્તાઓ છે, એવી જ રીતે જમીન ખેડવી, ઘાસ ઉપાડવુ, પાણી ભરવુ પરચુરણ કામ કરવુ નોકરી કરવી, મજુરી કરવી, વગેરે શારીરિક મહેનતની બાબતો છે

ધન કમાવાના આ ત્રણે માર્ગોમા ધનથી ધન પેદા કરવાનો માર્ગ તો દરેકથી ઉત્તમ તેમ જ સૌથી વધુ ધન સપાદન કરવાનો રસ્તો છે કોઈ પણ જાતના હુન્નર વગર માત્ર શારીરિક પરિશ્રમથી જ ધન મેળવવુ એ તમામથી ઓછી કમાણીનો રસ્તો છે એ હેતુથી જ સસારમા તે લોકો જ વધુ ધનવાન્ થઇ શકે છે કે જેઓ ધનદ્વારા ધન મેળવવા પ્રયત્ન કરી રહ્યા છે તેમ જ તે લોકો જ વધુ કગાળ રહેવા પામે છે કે જેઓ પોતાની શારીરિક મહેનતથી જ ધન ઉપાર્જન કરી રહ્યા છે, એ શિવાય વિદ્યા, ચતુરાઇ કે હુન્નરદ્વારા રોજી મેળવનારા મધ્યમ સ્થિતિના મનાય છે તેમ જ ધન પણ મધ્યમ પ્રમાણમા જ તેઓ મેળવી શકે છે, ધનથી ધન મેળવનારાઓને પણ વિદ્યા ચતુરાઈ વગેરેની ઓછી જરૂરત રહેતી નથી તેમ જ તેવા લોકો જ પોતાના ધનથી જ ઘણું ખરૂ ધન મેળવી લે છે તેમ જ જેઓ વિદ્યાવિહીન છે તેવા ધનવાન્ લોકો તો પોતાની અસલી મૂડી પણ કયારેક તો ખોઈ બેસે છે એવી જ રીતે વિદ્યા ચતુરાઈ તેમ જ હુન્નરથી રોજી મેળવનારાની પાસે પણ કદાચ ધન હોય તો તેઓ પણ ઘણુ ખરૂ ધન મેળવી શકે છે, તેમ જ તેઓની પાસે ધન હોતુ નથી તો તેઓની વિદ્યા, ચતુરાઇ તેમ જ હુન્નરનુ મૂલ્ય ઘણું જ ઓછુ અકાય છે ભાવાર્થ એ છે કે ધન તેમ જ વિદ્યા એ બન્નેના સયોગથી વધુ ધન મેળવી શકાય છે

યૂરોપ તેમ જ અમેરિકા વગેરે દેશોના ધનવાનો પુરેપુરૂ જ્ઞાન સપાદન કર્યા પછી જ ધન મેળવવુ શરૂ કરે છે, તેમ જ ઘણું ખરૂ ધન કમાઇ લે છે જ્યારે આપણા દેશમા—

હિંદુસ્તાનમા વિદ્યા તો માત્ર સરકારી નોકરી મેળવવા માટે જ જણાતામા આવે છે; તેમ જ હુન્નર શીખવો એ માત્ર શૂદ્ર જાતિના લોકો માટે જ ઠરાવવામા આવ્યુ છે. એથી કરીને અહિના ધનાઢ્ય લોકો નથી વિદ્યાભ્યાસ કરતા, તેમ નથી હુન્નર વગેરે શીખતા આ કારણથી જ દેશ દેશાતરોમા કોઈ પ્રકારનો વ્યાપાર બેડી શકતા નથી તેમ કારીગરીની ચીજો બનાવવા માટે કારખાનાઓ પણ ખોલી શકતા નથી તેમ જમીનદાર બનીને કે ખેતીદ્વારા પણ પુરતા પ્રમાણમા ધન ઉપાર્જન કરી શકતા નથી પરતુ સટો ખેલીને કે જુગાર રમીને યા તો ગામના મૂર્ખોને થોડા ઘણા રૂપીયા વ્યાજે આપીને યા તો છુટક માલ વેચવાની દુકાન ઉઘાડીને તેમ જ કેટલાએક તો ખરા માલમા ખોટો માલ મેળવીને વા ઓછુ તોળીને એમ અનેક પ્રકારે તુચ્ચાઇ કરીને બિચારા મૂર્ખાઓને લૂટીને જ બે પૈસા પેદા કરતા હોય છે અને જેમતેમ કરીને પોતાની ઉદર પૂર્તિ કરતા હોય છે અને પોતાને ખોટે ખોટા ધનવાન્ માની લેતા હોય છે

જો હિંદુસ્તાનના ધનવાન લોક તદ્દન મૂર્ખ રહેવાને બદલે વ્યાપાર વિદ્યા વગેરે શીખવાનું પોતાને માટે જરૂરનું છે એમ સમજે તો હિંદુસ્તાનનું રૂ તેમ જ શણ વગેરે કાચો માલ શા માટે વિદેશમાં જાય, અને તે જ ત્યાંના કારખાનાઓમા આપણા આ કાચા માલથી કપડા વગેરે બનીને અહિં આવે? એટલુ જ નહિ, પરતુ તે વીસ ગણી કિંમતથી વેચવામાં આવે? આ કારણથી જ હિંદુસ્તાનનુ સમગ્ર ધન-દોલત વિદેશોમાં ધીમે ધીમે ખેચાઇ રહી છે તેમ જ આ હિંદુસ્થાન દેશ ધીમે ધીમે કંગાલ બનતો જાય છે, અહિંના ધનવાનોમા કઇ પણ વિદ્યા હોય તો દરેક પ્રકારના કારખાનાંઓ અત્રે જ બનાવવામા આવે તેમ જ દરેક પ્રકારની વસ્તુઓ અહિં જ બનાવવામા આવે, તેમ જ એક રૂપીયાના રૂ તેમ જ શણ વગેરે કાચા માલથી વીસ રૂપીયાનો માલ તૈયાર કરવા માટે-જે વીસ ગણો નફો વિદેશીઓને મળે છે તે બધો નફો અહિંવાળાને મળ્યા કરે, ત્યારે તો અત્રેના ધનવાનો ખોટા ધનવાન્ ન બનવા પામે પણ બીજા દેશોમા જેમ બને છે તેમ અહિં પણ યથાર્થ ધનવાન્ બનવા પામે પરતુ, હિંદુસ્થાનનો વ્યાપારી વર્ગ તો વ્યાપારવિદ્યામાં એટલો બધો અજાણ્યો તેમ જ આ કામમા એટલો તો કમઅક્કલવાન્ છે કે અહિંનો કાચો માલ વિદેશ મોકલીને જાતજાતની વસ્તુઓ તૈયાર કરાવીને મગાવવાની હોશ પણ રાખતો નથી એથી કરીને એ કામ પણ વિદેશોનો ચતુર વ્યાપારીવર્ગ સારો કરે છે, જેથી અહિંનો કાચો માલ ખરીદીને વિદેશ લઇ જઇને તેમ જ ત્યાંથી અનેક પ્રકારની વસ્તુઓ બનાવીને અહિં લાવવામાં જે નફો મળે છે તે બધોય તેમના જ હાથમા પડે છે અહિંનો વિદ્યાવિહીન વ્યાપારી વર્ગ તો વિદેશીઓને છુટક છુટક કાચો માલ આપીને તેમ જ ત્યાં જે જે વસ્તુઓ બને છે તે છુટક છુટક ખરીદવામા જ પોતાને મહાન્ વ્યાપારી માની લે છે! તેમ જ આમા જ પોતાને કૃતકૃત્ય સમજી લે છે!

આ કારણથી જ અહિંનો જમીનદારવર્ગ તેમ જ ખેડુતવર્ગ પણ ખેતીની વિદ્યાથી બીનવાકેફ હોવાથી તેની દશમો ભાગ પણ પેદા કરી શકતો નથી, કે જેટલો યુરોપ તેમ જ અમેરિ-

કાતો ખેડુતવર્ગ પોતાની વિદ્યાદ્વારા પેદા કરી શકે છે એ જ રીતે અહિંનો કારીગર વર્ગ પણ ધનહીન હોવાના કારણે એક નાનુ સરખુ કારખાનુ પણ ખોલી શકતો નથી કે જેમા દશ વીસ કારીગરો કામ કરતા હોય અને સસ્તો તેમ જ સારો માલ પેદા કરી બતાવી શકતા હોય મતલબ કે હિંદુસ્થાનના કારીગર વર્ગની એટલી તો બુરી દશા થઈ રહી છે કે તેને બાપડાને રોજ રોજ નવી નવી નોકરી ગોતવી પડે છે, તેમ જ આખા દિવસની મજુરીના પૈસા સાજે ઘેર લાવીને જ પોતાનુ તેમ જ બાલબચ્ચાંનુ ભરણ પોષણ કરવાની કડવ ફરજ માથે પડે છે તેમ જ કુભાર, લુહાર, મોચી કે કડીયા વગેરે જે કારીગરોને રોજ રોજ નોકરી ગોતવી પડતી નથી અર્થાત્ જેઓ પોતાને ઘેર બે ચાર માલ તૈયાર કરી શકે યા તો કામ કરી શકે તેઓ પણ હાથમા પૈસા નહિ હોવાને લીધે નથી તો સારા સારા ઓજારો રાખી શકતા, તેમ તેમની પાસે નથી હોતી પોતાના કામને માટે જોઇતી સામગ્રી, તેથી કરીને ઘણુ જ થોડુ તેમ જ નજીવુ કામ તેઓ આપી શકે છે, તેથી તેઓની દશા પણ પેલા મહેનતુ મજુરોના જેવી જ રહે છે કે જેઓ કોઈ પ્રકારના હુન્નર ઉદ્યોગ જાણતા નથી તેમ જ પોતાની શારીરિક મહેનતથી જ હમેશા પૈસા કમાય છે

એથી ઉલટુ ઉન્નતિશીલ દેશોમા ધનવાન લોકો પણ દરેક પ્રકારની વિદ્યા તેમ જ કારીગરી શીખે છે, એટલું જ નહિ પરન્તુ કારીગરોની કદર પણ બહુ સારી રીતે કરી જાણે છે તેમ જ તેઓની મારફતે રોજ નવી નવી વસ્તુઓ બનાવરાવીને તેમ જ દેશ-દેશાતરોમા લઈ જઈને-મોકલીને રૂપીયા તેમ જ મહોરોથી ઘર ભરે છે તેમ જ આપણા દેશને કેવળ નિર્માલ્ય બનાવી મૂકે છે એ દેશોમા તો કારીગર લોકો દેશનુ ગૌરવ મનાય છે તેમ જ તેમના તરફ ઘણા સન્માનની દૃષ્ટિથી જોવામા આવે છે આ કારીગરોદ્વારા નવી નવી શોધો થઇને એ દેશોની સમ્પત્તિ આગળને આગળ જ વધતી રહી છે, તેમ જ હિંદુસ્થાન જેવા અભાગીયા દેશને આશ્ચર્યચકિત બનાવી રહી છે આ ઉન્નતિશીલ દેશવાસી જનતા કારીગરવર્ગને તો પોતાનુ સર્વસ્વ તેમ જ દેશની ઉન્નતિના વિધાતા તરીકે માને છે, તેમ જ તેની પુરેપુરી પ્રતિષ્ઠા તેમ જ કદર કરવામાં આવે છે, એ હેતુથી જ તેઓ બમણી ને ચોગણી ઉન્નતિ કરી રહ્યા હોય તેમ જણાય છે, પરન્તુ આ નિર્ભાગી હિન્દુસ્થાનમા, જો કોઇ માયનો પૂત જાપાન તેમ જ અમેરિકા વગેરે દેશોમા જઇને એવી તેમ જ કારીગરીની ઉચ્ચ વિદ્યા શીખીને આવે છે તો પણ તેને અહિં આવ્યા પછી તો હાથપર હાથ રાખીને જ બેસી રહેવુ પડે છે, તેમ જ પોતાના કિસ્મતને રોયા વિના બીજુ કશુ તે કરી શકતો નથી કેમ કે તેની પાસે ધન તો હોતુ નથી, જેથી કોઇ કારખાનુ ખોલીને પોતાની વિદ્યાનો ઉપયોગ પણ કરવા પામે તેમ જ બીજી પાસ અહિંના ધનવાનોને એટલી પણ તમા નથી કે તેને નોકર તરીકે ગણીને કિંવા ભાગીદાર બનાવીને કોઈ કારખાનુ ખોલી દે, અને એ રીતે પોતે પણ ફાયદો મેળવે અને તેને પણ લાભ પહોચાડે હાલ તો હિન્દુસ્થાનની એ જ દશા થઈ રહી છે કે, ધન છે ત્યાં વિદ્યા નથી અને વિદ્યા છે ત્યાં ધન નથી એટલા માટે જેવી રીતે એક પગે લગડો માણસ સેંકડો મુશ્કેલીઓ ઉઠાવીને પણ દિવસભરમા એક માઇલ

પણ ચાની શકતો નથી એ જ રીતે હિન્દુસ્તાનનો ધનવાન વર્ગ પણ વિદ્યાવાન નહિ હોવાના કારણે કોઈ જાતની ઉન્નતિ કરી શકતો નથી અને જેમ તેમ કરીને પોતાના દિવસ પુરા કરે છે

એ સિવાય આ નિર્ભાગી હિન્દુસ્થાનમા મરણ જીવનના તેમ જ વેશવાળ કે લગ્ન વગેરેના રીતરીવાજ પણ એવા ખરાબ પરિણામમા આવી રહ્યા છે કે તેના નિમિત્તે ગમે તેટલો ખર્ચ કરવામા આવે છતા તે પૂરતો ગણાતો નથી એ કારણથી ભારતના લોકો જે થોડુ ઘણુ પણ ધન કમાય છે તે બધુ આ રીતરીવાજને પૂરો કરવામા જ ઉડાવી દે છે તેમ જ પોતે કગાળના કગાળ જ બની રહે છે એટલુ જ નહિ પરતુ બાપ દાદાએ મૂકેલું ધન, મૂળ ધન તેમ જ દુકાનની જમા કરવામા આવેલી પુજી કે જેના દ્વારા ધન કમાવી શકાય છે–આ રીતરીવાજોને પુરા કરવામા જ ઉડાવી દેવામા આવે છે, ઉપરાત વળી થોડી રકમ કરજ કરી મેળવીને પણ તેમા હોમી દેવાનુ ચૂકતા નથી આવી સ્થિતિમા ધનથી ધન મેળવવાનો માર્ગ તદ્દન બધ થઈ જાય છે તેમ જ જે પોતાના ગુજરાન માટે કોઈ વિદ્યા પ્રાપ્ત કરતા નથી તેમ જ કોઈ હુનર કે કારીગરી પણ શીખતા નથી પરતુ ધનથી જ ધન કમાવા ઇચ્છે છે, તે ધન નહિ રહેવાથી ખાલી હાથના થઈને લમણે હાથ દઈને બેસી રહે છે, કદાચ નામ માત્ર કઇક ધન બાકી રહી જવા પામ્યુ તો તેનાદ્વારા જ કઈ પેદા કરીને પોતાના બાલ બચ્ચાનું ભરણ પોષણ કરે છે, અથવા તો મહેનત મજુરીની માફક સામાન્ય અવસ્થામા જ રહી પોતાનુ જીવન ગુજારે છે અર્થાત્ કેટલાક તો મહેનત મજુરી કરતા પણ હલકી દશામા રહીને પોતાના દિવસો પૂરા કરે છે, તેમ જ ધારતી રહે છે કે મરણ જીવન કે છોકરા છોકરીનો લગ્ન પ્રસગ આવી ચડતા તેની આ સામાન્ય સ્થિતિ પણ ટકવા પામતી નથી, પરતુ જે નામ માત્ર ધન તેની પાસે રહ્યુ છે કે જેના દ્વારા તે યત્કિચિત્ પણ કમાઈને તેમ જ લુખ્ખુ સુકુ ખાઈને પોતાનુ ગુજરાન ચલાવી રહેલ છે, તે બધુ તે કાર્યમા સમાપ્ત થઈ જશે અને ત્યારે તો વળી તદ્દન ખાલી હાથના બની જઈને તેમ જ બીજુ કોઈ પણ ગુજરાનનું સાધન નહિ રહેવાથી તેનાથી પણ વધુ હલકી દશામા આવી પડે તેમ જ કોઈ પ્રકારની વિદ્યા હુનર કે કારીગરી નહિ હોવાના કારણે પોતાના ગુજરાન માટે કાચુ કોરૂ પણ નહિ મળી શકે

આવી મોટી દુર્દશા થવા છતા પણ આ નિર્ભાગી ભારતમા એક મહામૂર્ખતાની વાત એક એ પણ થઇ રહી છે કે, અહિના લોકો પાસે કઇક ધન હોય છે અથવા તો કોઈ રીતે ધન પેદા કરીને કઇ બચાવી પણ શકતા હોય તો તે તે રૂપીયાથી રૂપીયા પેદા કરવાનો ઉપાય હાથ ધરતા નથી તેમ કોઈ બેકમા જમા કરાવીને યા તો કોઇને કરજે ધીરી વ્યાજ કમાતા નથી તેમ જ કોઇ વ્યાપાર કે કપનીમા ભાગીદારી કરીને કોઇ પ્રકારનો નફો મેળવી શકતા નથી વગેરે બીજા પણ કમાણીના કામો કરતા નથી પરતુ એ રૂપીયાથી પોતાની સ્ત્રીને ઘરેણા બનાવી આપે છે, કે જેનો કશો નફો મળતો નથી, ઉલટુ કેટલક ઘસામણ તેમ જ કઇક ગેરવલે જઇને તેમ જ ઘસાઇ ઘસાઇને અર્ધી કીમતનુ બની

જાય છે તેમ જ કદાચિત્ ખોવાઈ ગયુ કે ચોરો ચોરી કરી લઇ ગયા તો તો બધુ પૂરૂ થઇ ગયુ ગણાય. ધીમે ધીમે આ મહામૂર્ખતાએ હિંદુસ્થાનમા એટલુ તો જોર પકડયુ છે કે કદાચ કંઈપણ કમાણી ન થતી હોય, કદાચ પેટપુરતુ ખાવાનુ પણ ન મળતુ હોય તો પણ સ્ત્રીની પાસે ઘરેણા તો જરૂર હોવા જ જોઇએ આ જ કારણથી જેની દુકાનમા પાયલો રૂપીઆનો પણ માલ નથી, તેની સ્ત્રીપાસે હજાર આઠસો રૂપીઆનુ ઘરેણુ હોવુ એ તો એને મન સાધારણમા સાધારણ બાબત છે, તેમ જ જેની પાસે પુંજી બદામ પણ દુકાન કરવા માટે નથી તેની સ્ત્રીપાસે ચારસો પાંચસો રૂપીઆનુ ઘરેણુ હોવુ એ કંઇ વિશેષ વાત નથી પરંતુ નનનગ ઘણેખરે અંશે એવુ જ છે એ ઉપરાન્ત વળી એક ફારસ જેવુ એ છે કે, દુકાનમા ઓછી મૂડી રોકવાથી વા નહિ હોવાથી એટલી પણ કમાણી થઇ શકતી નથી કે જેનાથી ઉદર પૂર્તિ પણ કરી શકાય તેમ છતા તેને એ વાત પસંદ નથી કે ઘરેણા વેચીને દુકાનની મૂડી વધારી લેવાય તેમ જ એ રીતે થોડી ઘણી આજીવિકાની સામગ્રી બનાવી લેવાય, ઘરેણુ તો જેમનુ તેમ જ રાખી મૂકવામા આવે છે, તેમ જ દુનિયામા માન ભરવા સારૂ કોઈપણ પ્રકારે કરજ કરીને વ્યાજનો બોજો પોતાના શિરપર લાદવામા આવે છે તે ત્યા સુધી કે કરજે નાણા નહિ મળી શકવાની હાલતમા પણ ઘરેણુ વેચવામા આવતુ નથી, પરંતુ તેને ગીરવી મૂકીને જ કરજ કરવામા આવે છે, જેથી માત્ર થોડા દિવસમા જ તે ઘરેણુ તો વ્યાજમા જ ચાલ્યુ જાય છે, અને આગળના કરજનો બોજો મસ્તકપર કાયમ રહેવા પામે છે

આ રીતે આપણી આર્થિક દશા દિનપ્રતિદિન વધી જ ખરાબ થતી ચાલી છે, તેમા સુધારો થવો ઘણો જ જરૂરનો છે અને તે સુધારો કિંવા ઉન્નતિ નીચે જણાવેલા ચાર માર્ગે જ થઇ શકે છે, (૧) આ રીતે આપણા રૂપીઆ કેવળ ઘરેણાગાંઠામા જ ન રોકીને તે ધન પ્રાપ્તિના જ માર્ગમા જ ઉપયોગમા લેવાય, તેમ જ ઘરેણાને ગીરવી મૂકીને તો ક્યારે પણ કરજ ન કરવુ મતલબ કે એવી દશામા તો ઘરેણુ જરૂર વેચી નાખવુ અને તે રૂપીઆને ધનપ્રાપ્તિના ઉપયોગમા લેવામા આવે (૨) મરણ-લગ્નમા કે વેવાઈવેવલગ્નાદિક પ્રસંગોમા ઉડાવવામા આવતુ ધનનુ પ્રમાણ અત્યંત કમી કરી નાખવુ અને એ રીતે જે રૂપીઆ બચે તેને પણ ધનપ્રાપ્તિના માર્ગમા રોકવામા આવે (૩) કોઈને કોઈ પ્રકારનો હુન્નર કિંવા કારીગરી શીખી લેવામા આવે તેમ જ ફુરસદની વેળામે વેર બેઠા બેઠા ધંધા ધંધા કરતા રહેવા કે જેથી કંઇક આર્થિક લાભ મળી શકે, તાત્પર્ય કે કારીગરી તેમ જ હુન્નર શીખવાનું તો એટલુ બધુ મહત્ત્વનુ મનાવુ જોઇએ કે તેના વિના લગ્નવિધિ પણ જોડાવું નહિ જોઇએ, (૪) જે મોટા મોટા શાહુકાર તેમ જ વ્યાપારી તેમ જ જમીનદાર લોકો પણ ઉચ્ચ વિદ્યા શીખવાની એટલી મોટી જરૂર સમજે, તેમ જ શાહુકાર લોક બેંક વગેરે ચલાવવાની ઉચ્ચ વિદ્યાનો, તેમ જ વ્યાપારી વર્ગ વ્યાપાર વિદ્યાનો, તથા જમીનદાર વર્ગ જમીનનુ મહત્ત્વ વધારવાનો, અને કારખાનાવાળાઓ કળ કારખાના વગેરે ચલાવવાનો પ્રયાસ પોતાના માટે વ્યાજબી તેમ જ જરૂરનો માને અને એ બાબતનું મહત્ત્વ સમજીને આચારમા ઉતારવામા આવે તો આશા છે કે જાતિનુ દિન દહાડે ઘરનાગ જશે પોતપોતાની જાતિમા આ બધી બાબતોનો યથા શક્ય પ્રચાર કરાવીને ભારતવાસીઓને દરિદ્રતાના મહાન્ વ્યાધિથી બચાવી લેશો, તેમ જ તેઓના હૃદયમા શાન્તિ ઉપજાવી તેઓને સાચા ધર્માત્મા બનાવશો *

---

* 'જૈનોદય' પરથી અનુવાદ

---

# બ્રહ્મદેશ.

લેખક—રા પદ્મનાભ હરિદત્ત શાસ્ત્રી.

બ્રહ્મદેશ એ એક રસાળ તથા રમ્ય પ્રદેશ જણાય છે રંગુનની ફરતી ઇરાવદી નદી પોતાના સ્વચ્છ શ્વેત નીરથી સ્ટીમરોને આમંત્રણ કરતી નજરે પડતાં, ઘેટાંઓનાં ટોળાં હાથી ઉભરાઈ જાય છે મુંબાઈ જેમ રૂનું મથક છે, તેમ આ શણનું મથક છે તેમ ચોખા તથા તેલ માટે રંગુન છે બ્રહ્મદેશના જંગલોમાં ટીંબર બહુ પ્રમાણમાં થતું હોવાથી આ તરફ ગરીબ લોકોનાં ઝુંપડાં પણ લાકડાનાં પાટીઆનાં બનાવેલાં હોય છે થોડાં વર્ષો પહેલાં લોકો હતા તેના કરતાં હાલમાં વધારે સુધરેલા જણાય છે અંગ્રેજી ભાષાનો પરિચય પણ પ્રતિદિન વધતો જાય છે જો કે સામાન્ય લોકભાષા તો બ્રહ્મી જ છે આ માગણીથી સ્વામી શ્રદ્ધાનંદજી તથા શ્રીયુત ઝીણાભાઈના વ્યાખ્યાનો રંગુનમાં હિન્દુસ્થાની તથા અંગ્રેજીમાં આપ્યા ઉપરાંત બૌદ્ધગુરૂ જે મોટા ફુંગીજી કહેવાય છે તેમણે બ્રહ્મી ભાષામાં ઉપરનાં વ્યાખ્યાનો કરી સંભળાવ્યાં હતાં આ સ્થળે એટલું કહેવું જરૂરનું છે કે ઉક્ત ફુંગીજી સંસ્કૃત—હિન્દી—બ્રહ્મી—અંગ્રેજી વિગેરે ભાષામાં પ્રવિણ છે તથા લોકોને માંસાહારનો ત્યાગ કરાવવા માટે તેમ જ અસહકારમાં સહાય આપવા માટે સાચા દિલથી ઉપદેશ કરે છે હાલમાં શ્રીયુત મહાદેવ જેઓએ ઈંડીઅન ઓપીનીઅનદ્વારા આફ્રિકામાં અતી અધાધુંધી લોકોની જાણમાં આણી હતી તેઓ માંડલે તરફ રાષ્ટ્રીય જાગૃતિ કરવા માટે જ ગયા છે તે તરફ એ આશરે ૧૫ થી ૧૬ દિવસ રહેવા ધારે છે

મારી સમજ પ્રમાણે મને એમ પણ જણાય છે કે સ્વરાજ્યપ્રાપ્તિનો માર્ગ સરળ બનાવવા માટે આપણી પરિસ્થિતિનો ઘણો ઉંડો વિચાર કરીને સાદાઈના પાઠ ભણવાની બહુ જ જરૂર છે સાદુ જીવન થયા વિના વણીનો વણીનાત છોડી શકે અથવા તો પ્રચંડ રાષ્ટ્રીય કેળવણી સારી રીતે જામી શકે એ માટે સારા શિક્ષકો મળવા લગભગ અસંભવ છે આવેશ—પ્રધાન લોકો—મોટે ભાગે સ્ત્રીઓ—ને આ વાત તુરત ગળે ઉતરશે અને એ રીતે જો આપણે સ્ત્રીઓને સાદાઈની વાત સચોટ રીતે સમજાવી શકીએ તો પુરૂષોને તો તે માર્ગ વાળવામાં વાર જ થશે—લગભગ નહિં જેવી મુશ્કેલી રહેશે અને એ રીતે સાદુ જીવન થતાં વાર જ અને ખર્ચ ઓછો થતાં આર્થિક જાળમાં ફસેલા હિંદના સંતાનો પરતંત્ર મટી તુર્ત જ સ્વતંત્ર બની સુખમય જીવન વ્યતીત કરતા આપણે જોઈ શકીશું. સાદા જીવનવાળાને બહુધા ગામડાંનો આશ્રય ભાગ્યે જ લેવો પડે છે ઉછરતા નાના બાળકો માટે જો નાના નાના ગામડાંઓમાં રમ્ય સાદા આશ્રયો થાય તો વધારે સારૂં એટલે કે પ્રાથમિક શાળા હાલના જેવી ફક્ત શિક્ષણના ઉપયોગ પુરતી જ રાખવામાં આવે તેને બદલે ૬ વર્ષથી માંડીને ૧૦ થી ૧૧ વર્ષ સુધી એક રમતગમત સાથે શિક્ષણનું સ્થાન બને તો માનોવિજ્ઞાન ઘણું સારૂં ખીલે બાલશાળામાં બગીચા સાથે પનો *Dissected Maps—Sterioscopes, Magic lanterns*, વિગેરે હોય તો શિક્ષણના ઉચ્ચ આશયો સહેલાઈથી સમજાવી તેને સંગીન બનાવી શકાય.

બ્રહ્મદેશની હકીકત સાથ લોકજાગૃતિનું આટલું વિષયાન્તર ક્ષમ્ય ગણાશે બ્રહ્મી લોકો સાથે મુસલમાનો ઘણા વર્ષોથી ભળી ગએલા જોવામા આવે છે, અને તેમનો ચ્હેરો બ્રહ્મી જ જણાય છે આવો એક માણસ નામે સય્યદ ઇબ્રાહીમ સરકારી લશ્કરી ખાતામા ટુક મુસાફર છે અને અંગ્રેજી–ઉર્દુ–મરાઠી–કચ્છી–ગુજરાતી–મલાયાલમ–તેલુગુ–બ્રહ્મી–ફ્રેંચ–જર્મન વિગેરે ઘણી ભાષાઓ બોલી જાણે છે તેના કહેવા મુજબ તેનુ જીવન હાતમતાઇ અથવા સિંદબાદ જેવુ છે પોતે માયાળુ સ્વભાવનો હોવા સાથે પ્રજા–જાગૃતિનો પુરેપુરો હિમાયતી છે તે ચાલુ પદ્ધતિને વખોડી કાઢે છે અને અસહકાર અને સ્વદેશી નનદ્વારા આર્યાવર્તનો ઉત્કર્ષ જોવા ખુશી છે સેવાપરાયણ હોવા સાથે નિખર અને ખરો મર્દ છે તેણે મોરીસ–ચીન–જાપાન–કાબુલ–ફ્રાન્સ–જર્મની વિગેરે મુલકો જોયા છે નજીવી નોકરીમા હોવા છતા ભાષાશાસ્ત્રીનું પદ તેને વધારે પસંદ જણાય છે

બ્રહ્મી પ્રજા બૌદ્ધમત માનનારી હોવાથી બુદ્ધમંદિરો જેને આ તરફના લોકો "ફુંગીઓ" નામથી ઓળખાવે છે તેના તરફ બહુ જ પૂજ્યભાવ ધરાવે છે અને ટ્રેનમા અથવા રસ્તે ચાલતા આવતા પંડીઓને એ નમસ્કાર કરે છે સ્ત્રીઓ તથા પુરુષો ધંધારોજગારમા અપ્રતિબદ્ધ પ્રવૃત્તિ કરે છે આ કારણથી હુ કાઠીઆવાડમાથી જ્યારે આ તરફ આવ્યો ત્યારે આ બ્રહ્મદેશ સ્ત્રીપ્રધાન છે એવુ સૂચન થએલુ પરતુ તેનો અર્થ અહીં આવ્યા પછી મને એટલો જ સમજાયો કે પુરુષોચિત પ્રવૃત્તિમા સ્ત્રીઓ પણ તેટલો જ ઉત્સાહ ધરાવે છે અનભ્યસ્ત રુચિના માણસો અનિષ્ટ પ્રવૃત્તિ પણ સેવતા હશે પરતુ તેવી પ્રવૃત્તિ અન્ય સ્થળે નથી હોતી એમ નથી મુંબઇ કલકત્તાના લોકોની વાત સુવિદિત જ છે આમ ઉપર જણાવેલા પ્રાન્ત જીવનની સારી અસર આ દિશામા પણ ઘણો સારો સુધારો કરી શકે એમ મારુ માનવુ છે

મુંબઈની જ માફક મકાનોની તંગીને લીધે રંગુનથી ૧૬ માઈલના અંતરે આવેલા "ધીનાજો" નામના ગામડામા ગેર ઉમર લી વૃજપાળના બગલામા અમો રહીએ છે આ સ્થળ અમોને ઘાટકુપરનુ વર્ણનાર સ્મરણ કરાવે છે રાત્રિના દશ એટલે કે સાંજના નવ વાગે બાજુમા ઉજવાતો બ્રહ્મોત્સવનો એક જલસો મારા મિત્ર લાલજી હીરજી શાહના સૂચનથી અમે બન્ને જણ એક વખતે સાથે જોવા ગયા હતા અરધી રાત સુધી આપણા દેશી ગામડાઓમા લોકો જેમ રામલીલા–ગરબી ભવાયા જેવા ખેલો જોવા જાય છે અને મેદાનમા પોતાની સગવડ પ્રમાણે ખાટલા–માચીમાંચડા વિગેરે નાખી લોકો પથારી નાખે છે તેમ આહી પણ સ્ત્રીઓ તથા પુરુષો લગભગ ૧૦૦૦ થી ૧૨૦૦ માણસ એકત્ર થએલુ નજરે પડતું હતુ એક બાજુએ માચડો (*Pulpit*) જોડવામા આવ્યો હતો જેના ઉપર નાટ્ય પ્રયોગ બ્રહ્મીભાષામા રજુ કરવામા આવતો હતો ત્યા પડદાઓ વિગેરે ન હતુ પાત્રોમા બે પુરુષ મશ્કરા (*Baffoons*) તથા બે સ્ત્રીઓ હતી સ્ત્રીઓ બ્રહ્મીપોશાકમા પાછળ ડેડ આગળથી સળીઓ જેવુ કાઇક ખોસી તેમને પાંખ હોય તેવો દેખાવ કરતી બ્રહ્મી નૃત્ય કરતી હતી મારા એક બ્રહ્મીમિત્રને પુછતા તેઓ અપ્સરા કહેવાય

* લલિતના કાવ્યો ૨ ૧–૦–૦ એમ એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબઇ

છે, એમ કહ્યું અહીંના લોકો સાથે અમારો પરિચય હિંદી અથવા અંગ્રેજીમાં જ થઇ શકતો-શાક ભાજી વિગેરે લેવા જતાં અમારી ભાષા અથવા તો અહીંની સિવાયની કોઈ પણ ભાષા નહિ સમજનારો આગંતુકોના ઇશારાથી સમજવાનામાં આવતું પૂર્વોક્ત જલસામાં નવીન વાદ્યો નજરે પડતાં હતાં તે વાદ્યો મૃદંગ સુર્લા શુદ્ધ સારિગમના સુરો જ લાકડાની હથોડી પછાડવાથી બતાવતાં હતાં [illegible] ગની સંખ્યા પણ સારિગમના આરોહ અવરોહ પ્રમાણે, જુદા જુદા સુરો બતાવવા માટે ૭થી સાતની થાય છે અને એક માણસ પોતાના હાથ જુદા જુદા વાદ્ય ઉપર પછાડી જલતરંગની માફક ભિન્ન ભિન્ન સુર ઉપજાવે છે-બીજાં બે વાદ્યો લાકડાની હથોડીથી વગાડવામાં આવતાં હતાં અને જલતરંગ અથવા શીમકળીનું ભાન કરાવતાં હતાં. હારમોનીયમ અથવા તો અન્ય વિદેશીય વાદ્યોનો અભાવ હતો આપણા દેશમાં પણ તાઉસ, દિલરૂબા, સિતાર વિગેરેનો પ્રચાર શું ઇષ્ટ નથી? સંગીતના સામાન્ય જલસામાં તેને સ્થાન હોય છે તો નાટ્ય પ્રયોગોમાં શામાટે તેમ ન થઇ શકે?

સીનેમામાં તેમ કેમ ચાલે છે?

બરમીઝ લોકોનો પોશાક આપણું ખાસ ધ્યાન ખેંચે છે-સ્ત્રીઓ તેમ જ પુરુષો બધા ધોતીયા અથવા પાટલુનને બદલે આરબ લોકોની માફક લુંગી વીંટે છે માથે રેશમી બે હાથ કટકો વીંટે છે તથા આપણા દેશમાં જુના જમાનાના લોકોના જેવી બંડી પહેરે છે

આ લોકોમાં પોતાના દેશ માટે એટલી પ્રીતિ છે કે ઝીક૫ટ સિવાય અન્ય દેશમાં તેઓ જતા નથી આ તરફ આવનારા લોકોમાંથી ઘણા યુરોપીઅનો તથા મુસલમાનો બ્રહ્મીસ્ત્રીઓને પરણ્યા હોય છે છતાં તે સ્ત્રીઓ કવચિત જ પોતાનો પહેરવેશ બદલતી જોવામાં આવે છે જો કે તેની ઓલાદ મૂળ પુરુષના રીવાજને અનુસરે છે

તેઓ આખી પ્રજા એવા જ હોય છે દાખલારૂપે હમણાં ગઇ દીવાળીની લગભગમાં ટ્રામ કંપનીએ દરમાં વધારો કરવાથી તે પ્રજાએ તેનો ત્યાગ કર્યો અને તેથી ત્રણ દિવસમાં ટ્રામ કંપનીને પ્રજામતને માન આપવાની ફરજ પડી હતી લોકોનું જીવન બહુ જ સાદું છે જો કે નવા જમાનાની અનુકરણમાં જોવામાં આવે છે રસ્તે ગાડીઓ નાના માપની છે અનિયમિત પણ તથા [illegible] દેખાય છે માણસો તથા બીજાં જાનવરો ઘણીવાર કચરાઇ જતા જોવામાં આવે છે [illegible] શહેર પાધરું પણ હોવા છતાં અતિ સ્વચ્છ દેખાય છે રસ્તા વિશાળ-કાનમાદેવી રોડ કરતાં સમગુણા અહીં ઘણા પહોળા, અને સીમેન્ટ તથા પથ્થરથી બાંધેલા હોય છે આ નવું સીનેમાનો શોખ દિન પ્રતિદિન વધતો જાય છે-ગરીબ મદ્રાસી લોકો મુસાફરોને લઇ હાથે ખેંચવાની ગાડી જેને રીક્ષા કહેવામાં આવે છે અને જેનું બીજું નામ રિક્ષા છે તેમાં બે માણસ સાથે ... લગભગ એક માઇલ દૂર લઇ જાય છે ઠેકઠેકાણે તેના લેવાના સ્ટેન્ડ હોય છે પ્રજાનો ઘણો ભાગ બ્રહ્મીસિવાય કચ્છી-ગુજરાતી-કાઠીઆવાડી-મદ્રાસી-શીખ-બંગાલી તથા મારવાડીનો છે ટપાલ અઠવાડીઆમાં બે વખત અનિયમિત પણે કલકત્તા થઇને જાય છે હિંદુસ્થાનથી આવતા જતા મુસાફરોને સ્ટીમરની મુસાફરી બહુ જ કંટાળા ભરેલી લાગે છે-ડાક્ટરોનું સાધન સારૂં જણાય છે-બહુ ફાર્મેસી-આતંકનિગ્રહના દર્શન મુગલ સ્ટ્રીટ નામના રસ્તા ઉપર થાય છે વેપારમાં આપણા તરફના મારવાડીની જેમ આ તરફ મદ્રાસ તરફના ચેટ્ટી લોકોનું જોર ઘણું છે

# ગામઠી નિશાળમાં વળી એક ડોકિયું.

( અકલ્પીક પરીક્ષાના ઉત્તરપત્રો )

લેખક—રા. હરિલાલ પ્રભુલાલ છાયા, બી. એ., એલએલ. બી.

[ નિશાળ ઉઘડવાના ઘંટ થવાને થોડી વાર છે એટલામાં બ્હાર ઓટલા ઉપર નિશાળીઆ માહો માહે વાતચિત કરે છે ]

રામશંકર—'પ્રમોદરાય, ગયા શનિવારના ઇતિહાસ ભૂગોળની પરીક્ષાના પેપરો તપાસાઇ ગયા છે તે આજે પાછા મળશે એવું મહેતાજી સાહેબ કહેતા હતા.'

પ્રમોદરાય—'હું તો મ્હારો પગ મરડાઈ જવાથી કાલ નિશાળે આવ્યો ન હોતો એટલે જાણતો નથી.'

ઇશ્વરલાલ—'તું ન હોતો આવ્યો પણ અમે તો આવ્યા'તા! મહેતાજી સાહેબ આજે પેપરો પાછા આપવાના છે એ ખરી વાત છે, કેમ કેટલાક માર્ક આવશે?'

પ્રમોદરાય—'અમે શું બકાલી છીએ કે નમતું તોળીએ? જોઇએ ૩૩ ને લ્યો ઢગલો થાય ૯૯ નો!—આપણા ત્રીશ પાસ માર્ક આવે તો ઘણા છે!'

મણિશંકર—'ભાવડે તો મોએ મોઆર્ગનું લખ્યું છે, એમાંથી જોઇએ છીએ કેટલાક કાપે છે! ૫ કાપશે તો ૯૫ આવશે, ૧૦ કાપશે તો ૯૦ આવશે! બહુ બહુ કાપશે તો ૨૦ કાપશે, તોય ૮૦ આવશે! કાપી કાપીને તે વળી કેટલાક કાપશે?! ત્રણે લઇને બેસશે તો પણ ૬૦, ૭૦ તો જરૂર આવશે!'

દેવશંકર—'એટલા માર્ક કપાશે એવી ઉંચી ગણતરી ન હોય, અકકલ! બહુમાં બહુ કેટલા આવશે એની અટકળ કરાય.'

પ્રેમરાય—'આપણા મહેતાજી દેશી છે એ મોટી પંચાત છે! અંગ્રેજો કેવા ઉદાર હોય છે?! મ્હારા મોટાભાઈ બી. એ. નું ભણે છે તે રજા ઉપર આવ્યા હતા ત્યારે એમ વાત કહેતા હતા કે અંગ્રેજો પેપર તપાસે ત્યારે એક જવાબ વાંચીને વિચાર કરે કે આમાં દશ માર્કમાંથી કેટલા અપાય એમ છે? જરા ઓછું કરવા જેવું જણાય તો ધારે કે નવ દેવાને? ઓછા કરવા લાગે તો મનને પૂછે કે આઠ, અથવા સાત અપાશે? આથી ગમે તેવા નબળા વિદ્યાર્થીને પણ પાસ થવાનું ઠીક ઠીક સાત માર્ક મળી જાય છે,—પણ એકાદો દેશી દક્ષણી પરીક્ષક હોય તો? માથે હાથ દેશે, ચશ્માં ચડાવી, એક ઘૂંટડો પીવા જેવું મ્હો કરી એક જવાબ વાંચે અને પછી મનમાં બડબડે કે શું ભર્યું છે! આને એક માર્ક આપીએ તો ચાલશે? ! ના, ના, કાંઇક લખ્યું તો છે, ત્યારે બે આપને!! ભલે ચાલ ત્રણ આપો! ઓહો! ચાર તો બહુ થઇ જશે! અંગ્રેજી અને દેશી પરીક્ષકમાં આમ હાથીને ઘોડાનો ફેર છે.'

રામશંકર—'અંગ્રેજો પરદેશી હોવા છતાં અહીંના ભણનારાને છૂટે હાથે માર્ક આપે છે, પણ આપણા દેશી પરીક્ષકો હિન્દુસ્તાનના જ વતની હોવા છતાં પોતાના દેશનાં બાળકોને ચીપી ચીપીને માર્ક આપે છે એ કેવું નવાઇ જેવું!!'

ઇશ્વરલાલ—'એ બધું ખરું, પણ વાતો કરવાથી કાંઈ આપણા મહેતાજીસાહેબ કાળામાથી ગોરા થવાના છે?'

પ્રમોદરાય—'પેપરમાં ખૂબ લખી આવ્યો છે ને, તે બહુ સુને છે!'

પ્રાણશંકર—'અગાડીક પરીક્ષા તો જાણે ઠીક! સમજ્યા એ તો! એમાં પાસ થયા તોય શું ને ન થયા તોય શું? ખરી તો વાર્ષિક પરીક્ષા!'

[ઘંટ વાગે છે બધા દોડે છે]

ઇશ્વરલાલ—(ક્લાસ તરફ જતાં) 'દરેક અડમાડીએ પાસ થનારને વરસ દહાડે પાસ થવું કેટલું ગ્રેટ પડે એનો કોઈ વિચાર કર્યો?'

[સૌ પોતપોતાની જગાએ બેસી જાય છે મહેતાજી પ્રવેશ કરે છે]

મહેતાજી—(ખાનાવાળા ટેબલપર બેસતાં) 'છોકરાઓ! તમારા ઇતિહાસ ભૂગોળના પેપરો તપાસાઈ ગયા છે, તેમાથી જે મોટી મોટી ભુલો થઈ છે તે ક્લાસમાં વાંચી સંભળાવું છું એટલે સૌને ફાયદો થાય (એક પેપર ખોલે છે), રામશંકર, ઉભો થા તો, સહ્યાદ્રિ નદી છે? કયા સમુદ્રને મળે છે? હૈં?'

[રામશંકર મૂંગો રહે છે]

મહેતાજી—શું છે સહ્યાદ્રિ? પછીનો નંબર?

પ્રમોદરાય—'ડુંગર છે, સાહેબ!'

મહેતાજી—'ડુંગર નહિ પણ પર્વત ડુંગર ન્હાનો હોય છે, જ્યારે પર્વત મોટો લાંબો હોય છે ઠીક, અલ્યા રામશંકર, તેં લખ્યું છે કે "અમદાવાદ હિન્દુસ્તાનમાં આવ્યું છે," તો પછી "દુનિયામાં આવ્યું છે" એમ લખ્યું હોત તો શું ખોટું હતું? શું જોઈએ? પ્રમોદરાય?'

પ્રમોદરાય—'મુંબઇ ઇલાકામાં!'

મહેતાજી—'શાબાશ! તેં એવું જ લખ્યું છે! તું પણ રામશંકરને માથે પછાડવા જેવો છે! કયા આવ્યું અમદાવાદ? પછીનો નંબર?'

ઇશ્વરલાલ—'અમદાવાદ ગુજરાતમાં છે'

મહેતાજી—'બરાબર અલ્યા રામશંકર, તને કોઈ પૂછે કે તું કેવો છે? તો તું "બ્રાહ્મણ" કહે કે "હિન્દુ"?'

રામશંકર—'આજ બ્રાહ્મણ કરતા હિન્દુ તરીકે ઓળખાવામા વધારે માન છે, સાહેબ!'

મહેતાજી—અરે વાહરે, તમે, હિન્દના બાળક! બિરાજો નીચે! ચાળો રહેશો!—આપનો પેપર લઇ લ્યો!' (પેપર આપી દે છે, અને બીજો ઉખેળે છે)

મહેતાજી—'પ્રમોદરાય, તુમને કુછ નહિ દિખા દે! વેરીઆ વેર ઉતારી છે! ભણવા આવે છે તે મહેતાજીપર ઉપકાર કરે છે?!—પેલા લૉર્ડ મિન્ટોના સમયમાં એટલું જ લખ્યું છે કે "તે સર જ્યૉર્જ બાર્લો પછી ગવર્નર જનરલ થયો, એની કારકીર્દિ બહુ જાણવાજોગ નથી!"—તારો પેપર બહુ જાણવા જોગ નથી!—બસ? દશ માર્કનો સવાલ થઇ રહ્યો?—શિવા-

ઝની હકીકત માગી છે, તેમા કેવુ શિવાજી લખ્યું છે? "શિવાજી એક મરાઠા સરદાર હતો તે ઔરંગઝેબ નામના દિલ્હીના પાદશાહ સાથે ખૂબ ઉમ લડયો હતો! એમ કરતા એક વેળા કેદ પકડાયો, ત્યારે મિઠાઈના ટોપલામા છુપાઈને નાસી છૂટયો હતો!"-મિઠાઈ બહુ ભાવે છે, કેમ?-પછી શુ લખ્યુ છે?—"તેણે વિજાપુર અથવા ગોવળકોંડાના એક સરદારનો જીવ વાઘના નખવડે લીધો હતો તે ઉપરથી 'શિવાજીનો વાઘનખ અને હળદી ઘાટનુ યુદ્ધ' નામે 'ગુજરાતી'ની એક ભેટ બહાર પડી છે!"—બાપો 'ગુજરાતી' મગાવે છે શુ!—'વિજાપુર અથવા ગોવળગોંડા!'—તુ તે ઇતિહાસ લખે છે કે નવલકથા?! તું ભણવા શા માટે આવે છે?! આવુ લખીશ તો બે વરસે પણ પાસ થઇ રહ્યો! પેપર લઇ લે!' (પેપર ફેંકે છે)

મહેતાજી—(નવો પેપર ખોલતા) 'ઈશ્વરલાલ, તેં વળી સરસ લખ્યુ છે એ કહેવુ નથી બધા એનો પેપર વાંચી જજો, એટલે ખબર પડે કે સવાલોના જવાબ આવા લખાય,—લે! (પેપર આપી દે છે)

મહેતાજી—(પેપર ઉખેળતા) પ્રેમલાલ, તું ઠીક લખે છે પણ બહુ ઉતાવળીઓ છે, કાનો માત્રા હ્રસ્વ દીર્ઘનુ ઠેકાણુ નથી! કેટલાક ઠેકાણે આખા શબ્દો ખાઈ ગયો છે!—વેરથી નાગનો કયા વિના આ યો'તો કે શુ? ભર્ગીમા 'પાણાની ખાણુ ને બ ને 'ખણાની પાણુ' છે" એમ લખી માર્યું છે!—પેપર લખીને પાછો વાંચી જાય છે ખરો?' લઇ લે! (પેપર ફગાવે છે)

મહેતાજી—(પેપર ખોલતા) 'રતનલાલ, તુ પેપરમા ચોરટ બહુ કરે છે! "અમદાવાદ ગાદી ગુજરાતમા છે!'—માટે તુ ગાદી થઈ જઇશ એવી બ્હીક લાગે છે!—"ત્યા કપડની મિલો ઘણી છે પણ તેઓમા વિલાયત જેવુ સરસ કપડ બનતુ નથી, તેમ જ તેઓના સંચામા, કામ કરનારના હાથપગ ઘણી વાર કપાઇ જાય છે!"—"ખેડાં ડુંગર ઢાળીઆવાની પશ્ચિમે પોરબંદર પાસે આવેલો છે ત્યાંથી તથા પથ્થરની પેદાશ સારી છે, અગાઉથી પથ્થરને ભાવે મજુરી પણ હાલ ભાવ એના વધી ગયા છે કે પથ્થર ઘીને ભાવે મળે છે!'—પેપરમા આવુ લખાય? તું શીખવા આવે છે કે દુશીઆરી બતાવવા?!—લે!' (પેપરનો ઘા કરે છે)

મહેતાજી—(છેલ્લો પેપર ઉખેળતા) 'પ્રાણશંકર, તું એક જવાબ વચમા બીજીવાર ઘુસાડે છે તે શુ એમ સમજે છે કે કોઇને ખબર નહિ પડે?! મહેતાજી આંધળા છે, કેમ?—આજે ચોકડી મૂકુ છુ અને આવતી અઠવાડીક પરીક્ષાના માર્કમાંથી દશ ઓછા-ટેન માઇનસ-માર્ક છુ, પેપર લઇ લે!' (પ્રાણશંકર પેપર લે છે), શરમા, શરમા જરાક! આ વખત એક બે જણ સિવાય બધાએ ઉતાર્યુ છે માટે આવતી કાલ ગણિતની પરીક્ષામા એવુ ન થાય એટલા સારૂ તમે બધા દાખલા પાકા કરવા મંડી જાઓ જે દાખલો કોઇથી ન થાય તે મને પૂછજો એટલે હું સમજાવીશ!—ચાલો, મારો ઝપાટો જોઇએ!'

(નિશાળીઆ દાખલા ગણવા માંડે છે, અને મહેતાજી સ્ટુલ ઉપર બેઠા બેઠા ઝોલા ખાવા શરૂ કરે છે)

[પડદો પડે છે]

---

# રત્નાવલી.

[ નાટક ]

લેખક—રા. રતિપતિરામ ઉદ્યમરામ પંડ્યા, બી. એ.

( ગયા અંકથી ચાલુ )

## ત્રીજો અંક.

નાટકના પાત્રો

મહારાજ—રાજા

વસન્તક—વિદૂષક-રાજાનો મુખ્ય મિત્ર

વાસવદત્તા—વત્સરાજની રાણી

સાગરિકા—રત્નાવલીનું ગુપ્ત નામ, વાસવદત્તાના અંતઃપુરમાં ત્હેની દાસી થઈ રહેલી સિંહલદ્વીપના રાજાની પુત્રી

કાંચનમાલા / મદનિકા } વાસવદત્તાના જ હિતમાં રમી રહેલી ત્હેની પરિચારિકાઓ

---

( મદનિકા પ્રવેશ કરે છે )

મદનિકા—( આકાશ તરફ જોઈ ) ઓ કૌશામ્બક, ઓ કૌશામ્બક, દેવી સાથે કાંચનમાલાને દીઠી કે નહિ ? ( કાન દઈને ) શું કહે છે ? ત્હેને આની ગયાને બહુ વાર થઈ એમ કહે છે કે ? ( આમ તેમ ફરી, આસપાસ નજર નાખતી ) ખરે, કાંચનમાલા તો આ આવે છે, ત્હેની પાસે જ જાઉં

( કાંચનમાલા પ્રવેશ કરે છે )

કાંચન૦—( હસતી આનંદથી ) વાહરે, વસન્તક, વાહ ! આટ આ સન્ધિ વિગ્રહની રચના કરવામાં તો તું અમાત્ય યૌગન્ધરાયણથી પણ ચઢ્યો

મદ૦—( ચિંતન કરી ) અલિ કાંચનમાલા, વસન્તકે તે એવું શું કર્યું કે તું ત્હેનાં આટલાં બધાં વખાણ કરે છે ?

કાંચન૦—સખી, ત્હારે જાણીને શું કરવું છે ? ત્હારા પેટમાં કંઈ વાત તો ટકતી નથી

મદ૦—દેવીના ચરણના સોગન ખાઈને કહું છું કે હું કોઈને કાંઈ પણ જણાવીશ નહિ

કાંચન૦—જો એમ હોય, તો સાંભળ. આજે રાજમંદિરેથી પાછા ફરતાં મ્હેં ચિત્રશાળા પાસે સુસંગતાની સાથે વસન્તકને વાત કરતાં સાંભળ્યો

મદ૦—( આતુરતાથી ) સખી, કહે કહે, શી વાત થતી હતી !

કાચન૦—વસન્તકને કહ્યુ કે 'સુસગતા, મહારાજની અસ્વસ્થ પ્રકૃતિનુ કારણ સાગરિકા વિના ખરે બીજુ કાઈ નથી માટે કાઈ ઉપાય શોધી કાઢ '

મદ૦—ત્યારે સુસગતાએ શુ કહ્યુ ?

કાચન૦—ત્હેણે એમ કહ્યુ કે "આજે ચિત્રપટના વૃત્તાતથી દેવી વ્હેમાયા છે, અને સાગરિકાને મ્હારા સ્વાધીનમા કરી પોતાના વસ્ત્રાલકાર પણ મ્હને પ્રસન્ન થઇ આપ્યા છે, તેથી તે અલકારો સાગરિકાને પહેરાવી ત્હેને દેવીનો વેશ ધારણ કરાવીશ, અને હુ પણ કાચનમાલાનો વેશ ધરીને અમ્હે બન્ને ગત્રે મહારાજની પાસે જઇશુ તુ પણ ચિત્રશાળા પાસે બેસીને અમ્હારી વાટ જોજે પછી માધવી લતામડપમા તે બેને આપણે મેળવીશુ"

મ૦—( રોષથી ) દુષ્ટ સુસગતા, ધિક્કાર છે ત્હને પરિજન ઉપર પ્રેમ રાખનારી સ્વામીની તુ શુ છેતરવા માગે છે ?

કાચન૦—મદનિકા તુ હમણા ક્યાં જાય છે ?

મ૦—મહારાજની પ્રકૃતિ અસ્વસ્થ છે એમ સાભળી દેવીએ ત્હને ત્યા ખબર જોવા મોકલી હતી, પણ ત્હને આવતા વાર થઈ, તેથી ચિંતાતુર થઈ દેવીએ મ્હને ત્હારી પાસે મોકલી છે

કાચન૦—ખરે, દેવી બહુ જ ભોળા છે કે તેઓ આવી વાત ખરી માને છે કામથી પીડાતા મહારાજાની તબીયત ઠીક નથી એ બ્હાને હાથીદાતના ઝરૂખામા બેઠા છે, ચાલ, એ ખબર દેવીને તો કહીએ

મદ૦—હા, હા, ચાલ ઉતાવળી (બન્ને જાય છે )

## પ્રવેશક સમ્પૂર્ણ *

( મદનાવસ્થામા બેઠેલો રાજા જણાય છે )

રાજા—( નિ શ્વાસ નાખીને )

( ગદ્ગ૦ )

કામાગ્નિ થકી દેદ્દ્યમાન હૃદય આ સતાપ સ્હે છે હવે
શાન્તિનો ન હવે ઉપાય નીરખ્યો તુ શીદ દુ ખી બને ?
શીઘ્ર ચદનથી ભીનો કર મળ્યો ત્હેનો પરાણે મ્હને
ત્હોને મૂઢ થઈ ધર્યા ન તુજ શુ બહુ માન રાખ્યો છતે

ખરેખર, આશ્ચર્ય !

મન ચચળ સ્હેજે એ વિધાયુ ન વિધાય તે
સવ બાણ થકી મ્હારૂ કામે શી રીતથી હણ્યુ

---

* પ્રવેશકમા આ અકની બધી સામગ્રી સચિતારમા રજુ થઇ ગઇ છે વાચનાર અક વાચ્યા પછી સ્હમજી શકશે —ભા ક

અરેરે કુસુમાયુદ્ધ,

(શાર્દૂલ૦)

બાણો પાંચ જ નિર્મિયા મદનમાં તે સૌ જનો જાણતા
ત્હોય એથી અનેક કો મુજસમા વિંધાઇ લોટી જતા
ત્હારામા વિપરિતતા થઈ હવે લાખ્ખો ધરી બાણને
નિરાધાર થયેલ કામીજન આ તેથી વિંધાઇ મરે

અરે, આવી અવસ્થામાં તો હુ એની એટલી બધી ચિન્તા કરતી નથી, પણ ગરીબ બિચારી સાગરિકા, હૃદયમા કોપ છુપાવતી દેવીના હાથમા રખેને આવી પડે, તેની મ્હને બહુ ફીકર રહ્યા કરે છે કારણ કે,

(શિખરિણી)

રખે કો જાણે' એ બ્હીકથી સખીઓમા નીચુ જુએ
કરે જ્યા બે વાતો મુજ તણી કરે એમ જ લહે,
સખીના હાસ્યોમા શરમ બહુ ધારે મન વિષે
પ્રિયા થઈ વ્યાકુળી ભય બહુ દિલે એમ જ ધરે

વ્હેની ખબર કાઢવા વસન્તક ક્યારનોયે ગયો છે, તે હજુ સુધી કેમ નહિ આવ્યો હોય?

( એટલામા હરખાતો હરખાતો વસન્તક પ્રવેશ કરે છે )

વિ૦—ઓ હો હો ! કૌશામ્બીનું રાજ્ય મળવાથી પ્રિય વયસ્યને જેટલો આનંદ નહિ થાય, તેટલો આનંદ મ્હારી પાસેથી પ્રિય વાત સાભળ્યાથી થશે, એમ મ્હને લાગે છે. મ્હારી જ વાટ જોતા ઉભા લાગે છે ચાલ, પાસે જાઉં ( પાસે જઈને ) જય જય મહારાજ! વયસ્ય, આપનું કાર્ય સિદ્ધ થવાની હું ત્હમને વધામણી આપુ છુ

રાજા—વયસ્ય, પ્રિયા સાગરિકા તો કુશળ છે ને?

વિ૦—મહારાજ, ધીરે ધીરે એ બધુ આપોઆપ જ જાણશો

રાજા—( હર્ષથી ) ત્યારે શુ દર્શન પણ થશે?

વિ૦—( ગર્વથી ) વાહ, બૃહસ્પતિની બુદ્ધિને ટક્કર મારે તેવો બુદ્ધિશાળી હોવા છતા એમ કેમ ન થાય?

રાજા—( હાસ્યથી ) એમા શુ આશ્ચર્ય! તું તે શુ ન કરી શકે? ત્યારે મ્હને વિસ્તારથી કહે જોઇએ હું સાભળવાને બહુ આતુર છુ

વિ૦—( કાનમાં કહી સભળાવે છે ) એમ જ!!

રાજા—( હર્ષથી ) શાબાશ, વયસ્ય, શાબાશ! લે આ ત્હારૂ ઇનામ ( હાથેથી કડું કાઢી આપે છે )

વિ૦—( હાથમા કડુ પહેરીને પોતાને જોતો જોતો ) એ વયસ્ય, આ સોનાના કડાથી શોભતો મ્હારો હાથ હું મ્હારી સ્ત્રીને બતાવી આવુ ( જવા માડે છે )

રાજા—( રોકીને ) સખે, પછી બતાવજે હમણા તપાસ કર, કે દિવસ કેટલો બાકી છે ?

વિ૦—( ચારે પાસ ફરીને હર્ષથી ) ઓહો, જુઓ, જુઓ. આ ભગવાન્ સૂર્યનારાયણ ગાઢ પ્રેમથી ચલિત થઇ, જાણે સંધ્યારૂપી સ્ત્રીને મળવાનો સંકેત કરી, અસ્તાચળ પર્વત ઉપરનાં વનોમા વિચરતા ન હોય, એમ લાગે છે

રાજા—સખે, સંધ્યાકાળ થવા આવી કેમકે,

( સ્રગ્ધરા )

'મ્હારો આ એકચક્રી રથ ત્રિભુવનનો માર્ગ લાંબો વિટાળી,
તે તો પાછો પ્રભાતે ફરી નહિ શકશે ' એમ ચિન્તા જ ધારી
સંધ્યાકાળે રવિના કિરણથી બનતા હેમના ચક્ર આરા
ખેંચી ચક્રો દિશાના જ્યમ શુ રવિ ઉભો હોય અસ્તાચળે આ

અને વળી,

( વસન્તતિલકા )

હુ જઇશ પદ્મવદના મુજ મળ વીતો,
હુ ને જગાડીશ સુતેલી ફરી પ્રભાતે
દે ધૈર્ય આમ નલિની સ્હમજાવતો એ
અસ્તાચળે કિરણ સર્વ મૂક્યા રવિએ.

વયસ્ય, મારે ઉભો થા આપણે માધવી લતાના મંડપમા જઈ પ્રિયતમાના સંકેતની રાહ જોઇએ

વિ૦—ઠીક કહ્યુ, મિત્ર, ચાલો

( ઉઠીને આમ તેમ જોઇને )

અહો વયસ્ય, જુઓ, જુઓ, આ તો ખરે, ધીચ વૃક્ષઝાડીને વધારે કાળી બનાવતો, અને ઘટ્ટ કાદવથી ખરડાયેલા ભુંડ અને ભેંસોના જેવા રંગવાળો અંધકારનો સમૂહ આ ઉતરી આવે છે.

રાજા—સખે, ત્હેં સાચુ જ કહ્યુ છે કેમ કે,

( શિખરિણી )

પહેલા તો પૂર્વે પ્રસરતુ પછી ચોદિશ હવે
વને ધીરે ધીરે તરુ નગર આકાશ સઘળે,
અતિ ગાઢ થાતા ભુવનની રૂરે દષ્ટિ પળીથી,
પિનાકી ગ્રીવાની તિમિર સમુહે કાંતિ જ હરી

વિ૦—ચાલો, ચાલો મહારાજ ? ( ચાલવા માંડે છે )

વિ૦—અહો વયસ્ય, ઘણા ઝાડોની ઘટા થઈ જવાને લીધે આ ઉદ્યાન જાણે અંધકારનો પિંડો થઈ ગયુ હોય, એમ દેખાય છે, તો પછી માર્ગ તો ક્યાંથી જ જણાય ?

રાજા—વયસ્ય, આગળ તો ચાલ આ માર્ગ તો આપણો જાણીતો છે કેમકે,

(સ્રગ્ધરા)

હારો આ ચમ્પકાની દિસતી વળી અહીં રોલતા સિંદુવાર,
ગાઢી પંક્તિ દિસે છે બકુલ તણી અને પાટલા પુષ્પદાર
લેતા લેતા સુગંધી વિવિધ કુમની વાટ લઇ તે નિશાની,
આતાથી બેવડાયે તિમિરથી રૂંધતો માર્ગ લેશું પિછાની

વિ૦—અરે, જુઓને વયસ્ય મત્ત ભ્રમરાઓના ઉડવાથી બકુલના પુષ્પની રજ દસે દિશામાં ઉડી રહેલી છે, તેથી સુગંધી પ્રસરી રહે છે, લીલા મરકત મણિની જડેલી ભૂમિ ઉપર પગ મૂકતા સુખ ઉપજે એવા માધવીલતાના મંડપમાં આપણે હવે આવી પહોંચ્યા છીએ માટે આપ જરા આહિં વિરાજો, અને હું દેવીનો વેષ ધારણ કરેલી સાગરિકાને લઇને સત્વર આવું છું

રાજા—ત્યારે તો વયસ્ય, ઉતાવળો જા,

વિ૦—વયસ્ય, એવડા ઉતાવળા મા થાઓ હું આ આવ્યો (જાય છે)

રાજા—એ આવી પહોંચે, ત્યાં સુધી હું પણ મરકતશિલા ઉપર બેસી, પ્રિયાના સંકેત સમયની રાહ જોઉં (બેસીને, ચિન્તાથી) અહો, પોતાની જ સ્ત્રીના સમાગમનો અનાદર કરી કામીજનની નવીન નાયિકા તરફ ખરે અપૂર્વ પક્ષપાત હોય છે કેમકે,

(હરિણી)

પ્રીતથી ન્યારી ભીરૂ થાતાં ન રીઝે જુએ જરી
રસથી મતિશે કંઠે બાઝી સ્તનો ન દબાવતી,
પ્રીતમ પકડે ત્યારે વાતો જવાની કરે ઘણી,
રમતી રમણી ત્હોયે સંકેત સ્થાન વિષે અતિ

અરેરે, વસન્તકને કેમ વાર લાગી ! ખરે, આ બનાવની ખબર દેવીને તો નહિ થઇ હોય ?

(વાસવદત્તા અને કાંચનમાલા પ્રવેશ કરે છે)

વાસવ૦—અલિ કાંચનમાલા, મ્હારો વેષ ધારીને સાગરિકા આર્યપુત્ર પાસે શું જશે ખરી ?

કાંચન૦—ત્યારે શું દેવી હજુ પણ ખરૂં નથી માનતાં ? ચિત્રશાળા પાસે ઉભેલા વસન્તકને જ જોવાથી આપની ખાત્રી થશે

વાસવ૦—ત્યારે તો ચાલો, આપણે ત્યાં જ જઇએ

કાંચન૦—હા, ચાલો ત્યારે (ચાલવા માંડે છે)

(માથું ઢાંકીને બેઠેલો વસન્ત- જોવામાં આવે છે.)

વિ૦—(સાંભળીને) ચિત્રશાળા પાસે શબ્દ સંભળાય છે, તેથી હું ધારૂં છું કે સાગરિકા કદાચ આવતી હશે

કાંચન૦—દેવી, ચિત્રશાળા તો આ રહી આમ આહિં જ ઉભાં રહો હું વસન્તકને ઇશારો કરી બોલાવું છું (ચપટી વગાડી વસન્તકને બોલાવે છે)

વિ૦--(હાથથી પાસે જઈને) સુસગતા, ત્હારો કાચનમાલાનો વેશ તો ખરખર શોભે છે પણ સાગરિકા ક્યાં? *

કાચન૦--( હાથથી બતાવીને ) આ રહી

વિ૦--અરે, આ તો ખરેખરા દેવી વાસવદત્તા જ !

વાસવ૦--( વ્હેમથી મનમાં ) શુ એણે મ્હને ઓળખી ? ત્યારે તો હુ પાછી જાઉં

વિ૦--ભગવતી સાગરિકા, આહિ આવો

( વાસવદત્તા રીસને કાચનમાલા સ્હામુ જુએ છે )

કાચન૦--( વિદૂષક ભાગી આગળી કરીને, એકાન્તમા ) અરેરે, હ્વને ત્હાગ પોતાના વચનો સાભરે છે કે ?

વિ૦--ઉતાવળ કર, ઉતાવળ કર, ભગવાન ચન્દ્રમા પૂર્વ દિશામા ઉગવાની તૈયારી કરે છે

વાસવ૦--( શ્રમસહિત, મનમા ) ભગવાન ચદ્રમા, આપને નમસ્કાર હજો એક ઘડીવાર સુધી આપ પ્રકટ ન થાઓ તો એમના મનનું હા જાણવા પ્રસગ મળે ( સર્વે ચાલતા માડે છે )

રાજા--પ્રિયાને મળવાનો પ્રસગ પાસે આવ્યો છે, છતા પણ મ્હારુ મન શા માટે વધારે અધીરૂ થતુ હશે ? અથવા લોકોમા કહેવાય છે, તે ખરૂં જ છે,

( ગીતિ )

તીવ્ર મદનજ્વર થાતો આરભ કરતા છઇ પ્રસિંગને
ઘામ થાય જ્યમ બારે ચોમાસે જળવૃષ્ટિ અતિ સૂચવે

વિ૦--( સાંભળીને ) ભગવતી સાગરિકા, પેલા પ્રિય વયસ્ય, ત્હમને જ ઉદ્દેશીને ઉત્કંઠાથી કાંઈ બોલે છે, માટે જરા થોભો હુ ત્હેમને ત્હમારા આગમન વિષે કહી આવુ ( રાજા પાસે જઈને ) વયસ્ય, વધામણી, પેલા સાગરિકા આવ્યા છે

રાજા--( હર્ષથી એકદમ ઉભો થઈને ) ક્યા છે, ક્યા છે એ, વયસ્ય ?

વિ૦--પેલાં ઉભા

રાજા--( પાસે જઇ ) હે પ્રિયા સાગરિકા !

( શાર્દૂલ )

સુધાશુ સમ મુખ અબુજ સમા નેત્રો ઉરૂ જેના
,હાથેથી તુજ પદ્મકાન્તિ ધરતી, બાહુ મૃણાલો સમા
સર્વાંગી સુખના દુ એમ સદૃશા નિ:શંક ભેગી મ્હને,
પીડાતા બહુ મામથી શરીરને દે શાન્તિ હાલ પ્રિયે

વાસવ૦--( એકાન્તમાં ) અલિ કાચનમાલા, આર્યપુત્ર આમ કહીને વળી પાછા મ્હને કાંઈ કહેશે

કાચન૦--( એકાન્તમાં ) ખરે, એમ જ છે સાહસિક માણસો તે શુ શુ ન કરે તે કાંઈ કહેવાતુ નથી

*વાચનાર એકદમ સમજી શકે કે વિદૂષક કેવી ગભીર ભુલ કરે છે હવે પછી બનવાના પ્રસગો તદ્દન સ્વાભાવિક અને નાટકની વસ્તુને ખીલવનારા છે　　— મું ક

વિ૦—ભગવતી સાગરિકા, વિશ્વાસ રાખીને પ્રિય વયસ્ય સાથે વાત કરો નિત્યે કોપ કરતી દેવી વાસવદત્તાનાં કઠિનવચનથી કઠણ થઈ ગયેલા મહારાજના કાનને આપના મધુર વચનથી સુખ આપો

વાસવ૦—( કોપયુક્ત સ્મિત કરી એકાન્તમાં ) કાંચનમાલા, જોયું કે હું તો એવી! વસન્તક મીઠું બોલનારો

કાંચન૦—( એકાન્તમાં ) આ બધું સાંભરે છે કે?

વિ૦—( જોઈને ) અરે વયસ્ય, જુઓ, જુઓ કોપાયમાન થયેલી કામિનીના કપોલ જેવો ચન્દ્ર પૂર્વ દિશાને પ્રકાશિત કરતો કરતો આ ઉગ્યો

રાજા—પ્રિયા સાગરિકા, જો, જો

( ઇતિ )

કાંતિ સવ હરતા તુજ વદનથી શશિ નિરિ શિખે
હા પરિતપ્ત પામી ત્રિગુણ બિન તજી લ્યો આમ

વળી ઉદય પામતા પણ શું ચન્દ્ર જરાપણ નથી બતાવતું? કેમ કે,

જ્યોત્સ્ના નુતન પ્રભા તિ? ન શું તે જોવાથી આંખે ઠરે?
જોવાથી અથવા ન શું મદનની વૃદ્ધિ મુખે હું કરૂં?
એવો આ મુખચન્દ્ર છે તદપિ શીતાંશુ બીજો આ દીસે
હેના જે બહુ થાય ગર્વ અમીનો, તે છે જ બિં બિચારે

( નિહાળીને જોતા વાસવદત્તાનું જ મુખ જોઈ નિરાશ થઈ ) અરે, આ તો દેવી વાસવદત્તા! વયસ્ય આમ કેમ થયું?

વિ૦—( ભય સાથે ) વયસ્ય, બીજું શું? હવે તો અમારા ભોગ મળ્યા!

રાજા—( પાસે જઈ હાથ જોડી ) પ્રિયા વાસવદત્તા, માફ કરો, પ્રસન્ન થાઓ

વાસવ૦—( રાજાના મુખ તરફ હાથ રાખી આંખમાં આંસુ સાથે ) આર્યપુત્ર, એવું મા બોલો આપનું બોલવું તો ખરે બીજાને લાગુ પડયું છે

રાજા—મ્હારો વાંક હવે ઉઘાડો પડયો, તો હું વિનતિ પણ શું કરૂં?

( વસન્તતિલક )

લાક્ષારસે ચરણ સુંદરિ! આવ દીધે
લાવ્યા તેં શિર ધરૂં રતિમાંઇ ભારે,
જે લાલી શિરથી ધરે મુખચન્દ્ર તહારૂં
તેવો સમર્થ હું અતિ કોપનું જો દયાળુ

( પગે પડે છે )

વાસવ૦ —આર્યપુત્ર, ઉઠો, ઉઠો, આમ શું કરો છો? આર્યપુત્રનું આવું હૃદય જાણ્યા પછી જે ફરીથી કોપ કરે, તે તો નિર્લજ્જ જ કહેવાય

વિ૦—દેવિ, ત્હમે તો દયાવાળા છો, માટે મ્હારા મિત્રનો આ પહેલો અપરાધ માફ કરો

વાસવ૦—વસન્તક, પ્રથમથી કરી રાખેના સંકેતમા તો હુ વિઘ્નકર્તા થઈ પડી, તેથી અપરાધ તો મ્હે કર્યો માટે આર્યપુત્રને શકા રાખવાનું જરાયે કારણ નથી હુ તો હવે જઉછુ

( જવા માડે છે )

કાચન૦—દેવિ, કૃપા કરો પગે પડેના મહારાજને આમ તરછોડી જવાથી અવશ્ય પશ્ચાત્તાપ કરવો પડશે

વાસવ૦—મૂર્ખ, દૂર જા આહિં વળી પશ્ચાત્તાપ કેવો? ચાલ, જઇએ આપણે

( બને જાય છે )

રાજા—દેવિ, કૃપા કરો કૃપા કરો

( લાચારીથી ઈ ન્મોર ફરીથી બોલે છે )

વિ૦—અરે વયસ્ય, ઉઠો દેવી વાસવદત્તા તો કયારનાયે ગયા હવે નકામુ અરણ્ય-રુદન શા માટે કરો છો?

રાજા—( મુખ ઉચુ કરીને ) અરેરે, પ્રસન્ન થયા વિના જ શુ દેવી ચાલ્યા ગયા?

વિ૦—આપણા શરીર સારા રાખ્યા, તેટલામા જ પ્રસન્ન થયા એમ સમજ તેને?

રાજા—મૂર્ખ, તુ અત્યારે મ્હારી મશ્કરી કરે છે? ત્હારે લીધે જ અમને આવો અનર્થ થવા પામ્યો છે

( શિખરિણી )

ઘણી ચાલી પ્રીતિ નિત પ્રણયના આ રસ થકી
ન પ્હેલા જોયેલુ કપટ મુજ આ જોઇ જ નકી
પ્રિયા નિશ્ચે આજે સહન ન કરી પ્રાણ ત્યજશે
અનીતિ પ્રીતિમા છતા સહન ર્‌હેશે નવ થશે.

વિ૦—વયસ્ય, દેવી શુ કરશે તે તો હુ ન જાણુ પણ સાગરિકા તો મહા પરાણે જીવશે એમ તો મ્હારૂં ધાર્યું છે

રાજા—વયસ્ય એમ જ

( વાસવદત્તાના વેષ લઇને સાગરિકા પ્રવેશ કરે છે )

સાગરિકા—દેવીનો વેષ ધારી હુ સગીતશાળામાથી નીકળી તે સમયે કોઇએ મ્હને દીઠી તો નહિ હોય! પણ હવે હુ શુ કરૂ? ( આંખમા ઝળઝળીયાં ભરાઇ આવે છે )

વિ૦—અરે વયસ્ય, આમ શૂન્ય કેમ બની જાઓ છો? કાઇ ઉપાય છે કે નહિ તે તો શોધી કાઢો

રાજા—વયસ્ય, હુ એનો જ વિચાર કરૂ છુ

સાગરિકા—( આંખમા આંસુ સાથે ) હવે તો મ્હારે ફાસો ખાઇ મરી જવુ, એ જ સારૂ છે કારણ સંકેતની વાત દેવીના જાણવામાં આવ્યા પછી દેવીનો તિરસ્કાર હુ શી રીતે સહન કરી શકીશ? તેથી આધીનતાનો ત્યાગ કરી હુ તો મ્હારૂં ધાર્યું કરૂ જ ( આમ તેમ ફરે છે )

રાજા—વયસ્ય, દેવીને પ્રસન્ન કર્યા વિના હવે બીજો એકે ઉપાય નથી મિત્ર, ઉઠ, ચાલ આપણે દેવી પાસે જઇએ

( ઉભા થાય છે )

વિ૦—( સાભળીને ) ઉભા રહો, મહારાજ આ પગનાનો અવાજ સભળાય છે મ્હેને લાગે છે કે પશ્ચાત્તાપ થવાથી દેવી તો કદાચ પાછા નહિ આવતા હોય !

રાજા—વયસ્ય, દેવી તો મ્હોટા મનવાળા છે, તેથી એમ પણ કદાચ બને માટે તુ ત્વરાથી જઇને જો

વિ૦—જેવી મહારાજની આજ્ઞા ( આગળ જાય છે ).

સાગ૦—હવે તો આ માધવીલતાનો ગાળો કરું ( કઠમા લતાનો ફાસો નાખીને ) ઓ પિતા, હા આર્ય, હું હતભાગિણી ખરે, નિરાધાર બની મ્હારો દેહ તજુ છુ !

વિ૦—( જોઇને ગભરાટમા મ્હોટે સાદે ) અરે, આ કોણ વળી ? શુ દેવી વાસવદત્તા ફાસો ખાઈને મરી જાય છે !

રાજા—( ગભરાટમા પાસે જઈ ) કયા છે, કયા છે, વયસ્ય ?

વિ૦—અરે, આ રહ્યા

રાજા—( કઠમાથી ફાસો કાઢી નાખી ) અનિ, આવુ અઘટિત શુ કામ કરે છે ?

( અનુષ્ટુપ )

ફાસો છે તુજ કંઠે પણ મ્હારો પ્રાણ રૂધાય છે,
ત્યજી દે મુજ કાજે આ પ્રિયે સાહસ કાર્યને

સાગ૦—( રાજાને જોઇ, મનમા ) અરે, આ તો આર્યપુત્ર છે આમને જોવાથી મ્હારા બધાયે મનોરથ પૂર્ણ થયા, હવે તો હુ સુખેથી દેહ ત્યાગીશ ( મ્હોટેથી ) આર્યપુત્ર, છોડો મ્હને આ દેહ તો પરાધીન છે હવે આવો અવસર ફરીને આવવાનો નથી

( ફરીથી કઠમા ફાસો નાખવા તત્પર થાય છે )

રાજા—( જોઇને, હર્ષથી મનમા ) કોણ, મ્હારી પ્રિયા સાગરિકા !

( માલિની )

બસ બસ રહેવા દે, સાહસો આ હવે તુ,
તુરત અલિ ત્યજી દે આ લતાપાશને તુ
નીકળી જીવ જતો આ, રોકને પ્રાણ પ્યારી,
ક્ષણધર મુજ કંઠે તાહરો બાહુપાશ

( સાગરિકાના હાથ પોતાને કંઠે નાખી વિદૂષકને )

વયસ્ય, આ તો વાદળા વિનાની વૃષ્ટિ !!

વિ૦—હા, છે તો એમ જ પણ વટોળીઆ જેવાં અણચિતવ્યા દેવી વાસવદત્તા ન આવે ત્યા સુધી જ, હો

( વાસવદત્તા અને કાચનમાલા પ્રવેશ કરે છે )

વાસ૦—*કાચનમાલા, આમ પગે પડેલા આર્યપુત્રનો તિરસ્કાર કરી હુ આવતી રહી, એ ઘણુ ખોટુ થયુ તેથી હવે હુ જાતે જ ત્યા જઇને તેમને પ્રસન્ન કરીશ

* વાચનાર જોઇ શકશે કે વાસવદત્તા આર્યપુત્રનો વ્યભિચાર જાણ્યા પછી પણ તેને પ્રસન્ન કરવા જાય છે, પરતુ પહેલા તો કાઇક મયા ક્ષમા રાજાને જોયો હતો, અને દૈવવશાત્ રાજાને સાગરિકાના બાહુપાશમા જ જોતા હવે તો દેવી વાસવદત્તા બહુ જ ચીડાઇ જાય છે અને વિદૂષક અને સાગરિકાને બંધનમા નાખી આર્યપુત્ર ઉપરનો રોષ તો મનમા જ ધારતી વાસવદત્તા ચાલી જાય છે. —સ. ક

કાંચન૦—દેવિ, હમારા વિના આવો વિચાર બીજુ કોણ કરે ? મહારાજ ભને દુર્જન થાય, પણ દેવીએ । થવું જોઈએ (ચાનના મારે છે)

રાજા—અનિ સુવે, હજુ સુધી બોલ્યા ચાલ્યા વિના ઉભી રહી શા માટે અમને નિરાશ કરે છે ?

કાંચન૦—(સાભળીને) રાણીજી, મહારાજ આટનામા જ બોલતા હોય એમ સભળાય છે હું ધારું છું કે હમને મનાવવા માટે જ એ આવતા હશે

વાસવ૦—(હસીને) ત્યારે તો સતાઈને પછવાડેથી એમની કોરે જ વળગી પડીશ

વિ૦—અરે સાગરિકા, મહારાજની સાથે વિશ્વાસથી વાત તો કરો

વાસવ૦—(સાભળીને ખેદ પામી) કાંચનમાના! સાગરિકા પણ આહિ આવી જણાય છે ત્યારે તો આપણે સાભળીએ પછીથી હમની પાસે જઈશું (તેમ કરે છે)

સાગરિકા—આર્યપુત્ર, આની ખોટી પ્રીતિથી શું વળવાનું છે ? એથી પણ વધારે મ્હાના દેવી વાસવદત્તાના હમે શા માટે આમ અપરાધી થાઓ છો ?

રાજા—અનિ, તું કેમ જુઠું બોલે છે, કેમકે,

(શાર્દૂલ૦)

શ્વાસેથી રતન કંપતા કમકમું રે શાન્ત મીઠું વદું
રોષેથી ચઢતા ભવા સુખપુરે ત્યારે પગે હું પડું
આવું કેવળ માન એમ સહજે જે થાય છે દેવીને
પ્રીતિનો રસ પ્રેમબંધન થકી તે તો હશે તુ વિષે

વાસવદત્તા—(પાસે આવીને રોષથી) આર્યપુત્ર, સાચું જ કહ્યું છે તો એમ જ

રાજા—(જોઈને ત્રાસ પામી) દેવિ, વિના કારણે આમ મ્હને ઠપકો આપવો યોગ્ય નથી વેષના મળતાપણાને લીધે 'હમે જ છો', એમ માનીને અમ્હે આહિ આવ્યા છીએ માટે ક્ષમા કરો (પગે પડે છે)

વાસવદત્તા—(રોષથી) આર્યપુત્ર, ઉઠો મ્હારા સ્ત્રીપણાને યોગ્ય આવી હજુ પણ સેવા બજાવી શું કામ દુખી થાઓ છો ?*

૧ શો સ્ત્રીઓનો પ્રેમરોષ સ્વભાવ !—બા ક

* કહેવાય છે કે સ્ત્રીઓ રોષમા પણ સ્હામા માણસના હૃદયને વીંધી નાખે તેવા માર્મિક વચનો બોલવામા બહુ કુશળ હોય છે દૃષ્ટાન્ત આહિ પ્રત્યક્ષ છે, રોષમાં સયમ બનાય છે અને પુરુષો રોષમા આવતા જીભ ઉપર સયમ રાખી શકતા નથી સયમ વિના માર્મિક વચનો બોલાતા નથી રોષમા પણ સ્ત્રીઓ જ્યારે આવા વચનો શાન્તિથી બોલી શકે છે, ત્યારે તો ધન્ય છે તેમના સયમને !—બા

રાજા—(મનમા) અરે, આણે તો નુ એ પણ સાભળ્યુ? હવે તો દેવીને પ્રસન્ન કરવાનો એકે માર્ગ ન રહ્યો. ( નીચુ મુખ કરી ઉભો રહે છે )

વિ૦—દેવિ, આપ ફાસો ખાઓ છો, એમ મળના આવતા વેષે લીધે જાણીને હું જ આહિ વચરયને લઇ આવ્યો હતો, જુઓ આ લતાનો ફાસો ( લતાનો ફાસો બતાવે છે )

વાસવ૦—(કોપથી) કાચનમાલા, આ લતાપાશવડે જ આ બ્રાહ્મણને બાધી લે અને આ અવિનયી કન્યાને આગળ કર

કાંચન૦—જેવી દેવીની આજ્ઞા ( વિદૂષકને બાધે છે ) મૂર્ખ, ભોગવ ત્હારા અવિનયના ફળ સાગરિકા, ચાલ, આ આગળ

સાગ૦—( મનમા ) અરેરે, મ્હારા પાપને લીધે મ્હારી ઇચ્છાથી મરવાનુ પણ મ્હને મળતું નથી

વિ૦—( ખિન્ન થઈ ) વયસ્ય, સભાળજો મ્હને ( સર્વને લઈ વાસવદત્તા ચાલી જાય છે )

રાજા—( ખેદ પામી ) અરેરે, ગજબ થયો !

( શા૦વિ૦ )

શુ કોપથી હાસ્ય દેવી મુખનુ શુ એ વિચારુ અહીં,
કે આ સાગરિકા ત્યજાયથી બની બદ્ધ ત્રાપથી બ્હાવરી ?
બધાના વળી આ વસંતકની કે ચિંતા ન ? ગે ની ?
થઇ ચિંતાતુર આમ દુખી બનતા શાંતિ મળે ના જરી

હવે આહિ રહીને હુ શુ કરવાનો હતો ? દેવીને જ પ્રસન્ન કરવાને લાવ, હવે તો જાઉં

( જાય છે )

ત્રીજો અક સમાપ્ત. —ચાલુ

# નસીબની કહાણીઓ.

લેખક—રા. ચન્દ્રપ્રસાદ હરદેવરામ દિવાનજી.

કોઈ સમયે અમુક વ્યક્તિ મિત્રમંડળ સહીત સેકન્ડ ક્લાસમાં બેસી વિરાર બાજુથી મુંબઈ જાય છે, અને ટીકીટ તપાસનાર તેના ડબ્બામાં ચઢે છે, આમ થર્ડ ક્લાસમાં મુસાફરી કરનાર તે જ ટીકીટ સાથે સેકન્ડ ક્લાસમાં બેઠા હોય ને જ્યારે પકડાય છે અને 'ડીફરન્સ'ના પૈસા ભરે છે ત્યારે તે વ્યક્તિ કહે છે, "થર્ડ ક્લાસમાં બેઠા હોત તો શું ઘસાઈ જાત કે અહીં બેસી આ પ્રમાણે બેઆબરૂ થવું લોકો વધારે પ્રસંદ કરે છે?" આવું હજી પોતે પુરૂં ઉચ્ચરી પણ નથી ત્યાં ત્યાં તો હમતે મોટે ખીસામાં નાખેલો એમનો હાથ એકદમ બ્હાર નીકળે છે અને મોઢું તો અનવત તદ્દન 'સ્નેપ શોટ' લેવા જેવું જ થઈ જાય છે કારણ પાસ ઘેર રહી ગયો છે ટીકીટ તપાસનાર પૈસા માગે છે પૈસા મારે પાછી કાઢવા જતા તો તે ઘેર જ રહી ગયું લાગે છે પોતાને બહુ જ વિનિત ભાવથી કહેવું પડે છે ભાઈ પાકીટ ઘેર રહી ગયું છે'

અનવત્ત આના ઉત્તરમાં ટીકીટ તપાસનાર તો આજુબાજુ બેઠેલાઓની તરફ જોઈને હમતે જ મોઢે કહે છે 'જુઓ સાહેબો, આ બીજાને કહેતા હતા કે થર્ડ ક્લાસમાં બેઠા હતે તો આપનું શું ઘસાઈ જાત, અને પોતે પહેલા કહે છે કે પાસ ઘેર રહી ગયો છે અને પછી તો જાણે આખું પાકીટ જ રહી ગયું મારા સાહેબ! આવા બ્હાના કાંઈ મેં આ પહેલી વખત નથી સાંભળ્યા પૈસા ન હોય તો બીજે જ સ્ટેશને ઉતરી પડજો, નહીંતર મારે જ તમને ઉતારવા પડશે" અનવત્ત આજુબાજુના મિત્રમંડળી આ એક મઝાનો પ્રસંગ મળે છે અને તેઓ થોડી વાર પૈસા આપવામાં ઢીલ કરે છે જે થર્ડ ક્લાસ પેસેન્જરને તેણે ટકોર મારી હોય છે તે શીખામણ આપે છે 'ભાઈ, ઘરમાંથી નીકળતી વખતે ખીસા જરા તપાસીએ કે જેથી પાસ અને પૈસા બન્ને જ ઘેર ન રહી જાય'

અનવત્ત બન્ને પાસે અને પૈસે ન છુટકે મિત્રની પાસેથી ઉછીના પૈસા લઈ ગાડી નીકળી ત્યાંથી ચર્ચગેટ સુધીના બેવડા પૈસા આપે છે ટીકીટ તપાસનાર આ પૈસાના બદલામાં એક પીળો કાગળ તેને આપે છે આ પૈસા ભર્યાની રસીદ પણ તે વ્યક્તિની હાંસી કરવાના ખોરાક રૂપે વપરાય છે અને મિત્રોમાંથી કોઈ પૂછે છે 'ઓહો, આતો વળી પીળો કાગળ છે, જોઈએ, જોઈએ, આપણે તો હજી આવો કાગળ ટીકીટ તપાસનાર પાસેથી મેળવ્યો જ નથી' અનવત્ત આ સઘળું તે વ્યક્તિને મુંગે મોઢે સહન કરવું જ પડે છે

આવી વાત જ્યારે આપણે સાંભળીએ છીએ અથવા તે જોઈએ ત્યારે આપણે પેલી વ્યક્તિની મૂર્ખાઈ તરફ હાસ્યજનક દૃષ્ટિ નાખીએ છીએ આવા જ જાતનો અનુભવ જ્યારે આપણને થાય છે ત્યારે મનમાં ખાત્રી થાય છે કે એ એની મૂર્ખાઈ નહતી પણ એના નસીબની જ ખામી હતી

હું ઓફિસથી ઘેર આવ્યો અને ભટને કહ્યું 'રસોઈ ઝટ કરજે મારે નાટક જોવા જવું છે' શનિવાર હોવાથી તે રાત્રે મેં 'રા માંડલીક' નો નાટક જોવા જવાનું નક્કી કર્યું હતું

કરૂં ? એક કપ ચાહ પીધી અનગત કહેવાની જરૂર નથી કે તે ઈરાનીની જ હતી કારણ કે મોનજીની કોરનેશીઆ વગેરેની ચાહ પીવાની ઓશીસમા પડી ગયેલી ટેવ એટલે હિંદુ બાઆજીના ચાહ કેમ ગળે ઉતરે ? ચાહના બે આના આપી સેવક પાછા જગ્યાપર જઈ બેઠા

બીજો અંક શરૂ થયો અને સમાપ્ત થયો ફરીથી બધા સાથે બ્હાર નીકળ્યો બધા ખાય ને હું જોયા જ કરૂં ? કેટલું ખરાબ દેખાય બે આનાના પીસ્તા લીધા અને એક ફોડી ફોડી આહાર શરૂ કર્યો

આ સઘળી ક્રિયા સમયે મને વિચાર તો રજત ગાડીવાળાના શબ્દ 'ખીસા ખાલી ને ભભકા ભારી' ના જ આવ્યા કરતા હતા હું મનમા તો એમ જ ધારતો હતો કે જે જે મનુષ્યોને હું મારી તરફ દૃષ્ટિ કરતા જોઉં છું તે સૌ મને ખરે જ એ પ્રમાણે ધારતા હોવા જોઇએ

સેવકે ત્રીજી વખત નાટકશાળામા પ્રવેશ કર્યો ત્રીજો અંક શરૂ થયો અને સમાપ્ત પણ થયો બ્હાર નીકળ્યા પછી સેવકને પાછા 'એઈ વિક્ટોરીઆ' કરવાનુ મન થયુ પણ વખત છે પેલા ગાડીવાળાના જ શબ્દો પાછા સાંભળવા પડે એ ધ્યાનથી મન કાબુમા ની રાખ્યુ બસ, મન સાથે નક્કી જ કર્યું કે ટ્રામમા જ બેસીને મોદીખાને જવું કે જેથી પેલા શબ્દો તો પાછા સાંભળવાનો સમય ન આવે

સેવક તારદેવ તરફથી આવતી એક ટ્રામમા ચઢી ગયા સેવકના ગજવામા ફક્ત એક પાવલી જ હતી નાકા ઉપર જ ઠરાવપર ટ્રામ ઉભી એક મોટુ માણસોનુ ટોળુ પણ ટ્રામ થોભી કે તરત જ અંદર ઘુસ્યુ આ ટોળામા એક જુવાન ખુબસુરત પારસી બાનુ પણ હતા અલબત્ત ટ્રામમા ઉભા રહેવાની નહિ તો એમને માટે બેસવાની જગ્યા તો ક્યાથી જ મળે ? કોઇએ પણ ઉભા થવાની તજવીજ કીધી નહિ સેવકે મનમા નક્કી કર્યું કે હિંદીઓને હજી પણ સ્ત્રીઓ પ્રત્યેની પોતાની ફરજ સમજતા ઘણી વાર છે પણ બીજી બાજુ એ પણ વિચાર ચાલુ હતુ કે ગત્રે બાર વાગ્યા ને સુમારે અર્ધ નિદ્રાવસ્થામા લેડીને આવી રજ કે રાતામા જ શી રીતે આવી શકે ? ભાઇ હિંદુઓ તો સમજ્યા પણ એમની જ જાતવાળા પારસી જવાનો માથી પણ એકે ઉભા થવાની વૃત્તિ ન બતાવી હું ધારૂં છું કે આનુ મૂળ કારણ તો ટ્રામમાથી ઉતરી જઈ ટાંગીઆ વસતા ઘર તરફ પ્રયાણ કરવાનો ભય જ હોવો જોઇએ

પણ સેવક તો ફેશનએબલ અને એટીકેટવાળુ માણસ પડ્યા એટલે આગના જ ઉભા થયા ને 'લ્યો, બાઈ અહીં બેસો,' કરી જગ્યા આપી

'થેંક યુ' કહી મારી સ્ટામ્પ સ્હેજ સ્મિત કરી તે બાનુ મારી જગ્યાએ બેઠા અને સેવક ઉભા રહેવા એક ટોળામા સઉથી અગાડી જઇને ઉભા

ગીરદી વધી જવાથી કંડક્ટરે પણ એ ટોળાપાસેથી ટીકીટના પૈસા લેવુ મુનતવી રાખ્યુ પણ સેવક તો મારી પાવલી હાથમા લઇને ટીકીટ લેવા તૈયાર જ થઇ રહ્યા હતા ટ્રામ ચાલતી હતી તે દરમિયાન બે ત્રણ મનુષ્ય અંદર ઘુસ્યા પણ કંડક્ટરે આ જોયું અને તેથી તેણે 'ખણીંગ' કરતી એક ઘટડી વગાડી આની સાથે એક આચકો લાગ્યો અને

ટ્રામ એકદમ ઉભી રહી આ આચકાની સાથે મેનકના હાથમાંથી પેતી પાવની સરખી પડી પણ મેનકને તેનુ ધ્યાન ન હતુ કારણ કે સેવકની જગ્યાએ બેઠેલા બાનુની પર્સ આચકાથી સરખી પડેલા તેના છેડાથી તેમાનુ સર્વસ્વ ખાલી કરતી હતી તેમા સેવકની દૃષ્ટિ ચોંટી ગયેલી હતી ટ્રામના પાટીઆ ઉપર છુટા છવાયા પરચુરણ તેમ જ રૂપીઆ વેરાયા.

જે ફરજે મને મારી જગા બાનુને આપવા સુઝાડ્યુ હતુ તે જ ફરજે આ સમયે મને પડેલા પૈસા એકઠા કરીને બાનુને આપવા દોર્યો બધા પૈસા મેં તરત જ સોંભર્યા અને તે બાનુની પર્સમા મુકી તે પર્સ તેમને પાછી આપી આ સમયે અનવત્ત પૈના જુના પારસીઓ કે જે લોકો તો ઉભા થઇ જગ્યા આપવાની સભ્યતા પણ ન હતી તેઓ મારી તરફ બ જ ભિન્ન દૃષ્ટિથી જોતા હતા ટ્રામમા કેટલાકને મારે માટે સારા ખ્યાલ થયો હશે અને કેટલાકને કદાચ હુ દોઢ ડાહ્યો પણ લાગ્યો હઈશ જ

પર્સ બાનુને પાછી આપતી વખતે અનવત્ત, ' થેંક્યુ ' મેનકે સાભળ્યુ અને મનમા મનમાતા પાછા સેવક જુને સ્થળે જઇને ઉભા રહ્યા

ત્યા ઉભા ઉભા મેં તે બાનુના બુટની પાસે કાઇક ચળકતુ જોયુ નજદીક જઇ જોતા માલમ પડ્યુ કે તે તો એક પાવની હતી મેનકે તરત જ તે ઉચકી આ જ સમયે મને મારી પાવની વિશે ભ્રાન્તિ થતા તેની તપાસ માટે ખીસામા હાથ નાખ્યો અને તે અંદર મળી નહિ મને થયુ ઇશ્વરે જ મારી આબરૂ રાખી ઠીક જ થયુ કે બધા પૈસાની સાથે તે પાવની પણ મેં તે બાનુના પર્સમા મુકી નહિ આ વિચારમા જ તે પાવની લઇ મેનક ઉભા થયા અને પાવની આપવામા સ્હેજ વિનય થયો

અનવત્ત પાવની તો મારી જ હતી, પણ આ વાત કોણ માને? દરેક મનુષ્ય મને ઉઠાઉગીર જ ગણશે અને ધારશે કે આમ ઉઠવા અને જગા આપી અને આમ પૈસા સાચવી આપ્યા અને છેવટે તે બાનુના પડી ગયેલા પૈસા લઇ ખીસામા મુક્યા આમ હજી તો હુ વિચાર કરુ છુ એટલામા તો એક પરોપકારી પુરુષ જે પેલા બાનુની પાસેની નસીબવાન બેઠા હતા તેમણે કહ્યું બાઇ, લ્યો, આ માસ્ટર તમારુ કાઇ પડી ગયુ છે તે આપે છે "

અફસોસ! મારી હાલ તુરતની ઠેલી દોલત મેં તે બાનુને આપી દીધી અનવત્ત, આના બદલામાં મેનકે ' થેંક્યુ ' સાભળ્યુ અને મેનક પાછા જગાએ જઇને ઉભા

ટીકીટવાળો બધને ટીકીટ આપી અમારા ટોળા તરફ આવ્યો સેવકને થયુ કે ટ્રામના પાટીઆ ફાટે અને જમીનપર સરખી જવાય તો સારૂં બારણા આગાડી ઉભા હોઇએ તો આવે સમયે તરતજ ઉતરી પડીએ પણ હમણા એમ કરવા જઇએ તો લોકો જે ગાડીવાળાએ ધાર્યું હતુ તે જ ધારે આ સ્થિતિમાથી છુટવા હું ઉપાય શોધતો હતો ત્યા ગોળપીઠાનું સ્ટેશન આવ્યુ અને સેવકને ફ્રીઅર રોડ જવુ હતું એટલે દમમા જ કન્ડકટરને પૂછ્યુ ' ગાડી, ફ્રીઅર રોડ જાયગા ? '

' પાયધોનીસે મારકેટ તક જાયગા ' જવાબ મળ્યો

બીજે દિવસે રવિવાર હતો અને શનિવારે રાત્રે નાટકમાંથી મોડું આવેલ એટલે સૂર્યોદય થયા પછી એકાદ કલાકે જ સેવકે બીછાનુ છોડયુ. દાતણ પાણી, ચાહ વગેરેથી ફારેગ થયા પછી હું નિશ્ચિંત થઇ બેઠો હતો ત્યારે મને વિચાર આવ્યો કે ગઇ કાલે ટ્રામ કંપનીને મેં ઠગી છે અને આ તો મારા પ્રમાણિકપણાના નિયમની વિરૂદ્ધ થયુ એટલે તરત જ બેઠા તો ત્યાંથી ઉઠયો અને કંપનીના સેક્રેટરી ઉપર એક કાગળ ચીતરી કાઢયો. આ કાગળમાં મેં ગઇ કાલે જે વગર ટીકીટે મુસાફરી કરી હતી તેને માટે દીલગીરી દર્શાવી હતી અને તેના બદલ બે આનાની પોસ્ટની ટીકીટ ભાડુ અને પેનલટી તરીકે મોકલી આપી હતી

મારા મગજપરથી અપ્રમાણિકપણે વર્તવાનો બોજો તો ઓછો થયો. બપોરે ત્રણ વાગે ચાહ પીધા પછી રામાને કહ્યુ ' મોટરકાર વગેરેથી તૈયાર કરાવી લઇ આવ ' મોટર આવી સેવક અંદર બેઠો અને શોફરને બાલીવાળા ગ્ર થીએટર તરફ હાંકવા કહ્યું ત્યા ઉતરી પેલા ગેઇટકીપરને શોધી કાઢ્યો અને મારા વચન પ્રમાણે મેં પાંચ રૂપીઆની નોટ તેના હાથમા મુકી

તે લેતાં તે સ્હેજ અચકાયો અને મે કારણ પૂછ્યુ ત્યારે તેણે કહ્યુ ' શેઠ, પેલી નોટ જે મે આપને આપી હતી તે તો મને ઘેર ગયા પછી જ ખબર પડી કે એક જ રૂપીઆની હતી કારણ મે જોયુ તો અની રૂપીઆની નોટ તો મારા ખીસામા જ રહી ગઇ હતી '

આમ છતા મે તેને બહુ જ આગ્રહ કર્યો તેથી તે તેણે લીધા હુ પાછો મારી મોટરમાં બેસી દરીયા તરફ ફરવા ગયો.

આ નવો ભેદ ખુલ્લો થવાથી મને વધારે ખેદ થયો કે પેલો ગાડીવાળો કે જેના શબ્દ ' ખીસા ખાલી ભભકા ભારી ' અને ' નવલશા હિરજી ' મારા મગજમા હજી રમ્યા કરતા હતા તે જ્યારે જાણશે કે મે તેને આપેલી નોટ તો એક જ રૂપીઆની છે ત્યારે તે મને જરૂર જુદા જુદા પ્રકારની સરસ્વતી દેવીના સ્વરૂપથી મને વધાવશે જ આ વરસાદથી બચવાને હુ હજી પણ તે વિકટોરીઆવાળાની શોધમા છુ જો તે મને મળે તો હુ તેને થયલા નુકસાનનો પૂરતો બદલો આપી શકુ

છાપાદ્વારા જાહેરખબર આપી પણ હજી તે ગાડીવાળાનો પત્તો નથી અને આજ દિન સુધી અપ્રમાણિકપણમાથી સેવક દૂર છે એમ કોઇને પણ કહેવાનો મને હક રહ્યો નથી*

---

* એક અંગ્રેજી લેખના આધારે

---

પણ એક પણ ડોકુ દ્દષ્ટિગોચર થતુ નહોતું અને એવો દેખાવ દેખાતો હતો કે એક ત્યજાયેલા ઉજ્જડ શહેર પાસે તેની ખાલી દિવાલો પાસે આ જુલમી ખાન સાહેબ પોતાનું જાહેર નામ વાચનાર હોય જાહેર કરવાના જાણે ન હોય?

નગારાપર દાંડી પીટાઈ, ભુંગળ ફુંકાયુ અને ખાનસાહેબે ગભીર પણ મ્હોટે અવાજે શિવાજી, બંડખોર શિવાજીને એકદમ શરણ કરવાની માંગણી કરી.

ઓચિંતુ મર્દ સ્થળે ચેતન આવ્યુ હોય તેમ આસપાસના ઘરોના દરવાજા એકદમ ફટાફટ ખુલ્લી ગયા અને "આવો, આવો એને લઇ જાઓ ! એને લઇ જાઓ !" એવા મ્હોટે મ્હોટેથી અવાજો ચોપાસથી ખાન અને તેના સૈનિકોના કાનોપર અથડાવા લાગ્યા દરેક દરવાજામાથી, દરેક રસ્તાપરથી લોકોના ટોળાના ટોળા હાથમા તલવારો બંદુકો, ભાલા, કુહાડા, લાઠીઓ, તીરો સાથે તેમનાપર ધસતા આવતા દેખાવા અને ક્ષણના પલકારામા તો આખા નિર્જન લાગતા ત્યજાયેલા દેખાતા નગરમા એક ખુણેથી બીજા ખુણાસુધી "આવો, એને લઇ જાઓ !" એવી હાકો સભળાવા લાગી અને રસ્તાઓ લોકોથી ઉભરાવા લાગ્યા ચોતરફ નાકાપર ઉભેલા મરાઠા સ્વારો ને આ ધસ્યા આવતા લોકોને અટકાવવા ખાને હુકમ કર્યો, પણ તેઓ "આવો, એને લઇ જાઓ !" એમ બુમો મારતા ખાનના અતિ આશ્ચર્ય ને ક્રોધ વચ્ચે આ ધસ્યા આવતા લોકોમા ભળી ગયા

*"Yes! the raging multitude,*
*Like torrents, set no bounds to their mad grief"*

"નિર્મળ શત્રુ સબળ રાજ્યપર, આજ ચઢીને આવે છે,
સિંહસમાન શત્રુને આજે, શિયાળવુ ગભરાવે છે, "—કુનિન કાર્તા

બાદલ અને બીજા સરદારો આગળ ધસ્યા સીદીઓ, આરબો, એ તરફ સફસમારી આ હલ્લો ઝીલવા ઉભા અને બંદુકોનો કડકડાટ કરતો મારો લોકોપર કર્યો પણ લોકો તો તેમને વધાવવા તૈયાર હતા તેમણે મજબુત ઉત્તર આપ્યો અને "જય ભવાની ! જય શિવાજી ! હરહર મહાદેવ !" ની વીર હાકથી તેમનાપર તુટી પડ્યા જમરી કતલ ચાલી ખાનના મરાઠા સ્વારો, આમિનની, આરબ સીદીઓની ટુકડી અને દખણી સ્વારો હવે નગરજનોમા પૂર જુસ્સાથી ઘુસ્યા અને પળભર નાગરિકો હઠતા હોય એમ લાગ્યુ, અને તેમને હઠાવતા હઠાવતા રામમંદિર પાસે આવી પહોચ્યા, ત્યા પાછું મદેવાયુ મંદિરમાંથી મેંકડો સૈનિકો "હરહર મહાદેવ !" કરતા ઓચિંતા તુટી પડ્યા અને બાદશાહી દળનુ વેગ અટક્યુ આ સામે થનારા નવા આવેલા મરાઠાઓ લોકોની મિલ્ક્તાવાળાની હદ નહોતી, પણ કસાયેલા મરાઠાઓની ટુકડી હતી, અને સાથે પાચ તોપો ઘસડતા મોર્ચો માડ્યા આ જોઈ મુસલમાની સૈન્ય ચમકયુ આશ્ચર્ય બન્યુ અને હવે નમ્યુ આપવા લાગ્યુ એકતો આ હલ્લા માટે તૈયાર ન હોતા, અને તેમા આ ઓચિંતો હલ્લો આવ્યો, તેથી તેઓ હવે દબાવા લાગ્યા ખાન પોતે પણ આ માટે તૈયાર નહોતો તે અત્યારે અહીં નગરમા ફક્ત ત્રણ હજારથી ચાર હજાર સૈન્ય

તો કેદી થવું પડશે.' એ સલાહ અત્યારે ખાનને ઉત્તમ લાગી કિલ્લાના મ્હોટા દરવાજાઓ કરૈસટ-કરતા બંધ થયા ખાન શ્રાપો આપતો ને દાંત કચકચાવતો હવે શું ઉપાય લેવા તેનો વિચાર કરવા બેઠકખાનામાં ગાદીપર પડ્યો તેની આસપાસ, બાદન, આમિન અને બિજાપુરી સરદારો હતાશ થતા આ ધિક્કારપાત્ર બંડખોરોપર આ અપમાનનું વેર કેમ લેવું તેનો વિચાર કરતા બેઠા.

અર્ધોએક કલાક વિત્યો હશે, ત્યાં કિલ્લામાંથી શહેરના દરેક દરવાજાપર હુકમો સાથે હેરો રવાના થયા શહેરના કિલ્લાના દરવાજાઓપર પૂરતો જાપતો હતો, દારૂગોળો પૂરતો હતો, તેમ પહેરો પણ ઘણો સખત હતો તેમના તરફથી મદદ આવવાની આશા હતી આશ્ચર્ય જેવું તો એ હતું કે આ બંડખોરોએ કિલ્લાને હવે ઘેરો ઘાલવાનો ડોળ કર્યો આવો ફારસ ક્યાંએ થયો હતો ! એક બીનકેળવાયલા મુઠીભર—આસરે બે એક હજાર—ગામડીઆ ગમારો સુગી કાઢેલા કેળવાયલા બિજાપુરી વીર સૈન્ય સામે થવા હિંમત કરે ! ય કશ્ચિત્, તણખલાઓ જેવા માથું ઉંચકે ! ચોપાસ હલકારા દોડાવ્યા ! પણ નગરમાં રહેતા સૈન્યનો મ્હોટો ભાગ ભાડુતી હતો, તેઓ બિકણ બનીને સેંકડો જણા આ તુચ્છ બંડખોરોને શરણ થયા હતા, તેઓ છિન્નભિન્ન થઇ ગયા હતા પણ હજી કાંઇ બગડ્યું ન્હોતું માત્ર વખત જોતો હતો રાત પડી તેથી અત્યારે તો કાંઈ થઇ શકે તેમ નથી પણ કાલ તો બધું સુધારી શકાશે દરવાજાપરથી ટુકડીઓ હલ્લો લાવશે અને અંદરથી આપણે મારો ચલાવીશું આ બળવાખોરો સકંજામાં બરાબર સપડાઇશે—અને એક કલાકમાં તો તેમને ખતમ કરી નાખીશું તે દરમ્યાન આપણા ભયમાં પડેલા સૈનિકોને પાછા સતેજ કરવા જોઇએ એમ દર્શાવી ખાને સરદારોને તે પ્રમાણેના હુકમો આપ્યા, અને હલકારાઓને દરવાજાપરના તેમ જ શહેરમાં રહેલા નાયકો અને સરદારોપર તાકીદના હુકમો સાથે મોકલ્યા.

એક હલકારા પાછા બીજે એમ કિલ્લામાંથી બહાર પાડ્યા પણ ઘેરો નાખી પડેલા બંડખોરોમાંથી તેમની નજર ચુકવી જવું સ્હેલું ન હોતું, લગભગ અશક્ય હતું કિલ્લાની ખાઇની પેલી તરફના મેદાનમાંથી પસાર થવું શક્ય ન હોતું સામેના ઘરો, મેદાન, મરાઠાઓથી ઉભરાતા હતા બંદુકો અને તીરો ટાંકેલા દરેક દરવાજાઓ અને બારીમાંથી નજરે પડતા હતા હલકારાઓ ખાઇ ઓળંગી આવે તો તીરો કે બંદુકોની ગોળીઓના ભોગ થઇ પડતા, આ સ્થિતિ હતી ખાન કિલ્લામાં ચારથી પાંચ હજાર માણસો સહિત ઘેરાયલો પડ્યો હતો તેના તરફથી નગરના દરવાજાઓપરની ટુકડીઓને સંદેશા પહોંચવાની શક્યતા ન હોતી મધપુડાઓપરથી ઉડાડવામાં આવેલી મધમાખો પેઠે બિજાપુરી ટુકડીઓ ઘરોમાંથી અને ચૌટાઓમાંથી વિખરાતી દરવાજાપરના થોડી પહેરાઓની ટુકડીઓમાં સામેલ થતી, અને મ્હોટે ભાગે મરાઠાઓને શરણ થતી હતી, મરાઠાઓએ આ પ્રસંગે ચલાવેલ યુક્તિ—કરેલ રચનાની આ ભાડુતી સૈન્યપર ઘણી અસર થઈ હતી પ્રથમ બંડખોરોનો જથ્થો બજારમાં દેખાયો પણ તરત જ તેમની સંખ્યા વધતી ગઇ, દરેક દરવાજામાંથી બંડખોરો નીકળતા દેખાયા, નગરના દરેક માર્ગપર ઉભરાઇ જવા લાગ્યા તેઓ તલવારો, ભાલા તીરો, બંદુકો, કુહાડા લાઠીઓ સાથે ધસતા

[1] કવિતાપ્રવેશ ૨ ૧-૦-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

માળીનાઓએ પોતે જે સ્થિતિમા છે તેમા જ રહેવાનો સતોષ માન્યો હતો પણ અત્યારે જ્યારે તેમના પોતાના જ ઘરપર ઘા આવી, પોતાની સ્ત્રી, બાળકો અને પુત્રીઓપર ભય લટકતો દેખાયો અને સર્જેખાને પોતાના હેવાનિયાત ભરેલા સૈનિકોને સોંપી દેવાની ધમકી આપી આનદ દર્શાવ્યો, ત્યારે તેમની આખો ખુલી તેમને મરવુ તો છે જ—તે તેઓ ચોખેચોખુ જાણતા હતા તેઓ બધી કેમ? દ્રાક્ષ—તેઓ પોતાના નગરમાં હજારો બિજાપુરી સૈનિકોથી ઘેરાયલા અને જરી પણ માત્રમા તે જુલમી ખાનની કુમક માટે હજારો સૈનિકો આસપાસથી આવી મળવાનો દરેક સભવ તેમની સામે થવુ એ મોતને આમત્રણ કરવા જેવુ હતુ તે તેઓ જાણતા હતા પણ પોતાના હાથમાં હથીયાર સાથે પોતાના ધર્મ માટે પોતાના સ્ત્રીબાળકો અને પુત્રીઓના રક્ષણાર્થે પ્રાણ અર્પશે એ જ યશ થી છે એમ ધારીને તેઓ આજ આ કાર્યમા જોડાયા અને શિવાજી અને સ્વરાજ્ય માટે પ્રાણ આપવાના એ પણ માણસ જીવતો રહે ત્યા સુધી લડવાના સોગદ લીધા આ આગેવાનો—બાજીરાવ જેધે, કાન્હોજી જેધે, દાદોજી નરસ, નીન કાગલ, મુરોજી જેધે વગેરેના સ્હેગાપર છેવટ સુધી લડવાનો નિશ્ચય ઝળળી રહ્યો હતો

"તુ ઝહામે દર ગુજરતા મય નરામે જાન દેતા,
તેરે દીનમે મહેર હોતી, મેરે દીનમે પ્યાર હોતા"

સ્વતન્ત્રતા દેવીએ પોતાની તલવાર ખૂલી કરી હતી અને આ વીરોમા—આ ભોળા ગામડીઆઓ—આ ભોળી ભાવનાઓમા પોતાનો પવિત્ર શ્વાસ રેડ્યો હતો—ઉડો ઉતાર્યો હતો અને આ બિનકળવાયના ગામડીયાઓ આજ ખાનની અતિ જોરાવર ભયકર સત્તાની સામે હિમ્મતથી ઉભા થયા હતા

*"O thou that sendest out the man*
*To rule o'er land and sea,*
*Strong mother of a Lion-line*
*Be proud of those strong sons of thine,*
*Who wrenched their rights from thee"—Tennyson*

---

પ્રકરણ ૩૦ મુ

## ખાનની માગણી

"તુ અપને દીનમે હક નોંકા મુસલીમ શોક પેદા કર,
જો રખના હે અગર ઇમા તો કુછ ઝોક પૈદા કર
કહા તક અપની મહેનતમે રહેંગા મખ્ખુ નાદાન
જરા તુ ખોલ આખે, દેખ ક્યા મહેશાહે કુરઆના"

---

વેરાયેલો કેદી ન્હેતી સ્થિતિમાં હતો તે વખતે નગરના દરવાજાઓપર અને નગરના મધ્ય ભાગમાં આ મરે વખતે શું બનતું હતું તેથી તે અજ્ઞાત હતો.

મારાનો જોમ ઘણો કમી થતાં ફીરોઝખાને ફરી ખબર આપ્યા –" આપણા કરતાં પણ આ ખૂની બડખોરોએ ઘણું વધારે ખમ્યું છે તેમનો દારૂગોળો પણ ખૂટવા આવેલો લાગે છે "

" આપણી પણ એજ દશા છે " ખાને કઠોર સ્વરે ઉત્તર વાળ્યો. "હમીરોન ખાન શું કરે છે, તે સમજાતું નથી તેણે અત્યાર સુધીમાં કાંઇ પણ કરવું હતું "

" આ માનનાઓ સેતાનો પેઠે લડે છે–" આમિને પૂરતી કરી.

" તેમને શું ખોવાનું છે ? " તિરસ્કારથી મારવે મત આપ્યો " તેમના એકેએક જણ, સ્ત્રી અને બાળક સર્વેનો નાશ તો થવાનો છે તે તેઓ જાણે છે અને વધુ "

" હા, પણ અત્યારે તો તેથી ઉલટું છે " ખાને શ્રાપ આપતાં કહ્યું " બહલોલને અક્કલ હોય અને જોર તથા શિરનળથી કુમક મગાવી હોય તો સારૂં, નહીં તો આ રોયાઓ હવે આ કિલ્લાનો સર કરશે, અને આપણે તેમના હાથમાં એક વખત કેદ થતાં તેઓ કાંતો આપણી કતલ કરશે યા તો પોતાને મનમાનતી સરતો કબુલ કરાવવા ફરજ પાડશે "

" હા પણ," આમિને કહ્યું –' હજુ કિલ્લો ક્યાં એમણે સર કર્યો છે ?"

બાદ ખાનના શબ્દો સાંભળી જરા ભય પામતાં કહ્યું –" પણ આપણે ક્યાં સુધી ટકી શકશું ?"

" આ બડખોર કાફરોએ આપણા કરતાં વધારે ખમ્યું હોય અને તેમનો વધારે ઘાણ નીકળ્યો હોય તો જ કાંઈ આશા છે, નહીં તો, થોડા કલાકથી વધારે આપણે આ કિલ્લાનું રક્ષણ કરી શકશું નહીં " ફીરોઝખાને ઉત્તર આપ્યો " આપણે હજી લગભગ ચારેક હજાર માણસો છીયે, દારૂગોળાનો જથ્થો પણ પુરતો છે પથ્થરાઓથી આ બાકોરાઓ પુરવાનું કામ ઝપાટાથી ચાલુ કર્યું છે આ છેલ્લા હલ્લામાં આ કાફરોનો ઘણો ઘાણ કાઢ્યો છે આ પ્રમાણે રાત સુધી તો ચાલશે આપણે આજ ઘણા લોકો ખોયા છે, અને સવારના જો તેઓ પાછો પૂર જુસ્સાથી હલ્લો લાવે તો "

" બસ કરો, ચુપ રહો " ક્રોધથી લાલ થએલો તલવાર ખેંચતો ખાન બોલી ઉઠ્યો –" તમે નાયકો આમ કાયરપણાની વાતો કરો તો પછી સિપાઈઓનું શું પુછવું ? તમને જ ઝાડોપર લટકાવવા જોઇએ !"

\+ + + + + + +

સંધ્યા થવા આવી કિલ્લાના એક બાકોરામાંથી ધૂળથી ખરડાયલો, ઘવાયલો, અર્ધ નગ્નાવસ્થામાં એક માણસ કિલ્લામાં દાખલ થયો અને તેને પહેરી સિપાઈઓ ફીરોઝખાન પાસે લઇ ગયા ફીરોઝખાન પાસે જતાં તેણે નમીને સલામ કરીને કહ્યું –"મને બહલોલખાન સાહેબે મોકલ્યો છે હું ચોરી છુપાઇની આવ્યો મહા મુશીબતે મરતો મરતો આવી શક્યો છું

ખાનસાહેબને સમાચાર આપવાના છે " એટલામા તો ખાનસાહેબ પોતે ત્યાં આવી પહોચ્યા કીશોરખાન ઉઠયો, સલામ કરી આ ખાનને આ હલકારાના ખબર આપ્યા

'ત્યાંના શુ ખબર છે?" ખાને આકાક્ષાસહ પુછ્યુ

" સરકાર ખબર કાઇ સારા નથી દરવાજાઓપરની ટુકડીઓપર પણ જબરજસ્ત હલ્લો છે વચ્ચે વચ્ચે કિલ્લાઓનો પણ બળવાખોરોએ કબજો લીધો છે, અને આથી એક દરવાજાપરની ટુકડી બીજા દરવાજાની ટુકડી સાથે સબધ રાખી શકતી નથી દરેક પોતપોતાના બચાવમા પડ્યા છે પૃથક્પૃથક્ દરેકપર આ ખુનીઓએ હુમલા કર્યા છે તેઓ એનાતો છે બહેલોલખાને મને મોકલ્યો . છે હવે દરવાજાઓનું વધુ વખત રક્ષણ થઇ શકે તેમ નથી . કિલ્લામાથી કુમક મગાવે છે, હજુર!"

" કુમક!" ખાન બરાડ્યો - કુમક કયાથી મોકલુ? અમે પોતે જ આધારનાયક જગ્યામા ઘેરાયા છીયે, અને આ બળખોરોમાથી નતા પસાર થવુ એ અશકય છે દરવાજાપર આવી સખત ટુકડીઓ છે, તેઓમાની જ કેટલી અહીં જ આવવી જોઇતી હતી, પણ તેમને ન સુઝ્યુ કુમક? અરે કુમક તો અહીં જોઇએ છે! "

" હજુર, બહેલોલખાન હજી સિંહ પેઠે દરવાજાઓનું રક્ષણ કરી રહ્યા છે બળખોરોના હાથમા નગરનો ફક્ત અલ્પ ભાગ જ છે, બે હજાર સૈનિકો તેમને શરણ થયા છે "

" બે હજાર!" ખાન બોલ્યો –" નાલાયક, હિચકારા!"

" હજુર, કિલ્લા સામે ત્રણ હજાર બળખોરો છે "

" હા, હું જાણુ છુ મને તે કહેવાની જરૂર નથી " ખાન બોલ્યો –" તેમણે કિલ્લામા બાકોરા પાડ્યા છે બળખોર, કાફર કુતરાઓ! મદદ! મને મદદ જોઇએ છે!"

" બહેલોલખાને આપ સરકારને કહેવડાવ્યુ છે કે આપના હુકમ વગર તેમણે મોરબી તથા શિરવાળથી કુમક મગાવી છે, તેમા કસુર થઇ હોય તો ક્ષમા કરશો "

ખાનની આખોમા સતોષ જણાયો તેના સાથીઓને આ સમાચારથી આનદ થયો અને ચિંતા દૂર થતી લાગી

' હલકારા કેટલા મોકલ્યા? કયારે મોકલ્યા?"

" હજુર, ત્રણ જણા બેઉ ગામે મોકલ્યાં છે આજે સવારે રવાના થયા છે "

" કાલે રાતના મોકલતા શુ થતુ હતુ?"

" સરકાર, આપણી આજ્ઞાની રાહ જોતા હતા પણ છેવટે નક્કી કરી, સવારે મોકલ્યા બહેલોલખાનને ઘણી ચિંતા થાય છે "

ખાન આ મદદ કેટલી વહેલી આવશે તેના વિચારમા પડયો – 'તેઓ આવતા ના... -બોરનો આજ રાત પહેલાં પહોચશે–રાતના છાવા મોકામા મોટો ખારે

ખાન સૈન્ય' સાથે નીકળે તો છેક કાલ સાંજે અહીં આવી પહોંચે કિલ્લાની કુમક જો બગ-બર વખતસર નીકળે તો જામ નિયમે સવારે આવવી જોઇએ અને તે દરમિયાન અહીં શુ થાય ? " વધુ મુંઝાયો-નવા વિચારમા પડ્યો, ભવા ચઢાવ્યા કાંઇ યુક્તિ સુજતા બોલ્યો - 'જા, સત્વર બીજા નક્ષ્ત્ર સજી ગયો તેનો જ અહીં આન પણ સબુર-આ સાંભળ તું જેવો જોઇએ તેવો ચાલાક હેર છે પોતાના બાદશાહ સામે માથુ ઉપાડનાર આ તુચ્છ બળવાખોરોના મુખી પાસે તુ જઇ શકીશ? તને તેનો ડર નહી લાગે?"

" હજુર, આ મેરક હુકમનો બંદો છે-મને કશાનો ડર નથી "

" સાબાશ, એ સેતાન અત્યારે ક્યાં હશે ?"

" સરકાર, જ્યાં જબરજસ્ત મારો ચાલતો હશે ત્યાં તે ઘુમતો હશે "

" હા જા, તેને કહે કે રાત્રિ પડતા મારો બંધ કરવો છુ મ્હારા વીર નાયકો સાથે દરવાજો ખોલી, પુલ ઉતારી તેને નાકે આવી ઉભીશ સામે તે પોતાના નાયકો સાથે આવી ઉભે છુ એને મળવા માગુ છુ મશાલો પેટવે, અમે પણ પેટવીશું આ નગરના ભલા માટે હુ સલાહ કહેવા માગુ છુ તેણે પોતાના રક્ષણ માટે જે તૈયારી પોતાની સાથે રાખવી હોય તે ભલે રાખે, અને તેને એટલું પણ કહેજે કે કિલ્લાની દિવાલોપર ચારસો વીરો બંદુકો અને તીરોસાથે તૈયાર ખડા છે, દગાનુ જરા પણ લક્ષણ દેખાતા તેનાપર એકદમ મારો થશે જા, આ ખબર સત્વર તેને પહોંચાડ વળો બદલી, એક પળ પણ ન ગુમાવતા, જા "

" જે હુકમ, સરકાર!" કરતો તે રવાનો થયો.

તેના ગયા પછી આશ્ચર્યમા ડુબેલા તેના સાથીઓ તરફ ફરતા ખાન બોલ્યો -" કાલે રમજાન ઇદ છે આપણા સિપાઇઓ લડવા માગતા નથી ઇદ ઉજવવી જોઇએ "

\+ + + × +

એક કલાક પછી રાત્રિ થઈ તે સાથે મારો બંધ થયો કિલ્લાના મુખ્ય દરવાજાના દ્વારો ખુલ્યા ખાઇપર પુલ પડ્યો ખાન મગરૂબીથી ઘોડાપર બેઠેલો, તેની આસપાસ બાદલ અને આમિન અને છ સાત મસાલો સાથે મુસાલચીઓ ચાલતા પૂલપર આવતા નજરે પડ્યા પાછળ ફીરોઝખાન અને પચ્ચીસેક અંગરક્ષકો ચાર ચારની હારમા આવતા દેખાયા પૂલને નાકે ખાન થોભ્યો સામેથી મસાલોનો પ્રકાશ નજીક આવતો નજરે પડયો તેઓ લગભગ ત્રીસેક જણ પગપાલા આગલ વધતા હતા ચાર મશાલચી મોખરે હતા, મસાલોનો પ્રકાશ આ ટોળાની મોખરે ઉઘા ડોક કરી ચાલતા જુવાન ઉંચા વીરપર પડી રહ્યો હતો ખાનથી પચાસેક કદમ દૂર આવી આ ટોળી થોભી ખાનની રાણીની નજર આ આગેવાનો કોણ કોણ હતા તે ઓળખતી તેમનાપર પડી સૌને મોખરે ફાટી ગયેલ મેલા થયેલા ખરડાયલા લોહીથી રંગાયલા વસ્ત્રોમા હાથમા ભાલા સાથે એક ઉંચો કદાવર જુવાન હતો, અને તેની પાછળ વૃદ્ધ દેશમુખ કાન્હોજી જેધે, અને વૃદ્ધ દેનપાટે નરસ રાજુ હતા, તેમ બીજા મુખીઓ હતા આ જુવાન મુખીને જોતા બાંદના મુખમાથી ક્રોધ અને આશ્ચર્યની બૂમ નીકળી ગઇ

"કોણ બાઝ જેવું! એનું અહીં શું કામ છે?"

"તમારો જમાત!" ખાને ઉત્તર આપ્યો—"અરે! ત્યારે તો તે હવે તરત વિધવા થશે પણ અરે તેની પત્ની તો તમારો વહેવાર પણ છે ને! અને વળી પેલો બુઢ્ઢો નરગીસ પણ છે ને શું? હશે ચાલો! મનાનું મોત ભમે છે' એટલું કહી હસ્યો અને આ મરાઠા વીરો તરફ જોતો મગરૂરીથી બોલ્યો'—'તે જ બાઝ જેને તમે નરહર સ્વામિ કહો છો, તેની સાથે મ્હારે વાતચીત કરવી છે'

બાઝએ કંઈક કનેજે ઉત્તર વાળ્યો—'આજ પર્યંત હું જ નરહર સ્વામિ તરીકે પ્રસિદ્ધ હતો તમારે જે કહેવું હોય તે બેધડક કહો હું સાંભળવા તૈયાર છું"

બાઝના હોવાની બૂમનો પ્રતિકાર ખાનની ટોળીમાંના ઘણા નાયકોએ એકીસાથે કર્યો તેઓ આશ્ચર્ય પામ્યા આ મોઝનો ઉદ્ધત બાઝ તે જ નરહર સ્વામિ! તેઓ પોકારી ઉઠ્યા—"એક જાસુસ, ખૂની, અરે બંડખોર!"

ખાનને તો બંડખોર બધા સરખા હતા પોતાના મિત્રનો આ જમાત છે તો તેનો વિચાર કરવો એ કલ્પના સુદ્ધાં તેના મનમાં ન હતી તેને તો એક જ નજર—બાદશાહતના વિશાળ જગનો વિચાર ન કરતો માત્ર ક્ષણભર આ વીર સેનાપર વિજય મેળવેલા આ બંડખોરોને કેવી શિક્ષા કરવી તે જ તેનો વિચાર તેની શિક્ષામાં આગળનું નામોનિશાન ન રહેવા દેવું તેમની પૂરેપૂરી કતલ કરવી એ જ! તે મોટેથી બોલ્યો—

"તમે દગાખોરો તરીકે આવો છો કે વફાદાર તરીકે? દગાખોરો તરીકે આવતા હોય તો પાછા જાઓ પણ વફાદાર તરીકે આવતા હો તો હું સુલેહશાંતિની વાત કરવા માગું છું"

"ખાન સાહેબ, અમે વફાદાર છીએ કે નહીં તે તો તમે જે ધારો તે ખરા" બાઝએ ઉત્તર આપ્યો—'તમે હલકારો મોકલ્યો તો કાંઈ ઇજા ન પહોંચાડતાં અમે પાછો મોકલ્યો. અમારા નીશાનોની સન્મુખ તમે ઉભા છો છતાં સલામત છો અમે વફાદાર છીએ આ પગલાં લેવાની તમે જ અમને ફરજ પાડી છે આપ કહો તે સાંભળવા તૈયાર છીએ'

"બાઝ, ત્યારે તમને હું ખોટી આશાઓ આપવા માગતો નથી તમે બળવાખોરો છો, અને તાબામાં આવ્યા છો, બાદશાહના ગુન્હેગાર છો કાંઇપણ સરત કર્યા વગર એકદમ શરણ થાઓ તો તમારા જીવનરક્ષણ માટે કાંઇ વિચાર થશે"

'ઇશ્વર તો આપ તમને નમાવશે ખાન, યાદ રાખો, હજુ અમે અટકેલ છીએ આ વાતચીતનું કારણ તમે મોકલ્યું છે, અમે નહીં"

'હું માગતો નથી, પણ હુકમ કરૂં છું"

"હા, હારેલાઓ હુકમ કરે છે વાહ, ખાન, એ દિવસ ભૂલી જાઓ વાહ, હારેલાઓ હુકમ કરે છે, ત્યારે આપણને સાંભળવા દો—તમારે શું કહેવું છે તે?"

'કોને મળવાનું છે તે તને ધ્યાન છે બંડખોર!"

"હા, જુલમગાર! મને ખબર છે, પણ તું શું કહેવા માગે છે?"

"અમારી ઇચ્છા કાલ લડાઈ બંધ રાખવી અને બંદગીમાં દિવસ ગુજારવો, એ છે એક તરફથી કાલે એક બીજાપર મારો કરવો નહી, એ અમારી માગણી છે"

"એપર ધ્યાન આપશો નહી, બાજીરાવ! એ આ જુલમી ખાનનુ કપટ છે એના એકે એક અક્ષર દગાથી ભરેલા છે" બે ત્રણ મરાઠા આગેવાનો પાછળથી બોલ્યા

ખાન જવાબની રાહ જોતો શાંત રહ્યો પોતે શુ માગતો હતો અને તે કારણ માટે માગતો હતો તે પોતે સારી રીતે જાણતો હતો એક દિવસની વિશ્રાંતિ એ જ તેના પ્રયોગનો ખરો મર્મ હતો કાલ સાયકાળ અને જોરથી હુકમ આવી પહોંચને લેટનો વખત ગાળવા તેણે આ યુક્તિ શોધી થોડો વખત એમ જ ગયો સામેથી કાંઇ ઉત્તર મળ્યો નહી તેથી ખાન પુનઃ બોલ્યો—" હા, એમાં આશ્ચર્ય જેવુ નથી તમે દગાખોરો સર્વ સ્થળે દગો જ જુવો છો મેં જે માગણી કરી છે તે વ્યાજબી છે અને ન્યાયની છે પવિત્ર અલ્લાહ આ માગણીનો અસ્વિકાર કરવા માટે તમને યોગ્ય શિક્ષા કરશે હવે થનાર કતલનું મહાપાપ તમારે શિરે છે"

"પણ તમે શુ માગો છો તે હજુ અમે જાણતા નથી" બાજીએ કહ્યું

"અમે કાલ સાયકાળ સુધી અલ્લાહ-વિશ્રાંતિ માગીયે છીયે અમે કાલનો પવિત્ર દિવસ લોહી રેડવામા ગાળવા ઇચ્છતા નથી, પણ નિમાજ પઢવામા અને ખુદાની બંદગીમા પસાર કરવા માગીયે છીયે"

"હા, કાલ સાજ સુધીની અવધિ" બાજીએ ઉત્તર વાળ્યો—"એ અરસામા આસપાસના ગામોમાંથી સૈન્યો મગાવી શકાય તે માટેની અવધિ! નહી? અમે તમારી આ માગણી સ્વિકારતા નથી"

"સ્વિકારતા નથી?" ખાન ક્રોધથી બોલ્યો—"મે દિવસથી તમારા બાદશાહ સામે હથીયાર ઉચક્યા, અને કાલે લ્હડશો તો આ ધર્મનો કોપ તમારાપર વધારે તૂટી પડશે?"

"અને તમે, દગાથી ભરેલા જુલમગારો, ઇશ્વરનો કોપ તો તમારાપર જ તૂટવાનો છે, અમારીપર નહી તમને દયા નથી, માયા નથી, મુરવત નથી તેને વળી બંદગી, નિમાજ એ ઢોગ કેવો? જો અમે હથીયાર ન ઉચક્યા હોત તો જુલમગાર આજ તું અમારો ભયકર નાશ કર્યા વગર રહ્યો હોત ખરો કે?-તેમાં દયા પણ દેખાડતે ખરો?—"

"તમારો ધર્મ છે તેમ અમારો પણ ધર્મ છે કાલ માટે તમે ના પાડો છો તો તમારો નાશ થશે તમે હારી પાયમાલ થશો, અને તમારા આ શ્રાપિત નગરમા ભયંકર રોગો ફાટી નીકળશે—એવો ખુદાતાલાનો ભયકર કોપ તૂટી પડશે અમારા પવિત્ર દિને અમો લ્હડવા માગતા નથી અમે કોઇ પણ પ્રકારનો દગો રમવા માગતા નથી તે માટે અમે અમારુ વચન આપવા તૈયાર છીયે"

મરાઠાઓના મનપર ખાનના આ શબ્દોથી કાંઇ અસર થતી લાગી તેઓમાના વૃદ્ધોને લાગ્યુ—ખાનની માગણીમા સત્યતા ભાસી નરસ પ્રભુ બોલ્યો—" એક દિવસમાં કાંઇ વળી

# રાસ.

લેખક —શ્રી કેગન હ. શેઠ

( ૧ )

રસિયાજી રાસ રમાડે રાજ, રસપૂર્ણિમા રઢિયાળી
ત્રિભુવનમાં વેણ વગાડે રાજ, રસપૂર્ણિમા રઢિયાળી
ભર બ્રહ્માન્ડે ગીત ગજાવે રાજ, રસપૂર્ણિમા રઢિયાળી
કોઇ અમરવીના કરી ભજવે રાજ, રસપૂર્ણિમા રઢિયાળી

( ૨ )

રસિયાજી રાસ રમાડે રાજ, રસપૂર્ણિમા રઢિયાળી
ભગીરથ લગન લગાડે રાજ, રસપૂર્ણિમા રઢિયાળી
ગીતનાદે અલખ જગાડે રાજ, રસપૂર્ણિમા રઢિયાળી
પટ જીવનનો ઉઘાડે રાજ, રસપૂર્ણિમા રઢિયાળી

( ૩ )

રસિયાજી, રાસ રમાડો રાજ! રસપૂર્ણિમા રઢિયાળી
ભવ ભટકા રાજ ભગાડો રાજ! રસપૂર્ણિમા રઢિયાળી
મધુવનના રાસ રમાડો રાજ! રસપૂર્ણિમા રઢિયાળી
તમ દર્શન દિવ્ય પમાડો રાજ—રસપૂર્ણિમા રઢિયાળી

 આપના ઑર્ડરમાં સમાલોચકની નોંધ લખો

Reg No B. 1136



Printed by D. R. Mitra at the Manoranjan Press 3 Sandhurst Rd. Girgaon Bombay
Published by Ramaniyaram Goverdhanram Tripathi at Messrs. N. M. Tripathi & Co's

Feb, 19

સમાલોચક

પુસ્તક ૨૫ મું,] ડીસેમ્બર, ૬ ઠ્ઠ ૧૯૨૦ [અંક ૧૨

# ક્ષણ ક્ષણ કરતા.

લેખક—રા. ચન્દ્રકાન્ત નર્મદાશંકર પંડ્યા.

( ગીત )

ક્ષણ ક્ષણ કરતાં જીવન અનંતા
ક્ષણ મીટી તો જીવન મીટા
ક્ષણ ક્ષણ કરતાં.
વિચાર–વાણી–વર્તન જેના
ક્ષણ ક્ષણ ગીધા–જીવન સીધા
ક્ષણ ક્ષણ કરતાં.
સ્મિત સ્મિત પ્રકટે કિરણ ઉજળા
કિરણમઈં, જીવન ને દીઠાં
ક્ષણ ક્ષણ કરતાં.
ઊર્મિ ઊર્મિ ઉદાર ન ઉરની
—જીવન એ તો મીઠ મીઠા
ક્ષણ ક્ષણ કરતાં.

પારેખનો બંગલો,
નડિઆદ,
તા ૧૨-૮-૧૯૨૦.

# સમાલોચક.

अनुद्वेगकरं वाक्यं सत्यं प्रियहितं च यत् ।
स्वाध्यायाभ्यसनं चैव वाङ्मयं तप उच्यते ॥ भ गी १७-१५

પુસ્તક ૨૫ સુ. ] ડીસેમ્બર, ઈ. સ. ૧૯૨૦. [ અંક ૧૨ મો.
તંત્રી—રા. અંબાલાલ બુલાખીરામ જાની, બી. એ.
રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા, બી. એ., એલએલ. બી.
પ્રકાશક—રા. રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી.

વિષયાનુક્રમણિકા.



વાર્ષિક લવાજમ રૂપીઆ ૬,
હિન્દુસ્તાન બહાર શીલીંગ આઠ રૂ. સ્હાડાઆઠ છૂટક અંકની કિંમત [illegible] આના.
આ લવાજમ શરૂઆતમાં જ લેવામાં આવે છે.

સમાલોચક

પુસ્તક ૨૫ મું,] ડીસેમ્બર, સ. ૧૯૨૦ [ અંક ૧૨

# ક્ષણ ક્ષણ કરતા.

લેખક—રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા.

( ગીત )

ક્ષણ ક્ષણ કરતા જીવન બનતા
ક્ષણ મીઠી તો જીવન મીઠ
ક્ષણ ક્ષણ કરતા૦

વિચાર–વાણી–વર્તન જેના
ક્ષણ ક્ષણ મીઠા–જીવન મીઠાં
ક્ષણ ક્ષણ કરતા૦

સ્મિત સ્મિત પ્રકટે કિરણ ઉજળાં
સ્મિતમાં ન જીવન ન દીઠાં
ક્ષણ ક્ષણ કરતા૦

ઊર્મિ ઊર્મિ ઉદાર ન ઉરની
—જીવન એ તો મીઠાં મીઠાં
ક્ષણ ક્ષણ કરતા૦

પારેખનો બંગલો,
નડિઆદ
તા. ૧૨-૮-૧૯૨૦

પ્રકાશક ૨૨— એન. એમ. ત્રિપાઠી ઍન્ડ કંપની, મુંબાઈ.

# જય, જય ગાંધીજી !

લેખક—મ ગનિલાલ હરિલાલ કીડાણી.

( રાગ આશાવરી )

હદ્ કીધી હિંદ માંહે આપે જય જય ગાંધીજી !
જુના જાનીમ વેર જમેના, હણુમાં કાપી નષ્ટ જ કીધા,
સંપ ત્યાં જંપની શિક્ષા દઇને, ઐક્યતા નમગની —આપે
બડી બડી બાતો કરનાર, બભુટ સમ અહિં તહિં દડતા !
દૂર થયા પોતીકી મેળે, ધન્ય ગાંધીજી —આપે
પ્રથમ ગણાતા જે સૌ આરા, નીકળ્યા નટખટ પૂરા હરાર,
નેતા જે હિચ[illegible] રીમે, દૂર કરગોજી —આપે
દારણ દુ ખ ડાયરના ડખે, હિંદી પ્રજા સુખે નહિ જપે,
હૃદયફાટ રુદન સુણીને, તોન કરશોજી —આપે
નીરઅપરાધી નર ને નારી, બાળક બચ્ચાં મગર્લાં બિચારી,
કંપેણ ખૂનીના ખંજરથી, કમોત હણાયાજી —આપે
હિમાચળથી કન્યાકુમારી, કલકત્તાથી ઠેઠ કરાચી,
દશે દિશામાં ડંકો બજાવી, વિજય વર્તાવ્યોજી —આપે
જમણી ડાબી બહુ જગની, અલી બીરાદર જોડી સમગી
સાથે મળી સૌ સેવા કરીને દુ ખ હરરોજી —આપે
પરમારથને પથે ચાલી, માત તણી સેવા બહુ વાહલી,
ગાયમાતનું રક્ષણ કરીને કીર્તિ ગજાવીજી —આપે
એક વાત અતરમાં ધરજો, આ યજ્ઞ વાત હાન ન કરજો,
[illegible] —આપે
આ[illegible] શિક્ષણ આપો એને, પૂરા સુધારી બેળવજો તેને
પોતીકી મેળે [illegible], કહેવું ન પડશે —આપે
અવિચળ, અમુ[illegible] [illegible] રહેજો, હિંદના દુ ખો નીશદિન હરજો,
અસહ[illegible] ફતેહ ચાહુ, જય જય ગાંધીજી. —આપે

ગીરગામ-મુંબાઇ
તા ૨-૧૦-૨૦

રાજા—(સ્વસ્થ થઇ આંસુ સહિત)

(વસન્તતિલકા)

રે જીવ ! તું મુજ ભાગી ક્રૂરતા ત્યજી દે,
મારૂં કહ્યું કર મદુ રહેમ ? લઇને
ના તું મહને ત્યજીશ તો, ત્યજી શીઘ્ર તુંને
ગઈ દૂર દૂર ગજગામિની તો પ્રિયા રે —૩

વિ૦—મિત્ર, ખોટી કલ્પના ના કરો એ ભિખારીને દેવીએ ઉજ્જયિની મોકલાવ્યું હોવી ઉ ની મ્હેં 'માગ સમાચાર' એમ કહ્યું

રાજા—અરેરે ! દેવીને મ્હારી જરી પણ દયા નથી આવતી વયસ્ય, ત્હેં આવું કોના મ્હોંડેથી સાંભળ્યું ?

વિ૦—અરે મુલગતાએ જ ! વળી કાંઇ નિમિત્ત કાઢી ત્હેણે આ રત્નમાળા પણ મ્હને સોંપી છે

રાજા—બીજું તે શું નિમિત્ત હોય ? એ તો મ્હને આશ્વાસન દેવાને માટે જ ( રત્નમાળા હૃદય સરખી દબાવી ) અરેરે ! !

( અનુષ્ટુપ )

થઈ છે પ્રાપ્ત આ પામી કંઠસ્થે પ્રિયા તણી
શાંતિ આપે મુજ ભારે, જાણે ની મેં સખી મળી —૪

વયસ્ય, તું જ એ પહેર એને જોઇને જ મ્હને શાન્તિ વળશે

વિ૦—જેવી આપની આજ્ઞા ( કંઠમાં પહેરે છે )

રાજા—( આંખમાં આંસુ આણી, નિશ્વાસ મૂકી ) વયસ્ય સાગરિકાનું દર્શન, હવે તો મ્હને દુર્લભ લાગે છે

વિ૦—મહારાજ, એવું મા બોલો કાંઇ કોઇ આવતું લાગે છે

( પ્રતિહારી પ્રવેશ કરે છે )

પ્રતિહારી—( પાસે આવી ) જય થાઓ, મહારાજનો જય થાઓ ! રૂમણ્વાનના ભાણેજ વિજયવર્મા કાંઇ વિનતિ કરવાને બ્હાર ઉભા છે

રાજા—વસુંધરા, સત્વર, એમને પ્રવેશ કરાવ

વસુંધરા ( પ્રતિહારી )—જેવી મહારાજની આજ્ઞા.

( જઇને વિજયવર્માને તેડી લાવીને પ્રવેશ કરે છે )

વસુંધરા—વિજયવર્મન્, મહારાજ આ રહ્યા, જાઓ એમની પાસે જાઓ

વિજય૦—( પાસે જઇ ) જયજય મહારાજ ! દેવ, રૂમણ્વાનના જયની આપને વધામણી આપું છું

રાજા—શાબાશ, રૂમણ્વાન, શાબાશ ! યોગ્ય વખતમાં મ્હોટું કામ કર્યું, બેસ, અહિં બેસો વિજયવર્મન્ .

( કાંચનમાલા પ્રવેશ કરે છે )

કાંચન૦—દેવીએ મ્હને આજ્ઞા કરી છે કે 'અયિ કાંચનમાલા, તું જા, અને આ ઐન્દ્રજાલિકને મહારાજની પાસે લઇ જા' મહારાજ તો આ રહ્યા, ત્યાર, એની પાસે જ જાઉં ( પાસે જઇ ) જય જય મહારાજ! દેવી વિનતિ કરે છે કે, ઉજ્જયિનીથી લવસિદ્ધિ નામનો ઐન્દ્રજાલિક આવેલો છે, હેને આપ મળજો

રાજા—ઐન્દ્રજાલિકને જોવાની અમ્હારી પણ ઉત્કંઠા છે, માટે ત્વરાથી હેને અહિં લાવ

કાંચન૦—જેવી મહારાજની આજ્ઞા ( જાય છે, અને હાથમાં પીછું લીધેલા ઐન્દ્રજાલિક સાથે પ્રવેશ કરે છે )

ઐન્દ્રજા૦—( પીછી ફેરવીને )

( ગીતી )

ઇન્દ્ર ચરણને વંદી, ધર્યું પ્રવીણ થઈ ઇંદ્રનું નામ
પ્રસિદ્ધ કીર્તિ જેની અંબરને આ કરૂં નમસ્કાર —૭

કાંચન૦—( પાસે આવી ) મહારાજ, આ રહ્યો ઐન્દ્રજાલિક

ઐન્દ્રજા૦—જય જય મહારાજ! દેવ હું—

( ગીતી )

ચંદ્ર ધરણીમાં ગગને પર્વત અગ્નિ જ્વલંત કે જળના
સંધ્યાકાળ બતાવું શું ચાહે? લ્યો સઘ પ્રભુ આજ્ઞા —૮

અથવા વધારે કહેવામાં શો માલ?

( ગીતી )

જાતું શાને મ્હેરું જે જે ઇચ્છા ધરો પ્રભુ દિલમાં
ગુરૂમંત્ર પ્રભાવે તે તે સર્વ બતાવું હું પળમાં —૯

વિ૦—મિત્ર, ત્હમે વિશ્વાસ રાખો, આનાથી બધુંયે થઇ શકશે

રાજા—કાંચનમાલા, દેવીને જઇને કહે, કે આ ઐન્દ્રજાલિક ત્હમારા તરફથી આવેલો નાહિ કે ઇ પણ મનરંજન છે નહિ, માટે અહિં આવો, આપણે બે યે એને જોઇએ

કાંચન૦—જેવી દેવની આજ્ઞા ( જાય છે )

( વાસવદત્તા અને કાંચનમાલા પ્રવેશ કરે છે )

વાસવ૦—કાંચનમાલા, ઉજ્જયિનીથી આ ઐન્દ્રજાલિક આવેલો છે, એમ જાણી મ્હને મારે મહુંમાં ઉપજે છે

કાંચન૦—એ તો દેવીનો પિયર ઉપરનો પક્ષપાત દેખાડે છે માટે ચાલો, દેવિ

વાસવ૦—( પાસે આવી ) જય જય આર્યપુત્ર!

રાજા—દેવિ, આણે તો બહુ બડાશો હાંકી છે માટે અહિં બેસો આપણે જોઇએ હેને

[ વાસવદત્તા બેસે છે ]

રાજા—ભલા માણસ, હવે ત્હમારી ઇન્દ્રજાલની વિદ્યા બતાવો.

ઐન્દ્રજા૦—જેવી દેવીની આજ્ઞા (બહુ પ્રકારના ચાળા કરી પીછું ફેરવી)

(ગીતી)

હરિ ગુરુ બ્રહ્મા સાથે ઇંદ્ર સભા સહુ બનાવું દેવોને
સિદ્ધ ચારણ નાચે સુંદરી સાથે બતાવું પણ ત્મને—૧૦

મહારાજ ! જુઓ ત્હમને !

રાજા—(ઉંચે જોઈ, આસન ઉપરથી નીચે ઉતરતા) અહો ! આ તો નવાઈ જ !

(સવૈયા)

આ બ્રહ્મા છે સરોજે રજનિપતિ ધરી ભાળમાં શમ્ભુ ને આ,
આ વિષ્ણુ ધારી ઉભા ધનુષ અસિગદા ચક્ર ચારે ભુજોમાં
બેઠા ઐરાવતે આ નાથિપતિ, વળી આ બીજા દેવો બીજા છે,
સ્વર્ગે વિદ્યાધરીના ચપલ ચરણની ઘુઘરીઓ સુણાએ—૧૧

વિ૦—(મનમાં) અરે, રાંડના ઐન્દ્રજાલિક, આવી અપ્સરાઓ બતાવી, તેમાં શું વળ્યું ? જો ત્હારા ખેલથી ખુશી કરવા હોય, તો બતાવને આમરિકા ?

(વસુંધરા પ્રવેશ કરે છે)

વસુંધરા—અમાત્ય યૌગન્ધરાયણ વિનતિ કરી કહાવે છે કે, 'વિક્રમબાહુ રાજાના પ્રધાન અમાત્ય વસુભૂતિ, કંચુકી બાભ્રવ્ય સાથે આવેલા છે, ત્હેને આપ મળજો ત્હેને મળવાનું આ જ શુભ મુહૂર્ત છે હું પણ ગુફીના કામથી પરવારીને આવું છું.'

વાસવ૦—આર્યપુત્ર, આ ઐન્દ્રજાલિકને હમણાં રહેવા દ્યો મ્હારા મામાને સાથી અમાત્ય વસુભૂતિ આવેલા છે, ત્હેમને જ પહેલા આપ આર્યપુત્ર મળો

રાજા—જેવી દેવીની ઇચ્છા (અૈન્દ્રજાલિકને) ભલા માણસ, હમણાં જરા બંધ રાખો

ઐન્દ્રજા૦—(પીછું ફરીથી ફેરવીને) જેવી મહારાજની આજ્ઞા (જતાં જતાં) પણ મ્હારો એક ખેલ તો હવે અવશ્ય જોવો જોઇશે

રાજા—ઠીક, જોઇશું

વાસવ૦—કાંચનમાલા, આને ઇનામ આપ

કાંચન૦—જેવી દેવીની આજ્ઞા (ઐન્દ્રજાલિક સાથે જાય છે)

રાજા—વસન્તક, તું સામો જઈને વસુભૂતિને પ્રવેશ કરાવ

[ વસન્તક સાથે વસુભૂતિ અને બાભ્રવ્ય પ્રવેશ કરે છે ]

વાસવ૦—આવો, આવો અમાત્ય વસુભૂતિ !

વસુ૦—ઓહો ! શો વત્સેશ્વરનો પ્રતાપ ! કેમકે,

( શાર્દૂલવિક્રીડિત )

હસ્તીઓ જયવત, શ્રેષ્ઠ તુરંગો આવો બન્યો જોઇને
માણો સગીતના ધ્વનિથી, તૃપની યોજો સભામા જરી,
ભ્રતા પ્રાગણમા જ સિંહલપતિના વૈભવો ભૂલતો
ભ્રાતો આગણમા જ આમ્ર ગર્નોને પેખાકો થઈ ઉર્મી -૧૨

બાભ્રવ્ય—વસુભૂતિ, લાગે સમયે મહારાજને હુ જોઇશ, એમ જાણીને મ્હને ખરેખર એટલો બધો આનદ થાય છે, કે અત્યારે મ્હને કાંઈ ...પણુનો અનુભવ થાય છે જાણુ કે,

( શિખરિણી )

અતિશે કાયાનો અનુભવ સુંદરો હરખથી,
હતી ઝાખી દૃષ્ટિ નયન જળના બધ બદ થઈ,
વદુ ભાષુ સુગ્યુ ગદ્ગદીત વાણી ઘણી થતી,
અતિ આનદે તો ધડપણ જતુ આમ જ વહી -૧૩

વિ૦—( આગળ આવી ) પધારો, પધારો અમાત્યજી !

વસુ૦—( વિદૂષકના કરમા રત્નમાના જોઇ એકાન્તમા ) બાભ્રવ્ય, રાજપુત્રીના પ્રસ્થાન સમયે મહારાજે જેવી રત્નમાળા ત્હેમને આપી હતી ત્હેના જેવી જ મ્હને તો આ જણાય છે

બાભ્રવ્ય—અમાત્યજી, છે તો ત્હેના જેવી જ ત્યારે તે અહિં કેમ આવી, તે વસન્તકને પૂછીશુ ?

વસુ૦—બાભ્રવ્ય, એમ તો ન કરવુ મ્હોટા રાજકુળોમા ઘણા હોવાને લીધે ભૂષણોનું સરખાપણુ દુર્લભ તો નથી જ

વિ૦—આ રહ્યા મહારાજ અમાત્યજી, ત્હેમની પાસે આપ પધારો

વસુ૦—( પાસે આવી ) મહારાજનો જય થાઓ ! !

રાજા—( આદર સહિત ) પધારીયે વયસ્ય, આસન આસન !

વિ૦—( આસન આણી ) અરે, આ રહ્યુ આસન વિરાજીયે અમાત્યજી !

રાજા—વસુભૂતિ, બેસો　　( વસુભૂતિ બેસે છે )

બાભ્રવ્ય—જય થાઓ મહારાજનો ! !

રાજા—( પીઠે હાથ દઈ ) બાભ્રવ્ય, બેસો અહિં

( બધાએ બેસે છે )

વિ૦—આ દેવી આપને પ્રણામ કરે છે

વસુ૦—આયુષ્મતિ વત્સરાજ જેવો જ ત્હને પુત્ર પ્રાપ્ત થાઓ ! !

* કવિનુ સૂક્ષ્મ નિરીક્ષણ ! અતિશે આનદથી શરીરની અધીર સ્થિતિ ઘડપણ સમાન થાય છે, ત્હેનું સત્ય અનુભવથી જ સિદ્ધ થશે

બાભ્રવ્ય—દેવિ, બાભ્રવ્ય આપને નમસ્કાર કરે છે

રાજા—અમાત્ય વસુભૂતિ, સિંહલેશ્વર કુશલ તો છે ને ?

વસુ૦—( ઉંચુ જોઇ નિ શ્વાસ નાખી ) મહારાજ, શી વિનંતિ કરીશું, ત્હેની સુઝ નથી પડતી ( નીચુ જોઇ રહે છે )

વાસવ૦—( ખે ખ્પામીા મનમા ) અરેરે અમાત્ય વસુભૂતિ વળી શુ કહેશે ?

રાજા—રહો રહો, શુ છે તે આર્ય, મ્હારો જીવ આકુળ વ્યાકુળ થઇ ગયો છે

બાભ્રવ્ય—અમાત્ય, હવે તો બહુ થયુ કહેવાનુ હોય તે કહી દો

વસુ૦—( આંખમા આસુ સાથે ) કમનસિબે મ્હારે કહેવુ પડે છે કે દેવ, મહારાજ, સિંહલેશ્વરની રત્નાવલી નામની દુહિતાનુ આપે માગુ કર્યાં છતા આયુષ્મતી વાસવદત્તાનું દિલ દુભાય, તેમ ધારીને આપને નથી દીધા

રાજા—( એકાન્તમા ) ત્હમારા મામાનો પ્રધાન આમ કેમ જુદુ બોલે છે ?

વાસવ૦—( સ્હેજ હસીને ) મ્હને તો નથી સ્હમજાતુ, કે કોણ જુદુ બોલે છે ?

વિ૦—પછી ત્હેનું શુ થયુ ?

*વસુ૦—પછી તો આપ મહારાજની સમક્ષ સતીને લાવતા માર્ગમા જ વ્હાણ ભાગી ગયુ ને રત્નાવલી સમુદ્રમાં ડુબી ગયા ( નીચુ મ્હો રાખી રુદન કરે છે )

વાસવ૦—( આંસુ સાથે ) ઓ દેવ ઓ બ્હેન રત્નાવલિ, હુ ત્હને ક્યે ઠેકાણે જોઉં ? મ્હને ઉત્તર આપ,

રાજા—શાન્ત થાઓ, શાન્ત થાઓ દૈવની ગતિ અકળ છે નાવ ભાગવાથી સમુદ્રમા પડેલા આ એને તો ત્હમે દેખો છો ને ?

વાસવ૦—આર્યપુત્ર એ તો ખરૂ પણ મ્હારૂ એવુ તો સદ્ભાગ્ય ક્યાથી હોય ?

રાજા—( એકાન્તમા ) બાભ્રવ્ય કહે આ બધુ કેવી રીતે થયુ ?

બાભ્રવ્ય—મહારાજ, સાભળો

( એટલામા નેપથ્યમા ખળભળાટ થાય છે )

( સ્રગ્ધરા )

જ્વાલાઓના સમૂહે કનકમય બને મ્હેલના શિખરો યે
પર્ણોની જેવી જો ચમ્મરી સુચવે તાપની તીવ્રતાને
ક્રીડાદ્રિ વીંટનારા ધુમથી જળભર્યા મેઘ શો શ્યામ દીસે
ઓચિંતિ લાય લાગી, બળબળ થઇ અંત પુરે સુંદરીઓ —૧૪

( બધા ગભરાઈ જોઇ રહે છે )

* આદિ વસુભૂતિ જે કહે છે તે કેવળ ખરેખરુ નથી. ત્હેનુ મન કદાચ એમ પણ હોય, કે દેવી વાસવદત્તાના ભાગી ત્યાની ઓઝી ગયા ત્હેમની સમક્ષ જ રત્નાને મ્હેરિથી કહી સભળાવી ત્હેને ન સભા હોય તેથી ત્હેનું નામ કહ્યુ હોય એમ લાગે છે—ભા ક

વાસવ૦—આર્યપુત્ર એ બધુ યે મ્હેં જાણ્યું છે

વસુ૦—(સાગરિકાને જોઇ, એકાન્તમાં) બાભ્રવ્ય, રાજપુત્રી જેવી જ આ છે

બાભ્રવ્ય—અમાત્ય, મ્હને પણ એમ જ થાય છે

વસુ૦—(મોટેથી, રાજાને) દેવ આ કન્યા ત્હમને ક્યાંથી મળી?

રાજા—એ તો દેવી જાણે

વાસવ૦—અમાત્ય વસુભૂતિ આને તો 'સાગરમાંથી મળી છે,' એમ કહી અમાત્ય યૌગન્ધરાયણે મ્હારા હાથમાં સોંપી છે તેથી તો તે સાગરિકા કહેવાય છે

રાજા—(મનમાં) શું યૌગન્ધરાયણે આપી? મ્હને જણાવ્યા વિના ત્હેણે આમ કેમ કર્યું હશે?

વસુ૦—(એકાન્તમાં) બાભ્રવ્ય, વસન્તકના હાથમાંની રત્નમાળાની પેઠે જ (સાગરિકાને બતાવી) આ પણ સાગરમાંથી મળી તેથી એટલું તો સ્પષ્ટ સ્હમજાય છે કે સિંહલેશ્વરની દુહિતા રત્નાવલી, તે આ જ! (પાસે જઇ મ્હોટેથી) આયુષ્મતિ રત્નાવલિ, રાજપુત્રિ, શું ત્હમારી આહિં આવી દશા?

સાગરિકા—(વસુભૂતિને જોઇ આંસુ સાથે) કોણ અમાત્ય વસુભૂતિ?

વસુ૦—હાય, મરી ગયો હવે તો હું અકર્મી! (ભોંય ઉપર પડી જાય છે)

સાગરિકા—હાય હાયરે, મોટી હું અકર્મી! હા! તાત! હા! અમાત્ય! ક્યાં ગયા ત્હમે? બોલીને મ્હારી સાથે!!! (ભૂમિ ઉપર પડી મૂર્છાવશ થાય છે)

વાસવ૦—[illegible], શું આ મ્હારી બ્હેન રત્નાવલી જ?

કંચુકી—દેવિ, એ જ આ

વાસવ૦—(રત્નાવલીને ભેટીને) બ્હેન રત્નાવલી, શાન્ત થા, શાન્ત થા

રાજા—ઉદાત્ત વંશમાં જન્મેલા સિંહલેશ્વર વિક્રમબાહુની પુત્રી શું આ જ કે?

વિ૦—(રત્નમાળાનો સ્પર્શ કરી, મનમાં) મ્હને પહેલેથી જ એમ જાણ્યું હતું કે આવી રત્નમાળા સાધારણ માણસની ન હોય

વસુ૦—(ઉઠીને) રાજપુત્રિ, શાન્ત થાઓ, શાન્ત થાઓ ત્હમારા બ્હેનને દુઃખ થાય છે, તેથી એમને મળો

વાસવ૦—(આંખમાં આંસુ લાવી હાથે ઝુલાવીને) [illegible] બ્હેન આર્ય આ [illegible] બ્હેનના તરફ પણ ત્હારો બન્ધુભાવ બતાવ (હેઠું મ્હોઢું ઘાલે છે)

રત્નાવલી—અપરાધી હોવાને લીધે [illegible] મારૂં મ્હોઢું [illegible] મતાવું [illegible]?

વાસવ૦—(એકાન્તમાં) આર્યપુત્ર, મ્હને આના [illegible] શરમાઉં છું માટે એના બંધન ત્હમે જ દૂર કરો

* સાગરિકા તે રત્નાવલી છે એમ પ્રસિદ્ધ થઇ ગયા પછી તો સાગરિકાને બદલે 'રત્નાવલી' એ નામ લેવું જોઇએ [illegible]

(૧) ધર્મની અવસ્થા ( *Age of Theology* )
(૨) દર્શનની અવસ્થા ( *Age of Philosophy* )
(૩) વિજ્ઞાનની અવસ્થા ( *Age of Scientific age* )

આજકાલ વિજ્ઞાનનો યુગ છે તે જમાનો ગયો કે જ્યારે મનુષ્ય કોઈ અન્ય જગતની વસ્તુઓ તરફ આકર્ષાતો હતો, જ્યારે તેને પૃથ્વીના કરતા સ્વર્ગનો ખ્યાલ વધુ પ્રમાણમાં રહેતો હતો હવે તો તેને પોતાનો, પોતાની નીતિનો, પોતાના ને દેશનો તેમ જ પોતાના લોકનો ખ્યાલ રહે છે તેનું અનિવાર્ય પરિણામ એ થવાનું હતું કે તે પુરાણા ખ્યાલો છોડી દે, પાંચ હજાર વર્ષ પહેલા સંસારની ઉત્પત્તિ થઇ હતી એ સિદ્ધાન્તને તેમ જ તેવા અન્ય સિદ્ધાન્તોને અસત્ય માને તેમ જ પોતાનો વધુ વિચાર કરવા લાગે એ જ રીતે મનુષ્યની આવશ્યકતાઓ અનુક્રમે વધવા લાગી વધતી આવી છે અને હજીયે વધતી જશે આજકાલ તો સભ્યતાનો અર્થ જ એવો સમજવામાં આવે છે કે આવશ્યકતાઓ વધે-જરૂરીયાતો વધે પરંતુ આ વિષય વિચારવા યોગ્ય છે કે આ આદર્શ ક્યાં સુધી સાચો છે અમને સંપૂર્ણ શ્રદ્ધા છે તેમ જ ધીરેધીરે સમસ્ત સંસાર એક અવાજે આ વાતનો સ્વીકાર કરશે કે—વેદાન્તનો જે ઉંચો આદર્શ ભારતીય ઋષિઓએ મનુષ્યોની સમક્ષ મૂક્યો છે તે જ અમારો ખરેખર આધાર છે તેનો જ આશ્રય અમારે લેવો પડશે નહિતર યાદવોની માફક મનુષ્ય જાતિ નષ્ટ થઈ જશે એવો ભય રહે છે

જો કે ધર્મ-મતના પગ વિજ્ઞાનના પ્રહારથી તુટી ગયા છે તો પણ વેદાન્ત એ એક એવો મત છે કે જેનો માત્ર યત્કિંચિત્ આભાસ માત્ર વિજ્ઞાન જ કરી શકે છે 'જ્ઞાનનો માર્ગ ભયથી રક્ષણ કરનાર છે' વિજ્ઞાનનો દુરૂપયોગ કરીને યુરોપના મહાભારતમાં કેટલા નિર્દોષીઓનો રક્તપાત થયો છે પરંતુ, અમને સંપૂર્ણ આશા છે કે ભવિષ્યમાં વિજ્ઞાન જ એવી ઘટનાઓનો અસંભવ કરી બતાવશે

વિજ્ઞાન દેશ તેમ જ કાળના દૂરપણાને ધીરેધીરે મટાડી રહ્યુ છે જે બાબત પૂર્વે વર્ષોમાં થવા પામતી હતી તે આજે મહીનાઓમાં બલ્કે દિવસોમાં થવા લાગી છે પગે ચાલવાથી મનુષ્ય સંતોષ ન પામ્યો તો ઘોડાને ગુલામ કરી દીધો તેથી પણ જ્યારે તેને સંતોષ ન થયો ત્યારે વરાળને શોધી અને રેલ્વે બનાવી, એક પૈડાની રેલ પણ બનાવી એટલું જ નહિ પણ સમુદ્રની વચ્ચે આગબોટોમાં યાત્રા કરવી શરૂ કરી, ને જ્યારે જમીન તેમ જ પાણી ઉપર વિચરવાથી તૃપ્તિ ન થઇ ત્યારે આકાશમાર્ગમાં વિહરવા માટે એરોપ્લેન બનાવી દીધા જ્યાં જ્યાં જોયું કે ફેરો મોટુ ચક્કર મારીને સમુદ્રમાં યાત્રા કરવી પડે છે ત્યાં ત્યાં જમીનના સાંકડા ભાગો કાપીને તેવા નવા રસ્તા બનાવી લીધા, ક્યારે ક્યારે સમુદ્રમાં તોફાન થવા લાગે છે, ત્યારે મોટા મોટા વહાણો આકડાના રૂના પોલ માફક પાણીમાં મૂકાવા લાગે છે, અને મુસાફરીઓ પાણીને ડૂબી જાય છે એવી ઘટનાથી બચવા માટે 'લાઇફ બોટ'ની શોધ કરી, જે શાન્તિપૂર્વક ભયંકર તોફાન થવા છતાં પણ પાણીની નીચે બતકની માફક પોતાનો માર્ગ કાપતી આગળ વધે છે

આખરે એવાં એરોપ્લેઇનો પણ બની ગયા છે, જે જમીનપર દોડી શકે છે, હવામા ઉડી શકે છે, અને પાણીપર તરી શકે છે જે સમાચાર પૂર્વે વર્ષો પછી મળતા હતા તે આજે થોડી જ મીનીટોમાં મળી શકે છે અને મરજી હોય તો મિત્રોની સાથે પણ એક હજાર માઈલ દૂર ઉભા રહીને પણ વાર્તાલાપ કરી લ્યો

હાલમા લોકસમૂહ (Federation of World) નું એક મોટુ લક્ષણ જોવામાં આવે છે એવો સમય જલ્દી આવશે જ્યારે આપણે દેશ અને જાતિનુ અંતર તેમ જ એ ભાવો ભૂલી જઇશુ, અને એક કુટુંબની વ્યક્તિઓની માફક પ્રેમભાવથી રહી શકીશુ એ સમય ગયો કે જ્યારે દરેક જાતિ પોતપોતાની સભ્યતામા જુદી જુદી રીતે વધારો કરી શકતી હતી તેમ જ પોતાના રીતરીવાજ, રહેણી કરણી, જુદી રાખી શકતી હતી હવે તો બધા એક રંગમા રંગાઈ જશે બધી ધૂળ મળીને એક થઇ જશે ભવિષ્યના પ્રશ્નો તમામ મનુષ્યજાતિના થશે અને નહિ કે એક એક દેશના

વિજ્ઞાને મનુષ્યને પશુબળથી અધિક કામ લેવાથી બચાવ્યા છે જે કામ તે પૂર્વે ઘણાં મોટા પરિશ્રમથી અને વર્ષો પછી કરી શકતા હતા તે આજે સહજ જ થોડા દિવસમાં કરી શકાય છે, હવે એવા એવા કારખાના પણ જોવામા આવે છે કે જ્યા લાખો માણસો કરી શકે તેટલુ કામ થાય છે, પરંતુ મનુષ્ય એક પણ જોવામાં ન આવતો હોય. આ બાબતનો પણ મનુષ્યપર મોટો પ્રભાવ પડશે કારણ કે હવે તો પોતાની બુદ્ધિ તેમ જ મગજશક્તિથી વધુ કામ લેવુ પડશે તેમ જ મનુષ્યજાતિનો વિકાસ વધુ વેગથી થશે

તારદ્વારા ચિત્રો મોકલવા, પાણીના પ્રવાહદ્વારા વિજળી ઉત્પન્ન કરી કે અન્ય કામ લેવુ, વિજળીથી શહેરમા પ્રકાશ કરવો, પંખા ચલાવવા, તેમ જ મીલો ચલાવવી, આ બધી બાબતો લોકસમૂહમા સહાયક થઇ પડશે

મનુષ્યે આજ એટલી શક્તિનો જ સચય નથી કર્યો પરન્તુ અત્યંત દૂર એવી ઘટનાઓનુ રહસ્યોદ્ઘાટન કરવાનુ પણ સાહસ કરી નાખ્યુ છે ઇતિહાસ તો બહુ તો ત્રણ ચાર હજાર વર્ષો સુધી જ દૃષ્ટિપાત કરી શકે છે પરન્તુ વિજ્ઞાન કરોડો બલ્કે અબજો વર્ષોની વાતોનો ખ્યાલ આપે છે એ વાતો માત્ર કલ્પિત નથી, પરંતુ એ જ્ઞાનપર નિર્ભર છે જે તે આકાશનુ નિરીક્ષણ કરીને સચય કરે છે બીજા તારાઓમા જે પરિવર્તન તથા ઘટનાઓ તેને આજ પ્રત્યક્ષ દેખાય છે તેઓ પોતાની બુદ્ધિ વડેથી તે સમજી શકે છે કે પૃથ્વીનો વિકાસક્રમ પણ તે જ થશે.

કેવો મહત્વનો એ દિવસ હતો કે જ્યારે ગેલીલીયોએ પોતાનુ દુર્બીન પહેલ વહેલા આકાશની તરફ ઉચકીને જોયુ હતુ અનુક્રમે તે દુર્બીનમા સુધારો વધારો થતો ગયો અને હાલમા એવા મોટા મોટા દુર્બીનો બનવા લાગ્યા છે કે જેઓને એંજિનોદ્વારા હલાવવામાં ઉઠાવવામા તેમ જ ફેરવવામા આવે છે–દુર્બીનની શક્તિ કોની માફક વધતી જાય છે તે તેના ચિત્ર જોવાથી જાણી શકાશે જ્યાં પૂર્વે આકાશ તરફ નજર ફેરવતા કદાપણ દૃષ્ટિએ પડતુ નહોતુ ત્યા

પુરાણા દુરબિનથી એક તારો જોવામાં આવ્યો અને જરા સુધારેલા દુર્બીનથી તો અસંખ્ય તારાઓનો સમૂહ દેખાઇ આવે છે આ તારાઓ એક એક બીજાથી અસંખ્ય માઇલ દૂર આવેલ છે તેનો આકાર સૂર્ય કરતા લાખો ઘણો મોટો છે તેની છેટાઇનુ માપ માઇલોથી કરવુ લગભગ અસંભવિત છે તેનો હિસાબ કરવામા આવે છે એક સેકંડમાં પ્રકાશ ૧૮૬૦૦૦ માઇલ પહોચે છે એ હિસાબે એક વર્ષમા જેટલો દૂર પ્રકાશ જઇ શકે છે તેને એક 'પ્રકાશવર્ષ' કહે છે, જો માઇલોમા હીસાબ પૂછો તો ૫૮ ખર્વ ૮૩ અબજ માઇલ છે

જે તારો પૃથ્વીની ઘણો જ પાસે છે તે ૪૦૩ 'પ્રકાશવર્ષ' દૂર છે આ અંતરનો ખ્યાલ આવવો બહુ કઠણ છે હા, એક યુક્તિ છે જેથી તેનો કંઇ પરિચય પ્રાપ્ત કરી શકાય, ધારો કે એક ઘણી મોટી તોપ છે જે ૫૫૦ ગજ દૂર એક સેકંડમા ગોળા ફેંકી શકે છે, અને આ ગોળા આટલા વેગથી લાખો વર્ષો સુધી ફેંકવામા આવે, તોપ ચલાવવામા આવતા, તેના મુખમાથી જેવા ગોળા નીકળવા માંડે કે તુરત જ તેનાપર ચઢીને જાઓ તો ૨૫ લાખ વર્ષોમા અલ્ફાર્ગારી સુધી પહોચે કેટલાક તારાઓ કંઇ એટલા તો દુર છે કે પૃથ્વીની ઉત્પત્તિ થયાને કરોડો વર્ષો થઇ ગયા છે તથાપિ શરૂ થયેલો પ્રકાશ આજ સુધીમા પૃથ્વી સુધી પહોચી શક્યો નથી

ઇશ્વરનો મહિમા અનંત છે તેનુ વિરાટ રૂપનુ દર્શન વૈજ્ઞાનિકોએ જ કર્યુ છે

આ તરફ સૂક્ષ્મદર્શક યંત્રે પણ મનુષ્યના જ્ઞાનની મર્યાદા ઘણી વિસ્તૃત કરી દીધી છે જે ચીજો ખુલ્લી આંખથી જોવામા પણ આવતી નહોતી તેમા એક બ્રહ્માંડ જેવી રચના જોવામા આવતી હતી ક્યા એક ઇંચના કરોડમા ભાગનો કણ, જે સર્વોત્કૃષ્ટ સૂક્ષ્મદર્શક યંત્રથી જોઇ શકાય છે, ક્યા એ તારો કે જેના આકારનો ખ્યાલ મગજમા આવવો મુશ્કેલ છે

આજથી લાખો વર્ષ પૂર્વે વૈદિક ઋષિઓએ જે ગુણો ગાયા હતા તેનો આજે કંઇક અંશે અનુભવ લોકોને થઇ રહ્યો છે

अणोरणीयान् महतो महीयान् ।

મનુષ્યે ખ્યાલ કરી લીધો કે પૃથ્વીમંડળની ઉત્પત્તિ નિહારિકાથી થઇ છે અને વિકાસનો લગભગ ક્રમ પણ જાણી લીધો છે તેઓએ અહિં જ બેસીને દૂરનાદૂર આવેલા તારાઓનું પૃથક્કરણ કરી લીધી છે તેમ જ જાણી લીધુ છે કે તેમા ક્યા ક્યા પદાર્થો વિદ્યમાન છે

તેઓએ વિકાસવાદની રચના કરી છે અને તેની પુષ્ટિમાટે જ્યોતિષ, ભૂગર્ભ, આદિ અનેક શાસ્ત્રોનો ઉપયોગ કર્યો છે જમીન ખોદી ખોદીને ભૂગર્ભ ઘણી ખરી વાતની ખબર મેળવી લીધી છે જે જમાનામા જખમ હાલત કેવી હતી તેનાપર કેવા જનાવરો વિચરતા હતા અને કેવા વૃક્ષો તેનાપર શોભી રહ્યા હતા વગેરે બાબતો જાણવામા આવી ગઇ હતી

વિજ્ઞાનની સર્વોપયોગી તેમ જ રોચક શાખા રસાયન શાસ્ત્ર છે જેટલો ઉપકાર મનુષ્યમાત્રનો આ શાસ્ત્રે કર્યો છે એટલો કોઇ અન્ય શાસ્ત્રે કર્યો નથી શરૂઆતમાં મનુષ્ય રસાયનની શોધમા હતો, જો કે કીમીયાગીરીમા તે સફળ થઇ શક્યો નહિ તોપણ કોલસા જેવા કાળા

યન્ત્રમાથી અનેક બહુ મૂલ્ય પદાર્થો બનાવવા, નિરૂપયોગી જેવા જણાતા દ્રવ્યોનો ઉપયોગ કરી તેનો લાભ લેવો એ રસાયનશાસ્ત્રની ખૂબી છે

જ્યાં ખાદ્દ અને ઇનેમૅર વાએ મનુષ્યોનો નાશ થતો છે ત્યાં તેણે એનજેની ઉપા શક્તિ વધારી દીધી છે અને મોટામોટા પર્વતો કાપીને માર્ગ બનાવી દીધો છે, સદાચારમુ પદાર્થોથી પણ અનેક ઉપયોગી વસ્તુઓ બનાવતી એ, પણ મનુષ્યને રસાયનશાસ્ત્રે જ બતાવ્યુ છે એક ધડનો નાખનો ગર્ગે તેનાથી રેશ્મી હીરા, પૂરી, ખાણ સાકર, રોગન, ખાદ, સ્પીરીટ, સુતર સ્પીરીટ, તેલ, આપણ દારૂખાનુ રંગ વાનિ ઇ વગેરે અનેક પદાર્થો થાય છે,

કોઈ કોઈ વાર ખાણોમા તેમ જ સુરગોમા પાણીનો ઝરો નીકળી આવે છે તેથી સુરગોમા તેમ જ માણસોને ડૂબી જવાનો ભય ઉત્પન્ન થાય છે એવી મુશ્કેલીઓથી બચવા માટે મગજ સ્થળે ઇજનેર લોકોના દરવાજા લગાવી દે છે એકવાર સેવન ( *Severn* ) ની રીતે સુરગ ખોદવામા આવતી હતી એકાએક કોઈ જગ્યાથી પાણી નીકળવા લાગ્યુ કામ કરી કામમા લાગેલા હતા એનામા એકાએક પાણીનો ઝરો ઉછળ્યો તુરત જ તમામ કામ કરીને નાશભાગ થવા માડી, વળી ગભરાટમા ને ગભરાટમા લોકોના દરવાજા બધ કરવા ભૂલી ગયા અને પરિણામે ઉપરના, રસ્તાઓમા ૧૫૦ ફૂટ પાણી ઉપર ચડી આવ્યુ, ત્યારે મોટા મોટા ઇંજિનોનો ઉપયોગ કરવામા આવ્યો અને માત્ર ૩૯ ફુટ પાણી રહી ગયા ત્યારે, હવે એ જ વાતનો ખ્યાલ આવ્યો કે કોઈને પાણીમા મોકલવામા આવે અને તે લોકોનો દરવાજો બધ કરી આવે દરવાજો ઉપરના રસ્તાથી લગભગ ૧૫૦ ગજ ઉંડાણમા હતો ફ્લ્યુસ દ્વારા ગોવાના આવેલ એક સજ્જને બીડુ પાણીમા ઉતરવાનુ સાહસ કર્યું અને દોઢ કલાક પછી દરવાજો બધ કરીને નીકળ્યો આ રસાયનશાસ્ત્રનો જ પ્રતાપ હતો કેમકે યત્રમાં કાર્બન ઓક્સીજન તેમ જ દાહક સોડા હતો

એવી રીતે મનુષ્યની શક્તિ ધીરે ધીરે વધતી જાય છે હવે તે કુદરતી બનાવોના હિમનથી નીકળ વાની શકે છે અને કુદરતી શક્તિઓને પીછાણી લેવાનો બરાબર પ્રયત્ન કરી રહેલ છે આ બધી બાબતોને ઉડો પ્રભાવ મનુષ્યના વિકાસપર પડશે

હવે વિચારણીય વિષય એ છે કે, મનુષ્ય ભવિષ્ય માટે શુ કરી રહ્યા છે મનુષ્ય માત્રના લાભમા આજકાલ જે થઇ રહ્યુ છે તે આરોગ્યરક્ષા તેમ જ ચિકિત્સાની બાબતમા છે ભારત જેવા અભાગી દેશ સિવાય ( જ્યા સુધી ચીજો મોંઘી છે પરતુ મનુષ્ય જીવન સસ્તુ છે અને જ્યાં મરકી કોલેરા વગેરે બિમારીઓને પેટ ભરીને ખાવાનુ મળ્યા કરે છે ) અન્ય દેશોમા મૃત્યુ સખ્યા કમી થઈ રહી છે, તેમ જ આરોગ્ય સુધરતુ જાય છે ચિકિત્સાશાસ્ત્ર કે જે આજ સુધી અનુભવજન્ય જ્ઞાનપર આધાર રાખી રહેલુ હતુ તે હવે વિજ્ઞાનના દૃઢ પાયાપર ઉભુ રહેવા પામ્યુ છે, જ્યારે અનેક યત્રોદ્વારા ઔષધિઓના ગુણ દોષો ઠીકઠીક અભ્યાસ કરી શકાય છે આ તરફ ગાયના આચળોને સ્પર્શ કર્યાવિના ગાયનુ દૂધ કાઢવાનું યત્ર, ધૂળ ઉડાવ્યા વિના ઝાડુ કાઢવાનુ યત્ર ઇત્યાદિ સૂક્ષ્મ જતુઓથી બચવા માટેના

ગીબગોવિન્દ ૨ ૧૦-૯-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુબાઇ

રાજ્ય માત્ર સિલોન બેટ પૂરતું જ ન હોતા, ઇશાન કોણમાં હાલના ત્રિચિનાપોળી પર્વત અને વાયવ્ય કોણમાં સમુદ્રના કિનારા પર્યંત તે વિસ્તરાયલું હતું

એ જ જિમુતવાહનના વંશમાં માલી, સુમાલી અને માલ્યવત એવા ત્રણ પરાક્રમી રાજાઓ થયા, પણ વિદ્યાધર દેશના રાજા ઇંદ્રે તેમની ઉપરથી લંકાનું રાજ્ય જીતી લીધાથી તેમને પાતાળ લંકાનો આશરો લેવો પડ્યો

ઉપર જે સુમાલી કહ્યો તેનો પુત્ર રત્નશ્રવા થયો અને રત્નશ્રવાનો પુત્ર તે રાવણ, આ રાવણ રાક્ષસ કુળમાં અતિશય પ્રતાપશાળી અને દિગ્વિજયી રાજા થઈ ગયો એણે વિદ્યાધર દેશના રાજા ઇંદ્રને જીતી લંકાનું રાજ્ય પાછું મેળવ્યું તેમ જ કિષ્કિંધાનું રાજ્ય જીતી લઈ તેની ગાદીપર ઋક્ષરાજ અને સૂર્યરજ નામના ભાઇઓની સ્થાપના કરી આ સૂર્યરજને વાલી અને સુગ્રીવ એ નામના બે પુત્રો હતા રાવણે કિષ્કિંધાનું રાજ્ય પાછું મેળવી આપ્યા બદલની બક્ષિસમાં વાલી અને સુગ્રીવની બેનના હાથની માગણી કરી વાલી એ વાતને સમત થયો નહિ, તેથી તેને કિષ્કિંધા છોડવી પડી કિષ્કિંધાનું રાજ્ય પોતાના ભાઇ સુગ્રીવને હવાલે કરી વાલી પોતે બીજી દિશામાં ચાલી નિસર્યો, અને સુગ્રીવ પોતાની બેન રાવણને પરણાવી નિર્વિઘ્નપણે કિષ્કિંધાનું રાજ્ય કરવા લાગ્યો વાલ્મિકી રામાયણમાં ( સુંદરકાંડના સર્ગ ૫૨ મા ) હનુમાને રાવણના દરબારમાં જઈ રાવણને ઉદ્દેશીને એવું કહેલું છે કે "હે ! રાક્ષસરાજ ! ત્હારા સગાએ ત્હારી ખબર અંતર પૂછી છે" એ વાક્યમાં 'સગા' એ શબ્દનો પ્રયોગ ઉપર જણાવેલા શરીર સંબંધને અનુલક્ષીને જ કરાયો હોય એમ લાગે છે

'એકવાર સુગ્રીવ અને તેની રાણી સુતારા' એ બેની વચ્ચે કોઈ કારણસર અણબનાવ ઉપસ્થિત થયો, રીસનો માર્યો સુગ્રીવ રાજધાનીથી થોડેક દૂર આવેલા એવા એક સ્થાનમાં ( ઘણે ભાગે ઋષ્યમૂક પર્વતપર ) અજ્ઞાતવાસ સ્વીકારી રહ્યો આ લાગ સાધીને એક દુષ્ટાત્મા સુગ્રીવનો સ્વાંગ ધરીને સુગ્રીવની રાજ્યધાનિમાં આવી રાજ્ય કરવા લાગ્યો

ખરા સુગ્રીવને આ વાતની ખબર થતા તે બહુ ચિંતાતુર બન્યો, અને પોતાના જીગર-જાન-દોસ્ત એવા હનુવર ( હોનાવર ? ) દેશના-રાજા અને પવનંજયના પુત્ર હનુમાનની સહાય લેવાને તેની કને ઉપડી ગયો રાજા હનુમાનને પોતાના દૂતદ્વારા ખબર મળી હતી કે કોશલ દેશનો સૂર્યવંશીય રામચંદ્ર નામનો એક મોટો બલાઢ્ય વીર પોતાના ભાઈ લક્ષ્મણ સંગાતે કોઈ કારણસર વનવાસ વેઠી પ્રાગેના પાતાળ લંકા પ્રદેશના વનોમાં વિચરે છે. તે ઉપરથી તેણે પ્રીતે જઈ રામચંદ્રની મુલાકાત લીધી, અને કેટલીક વાતચીતને અંતે અગ્નિની સાન્નિધ્યમાં એટલે કે અગ્નિનારાયણની સાક્ષી રાખી રામ અને સુગ્રીવની દોસ્તી કરાવી આપી. પરસ્પરે એક બીજાના કામમાં સહાય કરવાના સોગંદ લીધા. રામચંદ્રે વેશધારી સુગ્રીવને મારી ખરા સુગ્રીવને તેનું રાજ્ય પાછું મેળવી આપવું અને સુગ્રીવે રામચંદ્રની હરાઈ ગયેલી પત્ની સીતાની ભાળ કાઢી આપી તેને પરત મેળવી આપવાના કામમાં મદદ પૂર્વક સહાય કરવી.

એ પ્રમાણે બન્ને વચ્ચે ઠરાવ થયો અસલ સુગ્રીવ અને વેશધારી સુગ્રીવ વચ્ચે એટલું બધું મળતાપણું હતું કે તેઓ સહેમા ભાગ્યે જ ઓળખાય તેથી ખરા સુગ્રીવને પારખી કાઢવામા ભુલ ન થાય તેટલા માટે રામચંદ્રે તેના ગળામા નિશાની દાખલ એક માળા પહેરાવી. વેશધારી સુગ્રીવ સાથે યુદ્ધ આરભ્યુ અને હનુમાનની સહાયથી તેને મારી સુગ્રીવને તેનું રાજ્ય પાછુ મેળવી આપ્યુ આ કામ પતી રહેતા હનુમાન પોતાની રાજ્યધાનિમા પાછો ફર્યો, અને સુગ્રીવે સીતાની ભાળ માટે ચોતરફ પોતાના દૂતો દોડાવ્યા

દૂતોએ ચારે દિશામા રખડી રઝળી ખબર આણી કે 'લંકાનો રાજા રાવણ સીતાને હરી ગયો છે, અને એના એ કામમા રાજા જટાયુ તરફથી માર્ગમા વિરોધ થતા રાવણે તેને માર્યો છે' આ પ્રમાણે સીતાની ભાળ મળતા રાવણના હાથથી તેનો કેવી રીતે છુટકારો કરાવવો એ પ્રશ્ન ઉભો થયો છેવટે રામ, લક્ષ્મણ, સુગ્રીવ તથા હનુમાન એ ચારના એકત્રિત મનથી એવુ ઠર્યું કે રાજા હનુમાને રાવણ કને વિષ્ટિ લેઇને જવુ અને સામશે થી તેને સમજાવી સીતાને માન-ભેર પાછી સોંપી આપવા કહેવુ આ કામ માટે કરેલી હનુમાનની યોજના અત્યંત યોગ્ય હતી કારણ હનુમાન એ રાવણની પેઠે રાક્ષસ કુળમા જન્મેલા હોઇ રાવણના દૂરના સગા પણ થતા હતા સિવાય તે અતિશય બુદ્ધિમાન, શુર અસામાન્ય પ્રતિભાસંપન્ન અને કુશળ વક્તા પણ હતા અર્થાત્, કે આવા પુરૂષના વચનનો અનાદર રાવણ નહિ કરે એવુ ધારીને જ વિષ્ટિ માટે તેમની યોજના કરવામા આવી હતી અને તે યથાયોગ્ય હતી

ઠરાવ પ્રમાણે હનુમાન વિષ્ટિપર જવા સારૂ નીકળ્યા જતા પહેલા ઓળખાણની કેટલીક નિશાનીઓ સીતાજીને દેખાડવા સારૂ રામચંદ્રજી પાસેથી લેતા ગયા મહેન્દ્ર અને દધિમુખ નામના પર્વતો વટાવી હનુમાન લંકામા પહોંચ્યા અને રાવણની મુલાકાત લેઇ કહેવા જેવી બધી વાતો તેને કહી, પરન્તુ રાવણે ઉન્મત્તપણામા કશું જ કાને ધર્યું નહિ

સામોપચાર નિષ્ફળ નીવડતા યુદ્ધ વગર બીજો માર્ગ રહ્યો નહિ એટલે પછી રામ, સુગ્રીવ અને હનુમાને યુદ્ધની તૈયારી કરવા માંડી સુગ્રીવ તથા હનુમાને બીજા દ્રાવિડી રાજાઓની મદદ મેળવી મોટુ સૈન્ય જમાવ્યુ અને જંગી ફોજ સાથે લંકા તરફ પ્રયાણ કર્યું રસ્તામા દેનાવપુર, સુવેનાવળ્ અને હસદ્રીપ વગેરે રાજ્યોમાથી તેમને પસાર થવુ પડયુ નેનાયપુરમા તે વેળા 'સમુદ્ર' નામનો રાજા રાજ્ય કરતો હતો તેણે રામચંદ્રના આ વિચિત્ર સૈન્યનો પોતાના મુલકમાથી માર્ગ આપ્યો, એ સાદી વાતપર વાલ્મિકીએ કવિકલ્પના દોડાવી રામે સમુદ્રપર પાજ બાંધી વાનર સેનાને લંકામા ઉતારવાની કથા રચી કાઢી હોય એમ સ્પષ્ટ લાગે છે

દ્રવીડ દેશની આ રામકથા તથા કિષ્કિંધાના રાજવંશના ઇતિહાસ કાળજીપૂર્વક વાંચી તેનાથી વાલ્મિકી રામાયણમા અને આ વાતમા ક્યા ક્યા તફાવત પડે છે અને જ્યા તેવો તફાવત પડતો જણાય છે ત્યા દ્રાવિડી કથા કેવી સુસંગત છે, અને વાલ્મિકીની કથામા

ઈંગ્લંડનો ઇતિહાસ. રૂ ૧-૮-૦ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુબાઇ

કૌમુદીની શીતળ શાન્તિ-ધાર
  વિદ્યુત તણા રંગ અવર્ણ્ય ધન્ય
મંજુલ શા પંખી-રવો સુહાગી
  પુષ્પોનું માધુર્ય, સુરંગ, ગન્ધ — ૪

એકેક એ તત્ત્વ અનન્ય મોતી
  આ વિશ્વસૌન્દર્યની માળિકાનું,
મૌક્તિકની શુભ્રપ્રભા સરિખું
  વિશુદ્ધ તેજસ સ્ફુરતું સહુનું ૫

ગૂંથે પરબ્રહ્મ અગમ્ય, નિત્ય,
  નિગૂઢ ને દિવ્ય કળા વડે એ
બ્રહ્માંડની સુન્દરતાની માળા
  ને અર્પતા માનવોના સુખાય ! ૬

સમર્પતા જે પ્રેમથી પ્રીતિ આ
  તેને અતિ વ્હાલું શું માનવી ના ?
શું ગૂઢ ને ભવ્ય અનુપ વસ્તુ
  કો દિવ્ય કો અર્પતું હેત વિના ? ૭

આ પ્રશ્નને પ્રેમ પૉકાર્યો, બાળા !
  લહો મના સહજથી ય શિક્ષા
કે સૃષ્ટિ સર્વત્ર ભરી ભરી છે
  અગાધ પ્રેમે પ્રભુના, અનેરા ૮

ને "રહેવું" એ તો બનતો વિભાગ
  સૌન્દર્યસૃષ્ટિ-ક્રમ-ક્રમનો જ,
હા ! શું મનોરમ્ય સુવિશ્વ લાગે,
  જો દુઃખમાં સૌખ્ય જુવે જ લોક ! ૯

જ્ઞાનસાગર ૬ --૮-- એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબઈ

ત્યારે કોયલો વસંતી ઘુંટામાથી જાનમા મોખરે આવનાર યુવાન વરને પોતાની ' કુહૂ'ની આલીમા, પોતાની રીતને સાચવવાનુ કહેવા લાગી

એક વર્ષ તો જોતજોતામા વિતી ગયુ વસતી, વસતનુ પુષ્પ ? યુ ! યુવાન પતિનુ હ... તે હૃદય છતનારીએ જીતી લીધુ અને પોતાના હૃદયમ પતિને સ્થાપિત કીધો. સુખમા અને સ્નેહમા દીવસો વ્હેતા હતા એ રમ્ય દીવસો હતા

મધુર વસતી બે ત્રણ વેળા પિતા-ગૃહે આવતી ત્યારે તેણીને તેના જુના મિત્રો સાથે આવતા- નદી પાસે બેસી રહી તેણી આનદથી ડાતતી હતી

એક વખત એવો આ યો કે તેણીની સ્નેહદૃષ્ટિ, અશ્રુદૃષ્ટિ થઈ ગઈ આનદાશ્રુ દુ ખાશ્રુ થઈ ગયા તેણીનો યુવાન પતિ, વસતના પુષ્પને કરમાવા મુકી ઉડી ગયો કોયલ ઉડી ગયુ- ટહુકાર ચાલી ગયો પાદડામાથી સુ-સુ-સુ, કરતો ધ્વનિ વસતીના કાનમા પડઘાવા લાગ્યો- " આ શુ ? પતિ ક્યા ? રે, હુ એકલી ? " વસતીના વિરહગાનો નિષ્ઠુર ગિતાઓને પણ કરુણ કરવા લાગ્યા

વસતિના પતિનુ અવસાન થયુ વસતી પિતાને ગૃહે આવી વસી હવે પુષ્પ કરમાવવા લાગ્યુ- તેના ક્રોસનો તેની જ સાથે રડવા લાગ્યા. તેણીનુ પોષેલુ ન્હાનુ વાછરડ પોતાની મ્હોટી આખે વસતીના મુખ સામુ ટગર ટગર જોવા લાગ્યુ

એ જ પ્રાત કાળ-એ જ કોયલનો ધ્વનિ-એ જ નદીનુ વ્હેણુ-એ જ વસતઋતુ-એ ! અરેરે ! મધુર વસતી દુ ખમા હોવા છતા વધુ મધુર દેખાવવા લાગી

પિતાનો કઠ રૂધાયા કરે છે માતાના અશ્રુ સમતા નથી "મ્હારી પુત્રી વિધવા, ? મ્હારૂ પુણ્ય, અતુલ ?" " વિધવા-નમ " પિતાને સુઝી આ વ્યુ

પિતા, માતા અને પુત્રી બેઠા છે પુત્રી શાત ચિત્તે પિતાના દુ ખમય મો સામે નજર નાખી ધીરા નિ શ્વાસ નાખે છે વસતીની આખમા અશ્રુ નથી પરંતુ હા ! તે આખો કેટલી અશ્રુમય લાગે છે !

" બ્હેન વસતી, આ દુખ હવે નથી જોઇ શકતો બ્હેન કાંઈ મ્હારે એક વાત મ્હારે તને ન છુટકે કહેવી પડે છે,-' પિતાએ શાત ચિત્તે બોલવા માડ્યુ, પણ વસતી પિતા શુ કહે છે તે સમજી ગઈ અને બોલી, ' પિતા ' " બ્હેન-કુમારી તેની ... " ' પિતા"નો કરુણ સ્વર પુત્રીએ કાઢ્યો અને પિતા બોલતા અટકી ગયા વસતી ઉભી થઇ બોલી, "પિતા ! મ્હારા પતિને હુ મ્હારા મ્હારા ... હજી મને પ્રેમ છે મ્હારો પતિ હજી મ્હારા હૃદયમા જીવતો છે, મ્હારો સ્નેહ અખડ છે, પિતા ! મ્હારો મોહ અનત છે '

ત્યા પિતાના, માતાના અને પુત્રીના અશ્રુઓ સાથે વ્હેવા લાગ્યા માતાએ પુત્રીને ગોદમા ડાની અને બોલી, "મ્હારી દુ ખી પુત્રી !!"

---

મુદ્રણસ્થાન ૩ ૧-૮-૦ એન. એમ ત્રિપાઠી, એન્ડ કંપની, મુંબાઈ.

# અવસાનનોંધ.

## કવિ ગણપતરામ રાજારામનુ અવસાન

લેખક —રા ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા, બી એ , એલએલ બી

કવિ ગણપતરામ રાજારામના અવસાનની નોંધ હું શોકપૂર્વક લઉં છુ એ શોકમા અંગત ખોટની તેમ જ ગુજરાતી સાહિત્યની સામાન્ય ખોટની લાગણીના તત્વ છે

કવિ ગણપતરામ ગુજરાતી ધોરણમા મ્હારા પોતાના શિક્ષક હતા. તે સમયના અનેક પ્રસંગો મ્હારી સ્મૃતિમા પુન તાજા થાય છે તેઓની કોમળતા અને તેઓનુ કડકપણુ બન્ને ય મ્હને યાદ આવે છે, ત્હેમનુ ક્રોધીપણુ અને ત્હેમનુ આનન્દીપણુ ઉભય ફરીથી સ્મરણમાં ખડા થાય છે ત્હેમની મનોરંજક અને હું પરપર્તી શિક્ષણકળા પણ હું માનપૂર્વક સભારું છું. સારા નરસા અનેક પ્રકારના શિક્ષકોના જે વર્ગોમાથી હુ પસાર થયો છુ ત્હેમાથી એક સારા શિક્ષક તરીકેનો ત્હેમના સમ્બન્ધમા મ્હારા મનમા સરકાર છે શિક્ષકશિષ્યનો સમ્બન્ધ તો માત્ર વર્ષ જ રહ્યો, પરન્તુ મ્હારા તરફનુ ત્હેમનુ વાત્સલ્ય અને ત્હેમના તરફનો મ્હારો પૂજ્યભાવ કાયમના થયા ત્હેમના પુત્ર ભાઈ ગોવિન્દરામ મ્હારા મિત્ર હોવાથી સમ્બન્ધ વિશેષ નિકટ થયો હતો કવિશ્રીના જવાથી મ્હારી અમદાવાદની અનેક મુલાકાતોનુ એક સ્થાન ઓછુ થયુ મ્હારી અગત ખોટની લાગણી ઉક્ત સમ્બન્ધનુ પરિણામ છે

પરન્તુ અગત પરિચયમાં જોયેલા સ્વભાવલક્ષણો—સ્વતંત્રતા અને સત્યવાદિતા, સખ્તાઈ અને સ્નેહમયતા, ઝીણવટ અને ચોકસાઈ, સાદાઈ અને રસિકતા—મ્હારા ત્હેમને માટેના માનના જેમ કારણ હતા તેમ વિદ્યા માટેનો ત્હેમનો સાચો અને ઉંડો પ્રેમ તથા ત્હેમની ઉંચી એકનિષ્ઠાયુક્ત સાહિત્યસેવા એ પણ કારણ હતા વિદ્યાના અને કલાના ઉપાસકોના ઉપર લક્ષ્મીદેવીની કૃપા ભાગ્યે જ જોવામા આવે છે, અને ત્હેમા યે આ જડવાદી અને પૈસો વસુલ કરનારા ફેરફારીયા ભારી રહેલા જમાનામા વિદ્યાકલાના ઉપાસકોને રાજ્યાશ્રય પણ પૂરતો નથી મળતો કે નથી મળતો પૂરતો લોકાશ્રય પરિણામે વિદ્યાકલાની એકનિષ્ઠ ઉપાસના એટલે વસ્તુત નિર્ધનતા અથવા સાધારણ નમ્ર જીવન કવિશ્રીનુ જીવન એક ગુજરાતી શાળાના શિક્ષકનુ નમ્ર જીવન માત્ર હતુ એમની સાચી સપત્તિ એમનો સ્વતંત્ર સ્વભાવ અને એમની એકનિષ્ઠ સાહિત્યસેવા એઓએ આશરે દશેક ગ્રન્થ રચ્યા છે ન્હાના મ્હોટા થઈને ત્હેમાં "લીલાવતીકથા," "ભરૂચ જીલ્લાનો કેળવણીનો ઇતિહાસ," "પ્રતાપ નાટક," "મનોવિકારક તથા આશા નિરાશાનો નિબન્ધ," "લઘુભારત" ના પાંચ ભાગ, "સરસ્વતીગુણવત" ની કવિતા, "પાર્વતીકુવંર ચરિત્ર" વગેરે છે તેઓની કાવ્યશૈલી દલપતશાહી હતી પ્રભુ ત્હેમના આત્માની સદ્ગતિ કરો.

મુબાઈ

સ્નેહસુ । રૂ। ૧—૦—૦ એન। એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુબાઈ.

# ઉષા—"સ્વરાજ્ય–પ્રતિજ્ઞા."

## (પ્રથમ ખંડ)

લેખક—રા. રા. શેઠ પુરૂષોત્તમ વિશ્રામ માવજી.

(ચાલુ સચિત્ર ઐતિહાસિક વાર્તા)

### પ્રકરણ ૩૧ મુ
### સત્ય અને કપટ

"ફરતી રૂપ [illegible]થી ક્યારી અરે નર અનર [illegible] રૂને
છાની રહે નહીં [illegible] તમે !, ખરેખરી વાત કદિ પણ ખુને.
જાગતીને ભરમાવી ભલે પણ ભોળપણે ફરીથી નહી ભૂલે
[illegible] હાથી કોઇ કરે કદિ એક જ [illegible] ચડે પણ ચૂકે"

*past has deceived me, the present torments me,*
*the future terrifies me*'

---

"*Grief knits two hearts in closer bonds than happiness ever can,*
*And common sufferings are far stronger links than common joys*"

---

"*Men talk of unkind hearts, kind deeds,*
*With coldness still returning,*
*Alas! the gratitude of men,*
*Has oftener left me mourning*"

---

"સુખ સજ્જનકે મીલનકો, દુર્જન મીલે જણાય
જાને ઉખ મીઠાકો, જગ મુખ નીમ ચખાય"

---

"મઝે [illegible] [illegible] બેવફા [illegible] માર ડાલેગી,
નગીને [illegible] [illegible] મારે [illegible]ગી,
[illegible] [illegible] નિકલેગા, ન [illegible] કામ આયગા,
ખુદા રહા દર તો, સારી [illegible] માર [illegible]ગી"

---

આજે દિવસ થયો સવારના દશી [illegible] સાથે મંદિરોમાથી ઘટનાદોના અવાજો આવવા લાગ્યા. આજ સાક્ષ કે દુઃખના આ સન્દેશ ગંભીરતાના ન હોતા તેપોના પુકાકા, અને [illegible]

"રસ-ગીતો" એ લેખ સંગ્રહમાં કુલ ૨૨ લેખો છે, જેમાથી ૪ લેખો ગિસિલ ફ્રૉડ-લિંગ નામની અંગ્રેજ સ્ત્રી-કવિના "સૉનેટ્સ"ના અનુવાદ છે બાકીના ૧૮ લેખો સ્વતંત્ર છે. અમને જણાવતા આનન્દ થાય છે કે વિષયોની પસંદગીમા, વિષયોના નિરૂપણમા અને લેખન-શૈલીમા રસિકતા મનોહર રીતે વ્યાપી રહેલી છે, અને કેવળ રસની દૃષ્ટિથી જ જોતા ગ બન્ધુ ઉમરવાડિયાએ એમના "ગીતો"ને "રસ-ગીતો" કહ્યા છે એ યથાર્થ છે ખરૂં છે કે જેઓની પ્રકૃતિમા રસ અને કલ્પનાના પ્રમાણમા વિચાર અને વ્યવહાર પ્રાધાન્ય ભોગવતા હોય છે તેઓને આના લેખો બહુ સ્પર્શતા કે આકર્ષતા નથી, તેઓને આના લેખો "બાયલા" અને "ચાપલા" લાગે તો આશ્ચર્ય પામવા જેવું નથી જરા આગળ વધીને એ પણ ઉમેરવા જેવું છે કે કદાચિત પ્રચલિત પ્રકારના કાવ્યોના જ રસિકોને નવી રીતીના કાવ્યો કે લેખો ન પણ રુચે ઉચા પ્રકારની રસજ્ઞતાથી યુક્ત કાવ્યપ્રેમીઓ અમ્હારા જાણવામા છે જેમને રવીન્દ્રનાથ ટાગોરના અથવા ન્હાનાલાલ કવિના કાવ્યો નથી રુચતા ને આકર્ષતા-પણ એ તો હોય. અમ્હારે તો કહેવુ જોઈએ કે વિચાર, વ્યવહાર, રસ અને કલ્પના એ ચારેની યોગ્ય કદર કરનાર હોવા છતા અમને રા બન્ધુ ઉમરવાડીયાના ગદ્ય લેખો જેવા લેખો ગમે છે એટલું જ નહિ પરન્તુ ઘણા ગમે છે રા બન્ધુ ઉમરવાડિયાના લેખોમા રવીન્દ્રનાથની, અને ન્હાનાલાલની અસરો સ્પષ્ટ છે, તેમ લેખકની પોતાની પણ વિશિષ્ટતા નથી એમ નથી લેખોની વિગતવાર પરીક્ષા સંક્ષેપમા શક્ય નથી, પરિણામે અમ્હારે એટલુ જ કહીને સંતોષ માનવાનો છે કે એકંદરે રા બન્ધુ ઉમરવાડિયાના રસમય સુન્દર લેખો ખરેખર સત્કારને પાત્ર છે, અને તે ભાઈને અભિનન્દન આપતા અને હિમ્મતભેર એ દિશામા વિશેષ પ્રયાસ કરવાની ભલામણ કરતા એટલી સૂચના ઉમેરવાનુ યોગ્ય ધારીએ છીએ કે શબ્દોના પ્રયોગો કરતાં શુદ્ધિ અને સમુચિતતા પ્રતિ સ્હેજ વધારે લક્ષ આપે લેખસંગ્રહની છપામણી-બંધામણી સુઘડ હોવા છતા ત્હેમા સુધારાને અવકાશ નથી એમ નથી, એકંદરે "રસ-બિન્દુઓ" આસ્વાદન કરવા યોગ્ય છે

મુંબાઈ —ચ. ન. પંડ્યા, એલએલ બી

---

"જે મનુષ્ય તરીકે, ખરેખરા નર તરીકે, ગણાતુ છે, તેણે તો મત-ભિન્નત્વ ગ્રહણ કરવુ જ જોઈએ. જેને અમર કીર્તિનુ છત્ર ઓઢવુ છે તેણે માત્ર સાલસાઈના નામથી શોભવાનુ નથી, પણ ખરી સાલસાઈ કઈ એની જે તે ત્હેણે શોધવાનુ છે ત્હમારા પોતાના નિર્મળ અંત કરણની શુદ્ધિ કરતાં વધારે શુદ્ધ બીજુ કંઈ નથી, ત્હમારા પોતાના જ અંત કરણની વૃત્તિને માર્ગ આપો અને પછી દુનિયા એની મેળે જ ત્હમને આશ્રય આપશે. આપણા પોતાના અંત કરણમા જે સત્ય લાગે તે જ આપણો કાયદો અને તેના કરતા વધારે પવિત્ર કાયદો ત્હમને મળવાનો પણ નથી સારૂં કે નરસું એ તો માત્ર નામ છે. એ નામ ઘડીકમા લોકો આને આપે અને ઘડીકમા તેને આપે મ્હારા પોતાના અંત કરણને અનુસાર તે જ ખરૂં, તેની વિરૂદ્ધ તે સર્વ ખોટું" —ઓમર્સન

---

# ઉષા—"સ્વરાજ્ય-પ્રતિજ્ઞા."

## ( પ્રથમ ખંડ )

લેખક—રા. શેઠ પુરૂષોત્તમ વિશ્રામ માવજી.

( ચાલુ સચિત્ર ઐતિહાસિક વાર્તા )

### પ્રકરણ ૩૧ મું

### સત્ય અને કપટ

"ફેરવી રૂપ દગાથી ફસાવી, અરે નર અંતર ફાકટ ફૂલે,
છાની રહે નહીં છેક હમેશ, ખરેખરી વાત કદિ પણ ખુલે.
જોઈવીને ભરમાવી ભલે પણ ભોળપણે ફરીથી નહી ભૂલે,
કાગળ હાંડી કોઇ કરે કદિ એક જ વાર ચઢે પણ ચૂલે"

*"The past has deceived me, the present torments me, the future terrifies me."*

---

*"Grief knits two hearts in closer bonds than happiness ever can
And common sufferings are far stronger links than common joys."*

---

*"Men talk of unkind hearts, kind deeds,
With coldness still returning,
Alas! the gratitude of men,
Has oftener left me mourning."*

---

"સુખ સજ્જનકે જીવનકો, દુર્જન જીતે જનાય
જાને ઉષ્મ મીપાશકો, જબ મુખ નીંબ ચખાય"

---

"પ્રશ્ને દુનિયાસે ટૂટી બેનકાઈ માગ કાનેગી,
નગીમે નારસાઈ નારસાઈ મોરે કાનેગી,
કોઈ [illegible] નિકલેગા, ન કોઈ કામ આયગા
ખુ[illegible] હય તો, સારી ખુદાઈ માગ[illegible]નેગી"

---

**આ**જે દિવસ થયો સવારના ઠઠી ત્યારી સાથે મંદિરોમાંથી ઘટ[illegible]ના અવાજો આવવા લાગ્યા આજ લડાઇ કે દુ[illegible]ખનો [illegible] રાજ્યૈ મનાતા ન હોતા તોપોના ધડાકા, અને ગુદ્ધોના

બેવરા બની–તેનો જ નાશ કરવા પોતે તત્પર થઈ હોય, હુ કેવી મૂર્ખ ! પોતે કેવી હત્યારી બની " અત્યારે તે સંત સ્વરૂપે તેની નજર પાસે ખડુ થતુ સ્ફુરતુ આજ, તેની આંખો આમ એચિંતી ખૂલી ગઈ—

જોગમા ધર્મશાળામાં પતિ સાથનો સમય તેને યાદ આવ્યો—મ્હારી જગ્યા અહીં, નથી આ પિતાએ મને ઠેગી–હવે મને સત્ય સમજાયુ—મ્હારી જગ્યા મ્હારા સ્વામિપાસે–ને વીર, મહાત્મા પાસે—"

તેના સ્વપ્નમાથી જાગૃત કરતી રંભા બોલી –" બાઇસાહેબ, બહારના ખડમા ખાનસાહેબ બોલતા લાગે છે "

ચમકતી ઉઠી ધીમે પગને દ્વારપાસે ગઇ અને અંદર શુ વાતચીત થાય છે તે સાભળતી ઉભી બીજા ખડમા ધીમેથી બે જણ વાત કરતા હોય એમ તેને સમજાયુ તે સાભળવા દરવાજાને કાન દઈ એ ઉભી

' સરકાર" ફીરોઝખાન બોલ્યો – 'મોરથી હલકારો ચોરી છુપીથી અહીં આવી પ્હોચ્યો છે ",

"શુ ખબર લાવ્યો છે ?"

"મોરથી પાંચ હજાર સૈન્ય સાથે પ્યારેખાન આજ સવારના નીકળી ચુક્યા છે, સાંજે અહીં આવી પહોચવા જોઇએ છે "

સતોષના આનદના સ્વરો આ ખબર સાભળતા સાથે સભળાયા. અને એકબે પળ પછી ખાન બોલ્યો –" ખાનસાહેબ, આપણુ પગલુ ખરેખર યુક્તિવાન અને રાજ્યખટપટને લાયકનું જ હતુ "

કેઆ આજ વડાઈ તદ્દન રાખજોજી સધિભાજન !" ખાન હસતો બોલ્યો. "તમે ધારો છો તેટલુ નહી આ બાવળાઓ એવા ગમાર છે કે તેમને આપણે કહીએ તે મનાવવા ઘણુ સહેલુ છે તેઓ હમેશા આપણા વચનમા ફસાતા આવ્યા છે ! કુરાનપર શપથ લીધા કે મદદ મગાવવામા આવી નથી એટલે થયુ તેમનો ઉપવાસનો પ્રતિબધ તુટ્યો અને તેમણે તરત આપણી માગણી સ્વિકારી–મૂર્ખાઓ ક્યાના ?"

"હા, પણ ગાંડી જેવીએ તે માન્યુ નહી "

"હા પ્રથમ નહી, પણ અતે કબુલ્યુ ખરૂ ચાલો, આપણી યુક્તિ પાર પડી–હાશ ! હમે પુરો વેર લેવાશે આજ અપૂર્વ દિવસ આપણને મળ્યો આજ સવારે જો આ ગેગાઓ જાગી આવને તો આપણુ મ્હાવુ થતુ મુશ્કેલ હતુ પણ આ યુક્તિ સુઝી આપણા પણ અહોભાગ્ય કે આજે રમજાન ઈદ આવી અને બાઇનુ બ્હાનુ મળ્યુ સાંજના તો પ્યારેખાન પાંચ હજાર વીરો સાથ આવી પહોચશે, પછી જુવો મજાહ–તેમની મૂર્ખાઈથી હાથ પગ ગળતા, ઘુણ ચાખવાની મુખાલની પણ કૂળ ચાખશે, અને પ્રાત મુધીમા તો આ નગરનું નામોનિશાન પણ નહી રહે "

હમે આ વાતો જાણી વધુ ધીમેથી વાતો કરતા ત્યાંથી ઉઠ્યા, અને બહાર નીકળ્યા સક ત્યારેબાદ વખતનુ બોલવુ હવે સાભળી શકી નહી પણ તેને જે સાભળ્યુ તે એને માટે પુરતુ હતુ સર્વે

Marriage forms under Ancient Hindu Law As 12, N M Tripathi & Co Bombay

હતો,—તે, અને બીજા ચાર પાંચ આગેવાનો ઉભા હતા ચોપાસ ગડગડ હોંકારાઓ મચી રહ્યા. સાબાજીનો ગાઢો અવાજ હુકમ કરતો સંભળાતો, અને જાદુની અસર થઇ હોય તેમ એકદમ ચોપાસ શાંતિ પ્રસરી ગઇ. લોકો, આબાલવૃદ્ધ લોકો આશ્ચર્યથી મુગા મુગા, પોતાના સરદારને સાંભળવા તત્પર થઇ ગયા. તેનો ગાઢો સ્વર સંભળાયો—

"મ્હારા વીરો, સજખાને પ્રતિજ્ઞાનો ભંગ કર્યો છે. જુઠા સપન ખાધા છે. દગો કર્યો છે. વિશ્વાસઘાત કર્યો છે. તેણે ચોર અને વિરવળ હલકારા મોકલ્યા છે. અત્યારે જ મને ખબર મળ્યા—તે કોણે આપ્યા? બાજીની પુત્રીએ—તેને આપણે માટે લાગે છે. તેણે તે સુન્દર પ્રેમી વીરાંગનાએ અત્યારે વખતસર ચેતવી આપણા ઉપર ઉપકાર કર્યો છે. પાંચ હજાર લશ્કર જોરથી નીકળી ચુક્યું છે. રાત્રિ પહેલા આવી પહોંચશે."

આ શબ્દો ભયંકર અગ્નિ પેરે આખા મંડળમાં પ્રસરી રહ્યા. "દગો થયો, તેઓ આપણાપર આવે છે. પાંચ હજાર તાજું લશ્કર—આપણો નાશ કરવા આવે છે—ઓ ઈશ્વર, દયા કરો!" આ શબ્દો ગાજી રહ્યા—અને ચોપાસ ભય, ત્રાસ, વ્યાપી રહ્યો. મરણ હવે નજીક આવતું સન્મુખ દેખાયું. તેમના તરફ—આ ભયત્રસ્ત મંડળ તરફ ગંભીરતાથી જોતા બાજી મુખ બોલવા લાગ્યો—

"રોહિડખોરાના વીર પુત્રો! હજુ બે કલાકનો સમય આપણા હાથમાં છે. આ જુઠા સોગંદ ખાનારા જુલમી પાંચ હજાર તાજું સૈન્ય લાવે છે—તે સાયંકાળ પછી આવી પહોંચશે. તે પહેલા આપણે જીતવાનું છે. તે પહેલાં જો જીતીશું નહી તો આપણું આ નગર, અને આપણી સ્ત્રીઓ, બાળકો, બાળકીઓ અને આપણામાંના જેટલા જીવતા હશે તે સહુનો આ જુલમીને ભોગ અપાશે."

"હથીયાર સજો, ઉઠો, મારો, કાપો, જય ભવાની! જય શિવાજી!"ની બુમો સંભળાઇ પણ ઘણાઓ શાંત રહ્યા. નાઉમેદી, નાસીપાસી, નિરાશાએ તેમનો કબજો લીધો હતો—"પાંચ હજાર આવે છે, આપણે હવે માંડ ત્રણ હજાર બાકી રહ્યા છીયે." કેટલાક પોકારી ઉઠ્યા. કેટલાકોએ પોકાર કર્યો "જીતવું અશક્ય છે, તો વૈર બસ વૈર લ્યો. ચાલો ભાઇઓ, આ નરાધમ મિર્ઝાપુરી સૈન્યના કેદીઓને કાપી નાખો—રહેંસી નાખો. ચાલો, વૈર વૈર! આ કેદીઓને કાપી નાખો. આ જુલમગાર, જુઠી પ્રતિજ્ઞા કરનાર દગાખોર ખાનપર વૈર લ્યો."

"શાંત થાઓ, આ વીરોને શોભતું નથી. કેદીઓને કાપવા એ ન્યાય નથી." અચિંત્યો કોઇનો ગાઢો અવાજ સંભળાયો અને સર્વે આશ્ચર્ય પામતા તે તરફ જોવા લાગ્યા. અને બાજીરાવની પાછળના દ્વારમાં એક તેજસ્વી યુવાન હસતે ચહેરે ઉભેલો તેમની નજરે પડ્યો. તે સાથે ચોપાસ ઉત્સાહભેર બુમો પડી "શિવાજી, શિવાજી! મહારાજ! મહારાજની જય! આવો! જય શિવાજી! જય શિવાજી!" અને ક્ષણ માં સર્વે ગુંજારવથી પૂરી નમ્યા. શિવાજી

